# શ્રી પાંડવચરિત્ર ગ્રંથ.

મલ્લધારી મહા પંડિત શ્રી દેવપ્રભસૂરિવિરચિત ૯૭૯૮

મૂળ સંસ્કૃત ભાષામાં શ્લોકબદ્ધ

તેને

ગુજરાતી ભાષામાં ભાષાંતર કરીને.

**જિનધર્માવલંબી સર્વ સજ્જનોના હિતને અર્થે,**

**શા. ભીમસિંહ માણક,**

**છપાવી પ્રસિદ્ધ કર્યો છે.**


**મુંબઈ મધ્યે,**

યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસ્તમજી રાણીનાએ છાપ્યો છે.

સંવત [illegible] ના જ્યેષ્ઠ સુદ ૨ વાર [illegible]

[illegible] માહે જુન સન ૧૮૭૮

# અર્પણ પત્ર.

### દોહા.

શ્રી જિનવરને નમન કરિ, માંગું મનથી એમ:
જ્ઞાનવૃદ્ધિ જે જન ચહે, કરો વૃદ્ધ તે તેમ. ૧

### હરિગીત છંદ.

પાંડવ ચરિત્ર પવિત્ર રૂડો ગ્રંથ જગ વિખ્યાત જે,
શ્રી દેવ પ્રભસૂરી રચિત સંસ્કૃત ગિરા પ્રખ્યાત તે;
કરિ તેહ ગુર્જર વાણિમાં કરવો પ્રસિદ્ધ બધા સ્થલે,
એવો કરીને ચાહ મજ આજ્ઞા કરી જેણુ ભલે. ૨
એવા અતી ગંભીર મનના ધીર નરસી શેઠ છે,
કેશવજિ નાયકના સુપુત્ર પવિત્ર જેની નેઠ છે;
એ શેઠ કેશવજીતણા ગુણનાં વખાણું હું શું કરૂં,
યશ જેહનો સઘલે પ્રસિદ્ધ થએલ તે મતિમાં ધરૂં. ૩
અતિ પ્રૌઢ બુદ્ધિ પ્રતાપ મોટો રાજ્યમાન સુશોભતા,
તેજસ્વિ તેમ યશસ્વિ જેહ ધનાઢ્ય રંચ ન ક્ષોભતા;
અતિ પુણ્ય દાન કરે સહી જિન ધર્મને દીપાવવા,
કરિ જન્મ જગમાં સફલ ઉજ્વલ કીર્ત્તિ શુભ શોભાવવા. ૪

### ત્રિભંગી છંદ.

જે અતિ રૂપાળા, ગુણ મણિમાળા, સજ્જન શાળામાં શોભે;
મન ઉદારભારી, પરઉપકારી, દુઃખ પ્રહારી નિજ મોભે;
નરનાયક પેરે, નાયક ઘેરે, જન્મ્યાછે રે આ જગમાં;
કેશવજી સુખકર, કુલ દીપકવર, ધર્મ ધુરંધર, ભવમગમાં. ૫

## ઇંદવ છંદ.

જ્ઞાન અમાન નિદાન કરે, અભિમાન ધરે મનમાં ન લગારે;
પ્રેમ સદા જિનધર્મવિષે, નિતનેમ સુકર્મ કરે સુવિચારે;
જ્ઞાત સમાન સ્વધર્મિ ચહે, વલિ માત પદે જિન આણ સંભારે;
જ્ઞાતિવિષે પણ પ્રીય ઘણા. ત્યમ અન્યપુમાન ચહે અતિ પ્યારે. ૬.

## દૂમિલા સિંહાવલોકન.

જગમાં ભલિ ભાંતિ સુશાંતિ લહ્યા, ન રહ્યા કહિ પાપ મહા દવમાં;
દવશાંતક જીવનની પર જે, દરજે ચહિને વરશે ભવમાં;
ભવ હારક જ્ઞાનઉદ્યોત કરે, ન ધરે સ્થિતિ અજ્ઞતણા રવમાં;
રવિ તેજ પદે પસરચો યશ છે, વશ છે શુભ કૃત્ય સહૂ લવમાં. ૭

## આર્યાગીતિ છંદ.

જ્ઞાન વૃદ્ધિ કરવાની, નિશિદિન મનમાંહિ ચાહ છે જેને;
એહ પ્રયત્ન કરયાથી, દીપક જિન આણના કહૂં એને. ૮.
જન્મ ધરયો જગમાં તે, સફલ થયો કૃત્ય એહ શુભ કીધે;
ધન્ય ધન્ય કેશવજી, શેઠ ખરા જૈન ભકિતને લીધે. ૯.
પૂર્વે જે ભૂપ થયા, જિન શ્રદ્ધાવાન શ્રેણિકાખ્ય ઘણા;
તેમ શાલિભદાદિક, શ્રાવકની પેર એહમાં ન મણા. ૧૦.
પુત્ર તેમના નરસી, શેઠ તેહ પણ ઘણા ગુણ ગરવા;
જ્ઞાન વૃદ્ધિને કાજે, તેમજ જિન ધર્મ વૃદ્ધિને કરવા. ૧૧.
તન સુરૂપ મન કરૂણા, જન સમૂહમાં વખાણવા જેવા;
જ્ઞાન વૃદ્ધિ ઇચ્છાથી, ખરે બધાથી શ્રેષ્ટ કહ્યા એવા. ૧૨.
એવું જાણિ કરૂં હું, અર્પણ આ ગ્રંથ પ્રેમથી તેને;
ગુર્જર ભાષાંતરની, અતિ ઉત્કંઠા ખરી થઇ જેને. ૧૩.
સૂર્ય ચંદ્ર જયાં સૂધી, સમસ્ત વર્તે અખંડ આ જગમાં;
રહો કીર્ત્તિ ત્યાં સૂધી, એ સુત ને તાતની ખરા મગમાં. ૧૪.

# પ્રસ્તાવના.

આ, સૃષ્ટિમાં સર્વ પદાર્થો પ્રવાહ રૂપે કાલના પ્રભાવેકરી ન્યૂનાધિકતા પણ પ્રવર્ત્તેછે, એવું સર્વજ્ઞ કથનથી અને વિદ્વજ્જનોના અનુભવથી સિદ્ધ થાયછે. એક સમયમાં જે પદાર્થ, સર્વોત્કૃષ્ટ સ્થિતિને પામીને, એવી યોગ્યતામાં આવી ગયો હોય કે, તે સમયમાં તેની તુલના કરનારો બીજો કોઈ પદાર્થ મલતોજ ન હોય, અર્થાત્ અનુપમેય હોય. તેજ પદાર્થ, કાલાંતરે એવીતો કનિષ્ટ સ્થિતિમાં આવી જાય કે, તેની પૂર્વની અત્યુત્તમ સ્થિતિવિષે સ્મરણ કરતાં પણ આશ્ચર્ય થાય, એવો અદ્ભુત કાલનો પ્રભાવછે, એનું ઉદાહરણ જોતાં, પુરાતન જૈન પંડિતોનું પાંડિત્ય અને આધુનિક જૈન પંડિતોનું પાંડિત્ય સ્પષ્ટ દર્શાવી દિયેછે. જેમ પુરાતન જૈન પંડિતોએ રચેલા ગ્રંથોની ઉપર લક્ષ દેતાં હરેક સુજ્ઞ જનનું મન આનંદને પામેછે, તેમ હાલના સમયમાં તેવા પાંડિત્યનો અત્યંતાભાવ જોઈને તેઓનું મન શોક પણ પામેછે. કેમકે, તેવા ગ્રંથોની હાલ રચના થવી તો એક કોરે રહી, પણ તેઓનો યથાર્થ મર્મ સમજવો પણ હાલના સમયમાં દુર્ઘટ થઈ પડ્યોછે. તે પૂર્વાચાર્ય રચિત અનેક ગ્રંથોના વિષયો જોવા ઉપરથી, તથા હાલમાં આ "પાંડવ ચરિત્ર"નું ભાષાંતર કરતાં મને સ્પષ્ટ જણાઈ આવ્યું છે.

આ "પાંડવ ચરિત્ર" દેવપ્રભસૂરિનું રચેલુંછે. તે આચાર્ય હર્ષ પુરીય ગચ્છના હતા, તે એવા તો વિદ્વાન હતા કે, જેની તુલના અતિ નામાંકિત જગત્ પ્રસિદ્ધ પંડિતોવિના બીજા કોઈ સાધારણ પુરૂષની સાથે થાય નહી, એમની આ ગ્રંથ રૂપ ઉક્તિ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવેછે કે, એ મહા બુદ્ધિમાન હતા અને શ્રુત જ્ઞાનના સમુદ્ર હતા, એટલે એમની પૂર્વે થઈ ગયલા અતિ ઉત્કૃષ્ટ પંડિતો જેઓ વર્ત્તમાન શ્રુત જ્ઞાનના પારંગત અથવા મધ્ય વર્ત્તિ કહેવાયાછે તેમના રચેલા અગણિત ગ્રંથોમાંના પાંડિત્યની સાથે ઘણા અંસે એમનું પાંડિત્ય તુલના કરેછે. તેથી એ પણ વર્ત્તમાન શ્રુત જ્ઞાનના પારંગત અથવા મધ્યવર્ત્તિ હતા એમ માનવામાં કાંઈ દોષ નથી, એ આચાર્ય, શબ્દ શાસ્ત્રમાં એવા તો પ્રવીણ હતા કે અતિ વખણાયલા પંડિતોની પંક્તિમાં કેટલેક અંસે એ પ્રથમ માન્ય કરવા યોગ્ય છે. એમણે આ "પાંડવ ચરિત્ર" નામક ગ્રંથની એવી તો સારી રચના કરીછે કે, પૂર્વે થઈ ગયલા કવિઓના રચેલા કાવ્યોની કીર્ત્તિના પ્રકાશ રૂપ ચંદ્રપ્રભાની ઉપર જાણે એ સૂર્ય પ્રભાજ પ્રકાશ થઈ હોયની? એ પંડિત સાહિત શાસ્ત્રમાં અત્યંત નિપુણ હતા, કેમકે આ ચરિત્રમાં કાવ્ય સંબંધી શબ્દ, અર્થ, રસ તથા અલંકારાદિકની સારી પ્રૌઢી બતાવી છે.

આ ગ્રંથમાં પદ લાલિત્યતા, અર્થ ગૌરવતા, રસ પોષણ રીતિ તથા અલંકાર રચના પ્રકાર એવા તો ઉત્તમ રીતે દર્શાવેલાંછે કે, એના ભોક્તાને સાનંદાશ્ચર્ય થયાવિના રહેતું નથી; તેમજ

જિનધર્માભિલાષી શુદ્ધ શ્રદ્ધાવાન્, સમ્યક્દૃષ્ટી, વિવેકી સજ્જનોના મનને આનંદ ઉત્પન્ન કરનારા કથા પ્રસંગાંતરગંત વૈરાગ્ય, નીતિ તથા સત્યપ્રતિજ્ઞા પ્રમુખ પરમાર્થ સાધક પદાર્થોનું ગુંથન ઘણીજ સારી રીતે કરેલુંછે, બહુધા સર્વ પ્રકારના મનુષ્યોના મનને રંજન કરવાને તથા તેમને વ્યવહારિક સન્માર્ગમાં પ્રવર્ત્તાવવાને, જેવા વિષયો જોયે તેવા સર્વ પ્રકારના વિષયોનો આ ચરિત્ર રૂપ ગ્રંથમાં સમાવેશ કરેલોછે તેથી આ ગ્રંથ સર્વોપયોગીછે.

આ ગ્રંથ જૈનધર્મ સંબંધી વ્યાવહારિક તથા પારમાર્થિક રત્નોની ખાણછે. જિનધર્માવલંબી જનોના મનરૂપી ચાતકોને આલ્હાદ કરવાને ચંદ્રમા સમાનછે, અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવાને સૂર્ય સમાનછે, ભવભ્રમણરૂપ રોગની નિવૃત્તિ કરવાને અમોઘ વૈદ્યછે, આનંદરૂપ દુગ્ધના આસ્વાદનની ઇચ્છા ધારણ કરનારા અધિકારીઓને તો જાણે કામ ઘેનુજ હોયની? એવોછે.

આ ગ્રંથમાં શ્રીનેમિશ્વર ભગવાન્, બલભદ્ર, વાસુદેવ જે શ્રીકૃષ્ણ, પ્રતિવિષ્ણુ જે જરાસંધ, પાંડવ, કૌરવ, ભીષ્મપિતામહ, કર્ણ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્યાદિક અનેક વીરપુરૂષોનાં ચરિત્રો આવી ગયેલાંછે. તેઓની કથારૂપ અમૃતની ધારાનું પાન કરતાં કોઇપણ મનુષ્યના કાનને તૃપ્તિ થાય નહીં.

યદ્યપિ ત્રિષષ્ઠિ શિલાકા પુરૂષ ચરિત્ર તથા પ્રત્યેક તીર્થંકરાદિકોના જૂદા જૂદા ચરિત્રો તથા શત્રુંજયમાહાત્મ્ય વિગેરે અનેક ગ્રંથો કેટલાએક મહાન્ પંડિતોએ પૂર્વે કરેલાંછે, તેના અંતરગત આમા આવેલા કેટલાક મહાન્ પુરૂષોનાં ચરિત્રો આવી ગયેલાંછે, તેપણ અતિ મનોરંજકછે; તથાપિ આ આચાર્યે ચરિત્ર કથનાદિક કરવાની એવી તો શૈલી કરીછે કે, જાણે પુનઃ પુનઃ શ્રવણાદિક કર્યાજ કરીએ; કદાપિ તૃપ્તિ થાયજ નહી. એ ગ્રંથમાં શ્લોક રચના પણ એવી ઉત્કૃષ્ટ કરીછે કે, તેવી બીજે ઠેકાણે ક્વચિત્ દીઠમાં આવશે. ઘણો અર્થ થોડા શબ્દોમાં ગોઠવીને પોતાના અભિપ્સિત વિષયનું એવું તો પ્રકટીકરણ કરેલુંછે કે, તેવી રચના સાક્ષાત્ વિધિથી પણ થવી દુર્લભ થાય. અધિક શું કહું! આ ગ્રંથની અને આ ગ્રંથ કર્ત્તાની જેટલી પ્રસંશા કરિયે તેટલી થોડી કહેવાય. પણ મારી એટલી બુદ્ધિ ક્યાંથી? કે હું એઓવિષે યથાર્થ ગુણ પ્રમુખનું વર્ણન કરી શકું? એ તો જે યથાર્થ મર્મજ્ઞ હોય તેજ વર્ણન કરી શકે. મેં તો આ ગ્રંથ તથા ગ્રંથ કર્ત્તાની કીર્ત્તિનું વર્ણન જેટલું કરવું જોઇએ તેનું એક લક્ષાંસ પણ કર્યું નથી.

આ ગ્રંથ રચનાર આચાર્યે જેમ આ "પાંડવ ચરિત્ર"ની રચના અત્યુત્કૃષ્ટ કરીછે, તેમ એમણે જે બીજા ગ્રંથો રચ્યાછે તે જોતાંપણ બધા એકેકથી સુરસ દીઠમાં આવેછે. આ ગ્રંથકર્ત્તાની ગુરૂ પરંપરાનાં નામ આ ગ્રંથ કર્ત્તાએ પોતેજ આ ગ્રંથના અંતમાં આણ્યાંછે, તે ઉપરથી સ્પષ્ટ

જણાયછે કે, એમની ગુરૂ પરંપરાની શ્રેણી ઉપર મહાવિદ્વાનો અને શુદ્ધ માર્ગાનુસારીઓએજ આરોહણ કરેલુંછે માટે એ ગ્રંથકર્તા અને ગ્રંથ, સર્વ સમ્યક્દૃષ્ટી સુદ્ધ શ્રદ્ધાવાન પુરૂષોને માન્યછે એમાં સંશય નથી.

આ ગ્રંથ મૂલ સંસ્કૃત ભાષાના પદ્યમાંછે, તે હમણાં સમયાનુસારે સર્વને ઉપયોગી થાય નહીં એમ જાણીને, સમયસૂચક ગુણજ્ઞ શેઠ કેશવજી નાયક તથા તેમના સુપુત્ર ચિરંજીવી શેઠ નરસીભાઇ કેશવજી જેમને આ ગ્રંથ અર્પણ કરવામાં આવ્યોછે તેમના આદેશથી મેં ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરીને છપાવ્યોછે. તે સર્વ જિનધર્માવલંબી ભાઇઓને સ્વધર્મ ભાવ વૃદ્ધિકારક તથા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થોને દેવાવાલો થાઓ. તથા સર્વ સજ્જનોને હું વીનંતિ કરૂંછું કે આ ગ્રંથનું અવલોકન કરો અને તેના શુભ ફલને પામો (અસ્તુ.)

ભીમસિંહ માણક.

અથ

## શ્રી પાંડવચરિત્રાનુક્રમણિકા.

પૃષ્ઠ.

૧ પ્રથમ સર્ગમાં પાંડવોના પૂર્વજ જે શાંતનુ પ્રમુખ રાજાઓ થયા તેમનું વર્ણન કરચુંછે. ૧ થી ૪૫ સુધી.

૨ દ્વિતીય સર્ગમાં કૃષ્ણ જન્મ, નેમિ જન્મ, દ્વારકાં સ્થાપન અને યુધિષ્ઠિરનો જન્મ ઈત્યાદિકનું વર્ણન કરચુંછે ........................................ ૪૬ થી ૭૫ સુધી.

૩ તૃતીય સર્ગમાં ભીમ, દુર્યોધનાદિકનાં જન્મ વર્ણન અને સર્વ કુમારોનાં કલારોપણ સુદર્શનનાં વર્ણન કરચાંછે ........................................ ૭૫ થી ૧૦૫ સુધી.

૪ ચતુર્થ સર્ગમાં દ્રૌપદી સ્વયંવરનું સવિસ્તર વર્ણન કરચુંછે ........................ ૧૦૫ થી ૧૨૨ સુધી.

૫ પંચમ સર્ગમાં અર્જુનનું તીર્થયાત્રા વર્ણન અને યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક કહ્યોછે .... ૧૨૨ થી ૧૪૪ સુધી.

૬ ષષ્ઠ સર્ગમાં નલરાજાનું આ[illegible] અને પાંડવોનું કૌરવોની સાથે દ્યુત વર્ણન કરચુંછે... ૧૪૫ થી ૨૦૭ સુધી.

૭ સપ્તમ સર્ગનેવિષે લાક્ષાગૃહવિડંબન, અને ભીમે કરેલા બકાસુરનો વધ વર્ણન કરચોછે. ૨૦૭ થી ૨૪૩ સુધી.

૮ અષ્ટમ સર્ગમાં કિરાતાર્જુનીય યુદ્ધ, તલતાલુ વધ ને કમલાહરણ એ ચરિત્રોનાં વર્ણન કરચાં છે. ........................................ ૨૪૪ થી ૨૭૫ સુધી.

૯ નવમ સર્ગમાં દુર્યોધનમોચન અને કૃત્ય, ઉપદ્રવ નિવૃત્તીનાં વર્ણન કરેલાં છે ........ ૨૭૫ થી ૨૯૬ સુધી.

૧૦ દશમ સર્ગમાં વિરાટ નગરનેવિશે અવસ્થાન અને ગોગ્રહનું વર્ણન કરચું છે. ........ ૨૯૭ થી ૩૨૭ સુધી.

૧૧ એકાદશ સર્ગમાં દ્રુપદ પુરોહિત એવા જે સંજય, તેનાં અને શ્રીકૃષ્ણનાં દૂતત્વ વર્ણન કરચાં છે. ........................................ ૩૨૮ થી ૩૫૪ સુધી.

૧૨ દ્વાદશસર્ગમાંસોમક દૂતાગમનને પાંડવોએ યુદ્ધ કરવા સારૂ પ્રયાણ કરચું તેનું વર્ણન કરચુંછે. ૩૫૫ થી ૩૯૦ સુધી.

૧૩ ત્રયોદશ સર્ગમાં કૌરવો અને પાંડવોનું યુદ્ધ વર્ણન કરચું છે ........................ ૩૯૧ થી ૪૭૮ સુધી.

૧૪ ચતુર્દશ સર્ગમાં જરાસંધ વધનું વર્ણન કરચું છે. ........................................ ૪૭૮ થી ૫૦૨ સુધી.

૧૫ પંચદશ સર્ગમાં ભીષ્મ સ્વર્ગારોહણનું વર્ણન કરેલું છે ........................ ૫૦૨ થી ૫૧૧ સુધી.

૧૬ ષોડશ સર્ગમાં શ્રીમન્નેમીનાથ વિવાહોપક્રમ અને કેવલ જ્ઞાનનો વર્ણન કરચો છે. .... ૫૧૧ થી ૫૩૬ સુધી.

૧૭ સપ્તદશ સર્ગમાં દ્રૌપદીનું ધાતકી ખંડથી પ્રત્યાહરણ ને દ્વારકાં નગરીનું દાહ કથન કરચું છે ........................................ ૫૩૭ થી ૫૬૩ સુધી.

૧૮ અષ્ટાદશ સર્ગમાં બલદેવ સ્વર્ગગમન, નેમિનાથ નિર્વાણ અને પાંડવ રાજર્ષીના નિર્વાણ વર્ણન કરચાં છે........................................ ૫૬૩ થી ૫૮૪ સુધી.

ત્યાર પછી ગ્રંથ કર્તાની ગુરૂ પરંપરા વર્ણન કરેલી છે........................................ ૫૮૫ થી ૫૮૮ સુધી.

ઇતિ પાંડવ ચરિત્રાનુક્રમણિકા સમાપ્ત.

## ॥ श्री पंचपरमेष्ठिभ्यो नमः ॥

## अथ श्री मल्लधारी देवप्रभसूरिकृत पांडवचरित्रनुं भाषांतर प्रारंभः

### પ્રથમ સર્ગ.

ગ્રંથકર્ત્તાએ આદ્યમાં ચાર તીર્થંકરોનું મંગલાચરણ કરયું છે તે આવી રીતે:—

પ્રથમ શ્રી રૂષભદેવ ભગવાન વિષે મંગલાચરણ.

अनुष्टुप् वृत्तम्

श्रियं विश्वत्रयत्राण, निष्णोः मुष्णातु वः प्रभुः ॥
शंकरः पुंडरीकाक्षः, श्रीमन्नाभिसमुद्भवः ॥ १ ॥

અર્થ.

સ્વર્ગ મૃત્યુ તથા પાતાળ એ ત્રણ લોકનું રક્ષણ કરવા વિષે જે અતિ ચતુર છે, સર્વ પ્રાણીઓને સુખના કરનારા છે, જેમનાં કમળના જેવાં નેત્રો છે, અને જે શ્રીમન્નાભિરાજાના ગૃહને વિષે ઉત્પન્ન થયા છે એવા (શ્રીરૂષભદેવ સ્વામી આદ્યતીર્થંકર) પ્રભુ તમારી લક્ષ્મીની પુષ્ટતા કરો. ॥ ૧ ॥

આ પદ્યમાં ગ્રંથકર્ત્તાએ આ રહસ્ય રાખ્યું છે:—આદ્ય તીર્થંકર શ્રીરૂષભદેવ ભગવાન સર્વ સમૃદ્ધિએ કરી યુકત હતા, તેમની પાશે જાણે ગ્રંથકર્ત્તા એવી પ્રાર્થના કરેછે કે, સર્વ જિનંધર્માશ્રિત પ્રાણીઓની વ્યવહારિક અને પારમાર્થિક પ્રમુખ સર્વ પ્રકારની લક્ષ્મીની વૃદ્ધિ થાય તેમ કરો. અહીં કોઈ આશંકા કરે કે, બીજી બધી રીતની પ્રાર્થનાને મૂકી દઇને માત્ર લક્ષ્મીની પુષ્ટિ કરવાની પ્રાર્થના કરવાનું કારણ શું? એનો જવાબ એ કે, બધા પદાર્થોનો લક્ષ્મીને વિષે સમાવેશ થાયછે. એનું વર્ણન શાસ્ત્રોને વિષે ઘણું કરચું છે તે જાણી લેવું. વળી એથી શ્રી આદિનાથ ભગવંત પોતે સર્વ લક્ષ્મીએ કરી સંપન્ન હતા એમ પણ સૂચન કરચૂં છે, કેમકે, જે પોતે જે પદાર્થની સંપત્તિવાન હોય તેની પાસે તે પદાર્થના દાનની પ્રાર્થના કરાયછે એવો સાધારણ નિયમ છે. અર્થાત્ શ્રીનાભિરાજાના ગૃહને વિષે જન્મ ધારણ કરચું છે તેથી ઐહિક લક્ષ્મીની સીમાવાન છે, તથા તીર્થંકર હોવાથી પારમાર્થિક લક્ષ્મીની પણ સીમાવાળા છે, એમ સ્પષ્ટ સિદ્ધ થાયછે. એ સ્તવનાત્મક મંગલાચરણ છે અને "પુંડરીકાક્ષ" એ પદવડે શ્રીભગવાનનાં નેત્રોને કમલોની ઉપમા દીધી છે, તેથી ઉપમા અલંકાર જાણી લેવો.

બીજા શ્લોકમાં બાવીસમાં તીર્થંકર શ્રીનેમિનાથ ભગવાન વિષે મંગલાચરણ.

अनुष्टुप् वृत्तम्

पुण्यप्रसूतिः श्रीनेमेः, पातु वो देशना गवी ॥
घासः स्मरादयो यस्याः, क्षीरं मोक्षसुखं पुनः ॥२॥

અર્થ.

કામ તથા ક્રોધાદિક નાનાપ્રકારનું જે મોહરાજાનું સૈન્ય છે તેજ સમસ્ત તૃણોરૂપ ઘાસ જેનો ચારોછે, જે મોક્ષ સુખરૂપ દૂધને દેનારી છે, અને જેથી પુણ્યરૂપ વાછરૂની ઉત્પત્તિ થાય છે, એવી શ્રીનેમિનાથ ભગવાનની દેશનારૂપ જે ગાઈ તે તમારૂં રક્ષણ કરો. ॥ ૨ ॥

આ પદ્યમાં આ રહસ્ય છે:—કામ તથા ક્રોધાદિક જે મોહરાજાનો પરિવાર છે તેનો નાશ થયાવિના મોક્ષસુખની પ્રાપ્તિ થતી નથી કેમકે, કામાદિક જીવને બંધરૂપ હોવાથી અત્યંત દુ:ખરૂપ છે, અને તે કામાદિક સર્વ બંધના નાશરૂપ જે મોક્ષ છે તે અત્યંત સુખરૂપ છે તે અત્યંત દુ:ખનો નાશ અને અત્યંત સુખની પ્રાપ્તિ જેથી થાય તેના જેવો જીવને રક્ષણ કરતા બીજો કોઈ પદાર્થ કહેવાયં નહી એવો પદાર્થ એક બોધ શિવાય બીજો કોઈ નથી એ દેશના પણ કહેવાય છે. એ દેશનાથી સર્વ પાપોનો ક્ષય થાય છે અને પુણ્યની ઉત્પત્તિ થાય છે એ દેશના સાધારણ માણસના મુખથી ઉત્પન્ન થએલી નહીં પણ સાક્ષાત્ શ્રી નેમીશ્વર ભગવાનના મુખારવિંદથી ઉત્પન્ન થઇ છે. અને ગાઇરૂપ કહેવાનું કારણ એ કે, તે ગમે તેવા પદાર્થને ભક્ષણ કરીને પણ પોતાના આશ્રીતને સારૂં દૂધ આપેછે તેમ એ દેશના જે છે તે પણ કહેલા નઠારા પદાર્થોનો નાશ કરીને શ્રેષ્ઠ મોક્ષસુખને આપેછે. આ પદ્યમાં પણ સ્તવનાત્મકજ મંગલાચરણ છે; અને રૂપકાલંકાર છે. તે આમ:—દેશના રૂપ ગાઈ, કામાદિક ઘાસ પુણ્યરૂપ વાછરૂ અને મોક્ષસુખરૂપ દૂધ કહ્યું છે.

ત્રીજા શ્લોકમાં ત્રેવીશમાં તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન વિષે મંગલાચરણ.

अनुष्टुप् वृत्तम्

पार्श्वनाथः स वः पाया, द्यदंगद्युतिसागरे ॥
प्रवालकंदलायंते, फणिरत्नप्रभांकुराः ॥ ३ ॥

જેમ સમુદ્રને વિષે પરવાળાની અંકુરો ચમકિ રહેછે, તેમ જેના શરીરના તેજરૂપ સમુદ્રમાં સર્પના મણિરત્નના કિરણો શોભી રહ્યા છે એવા જે શ્રી પાર્શ્વનાથ ભગવાન છે તે તમારી રક્ષા કરો. ॥ ૩ ॥

આ પદ્યમાં આ રહસ્ય છે:—સમુદ્રનું પાણી યદ્યપિ શ્વેત હોયછે તથાપિ તે દૂરથી કાળા વર્ણું જેવું દેખાય છે. તેના કોઈ કિનારા પ્રમુખ સ્થળમાં જ્યાં પ્રવાળા ઉત્પન્ન થાયછે ત્યાં તે પ્રવાળાના અંકુરોનું પ્રતિબિંબ તે પાણીમાં પડ્યાથી કાંઈક રાતા રંગવાળું પાણી દીઠામાં આવેછે ને તે પાણીની સાથે હલાયમાન હોવાથી ચમક મારેછે તેમ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શરીર શ્યામવર્ણ છે તેમના શરીરની જલના ઉપદ્રવથી રક્ષા કરવા સારૂ શ્રીધરણેંદ્ર દેવે નાગરૂપ ધારણ કરીને મસ્તક ઊપર સાત ફણો ધરી રાખી છે તે સમયે શ્રીપાર્શ્વનાથના શ્યામ શરીરના શ્યામ તેજ ઊપર તે નાગના ફણોમાંની રક્ત મણીઓની કાંતિની કીરણોનો ચલકાટ થતો હતો. એમાં એવું સૂચન કરચૂં છે કે, શ્રીપાર્શ્વનાથ ભગવાનનું શરીર યદ્યપિ શ્યામ હતું તથાપિ તેનો તેજ એટલો હતો કે તેમાં સર્પના મણિઓનું પ્રતિબિંબ પડતું હતું. એટલું તેજ તીર્થંકર પદના પ્રભાવથી હતું. આ પદ્યમાં પણ સ્તવનાત્મકજ મંગલાચરણ છે. એમાં દૃષ્ટાંતાલંકાર છે તે આવી રીત:— જેમ પરવાળાના અંકુરો સમુદ્રમાં ચમકે છે તેમ નાગમણિના કિરણો શ્રીપાર્શ્વનાથ ભગવાનના શરીરના તેજમાં ચમકી રહ્યાછે.

ચોથા શ્લોકમાં ચોવીશમાં શ્રીમહાવીર સ્વામી વિષે મંગલાચરણ.

अनुष्टुप् वृत्तम्

जयंति वर्द्धमानस्य, जितदंभोलिवैभवाः ॥
मोहांधतमसध्वंस, हेलयः सत्वकेलयः ॥ ४ ॥

અર્થ.

જેઓએ વજ્રના સામર્થ્યને જીતિ લીધું છે, અને જે મોહરૂપ મહા અંધકારનો નાશ કરવાને સૂર્યો જેવી છે એવી શ્રીવર્દ્ધમાન સ્વામીની સત્વગુણ યુક્ત જે ક્રિયાઓ છે તે જયને પામો. ॥ ૪ ॥

આ પદ્યમાં આ રહસ્ય છે:—જ્યારથી શ્રીમહાવીર સ્વામીએ ચારિત્ર લીધું ત્યારથી તે મોક્ષગમન પર્યંત સંસારી જીવોનું ઉદ્ધારણ કરવાને અર્થે જે જે તેમના શરીર પ્રમુખવડે ક્રિયાઓ થઇછે તે વજ્રથી પણ વધારે સામર્થ્યવાન છે એટલે વજ્ર એક શત્રુના શરીરનો નાશ કરે ને આ પ્રત્યેક ક્રિયારૂપ વજ્ર અગણિત કર્મ શત્રુઓનો નાશ કરનારો છે. એથીજ વજ્રના સામર્થ્યને જીતી લીધું એમ કહ્યું છે અને વજ્રનું કૃત્ય તમો ગુણ મયી છે અને આ ક્રિયારૂપ વજ્રનાં કૃત્યો સત્વ ગુણ મયી છે, વળી એ પ્રત્યેક કેલિરૂપ કૃત્ય તે પ્રત્યેક સૂર્યરૂપ છે. જેમ સૂર્યના ઉદયથી નિ:શેષ અંધકારનો નાશ થાયછે તેમ એ પ્રત્યેક શુભકૃત્યરૂપ સૂર્યના પ્રકાશથી મોહરૂપ

મહાઅંધકારનો નાશ થાયછે એવી જે શ્રીવીર ભગવાનની કલીઓ છે તે સદા સર્વદા જયવાન વર્ત્તો અર્થાત જિન શાસનની હમેશ વૃદ્ધિ થાઓ. આ પદ્યમાં પણ સ્તવનાત્મક મંગલાચરણ છે. અહીં સંબંધાતિશયોક્તિ અલંકાર છે તે આમ:—વજ્ર અને કલિઓનો સંબંધ નહી છતાં પરસ્પર સંબંધ વર્ણન કરીને કલીનું મહત્વ દર્શાવ્યું છે.

અથ કથારંભ.

પાંડવોનું ચરિત્ર જે પરમ પવિત્ર છે તે હું કહુંછું જેનું શ્રવણ કરવાથી લોકમાં હિતોપદેશાર્થ થાયછે. પાંડવોના ચરિત્રનું જે વર્ણન કરવું તે કામ અતિકઠણ છે, માટે ક્યાં પાંડવોનું ચરિત્ર અને ક્યાં હું જડબુદ્ધિ! જેમ પાંગળો માણશ મેરૂપર્વતની શિખર પર ચડવાની ઇચ્છા કરે તેમ હું મૂર્ખ આ પાંડવ ચરિત્રનું વર્ણન કરવાની ઇચ્છા કરૂંછું. તોપણ જેમ વાયુની શક્તિથી પૃથ્વીપરની ધૂળ ઊડીને આકાશને વિષે જાયછે તેમ પાંડવોના પ્રતાપની આકર્ષણશક્તિથી મારૂં મન પ્રેરિત થયું થકું તે ચરિત્રનું વર્ણન કરવાને ઉદ્યોગવાન થાયછે.

આ ભરત ક્ષેત્રને વિષે જેના મહાત્મ્યની શીમા નથી, સર્વ રાજાઓનું આદ્યસ્થાન, સર્વ તીર્થંકરોમાં પ્રથમ તીર્થંકર, એવા જે શ્રીરૂષભદેવ ભગવાન તે શ્રીનાભિરાજાના ગૃહને વિષે ઉત્પન્ન થયા. એમને એકશો પુત્રો થયા તેઓમાં કુરૂ નામે એક પુત્ર હતો. જેના નામથી પૃથ્વી ઉપર કુરૂક્ષેત્ર આજ દિવસ પર્યંત વિખ્યાત છે. તે કુરૂનો પુત્ર હસ્તિ એવા નામે મહા દાનશૂર થયો. એ હસ્તિ રાજાની રાજધાની હસ્તિનાપુરી હતી. જે હજી કાયમ છે ને તે આજે દિલ્લી એવા નામે ઓળખાય છે. એ નગરીનું નામ તે રાજાના નામથીજ પડ્યું છે. એ હસ્તિનાપુરીને વિષે જે પાણીનો પ્રવાહ ચાલતો હતો તે જાણે રાહુના ભયથી બધા ચંદ્રમા એકઠા થઈ નાશી આવીને એ પાણીના પ્રવાહરૂપજ થયા હોયની! અર્થાત્ તે પાણી અતિ સ્વચ્છ હતું. એ નગરીને ફરતો એક કિલ્લો હતો અને તે કિલ્લાને ફરતી એક ખાઈ હતી તે ખાઇમાં જે પાણી ભર્યું હતું તે એવું તો નિર્મલ હતું કે તેમાં તે કિલ્લાનું પ્રતિબિંબ આરીશામાં દેખાય તેમ દેખાતું હતું તે જાણે તે ખાઇના પાણીમાં પોતાની સુંદરતાજ જોતો હોયની! અર્થાત્ કિલ્લો અતિ રમણીય હતો અને તે ખાઈ પણ અતિ સારી હતી. એ હસ્તિરાજાના વંશરૂપ સમુદ્રમાં કૌસ્તુભમણિ જેવા સ્તુતિપાત્ર અને મહા તેજસ્વી લક્ષાવધિ રાજાઓ ઉત્પન્ન થયા. એમ ક્રમે કરી જેને બીજા સર્વ સામંત રાજાઓ જીત્યા, જેનો ચક્રવર્ત્તિ જેવો તેજ હતો અને પૃથ્વીને વિષે જાણે ઇંદ્રેજ અવતાર ધારણ કર્યો હોયની! એવો અનંતવીર્ય નામનો રાજા ઉત્પન્ન થયો. એ અનંતવીર્ય રાજાનો પુત્ર કૃતવીર્ય નામે રાજા થયો. એ રાજાની બાહુનું બલ એવું

હતું કે તે કોઇથી જીતી શકાય નહી એ દાન દેનારો એવો હતો કે યાચકને એક વખત તે દાન મલ્યું તો તેને બીજીવાર કોઇને યાચના કરવાની અપેક્ષા રહેતી નહીં. કૃતવીર્યનો પુત્ર સુભૂમ થયો. એ રાજા ચક્રવર્ત્તિ થયો. એ રાજા એવો તેજસ્વી હતો કે તેની શાંએ પણ કોઇ જોઈ સકે નહી. એ રાજાએ જમદગ્નિના પુત્ર પરશુરામની સાથે યુદ્ધ કરચું હતું.

એવા અસંખ્ય રાજા એ કુલમાં થઈ ગયા પછી સંતનુ નામે રાજા ઉત્પન્ન થયો. એ રાજા મહા શાંત વૃત્તિવાળો, અતિ તેજસ્વી, તથા બ્રહ્માના જેવો પ્રતાપી થયો. જેણે અન્યાયના અંકુરો મૂલસહિત છેદીને ન્યાયરૂપ વૃક્ષનું પોષણ કરચું અને સર્વ રાજાઓમાં ઉપમાન ભૂત થયો. એ રાજાની પ્રજા પણ અતિ ચતુર ને સારાસાર સમઝનારી બુદ્ધિવાળી હતી. ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગે કરી સહિત હતી. એ રાજા અતિ પવિત્ર, વિવેકી તથા સર્વ વ્યસનથી રહિત છતાં તેને હમેશ એક મૃગયા રમવાનું વ્યસન પડી ગયું હતું.

કોઇએક સમયે સંતનુ રાજા પાપબુદ્ધિને વશ થયો થકો પોતાના બધા અશ્વોમાં જે અતિ ચપલ અશ્વ હતો તેની ઉપર આરૂઢ થઇને વનમાં મૃગયા રમવા નીશરી પડ્યો. તે વનમાં કેટલેક દૂર ગયા પછી એક સુંદર હરિણી હરણનું જોડું વિનોદ સહિત નૃત્ય કરતું હતું, તેમાંની હરિણિએ તે રાજાને જોયું તેથી સંતાપ પામીને તે નાશવા માંડી. તેની પાછળ હરિણ પણ નાશવા લાગ્યો. તેનું શરીર કાંઇક શિથિલ હોવાથી ઘણું ઊતાવળો દોડી શકયો નહી તોપણ જેટલું તેનાથી બન્યું તેટલું દોડીને તે હરિણીની પાછળ કૂદતો કૂદતો તે હરિણીની સાથે એક બાગમાં પેઠો. તે બાગ અતિ સુંદર તથા રમણીય હતો. તે બાગમાં તે હરિણ એકાએક ગુમ થઈ ગયો તે જોઇને રાજાએ તેની ઊપર જે બાણ તાકયું હતું તે પાછું ખેંચી લઇને તે તે બાગમાં ફરવા લાગ્યો ત્યાં એક અતિ વિશાળ અને દિવ્ય ભુવન તેના જોવામાં આવ્યું. ત્યારે મનમાં વિસ્મય પામ્યો અને તે આવાશની અપૂર્વ રચના નિરખતો તે રાજા અંદર ચાલ્યો. જેવા સાત ડગલાં અંદર ગયો કે એક સુંદરી અદ્‌ભુત રૂપની તેના નિરખવામાં આવી. રાજાને આવતો જોઈ તે સુંદરીએ ઊઠીને તેની આગતા સ્વાગતા કરવા માંડી; અને આસનપર બેશવા કહ્યું ઇત્યાદિક ઘણા પ્રકારે સત્કાર કરીને તે સુંદરી પોતાની સય્યાપર જઈ બેઠી. તે વખતે તે સુંદર સ્ત્રીની મુખમુદ્રા એવી દીઠામાં આવતી હતી કે, તેના હૃદયરૂપ પૃથ્વીને વિષે પ્રેમરૂપ વૃક્ષનો અંકુર ઉત્પન્ન થઇને જાણે મુખ ઉપરના બે ગાળો રૂપ પલ્લવ કહાડતો હોયની? એવું અતિ સુશોભિત સુંદર સ્ત્રીનું સુંદર વદન વિ-લાસી જનનાં મનને હરણ કરે એમાં શું કહેવું? એવી અપૂર્વ રૂપવાળી સ્ત્રીને સન્મુખ બેઠેલી જોઇને સંતનુ રાજા તેની પાશે ગયો અને પૂછવા લાગ્યો કે હે ભદ્રે, પ્રભાતના પ્રફુલ્લિત કમલના જેવું આ તારૂં સુકોમળ શરીર, શ્રેષ્ઠ સુગંધિક કમલના જેવું વાસિત કયા ભાગ્યશાળી દંપતિના ઉદરથી ઉત્પન્ન

થયું છે? તું યૌવનમદ યુકત છતાં નમ્રપદ ગ્રહણ કરીને આનંદ સહિત સુંદર વદન કમળ વિકાશિત રસ અભીપ્સિત[1] ષટ્પદ[2] ચિત્ત હરણ કરનારી એવી હે સ્ત્રી તું કોણ છે? કયા રાજાની કુંવરી છે? ઇત્યાદિક રાજાનાં વચનો શાંભળી તથા તેનો અભિપ્રાય જાણીને પાસે સખી ઊભી હતી તેને શાન કરી એટલે તે બોલવા લાગી.

એક રત્નપુર નામના નગરનો જન્હુ નામે વિદ્યાધરોનો રાજા છે તેની આ પવિત્રાંગી ગંગા નામની પુત્રી છે. તે રાજા એક સમયે આ સુંદર કન્યાને પોતાની ગોદમાં લઇને બેઠો હતો. વાત્સલ્યતાને લીધે કાંઈ લાલન પાલન કરતાં તે બોલવા લાગ્યો કે, પુત્રી તારૂં અલૌકિક અનૂપ રૂપ જોઇને તારો પતિ કેવો શોધવો? તે વિષે મને વિચાર થઈ પડ્યો છે, ત્યારે હવે તુંજ કહે કે તને કહેવા પતિની ઇચ્છા છે? ત્યારે આ કન્યા બોલી કે, હે પિતા, જો રૂપવાન હોઇને મારૂં કહ્યુ ન માને તેવા પતિને હું શું કરૂં? માટે જે મારી આજ્ઞાને ઉલ્લંઘન કરે નહી તેવા પતિની મને ઇચ્છા છે. એવાં પોતાની કન્યાનાં વચન શાંભળી અને દૃઢ નિશ્ચય જાણીને કેટલાએક મહાસ્વરૂપવાન પુરૂષો તેડાવ્યા; અને અનુક્રમે તે પ્રત્યેકને પોતાની કન્યાને પરણવાનું કહ્યું, પણ તેમની સાથે તે સરત કરવા માંડી. એ શરત કોઈ કબૂલ કરે નહી. કેમકે, સ્ત્રીના કહ્યામાં રહેવું ને જેમ તે કહે તેમ કરવું એ પુરૂષને યોગ્ય નથી એવું વિચારી તે સર્વ પુરૂષો એ વાતનો તિરસ્કાર કરવા લાગ્યા; અને તે કન્યાને પરણવાનું બધા ના કહેવા લાગ્યા. તે સાંભળીને આ કન્યા અતિ નિરાશ થઈ અને મનમાં ઘણો ખેદ કરવા લાગી. પછી પોતાના મનનો મનોર્થ સિદ્ધ કરવા સારૂ એણે વ્રત ધારણ કરવાની ઇચ્છા કરી. કેટલાએક દિવશ પછી એક જિન આરાધના રૂપ એવા વ્રતને ધારણ કર્યો કે તે ચારણશ્રમણ મુનિ વિના બીજાને ધારણ કરવો અતિ દુર્લભ થાય. તે વ્રતમાં દુર્મન પ્રકાશ થવાથી કોઈ વિઘ્ન આવી પ્રાપ્ત થાય એવા ભયથી તે દિવશથી આ આશ્રમમાં આવી રહીને શ્રી જિનેશ્વરની પૂજા કરતી બેઠીછે. એમ શ્રી જિનેશ્વરની પૂજા કરતાં ઘણાં વર્ષ વીત્યાં ત્યારે તે પૂજા આજ સફળ થઇછે કેમકે, ગઈ કાલ દિનેજ આ બાઇનો પિતા જન્હુ રાજા અત્રે આવી કહી ગયોછે કે, હે ભદ્રે, તેં ધારણ કરેલા શુભ વ્રતના મહાત્મ્યથી તારો મનોર્થ પૂર્ણ થવાની સંધિ આવીછે. આવતી કાલે અચાનક એક હરિણ તથા હરિણીના જોડાની પાછળ લાગીને અતિ વેગે હસ્તિનાપુરનો સાંતનુ રાજા અત્રે આવશે. તે તારો અંગીકાર કરશે. અર્થાત્ તે તારો ભ્રતાર થશે. એવાં વચન જ્યારથી અમે શાંભળ્યાં ત્યારથી બન્ને જણિયો આ મહેલ ઊપર ચઢીને તમારા આવવાનો પંથ નિહાળતી બેઠી છૈએ. એટલામાં આપ આવ્યા તેથી અમારો મનોર્થ પૂર્ણ થયો એવો અમારો દૃઢ નિશ્ચય થઈ ચૂકોછે. એવાં તે પવિત્રાંગી ગંગાની સખીનાં વચનો

૧. ઇચ્છા કરનાર. ૨. ભમરા.

શાંભળીને તે વિદ્યાધર રાજકુમરીને સાંતનુ રાજા કહેછે કે, હે મૃગલોચની, આ સમયે પેલો મૃગ પશુ મારો બહુ ઉપકારી થયોછે અને તેણેજ મને આ તુજ સરિખી કુમુદાક્ષીનું દર્શન કરાવ્યું છે એમ માનવું જોયેછે. આ જગતમાં સર્વ લોકો લક્ષ્મી પ્રાપ્તિની ચાહના કરેછે પણ મારાં ભાગ્ય હું શા વખાણું કે તું આપોઆપ લક્ષ્મી મારી ચાહના કરેછે! હે પ્રિયે, તારો બિરૂદ હું અતિ આદર યુક્ત માન્ય કરૂંછું. મારા અંતઃકરણના ભાવ પ્રમાણે તારાં વચન મને એવાં હિતકારક લાગશે કે, જેમ રોગીના રોગને શાંતી કરનાર વૈદ્યનો બોધ કેવો પ્રિયકર લાગે! તેની પઠ જાણી લેવું. અને તારાં વચનનું કોઈ વખતે પણ ઉલ્લંઘન કરનાર નથી. કદાચ દૈવયોગે જો તેમ બની જાય તો બેશક તારે મને ત્યાગ કરવારૂપ દંડ કરવો. એવાં હર્ષમય રાજા વચન કહેતો હતો તેવામાં તેની પછવાડે રહી ગયેલું સૈન્યં પણ ત્યાં આવી પહોચ્યું અને પોતાની પુત્રીને જોવાને માટે તે વિદ્યાધર રાજા જન્હુ પણ આવી પહોચ્યો. પોતાના પિતાને આવતો જોઈ લજ્જિત થઈ થકી આસન ઉપ-રથી ઉઠી ઉભી થઈ; અને પોતાની પ્રિય સખીને તેના મુખદ્વારે એ સર્વ વૃત્તાંતથી પોતાના પિતાને જાણીતો કરવા કહ્યું. તે પ્રમાણે તે સખીએ સર્વ વૃત્તાંત જન્હુ રાજાને કહી શંભળાવ્યું તેથી તે રાજા પ્રફુલ્લિત થઇને તથા બન્નેની અન્યોન્ય પ્રીતિનું અવલોકન કરીને ત્યાંજ મોટા ઉ-ત્સવથી તેઓનો વિવાહ કરચો. એવી રીતે તે ગંગા સુંદરીનું પાણિગ્રહણ કરીને શાંતનુ રાજા પોતાના સૈન્યસહિત પાછો હસ્તિનાપુર આવી પહોતો. દિવસાનુદિવસ તે બન્ને સ્ત્રી પુરૂષની પ્રીતિમાં વૃદ્ધિ થતી ચાલી; તથા અતિ પ્રેમપૂર્વક સંસારનાં સુખ ભોગવવાં લાગ્યાં.

એમ ઘણા દિવસ અત્યાનંદે વિલાસ કરતાં ગંગા સુંદરી ગર્ભવતી થઈ. ગર્ભધારણ કરવાથી તેનું રૂપ તેજોમય દીશવા લાગ્યું. તેજસ્વી સૂર્યના કરતાં પણ તેની અધિક દેદીપ્યમાન કાંતિ દીશવા લાગી. તેના એસમયના અપૂર્વ તેજને લીધે જાણે સુમેરૂ પર્વત લઘુ કંદુક થઈ ગયો હોયની! એવું ભાસવા લાગ્યું. સમુદ્ર ગોષ્પદ સરખો તેને દિસવા લાગ્યો એમ કરતાં પૂરા દિવસે શુભ મુહૂર્ત્તે તેણે એક પુત્રને જન્મ આપ્યો. તે એવો તો તેજસ્વી ઉત્પન્ન થયો કે, અન્ય રૂપ-વાન પુરૂષોના તેજ તેના તેજ પાશે પ્રત્યક્ષ ચિત્રવત જણાવા લાગ્યા. તેના જન્મને લીધે સર્વ પ્રજાને એવો તો આનંદ થયો કે ઘરબાર ત્યાગી મોજ મારવા નગર બ્હાર નીકળી પડચા. જેથી નગર બધું શૂન્ય દીસવા લાગ્યું. તે ગંગાના પુત્રનું નામ, સર્વ અર્થજ્ઞ શંતનુ રાજાએ ગાંગેય એવું રાખ્યું.

કોઇએક સમયને વિષે મૃગયા રમવામાં જેની ગાઢ પ્રીતિ છે, એવા શંતનુ રાજાને મૃગયા રમવા જવા તત્પર થએલો જાણી હાથ જોડીને અતિ નમ્રતાથી ગંગા કહેવા લાગી કે, હે પ્રજાને વલ્લભ, પ્રજાના વિશ્રામરૂપ, નમ્ર, વિવેકી અને સર્વ શુભગુણ સંપન્ન પ્રાણપતિ, આ સમયમાં આ-

પની તુલ્યના કરનારો પૃથ્વીપર અન્ય ભૂપ કોણ છે? બીજો કોઈ પણ નથી. આપ ઉત્કૃષ્ટ રૂપવાન, કલાવાન, અને મહા ચતુર છો. એવા અનેક અત્યુત્તમ ગુણોથી ભરપૂર છતાં જેમ ચંદ્રમાંને કલંક છે તેમ આપને વિષે પણ એક મૃગયા કરવાનું કલંક છે. તેનો ત્યાગ કરવો જોઇએછે. જે પશુઓએ નિર્ભય સ્થળ જાણીને વનને વિષે વાસ કરેલો છે, એવા નિરપરાધી મૃગોને મારવાથી અવશ્ય પાપ લાગેછે. વળી રાજાનો સનાતન એવો ધર્મછે કે, જેણે અપરાધ કરચો હોય તેને શાશન કરવું, અને જે નિરપરાધી હોય તેનું પાલન કરવું તેમ ન કરતાં ઉલટું નિરપરાધી જીવોને મારવું તે આપત્તિનું કારણ છે. આપ તો યથાર્થ ન્યાયના જાણનાર છો કે હિંસાનું ફળ નરકની પ્રાપ્તિ છે. માટે હે પ્રાણવલ્લભ, પવિત્ર નાથ, આ જે મૃગયા રમવાનો વ્યાધોનો ધર્મ છે તેનો ત્યાગ કરીને સ્વધર્મ યુક્ત કર્મ કરવામાં પ્રવૃત્ત થાઓ. એ મારી પ્રાર્થના અવશ્ય માન્ય કરવી જોઇશે. આપ મારી પાશે વચને બંધાયલા છો. માટે તે તમારાથી કોઈ પ્રકારે ઉલ્લંઘન થઈ શકશે નહી તેમ છતાં એ મારી પ્રાર્થના અમાન્ય કરશો તો આપના વચનનો ભંગ થશે અને મારા હૃદયમાં ખેદ થશે. હવે જે યોગ્ય હોય તે કરો. એવાં પોતાની ગંગા રાણીના વચન શાંભળીને રાજા કાંઇક પશ્ચાત્તાપ યુક્ત થઈ બોલ્યો કે હે ભદ્રે, એ તારો બોધ અત્યુત્તમ છે અને વળી હું એ સઘળું જાણુંછું, કે એમાં અમિત પાપ છે. પણ શું કરૂં!!! એ વ્યસન મને દુરચ્છેદ છે એટલે કેમે કરતાં મૂકાઈ શકાતું નથી. યદ્યપિ આજ દિવસ સુધી તેં પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનું પ્રયત્ન કરચું નહોતું તે આજે સર્વને સુખકર બોધરૂપ વચનામૃત વડે પૂર્ણ કરવાનો ઉદ્યોગ કરચો તે મને અવશ્ય માન્ય કરવું જોયેછે અને તારી સાથની પૂર્વની પ્રતિજ્ઞા પણ મને સારી રીતે યાદ છે. તથાપિ તે પ્રતિજ્ઞા મારૂં આ દુર્વ્યસન ઉલ્લંઘન કરાવે છે. એવી રીતે વચન કહી અને પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરીને રાજા મૃગયા રમવા નીકળી પડચો. પ્રતિજ્ઞાનાનું અપમાન થવાથી ગંગાને ઘણું માઠું લાગ્યું. તેથી અતિ પશ્ચાત્તાપ પામી, પોતાના પુત્રને લઇને પોતાના પિતાના રત્નપુર નામના નગરમાં જઈ માહિરિયે રઈ અને ત્યાં પોતાના પ્રિય પુત્રનું પાલણ પોષણ કરવા માંડ્યું. પણ શંતનુ રાજા મૃગયા કરીને પોતાને ઘેર આવી જુએછે તો પોતાની પ્રાણ પ્રિયા સ્ત્રી નિજ ભુવનને વિષે નથી. એમ જાણીને ત્યાંના દાસ દાસી વગેરેને પૂછવા લાગ્યો; ત્યારે તેમણે કહ્યું કે, આપ મૃગયાને વાસ્તે વનમાં જતાંજ રાણી સાહેબ સ્વપુત્રને સાથે લઇને પોતાના પિતાના નગર તરફ જતાં રહ્યાં. એવાં વચનો તે પરિજનોના મુખથી શાંભળીને રાજા અતિ શોકાતુર થયો, અને નિરાશ થઇને પોતાની શય્યા ઊપર જઈ સૂતો. તે બિછાનું અતિ કોમલ છતા તેને તે કાંટાના બિછાના જેવું ભાસવા લાગ્યું. નિદ્રા આવવાનાં ઘણાં પ્રયત્નો કરેછે પણ ચિંતાંરૂપ શોકય તે નિદ્રાને પાશેજ આવવા શાની દિયે! કહ્યુંછે કે "चिंतातुराणां न सुखं न निद्रा"

તેની પઠ રાજાને થયું અને જેમ સમુદ્રને વિષે તરંગો ઊપર તરંગો આવ્યા જાયછે, તેમ રાજાના મનનાં શોકરૂપ સમુદ્રમાં પોતાની પ્યારી સ્ત્રી અને પ્રાણપ્રિય પુત્ર સંબંધી સ્મરણરૂપ નાનાપ્રકારના સંકલ્પ તથા વિકલ્પરૂપ તરંગો ઊઠી રહ્યાછે, અરે! મારા સુકુમાર લાડકવાયા પુત્રનાં હાસ્યયુક્ત મુખનું દર્શન થતાંજ મને બ્રહ્માનંદ જેવું સુખ થતું હતું. તેનો એકાએકી વિયોગ થઈ ગયો. હવે હું શું કરૂં! જેની વદનાકૃતિ તે જાણે મદનાવૃત્તિજ હોયની! જોતાંજ જોનારનું મન હરણ કરી લિયે. તેનો વિરહ હવે હું કેમ સહન કરી શકોશ! એટલુંજ નહી પણ અધૂરામાં પૂરૂં વળી મારી પ્રાણવલ્લભા પણ મને મૂકી ગઈના! અ:હા! એનું એક એક શુભ લક્ષણ જાણે અમૂલ્ય રત્નજ હોયની! શ્રેષ્ટ પતિવ્રતાઓમાં પણ જે પ્રથમ ગણના કરવા યોગ્ય, એવી સ્ત્રી રત્નનું વચન મેં વ્યસનને વશ થઇને અમાન્ય કરચ્યું! એટલુંજ નહી પણ મેં મારૂં વચન પણ ખોયું! તેથીજ આ પશ્ચાત્તાપરૂપ સમુદ્રમાં બૂડી રહ્યો છું. એવા પુત્ર અને પ્રિય સ્ત્રીના સામટા વિયોગરૂપી અગ્નિમાં રાજાનું મન તથા તન દગ્ધ થવા લાગ્યું. એમ કેટલાએક દિવસ સૂધી રાજા શોકમાંને શોકમાંજ મગ્ન રહ્યો અને વ્યસન વગૈરે બધું ભૂલી ગયો. એક સમયે પૂર્વની પઠ પાપબુદ્ધિ ઉત્પન્ન થઈ તેથી વ્યસનને આધીન થયો થકો તેણે મૃગયા કરવાનું શરૂ કરચ્યું. કહ્યુંછે કે "જ્યારે માણસ વ્યસનને વશ થાયછે ત્યારે સર્વ સુખ દુ:ખ વગૈરે ભૂલી જાયછે." તેમ રાજા પણ સર્વ ભૂલિ ગયો. એક દિવસે એક પારધી આવીને રાજાને કહેવા લાગ્યો કે, હે રાજન્, નદીકિનારાને નજીક એક વન છે, તે આજકાલ મૃગયા કરવાને વાસ્તે સારૂં ઠેકાણું છે, માટે ત્યાં જો આપ પધારો તો આપનું મન પ્રસન્ન થયા વિના કદી રહેવાનું નથી. કેમકે ત્યાં અગણિત મૃગલાઓ નિ:શંકપણે વિચરચા કરેછે. તે વનપશુઓ એવા તો મત્ત થયાછે કે, જેઓના ઘુરઘુર શબ્દોથી આખું વન ગાજી રહ્યુંછે. એ વનમાં ચિત્રકાય (વાઘ) પશુઓ સૂકર પશુઓ, (ડુક્કરો) ઘણા વિચરી રહ્યાછે, તેમજ વનમહીષો (વનમાં પહાડાના જેવા જાનવરો થાયછે તે) બપોરના સમયે પાણીમાં પડીને ક્રીડાઓ કરચા કરેછે. માટે એ વન મૃગયા કરવામાં ઘણું સારૂં છે, એવાં તે વ્યાધનાં વચનો સાંભળીને તથા તેને તે વન દેખાડવા પોતાની સાથે લઇને રાજા પોતાના કેટલાએક માણસો સહિત તે તરફ ચાલ્યો; થોડા વખતમાં તે સંકેત કરેલા વનમાં આવી પહોતો. પછી તે વનની ચોતરફ પાસ નખાવ્યો, અને ધનુષ્યોના ટણંતકાર કરવાની માણસોને આજ્ઞા કરી, સીખેલા મૃગલાઓની પાછળ સીખેલા કૂતરાને મૂકચા, તેઓ તે મૃગલાઓની પાછળ દોડવા લાગ્યા; પોતાની સાથેના સ્વારો ઘોડાઓને દોડાવવા લાગ્યા. એવા કૃત્યને લીધે વનના જાનવરો જ્યાં ત્યાં નાશવા લાગ્યા; પણ નાશીને જાય ક્યાં? જ્યાં જાય ત્યાં પેલો ફાસ આડ આવે તેથી અતિ વ્યાકુલ થયા અને તે જલમાં પડવા લાગ્યા. મૃગલા બિચારા મોટા મોટા છલંગો

મારી ભયભીત થયા થકા કૂદતા કૂદતા નાશવા માંડ્યા. જ્યાનો કોઈ રસ્તો મળે નહી તેથી તે ફાસમાં અટકી પડે. સસલા પોતાના પ્રાણ રક્ષણાર્થે દોડતા દોડતા સંતાવાની જગા શોધતા ફરે પણ આખર નાઈલાજ થઇને તે ફાશામાં સપડાઈ જવા લાગ્યા. મોટા મોટા વન હસ્તિઓ મહા ભયને પામીને કારમી ચીશો પાડવા લાગ્યા. કેટલાએક મૃગલાઓ વૃક્ષોની કુંજમાં ભરાઈ બેઠા. કેટલાએક વનપહાડાઓ પાણીમાંજ છપવા લાગ્યા. શિયાળિયા પ્રાણાંત જાણીને અતિ ત્રાશ પામવા લાગ્યા. તરસ જાતના પ્રાણીઓ ભયભીત થઈ દશો દિશા તરફ ઉછાળા મારવા લાગ્યા. શરભ (અષ્ટાપદ) પક્ષી પોતાના આગળા ચાર હાથો જમીન ઊપર ટેકી પાછળા ચાર પગ સંકોચી રાખી જેમ ઊંચા નીશાનપર તોફના મોરચા માંડેલા હોય તેમ થઈ ધૈર્ય ધરીને જ્યાં ત્યાં બેઠેલા છે તે જાણે તે વન પ્રાણીઓને ધૈર્ય દેતા હોયતની! અથવા પોતાનુ શૌર્ય બતાવતા હોયતની! કેશરી સિંહો પોતાના ગળાના મોટા કેશ ઊભા કરીને જાણે તે રાજાની સાંમે યુદ્ધ કરવાજ તૈયાર થયા હોયતની! એવી રીતે રાજાએ તે આખું વન ખળભળાવી નાખ્યું તે વખતે મંદર પર્વતથી સમુદ્ર મંથન થવાની પઠ ભાસવા લાગ્યું. એટલામાં અચાનક એક દિશા તરફથી શબ્દ થયો કે હે રાજન, આ કામ કરવું તને યોગ્ય નથી માટે એમ ના કર. એવો શબ્દ શાંભળતાંજ તે દિશા તરફ જુવેછે તો એક પુષ્ટ શરીર યુક્ત કામદેવ સમાન સુંદર તરૂણ પુરૂષ દીઠામાં આવ્યો: તેણે પોતાના હાથમાં ધનુષ્યને ધારણ કરચું છે, તેથી એવો શોભેછે કે જાણે એ વનનું રક્ષણ કરવાને અર્થે સાક્ષાત ધનુર્વેદજ મૂર્ત્તિમાન થઇને આવ્યો હોયતની! તેને

રાજા:— (પોતાના માનથી કહેવા લાગ્યો કે) આ જંગલમાં ફરનારા હરિણોનો હું શિકાર કરૂંછું, તેનો અટકાવ કરવાની તને શું ગરજ છે?

તરૂણ પુરૂષ હે મહાભાગ્યવાન રાજા, આ વનનાં પ્રાણીઓ એવાં છે કે જેઓને ભયની તો ખબરજ નથી, અને પોતે પણ કોઇને ભય અથવા ઉપદ્રવ કરતા નથી. એવાં નિઃશંક તથા નિરપરાધી વનપ્રાણીઓને મારવાને તમે યોગ્ય નથી. કેમકે, તમારા જેવા શ્રેષ્ટ પુરૂષો તો એવા પ્રાણીઓનું રક્ષણ કરેછે. જેમ આપણો જીવ આપણને પ્રિય છે તેમ સર્વ પ્રાણીઓને પોત પોતાનો જીવ પ્રિય છે; માટે પોતાના જીવની પઠ સર્વ જીવોની રક્ષા કરવી જોયેછે. એવો પુરૂષ માત્રનો સાધારણ ધર્મ છે તેનો ત્યાગ કરવો ન જોયે.

રાજા— ત્યારે મૃગયા શબ્દના અર્થની તને ખબરજ નથી. જગતમાં બે પદાર્થો છે એક સ્થાવર બીજા જંગમ. એ બન્ને પદાર્થો ઊપયોગમાં લાવવા યોગ્ય છે, તેમ કરચાથી કાંઈ હિંસા કહેવાય નહી. જેમ સ્થાવર પદાર્થ ઊપર કોઈ નિશાણ મારિયે તેમ જંગમ પદાર્થ ઊપર નિશાણ મારચામાં શું હિંસા થાયછે કે! હે બાલક એમાં હિંસા માનનારા તમે મૂર્ખ છો. કોઈ ધૂર્તે

શિકાર કરવામાં પાપ છે એમ સમઝાવીને તને ભરમાવ્યો જણાયછે તેથી તું આ પ્રમાણે બકેછે. હવે તું છાનો માનો બેશી રહીને મારી શિકાર કરવાની ચતુરાઈ તો જો! સર્વ ક્ષત્રિયોને શિકારરૂપ ખેલ અતિ પ્રિય હોયછે અને એથી પરમાનંદ ઉત્પન્ન થાયછે.

તરૂણ પુરૂષ—(તિરસ્કાર યુક્ત) હે રાજા, તમને ધનુર્ધરનો મિથ્યા અભિમાન છે. જો તમને જંગમ પદાર્થો ઉપરજ શિકાર કરવા શીખવું હોય તો આ સ્થળ મૂકી દઇને બીજે ઠેકાણે જઈ સીખો. પહેલાં પ્રાણીઓને યુક્તિથી ઘેરી લઇને પછી તેઓને મારવું એ તો ઘોર કૃત્ય છે, એ કાંઈ મૃગયા રમણ કહેવાય નહી. જે પશુની વનમાં સર્વ પ્રકારે પોતાના જીવનું રક્ષણ કરવાની છુટ હોય તે ઠેકાણે તમારૂં ચાતુર્ય પ્રગટ કરવું જોયેછે. (એ પ્રમાણે તેણે રાજાને ઘણા પ્રકારે વાર્યો છતાં રાજા માનતો નથી એમ જાણીને ક્રોધે કરી આંખ લાલચોળ કરી ઘણા કડવાં વચનથી ફરી કહેવા લાગ્યો કે) હે નિર્દય તને ધિક્કાર છે. અને તારા આ વૃદ્ધ વયને પણ ધિક્કાર છે. આટલાં બધાં વર્ષ તે પાણીમાં ઘાલ્યાં જણાયછે. ધનુર્ધારી થઇને બચારા આ નિરપરાધી જીવોને મારવા કે! એ તો વ્યાધોનું કામછે તે તને કરવાની શરમ થતી નથી! તું આ વનના જીવોનું હૃદય ભેદન કરવાને તત્પર થયો તે જાણિયે મારાજ હૃદયને ભેદવા તૈયાર થયો છું એમ હું સમઝુંછું. તું ધર્મને મૂકી અધર્મમાં પ્રવૃત્તિ કરવા તૈયાર થયો છે તેનું ફળ તને હમણાજ મળશે.

એવાં તિરસ્કારયુક્ત વચનો બોલીને ઘણી ચાલાકીથી એક બાણ એવો તો તાકીને માર્યો કે તેણે રાજાના રથની ધ્વજા છેદી નીચે નાખી દીધી. તેટલીજ વાર તે રાજાને પણ બાણ મારતાં લાગી હોત પરંતુ તેમ તેણે કર્યું નહીં; તે એવા વિચારથી કે, એક સાધારણ સૂક્ષ્મ પ્રાણીને મારવું પણ યોગ્ય નથી તો સર્વોત્તમ જે મનુષ્ય પ્રાણી તેમાં વળી પૃથ્વીપતિ એવાને એકદમ વિચાર કર્યા વિના મારી નાખવું મહા નિર્દયનું કૃત્ય છે, માટે એમ તો સર્વથા કરવું નહી, પરંતુ પરાક્રમ તો બતાવવો જોયે, એમ જાણી ધનુષ્ય ઉપર બાણ ચડાવી સ્વાપ્નમોહ મંત્રનો પ્રયોગ કરી સારથીને માર્યો, તેના મારથી તે મૂર્છિત થઇને પડી રહ્યો. એવો તે તરૂણ પુરૂષનો પરાક્રમ જોઇને તથા તેના હાથથી પોતાનો પરાભવ થવા માંડ્યો એમ જાણીને રાજા મહા ક્રોધમાં આવી ગયો. તથી આંખો લાલચોળ કરી તેની ઉપર એકદમ અગણિત બાણોની વૃષ્ટિ કરવા મંડી ગયો. તે બધા બાણોને જેમ પવન વૃક્ષોને જડ મૂલથી ઉખેડી નાખી દિયે તેમ તે મહા પરાક્રમી તરૂણ પુરૂષ લીલા માત્રમાં છેદી નાખવા લાગ્યો. એવું તેનું અતુલ યુદ્ધ ચાતુર્ય જોઇને જેમ ઘણા હરિણો એક સિંહને ઘેરી લિયે તેમ તે રાજાના માણસોએ તેને ઘેરી લીધો. અને પ્રત્યેક માણસ પોતાની શક્તિ પ્રમાણે બાણ મારવા મંડી ગયા. એવું ક્રૂર અને અધર્મ યુદ્ધ જોઇને તે તરૂણ પુરૂષે મનમાં વિચાર કર્યો કે આવા પ્રસંગે કેવળ દયાનેજ વળગી નિરૂદ્યમી થઇને વળ ગમાવીશ તો

પ્રાણ જવાનો સમય આવશે, માટે હવે પૂર્ણ રીતે ક્ષત્રિયપણાનો અંગિકાર કરવો જોયેછે. એવો મનમાં પાકો સંકેત કરી મહા ક્રોધમાં આવીને એવું તો હસ્ત કૌશલ્ય કર્‌યું કે બધા યોદ્ધાઓના હસ્ત સ્વસ્થ થઈ ગયા અને તે મસ્ત તરૂણ પુરૂષે સમસ્ત પુરૂષોને ઘાયલ કરી નાખ્યા. એવો તેનો અમોઘ બળવીર્ય જોઇને રાજા ઘણો કોપાયમાન થયો. અને દાંત કરડીને મહા ક્રોધના આવેશમાં આવીને ધનુષ્યમાં બાણ ચડાવવા લાગેછે, એટલામાં અતિ ત્વરાથી તે પરાક્રમી તરૂણ પુરૂષે અતિ ચાલાકીથી એક બાણ મારીને તેના ધનુષ્યની દોરી તોડી નાખી, એમ તેનું સાહસ કૃત્ય જોઈ જેમ સિંહના પરાક્રમથી હાથી વ્યાકુલ થાય તેમ તે શાંતનુ રાજા વ્યાકુલ થયો. અને પોતાનો પરાભવ થયો તેથી ખેદ પામીને ફીકો પડી ગયો. એ સર્વ ખેલ ગંગા પોતાના મહેલમાં ઉભી ઉભી જોતી હતી. તે અતિ ક્લેશ વધવાનો સમય જોઇને તેનું નિવારણ કરવા સારૂ પોતે રણભૂમિમાં આવીને પોતાના છોકરાને કહેવા લાગી.

ગંગા—તને એટલો બધો અભિમાન શાથી આવ્યો કે, તારા પિતાની સાથેજ યુદ્ધ કરવા તત્પર થયો છે!

પુત્ર—પોતાની માતુશ્રીનાં વચન શાંભળીને તે આશ્ચર્યને પામ્યો થકો બોલ્યો કે હે માતાજી, આપણ વનને વિષે રહેનારા છેએ ને એ તો રાજા છે તેમ છતાં એ મારો પિતા થાયછે એમ હું શા ઉપરથી જાણું?

ગંગા—એ તારો પિતાજ છે; એમાં સંશય આણવાનું કારણ નથી. એમનું નામ શાંતનુ છે. એમને પ્રથમથી શિકાર કરવાનું અતિ વ્યસન છે. એમનું મન એ વ્યસનને આધીન થઈ ગયું છે. એ તારો જન્મ થયા પછી એક વખતે હું ઘેરમાં છતાં મૃગયા રમવા જવાને તૈયાર થયા હતા ત્યારે મેં ઘણી યુક્તિએ કરી સમઝાવીને તેમ કરવાની મના કરી છતાં એમણે મારૂં કહેવું માન્યું નહી; તેથી મને ઘણી રીશ ચઢી, તે દિવસથી તને સાથે લઇને મારા પિતાને ઘેર આવી રહીછું. શાસ્ત્રમાં પણ કહ્યુંછે કે, "પતિ જો સ્ત્રીનું રક્ષણ કરે નહી તો સ્ત્રીએ પોતાના પિતાના ઘેર જઈ રહેવું."

પુત્ર—હે માતુશ્રી, ઉચિત કર્મ કરવાનું મૂકીને જે અનુચિત કર્મ કરે તે કુકર્મી કહેવાય, એવા કુકર્મી પુરૂષને હું પિતા કહેવાનો નથી. એ તો મારો કટ્ટો શત્રૂ છે કેમકે, મેં રાત્ર દિવસ રક્ષણ કરીને જેઓનું પાલણ પોષણ કર્‌યું છે, તેઓને જે મારવા તૈયાર થયો તે પિતા શાનો! એવાં ઘાતકી કર્મો કરનારો પિતા હોય કે પછી ગમે તે હોય તેને શિક્ષા કર્યા વિના હું કદી રહેનાર નથી.

ગંગા—(પુત્રને અતિ ક્રોધને વશ થએલો જોઈ પોતાના પતિની પાશે આવી હાથ જોડીને અતિ નમ્રતા યુક્ત કહેવા લાગી કે,) હે રાજન્, આપને પોતાના પુત્રની ઊપર નિર્દય થવું

યોગ્ય નથી. આવું ભયંકર પિતા પુત્રનું યુદ્ધ જોઇને મજ સ્ત્રી જાતિનું ધૈર્ય રહેતું નથી, માટે કદાચ આ બાલકનો અપરાધ થયો હોય તો આપ ક્ષમા કરવા યોગ્ય છો.

એવાં અચાનક પોતાની પ્રિય પત્ની ગંગાનાં અતિ મધુર વચનો શાંભળીને પૂર્વની બધી વાતની સ્મૃતિથી રાજા સ્તબ્ધ થઈ રહ્યો. પછી રથમાંથી નીચે ઊતરચો. અને પોતાની સ્ત્રી તથા પુત્રની સાંમે નિરખી જોઈ ગદ્દગદ્દ કંઠ થઈ ગયો, ને આંખમાં પ્રેમનાં આંશુ આવવા લાગ્યાં. યથાયોગ્ય રીતે પોતાની પત્નિનું આશ્વાસન કરીને પોતેજ પુત્રની પાશે જવાની ઇચ્છા કરેછે, એટલે તે છોકરો પણ જાણી ગયો ને પ્રથમ પોતેજ આવી ધનુષ્ય નીચે નાખી દઈ પિતાને મલ્યો. બન્નેને અતિ આનંદ ઉત્પન્ન થયો તેથી હૈયું ભરાઈ આવ્યું. આંખમાં પ્રેમનાં આશું આવી ગયાં. પછી છોકરાએ પિતાને નમસ્કાર કરચો. રાજાએ છોકરાને છાતી સરસો ચાંપ્યો. તે સમયે જેમ અમૃતની વૃષ્ટિથી દેવ પ્રસન્ન થાયછે તેમ પોતાના છોકરાને મળવાથી રાજા શાંત થયો. પિતા પુત્રનો પરસ્પર પ્રેમ જોઇને ગંગાને જે હર્ષ ઉત્પન્ન થયો. તેનું મુખથી વર્ણન કરવાને કદાચ ગંગા પોતે પણ સમર્થ થાય નહી તો વકતા તે કેમ વર્ણન કરી શકે! માટે સુજ્ઞ વાચકોએ એનો વિચાર પોતાના હૃદયમાં કરી લેવો.

રાજા—(પોતાના મનોહર પુત્રનો અચાનક સંયોગ થયો તે મહા પુણ્યનો પ્રભાવ જાણીને પોતાની પ્રિય સ્ત્રીને પૂછવા લાગ્યો કે,) પ્રિયા, આ અલૌકિક રૂપવાન પુત્રને હજી મૂછ પણ આવી નથી તેથી પૂર્ણ તરૂણાવસ્થાને પામ્યો નહી છતાં એણે જે મને પરાક્રમ બતાવ્યો તે જોઇને હું વિસ્મયને પામ્યોછું; એને જોઇને મને આશંકા ઉત્પન્ન થાયછે કે, એનું આટલું નાનું વય છતાં આ વનમાં કેમ આવ્યો; આટલો પરાક્રમી કેમ થયો; અને એનું પ્રતિપાલન તેં ક્હેવી રીતે કરચું? તે કહે.

ગંગા—હે રાજા શાંભળો, જ્યારે એ છોકરાને તેડીને મારા પિતાને ઘેર આવી તે દિવસથી માંડી પાંચ વર્ષ તો એને વિદ્યાધરોના ખોળામાં રમતાં રમતાં ગયાં છે. તે વખતે પણ એની એવી કાંતિ હતી કે તે વિદ્યાધરોના છોકરાઓમાંથી પણ જુદોજ ઓળખવામાં આવતો હતો. પછી પવનવેગ નામનો એનો મામો જે સમગ્ર વિદ્યામાં કુશળ છે તે એને વિદ્યા ભણાવવા લાગ્યો. એની બુદ્ધિ અતિ ચપલ હોવાથી થોડા દિવસમાં સંપૂર્ણ શાસ્ત્રો ભણ્યો. તેમાં ધનુર્વિદ્યા તો એવી ભણ્યો કે એનો ગુરૂ જે પવનવેગ છે તે પણ અતિ આશ્ચર્ય પામવા લાગ્યો. એવી રીતે એણે એવો વિદ્યાભ્યાસ કરચો કે બધા વિદ્યાધરો એની આગળ તૃણની માફક દેખાવા લાગ્યા. મારા પિતાને ઘેર એ અતિ વિનોદ કરવા લાગ્યો. બળ અને વિદ્યાના મદે કરી ઉદ્ધત થયો થકો પોતાના મામાના સર્વ કુટુંબીઓ સાથે લડાઈ કરવા લાગ્યો. એવા એના અચાટ કર્મને લીધે રખેને કોઈ મેણું મારે કે આ કોનો છોકરો છે ને કોને દુઃખ દિયે છે એવા

ભયથી મેં ત્યાં રહેવું સારૂં વિચાર્યું નહી, ને છોકરો આવો કજીઆખોર હોવાને લીધે એને સાથે લઇને જ્યાં આપની સાથે મારૂં પાણિગ્રહણ થયું હતું ત્યાં આવીને રહીછું. ને શ્રીજિનેશ્વરની પૂજા કર્યા કરૂંછું. ત્યાં એ પુત્ર ચારણશ્રમણ મુનિઓની પાશે ધર્મનો ઉપદેશ શાંભળતાં શાંભળતાં દયાધર્મની ઉપર વિશેષ પ્રીતિ કરવા લાગ્યો; અને પ્રાણીઓની થતી હિંસા શાંભળી આંખમાંથી આંશુ લાવી કોઇએ નિરપરાધી પ્રાણીઓનો વધ કરવો નહી એવી પોતાની આણ મનાવી. આ અઠાવીશ ગાઉનું વન બનાવીને તેમાં નિરપરાધી પ્રાણીઓનું પાલન કરવા લાગ્યો છે. એના ભયને લીધે કોઈ પારધી આ જંગલમાં આવી શકતો નથી. આ વનમાં ઘણા ક્રૂર વાઘ વગૈરે હિંસક પ્રાણીઓ રહેછે, તેઓ ગઊ પ્રમુખ ગરીબ પ્રાણીઓને કોઈ વખતે પણ મારતા નથી. એવો અહિંસા ધર્મ અંહી એણે પ્રવર્ત્તાવ્યો છે. એ પુત્રના પ્રતાપથી યમદૂત પણ એવા બિહેછે કે, કોઈ પણ અલ્પાયુષી થતો નથી; માટે હે પ્રાણપતિ રાજા, એ છોકરાના અહિંસા વ્રતનું તમને પણ સર્વ પ્રકારે રક્ષણ કરવું જોયેછે.

રાજા—(પોતાની સ્ત્રીના મુખે પુત્રનું વૃત્તાંત શાંભળીને અતિ પ્રેમના આવેશમાં આવી બોલ્યો કે, હે પ્રિય પત્ની, આજથી મેં તારાં વચનથી સિકારનો ત્યાગ કર્યો એમ સમઝ. માટે હવે આ શ્રેષ્ટ પુત્રને લઇને મારે ઘેર ચાલ. તારા આવ્યાથી ફરી મારૂં ભાગ્ય ઉદય થયું એમ હું માનીશ અને તેથી મારા ઘરની અતુલ શોભા થશે.

ગંગા—હે સ્વામીનાથ, હવે તો મારૂં મન ઘણું ધર્માશક્ત થયું છે, પ્રથમની પઠ ભોગની તૃષ્ણા મને નથી. મારી ઇચ્છા જિનોપાશના કરવાની છે. માટે હે રાજા, આ છોકરાને લઇને તમે નગ્રમાં જાઓ અને પૃથ્વીનું રાજ્ય કરો. (એમ કહી પુત્રની તરફ જોઈ તેને કહેવા લાગી કે,) હે પુત્ર, હવે તું તારા પિતાની સાથે જઇને મનઇચ્છિત સુખ ભોગવ. આવો શંતનુ સરખો પિતા તારાવિના બીજાને મળવો દુર્લભ છે. તેમજ તારા જેવો પુત્ર પણ શંતનુવિના બીજાને મળવો દુર્લભ છે. જેમ ચંદ્રમા તેના બુધ નામના પુત્ર સહિત શોભેછે તેમ તમે પણ પિતા પુત્ર શોભાને પામો એવું મારૂં આશીર્વચન છે.

ગાંગેય—હે માતુશ્રી, જ્યારથી હું શુદ્ધિમાં આવ્યો છું ત્યારથી તમારાવિના બીજા કોઇને જાણતો નથી, મારાં માતા પિતા તમેજ છો. તમારી સેવાવિના મારો એક દિવસ પણ ખાલી કેમ જાય! માટે હું પ્રાર્થના પૂર્વક આપનો વિનય કરૂંછું કે તમારાં ચરણ કમલથી મને દૂર કરવો ન જોયે, અને એ વિયોગ મારાથી સહન થવાનો નથી. હું મમ માતુશ્રી કહીને કોને બોલાવીશ? આપના દર્શન કર્યા વિના મારા હૃદયમાં શાંતિ કેમ ઉત્પન્ન થશે? આપ પરમ કૃપાળુ છતાં મજ નિરપરાધી વત્સ ઉપર આટલી બધી નિર્દયતા કેમ કરોછો? (એમ કહી પગે

પડી રડી પડેછે ને આંખમાં આંશુનો પ્રવાહ વહ્યા જાયછે તેને જોઈ સ્નેહાકર્ણને લીધે ગંગા પણ રોદન કરવા લાગે છે પણ વિચાર આવે છે તેથી પુત્રનો હાથ ઝાલી ઉઠાડી આંશુ લૂઇને) હે પુત્ર, તારા જેવા મહાપરાક્રમી અને ધૈર્યધર સુપુત્રને આવી રીતે સ્નેહને વશ થઈ રહેવું યોગ્ય નથી. મારા ઉદરમાંથી ઉત્પન્ન થયો છતાં આવો કાંયર કેમ થાય છે? અમે સ્ત્રી જાત પણ પોતાનું મન વાળવાને સમર્થ થૈયે છૈયે તો તું પુરૂષ છતાં કેમ પોતાનું મન વાળી શકતો નથી? તું આજ્ઞા પાલક પુત્ર છતાં મારૂં વચન ઉલ્લંઘન કરવું જોઈતું નથી. તારા પિતાનું વય વૃદ્ધ થયું છે તે સામું જોઇને જેમ તેમને સુખ થાય તેમ કરવું જોયેછે. મારે હવે કેવલ ધર્મમાં પ્રીતિ કરવી છે તેમાં વિઘ્ન કરવો તને યોગ્ય નથી. માટે તારા પિતાની સાથે જઇને તેમને રાજ્યમાં સહાય કર. તારા જેવા પુત્ર જો વૃદ્ધ પિતાની સહાયતા ન કરે તો બીજો કોણ કરશે? હે પુત્ર, તારા પિતાનો તારા ઉપર એટલો પ્યાર થશે કે, મને કોઈ દહાડો તું યાદ કરીશ નહી.

એ પ્રમાણે ઘણી યુક્તિથી ગંગાએ પોતાના પુત્ર ગાંગેયને બોધ કરચો, તોપણ સ્નેહના પ્રાબલ્યને લીધે કાંઈ ન બોલતાં સ્તબ્ધ બની ગયો. પરંતુ પોતે જાતે ઘણો બુદ્ધિમાન તેથી મનમાં વિચાર કરીને માતાની આજ્ઞા માન્ય કીધી અને સાષ્ટાંગ માતુશ્રીને નમસ્કાર કરીને પોતાના પિતાની સાથે જવાને તૈયાર થયો. તે વખતે રાજા, હર્ષ તથા શોકના તરંગોરૂપ દેવ તથા દૈત્યોના સૈન્યમાં જાણે સપડાઈ ગયો હોયની? એટલે પુત્રાગમનજન્ય હર્ષના તરંગરૂપ દેવ સૈન્ય પોતાની તરફ ખેંચેછે, અને સ્ત્રીવિયોગ જન્ય શોકના તરંગરૂપ દૈત્યસૈન્ય પોતાની તરફ ખેંચેછે, તેથી પેચમાં પડી ગયા જેવી મુખમુદ્રા બની ગઈ; અને એવા મનના બન્ને ભાવ યુકત પુત્ર તથા સ્ત્રીની સાંમે પ્રેમ દૃષ્ટિથી જોવા લાગ્યો. તે સમયે નેત્રોમાંથી હર્ષ તથા શોકાશ્રુ નીકળવાં લાગ્યાં. તે બન્ને નેત્રો જાણે હર્ષ અને શોકનું રૂપ ધારણ કરીને અશ્રુદ્વારા આનંદ અને ખેદને દર્શાવતાં હોયની? તેને જોઇને ગંગાને પણ અતિ દુઃખ થયું પણ પાછું મનને વાળીને પુત્ર અને પતિનું સારી રીતે સમાધાન કરી વિદાય કરચા. તેને માન્ય કરીને તે બન્ને પિતા પુત્ર પોતાના નગરમાં આવ્યા. પોતાનો પુત્ર અતિ સદ્ગુણી જાણી શુભ મુહૂર્ત્ત જોઈ નગર શણગારીને મોટા મહોત્સવ સહિત તેને યુવરાજ્ય પદ આપ્યું. કહ્યુંછે કે, "યોગ્ય શિષ્ય અથવા પુત્રની પ્રાપ્તિથી લક્ષ્મીની વૃદ્ધિ થાય છે."

શાંતનુ રાજાએ પોતાના પુત્ર ગાંગેય ઉપર આખા રાજ્યનો કારભાર નાખી દીધા પછી તેણે બધા શત્રુઓને જીતીને પોતાનું રાજ્ય નિષ્કંટક કર્યું, તેથી આ મોટું રાજ્ય કોણ ચલાવશે એવી જે રાજાને ચિંતા હતી તે મટી ગઈ, અને પોતાના પુત્ર ઉપર ઘણો પ્રસન્ન થયો. પોતાના માથા ઉપરથી ભાર ઊતરી ગયો તેથી શાંતનુ રાજા મહા આનંદ પામીને પુત્રની રજા લઈ પૃથ્વી

પર્યટન કરવા નીકળ્યો. ફરતાં ફરતાં યમુનાને કિનારે જઈ પહોતો. ત્યાં એક હોડીમાં એક મનોહર કન્યા બેઠેલી દીઠી તેનું અપૂર્વ રૂપ જોઇને રાજાનું મન તેની ઉપર અતિ આશક્ત થયું અને સર્વ અંગમાં કામ વ્યાપી ગયો. પછી તેની પાશે જઇને પૂછવા લાગ્યો કે,

રાજા—હે સુંદરી, તું કોની છોકરી છે? તારૂં નામ શું છે? અને મને તારી હોડીમાં બેશાડીને પેલે પાર પહોચાડવાને તને કાંઈ હરકત છે?

નાવિકકન્યા—આ યમુનાને કિનારે રહેનાર એક માછીના સરદારની હું કન્યા છું. મારૂં નામ સત્યવતી છે. મારો પિતા જો મને આજ્ઞા આપે તો હું આ હોડીમાં બેશાડીને તમને પહેલે પાર પહોચાડું. કેમકે, હું પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી નથી.

એવાં તે નાવિક કન્યાનાં વચન શાંભળીને તે નીતિમાન શાંતનુ રાજા તેના પિતાની પાશે તેની યાચના કરવાને ગયો. તે નાવિકે રાજાને જોઇને તેનો ઘણો સત્કાર કરચો અને બોલ્યો કે,

નાવિક—હે રાજન્, આપના દર્શનથી મને ઘણો આનંદ થયો છે. હવે આ દાસને કાંઈ સેવા કરવાની આજ્ઞા કરો.

રાજા-તમારી પુત્રી સત્યવતીને પરણવાની હું ચાહના કરૂંછું, તે મારી ઇચ્છા પૂર્ણ કરવી જોયે.

નાવિક—હે દેવ, આપના જેવા યાચકને કોણ ના કહેનારો છે? હું આપની યાચના માન્ય કરવાને રાજી છું. પરંતુ એ વાત મારા હાથમાં નથી. મારી પુત્રીએ સ્વયંવર વરવાનો નિશ્ચય કરચો છે માટે તેની ઉપર મારી સત્તા નથી. બીજી અડચણ એછે કે, આપના પુત્ર ગાંગેયની કીર્ત્તિ આખા જગતમાં વિખ્યાત થઈ છે, તથા તેણે ઘણા શત્રુઓ જીત્યા છે. એવા પુત્રને મૂકીને મારી છોકરીને જે પુત્ર થાય તેને તમારાથી રાજ્ય અપાય નહી. એ કારણથી હું મારી પુત્રીને દુઃખી કરવા ચાહતો નથી. રાજાના જનાનામાં જે રહેવું તે બંદીખાનાની માફક છે. વળી રાજાને પરણીને તેના પેટથી પુત્રની ઉત્પત્તિ થઈ છતાં તે પુત્ર જો રાજ્ય ભોગવવા યોગ્ય ન થયો તો તે મંદ ભાગિણી સ્ત્રીને તે પુત્ર પ્રાપ્તિથી તથા રાજાને પરણવાથી પણ શું ફળ થાય? મારી પુત્રીના પેટે જો પુત્ર થાય તો તેને રાજ્યપદ પ્રાપ્તિ તો થાયજ નહી, માટે હે રાજા, તમે મારી ઉપર કૃપા કરી કોઈ બીજી કન્યાનો શોધ કરો, આપના જેવા પૃથ્વીપતિને કોઈ ના કહેનાર નથી. ગમે તેટલી કન્યા મળી શકશે. આ પ્રસંગે મજ ગરીબ ઉપર ક્ષમા કરવી જોયેછે.

રાજાએ નાવિકનાં એવાં વચનો શાંભળીને જેમ ધનુર્ધરને પોતાનું નિશાણ ચુકવાથી ખેદ થાય તેમ પોતાના મનમાં ઘણો ખેદ કરચો. અને પોતાની પ્રથમની યાચના નિસ્ફળ થઈ તેથી અતિ દુઃખિત થયો. પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે, નાવિકે જે વાત કહી તે બધી સાચી છે. કેમકે, એની દીકરીનો દીકરો રાજ્યગાદી ન પામે તો મને તે પરણાવવાનું ફળ શું! અને જેમ

આકાશને પ્રકાશ કરવાને સૂર્યવિના બીજો કોઈ સમર્થ નથી, તેમજ મારૂં રાજ્ય સંભાળવામાં ગાંગેયવિના બીજો કોઈ સમર્થ નથી. એવો કલાનિધિ પુત્ર છતાં મારાથી બીજાને રાજ્ય કેમ અપાય? એ બધાં કારણો છતાં એ નાવિક કન્યા ઉપર મારૂં મન ઘણું આશક્ત થયું છે તેનું હવે શું કરવું? એ પ્રબલ ઇચ્છાને લીધે હું એવા સંકટમાં પડ્યો છું કે, હવે બીજું કાંઈ સૂઝતું નથી. એ પ્રમાણે વિચાર કરતાં જેમ વાઘ શિકાર કરવાને નીકળેલો હોય તેને શિકાર નહી મળવાથી નિરાશ થાયછે; તે પ્રમાણે નિરાસ થઇને તે શાંતનુ રાજા પોતાના નગર પ્રત્યે આવ્યો. પણ પોતાનો સંકલ્પ નિસ્ફળ ગયાથી અહર્નિશ અતિ ચિંતાતુર અને મહા વિહ્વલ મને પોતાના મહેલમાં રહેવા લાગ્યો. એમ કેટલાએક દિવસો ગયા પછી ગાંગેયે પોતાના પિતાનું મુખ મ્લાન થએલું જોયું, તેથી તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું કાંઈ ભૂલી ગયો છું? કે કોઈ બીજા પરિજને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું છે? કે મારી માતુશ્રીનું એમને સ્મરણ થયું છે! જેથી રાજાનો ચેરો ફીકો માલમ પડેછે. એ વાતની મને ખબર કેમ પડશે? જો હું પોતે પૂછીશ તો મને સાચી વાત કહેનાર નથી. માટે એમની સાથે અહર્નિશ ફરનારા પ્રધાનોને પૂછવાથી એ વૃત્તાંત જાણ્યામાં આવશે, ને પછી જે મારાથી પ્રયત્ન થાય તે કરવું જોયેછે; કેમકે, પિતાની ઇચ્છા પૂર્ણ કરવી એ પુત્રની ફરજ છે. એવી રીતે વિચાર કરી એકાંતમાં પ્રધાનને પૂછવા લાગ્યો ત્યારે તે પ્રધાને સર્વ હકીકત તેને કહી. તે શાંભળી લઇને તરત ત્યાંથી નીકળીને તે નાવિકની પાશે ગયો અને તેને કહેવા લાગ્યો.

ગાંગેય—હે ભાગ્યશાળી નાવિક, રાજા શાંતનુ કોઈની પાશે યાચના કરવા જાય નહી તેમ છતાં તારી પાશે તેણે કરેલી યાચનાનો તે ભંગ કર્યો તે સારૂં કર્યું નહી.

નાવિક—(અતિ પ્રસન્ન થઇને કહેછે) હે રાજપુત્ર, તમારા તીર્થરૂપ જે શાંતનુ રાજા, તેમની યાચનાનો ભંગ કરવાનું કારણ આ છે:—શોકયોનો પોત પોતામાં બનાવ હોતો નથી એવો દુનિયાનો સાધારણ નિયમ છે. તેમ થવાથી પુત્રીને દુઃખની પ્રાપ્તિ થાય. વળી જેને પ્રથમ એક સ્ત્રી પુત્રવતી હોય તેને દીકરી દેવી તે કામ ખરેખરૂં દીકરીને કુવામાં નાખવા જેવું થાયછે. તમે એમની પ્રથમ સ્ત્રીના પુત્ર છો. માટે તમારાથી એને હરેક પ્રકારની પીડા થાય તો તે એનાથી સહન થાય નહી. જેમ જે વનમાં સિંહ જાગ્રત હોય તે વનમાં હરિણો નિર્ભયપણે રહી શકે નહી. તેમ તમે છતાં મારી છોકરી કે તેની પ્રજાને કોઈ પ્રકારે સુખ થવાનો સંભવ ન થાય. તમારૂં એવું સામર્થ્ય છે કે કોઈ દરિદ્રી ઉપર કૃપા કરો તો તે ક્ષણમાં ધનાઢ્ય થઈ જાય, ને કોઈ ધનાઢ્ય ઉપર કોપ કરો તો તે પલવારમાં દરીદ્રી બની જાય, એવી રીતે સર્વ પ્રજાનું હિત તથા અનહિત કરવાનું જેમ તમારા હાથમાં છે તેમજ મારી પુત્રી તથા તેના ઉદરથી

ઉત્પન્ન થએલી પ્રજા તે ભલેને સારી હોય તોપણ તેનું સારૂં અને નરશું કરવું તેપણ તમારાજ હાથમાં હોવાથી તે જન્મસુધી પરાધીન રહે તેથી તેઓને કદી સુખ થનાર નથી. ઉલટું વિપત્તિમાં નાખવા જેવું થાય. જેમ મોટી નદી સમુદ્રવિના બીજા કોઇને મળી શકે નહી તેમ રાજ્ય લક્ષ્મી તમારાવિના બીજાને મલવાનો સંભવજ નથી. જેમ ચંદ્રમા આકાશ સ્થળ મૂકીને પાતાળમાં જાયજ નહી, તેમ રાજ્ય સંપત્તિ તમને મૂકીને બીજાના હાથમાં જનાર નથી. તમારા સુનીતિપણાને લીધે પ્રજાની જેટલી તમારા ઉપર પ્રીતિ છે તેટલી બીજા કોઇના ઉપર પણ થનાર નથી. એ બધાં કારણોનો વિચાર કરતાં મારી પુત્રીની સંતતિને રાજ્ય લક્ષ્મી કોઈ કાલે પણ પ્રાપ્ત થાય નહી, ત્યારે પુત્રી આપવી તે શા સારૂ! વળી મારી પુત્રી ઉપર મારો અતિ પ્યાર છે, તેને આખો જન્મ સુધી મહા કલેશમાં નાખું તો તેથી મને મરણ તુલ્ય દુ:ખ થાય. અને તે ખટકું મારા અંત:કરણમાંથી કોઈ કાલે પણ જાય નહી. (એવો વૃત્તાંત તે નાવિકના મુખથી શાંભળી)

ગાંગેય— હે પ્રારબ્ધવાન, એવો વિચાર કરતાં તમે મોટી ભૂલ કરોછો. એવો તુચ્છ વિચાર તમારે કર્ત્તવ્ય નથી. અમારા કુલ શાંએ તમારે જોવું જોયેછે. બીજા કુલની ચાલ ઊપરથી અમારા કુલ વિષે વિચાર કરવો યોગ્ય નથી. જેમ રાજહંસની તથા કાગડાની બરાબરી થાય નહી, તેમ કુરૂવંશના રાજ્યવંશીઓની તથા અન્ય રાજ્યવંશીઓની બરાબરી થાય નહી. કુરૂવંશમાં કોઈ સ્ત્રીએ પોતાની શોક્યને કોઈ પ્રકારે દુ:ખ દીધું એવું આજ દિવસસુધી મારા શાંભળવામાં આવ્યું નથી, તેમ બીજા કોઇનાં પણ શાંભળવામાં આવ્યું નહી હોય. મારા પિતાના સાથે તમારી છોકરી સત્યવતીનું લગ્ન થયાથી તે મારી ગંગા માતુશ્રી તુલ્ય થઈ ચૂકી એમ મને માનવું જોયેછે. મારી માતુશ્રી ગંગાની સાથે મારો એટલો અધિક સંબંધ રહ્યો કે તેના ઉદરથી જન્મ ધારણ કરચો છે. પણ પિતાની તરફ દૃષ્ટિ કરતાં બન્નેની સાથે સરખો સંબંધ કહેવાય. મારા પિતાની જો સત્યવતી ઉપર અધિક પ્રીતિ થશે તો તે મને મારી ગંગા માતુશ્રી કરતાં પણ અધિક માનવી જોયેછે. કેમકે, માતૃ સંબંધ કરતાં પિતૃ સંબંધ અધિક હોયછે, એવું શાસ્ત્રનું વચન છે. માટે મારા પિતા સાથે એ સંબંધ થઈ ગયા પછી જો સત્યવતીના ઉદરથી કોઈ પુત્રની ઉત્પત્તિ થાય તો તે મારે સગો ભ્રાતજ માનવો જોયેછે. અને તે સમયને પણ મારે ધન્ય માનવો જોયેછે કે જે સમયને વિષે મારી દૃષ્ટિ વડે હું બીજા ભાઇને જોઉં. એવો દિવસ કોઈ મહા ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય. હું પ્રતિજ્ઞા પૂર્વક કહુંછું કે તમારી પુત્રનું મારા પિતાની સાથે દાંપત્ય સંબંધ થયા પછી તેને હું મારી માતુશ્રી કરતાં પણ અધિક માનનાર છું. એટલુંજ નહી પણ માતુશ્રી કરતાં વધારે સુખ આપીશ. મારા પિતાને બીજી સ્ત્રી કરવાનો અભિપ્રાય એજ છે કે જેમ બે ચાકવિના રથ શોભતો નથી તેમ બે પુત્રોવિના મને શોભા નથી; માટે બીજો પુત્ર થાય તો હું

પણ સંતુષ્ટ થાઉં ને મારો વડીલ પુત્ર જે ગાંગેય તે પણ સભ્રાતા થાય. એવી રીતે તે દુઃખિત થયો થકો આ કાર્ય કરવાને તત્પર થયોછે. માટે એ શુભકાર્ય કરવામાં તમારે કાંઇ પણ પૂર્વવત શંકા આણાવી નહી જોયે. રાજ્ય મળવા વિષે જે તમને મોટી શંકા છે તે વિષે હું આજે તમારી પાશે એવી પ્રતિજ્ઞા કરૂંછું કે, જો સત્યવતીને પુત્ર થાય તો ખચિત રાજ્ય પદવી તેનેજ મળશે. બીજાને સર્વથા મળનાર નથી. અને તોજ હું શાંતનુ રાજાનો ખરો પુત્ર કે જો સત્યવતીના ઉદરથી ઉત્પન્ન થએલા મારા બીજા ભાઈનું રક્ષણ મારા હાથમાં ધનુષ્ય બાણ લઇને કરૂં! મારા પિતા ને સત્યવતીની પ્રાપ્તિ થયાથી તેમને જે પ્રસન્નતા થશે તેથી હું એમ સમજીશ કે મને દૈવજ પ્રસન્ન થયો. તથા મને સમગ્ર પૃથ્વીનું રાજ્ય મળ્યું.

એવાં ગાંગેયનાં ગંભીર ઉદાર વચનો શાંભળવાને દેવોએ પણ પોતાનાં વિમાનો ઉભાં રાખ્યાં; અને એકાગ્ર ચિત્તે શાંભળવા લાગ્યા. તો માણસનું મન રંજન થાય તેમાં શું કહેવું! પેલો સત્યવતીનો પિતા લોભને વશ થયો થકો વિસ્મયને પામ્યો. અને ગાંગેયના બોલવા ઉપર વિશ્વાશ રાખીને બોલવા લાગ્યો:—

નાવિક—હે રાજપુત્ર, તમે ધન્ય છો. કેમકે, તમે ઘણા પિતાં ભક્ત છો. પિતાની ઉપર એવીજ પુત્રની પ્રીતિ હોવી જોયેછે. તમને પોતાના પિતાનું રાજ્ય પ્રાપ્ત થયું છતાં તેની પરવા રાખતા નથી, એ મોટો ગુણ કહેવાય. કેમકે, રાજ્ય મેળવવાને વાસ્તે કેટલાએક રાજપુત્રો મહા પાપનું આચરણ કરેછે. એવું રાજ્ય મળ્યું છતાં તેનો અનાદર કરીને પિતાને સુખ થવાનો પ્રયત્ન કરોછો, માટે તમે સત્પુરૂષોમાં ગણના કરવા લાયક છો. તમે વાત કહી તે બધી સાચી છે, તેમાં કાંઇ પણ કુતર્કો કરવા જોઇતા નથી. તો પણ મારો અભિપ્રાય આમ છે કે, તમારી પ્રજાને અને મારી દીકરીને પ્રજા થાય તેને બનવાનું નથી. તમે પોતે જેવા શક્તિમાન છો, તેવીજ તમારી પ્રજા થવાનો પણ સંભવ છે, કેમકે પુત્ર તે પિતાના જેવોજ થાયછે. તો એવો મહા શૂરવીર તમારા જેવોજ પુત્ર ઉત્પન્ન થયાથી તે પોતાની મરજી પ્રમાણે ગમે તેમ કરી શકે. જેમ સિંહનો પુત્ર સિંહના જેવોજ પરાક્રમી હોયછે, તેમ તમારો છોકરો તમારા જેવો થાય તેમાં સંશય શું! એવા સિંહના કુમારોની આગળ મારી છોકરીના છોકરાનું શું ચાલનાર છે! જો પણ હું સારી રીતે જાણુંછું, કે તમારી સંતતિ પણ તમારા જેવી શુભ ગુણ સહિત હોવી જોયે અને તેનાથી અન્યાય થનાર નથી, તોપણ કાલનું માહાત્મ્ય મોટું છે, કોઈ વખતે સારા માણસની બુદ્ધિમાં પણ ફેર પડી જાયછે ને તેનાથી અર્થનો અનર્થ થાયછે. તેમ કોઈ વખતે તેને રાજ્ય હરણ કરવાની ઇચ્છા થાય તો એક ક્ષણ વારમાં લઈ લિએ. અને તેની શાંખે મારા દૌહિત્રની અલ્પ શક્તિનું શું જોર ચાલે! ઈત્યાદિક વાતનો વિચાર કરતાં તમારા પિતાને મારી પુત્રી આપવાની ઉત્કંઠા થતી નથી.

ગાંગેય— એ તમારો અભિપ્રાય કુતર્કરૂપ છે. તેનું હું પ્રતિજ્ઞા પૂર્વક ખંડન કરૂંછું તે તમે શાંભળો, અને (આકાશ તરફ જોઈને) હે દેવો તમે પણ શાંભળો. કેમકે, આ વાતમાં તમને હું સાક્ષી રાખુંછું. આજથી હું પાપ વાંછનાનો ત્યાગ કરૂંછું. ને જે વ્રતના આચરણથી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ થાયછે, એવા બ્રહ્મચર્ય વ્રતને હું આજથી ધારણ કરૂંછું. જેથી મારા પિતાની ઇચ્છા પૂર્ણ થશે, (નાવિકની સાંમે જોઈને) તમારા મનની ભ્રાંતિ જશે, તમારી પુત્રી નિશંક રહેશે, તેને ઘરે પુત્રની ઉત્પત્તિ થયાથી તે સ્વતંત્ર રાજ્યાધિકારી થશે. અને મને પરમાર્થ મળશે. એ વ્રત હું આજેજ ગ્રહણ કરૂંછું એમ નથી. પૂર્વે ચારણ શ્રમણ મુનિએ પણ મને કહ્યુંછે કે, ચાર વ્રતોમાં પહેલું તથા ચોથું એ બે વ્રત સર્વોત્કૃષ્ટ છે. તે પોતાના હિતની ઇચ્છા કરનારા પુરૂષે અવશ્ય ધારણ કરવાં જોયેછે. એવો તેમનો ઉપદેશ શાંભળીને તેમાંનું પ્રથમ અહિંસા વ્રત તો મેં તે સમયથીજ ધારણ કરયું છે. એટલે નિરપરાધી પ્રાણીને ભૂલે ચૂકે પણ મારવું નહી. તે કોઈ પુન્યના પ્રભાવથી અથવા તે સત્પુરૂષના પ્રતાપથી આજ દિવસ સુધી અડિગ રહ્યું છે. વલી આજ વિશેષ ભાગ્યોદયને લીધે હાલ બ્રહ્મચર્ય વ્રત લેવાનું મને કારણ મળ્યું, તેથી હું પોતાને ધન્ય સમજું છું. વળી આજથી એવી પ્રતિજ્ઞા કરૂંછું કે હરેક વિપત્તિમાં પડેલા પ્રાણીનું કલ્યાણ કરવું. એ સાધારણ ત્રીજા વ્રતનું ગ્રહણ કરૂંછું. હાલ હું પિતાની સેવા વિના બીજું કશું કરનાર નથી. એ પરોપકાર જાણવો નહી, પણ મારો સ્વભાવિક ધર્મ હું પાળુંછું.

તે સમયને વિષે અંતરિક્ષથી ઘણા ભ્રમરોએ કરી સહિત એવાં પુષ્પોની વૃષ્ટિ થવા માંડી. અને આકાશમાંથી ધન્ય ધન્ય શબ્દે દેવોના મુખથી વાણી નીકળવા લાગી.

દેવો— હે ગંગાતનય તમે ધન્ય છો. અને હે શાંતનુ રાજા તમે પણ ધન્ય છો કે, જેના ઘરને વિષે આવા અમૂલ્ય પુત્ર રત્નની ઉત્પત્તિ થઈછે. જેણે ગૃહસ્થાશ્રમમાં રહીને બધાં વ્રતોને ગ્રહણ કરયાં. એવો પુરૂષ કોઈ આજ દિવસ સુધી થયો નહોતો. જેણે પિતાની ભક્તિને લીધે ભીષ્મ એટલે ભયંકર બ્રહ્મચર્ય વ્રતનું ગ્રહણ કરયું. માટે આજથી એની ભીષ્મ એવા નામે લોકમાં પ્રખ્યાતી થશે. કહ્યુંછે કે, પરાક્રમ વિના બીજા ગુણો શોભતા નથી, તેમ પરાક્રમ હોય તો બીજા ગુણોની જરૂર નથી. પરાક્રમ છે તે સર્વ ગુણોનું મૂલ છે તેમ બ્રહ્મચર્ય વ્રત છે તે બધા વ્રતનું મૂલ છે. અહિંસા, બ્રહ્મચર્ય તથા પિતૃ ભક્તિ એ ત્રણ અમૂલ્ય ગુણો આ શાંતનુ રાજાના પુત્રમાં છે માટે એ ધન્ય છે. (મોટેથી) હે ગાંગેય તમારા વ્રત સફળ થાઓ. એ વ્રત કોઈ કાલે પણ ભંગ થવાના નથી એવો અમારો તમને આશીર્વાદ છે.

પછી તે દેવો આકાશ માર્ગે પોતપોતાને સ્થાનકે ગયા; તેજ વખતે તે નાવિકે પોતાની સત્યવતી પુત્રીને બોલાવી ખોળામાં બેશાડી ઘણો પ્યાર કરી તેને દેખતાં ગાંગેયને કહેવા લાગ્યો:—

નાવિક—હે રાજપુત્ર, તમારા જેવો કોઈ સત્પુરૂષ નથી, જેણે પોતાના પિતાની ઇચ્છા પૂર્ણ કરવાને વાસ્તે બ્રહ્મચર્ય વ્રત ધારણ કરયું. એવું તમારૂં આચરણ જોઇને મને મોટો હર્ષ થયોછે. હવે મારા મનમાં કાંઈ આશંકા રહી નથી. માટે મારો કાંઈક વૃત્તાંત તમને કહી શંભળાવુંછું, તે ચિત્ત દઇને શાંભળો:—એક વખતે હું યમુના નદીને કિનારે ફરતો ફરતો આશોપલ્લવના વૃક્ષતળે વિરામ લેવાને બેઠો. એટલામાં કોઈ નિર્દય માણસ આકાશ માર્ગે આવીને પુત્રીરત્નને જમીન ઉપર નાખી દેવા લાગ્યો; તે મેં નજરે દીઠું. ત્યારે હું આશ્ચર્યને પામીને તેની પાશે ગયો. અને મને પ્રજા નહોતી તેથી તે ગમે તે જાતની હોય તો પણ મારે ઘેર લઈ જઇને એનું પાલણ પોષણ કરવું એવો નિશ્ચય કરયો. પછી તે પુત્રીને તેના હાથથી લઇને મારા ઘેર તરફ લઈ જતો હતો એટલામાં ઓચીતી આકાશમાંથી એવી વાણી થઈ કે, રત્નપુર નામના નગરમાં રત્નાંગદ નામનો રાજા છે. તેની રત્નવતી નામે રાણી છે. તેમની આ પુત્રી છે. એના પિતાનો એક શત્રુ છે તેણે આ છોકરીને ચોરી લઇને ફેંકી દીધી છે. માટે હે નાવિક તું એ પુત્રી રત્નને લઇ જઇને એનું સારી રીતે પાલન પોષણ કરજે. એને શાંતનું રાજા પરણશે. એવી વાણી શાંભળીને મારે ઘેર લઈ આવી મારી સ્ત્રીને શોંપી. ને એનું નામ સત્યવતી એવું રાખ્યું. પછી જેમ પુષ્પવલ્લીનું પોષણ જલ કરેછે, તેમ મારી સ્ત્રીએ આ દુહિતારૂપ લતાનું અતિ મમતાયુક્ત સ્નેહોત્સુકતા રૂપ જલથી પાલન પોષણ કરવા માંડ્યું. તે દૈવયોગે આ વયને પામી છે. એ કન્યા ગુણોનો સમુદ્રજ છે. અને સુરૂપમાં તો એના જેવી ત્રણે લોકમાં બીજી કોઈ નથી. જેમ કલ્પલતાનો જન્મ સુમેરૂ પર્વત ઉપર થાયછે ને તેનું પોષણ પણ ત્યાંજ થાયછે, પણ મરૂસ્થળમાં થઈ શકે નહી; તેમ આ કન્યાનો જન્મ તો ઉપર કહેલા શ્રેષ્ટ રાજાના ઘરમાં થયો છે તે યોગ્યજ છે, પણ એનું પાલન પોષણ મારા જેવા ગરીબથી થઈ શકે નહી; તેમ છતાં એ કન્યાનાજ પ્રારબ્ધના પ્રતાપે હું મારી શક્તિ પ્રમાણે પાલન પોષણ કરી શક્યો તેથી હું મને કૃતાર્થ જાણુંછું. એવી મારી યોગ્યતા ક્યાંથી કે આ કન્યારત્ન મારા ઘેરમાં હોય! તેમ છતાં કોઈ પૂર્વ પુન્યના પ્રભાવે મારો એ કન્યાની સાથે પિતા પુત્રીરૂપ સંબંધ થયો, જેથી નૃપશ્રેષ્ટ શાંતનુની સાથે શ્વશુર જમાતરૂપ સંબંધ તથા તમારી સાથે માતામહ દૌહિત્રરૂપ સંબંધ થયો. હવે મારા જેવો ધન્ય પુરૂષ કોણ છે? યદ્યપિ આ સત્યવતીનો પતિ તમારો પિતા શાંતનુરાજા થશે એવી મને પ્રથમજ ખબર હતી, તથાપિ આટલી બધી જે મેં આનાકાની કરી તે માત્ર તમારી શ્રદ્ધા જોવા સારૂ, તેની મને ક્ષમા કરજો. હે રાજપુત્ર આજથી આ કન્યા તમારા પિતાને આપુંછું. માટે હવેથી એના સુખદુ:ખના જાણનાર તમે છો. મને મારા પ્રાણ કરતાં પણ પ્રીય છે તેનો વિયોગ હું કેમ સહન કરી શકીશ! (એમ કહીને રડી પડેછે. ફરી ધૈર્યને

ધારણ કરીને તે કન્યાનો હાથ ઝાલીને ગાંગેયને શોપેછે. પછી તે કન્યાપ્રત્યે ભીષ્મ બોલ્યો:—)

ગાંગેય—હે માતુશ્રી તમે આ રથમાં બેશો.

એવું ગાંગેયનું બોલવું માન્ય કરીને તરત સત્યવતી રથમાં બેઠી. ત્યારે રથ ચાલવા લાગ્યું અને કેટલાએક વખતે તે સર્વ પોતાના નગરમાં આવી પહોતા. એ સર્વ વૃત્તાંત પ્રથમથીજ રાજાએ દેવોના મુખથી શાંભલ્યો હતો, એટલામાં સત્યવતીને લઇને ગાંગેય પણ આવ્યો; તેણે તે કન્યા પોતાના પિતા શાંતનુને અર્પણ કરી. તે સમયે જેમ યોગીશ્વર નિજાત્માના અનુભવથી પરમાનંદમાં મગ્ન થઈ જાયછે, તેમ તે રાજા અતિ ઉલ્લાસને પામ્યો. ને અતિ પ્રેમને વશ થઇને પ્રથમ પોતાના પુત્ર ભીષ્મને આંલિંગન આપ્યું. તે વખતે એવો હર્ષ ઉત્પન્ન થયો કે તેનું વર્ણન તે પોતે પણ કદાચ મુશ્કીલીથી કરી શકે તો બીજાથી તે કેમ થાય! પછી આ પૃથ્વીને વિષે શોભાનો આશ્રય જે ભીષ્મરૂપ વૃક્ષ, તેને અમૃત દ્રષ્ટિરૂપ વૃષ્ટિથી જોઈ પોતાના ખોળામાં બેશાડીને શાંતનુરાજા બોલવા લાગ્યો:—

શાંતનુરાજા— હે પુત્ર, આ જગતમાં પિતાની આજ્ઞા માન્ય કરનારા સુપુત્રો ક્વચિતજ હોયછે. તેમાં પણ તે આજ્ઞાને યથાર્થ પાળનારા તો કોઈકજ હોયછે. ત્યારે પિતાના મનનો ભાવ જાણીને તેની ઇચ્છા પૂર્ણ કરનારો તારાજેવો પુત્ર કોઈ વિરલો ભાગ્યેજ નીકળે. એવો આ વર્ત્તમાન સમયમાં તારાજેવો તુંજ છું. જેમ છીપમાંથી મોતી નીપજે છે, તેમ તું ગંગાના ઉદરથી ઉત્પન્ન થયોછે, તેમાં એવા શ્રેષ્ટ ગુણ હોય તે યોગ્યજ છે. માટે હે ભીષ્મ, તારૂં હજાર વર્ષનું આયુષ્ય થાઓ. એવો હું મન:પૂર્વક તને આશીર્વાદ આપુંછું. આ કુરૂવંશમાં તું ધ્વજાની પઠ ઉચ્ચ પદ્દીને પામીશ.

એવાં પુત્રપ્રત્યે પ્રેમનાં વચન બોલી શુભમુહૂર્ત્ત જોઇને શાંતનુરાજાએ સત્યવતીની સાથે વેદવિધિએ લગ્ન કરયું. એવી રીતે તારૂણ્યતનવાન રૂપનિધાન સત્યવતી સ્ત્રી શાંતનુ રાજાને મળવાથી ત્રણ પુરૂષાર્થમાંનો કામ પુરૂષાર્થ સાક્ષાત્મૂર્ત્તિમાન થઇને પોતાના સર્વ વૈભવ જાણે રાજાને અર્પણ કરતો હોયની! એમ રાજાને ભાસવા લાગ્યું. સ્ત્રી પરણવાના બે હેતુ હોયછે, એક કામભોગ અને બીજો પુત્રપ્રાપ્તિ. તેઓમાંનો પુત્રપ્રાપ્તિરૂપ રાજાનો બીજો હેતુ તો પ્રથમજ પૂર્ણ થયો હતો. માત્ર પહેલો કામભોગરૂપ હેતુ અપૂર્ણ હતો તે આ સ્ત્રીની પ્રાપ્તિથી પૂર્ણ થયો; એટલે રાજાને કાંઇ વાંછા રહી નહી. અને પોતે મહા આનંદમાં રહેવા લાગ્યો. એવા સમયમાં પોતાની પ્રીય પત્નીને ગર્ભ રહ્યો, ને પૂરે માસે પુત્ર પ્રસવ્યો; તે વખતે જે રાજાના આનંદમાં વૃદ્ધિ થઈ તે અકથનીય કહ્યા વિના બીજો ઉપાયજ નથી. તે પુત્રનું નામ ચિત્રાંગદ રાખ્યું. તે બાલક એવો તો તેજસ્વી દેખાવા લાગ્યો કે, તેની સાંમે કોઈ એકનજર કરી જોઈ

શકે નહી. જે પુરૂષ વીર્યવાન થવાનો હોય તેની જન્મતી વખતેજ અતિઅદ્ભુત કાંતિ હોયછે. પછી કેટલો એક સમય વ્યતીત થયો ત્યારે રાજાના આનંદની શીમારૂપ બીજો પુત્ર ઉત્પન્ન થયો. તે એવો દીપવા લાગ્યો કે જાણે એ કોઈ દેવજ કુરૂવંશનો વિસ્તાર કરવાસારૂ આ પૃથ્વી ઉપર આવ્યો હોયની! તેનું નામ વિચિત્રવીર્ય પાડયું. એનાથી કુરૂવંશનો આગળ વિસ્તાર થયોછે. શાંતનુ રાજાના ગૃહનેવિષે સત્યવતીના ઉદરથી ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય એ બે પુત્રો જન્મ્યા પછી તે બે પુત્રો દિવસાનુદિવસ એવા તો સદ્ગુણી નીકલ્યા કે, ગાંગેયને સ્વપ્નમાં પણ સાપત્ન ભ્રાતાજેવો ભાસ થતો નહોતો. કિંતુ તેઓની ઉપર શકા ભાઇથી પણ અધિક પ્રીતિ બંધાઈ. રાજા પુન:પુન: તે બન્ને પુત્રોને પોતાની ગોદમાં બેશાડી અતિ વિનોદ કરવા લાગ્યો. અને તેઓ પણ એવી રીત ક્રીડા કરવા લાગ્યા કે, જેથી રાજા પોતાને સર્વોત્કૃષ્ટ માનવા લાગ્યો. આગળ જતાં તે બન્ને પોતાના પુત્રો મહા શૂરવીરો થશે એવાં તેઓનાં ચિન્હો જોઇને પોતાના કુલને પણ ધન્ય માનવા લાગ્યો.

એવી રીત આ સંસારના અગણિત ઉત્તમ વૈભવ ભોગવીને ધર્મતત્વ વેત્તાઓમાં શ્રેષ્ટ રાજા પોતાનું આયુષ્ય હવે અલ્પ રહ્યુંછે, એવાં ચિન્હ જોઇને ધર્મધ્યાનમાં રત થઈ રહ્યો. પછી કેટલાક દિવસે આ નરદેહનો ત્યાગ કરયો. તેની ઉત્તર ક્રિયા શાસ્ત્રોક્ત રીતે ભિષ્મે કરી. કહ્યું છે કે, જે સુપુત્ર હોયછે તે પોતાના માતપિતાના જીવતાં જેમ સેવા કરવામાં તત્પર હોયછે તેમજ તેઓનું મરણ થયા પછી પણ ઉત્તર ક્રિયારૂપ સેવા કરીને પોતાની ફરજ બજાવેછે.

પછી પોતાના માતામહ નાવિકની પાશે જે પ્રતિજ્ઞા કરી હતી તે યાદ કરીને પોતાનો લઘુ ભાઈ ચિત્રાંગદ જો પણ નાંનો હતો તોપણ તેને ભીષ્મે રાજ્યાભિષેક કરયો. ચિત્રાંગદ ગાદીએ બેઠા પછી તેની કાંતિ એવી તો પ્રકાશવા લાગી કે, જાણે વૈશાખ માસનો સૂર્યજ હોયની! પછી જે વિરોધ કરનારા રાજાઓ હતા તેઓની સાથે ચિત્રાંગદ એકલોજ યુદ્ધ કરવા લાગ્યો. તેથી તે રાજાઓને સંતાપરૂપ એવો ભયંકર રોગ ઉત્પન્ન થયો કે, તેની ચિકિત્સા કોઈ પણ વૈદ્યથી થઈ શકે નહી. ચિત્રાંગદ પોતાના મનમાં પોતાને મહા પરાક્રમી સમઝવા લાગ્યો. અને મારે બીજા કોઈની મદત લેવાનું કાંઈ કારણ નથી, એમ ધારીને કોઈ પણ વખતે ભીષ્મની સહાયતા લીધી નહી.

કોઈ એક સમયનેવિષે જેમ ચંદ્રમા અને રાહુનું યુદ્ધ થાયછે, તેમ નીલાંગદ અને ચિત્રાંગદ એ બન્ને વચ્ચે યુદ્ધ થયું. તેમાં નીલાંગદ રાજાએ કપટથી ચિત્રાંગદને ઘેરી લીધો. અને તેનો સર્વસ્વ સંહાર કરયો. એ વૃત્તાંત ભીષ્મને જાણ્યામાં આવતાંજ જેમ રાહુનું માત્ર માથું છે તે પણ સમય પામીને ચંદ્રમાને ગ્રહણ કરી લિયેછે, તેમ શત્રુ નાનો હોય તે પણ પોતાનો દાવ આવ્યાથી મોટાને જીતી લિયેછે માટે તેનો નાશ કરવોજ ઉચિત છે, એવો વિચાર કરીને તે નીલાંગદ ઉપર ચડી જઈ તેનો પરાભવ કરીને સંહાર કરયો. અને પોતાના ભાઈ ચિત્રાંગદનો શિર લઈ આવ્યો.

પછી તેનો નાનો ભાઈ જે વિચિત્રવીર્ય તેને અતિ પ્રેમથી ભીષ્મે ગાદી ઉપર બેશાડયો. અને પોતે તેની મદતમાં રહ્યો. તેથી જેમ હાથીનું બચ્ચું હાથીની પાશે હોયતો તેનો કોઈ પરાભવ કરી શકતો નથી, તેમ ભીષ્મ પાશે હતો તેથી વિચિત્રવીર્યનો કોઈ પરાભવ કરી શકયો નહીં વિચિત્રવીર્યનો સ્વભાવ અતિ નમ્ર તથા વિનયયુકત હતો, તેથી ભીષ્મને તેની ઉપર સ્નેહ રહેતો. વિચિત્રવીર્યનું લગ્ન થયું નહોતું તેથી એના લાયક કોઈ સારી કન્યા ભીષ્મે શોધવા માંડી. ઘણાં માણશો વિદેશ મોકલ્યાં. એક દિવસે ભીષ્મ કોઈ સુંદર સ્થાનમાં ઉભો છે એટલામાં જેના આંગ ઉપર ઘણી ધુડ ઉડી છે એવો એક પોતાનો દૂત આવીને કહેવા લાગ્યો કે, હે સ્વામિન્, જેની સમીપે ભાગિરથી વહેછે એવાં કાશી નામના નગરમાં એક રાજા છે. તેની અંબા, અંબિકા, તથા અંબાલિકા એ નામની ત્રણ કન્યાઓ છે. એ ત્રણે એવી સુરૂપવાન છે કે, જેમની પાશે અપ્સરાઓ પણ તૃણ સમાન છે. તે ત્રણે કન્યાઓનો હાલ સ્વયંવર થાયછે. તે સ્વયંવર મંડપમાં રાજાઓને બેશવાને એવી તો સુંદર બેઠકો બનાવી છે કે, તે જોતાંજ માણશનું મન ચકિત થઈ જાય. તે નગરમાં થોડાક રાજાઓ તો આવેલા છે, બીજા આવતા જાયછે, ને હવે પછી કેટલાએક આવનાર છે. એ ત્રણે કન્યાઓ ગુણથી રૂપથી સુશીલતાથી તથા કુલથી શ્રીમન્ વિચિત્રવીર્ય રાજાને લાયક છે.

એવાં તે દૂતના મુખનાં વચનો શાંભળીને ભીષ્મને અતિ આશ્ચર્ય થયો કે, કાશીના રાજાએ બધા રાજાઓને બોલાવ્યા છતાં મારા ભાઈ વિચિત્રવીર્યને તેડું ન મોકલવાનું કારણ શું! આમંત્રણ વિના કોઇને ત્યાંહાં જવું તે મોટા માણશને યોગ્ય કહેવાય નહીં. માટે હવે હું એકલોજ જઇને તે ત્રણે કન્યાનું હરણ કરી આવું એટલે પીડા પતી. એવો વિચાર કરી રથમાં અતિ ચપલ ઘોડાઓ જોડાવી તેમાં પોતે બેશીને તરત કાશીયેં ગયો. જેમ વેમાનોમાં દેવો બેશીને અંહી તહીં વિચરે છે, તેમ તે નગરપ્રત્યે પોતપોતાના રથોમાં બેશીને આવતા રાજાઓને ભીષ્મેં દીઠા. તે કોઇની પરવા ન કરતાં અને કોઇથી ન બીહીતાં, જેઓના હ્રદય ઉપર સુંદર અમૂલ્ય મોતીઓના હારો શોભી રહ્યા છે એવી તે ત્રણે કન્યાઓનું વિચિત્રવીર્યને અર્થે હરણ કરવાનો ભીષ્મે વિચાર કરયો. અને સ્વયંવર મંડપમાં ગયો. ત્યાં બેઠલા રાજાઓ પોત પોતાના મનમાં લાડુઆ ખાઈ રહ્યા છે, પેલો જાણે કે મને પરણશે, કોઈ તો મૂછો ઉપરજ તાઓ દીધા કરેછે, કોઈ રૂમાલથી મહોડુંજ લૂછયા કરેછે, વલી કોઈ મહોડું વાસીનેજ બેઠો છે, કોઇ તોરમાં ને તોરમાં બોકડાની પઠે મહોડું હલાવ્યા કરેછે, કોઈ પોતાના આંગ ઉપરના આભૂષણ તથા કપડાંની શોભાનેજ જોઇ રહ્યો છે. કોઈ ગર્વમાં ને ગર્વમાં અક્કડ થઈ બેઠો છે, કોઈ તપશ્વીની પઠે મનમાં તે કન્યાઓનું રૌદ્ર ધ્યાનજ કરતો બેઠો છે. કોઈ પોતાના કુલનું સ્મરણ કરેછે કે મારૂં આવું કુલ મૂકીને બીજા કોને વરનાર

હતી! કોઈ પોતાના બલવિષેજ વિચાર કરતો બેઠો છે કે, બીજાની મગદૂર શુંછે કે, મારી પાશેથી પરણી જાય! કોઈ પોતાના શરીરની સુંદરતાનાજ તોરમાં નિચિંત થઈ બેઠો છે ને મનમાં જાણેછે કે મારા જેવો બીજો રૂપાળો કોણ છે, કે જેના ઉપર મોહિત થઇને એ કન્યાઓ ભૂલી જશે! કોઈ કદ્રૂપો તો પોતાના મનમાં પોતાના દૈવને શંભારતો બેઠો છે કે, એવાં મારાં ભાગ્ય ક્યાંથી કે મને એ કન્યાઓ મળે! કોઈ તો પોતપોતામાં વાતો કરતાજ બેઠા છે. એ સર્વ તમાસો જોઇને ભીષ્મ હસવા લાગ્યો. એટલામાં તે કન્યાઓની સખીઓ પ્રત્યેક રાજાનું વર્ણન કરવા લાગી. તે બધું મૂગે મહોડે ગરૂડની પઠ ભીષ્મ શાંભળતો બેઠો હતો. સમય આવ્યાથી મહાપરાક્રમી જે ભીષ્મ તેણે બધા રાજાઓની સાંખે, અને બધાને દેખતાં તે કન્યાઓરૂપી ત્રણ રત્નોનું હરણ કરી રથમાં બેશાડીને પોતાના નગરની તરફ ચાલતો થયો. એવી રીતે સમુદ્રના જેવડો મોટો સ્વયંવર તેને એકલા ભીષ્મે મથન કરીને પોતાનું કાર્ય સિદ્ધ કરી લીધું. અતિ સુકુમાર શરીરોવાળી જે તે ત્રણ કન્યાઓ તેઓ રથમાં બેઠી બેઠી મહા ભયને પામવા લાગી એમ જાણીને તેઓને ભીષ્મ કહેવા લગ્યો:—

ભીષ્મ—હે રાજકન્યાઓ, તમને રંચમાત્ર ભય કરવો યોગ્ય નથી. હું તમારો હિતેચ્છુ છું. મારૂં નામ ભીષ્મ છે. હું શાંતનુ રાજાનો પુત્ર છું. મારો ભાઈ વિચિત્રવીર્ય મોટો દેશાધિપતિ છે. તે એવો તો પરાક્રમી અને સદ્ગુણી છે કે, આ બધા એકઠા થએલા રાજાઓ તેની પાશે તૃણ સમાન છે. તે કામદેવ જેવો તો સુરૂપવાન છે. તે રાજાની પ્રીય પત્નીઓ થઇને તમે ત્રણે જણીઓ હસ્તિના પુરમાં ધણાં વર્ષો રાજ્યનો ઉપભોગ કરશો. હું એ રાજાનો જ્યેષ્ટ ભ્રાતા છું. તેના માટેજ હું તમને અંહીથી લઈ જાઊંછું.

તે ત્રણે કન્યાઓએ એવાં ભીષ્મના અતિ નીતિપર વાક્યો શાંભળીને જેમ વૈદ્યના વચનથી રેગી નિર્ભય થાય તેમ તે ભયરહિત થઇને કહેવા લાગી કે,

ત્રણ કન્યાઓ—આપનાં વચન અમે મસ્તક ઉપર ચડાવીએ છૈએ.

એમ કહીને અતિ ખુશીથી તે કન્યાઓ ભીષ્મને આશ્રિત થઈ રહી. ભીષ્મે કહેલી વાત ઊપર પાકો ભરોશો રાખ્યો. અને ભીષ્મે કહેલું તે બધું સાચું માન્યું. તે કન્યાઓનું મસ્તક હલવાથી કાનમાં પહેરાલા અતિ અમૂલ્ય હીરાના કુંડલો એવા ચલકવા લાગ્યા કે જાણે તેઓના મુખરૂપ ચંદ્રમાની આસપાસ તારાઓ ચમકતા હોયનો! એવી સુંદર રૂપવતી તે ત્રણે કન્યાઓ અતિ આનંદથી પોતાના હાથમાં આવી તેથી ભિષ્મે પોતાને કૃત્યકૃત્ય માનીને જતાં વિચાર કરચો કે ચોરની પઠ અથવા કોઈ લૂટારાની પઠ છળકરી કાંઈ હરી લઈ નાશી જવું તે શૂર પુરૂષનું લક્ષણ નથી. કિંતુ પોતાનું સામર્થ્ય દેખાડી ચોરે મેદાને બધાની આખોમાં રજ નાખી લઈ જવું

એજ ક્ષત્રિયનું કામ છે. એવો પાકો સંકેત કરી હાથમાં ધનુષ્યબાણ લઈ સર્વ રાજાઓ પ્રત્યે અતિ ગંભીર શબ્દથી ભીષ્મ બોલવા લાગ્યોઃ—

ભીષ્મ—હે મહા પરાક્રમી રાજાઓ, તમારી સાંએજ હું આ ત્રણ રાજકન્યાઓનું હરણ કરૂંછું. તે તમે સારી રીતે જુઓછો. ને એ કૃત્ય તમારાથી સહન થઇ શકવાનું નથી. એમ હું જાણુંછું; ત્યારે બહેતર છે કે, જો તમારામાં શકિત હોય તો આયુધ લઇને મારી સાથે યુદ્ધ કરો. હું સર્વનો અનાદર કરી તથા સર્વને માથે પગ દઇને ચાલ્યો જાઊંછું, તેનો અટકાવ કરવા વિના કાયરની પઠ બેશી રહેવું તે શૂર પુરૂષને ઉચિત નથી. માટે કોઈ ધનુર્ધર શૂરવીર પુરૂષ જાગૃત હોય તો મારી સાંએ આવી જાય. હું આ કન્યાઓને કાંઈ ચોરી લઈ જતો નથી પણ મારાં બળવીર્યથી લઈ જાઊં છું.

એવાં અતિ ચાબુકનાં ભીષ્મના મુખમાંથી વચન પડ્યાં તે સાંભળીને તે સભામાં બેઠેલા સર્વ રાજાઓ સમુદ્રની પઠ ગર્જના કરી ઊઠી ઊભા થયા. તે ગર્જના શબ્દ વડે પૃથ્વી અને આકાશ ભરાઈ ગયા. અને તે ભયંકર શબ્દને લીધે સર્વ દિશાઓ ગુંગ થઈ ગઈ. પછી તેઓમાંના કેટલાએક રાજાઓ અતિ જડપથી એકની પાછળ એક એમ અનુક્રમે હાથમાં આયુધ લઇને સંગ્રામ કરવા તૈયાર થયા. કેટલાએક નાશવા માંડ્યા. પણ ભીડ ઘણી હતી તેથી તેઓનાથી નશાયું નહી. તે ગરદીમાં ઉભેલા રાજાઓના ગળામાં પહેરેલા અમૂલ્ય મોતીઓના હારો યોદ્ધાઓના આંગ સ્પર્શથી ભચડાઈ જઇ તેઓનો ચૂરો થઈ પૃથ્વીઊપર પડ્યો તેથી તે રણ ભૂમિ એવી શોભવા લાગી કે જાણે તેણે ભીષ્મના અતુલ ઉજ્વલ તેજરૂપ ચંદનથી પોતાનું અંગ લેપન કીધું હોયની! રાજાઓના બાહુમાં જે રત્નોના બાજુબંદ હતા તે એક બીજાની સાથે ઘસાવા લાગ્યાથી તેઓમાંથી જે અગ્નિ નીકળ્યો તેથી સર્વ રાજાઓના અમૂલ્ય વસ્ત્રો બળવા લાગ્યાં. તે સમયે કેટલાએક રાજાઓના ભીષ્મે હાથ કાપી નાખ્યા, તે એવા હેતુથી કે જાણે તેઓનો ચોરી કરવાનો અભ્યાસ હોવાથી તેનો ન્યાય કરીને શિક્ષાજ કરી હોયની! તેથી તેની અતિ પ્રસંશા થઈ. અતિ પ્રતાપી ભીષ્મના તેજમાં સર્વ રાજાઓ અંજાઈ જઈ ભયભીત થઈ કાંપવા લાગ્યા; તેથી તેઓના મુગટ પૃથ્વી ઊપર પડી ગયા, તેનું તેઓને ભાન રહ્યું નહી. કેટલાએક યુદ્ધ કરવાની આકાંક્ષાથી આયુધ લઇને ઊભા રહ્યા છે. કેટલાએક પોતાના પરાક્રમના અભિમાનથી આંગમાં બકતર પહેરે છે. કેટલાએક રાજાઓને એવું શૌર્ય ચડ્યું કે, શરીરની રૂવાંટી ઊભી થઈ આવી. એ રીતે બધા રાજાઓ કાશીરાજાને સાથે લઇને ગર્વથી ભીષ્મ પ્રતે બોલવા લાગ્યા.

રાજાઓ—હે ક્ષત્રિય કુલભૂષણ, અઘટિત રીતે આ સ્વયંવરમાંથી રાજ કન્યાઓનું હરણ કરતાં તને કાંઈ પણ મનમાં ભય થતું નથી! શું બીજો શૂરવીર ક્ષત્રિય કોઈ પૃથ્વી ઊપર નથી!

એ કૃત્ય કરવાથી તારૂં સાર્થક થનાર નથી. તેમ છતાં જો એ પાપકર્મ તું કરીશ તો આ અમારાં ધનુષ્ય તારા ગુરૂરૂપ થઇને તીક્ષણ બાણવડે તને પ્રાયશ્ચિત્ત આપ્યાવિના રહેનાર નથી. અર્થાત્ જરૂર તારૂં મસ્તક છેદન થશે.

ભીષ્મ—(અતિ ગંભીર વચનથી બોલે છે:—) હે રાજાઓ તમે જે કહ્યું તે સર્વ સત્ય છે. અને એવો ન્યાય છે. પરંતુ કન્યા તથા પૃથ્વી એ બે વસ્તુ સર્વને સાધારણ છે. જેનામાં અધિક પરાક્રમ હોય તે લઈ જાય. તેમ છતાં પરાક્રમવિના તમે આ કન્યાઓને લેવા ધારોછો માટે તમને ધિક્કાર છે. એ તો જેમ દરિદ્રી પૈસાવિના રત્ન લેવા ધારે તેની પઠ થયું. એમ કરવાથી તમે પોતે મશ્કરીના પાત્ર થયાછો. વળી પરાક્રમ રૂપી ધન ખરચ્યા વિના આ કન્યારૂપી રત્ન લઈ જવા માંગો છો માટે તમે ચોરની પઠ અપરાધીછો. એવા અપરાધીઓને દંડ દીધાથી મને કોણ પૂછનાર છે!

એવાં વચન બોલીને ભીષ્મે બાણવતે રાજાના રથોની ધ્વજાઓ તોડી નાખી. તેથી તે બધા રાજાઓ ક્રોધાયમાન થઇને ભીષ્મના રથને ઘેરી લઈ તેને અતિ તીક્ષણ બાણ મારવા લાગ્યા. તેથી ભીષ્મનો કાંઈ પણ પરાભવ ન થતાં ઉલટા તેના રથને જાણે છત્રીની પઠ છાયા કરતા હોયની એવા શૂરવીરપણાનો અભિમાન રાખીને બીજાની નિંદા કરનાર રાજાઓને જેમ સિંહ હરિણોને! ગણકારે નહી તેમ ભીષ્મ તુચ્છ ગણવા લાગ્યો. તે ગર્વિષ્ટ રાજાઓએ ઘણા બાણોનો પ્રહાર કર્યો જેથી ભીષ્મનો દેહાંત થયો હશે એમ ધારવા લાગ્યા. અને પોત પોતાના અહંકારવડે બલને ભરોશે અતિ ઉદ્ધત થઈ રહ્યા છે. એવું ભયંકર યુદ્ધ જોઇને પેલી રાજકન્યાઓ રથમાં બેઠી બેઠી પોતાના મનમાં પશ્ચાત્તાપ કરવા લાગેછે:—

રાજકન્યાઓ—(મનમાં) અમે કેવી ભાગ્યહીણ છૈએ કે માટે આ હજારો માણશોનો નાશ થશે. અને અતો ભ્રષ્ટ તથા તતોભ્રષ્ટ થઇશું. માટે અમને ધિક્કાર છે. કેમકે, હત ભાગ્યણીઓમાં મુખ્ય છૈયે. આ મહા બલવાન અગણિત રાજાઓનો પરાક્રમ ક્યાં! ને જેનો સાથે માત્ર એક સ્વભુજાઓનોજ સહાય છે એવા આ ભીષ્મનો પરાક્રમ ક્યાં! એનો જો દે- હાંત થયો તો અમારા સર્વ મનોરથ નિષ્ફળ થશે.

એવી રીતે રાજકન્યાઓ અતિ નિરાશ થઈ ગઈ, મુખમુદ્રા ઊતરી ગઈ, અને દુઃખના નિશ્વાસ નાખવા લાગી. ઈત્યાદિક પ્રકાર જોઇને તથા તે કન્યાઓનાં મનની વાત જાણીને ભીષ્મે પોતાનો એવો પરાક્રમ બતાવ્યો કે, તે જોઇને સ્વર્ગના દેવો પણ આશ્ચર્યને પામવા લાગ્યા. અને મસ્તકો ધુણાવતા હતા. ભીષ્મ પોતાના નામથી ચિન્હિત અપરિમિત બાણ પ્રત્યેક રાજાને એવી ચાલાકીથી મારવા લાગ્યો કે તે સર્વ રાજાઓ મોટા સંદેહમાં પડી ગયા. કે ભીષ્મ એક છે

કે ઘણા છે? બધા રાજાના અંગમાં બાણો ભેદાવા લાગ્યા. તેથી જે ક્ષત (ઘા) થયા તે જાણે બાણરૂપ કલમવડે ભીષ્મે પોતાના યશના અંક લખ્યા હોયની! તે સમયનેવિષે ભીષ્મરૂપ ગ્રીષ્મરૂતુનાં સૂર્યે પોતાના બાણરૂપ કિરણોએ કરી ક્ષત્રરૂપ નક્ષત્રોને એવી રીતે આછાદન કરી લીધું કે તે કિંચિત્-માત્ર પણ દેખાવા લાગ્યા નહી. માત્ર તે રણરૂપ આકાશમાં કાશીરાજારૂપ શુક્ર નિસ્તેજ થયો થકો થોડો થોડો દેખાવા લાગ્યો. એવો ભીષ્મનો મહા પરાક્રમ જોઇને તે ત્રણે રાજકન્યાઓ અતિ પ્રસન્ન થઈ, અને પોતાની લજ્જા મૂકીને જાન્હવીના પુત્રની પાશે જઈ બેઠી. તેઓની આનંદિત મુખમુદ્રા જોઇને ભીષ્મ સંતુષ્ટ થયો. પછી કાશી નગરીના રાજાની પાશે જઇને તેને સંતુષ્ટ કરચો ને કહ્યું કે તમારી આ ત્રણે પુત્રીઓ મારા નાના ભાઈ વિચિત્રવીર્યની સાથે પરણાવવાનો મનોરથ કરો. એવું ભીષ્મનું બોલવું શાંભળીને તેણે તરત અતિ આદરથી મોટા માનની સાથે તે ત્રણે કન્યાઓ તેને શાંપી. તે પોતાની સાથે લઇને અતિ હર્ષયુક્ત થયો થકો જયાં મહોત્સવ થઈ રહ્યો છે એવા હસ્તિનાપુરમાં આવી પહોતો. પછી તે ત્રણે કન્યાઓનું પોતાના ભાઈ વિચિત્રવીર્યની સાથે લગ્ન કરચું.

તે ત્રણે કન્યાઓનાં શરીરો એવાં ઉત્તમ હતાં કે જાણે શ્રૃંગાર રસનીજ એ પૂતળીઓ કર્ત્તાએ બનાવી હોયની! એવી અતિ સુંદર સ્ત્રીઓને સાથે લઇને નાના પ્રકારના બગીચારૂપ શ્રેષ્ટ ક્રીડાસ્થાનમાં વિષયસુખ ભોગવવાને અર્થે વિચરવા લાગ્યો. અને તે તરણ સ્ત્રીઓની સાથે મદનવિલાસ કરતાં મહા આનંદને પામવા લાગ્યો. કહ્યું છે કે, શોળ વર્ષની સ્ત્રી અને પચીશ વર્ષનો પુરૂષ એવું જોડું જો સર્વ સુખસાધનયુક્ત મલ્યું હોય તો તેને આ લોક સ્વર્ગ સમાન છે. રાજા વિચિત્રવીર્ય પોતાની ત્રણે સ્ત્રીઓની સાથે પાંચે ઇંદ્રિયોના વિષય ભોગ એવી રીતે ભોગવવા લાગ્યો કે તે સ્ત્રીઓનો અતિ પ્રીયકર થઈ પડ્યો. તે સ્ત્રીઓની સાથે કામાશક્ત થયો થકો અન્યોન્ય ગાઢ પ્રીતિ સંબંધને લીધે મનઃપૂર્વક કામદેવની સેવા કરવા લાગ્યો. કહ્યું છે કે, બહુધા યૌવનાંધ પુરૂષ કામને આધીન થાય તેમાં આશ્ચર્ય નથી. વિચિત્રવીર્ય પોતાનું રાજ-કાજ સર્વ ભૂલી ગયો. અને જેમ રાહૂ સૂર્ય તથા ચંદ્રનો ગ્રાસ કરેછે તેમ રાજાના ધર્મ અર્થ તથા કામ એ ત્રણેનો કામદેવે ગ્રાસ કરચો. રાજા એવો લુબ્ધ થઈ ગયો કે તે સ્ત્રીઓ શિવાય બીજું કાંઈ તેને ગમે નહી. કામદેવ પોતાના તીક્ષ્ણ બાણ મારવા લાગ્યો તે રાજાને અતિ સુખકર ભાસવા લાગ્યા. કેમ કે, તે વખતે તે પોતાનો સ્નેહી હતો. કહ્યું છે કે, સ્નેહભાવમાં વજ્રનો માર પણ પુષ્પના માર જેવો લાગે છે. કામદેવ પોતાના પતિનો મિત્ર હોવાથી સ્ત્રીઓ પણ તેને ઘણી ચાહાતી હતી. કહ્યુંછે કે, જે પોતાના પતિનો પ્રીય મિત્ર હોય તેને સુલક્ષણી સ્ત્રીએ પોતાના પતિની માફક આદર સનમાન દેવું જોયેછે. એમ કામવશ થયો થકો રાજા

પૂર્વાપર વિચાર ભૂલી ગયો. અને વિચારવાન પુરૂષે અતિશય કામનું સેવન કરવું નહી એવી નીતિનું રાજાને જ્ઞાન છતાં તેને ભૂલી જઇને પુનઃ પુનઃ સેવન કરવા લાગ્યો. કહ્યુંછે કે, ગમે તેવો પુરૂષ બલવાન છતાં જો કામનું અતિ સેવન કરે તો સર્વ પ્રકારે ક્ષયતાને પામે. તેમ રાજા પણ કામનું ઘણું સેવન કરવાથી બલ રહિત થઈ ગયો. સર્વ શક્તિ ક્ષીણ થઈ ગઈ. કહ્યુંછે કે, અનંગમાં જે પુરૂષ અતિ નિમગ્ન થાયછે તે આખરે વિરંગતાને પામે છે. ઈત્યાદિક કારણ જાણીને ભીષ્મ પોતાના ભાઇને બોધ દિયે છેઃ—

ભીષ્મ—હે વત્સ, તારે કામદેવને વશ થવું યોગ્ય નથી. જેમ મણીમાં કીડો ઉત્પન્ન થઇને મણિને દોષ યુક્ત કરી નાખે છે, તેમ તારી સ્વચ્છતામાં આ વિષયાશક્તિ ઉત્પન્ન થઈ છે તે દોષરૂપ છે. જ્યારે અંગ રહિત અનંગેજ તને જીતી લીધો ત્યારે માહાન્ અંગ યુક્ત બલવાન શૂરવીર પુરૂષોને તું કેમ જીતી શકીશ! કામાશક્ત પુરૂષના ધર્મ અને અર્થ એ બન્ને નાશ થાયછે અને સર્વ પુરૂષાર્થનું મૂલ જે આ શરીર તે પણ ક્ષીણ થઈ જાયછે. હે વીર, જો મદનના પુષ્પમય બાણ તારાથી સહન ન થયા તો મહાન્ શત્રુઓના લોહમય બાણ તું કેમ સહન કરી શકીશ? જેનામાં બલ નથી એવી સ્ત્રીએ તારો આવો પરાભવ કર્યો, તો જ્યારે અતિ બલવાન શત્રુઓ સાંમે આવી ઉભા રહેશે ત્યારે તારી કોણ જાણે શી વલે થશે? શ્રેષ્ટ પુરૂષને સ્ત્રીઓમાં એટલું બધું આશક્ત થવું યોગ્ય નથી. કેમ કે, એના સેવનથી મોટમોટા ઉત્તમ ગુણોનો નાશ થાયછે. (એ પ્રમાણે વિચિત્રવીર્યને ભીષ્મ ઉપદેશ કરેછે એટલામાં સત્યવતી ત્યાં આવી આંખમાં આંસુ લાવી બોલવા લાગી.)

સત્યવતી—હે વત્સ, એટલામાંજ તું મારા મનોરથનો કેમ ભંગ કરેછે? જે હું પ્રથમ તારી સ્ત્રીઓના મુખરૂપ ચંદ્રમા જોઇને અતિ આનંદને પામતી હતી કે, તેથી સંતતિ થશે તે હું જોઈશ; પણ હે પુત્ર, આજે તારૂં આવું દુર્બલપણું જોઇને હું પણ દુર્બલ થઈછું. કેમ કે, જનનીઓનો એવો સ્વભાવજ હોયછે કે, પુત્રને આનંદિત જોઇને પોતે આનંદમાં રહેવું, અને કાંઈ દુઃખી જુવે તો પોતે પણ મહા દુઃખને પામેછે. બીજી બધી ક્ષત્રિય સ્ત્રીઓ કરતાં હું મને ધન્ય સમજુંછું કે મારો આવો વીર પુત્ર થયો તેથી હું વીરપ્રસૂતી ગણાઉંછું. એ વાતનું ઘણા દિવસ સુધી મને અભિમાન હતું, તેનો હાલ તેં છેદ કરી નાખ્યો છે તે યોગ્ય નથી. હે ભાઈ, તારૂં પ્રથમનું શૌર્ય જોઇને જેવો મને આનંદ થતો હતો, તેવુંજ હાલનું તારૂં વ્યસન જોઇને મને દુઃખ થાયછે. આપણા કુરૂવંશમાં આજ દિવસ સુધી તારા જેવો પુરૂષ કોઈ પણ થયો નથી. મને મોટો આશ્ચર્ય થાયછે કે આવો તું કોના સહવાસથી થયોછે! હવેથી મારૂં એટલુંજ કહેવું છે કે હું તથા તારો મોટો ભાઈ ભીષ્મ એ બન્ને આનંદને પામીએ એવું આચરણ કર.

પોતાની સત્યવતી માતુશ્રીનો તથા ભીષ્મનો એવો ઉપદેશ શાંભળીને પોતાનાં કૃત્યોનું સ્મરણ કરી વિચિત્રવીર્ય મહા લજજાને પામ્યો. અને જેમ સૂર્યનો તેજ દર્પણમાં અતિ પ્રકાશને પામેછે, તેમ તેના અંતઃકરણમાં ઉપદેશ અત્યંત ઉદ્યોત થયો. પછી જે દિવસથી પોતે ઉપદેશ પામ્યો તેજ દિવસથી ધર્મ અર્થ તથા કામ એ ત્રણે પદાર્થો ઉપર સમાન વૃત્તિ રાખવા લાગ્યો. તેની ત્રણ સ્ત્રીઓમાંથી અંબિકાને ગર્ભ રહ્યો. તેથી તેને ઘણા દોહળા થવા લાગ્યા. ને પછી ગર્ભના માસ પૂરા થયાથી તેણે અતિ રૂપવાન એક પુત્રને જન્મ આપ્યો. પુત્ર જન્મ સમયે મોટો ઉત્સવ કરીને સત્યવતી તથા ભીષ્મપિતાએ તેનું નામ ધૃતરાષ્ટ્ર એવું પાડયું. તે પૂર્વ જન્મના સંચિત કર્મથી જન્મથીજ અંધ થયો. કહ્યું છે કે, ઘણો સમર્થ હોય તેનાથી પણ પૂર્વ કરેલાં શુભાશુભ કર્મોનો રોધ થાય નહી.

ત્યાર પછી કેટલાએક દિવસે બીજી અંબાલિકા સ્ત્રીને પુત્ર થયો. તેને જન્મથી પાંડુ નામનો રોગ હતો માટે તેનું નામ પાંડુ એવું પાડયું. ત્યાર પછી ત્રીજી સ્ત્રી જે અંબા તેને એક પુત્ર થયો તે જાણે સર્વ શુભગુણોનો ભંડારજ હોયની! એનું નામ ભીષ્મે વિદુર પાડયું. એ ત્રણ પુત્રોના જન્મથી કુરૂવંશ અતિ શોભવા લાગ્યો. સર્વ શુભ શકુન થવા લાગ્યા. અને અશુભ ચિન્હોનો નાશ થયો. સર્વ રાજયમાં વ્યભિચાર, કૃપણતા, ચોરી, તથા બીજા બધા નિંદ્ય કૃત્યો તો શું પણ તેવો મુખમાંથી કોઈ શબ્દ પણ ઉચ્ચાર કરે નહી એવું થયું. બધા ઠેકાણે ન્યાયનું પ્રાબલ્ય થયું, તથા અન્યાયનું મૂલ પણ જતું રહ્યું. સર્વ એક છત્ર રાજય થયું. કોઈ પણ કાયિક તથા માનસિક પીડા રહી નહી. કોઈ બલવાનનું દુર્બલ ઉપર ભય રહ્યું નહી. અર્થાત કોઈ કોઇને મારી શકે નહી. અતિ વૃષ્ટિ તથા અનાવૃષ્ટિ થાય નહી. દુષ્કાલ તથા તીડોત્પત્તિ થાય નહી. વૃક્ષો નિયમિત સમયે ફલિત થઇને ફલો આપવા લાગ્યા. પુષ્પ તથા ફળમાં સુગંધી મધુરતા તથા રસ વગેરે હમેશાના કરતાં અધિક થવા લાગ્યાં.

એવી રીતે તે ત્રણે રાજપુત્રના પ્રભાવથી પૃથ્વીનું એવું મહાત્મ્ય થયું કે, જ્યાં ત્યાં મહોત્સવ જેવું થવા માંડયું. કહ્યુંછે કે, જ્યારે કોઈ મહાત્મા પુરૂષ પૃથ્વી ઉપર જન્મને ધારણ કરેછે ત્યારે નિરંતર પૃથ્વીનું એવુંજ મહાત્મ્ય થાયછે. કેટલાએક દિવસ પછી વળી પ્રથમની પઠેજ વિચિત્રવીર્ય સ્ત્રીઆશકત થયો. તેથી શરીર મહા દુર્બલતાને પામીને ક્ષીણ થવા લાગ્યું. ને થોડા દિવસમાં તેને ક્ષયરોગ ઉત્પન્ન થયો, તેથી ખાશી શ્વાશ તથા બીજો પણ ક્ષય રોગનો પરિવાર પોતાનો અમલ ચલાવવા લાગ્યો. જુવો કામાશકિતથી કેવો પરિણામ થાયછે? કે જેથી વિચિત્રવીર્ય અતિ આકુલ વ્યાકુલ થઇને આ લોક મૂકી પરલોકે ગયો. તે સમયે જેમ સૂર્યનો અસ્ત થયાથી અંધકાર થઈ જાયછે તેમ વિચિત્રવીર્યના મરણથી સર્વ દિશાઓ નિસ્તેજ દીસવા

લાગી. અને સત્યવતીને એવો શોક થયો કે તેનું વર્ણન થઈ શકે નહી. અતિ વિલાપ કરવા લાગી. હે પુત્ર, તું ક્યાં ગયો? તારા વિના હું એકલી કેમ રહી શકીશ? હવે હું તને ક્યાં શોધવા જાઊં? હે વત્સ, બધા કરતાં તારો ઉપર મારો આધક સ્નેહ હતો. તું કુરૂકુલમાં ભૂષણ-રૂપ હતો. તેની આવી દશા થઈ તે હું જોવાને શા સારૂ જીવતી રહી? ઈત્યાદિક વિલાપ કરતાં મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગઈ. ત્યારે બીજા સ્વજનોએ સારો ઉપદેશ કરચો તેથી તેની મૂર્છા વળી. અને ફરી વિચિત્રવીર્યના ગુણોનું સ્મરણ કરીને રૂદન કરવા લાગી. રાજાની ત્રણે સ્ત્રીઓ પણ સભ પાશે આવીને બેઠી. અને છાતી કૂટી અતિ રૂદન કરવા લાગી કે, હે પ્રાણ-પ્રિય, જેમ સૂર્ય અસ્ત થયા પછી કમલિની મહા દુર્દશાને પામેછે તેવી તમારા મરણથી અમારી અવસ્થા થઈ છે. તમે કોઈ સમયે ક્રીડા પર્વત ઉપર પણ અમ સ્ત્રીઓવિના એકલા રમ્યા નથી. તે અમને અહીંજ પડતી મૂકીને પરલોકમાં કેમ રમણ કરવા ગયા? તમારાથી દૂર અમે એક ક્ષણ પણ રહી શકીએ નહી, એવી અમને મૂકીને અતિ દૂર કેમ જતા રહ્યા? તમારો વિયોગ અમે કેમ સહન કરી શકીશું? હે પ્રભુ, આપ સારી રીતે જાણોછો કે, મારા વિના મારી સ્ત્રીઓ રહી શકશે નહી તેમ છતાં અતિ કઠોર મન કરીને કેમ મૂકી ગયા! હે પ્રાણ પતિ, અમારી પાશે આવી, આપના મુખાર્વિંદમાંથી મધુર શબ્દરૂપ મકરંદનું અમને પાન કરાવો. જેથી અમે શો-કમાંથી મૂકાઈ ને ધૈર્યને ધારણ કરિયે. એ પ્રમાણે વિલાપ કરતાં મૂર્છાને પામી. તેઓને જાગૃત કરીને ભીષ્મપિતાએ સારી રીતે ઉપદેશ કરચો. પછી તેની ઉત્તર ક્રિયા કરી ને શોકની સમાપ્તિ કરી.

વિચિત્રવીર્યના મનોહર નાના છોકરાઓ દિવસાનુદિવસ વૃદ્ધિ પામવા લાગ્યા. તેઓની ઉપર આસ્તા રાખીને બધા કુટંબીઓ પોતાના મનમાંથી રાજાના મરણના શોકને ભૂલી જવા લાગ્યા. તે છોકરાઓ નાના પ્રકારના ખેલ ખેલે તેને જોઇને પોતાનું મન વાળી લઈ સત્યવતી માતુશ્રી ઘણા પ્રયાસથી પોતાના શોકનો સંકોચ કરવા લાગી. તે ત્રણે છોકરાઓમાં પરસ્પર એવો સ્નેહ થયો કે એક બીજાથી ક્ષણ પણ જુદા પડે નહી. રાજા વિચિત્રવીર્ય મરણ પામ્યો તે વખતે જોપણ રાજ પુત્રો નાના હતા તો પણ ભીષ્મપિતાના પરાક્રમથી તે રાજયને કોઈ ગાંજી શકચો નહીં. એટલુંજ નહી પણ તે દેશાની સરહદ ઊપર પણ કોઈ ચડી શકચો નહી. કેમકે, ભીષ્મ પિતા અસ્ત્ર અને શસ્ત્રવિદ્યામાં મહા ચતુર હતો તેની પાશે બીજા કોઈનું કાંઈ ચાલતું નહી.

પછી જલને ધારણ કરનારો મેઘ જેમ સમુદ્રમાંથી જલને ગ્રહણ કરછે તેમ આગળ જતાં મોટા પરાક્રમી થનાર જે રાજપુત્રો તે સમગ્ર વિદ્યામાં કુશલ જે ભીષ્મ, તેમની પાશેથીજ સમગ્ર વિદ્યાનું ગ્રહણ કરચું. એ ત્રણે ભાઇઓમાં મધ્યમ જે પાંડુ તે જેમ ત્રણ લોકમાં મનુષ્ય લોક સાર ભૂત છે તેમ વિચિત્રવીર્યના ત્રણે પુત્રોમાં ઉત્તમ થયો. તેના શ્રેષ્ટ ગુણ જોઇને બધાથી મોટો જે

ધૃતરાષ્ટ્ર તે પણ અતિ માન દેવા લાગ્યો. કેમકે, એના ગુણો સર્વ લોકોને અતિ પ્રીય હતા. એક દિવસે ભીષ્મે ધૃતરાષ્ટ્રને કહ્યું:—

ભીષ્મ—હે ધૃતરાષ્ટ્ર, આ ત્રણ ભાઇઓમાં તું મોટો છે માટે આ હસ્તિનાપુરનું રાજ્ય કર.

ધૃતરાષ્ટ્ર—હું રાજ્ય કરવા યોગ્ય નથી. જેમ દિવસ સૂર્યથી શોભાને પામે છે તેમ આપણી રાજ્યલક્ષ્મી આ પાંડુથી શોભાને પામશે. માટે પાંડુને રાજ્ય ગાદી ઊપર બેશાડવો જોઇયે. પાંડુ રાજ્ય કરવાને સમર્થ છે. જેમ હારના મધ્ય ભાગને વિષે ઝડાવ અતિ શોભાને પામે છે તેમ પાંડુ મધ્યમ ભાઈ હોવાથી અતિ શોભાને પામશે; અને બહુ માન મેળવશે. ગુણનો સમુદ્ર તથા અતિ દીપ્તિમાન પ્રકાશ છે જેનો એવો જે આ પાંડુ ભ્રાતા, તેની સેવા કરવાને હું નિરંતર તત્પર રહીશ.

એવી રીતે ધૃતરાષ્ટ્રનો અતિ આગ્રહ જોઇને ભીષ્મે શુભ મુહૂર્ત્ત સમયે પાંડુને રાજ્યગાદીએ બેશાડ્યો. ગાદીએ બેઠા પછી પાંડુ રાજાની કીર્ત્તિ ત્રણ લોકમાં વ્યાપી ગઈ. તેથી નગરના લોકો અતિ આનંદ પામવા લાગ્યા. પૃથ્વી ઊપર જ્યાં ત્યાં અતિ પ્રખ્યાતી થઈ ગઈ. રાજ્ય કારભાર ભીષ્મ તથા ધૃતરાષ્ટ્ર ચલાવવા લાગ્યા. તેથી પાંડુને કાંઇપણ શ્રમ પડતો નહોતો. કેટલાએક મહા પરાક્રમી અધર્મી રાજાઓને વશ કરચા. એક દિવસે સુબલનો પુત્ર શકુની નામનો ગાંધાર દેશનો રાજા પોતાની સાથે પોતાની આઠ બેનો તેડી આવ્યો, તેઓ એવી સુરૂપવાન હતી કે જાણે રતિનું રૂપજ તેઓએ હરણ કરી લીધું હોયના! પછી ભીષ્મપિતા પાશે આવી હાથ જોડીને કહેવા લાગ્યો:—

શકુની—હે ગાંગેય, અપરિમિત પરાક્રમી જે ધૃતરાષ્ટ્ર રાજા, તેને પરણવા સારૂ આ આઠ કન્યા-ઓ પોતાની જનનીના ઉપદેશથી અત્રે આવી છે. માટે મોટા હર્ષથી એઓનું લગ્ન કરવું જોઇયેછે.

એવાં શકુનીનાં સ્તુતિપૂર્વક વચન શાંભળીને ભીષ્મ પરમ આનંદને પામ્યો. અને તેની આકાંક્ષા પ્રમાણે શુભ મુહૂર્ત્ત જોઇને ધૃતરાષ્ટ્રની સાથે તે આઠ કન્યાઓનું લગ્ન કરી દીધું. હવે પાંડુને માટે સારી કુલીન, ચતુર તથા સર્વ પ્રકારે યોગ્ય સ્ત્રી જોઇયે, એવું મનમાં લાવીને તે વિષે ભીષ્મને ચિંતા ઉત્પન્ન થઈ. પછી એક સમયે ભીષ્મ પોતાના ભત્રીજા પાંડુ રાજાને સાથે લઇને નગરમાં ફરવા નીકળ્યો હતો. તે સમયમાં કોઈ પ્રવાશી પુરૂષ પોતાની સાથે એક ચિત્રપટ લઇને આવતો દીઠો તે ચિત્રપટ કન્યાનું હતું. જે કન્યાનું ચિત્ર ચિતારેલું હતું તે એવી તો સુરૂપવાન હતી કે, તેને જોતાં પાંડુનું ચિત્ત વિહ્‌વલ થઈ ગયું. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, શું આ જગતનું સર્વ સૌંદર્ય આ કન્યાએ હરણ કરી લીધું છે! કેમ કે, એના જેવી બીજી કોઈ આ પૃથ્વી ઊપર દીઠામાંજ આવતી નથી. શું એ રતિ છે! કમલા છે કે રોહિણી છે! એનાં આ કોમળ ચરણની રક્તતા તથા શોભા કમળોને પણ લજ્જાયમાન કરેછે. આંગળીઓ તો જાણે કમળની પાંખળીઓજ હોયની! એના સૌંદર્યરૂપ રસની આગળ કમળનું મકરંદ શા હિશાબમાં છે! અર્થાત્ ચરણોની

શોભા કમલથી પણ વિશેષ છે. પગની નળીઓને ઉપમેય કરીને કમળની દાંડીઓ શું ઉપમાન થવાની હતી કે! કદી નહી. જંઘા તો જાણે કામદેવના આ યૌવનરૂપ મહોત્સવના શરીરરૂપ મંડપના કેળના સ્તંભ હોયની! અતિ ગૌરવર્ણ છતાં મહા તેજસ્વી મુખ તો જાણે કર્ત્તાએ આ પૃથ્વી ઊપર ચંદ્રમાનો ગર્વ હરણ કરવા સારૂજ ઉત્પન્ન કરચું હોયની! જેમ ચંદ્રમાનો ઉદય થયાથી ચકવો અને ચકવી પ્રેમને વશ થયા થકા પોત પોતામાં લડેછે અથવા ક્રીડા કરેછે. તેમ આ મુખરૂપ ચંદ્ર વિકસિત થતાંજ ઉચ્ચ સ્તનોરૂપ ચકવો અને ચકવી જાણે હૃદયરૂપ મંડળને વિષે લડતાજ હોયની અથવા ક્રીડા કરતા હોયની! કામદેવ પોતાને રહેવાને કોઈ સારૂં સ્થળ જોતાં જોતાં આ નિતંબરૂપ નગરને પસંદ કરી રહ્યો થકો જગતના સર્વ લોકોને જાણે વ્યાકુલ કરતો હોયની! યૌવન અવસ્થાના અતિ સ્વચ્છ રક્તની વૃદ્ધિને લીધે યોગ્ય પુષ્ટતા ચિન્હ દર્શક ઉદર ઊપર રેષાઓ પડેલી છે તે એવી શોભેછે કે તેને જોતાંજ મન લોલુપ થયા વિના રહેતું નથી. અપરિમિત મોતીઓના હારોથી એનું સ્તન મંડળ અતિ રમણીય દીઠામાં આવેછે. મસ્તક ઊપરના કાળા કેશ તો જાણે ભમરાના રંગનો વેશજ ધરી રહ્યા હોયની! મદોન્મત્ત થએલા હાથીને બાંધવાને વાસ્તે જેમ લોહની શાંકળ હોયછે, તેમ કામદેવને બાંધવાને વાસ્તે આ સ્ત્રીના શરીર ઊપરનાં અતિ લલિત રૂમાળાંરૂપ કડીઓથી ગુંથન કરેલી શરીરાકૃતિ પ્રમાણરૂપ શાંકળ બનેલી છે એમ મનાય છે. એનું લલાટ જોતાંજ એવી ભ્રાંતિ ઉત્પન્ન થયા વિના રહેતી નથી કે આ દ્વિતીયાનો ચંદ્ર ન હોય. જેમ ગુંજ વડે સુવર્ણનું તોલન થાયછે તેથી શું ગુંજને સુવર્ણ તુલ્ય કહિયે! તેમ સ્ત્રીના મુખને ચંદ્રમાની ઉપમા દેવાયછે તેથી શું આ સ્ત્રીના મુખની તુલના ચંદ્રમા કરી શકે કે! ચંદ્રમાની કાંતિ આ મુખની શોભા કરતાં અધિક થવાની નથી. તેમજ યદ્યપિ સ્ત્રીના કેશાદિકને ભમરના વર્ણાદિકની ઉપમા દેવાયછે ખરી, તથાપિ આ સ્ત્રીના શરીર તથા અવયવાદિકનું ઉપમાન કદાચ કોઈ શોધ્યુંજ મળે. એ પ્રમાણે તે શોભાવિસ્તૃત, તારૂણ્ય વિચિત્રિત, પટચિત્રિત સ્ત્રીના સૌંદર્યવિષે ચિંતવન કરતો કરતો પાંડુ રાજા ભીષ્મની સાથે ઘેર આવ્યો. એનો અભિપ્રાય ભીષ્મ સારી રીતે જાણી ગયો. અને તે પ્રવાસી મુશાફરને પોતાની પાશે તેડાવી લઈ તેને પૂછવા લાગ્યો.

ભીષ્મ—આ કમલ વદની, સ્ફટિક રદની, ગર્વ કદની, અપ્સરાઓથી પણ સુશોભિત અને સર્વ સ્ત્રીઓના રૂપને જીતનાર કઈ સ્ત્રીનું ચિત્ર છે!

પ્રવાસી પુરૂષ—(મંદ હાસ્ય યુક્ત થયો થકો) હે આયુષ્મન્, મથુરા નામની એક સુશોભિત નગરી છે. જેને યમુના નદીએ ચોતરફ વીંટી લીધેલી છે. જેમાં ઘણા ઉત્તમ લોક વશે છે. તેમાં એક યદુ નામનો મહત્ પરાક્રમી રાજા થઈ ગયો. તેનો વંશજ હાલ પણ રાજ્ય કરેછે. યદુ રાજાનું મરણ થયા પછી તેનો પુત્ર શૂર ગાદી ઊપર બેઠો. એ સાક્ષાત્ શૂર (સૂર્ય)ની

તુલના કરનારો હતો. જેમ સૂર્યનો ઉદય થયાથી ઉલૂક (ઘુવડ) નાશી જઈ છાની જગામાં ભરાઈ બેશેછે, તેમ એના પરાક્રમથી અન્ય રાજાઓ ગુફાઓમાં સંતાઈ બેઠા હતા. એ બે પુત્રવાન થયો. તેમાંના એકનું નામ શૌરી ને બીજાનું નામ સુવીર હતું. એ બન્ને ભાઇઓ એવા ગુણવાન થયા કે તેનું વર્ણન કરવાને મહાન્ કવિઓ પણ સમર્થ થાય નહી. તેમાં શૌરીને રાજ્ય પ્રાપ્ત થયું. તથા સુવીરને યુવરાજ્ય પદ મળ્યું. ઈત્યાદિક પોતાના રાજ્યની વ્યવસ્થા કરી, સ્વ સંપત્તિ પરહરી, સંસાર ત્યાગ કરી દીક્ષા લઈ, વનમાં જઈ ને શૂર રાજા તપશ્ચર્યા કરવા લાગ્યો. પાછળ તેના બન્ને પુત્રોએ સારી રીતે રાજય ચલાવવા માંડ્યું.

એ બન્ને ભાઇઓ એવા તો શૂરવીર થયા કે, પોતાના શૌર્યની આગળ ઇંદ્રને પણ તુચ્છ ગણવા લાગ્યા. રામ અને લક્ષ્મણના ગુણોની જેઓ તુલના કરે એવા થયા. તેથી સર્વ શત્રુઓ ભયભીત રહેતા હતા. એમ રાજ્ય કરતાં કેટલાએક દિવસ ગયા પછી કોઈ એક સમયને વિષે શૌરી રાજા પોતાના ન્હાના ભાઈ સુવીરને મથુરાનું રાજ્ય સોંપીને પોતે કુશાવર્ત્ત નામના દેશમાં ફરવા નીકળી ગયો. ત્યાંહાં જઇને એક શૌર્યપુર એવા નામનું નગર રચ્યું. તેમાં એવા લોકો આવીને વશ્યા કે જેઓ સર્વ પ્રજા જનોથી પોતાને મહત્ કહેવરાવવા લાગ્યા. તેઓની પાશે કોટ્યાવધિ દ્રવ્યરૂપ લક્ષ્મી એવી રીતે વાસ કરી રહી હતી કે તેઓ ઇંદ્રની લક્ષ્મીને પણ તુચ્છ ગણતા હતા. શૌરી રાજાના અંધકવૃષ્ણિ પ્રમુખ ઘણા પરાક્રમી પુત્રો થયા. તેઓમાંના અંધકવૃષ્ણિને પોતાના રાજ્ય ઉપર બેશાડ્યો. પછી પોતે સંસારથી વિરક્ત દશા ધારણ કરી, એક સુમતિષ્ઠિત નામા મુનિ રાજપાશેથી દીક્ષા લઈ, ચારિત્ર પાળીને મોક્ષે ગયો.

સુવીર રાજાના પણ ભોજવૃષ્ણિ પ્રમુખ ઘણા પુત્રો થયા. જેના પ્રતાપથી શત્રુઓનાં મુખ નિરંતર કલેશમાં રહેતાં હતાં. કેટલાએક કાલ પછી પોતાનું રાજ્ય ભોજવૃષ્ણિને આપ્યું. અને પોતે સિંધુ નામના દેશમાં ફરવા ગયો. ત્યાંહાં સિંધુ નદીના કિનારા ઉપર એક પોતાના નામનું નગર રચાવ્યું; તેનું નામ સુવીરપુર રાખ્યું. તેમાં રહીને નિરંતર બાગબગીચા, વન, કુવા તથા તળાવ પ્રમુખ મનને આનંદ કરનારાં સ્થળોને વિષે વિચરીને સુખોપભોગનું રહસ્ય લેવા લાગ્યો. પણ તેમાં આશક્ત થયો નહી.

અહીં ભોજવૃષ્ણિનો ઉગ્રસેન નામે મહા પરાક્રમી પુત્ર થયો. અને અંધકવૃષ્ણિની સધર્માચરણી સુભદ્રા નામની સ્ત્રી હતી તે મહાધર્મશીળ તથા પતિવ્રતા હતી. તેના ઉદરથી નીતિમાન તથા દશદિશાઓના દશ દિગપાલોના જેવા પરાક્રમી દશ પુત્રો થયા. તે બધામાંના મોટા પુત્રનું નામ સમુદ્રવિજય, બીજાનું અક્ષોભ્ય, ત્રીજાનું સ્તિમિત, ચોથાનું સાગર, પાંચમાનું હિમવાન, છઠ્ઠાનું અચલ, સાતમાનું ધરણ, આઠમાનું પૂરણ, નવમાનું અભિચંદ્ર તથા દશમાનું

નામ વસુદેવ રાખ્યામાં આવ્યું હતું. ત્યાર પછી એક પુત્રીનો જન્મ થયો. જેથી સર્વ લોકોના મનને મોટો આનંદ થયો. એનું જન્મ લગ્ન જોઇને મોટા જ્યોતિષિઓ એમ કહેવા લાગ્યા કે, એ કન્યા મહા ચક્રવર્ત્તિ પુત્ર પ્રસવનારી થશે. એવી ભાગ્યશાળી પુત્રીનો જન્મ થયાથી અંધક વૃષ્ણિ રાજા મહાહર્ષિત થયો. અને જન્મ મહોત્સવ કરી ઘણું દાન દીધું. જન્મ દિવસે આખા નગરમાં કોઈ મરણ થયું નહી. એવાં ઘણાં શુભ શકુન થયાં. એ પુત્રીનો પુષ્ય નક્ષત્રમાં જન્મ થયો તેથી કુંતિ એવું નામ પાડ્યું. જન્મથીજ એની ઊપર બધા પ્રીતિ કરવા લાગ્યા. ન્હાના વયમાંજ એ મોટા મોટા મનોરથ ધારણ કરવા લાગી. તેથી લોકોએ પૃથા એવું એનું બીજું પણ નામ પાડ્યું. પછી દિવસો દિવસ વધવા લાગી અને યુવાવસ્થાને લગભગ આવી પહોંતી, ત્યારે એની માતાને એનો પતિ શોધવાની ચિંતા ઉત્પન્ન થઈ. એક દિવસ કુંતિ પોતાના પિતાના ખોળામાં રમતી હતી ત્યારે તે અંધકવૃષ્ણિ રાજાએ પોતાના વડા પુત્ર સમુદ્રવિજયને બોલાવીને કહ્યું કે,

અંધકવૃષ્ણિ રાજા:— હે વત્સ, આ પુત્રીને યોગ્ય વર કેમ મળશે? એ ચિંતાથી હું અતિ દુ:ખિત થયો છું.

સમુદ્રવિજય:— હે રાજન્, ચિંતા કરવાનું કાંઈ કામ નથી. એવીજ તમારી સાંપ્રત સમયે ઇચ્છા હોય તો એ કુમરીને યોગ્ય વર શોધી કાહાડે તેવા યોગ્ય માણસ જોઇને દશે દિશાઓમાં તેવા રાજકુમારનો શોધ કરવાને મોકલાવો. જેથી મારી બેનને ઉત્તમ, મહા બુદ્ધિમાન, યોગ્ય, રૂપવાન, તથા કુલીન સ્વામીની પ્રાપ્તિ થાય. એ ઉપાય સર્વ કરતાં સારો છે. યદ્યપિ રાજાઓમાં સ્વયંવર રચીને પુત્રીને વર કરી દેવાનો ચાલ છે. અને તેથી શ્રેષ્ઠ વરની પ્રાપ્તિ પણ થાયછે, તથાપિ સ્વયંવરમાં મળેલાં હજારો રાજાઓમાંથી એકને પસંદ કરીને તેને કન્યા પોતે વરવાથી બીજાં બધા રાજાઓને અપમાન કરવા જેવું થાયછે; તે એક જાતનો દોષજ કહેવાય. માટે એમ કરવાની કદાચ આપની ઇચ્છા હોય તો પણ મારૂં મત અનુકૂળ થશે નહી.

એવું પોતાના વડીલ પુત્રનું બોલવું શાંભળીને રાજાએ મને બોલાવ્યો ને કહ્યું કે,

રાજા—તમે દેશોદેશ જઇને આ કન્યાને યોગ્ય વરનો શોધ કરો. અને તેની તરત મને ખબર આપો.

એવાં રાજાનાં વચન શાંભળીને તે દિવસે આ પટ ઉપર તે રાજકન્યાનું યત્કિંચિતપણે ચિત્ર કહાડ્યું અને આ ચિત્રપટ સાથે લઇને તે કાર્ય કરવાના અર્થે હું પોતે પ્રવાસ કરવા બાહેર નીકળી પડ્યો; તે દેશોદેશ ફરતો ફરતો અહીં આવી પહોંતો છું. અહીં આવે મને થોડા એક દિવસ થઈ ગયા છે. આ નગરીના પાંડુ રાજાની લક્ષ્મી તથા તેનું રૂપ જોઇને હું ઘણોજ હર્ષિત થયો છું. અને મારો મનોરથ પૂર્ણ થયો એમ હું માનુંછું. મારી આપની પાશે એટલીજ વિનંતી છે કે

આ રાજકન્યાનું લગ્ન પાંડુ રાજાની સાથે કરો. જેમ સુગંધયુક્ત માલતીના પુષ્પથી ભ્રમર શોભાને પામેછે. તેમજ એ કન્યાથી રાજા શોભાને પામશે. વળી એ કન્યાની એક શકી નાની બેન માદ્રી નામની અતિ રૂપવાન છે. તેની ઊપર ચેદી દેશના દમઘોષ નામના રાજાનો ઘણો પ્રેમ છે. પણ, મોટી દીકરીનું લગ્ન થયા વિના નાની દીકરીને પરણાવવી એ અઘટિત છે. એમ જાણીને તે પુત્રીને રાજાએ પરણાવી નથી. પહેલાં મોટી છોકરી પરણે તો પછી નાની છોકરીનું લગ્ન કરવામાં કાંઈ દોષ રહે નહી. માટે હે ભીષ્મ, એ રાજ કન્યાઓનાં લગ્ન સંબંધી સર્વ કાર્ય તમારાજ હાથમાં છે. તે ત્વરાથી કરવું જોયેછે.

એ પ્રકારે તે પ્રવાસી પુરૂષનાં વચનો શાંભળીને ભીષ્મ અતિ પ્રસન્ન થયો. અને પોતાનો મનોરથ પ્રયાસ વિના સિદ્ધ થયો એમ જાણીને પાંડુને જણાવ્યું તેથી તે પણ પરમાનંદને પામ્યો. રાજકન્યાના શરીરનું ચિત્ર પાંડુ રાજાના ચિત્તરૂપ પટને વિષે કામદેવરૂપ ચિતારે પ્રથમજ આલેખી રાખ્યું હતું, તે યદ્યપિ ભાવપણે વૃત્તિ ગોચર તો હતું પણ દ્રવ્યપણે દૃષ્ટિ ગોચર નહી હોવાને લીધે બીજા ઉત્તમ સ્વચ્છ પટ ઊપર ચીતરાવીને પોતાની પાશે રાખ્યું. તેથી તેની વૃત્તિ અતિ શાંતિને પામી ગઈ. પણ કામાગ્નિએ કરી શરીર તપ્ત થઈ ગએલું તે આલિંગનરૂપ જલ વિના શીતલતાને કેમ પામે! અર્થાત્ આલિંગનની ઈચ્છા થવા લાગી. તેથી તે સ્ત્રી વિષે પાંડુને આર્ત્ત ધ્યાન થયું. અને ફરી ફરી ચિંતન કરવા લાગ્યો કે, જે દિવસે મારા નેત્રો ભમરાઓ બનીને કુંતિના મુખરૂપ કમળની લાવણ્યતા રૂપ મકરંદને પાન કરશે, તે દિવસને હું ધન્ય માનીશ.

પછી કેટલાએક દિવસ વીત્યા કેડે ભીષ્મે સત્યવતીને પૂછીને કોરક (પોતાના માણસ) ને પોતાના કાર્યને માટે તે પ્રવાસી પુરૂષની સાથે શૌર્ય પુર જવાને મોકલી દીધો. તે બન્ને વહાય થઇને તે નગર વિષે આવી પહોતા. પછી શુભ સમયે રાજ દરબારમાં ગયા. ત્યાં કુંતિ પોતાના પિતાના ખોળામાં બેઠેલી છે. તેને જોઇને તે પ્રવાસી બોલ્યો.

પ્રવાસી:—હે મહારાજ, આપની આજ્ઞાનો અંગીકાર કરીને દેશોદેશ ફરતાં એક દિવસે મદોન્મત્ત હસ્તિઓએ કરી યુકત જે હસ્તિનાપુર તેમાં હું ગયો. ત્યાંહાં પ્રફુલ્લિત કમલના જેવા છે જેના નેત્ર, તથા ચંદ્રના જેવું છે જેનું મુખ, એવો સુંદર અને મહાપ્રતાપી પાંડુ રાજા રાજ્ય કરેછે. એ પુરૂષ રત્ન જોતાંજ મને એવું થયું કે, આ પૃથ્વીનું નામ જે રત્નગર્ભા છે તે સાર્થકજ છે. જેના બાહુ પર્વતની પઠ સ્થિર, પુષ્ટ તથા ઉંચા છે. અતિ વિશાળ જેનું વક્ષસ્થળ છે. જેમ કલ્પવૃક્ષ સ્વઆશ્રિત જનોની સર્વ મનકામના પૂર્ણ કરેછે, તેમ જેનાં હસ્ત યાચક જનોના સર્વ મનોરથ પૂરે છે માટે એના હસ્ત તે કલ્પવૃક્ષજ છે. સ્વનગરની રક્ષા કરવાને અર્થે જેનો પરાક્રમરૂપ પ્રાકારજ હોયની! એવા પરાક્રમની ઇંદ્ર પણ અભિલાષા કરેછે. જેનાં સર્વ લક્ષણો

ચક્રવર્ત્તિના જેવાં છે. જે બધી કળાઓમાં પરિપૂર્ણ છે. જેનું દર્શન કરવાથી સમગ્ર લોકોનાં ચિત્ત શાંત થાયછે. ઇત્યાદિક ઉત્તમ ગુણોએ કરી યુક્ત પાંડુ રાજા વિષે વિચાર કરતાં એનાથી અધિક શ્રેષ્ઠ વર મળવો મુશકીલ છે. એની સાથે કુંતીનો સંબંધ થયાથી જેમ રોહિણી અને ચંદ્રનું જોડું શોભે છે તેમ એ દંપતિ પણ શોભાને પામશે. એવું સ્પષ્ટ દીઠામાં આવેછે. ભીષ્મ જેનો કાકો છે. તેને આપ પણ જાણતા હશો. ને તેજ એના પિતાને ઠેકાણે છે. તેણેજ ચિત્રપટ જોઇને તથા તે વિષે મારા મુખથી સર્વ વૃત્તાંત શાંભળીને તમારી સાથે સંબંધ કરવાને અર્થે આ પોતાનો માણસ મારી સાથે મોકલ્યો છે. માટે હે મહારાજ, આપને જે કાંઈ કર્ત્તવ્ય હોય તે કરો. અને મજ આજ્ઞાંકિત ચરણ કિંકરને વિદાય કરો.

એવાં પોતાના અનુચરનાં વચન શાંભળીને ઉદાસીન વૃત્તિથી પેલા હસ્તિનાપુરથી આવેલા કોરકને રાજાએ કહ્યું કે, આવતી કાલે તમને જવાબ મળશે. એમ બોલીને રાજા ઊઠી ગયો. કોરક પોતાને સ્થાનકે ગયો. કુંતી પણ પાંડુ રાજાના ગુણ શાંભળ્યાથી હર્ષિત થઈ થકી જનાનખાનામાં ગઈ. ત્યાંહાં કુંતીની સખીએ તેની માતા પાશે સૂર્ય જેવા પ્રતાપવાળા પાંડુ રાજાના નિર્મલ ગુણોનું વર્ણન કર્યું. તે શાંભળીને તે પણ અતિ ખુશી થઈ. અને મનમાં વિચાર કરવા લાગી કે એવો પરાક્રમી, રૂપવાન, ન્યાયી તથા વિનયવંત જમાત મળ્યાથી હું મારૂં મોટું ભાગ્ય માનીશ. પરંતુ ધારેલું કામ હમેશા પાર પડતું નથી. જો કર્મ પ્રતિકૂલ હોય તો ધારેલું શુભ કામ વણશી જાયછે ને જો કર્મ અનુકૂલ હોય તો અણધારેલું કૃત્ય ફલદ રૂપ થાયછે. કુંતી પોતાની દાઈ પાશે તે બધી વાત કહીને આનંદ પામવા લાગી. એવી રીતે તે રાત વીતી ગઈ અને દિવસ થયો ત્યારે ધારા પ્રમાણે રાજા રાજ્ય સભામાં આવી બેઠો. અને પોતાના પ્રવાસી પુરૂષને બોલાવી લીધો. અને તેને કહ્યું કે, પાંડુ રાજા પાંડુ રોગી છે માટે હું તેને મારી પુત્રી આપવાનો નથી. એમ શાંભળીને તરત તે પુરૂષે પેલા હસ્તિના પુરથી પોતાની સાથે આવેલા કોરકને તે વાત કહી. તે શાંભળીને તે પાછો હસ્તિનાપુર ગયો, ને ભીષ્મની પાશે બધો ઈત્થંભૂત વૃત્તાંત કહ્યો. તે પાંડુ રાજાએ પણ શાંભળ્યો પરંતુ પોતે અતિ ઊત્કંઠિત હોવાથી તે દૂતને એકાંત સ્થળે બોલાવીને પૂછવા લાગ્યો.

પાંડુરાજા—મારા વિષે એ રાજ કન્યાનો કેવો પ્રેમ છે!

દૂત—હે રાજન્, પ્રેમની હું શું વાત કરૂં! જયારે પેલો પ્રવાસી પુરૂષ પોતાના રાજાની પાશે આપના ગુણોનું વર્ણન કરતો હતો, ત્યારે તે રાજકન્યાનું મુખ અતિ પ્રફુલ્લિત દીઠામાં આવતું હતું. અને પ્રેમના આવેશથી ગાળ લાલ ચોળ થઈ આવેલા દેખાતા હતા. જયાંહાં સુધી તે ગુણાનુવાદ કહેતો હતો ત્યાંહાં સુધી નેત્રોનાં પાંપણ જેના સ્તંભ થઈ રહેલાં હતાં. બધી વાત એકાગ્ર ચિત્તથી શાંભળતી હતી. બીજી વાત ઊપર લગાર પણ લક્ષ દેતી નહોતી. સુકુમાર અંગ જેનું

કંપાયમાન થતું હતું. વલી હે રાજા આપના ગુણો શાંભળવાના અભિલાષથી પાશે પાશે થતી જાતી હતી. અને મનમાં અતિ ફૂલાતી થકી કામાતુર માણુશની પઠે દેખાતી હતી. ઈત્યાદિક બધાં ચિન્હો જોઇને મેં તે વખતે એવો તર્ક કરચો કે, એ રાજ કન્યાની આપની ઊપર ઘણી પ્રીતિ બંધાઈ ગઈ છે, એમાં સંશય નથી.

કોરકના મુખથી એવાં વાક્યો શાંભળીને કામદેવના પાંચે બાણેકરી હણાયો થકો પાંડુ રાજા મહા પીડાને પામવા લાગ્યો. કોઇ પ્રકારે ચેન પડે નહી. ક્ષણમાં બાગમાં જઈ ફુવારાની પાશે ઊભો રહે, ક્ષણમાં પલંગ ઊપર જઈ બેશે, ક્ષણમાં ફૂલની શય્યા ઊપર આલોટે, ક્ષણમાં પાણી છાંટેલો પંખો લિયે, ક્ષણમાં આંગ ઊપર ચંદન ચોપડે, ક્ષણમાં અજવાળામાં જઈ ઊભો રહે, ક્ષણમાં શરીર ઊપર કપૂર ચોપડે, અને ક્ષણમાં ઘણાં કમલોવાળા સરોવરના કાંઠા ઊપર જઈ બેશે; ઈત્યાદિક અનેક ઉપાયો કરચા તોપણ મદનતાપ શમ્યો નહી. પછી પુષ્પોના ઘણા વૃક્ષોવાળા બગીચામાં ગયો. ત્યાંહાં કુંતીના વિરહથી વ્યાકુલ થઈ ફરતાં ફરતાં એક ખેરનું ઝાડ જોયું. તેના થડની સાથે એક હોંસ ઊડી ગએલા માણુસને ખીલાથી જડી રાખેલો દીઠો. તેના શરીરમાં મારેલા લોખંડના ખીલાઓથી તે મહા પીડાને પામી રહ્યો હતો. તેનું કામદેવના જેવું સ્વરૂપ જોઇને તેની પાશે જઈ તેના શરીરમાંથી લોહોડાના ખીલાં કહાડી નાખ્યાં; ત્યારે જેમ કાપી નાખેલું ઝાડ નીચે પડી જાય તેમ તે પૃથ્વી ઊપર પડી ગયો. તેની ઊપર પાંડુએ શીતળ પાણી છાંટીને તથા બીજા ઘણા ઉપાયો કરીને ચેતના આણી; તે સાવધ થયો ત્યારે નમ્રતા સહિત તેને પૂછવા લાગ્યો.

પાંડુ—હે મહા ભાગ્ય, તમે કોણ છો! અને આવી દશા તમારી કેમ થઈ!

પુરૂષ—મહારાજ, વૈતાઢ્ય પર્વતની ઊપર ઘણા સમૃદ્ધિવાન લોકોએ કરી સહિત એક હેમપુર નામનું નગર છે, ત્યાંનો હું વિદ્યાધર રાજા છું, અને મારૂં નામ વિશાલાક્ષ છે. એક સમયને વિષે હું પૃથ્વી પર્યટન કરવા નીકળ્યો; ફરતાં ફરતાં આ બાગની સમીપે આવી પહોતો. એટલામાં મારી પાછળ મારા કેટલાએક દુશમણો કોણ જાણે ક્યાંથી આવી પહોતા. મને એકલો જોઇને જેમ કોઈ હાથિણીની પાછળ ફરતા એકલા હાથીને તેના પકડનારા ઝાલી લિયે તેમ મને પકડીને આ ઝાડની સાથે જડી દીધો, તેથી મારી આવી દુર્દશા થઈ. તમાંથી મને મુકત કરચો; માટે તમે મારા પ્રાણના દેનારા છો. એના બદલમાં જેવી ઇચ્છા હોય તે આજ્ઞા કરો, હું તે કાર્ય કરવાને તત્પર છું.

પાંડુરાજા—હે ભાઈ, તું પાછો પોતાના રાજ્યમાં જઈ પ્રજાનું સારી રીતે પાલણ પોષણ કરશે તેના કરતાં વધારે સારૂં મને શું છે કે જે તારી પાશે માગું!

વિશાલાક્ષ—મુખ મુદ્રા ઊપરથી તમે અતિ ચિંતાતુર દેખાઓ છો; તેનું કારણ મને સમઝાવો. (એવાં તે વિદ્યાધરનાં વચનો શાંભળીને રાજાએ કુંતીનો સર્વ વૃત્તાંત કહી શાંભળાવ્યો;

કેમકે, સજ્જન પુરષોની પાશે પોતાનું દુઃખ કહ્યાથી કાંઈ પણ ફળની પ્રાપ્તિ થાયછે તે શાંભળીને વિશાલાક્ષ કહેવા લાગ્યો કે), હે રાજા, આ મુદ્રિકા મારા વંશપરંપરાથી મને મળી છે, તે આજે આપને અર્પણ કરૂંછું, એમાં એવો ગુણ છે કે આંગલીમાં છતાં ઇચ્છિત કાર્યની સિદ્ધિ થશે. દેવતાએ આપેલી વસ્તુનો અદ્ભુત મહિમા હોયછે. જેમ કે, અદૃશ્ય થઈ જવું, કોઇને વશ કરી લેવું, ઘા થએલો રૂઝાવી દેવો, વિષ ઊતારી નાખવો અથવા વિષ ચડવા ન દેવો, અને પુષ્પની પઠે આકાશમાં ચાલ્યા જવું ઈત્યાદિક ઘણા ગુણો છે તે મેં અજમાવેલા છે; (પાંડુ રાજાએ તે લેવાની મરજી કરી નહી, તોપણ તે વિદ્યાધરોના રાજાએ તેને બલાત્કારે આપી ને કહ્યું કે) એમાં બીજો એક ગુણ એ છે કે, આપણી જે પુત્રસંતતિ થશે તેઓ એક બીજા ઊપર અતિ પ્રીતિ રાખશે. કોઈ દહાડો સ્નેહ તૂટશે નહી. (એવી રીતે કહીને પોતાની નગરીને વિષે ગયો. ને પાંડુએ તે મુદ્રિકા પોતાની આંગળીમાં પહેરી લીધી. અને કુંતીનું ચિત્રપટ જોઇને તેની પાશે જવાની ઇચ્છા કરી એટલે તેજ વખતે જ્યાંહાં કુંતિ બેઠી હતી ત્યાં જઈ પહોતો. તે કોઇને દેખાયો નહી. કુંતી પોતાની સખીની સાથે વાત કરતી હતી તે અદૃશ્ય પણે શાંભળવા લાગ્યો.)

કુંતીઃ—હે સખી, આ દિવસ તો ઘણા કષ્ટથી જેમ તેમ વીતી ગયો છે, પણ રાત તે કોણ જાણે કેમ વીતશે! જેમ સૂર્યના તાપથી પાણીથી છાંટેલો પંખો સૂકાઈ ગયોછે અને જેમ આ પ્રફુલ્લિત કમલ કરમાઈ ગયાંછે. તેમ મનના સંતાપથી આ મારૂં શરીર નિસ્તેજ થઇ ગયું છે. એટલુંજ નહી પણ એના જોરથી મારા શરીર ઉપરના હાર ફૂટી જવા લાગ્યા છે. માટે હે સખી, આટલાં બધાં કમલો લાવીને તથા ચંદન ચોપડીને શાસારૂ પ્રયાસ કરેછે એમ કરવાથી મારા ક્લેશની કાંઈપણ શાંતિ થવાની નથી. મને એ સંતાપ થવાને લીધે એક આશંકા ઉત્પન્ન થાયછે કે, કોરેકે, કહ્યું હતું કે પાંડુ રાજા ચંદ્રમાના જેવા શીતળ છે; ત્યારે મારા હૃદયમાં અગ્નિ કરતાં પણ વધારે પરિતાપ કેમ કરેછે? વળી હે સખી, મારો કાંઈપણ અપરાધ નછતાં કામદેવ પોતાના બાણે કરી મને અત્યંત પીડા કરેછે; અને પાંડુ રાજાએ પોતાના રૂપવડે એનો તિરસ્કાર કરચો છતાં તેને લગાર પણ ક્લેશ કરતો નથી. કેમકે, જો તેમને કામદેવે પોતાના બાણેકરી વીંધ્યો હોય તો આટલા દિવસ સુધી મારી સ્મૃતિ કેમ ન થાય? ને જો સ્મરણ હોય તો આવ્યાવિના રહેવાય નહી. અને આ જે ચંદ્રમાનો નિર્મલ પ્રકાશ પડચો છે, તે વળી અધૂરામાં પૂરૂં દુઃખ જેવું ભાસેછે. કહ્યું છેકે, જેનું ભાગ્ય પ્રતિકૂલ હોય તેને બધું અવળુંજ થાયછે; જેમકે, આ ચંદ્રમાનાં કિરણો શીતળ કહેવાય છે તોપણ મને અગ્નિના જેવા તપ્ત લાગેછે. તેમાં વળી વધારે સંતાપ કારક એ છે કે, મને એમની સાથે પરણાવવાનો મારા પિતાનો હેતુ દેખાતો નથી; તેથી હું નિરાશ થઇછું; હવે મને મરણવિના બીજો કોઈ આશ્રય નથી.

સખી—આટલો બધો ખેદ કરવાનું કાંઈ કારણ નથી, હે કૃશોદરી; જે વસ્તુ પ્રાપ્ત થવા યોગ્ય ન હોય તે પણ ઉદ્યમે કરી પ્રાપ્ત થાય છે; માટે તું શોક કરવો મુકી દે. હું એવો ઉપાય કરીશ કે, તારો પ્રિય અતિ દૂર છતાં તત્કાલ પાશે આવી ઊભો રહેશે. (એમ ઘણા પ્રકારે સખીએ કુંતીની આશ્વાસના કરી, તો પણ તેનો સંતાપ શાંત ન થતાં ઉલટો વધવા લાગ્યો એમ જોઇને સખી નવા નવા વૃક્ષોના અંકુરો લેવાને દૂર ગઈ. ત્યારે યાદવેંદ્રસુતા જે કુંતી તે વિચાર કરવા લાગી કે આ સમય દેહત્યાગ કરવાનો સારો છે. એમ પાકો સંકેત કરી પોતાના વસ્ત્રનો કચ્છ મારી આસો પલ્લવના ઝાડની નીચે ગળે ફાસ ખાવા ગઈ.)

કુંતી—અહીંના વસનારા સર્વે વનદેવતાઓ, તમે સર્વે મારી વાત શાંભળો. જન્માંતરમાં પણ મારો પતિ પાંડુ રાજા થાઓ.

એમ કહી તે ઝાડની શાખાસાથે પાશ બાંધીને ગળામાં ઘાલવા લાગી. કહ્યું છે કે "સ્ત્રીઓને વ્યસનનો ઉદય થયાથી ઘણુકરીને એવો પરિણામ થાયછે."

એટલામાં હાથમાં ખડ્ગ ધારણ કરેલો પાંડુ રાજા અતિ ઉતાવલો દોડતો દોડતો ત્યાંહાં આવી ઉભો રહ્યો.

પાંડુ:—હે મુગ્ધે, આ સાહસકૃત્ય કરચાથીજ પૂરૂં થવાનું નથી; કાંઈક આગળ ઊપર વિચાર કરવો જોયેછે.

એમ કહીને ગળામાંથી ફાશ કહાડી નાખ્યો. અને પોતાંના ખોળામાં લઇને પોતાના ઉત્તમ વસ્ત્રવડે તેને પવન કરવા લાગ્યો. એમ કરતાં કેટલીક વાર પછી કુંતીને મૂર્છા ઉતરી અને ચેતના આવી ત્યારે પોતાને પુરૂષના ખુળામાં બેઠલી છતાં તે પવન કરી રહ્યો છે તે જોઈ અચાનક ચોંકીને બોલી.

કુંતી:—અરેરે!!! આ મને પવન કરનારો પુરૂષ કોણછે? હે વિધિ, તને ધિક્કાર છે કે મારો પાંડુ પતિ છતાં અને તેની હું પતિવ્રતા સ્ત્રી છતાં આ અન્ય પુરૂષનો સ્પર્શ થયો! મારા પાતિવ્રત્યને પણ ધિક્કાર છે; કે જે પોતાને લાંછન લગાડી લિયેછે. (એટલામાં અચાનક તેના મુખઊપર દૃષ્ટિ પડી જાયછે, તેથી મનનો તર્ક કરેછે:—) અરે મારી પાશે કોરકે જેવું પાંડુ રાજાનું સ્વરૂપ વર્ણન કર્યું હતું તેવુંજ આ દેખાયછે ત્યારે; પણ એ તર્ક વ્યર્થ છે. શું એક આકૃતિના જેવી બીજી આકૃતિ નથી થતી! શું એક માણશના જેવું બીજું માણસ થતું નથી કે શું? કહ્યુંછે કે "જેનું મન જેમાં લાગ્યું હોય તેને જ્યાંહાં ત્યાંહાં તેજ દીસમાં આવે." વળી કહ્યું છે કે "અર્થીને અક્કલ ન હોય" તેમ મને પણ થયુંછે. એવી રીતે અચાનક ઇચ્છા તો કોઈ મહાભાગ્યશાળીની પૂર્ણ થાયછે. પણ મારા હૃદયમાં જે સંતાપરૂપ અગ્નિનો દાહ થઈ રહ્યો હતો, તે અચાનક શાંત

થઈ ગયા જેવું હોવાનું કારણ શું! ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ થયાંવિના મનનું સમાધાન થતું નથી. અને મનનું સમાધાન થયા વિના પદાર્થની ઇચ્છા જતી નથી. માટે ઇચ્છિત પદાર્થની જે પ્રાપ્તિ તેજ મનનું સમાધન છે. એ બન્નેની વચ્ચમાં અંતરાય નથી. ત્યારે એકનો ભાવ અને બીજાનો અભાવ સંભવે નહી. અહીં મનનું સમાધાન તો ભાવ રૂપે દેખાય છે અને ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ તો થઈ નથી માટે તે અભાવ રૂપે છે. અને એક પદાર્થને વિષે એક સમયાવચ્છિન્ન ભાવાભાવ હોયજ નહી. તે આ પ્રત્યક્ષ દેખાય છે એ મોટી આશ્ચર્યની વાત છે! જો આજ પાંડુ રાજા હોય તો એમ બની શકે, પણ તે ક્યાંથી હોય! તેઓને અત્રે આવવાની કલ્પના શા ઉપરથી થાય! પણ કદાચ કાકતાલિય ન્યાયવત્ એમ પણ બની જાયછે; ત્યારે શું મારી તીવ્ર પ્રીતિ રૂપ આકર્ષણ શકિતજ એમને તેડી આવી હશે! (વળી મનમાં) પણ એજ પાંડુ રાજા છે એવો નિશ્ચય શા ઉપરથી થાય! જો પણ એમના અંગ સ્પર્શથી મને આનંદ થયા જેવું લાગ્યું; તોપણ એ તર્ક મારા ખરા થાય એવું ભાગ્ય ક્યાંથી!

ઇત્યાદિક તર્કો થતા સુધી પૂરી મૂર્છા વળી નહોતી; જેમ કાંઇક નિદ્રા અને કાંઇક જાગૃત અવસ્થા હોય તેમાં માણસ નાના પ્રકારના વિચાર કરેછે, તેમ તેને નાના પ્રકારના વિચાર થયા પછી પૂરી સાવધ થઈ ઊઠી બેશીને સારી રીતે આંખ ઊઘાડીને જોવા લાગી, તો તેના હાથના કડા ઉપર 'પાંડુ રાજા' એવું નામ કોતરેલું જોવામાં આવ્યું. તેથી તો જાણે શોકની મૂર્છામાંથી ઊઠીને હર્ષની મૂર્છામાં આવી ગઈ હોયની! એવી રીતે સ્નેહને વશ થઈ થકી સ્તબ્ધ બની ગઈ. માત્ર નેત્રો ઊઘાડાં હતાં, તેઓની એકજ ટક પાંડુ રાજાની સાંએ લાગી ગયાથી જાણે જાગૃત મૂર્છાજ થઈ હોયની! એવો ભાસ થતો હતો. તેમાં પ્રેમનાં આશુ નીકળી રહ્યાં છે.

પાંડુરાજા—હે સુકુમારી, ઘણો આક્રોશ શા સારૂ કરેછે! તું જેને માટે અતિ દુ:ખિત છે તે હું પોતેજ પાંડુરાજા છું. તારા નિર્મળ ગુણ શાંભળી તથા તારૂં ચિત્રપટ ઉપરથી અતિ મનોહર રૂપ જોઇને મારૂં મન હરણ થઈ ગયું, તેથી હાથમાં લીધું છે ધનુષ્ય જેણે એવા મદન માત્રનીજ સહાયતાથી હું અતિ ઉત્કંઠથી આ તારા નગરમાં આવ્યો છું.

એ પ્રમાણે રાજા અતિ પ્રેમનાં વચનો બોલેછે એટલામાં તે સખી ત્યાં આવીને ચિન્હ ઉપરથી આ પાંડુ રાજાજ છે એમ જાણી:—

સખી—(કુંતી પ્રત્યે) હે રાજકન્યા, આ મહારાજ પાંડુ તમારે ઘેર પરોણા દાખલ આવેલા છે, માટે ઊઠીને એમની યથાવિધ આશ્વાસના કરો.

કુંતી—સખી, હું સત્કાર કરવામાં સમઝતી નથી. માટે તુંજ યોગ્ય સત્કાર કર.

પછી તે સખીએ યથા શાસ્ત્ર બન્નેનો ત્યાંજ ગાંધર્વ વિવાહ કરયો.

સખી—(રાજા પ્રત્યે) હે રાજા, જેણે પોતાના યશવડે ત્રણે લોક શાંત કરયા છે, એટલે જેની કીર્ત્તિ ત્રણ લોકોમાં વ્યાપી રહીછે, અને એક ક્ષમા રૂપ ચક્ર તથા બીજું દિગ્વિજય કરવાનું ચક્રરત્ન ધારણ કરનારા ચક્રવર્ત્તિ શાંતિજિનેશ્વર જે કુલમાં ઉત્પન્ન થયા છે, તેજ કુલમાં આ કુમારીએ પણ જન્મ લીધો છે. અર્થાત્ એ મોટા કુલમાં ઉત્પન્ન થએલી છે. અને તમે પણ પોતાના ગુણે કરી ત્રણે લોક વશ કરયા છે; અર્થાત્ સર્વ શુભ ગુણ સંપન્ન છો, તેથી એ કન્યાની તમારી ઉપર અતિ પ્રીતિ થઈ ગઈ છે. એવું જાણીને યાદવોના રાજાની સંમતિ વિના મેં બન્નેનો વિવાહ કરી દીધો છે. માટે હવે આ કુંતીના જેમ સર્વ મનોરથ પૂર્ણ થાય તેવો યત્ન તમને કરવો જોયે.

એમ કહીને તે સખી બન્નેનાં મન એકાંત સ્થળ સેવવાને આતુર થએલાં જોઇને ત્યાંથી જતી રહી. ત્યારે તે બન્ને એકાંત સ્થળમાં ગયા. ત્યાં કામદેવને પોતાનો મનોરથ સિદ્ધ કરવાની તક મળી. કહ્યું છે કે "એકાંત સ્થળમાં મન મળેલાં સ્ત્રી પુરૂષ જો મળ્યા હોય તો ત્યાં કામદેવ છળ કરયાવિના રહેતો નથી." એવી રીતે એકાંત સ્થળ સેવન થયા પછી કામદેવ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, હું ધન્ય છું. કે આવા ઉત્તમ પુરૂષો પણ મારે વશ થઈ જાયછે. એમ હાસ્ય વિનોદ યુક્ત ક્રીડા કરતાં કરતાં આખી રાત્ર વ્યતીત થઈ ગઈ. કહ્યું છે કે, "સુખોપભોગ કરતાં કાલ ક્ષીણ થાયછે તે જણાતો નથી." પછી પ્રભાત થયો ન થયો એટલામાં પેલી સખી કે જેને એ બધી વાતની ખબર છે તેની આજ્ઞા લઇને ગાંધર્વે આપેલી મુદ્રિકાના પ્રભાવથી પાંડુ રાજા પોતાના નગરમાં આવ્યો. એટલામાં ઉદયાદ્રિ પર્વતના શિખર ઊપર સૂર્યે પોતાના કિરણોનો પ્રસાર કરયો એટલે સવાર થઈ ગઈ.

પાંડુ રાજાના સમાગમથી તેજ રાત્રીએ કુંતીને ગર્ભ રહ્યો. તેથી દિવસાનુદિવસ જેવી વર્ષાઋતુના સમયે પર્જન્ય પડવાથી નવા અંકુરોથી પૃથ્વી શોભાને પામેછે, તેમ ભરજુવાનીમાં આવેલી કુંતી ધારણ કરેલા ગર્ભથી શોભવા લાગી. એ વાત પેલી એક સખીજ જાણતી હતી, તેણે અતિ ચાતુર્યથી એવી રીતે છાની રાખી કે, બીજા કોઇને ખબર પડી નહી. તે ગર્ભના પ્રતાપે કુંતીને એવો પરાક્રમ થયો કે ઇંદ્રને પણ તૃણના જેવો ગણવા લાગી. અને ઉદારતા તો એવી થઈ કે પોતાનું સર્વસ્વ આપવાને પણ પાછી હટે નહી. મણીઓનાં તેજસ્વી કુંડલો તથા શસ્ત્રો અતિ પ્રિય ભાસવા લાગ્યાં. એમ કરતાં નવ માસ પૂરા થયાથી સારા દિવસે સૂર્યના જેવી કાંતિવાળા પુત્રનો જન્મ થયો. તે સમયને વિષે તેને આનંદ પણ ઉત્પન્ન થયો ને ગુપ્તપણાને લીધે મનમાં શોક પણ રહ્યો; તેથી વિચાર કરયો કે પુત્રને દૂર કરયા વિના છુટકો નથી, એ વાત પ્રસિદ્ધ થવી જોઇતી નથી એવા શોકમાં કુંતી પડી ગઈ. અને બીજી બાજુએ તે પુત્રનાં અંગનાં ચિન્હ જેવાં કે મહા પરાક્રમી, અતિ ઉદાર, તથા સામ્રાજ્ય પ્રાપ્તિ હોવાનાં જોઇને કુંતી તથા ધાત્રી એ બન્નેને

પુત્ર ત્યાગ કરવાનું મન થાય નહી. પણ કરે શું! પુત્ર તો અતિ શ્રેષ્ઠ છે પણ ગેર રસ્તે ઉત્પન્ન થયો તેથી દૂર કરયા વિના બીજો કોઈ ઉપાય નથી. પછી તેને મણિ કુંડલ પ્રમુખ નાના પ્રકારનાં આભૂષણ પહેરાવી એક પેટીમાં નાખીને તે પેટી નદીમાં વહાવી દીધી. તેથી કુંતીને ઘણો શોક થયો; તે લખવું જોઇતું નથી પણ સમજવું જોયેછે. "એવા રત્ન જેવા પુત્રના વિયોગથી કોઇને પણ ખેદ થયા વિના રહે નહી." તે શોકમાં કુંતીનું શરીર પ્રતિદિન લેવાતું ગયું તે જોઇને એક દિવસે તેની માતા સુભદ્રા રાણીએ તેની સખીને પૂછયું.

સુભદ્રા—મારી પુત્રીનો ચેરો ફીકો કેમ પડી ગયોછે! હાલ એનું મુખ અતિ નિસ્તેજ દેખાય છે. તેનું કારણ શું છે, જેવી તને ખબર હોય તે સાચે સાચું મને કહે.

પછી તે સખીએ પ્રથમથી માંડીને છેવટ સુધી વાત તેને કહી શંભળાવી. તે વાત રાણીએ સમય જોઇને રાજા પાશે કરી. રાજાએ મનમાં વિચાર કરયો તો પાંડુ વિના બીજો કોઈ એ કન્યાને યોગ્ય વર નથી, તેથી પોતાના ધરણ નામના અતિ તેજસ્વી પુત્રને બોલાવી તે બધી વાત કહીને તેની સાથે કુંતિને હસ્તિના પુર તરફ મોકલાવી દીધી. તેણે પોતાની સાથે લીધેલા ઘોડાના ખુરોથી ઉડતી ધૂડ ગગનમાં વ્યાપી રહીછે, અને મદોન્મત્ત હાથીઓ સાથે લીધા છે તેઓને લીધે સાથેના માણસો બધા કંપાયમાન થઈ રહ્યા છે કે, રખેને કોઈ હાથી બેછક થઇને કાંઈ નુકશાન કરે! એવાં સૈન્ય સહિત હસ્તિના પુરને વિષે આવી પોહોતો. તેનો ભીષ્મે અતિ સત્કાર કરયો, અને નગરની બાહેર મેદાનમાં તેને ઉતરવાને જગા આપી. પછી સ્નેહે કરીને હાર્ષિત મુખ છે જેનું એવી પોતાની બેન કુંતીને રાજપુત્ર પાંડુની સાથે પરણાવી દીધી. તેના દેજમાં કંકણ દોરો છોડતી વખતે શો હાથીઓ તથા એક હજાર ઘોડાઓ આપ્યા. વિવાહ મહોત્સવ થઈ રહ્યા પછી ધરણ પાંડુની આજ્ઞા લઇને પોતાને નગર પ્રત્યે ગયો.

ત્યાર પછી ભીષ્મે વિદુરને દેવક રાજાની પુત્રી કુમુદવતી પરણાવી; અને પોતાના વૃદ્ધ વૃદ્ધ મંત્રીઓના આગ્રહથી પાંડુ રાજા બીજી મદદેશના રાજાની કન્યા માદ્રીને પરણ્યો. ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રની ઉપર પાંડુની ઘણી ભક્તિ હતી. તેથી તે બન્ને પણ તેને અતિશય ચાહાતા હતા. પછી પાંડુએ દિગ્વિજય કરીને સમગ્ર શત્રુઓનો પરાભવ કરયો. એવી રીતે સુખે કરી પાંડુ રાજા રાજ્ય કરયા કરેછે. એમ કરતાં એક સમયને વિષે વસંત ઋતુ આવી. તે વસંત ઋતુ નહી પણ સાક્ષાત્ વસંતજ જાણે રાજાની સેવા કરવા આવ્યો હોયની! અમંદ સુરભિપુષ્પો પર મંદ મંદ પવન સુછંદ વિહાર કરતો સમગ્ર વનને જાણે આનંદ કંદ કરી રહ્યો હોયની! આમ્રવૃક્ષના પુષ્પ ભક્ષણ કરી! પક્ષ યુગ્મધર કોકિલ પક્ષીઓ, કોમલ કંઠવડે મધુર શબ્દથી, નિયમિત વસંત (રાગ)ના સાથે પૂર્વપક્ષ ધરીને તેનું ખંડન કરી, નિયમિત વસંત (ઋતુ)ની પાશે (જેમ રાજાની પાશે ગવૈયા ગાયન કરે

તેની પદે) ગાયન કરીને તેનું મન રીઝાવતા હોયની! અથવા પોતાના નામ વાળી ઋતુ આવ્યાથી વસંત (કોકિલ પક્ષી) મધુર સ્વરે કરી જાણે તદ્રૂપે પોતાનું નામ પ્રગટ કરતા હોયની! મન્મથ પોતાનું નામ સાર્થક કરવાને માટે વન વનને વિષે વિચરી રહેલા દિન દિન પ્રતે જાણે પંથી જનના મન મથન કરતો હોયની! માલતી રૂપી ભિલ્લની પોતાનું વદન પ્રફુલ્લિત કરીને પોતાના મધુરૂપ પતિને જાણે મળવાને ઉત્કંઠિત થઈ હોયની! જ્યાંહાં ત્યાંહાં આનંદ કારક પુષ્પ યુક્ત નવ પલ્લવ વૃક્ષ તથા લતાઓનું સૌંદર્ય જાણે વિરહી જનોના મનને વિદારણ કરવાને ઉત્પન્ન થયું હોયની! પ્રફુલ્લિત મોગરાનાં પુષ્પ તે જાણે કામદેવ રૂપ ભિલ્લના અતિ તીક્ષ્ણ બાણુજ હોયની! અને સર્વ સુખાભિલાષી નાયક તથા નાયકાઓનાં મન હરણ કરવાનેજ જાણે દક્ષિણ દિશાનો અતિ શીતળ વાયુ વહાતો હોયની! એવો જે વસંત તે ત્રણે ભાઇઓ સહિત પાંડુ રાજાને ક્રીડા કરવાને અતિ પસંન આવ્યો. એવા સમયને વિષે તે ત્રણે ભાઇઓ સ્ત્રીઓ સહિત મનોહર વનમાં જઈ હિં-ડોળે બેશી આનંદયુક્ત વિનોદ કરવા લાગ્યા. સ્ત્રીઓના મસ્તક ઉપર અતિ સુગંધિત કમલોની ગુંથિત વીણીઓ શોભી રહીછે. તેની વચમાંનો જે કેશોનો અંબોડો તે જાણે કાળો નાગજ પોતાની ફણ વિકાશીને તે પુષ્પોની વાસ લેતો હોયની! તે ઉપવન હીંડોલા ઉપર બેઠેલી સ્ત્રીઓ મોટા હીંચોળાથી ભયને પામીને પોત પોતાના પતિઓને પકડી લિયે છે તે જાણે પ્રગટ આલિંગન ક્રીડા કરતી હોયની! અને એ રીતે હર્ષ યુક્ત પૂર્વે કોઈ વખતે પણ આલિંગન નહી થવાથી સારી રીતે આલિંગન કરીને અતિ હર્ષ પામવા લાગી. એવી રીતે તે વનમાં રમત ગમત કરતાં ઘણો પરિશ્રમ થયો તેથી એક પાણીની વાવ્યની પાશે સર્વ જઇને બેઠા. ત્યાં પણ યથેચ્છા ક્રીડા કરવા લાગ્યા કોઈ તો સ્ત્રીને સાથે લઇને પોતાની મરજી પ્રમાણે વિચરતાં ચંપા તથા મોગરા પ્રમુખના ઉત્તમ સુગંધિવાળા પુષ્પો વીણી તેઓને સ્ત્રીના ચોટલામાં એવી રીતે ગુંથન કરતો હતો કે કોઈ માલી પણ તેવી વીણી પ્રમુખ બનાવી શકે નહી! એ ગુંથિત પુષ્પોથી તે સ્ત્રીઓને એવી તો શોભા આવતી હતી કે, જાણે કોઈ દેવાંગનાઓજ હોયની! એવી દેખાતી. કોઈ માલી ફૂલ ગુંથન કરી લાવે તો તે પોતાના પતિએ ગુંથેલા ફૂલોના ચાતુર્યની પાસે તુચ્છ દેખાય તેથી તેઓ તેને ગણકારે પણ નહી. ત્રણે ભાઇઓએ મોગરાના પુષ્પોની ગુંથેલી માલા પહેરી હતી તે તેથી એવા તો લાગતા હતા કે જાણે વસંતનાજ આવતાર હોયની! એવા શોભતા હતા. કોઈ સમયે વનક્રીડા કરતાં શ્રમ થવાથી સ્ત્રીઓ સહિત જલ ક્રીડા કરવાને સરોવરમાં ઊતરી વિનોદ કરતા હતા. જેવી રીતે કામ શાસ્ત્રમાં કામ ક્રીડા કરવાની યુક્તિઓ કહીછે તે પ્રમાણે ક્રીડાઓ કરવા લાગ્યા. ભાઇઓ, કામદેવની લીલા તો જુવો. કે જે એને વશ થાયછે તેને પ્રતિકૂલ આચરણ તે અનુકૂલ લાગેછે. એ મોટો આશ્ચર્ય છે. જલ ક્રીડા કરતાં તે સ્ત્રીઓની ઊપર સારી રીતે જલ સિંચન ન કરે તો

તેઓને માઠું લાગે અને ખુબ જોસથી પાણી ઉરાડે તો પરમાનંદ થાય જેથી મદનોત્પત્તિ થાય એવા હાવભાવ કરવામાં જે અતિ ચતુર એવી સ્ત્રીઓની સાથે અગાશીમાં બેશીને કોઈ વખતે ક્રીડા કરતા હતા; એવી રીતે ક્રીડા કરતાં વસંત રૂતુ ગયા પછી જે દિવસોમાં પાણીથી છાંટેલો પંખો ચંદન અને ચંદ્રમા ઘણું સુખ આપેછે, એવી ગ્રીષ્મ રૂતુમાં સ્ત્રીઓને સાથે લઇને અતિશય શીતળ એવા કદલીના વનમાં જઈ ક્રીડા કરતા હતા. વર્ષા રૂતુમાં પણ સ્ત્રીઓ પોતાની પાશેજ રહેતી હતી તેથી મહા આનંદમાં દિવસો કહાડતા હતા; મંદ મંદ જલ વૃષ્ટી થઈ રહી છે, મોર શબ્દો કરી રહ્યા છે. ગગનને વિષે સમયે સમયે ગર્જના થઈ રહીછે; એવા કાલમાં સ્ત્રીના સંયોગનું સુખ કાંઇ ઔરજ હોયછે. શરત્ રૂતુમાં જેઓની આસ પાસ ઘણા ભ્રમર ગુંજારવ કરી રહ્યાછે, અને જે વિપુલ મકરંદે કરી ભરેલાં છે, એવાં પ્રફુલ્લિત કદંબ પુષ્પો લઇને તેથીજ પોતાની સ્ત્રીઓને ભૂષિત કરતા હતા. અત્યંત સુગંધિત તથા સુશોભિત જે માલતીનાં પુષ્પ તેઓનો જેમ ભ્રમરાઓ ઉપભોગ કરે, તેમ તેઓ પોતાની સ્ત્રીઓનો ઉપભોગ કરતા હતા. તે મૃગાક્ષી સ્ત્રીઓ મનોહર મૌક્તિકોના હારનો ત્યાગ કરીને પોતાના પતિઓએ ગુંથેલા પુષ્પોના હારને ધારણ કરતી હતી. હેમંત રૂતુમાં તે સ્ત્રીઓની સાથે જે ક્રીડા કરતા હતા તે જાણે કામ શાસ્ત્રનું અધ્યયનજ કરતા હોયની! જેમ કે, તે મનોહર મોહનીઓના અતિ ઉન્નતસ્તનો ઉપર, ગળો ઉપર, તથા કંઠ ઊપર કેશરના રંગથી વિચિત્ર ચિત્ર લખતા હતા; શિશિર રૂતુમાં સ્વકામિનીઓનાં ઉષ્ણસ્તનોએ કરી તેઓ પોતાની ટહાડ ગમાવતા હતા. એવી અપૂર્વ ઉષ્ણતાથી તેઓનું મન અતિ મોહિત થતું હતું. એ રૂતુમાં સર્વ જાતનાં પુષ્પો કરતાં કુંદ પુષ્પોની ઊપર તેઓની વધારે પ્રીતિ રહેતી હતી; કેમકે, તેઓને પોતાની સ્ત્રીઓના દાંતની પંક્તિના જેવીજ તેની શોભા દીઠામાં આવતી હતી. કહ્યું છે કે, પોતાને પ્રિય વસ્તુની તુલ્ય બીજી વસ્તુ હોય તે પણ પ્રિય લાગે છે." એવી રીતઃ—

वसंततिलका वृत्तम्.

सौधे कदाचन कदाचन काननेषु, वाप्यां कदाचन कदाचन केलिशैले;
पंचेषुसायकसहाः सहवल्लभाभिः, सर्वर्तुचक्रमतिचक्रमुरेवमेते.॥ १ ॥

અર્થઃ—કોઈ સમયે રાજ સદનને વિષે, કોઈ સમયે વનને વિષે, કોઈ સમયે વાવ્ય પ્રમુખ જલાશયને વિષે અથવા સમીપ, કોઈ સમયે પર્વતની ઊપર પોતાની વલ્લભાઓ સહિત કામદેવના પાંચ બાણ યુક્ત કેલિ કરતાં સર્વ રૂતુચક્ર વ્યતીત કરતા હવા. ॥૧॥

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरिते महाकाव्ये पांडव पूर्वज वर्णनो नाम प्रथमसर्गस्य भाषांतरम् समाप्तम्॥ १ ॥

## અથ શ્રી દ્વિતીયસર્ગ પ્રારંભઃ

હવે વિલાસ કરતાં કેટલાએક દિવસ ગયા પછી પોતાના સ્વામીની ઊપર જેને ઘણો પ્રેમ છે એવી ગાંધારીએ જેમ શમી અગ્નિનું ધારણ કરે તેમ ગર્ભને ધારણ કરચું; ત્યારે એના અંતઃકરણમાં હર્ષના ઊભરા આવવા લાગ્યા. દિવસો દિવસ સ્તન મંડળ અતિ પુષ્ટ થવા લાગ્યું. શરીર દુર્બલ થવા લાગ્યું. ગર્ભના પ્રભાવથી પૃથ્વીના સર્વે રાજાઓને જીતી લેવાની ઇચ્છા થવા લાગી. મુખ અતિ શોભાયમાન દીસવા લાગ્યું. સ્તનોની ડુંટીઓ શ્યામ થવા લાગી. જેમ ખેડુ પોતાના ખેતરમાં બી વાવીને આનંદને પામેછે, તેમ પોતાની સ્ત્રીને ગર્ભિણી જોઇને ધૃતરાષ્ટ્ર આનંદને પામ્યો. ગાંધારીને ગર્ભને લીધે ઘણા અભાવા થવા લાગ્યા. યુદ્ધની ઊપર અતિ પ્રીતિ થવા લાગી. લોકોને સંકટમાં જોઇને હર્ષ પામવા લાગી. જેમના પગમાં બેડીઓ ચડાવેલી છે એવા અપરાધીઓને કેદખાનામાં પડેલા જોઇને સુખ માનવા લાગી. કારણ વિના ક્રોધમાં આવી ભ્રૂકુટી ચડાવીને વડીલોનો પણ તિરસ્કાર કરવા લાગી. પુરૂષનો પોશાક પહેરી મત્ત હાથીની ઉપર બેશીને સ્વછંદપણે નગરમાં ફરવા લાગી. એમ જેમ જેમ ગર્ભ વધતો ગયો તેમ તેમ ક્રૂર કર્મોની તૃષ્ણા પણ વધતી ગઈ. કુંતિના પહેલાં મને ગર્ભ રહ્યો એવું મનમાં આણી નમ્રતા છોડીને અતિ ગર્વિષ્ટ થઈ ગઈ. ગાંધારી પોતાનો તિરસ્કાર કરેછે એવું જોઇને કુંતી અતિ કષ્ટને પામી થકી પુત્રની કામનાએ કરી ધર્મનું અનુષ્ઠાન કરવા લાગી; અને પ્રભુની ઉપાસના કરવા લાગી. પોતાની કામના પરિપૂર્ણ થવા માટે પાકેલાં ફળો લાવીને શ્રદ્ધાયુક્ત એક વૃત્તિએ કરી જિન પ્રતિમાને અર્પણ કરવા લાગી. ત્રાસિત તથા ભયભીત પ્રાણીયોને અભય દાન દેવા લાગી. જળાર્થીને પાણી, ફળાર્થીને ફળ તથા ક્ષુધા નિવારણાર્થીને અન્ન દેવા લાગી. સાધુઓની સેવા કરવા લાગી. અનાથ અને દીન પ્રાણીઓને વિવિધ વસ્તુઓનું દાન દેવા લાગી. એમ કરતાં એક સમયે રાત્રિને વિષે નિદ્રામાં તેને સ્વપ્ન આવ્યું: તેમાં તેણે સાગર, સુમેરૂ પર્વત, સૂર્ય, ચંદ્ર તથા લક્ષ્મી એ પાંચ પદાર્થો જોયા. સવાર થતાંજ તે બધી વાત તેણે પાંડુ રાજાને કહી સંભળાવી. ત્યારે પાંડુ બોલ્યો કે,

પાંડુ—હે પ્રિયે, ગંભીરતા સુયશ તથા મહત્ પરાક્રમ વગેરે સંપૂર્ણ શુભ ગુણોનો સાગર અને ત્રણે લોકમાં સુકીર્ત્તિ વડે પ્રસિદ્ધ એવો એક પુત્ર તને થશે. તું ચિન્તા નહી કર.

પછી જેમ સુવૃક્ષ થોડાજ કાલમાં ફળને ધારણ કરેછે તેમ તેજ દિવસથી કુંતીએ ગર્ભને ધારણ કરચો. કેમકે, પૂર્ણ શ્રદ્ધાએકરી કરેલું જે ધર્માચરણ તે વ્યર્થ થતું નથી. ગર્ભના યોગે તેનાં સ્તનો પુષ્ટ થવા લાગ્યા; ગાળ ફીકા પડી જવા લાગ્યાં; નેત્રો ચપલ થયાં; એવાં ચિન્હોથી બધાને નિશ્ચય થયો કે કુંતીએ ગર્ભને ધારણ કરચું. જેમ ચંદ્રના પ્રતિબિંબથી સરોવર શોભે તેમ ગર્ભ ધારણ કરવાથી કુંતી શોભવા લાગી. જ્યારથી ગર્ભ રહ્યો ત્યારથી તે અત્યંત દીન તથા

વિપત્તિયુક્ત પ્રાણીઓને જોઇને ઘણી કરૂણા કરવા લાગી. જિન ધર્મ ઉપર તો તેની એવી શ્રદ્ધા થઈ કે તેનું વર્ણન કોઇનાથી કરી શકાય નહી. લોકોની ઉપર ઉપકાર કરવો તથા સંકટમાંથી પ્રાણીઓને મુક્ત કરવાં એવો અભિલાષ થવા લાગ્યો. પતિની કૃપાથી તેની સમગ્ર ઇચ્છાઓ પૂર્ણ થવા લાગી. કેમકે, જેનો પાંડુ પતિ તેને શું દુર્લભ છે! એમ કરતાં નવ માસ પૂરા થયા પછી જે લગ્નમાં જન્મેલો પુરૂષ ચક્રવર્ત્તિ થાય તેવી લગ્ન શુદ્ધિને વિષે સર્વ ગ્રહ ઉચ્ચ સ્થાને રહેલા જયેષ્ઠા નક્ષત્ર અને ભોમ વારને દિવસે અતિ ઉત્તમ મુહૂર્ત્તમાં કુંતિને પુત્ર પ્રસવ થયો ત્યારે કુંતિને તો શું પણ સર્વ સ્થાવર તથા જંગમ પ્રાણીઓને અપાર આનંદ થયો. પ્રજા મહા હર્ષને પામી. અંતઃપુરમાં રહેનારા માણસો ભીષ્મ, ધૃતરાષ્ટ્ર તથા વિદુરને વધામણી દેવાને અતિ ત્વરાથી દોડ્યા. પ્રસન્ન થએલી દાસીઓએ એ વૃત્તાંત અંબા, અંબાલિકા, અંબિકા તથા સત્યવતીને અતિ ચપલતાથી જઇને કહ્યું. પ્રાતઃકાલના સૂર્યના જેવા તેજવાળા પુત્રનો જન્મ થતાંજ આકાશમાં દિવ્ય વાણી થઈ. "આ પુરૂષ સત્ય બોલનાર મોટો સજ્જન, બુદ્ધિવાન, પરાક્રમી, સ્થિર, ગંભીર, વિનયવંત, ન્યાયી, અત્યંત ધર્મિષ્ટ તથા ચક્રવર્ત્તિ તુલ્ય થઈ વૃદ્ધાવસ્થામાં દીક્ષા લઇને અંતે મોક્ષ સુખ પામશે." એવી વાણી સાંભળીને ભીષ્મને તથા બીજા લોકોને મહા હર્ષ થયો. તેનું વર્ણન કરવાને કોઈ સમર્થ થાય નહી. રાજાનો હુકમ થયા પહેલાં બધા લોકો મહોત્સવ કરવા લાગ્યા. તે વખતે સમગ્ર દેવતાઓએ દુંદુભિ વગાડીને પોતાને થએલો હર્ષ પ્રગટ કર્યો. પછી તે બાળકનાં કેટલાંએક લક્ષણો જોઇને ભીષ્મે તેનું નામ યુધિષ્ટિર એવું પાડ્યું; અને ઘણા તપથી તથા ઘણા ધર્મથી કુંતિને પુત્રનો લાભ થયો તેથી બીજા લોકો તેને ધર્મરાજા એવા નામે બોલાવવા લાગ્યા. તેમજ તે કોઇને રિપુ સ્થાને માને નહી માટે તેને અજાતશત્રુ કહેવા લાગ્યા. પાંડુરાજાને ઘેર પુત્રનો જન્મ થયો એમ સાંભળીને બીજા રાજાઓને જ્યારે જ્યારે વધામણીઓ પહોચતી ગઈ ત્યારે ત્યારે તેઓ ઉત્તમ ઉત્તમ ભેટો મોકલાવી દેવા લાગ્યા. કુંતીના પિતાના ઘેરથી કોરક પણ હર્ષિત થઈ ઘણી ભેટ લઇને દેવાને આવ્યો; તેનો આદર સત્કાર કરીને તેને પાંડુએ ક્ષેમ કુશળ પૂછ્યું. તેણે યથા યોગ્ય કહ્યું, પછી કુંતિની પાશે જઈ તેને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. તેને કુંતિ પ્રેમથી પૂછવા લાગી.

કુંતી—હે કોરક, મારી સાસુની આજ્ઞા નહી હોવાને લીધે હું પિતાને ઘેર આવી શકી નહી. તેથી ત્યાંના વૃત્તાંતથી હું અજાણી છું. હવે મારા કુંટુંબીઓના કુશળ વર્ત્તમાન કહીને મને હર્ષિત કર.

કોરક—હે રાજપુત્રી, તમારા પિતા અંધકવૃષ્ણિએ સમુદ્રવિજયને રાજ્ય આપીને દીક્ષા લીધી છે; ભોજવૃષ્ણિનો પુત્ર ઉગ્રસેન મથુરામાં રાજ્ય કરેછે, તે તો તમે જાણોછો. સમુદ્રવિજયનો પ્રેમ પોતાના ભાઇઓ ઉપર ઘણો છે; તથા એ પ્રજાનું સારી રીતે પાલન કરેછે. એની કૃપાથી તથા પોતાના પૂર્વ જન્મના પુણ્યથી વસુદેવને આ સમયે લોકો ઘણું માન આપેછે. એક

સમયે સુભદ્ર છે જેનું નામ એવા વણિકે પોતાના કંસ નામના પુત્રને વસુદેવની સેવા કરવા મોકલ્યો. તેણે એવી સેવા કરી કે, જેથી વસુદેવ ઘણોજ પ્રસન્ન થઇને તેને પોતાની પેઠેજ માન આપવા માંડ્યો. એક દિવસે જેની ત્રણે ખંડના લોકો આજ્ઞા માને છે, અને આ પૃથ્વીની ઊપર જેનું ઇંદ્રના જેવું તેજ છે એવા રાજગ્રહ નામના નગરના જરાસંધ નામના રાજાએ પોતાનો દૂત મોકલાવીને મારા સ્વામીને કહેવરાવ્યું કે,

દૂત—ઘણું છે પરાક્રમ જેનું એવો સિંહપુર નગરનો જે સિંહરથ રાજા છે, તે સ્વતંત્ર છે. બીજા સર્વે રાજાઓ મારી આજ્ઞા માને છે, પણ એ રાજા માનતો નથી. માટે તેને બાંધી આણવાને જરાસંધ રાજાની તમને આજ્ઞા થઈ છે માટે મારી સાથે તમે લશ્કર લઇને પ્રયાણ કરો. એ રાજાને પકડી લાવ્યા પછી જરાસંધની જીવયશા નામની દીકરી છે તે તમને પરણાવી દેશે; અને સુવર્ણના મંદિરોએ કરી યુક્ત એક નગર પણ તમને આપશે.

એવી વાત સાંભળીને તે દૂતને પાછો મોકલાવી દઈ તમારો ભાઈ સમુદ્રવિજય યુદ્ધમાં જવાની તૈયારી કરતો હતો. એવામાં વસુદેવ આવી કહેવા લાગ્યો કે,

વસુદેવ—હે રાજન્, જેમ સૂર્યનો અગ્રેસર અરૂણ છે, માટે પ્રથમ પોતાને અંધકારનો શાંત કરવો પડતો નથી, તેમજ હું જયાં સુધી તમારો અગ્રેસર છું ત્યાં સુધી તમારે પોતાને જવાની શી અગત્ય છે!

એવાં પોતાના ન્હાના ભાઇના આગ્રહ પૂર્વક વચનો સાંભળીને તેની સાથે સેના આપી શત્રુને જીતવા સારૂ સમુદ્રવિજયે વસુદેવને મોકલ્યો. વસુદેવ પોતાની સાથે કંસને લઇને યુદ્ધ કરવાને ગયો; ને કેટલાએક દિવસ પછી સિંહરથને બાંધીને લાવ્યો. પછી મોટો ઉત્સવ કરીને રાજા રાજગ્રહ નગર પ્રતે જતો હતો, એટલામાં મોટો જ્ઞાની જે ક્રોષ્ટુકી તે રાજાને તથા રાજાના ભાઇને બોલ્યો,

ક્રોષ્ટુકી—જે કન્યાને વિષે જરાસંધે પ્રતિજ્ઞા કરી છે, તે પોતાના પિતાનો તથા પોતાના સ્વસુરના કુલનો નાશ કરનારી છે; એમ એનાં ચિન્હો ઉપરથી જણાય છે. (એવું સાંભળી રાજા સમુદ્રવિજય વસુદેવને કહેવા લાગ્યો.)

સમુદ્ર વિજય—હે વસુદેવ, ત્યાં જવાથી કાંઈ શ્રેય થનાર નથી; માટે જવું નહી. (એવું રાજાનું બોલવું સાંભળી હાથ જોડીને.)

વસુદેવ—મહારાજ, કાંઈ ચિંતા નથી, જો એમ હોય તો તે કન્યા બીજાને પરણાવી દેવી જોયે. તે કેવી રીતે તથા કોની સાથે પરણાવવી! એ વિષે હું કહું તે તમે સાંભળો. આપની આજ્ઞાથી મેં સેના લઈ સિંહપુરને ઘેરો ઘાલ્યો; ત્યારે જેમ સિંહ પોતાની ગુફામાંથી બાહેર નીકળીને હસ્તિઓને ત્રાસ ઉત્પન્ન કરેછે, તેમજ સિંહરથ પોતાના નગરમાંથી નીકળીને મારા સૈન્યને

ત્રાસ ઉત્પન્ન કરવા લાગ્યો. એ એવો તો પરાક્રમી ચતુર તથા શૂર છે કે એની સાથે યુદ્ધ કરતાં મને લલાટ ઉપર પરશેવો થયો છે તે હજી મટ્યો નથી; અને આપણા લશ્કરનો પરાભવ થાયછે એમ જાણીને પુષ્ટ છે શરીર જેનું એવો જે આ મારો પ્રિય સારથી કંસ તેણે ઝડપથી રથપરથી નીચે ઊતરીને જેમ ઇંદ્ર વજ્રથી પર્વતોને ચૂર્ણ કરેછે, તેમ પોતાના વિશાળ બાહુવડે સિંહરથનો રથ ચૂર્ણ કરી નાખ્યો; અને જેમ વ્યાઘ્રને પકડીને પાંજરામાં ઘાલે છે, તેમ એને બાંધીને કંસે મારી પાશે ફેંક્યો. એવો મારો સારથી કંસ મહા પરાક્રમી છે, માટે એને રાજગૃહના રાજા જરાસંધની કન્યા પરણાવો.

સમુદ્રવિજય—વસુદેવ, એ ઘણી સુંદર યુક્તિ શોધી કહાડી છે. ન્યાય પણ એમજ છે. પરંતુ તમે પ્રથમ મને એમ કહ્યું હતું કે કંસ વણિક છે. જો એ વાત ખરી હોય તો વણિકને જરાસંધ પોતાની કન્યા કેમ આપે! તેનો તુંજ વીચાર કરી જો.

એ પ્રમાણે બન્ને પરસ્પર વાતો કરેછે એટલામાં કંસ આવીને વસુદેવની સેવામાં હાજર થયો. ત્યારે વસુદેવે રાજાને કહ્યું.

વસુદેવ—જેણે સિંહરથને બાંધી આણ્યો તે મારો સારથી કંસ આ આવ્યો છે. એનું તેજ ક્ષત્રિયના જેવું છે. મહા રૂપવાન છે; અતિ બલવાન છે; યૌવન છે; તેને આપ જુવો. (રાજાએ તે પ્રશસ્ત બાહુને નિરખી જોઇને.)

રાજા—એના જેવો અદ્દભુત આકાર વણિક કુલમાં તો થાયજ નહી; માટે એના પિતાને પૂછીને કુલ વિષે નિશ્ચય કરવો જોયે. (પછી રાજાએ તેના સુભદ્ર પિતાને તેડી તેને પ્રતિજ્ઞા પૂર્વક પુછ્યું ત્યારે સુભદ્રક બોલ્યો.)

સુભદ્ર—એક દિવસ શૌચક્રિયા કરવાને હું યમુનાને કિનારે ગયો હતો, ત્યારે એક પેટી જળના પ્રવાહમાં વહેતી આવતી જોઇને તેને મેં બહાર કહાડી; અને મારે ઘેર લઈ આવ્યો. ત્યાં ઊઘાડી જોઈ તો તેમાં ચંદ્રના જેવું છે જેનું મુખ એવું એક તેજસ્વી બાલક દીઠું. એની પાશે ઉગ્રસેનના નામથી ચિન્હિત કરેલી એક મુદ્રિકા હતી; ને એક પત્ર પણ લખેલું દીઠામાં આવ્યું; તેનો સારાંશ આ પ્રમાણે:-"ઉગ્રસેનની સ્ત્રી ધારણી ગર્ભવતી થયાથી તેને પોતાના સ્વામીનું માંસ ભક્ષણ કરવાની ઇચ્છા થઈ. ત્યારે બુદ્ધિવાન એવા પ્રધાનોએ કોઈ પ્રકારે કરી એનો મનોરથ પૂર્ણ કરચો. નવ માસ પૂરા થયા પછી પોષ માસના કૃષ્ણની ચતુર્દશીને દિવસે વિષ્ટિ કરણમાં પુત્રનો પ્રસવ થયો. ત્યારે પ્રથમ થએલા અભિલાષ ઊપરથી એ તેજસ્વી પુત્ર પિતાનો વૈરી થશે. એમ જાણી પેટીમાં ઘાલીને ધારણી રાણીએ તેજ દિવસે સ્વામીનું રક્ષણ થવાના નિમિત્તે તે પેટીને યમુનાના ગંભીર તથા અથાગ જળમાં વહેતી મૂકી દીધી" એ પ્રમાણે આ ઉગ્રસેનનો પુત્ર છે. એમ જાણી જેવો પોતાના પુત્ર ઉપર પ્રેમ રાખીએ તેવોજ એની ઊપર પ્રેમ રાખીને તે દિ-

વસે પુત્ર જન્મની પઠે મોટો ઊત્સવ કરચો. અને કાંશાની પેટીમાંથી પ્રાપ્ત થયો માટે એનું નામ કંસ એવું પાડચું. એ ન્હાન પણામાં પણ એવો ચપલ હતો કે બીજા છોકરાઓની સાથે રાત્ર દિવસ કજીઆ કરચા કરતો હતો. પછી જ્યારે લોકો એને માટે મને મોટો ઠપકો દેવા લાગ્યા, ત્યારે મેં એને લાવીને વસુદેવની સેવામાં હાજર કરચો. (એમ સાંભળીને)

સમુદ્રવિજય—એ અમારા કુળમાં ઊત્પન્ન થયો છે માટેજ એવો તેજસ્વી છે.

એમ કહી કંસને સાથે લઈ સમુદ્રવિજય રાજા રાજગ્રહી નગરીમાં જઈ ત્યાનાં રાજાને સિંહરથ અર્પણ કરી એ બધો પરાક્રમ કંસનોજ છે એમ કહ્યું. ત્યારે જરાસંઘે સંતુષ્ટ થઇને પોતાની છોકરી કંસને પરણાવી દીધી. કેમકે, મોટા લોકોની પ્રતિજ્ઞા કોઈ પણ વખતે અસત્ય થાય નહી. ઊગ્રસેનને તથા કંસને પરસ્પર વૈર હતું માટે મથુરાનું રાજ્ય કંસે જરાસંધ પાશેથી ઊગ્રસેનના વરને લીધે માંગી લીધું; તે તેને જરાસંધે આપ્યું. સિંહરથનો પણ મોટો પરાભવ થયો. પછી તે જરાસંધની સાંભે ઊંચે સ્વરે કરી રોદન કરવા લાગ્યો અને માફી માગી. ત્યારે તેની ઊપર જરાસંધે કૃપા કરીને તેનું રાજ્ય તેને પાછું આપ્યું. સમુદ્રવિજય તથા બીજા રાજાઓ પણ જરાસંધની આજ્ઞા લઇને પોતપોતાના નગરમાં આવ્યા. જરાસંધે આપેલું સૈન્ય સાથે લઈ મથુરામાં જઈ કંસે નગરને ઘેરો ઘાલ્યો. ઊગ્રસેને પણ પોતાનું લશ્કર લઈ એની સાથે એવી લડાઈ કરી કે, આપણો જય થશે કે નહી એવી કંસને ચિંતા થઈ. પછી અતિ ક્રૂર એવો જે કંસ, તેણે પોતાના પિતાનો પરાજય કરી ઘણી નિંદા કરી પકડીને તેને કાષ્ટના પાંજરામાં કેદ કરચો. પગમાં મોટી લહોડાની બેડીઓ નાખી દીધી. તોપણ પોતાના છોકરાએ પરાભવ કરચો છે એમ જાણીને ક્રોધ કરચો નહી; પણ ઊલટો હર્ષને પામવા લાગ્યો કે પોતાનો છોકરો પોતાથી બળવાન થઈ પોતાને જીતી લિયે તેમાં શોક શાનો કરવો; એથી તો ઊલટા રાજી થવું; એમ પોતાના મનને સમાધાન કરી રહ્યો. પછી કંસ પ્રથમનો પોતાને ન્હાનપણના પાલણ પોષણનો ઊપકાર સ્મરણ કરીને સુભદ્ર વણિકને શૌર્યપુરમાંથી બોલાવી પોતાના નગરમાં રાખીને તેની સારી રીતે સેવા ચાકરી કરવા લાગ્યો.

અહી શૌર્યપુરમાં ક્રીડા પર્વત ઊપર રમણીય મહાલોમાં તથા બાગોમાં વસુદેવ સ્વછંદ ક્રીડા કરતો હતો. એનું રૂપ એવું સુંદર હતું કે સ્ત્રીઓ માત્ર 'વસુદેવ' એજ ચતુરક્ષરી મંત્ર જપતી હતી. એક સમયે કેટલાએક લોકો મળીને સમુદ્ર વિજયને આવી કહેવા લાગ્યા.

લોકો—હે રાજન્, તમારા જેવો રાજા વિદ્યમાન રાજ્ય કરતા છતાં અમે બહુ દુઃખી છેયે. તે સાંભળો:-જેનું કામદેવના જેવું સ્વરૂપ છે; એવો તમારો ન્હાનો ભાઈ જે વસુદેવ છે તેના રમણીય રૂપ ઊપર અમારી સ્ત્રીઓ મોહિત થઇને તથા પોતપોતાનાં ઘર મૂકીને એની પાછળ રખડ્યા કરે છે. તેઓનાં અંતઃકરણ વસુદેવમાં એવાં લગ્ન થઈ ગયાં છે કે, અમારી કાંઈ પણ

વાત કાને ધરતી નથી. ઘર સંબંધી હરેક કાર્યમાં તેઓનું મન લાગતું નથી. તમે અનાથોના નાથ છો માટે કોઈ પ્રકારે અમારૂં કષ્ટ નિવારણ કરો. હવે તો અમારાથી એ દુ:ખ સહન થતું નથી. અમારા શરીરોમાં પ્રાણ છે તે નહી જેવા છે. મૃત્યુ તુલ્ય થઈ રહ્યા છૈયે. (એવી રીતે પોતાના આશ્રિતોને કળકળતા અને નીસાસા નાખતા જોઇને તેઓનું સાંત્વન કરીને.)

સમુદ્રવિજય—હું સર્વ પ્રકારે બંદોબસ્ત કરીને તમારા દુ:ખનું નિવારણ કરીશ. (એમ કહી ને સર્વને પોતપોતાને ઘેર મોકલાવી દીધા પછી વસુદેવને બોલાવી પોતાના ખોળામાં બેશાડી કહેવા લાગ્યો, હે વત્સ, તું આવી રીતે સ્વેચ્છા પ્રમાણે વર્ત્તવાથી અતિ દુર્બલ થઈ ગયો છે. તે જોઇને મને ઘણું માઠું લાગેછે. માટે હવે બાહારનું ફરવું મૂકી દઇને પોતાના સ્થળને વિષેજ શરીર સુધરે તેવી કસરત કરો જેવી કે મુદ્ગળ ફેરવવા કુસ્તી મારવી, અનેક પ્રકારની કસરતો કરવી, જેથી શરીરમાં બળ આવે; નવી નવી કળાઓનો અભ્યાસ કરો, પૂર્વે ભણ્યા છો જે ધનુર્વેદાદિક કળાઓ તે સંભાળો. શાસ્ત્રોનો અભ્યાસ કરો.

એ પ્રમાણે રાજા સમુદ્ર વિજયની આજ્ઞા સાંભળીને એક મહાલમાં જઈ રહ્યો અને ગીત નૃત્યાદિક વિનોદ કરીને દિવસો નિર્ગમવા લાગ્યો. કોઈ એક સમયને વિષે સુગંધીમાન વિલેપન હાથમાં લઇને જનાનખાનામાંથી એક દાસીને આવતી દેખી. મશકરીથી તેના હાથમાંનું વિલેપન છીનવી લીધું; ત્યારે દાસી ક્રોધ કરી બોલી.

દાસી—હે રાજપુત્ર, આવું સુગંધી વિલેપન છીનવી લીધું તે તમે શું કરચ્યું; એ તો શિવા દેવી રાણીએ પોતે બનાવીને પ્રેમથી રાજા સમુદ્ર વિજયને મોકલ્યું હતું. એવી તમારી ડંડાઇથીજ રાજાએ તમને અહી વાડામાં કેદ કરી રાખ્યા છે. એવો જગતમાં ચાલ છે કે, જો સિંહનું બચું અન્યાય કરેછે તો લોક તેને પાંજરામાં પૂરી દિયેછે; તેમ તમને પણ કરચ્યું છે. તો પણ તમારી આવી હુજતની ચાલ મટતી નથી! (એવું સાંભળીને વસુદેવ તેને પૂછવા લાગ્યો કે), હે દાસી એ વિષે જે તું જાણતી હોય તે કહે! રાજાએ મને આ ઠેકાણે શા સારૂ રાખ્યો છે!

દાસી—કેટલાએક લોકોએ એકઠા થઇને રાજાની પાશે આવી તમારી ઘણી બેઅદબી કહી; તેથી તમને આહીં રાખ્યું છે. તેમ છતાં હજી તમારી ખોડ ગઈ નથી એ મોટી શરમની વાત છે!

એવી રીતે દાસીએ ઘણું તિરસ્કાર યુકત કહ્યું, તે બધું સાંભળી લઇને તેનો વિચાર કરવાથી વસુદેવનો ચેરો ફીકો પડી ગયો; અને મનમાં કાંઈ આવ્યું તેથી રાતના સમયે ત્યાંથી ક્યાંય બાહાર નીકળીને ચાલ્યો ગયો. એ વાતની રાજાને જાણ થઈ. સવાર થતાંજ રાજાએ કેટલાએક માણસોને ખોળ કરવા મોકળ્યા. તેઓ ખોળતાં ખોળતાં દરવાજા પાશે આવી જુવેછે તો એક ચિતા ભસ્મનો ઢગલો દીઠામાં આવ્યો. ઘડી એક પછી રાજા પણ ત્યાં આવી પહોતો અને તે

ચિતાભસ્મ જોઈને આશ્ચર્યને પામ્યો. મનમાં નાના પ્રકારના તર્કો આવી રહ્યા છે એટલામાં અચાનક દરવાજાની ભીત ઉપર નજર ગઈ, ત્યાં એક કાગળ ચોહોડેલો જોયો. તેમાં આવી રીતે લખ્યું:—"જે છોકરાને વાસ્તે તેના વડીલોને બધા લોકો વારંવાર તેની નરશી ચાલ વિષે ઠપકો આપે, એવા પુરૂષને આ દુનિયાંમાં રહેવું યોગ્ય નથી. અપકીર્ત્તિ વાળા પુરૂષનું મૃત્યુજ કલ્યાણકારી છે; જેના આચરણથી વડીલોને ઉદ્વેગ થાય તેનું નિવારણ કરવાને એ શિવાય બીજો કોઈ પણ ઉપાય નથી એવો વિચાર કરી ઘણો પશ્ચાત્તાપ કરી અંહી ચિતા રચીને તેમાં વસુદેવે પોતાના પ્રાણોનો ત્યાગ કરચો છે." એવું લખેલું વાંચીને પોતાનો સગો ભાઈ નાશને પામ્યો એમ જાણી સમુદ્રવિજય રાજા મૂર્છિત થઈને પૃથ્વી ઉપર પડી ગયો. કેટલીએક વાર પછી સાવચેત થઈને, અરરર!!! હે ભ્રાત, તારા બહુ સારા ગુણોને યાદ કરતાં મારી છાતીમાં ઉભરો આવ્યા વિના રહેતો નથી! આવી રીતે પોતાના શરીરનો નાશ કરીને મોટા ભાઈને આવા દુઃખ સમુદ્રમાં નાખી દેવો નહોતો! ઈત્યાદિક રાજા ઘણા વિલાપો કરવા લાગ્યો. બીજા લોકો પણ વસુદેવ મોટો ભાગ્યવાન તથા સુરૂપવાન હતો વગેરે ગુણોની યાદગિરી કરીને ઘણા શોક કરવા લાગ્યા. એની જનની સુભદ્રાએ તો એવો આક્રોશ કરચો કે તેને જોઇને બીજા લોકો પણ પોતાનું મન આવરી શક્યા નહી. પછી સુભદ્રા પોતાના પુત્રના શોકથીજ ઝુરી ઝુરીને મરણ પામી. માતા અને પુત્રના વિયોગથી આખું સહેર શોકાતુર થઈ ગયું. ગાયન શાળામાં ગાયન કરવું બંધ થયું. નૃત્ય શાળામાં કોઈ નૃત્ય કરે નહી, તથા વાજિત્ર શાળામાં કોઈ વાજાનો આવાજ સંભળાય નહી. સમુદ્રવિજય રાજાને પણ એવો શોક થયો કે શરદરૂતુ જેવા સમયમાં પણ મોજ મારવા બાહાર જાય નહી. વસંત રૂતુમાં તો આખો દિવસ રોઈ રોઇને કહાડે. એમ કરતાં ઘણા વર્ષો વીતી ગયા. કોઈ એક સમયને વિષે એક જ્યોતિર્વિદ એટલે નિમિત્ત જોનારો ત્યાં આવ્યો. તેણે રાજાના દુઃખનું સર્વ વૃત્તાંત સાંભળી લઇને રાજાને કહ્યું કે, હે રાજન્, આપ વ્યર્થ શોક કરોછો. આપનો ભ્રાતા વસુદેવ હજી જીવતો છે. એમ મારા પ્રશ્નમાં આવે છે.

એવાં જોશીનાં વચનો સાંભળી રાજાનો શોક કાંઇક ઓછો થયો. અને તે બ્રાહ્મણનું બોલવું તેને અમૃતના જેવું લાગ્યું. કેટલીએક રીતે મનને સંતોષ થયો. પછી થોડો થોડો રાજ કારભાર કરવા લાગ્યો. એમ કરતાં એક સમયે રૂધિર નામના અરિષ્ટપુર નગરના રાજાએ પોતાની દીકરી રોહિણીનો સ્વયંવર રચ્યો. ત્યાં આવવાને વાસ્તે સર્વ દેશના રાજાઓને આમંત્રણો કરચાં હતાં. તેમાં સમુદ્રવિજય રાજાને પણ તેડું આવ્યું હતું. રાજા પોતાના ભાઇઓ સહિત ત્યાં જઈ મોટા દબદબાથી સ્વયંવરની રચના જોવા લાગ્યો). તે પેલી કન્યાની પ્રાપ્તિને અર્થે નહી પણ પોતાના ભાઈ વસુદેવના વિયોગથી થએલા દુઃખને નિવારણ કરવા સારૂ જોતો હતો.

સ્વયંવર મંડપમાં જરાસંધ તથા બીજા મોહોટા મોહોટા રાજાઓ બેઠેલા હતા. ત્યાં યોગ્ય આસન ઊપર સમુદ્રવિજય રાજા પણ સર્વે જોઈ રહ્યા પછી જઈ બેઠો. અને બીજા રાજાઓ પણ કન્યાને વરવાની ઇચ્છાથી પોતપોતાના આસન ઊપર બેઠેલા છે, એવા રાજ સમાજમાં કામદેવના અંકુર રૂપી રોહિણી સર્વ રાજાઓને કટાક્ષોથી જોવા લાગી. તે વખતે જેમ ચંદ્રનો પ્રકાશ પડવાથી વ-નસ્પતિ પ્રફુલ્લિત થાયછે તેમ તે સુંદરીનો મુખરૂપ ચંદ્રમા જોઈ સર્વે રાજાઓનાં મન પ્રફુલ્લિત થઈ ગએલાં દિસવા લાગ્યાં. પછી અનુક્રમે સર્વે રાજાઓના ગુણ, રૂપ, કુળ, તથા રાજ સમૃદ્ધિ વગેરેનું વૃત્તાંત રોહિણીને તેની સખી સંભળાવવા લાગી. બધું સાંભળી રહ્યા પછી એક વાર સર્વે રાજાઓનાં મુખ જોયા પછી મૃગનયની રોહિણીએ ફરીથી કોઈ રાજાના મુખ તરફ દૃષ્ટિ કરી નહી. સોનાના મંચકો ઉપર ઊંચી બેઠકે બીરાજેલા રાજાઓમાં તેને કોઈ પણ પ્રીય લાગો નહી. તેથી બધા રાજાઓનો તિરસ્કાર કરીને એક મૃદંગ વગાડનારા ગંધર્વે ઉપર મોહ પામીને તેની સાંબે એક દૃષ્ટિએ જોવા લાગી. તે સમયને વિષે તે ગંધર્વે નાના પ્રકારની ગતિએ કરી યુક્ત મૃદંગ વાદ્ય કળાનું એવું પાંડિત્ય પ્રગટ કરવા લાગ્યો કે, તે જાણે વિલંબને મુકીને હે સુંદરી, આ વરમાળા મારા ગળામાં નાખ, એમ કહેતો હોયની! એવો એનો અદ્ભુત ગુણ જોઇને તતકાલ તે કન્યાએ તેનાજ ગળામાં વરમાળાનો આરોપ કરચો. તે જોઇને બધા રાજાઓ વિસ્મય થયા; અને મહા ક્રોધમાં આવીને કહેવા લાગ્યા કે, અરે આ દુષ્ટાએ શું કીધું! નગારૂં વગાડનાર રૂબડો કોઈની ગણતીમાં પણ નહી તેનાજ ગળામાં વર માળ નાખી દીધી! ઇત્યાદિક ત્યાં ઘણો કોલાહલ થઈ રહ્યો; અને તે મૃદંગીની સાંબે જરાસંધની આજ્ઞાથી બધાઓ યુદ્ધ કરવાને તત્પર થયા. તે વખતે રાજા રૂ-ધિર બોલ્યો કે, હજારો ઉપાય કરચાથી હવે કાંઈ વળવાનું નથી. મારી પુત્રીને જે વર ગમ્યો તે ખરો, હવે અન્યથા થનાર નથી. એમ કહીને રાજા તેની તરફેણમાં થયો. પોતાની સાંબે શત્રુઓ ઘણા હતા તો પણ જેમ ઘણા ભિક્ષુકનું ટોળું જોઇને ધનવાન ઘર મુકીને જતો રહેતો નથી, તેમ રૂધિર રાજા પણ સ્વયંવરમાં આવેલા રાજાઓના ભયથી ચલાયમાન થયો નહી. સર્વે રાજાઓ મહા પરાક્રમી હતા તો પણ તેઓની સાંબે યુદ્ધ કરવાને ડરચો નહી. પરંતુ ઘણાઓની સાંબે એકલો લડતાં તેનો પરાભવ થાયછે એમ જોઇને પેલો મૃદંગી યુદ્ધ કરવાને તત્પર થયો; અને વિદ્યાધરોએ આકાશમાંથી આપેલા રથમાં બેશી તથા તેઓએજ આપેલાં શસ્ત્રો હાથમાં લઇને લડાઈ કરવા આવ્યો. તે ગાંધર્વે એવો પરાક્રમ કરચો કે, જેમ સૂર્યના પ્રકાશથી સમગ્ર તારાઓ તેજ હીણ થઈ જાયછે તેમ તેને જોઇને બધા રાજાઓ તેજ રહિત થઈ ગયા. પોતાનું બળ ગાં-ધર્વનો પરાભવ કરી શકવાનું નથી એમ જાણીને જરાસંધે સમુદ્રવિજયને તેની સાથે યુદ્ધ કરવાનું કહ્યું. તે વાત તેણે માન્ય કરીને ગાંધર્વનું બળ તે કેટલું છે જોઉં તો ખરો! એવી રીતે તિરસ્કાર

કરીને તેની શાથે યુદ્ધ કરવા લાગ્યો. પરંતુ તે ગાંધર્વને જોઇને પોતાનું સૈન્ય નાશવા માંડ્યું એમ જાણીને વિસ્મયને પામ્યો; અને કહેવા લાગ્યો કે ગાંધર્વ છતાં એનો પરાક્રમ ક્ષત્રિયના જેવો છે. પછી સમુદ્રવિજયે પોતાના ધનુષ્ય ઉપર બાણ ચડાવ્યું; એટલામાં પોતાના પગની આગળ તે ગાંધર્વનું બાણ આવી પડ્યું, તેની ઉપર અક્ષરો લખેલા હતા તે દીઠામાં આવ્યા. તેથી આશ્ચર્ય પામીને તે બાણ હાથમાં લઈ તેમાં લખેલા અક્ષરો વાંચવા લાગ્યો કે, જેણે પોતાનું શરીર ચિતામાં બાળી નાખ્યું, એવું કપટ દર્શાવીને જે તમારા નગરમાંથી નાશી ગયો તેજ વસુદેવ તમારા ચરણ કમળની વંદના કરે છે. એમ વાંચતાંજ પોતાનું રથ મૂકીને જેના નેત્રોમાં આનંદનાં અશ્રુ ભરાઈ આવ્યાં છે એવો સમુદ્રવિજય તેની પાશે ગયો. ત્યારે રોમ રોમને વિષે હર્ષ વ્યાપી ગયો છે એવો વસુદેવ રથમાંથી નીચે ઊતરીને પોતાનું પ્રથમનું રૂપ ધારણ કરી પોતાના મોહોટા ભાઈને જઇને પગે પડ્યો; અને નેત્રોમાંથી પ્રેમનાં આંસુ નીકળી રહ્યાં છે તદ્રૂપ જળ પોતાના જયેષ્ટ ભ્રાતાના ચરણ રૂપ કમળોને જાણે છાંટતો હોયની! તેને પગમાંથી ઊઠાડીને પોતાની છાતીની સાથે ચાંપ્યું; અને મસ્તક ઉપર હાથ મૂકીને પૂછવા લાગ્યો કે,

સમુદ્રવિજય—હે વત્સ, આજ દિવસ પર્યંત એકશો વર્ષ થયા તું ક્યાં રહ્યો હતો!

વસુદેવ—હે માહારાજ, આપની કૃપાથી હું મારો વેષ બદલી તથા રૂપ છુપાવીને સ્વચ્છંદ પણે પૃથ્વી ઉપર જહાં ત્હાં ફરતો હતો.

ઇત્યાદિક બન્ને ભાઈઓ વચ્ચે વાત ચિત થઈ તેથી એ ગાંધર્વ નથી પણ રાજા સમુદ્રવિજયનો ન્હાનો ભાઈ છે, એમ જાણીને કન્યાના પક્ષના રાજા રૂધિર વગૈરેને ઘણો આનંદ થયો; અને રોહિણીને જે હર્ષ થયો તે અનુપમેય કહ્યાથી તેમાં કોઈ દોષ કહાડે તેની પરવા અમે રાખતા નથી. પછી ચંદ્ર અને રોહિણીના વિવાહની પઠે વસુદેવ અને રોહિણીનો વિવાહ થયો. ત્યારે જેમ રોહિણી સ્ત્રીની પ્રાપ્તિ થયાથી ચંદ્ર હર્ષને પામ્યો હતો, તેમજ રોહિણીની પ્રાપ્તિથી વસુદેવ પ્રસન્નતાને પામ્યો. પછી સમુદ્રવિજય વસુદેવને કહેવા લાગ્યો.

સમુદ્રવિજય—હે વત્સ, હાલ ગ્રહ પણ પરક્ષેત્રથી સ્વક્ષેત્રમાં આવ્યા છે, તેમ આપણે પણ સ્વસ્થાને જવું જોઇએ છે; અને આપણી નગરીના જેવું બીજું કોઈ પણ રમણીય સ્થાન નથી. પોતાના સ્થાનમાં રહ્યાથી મનુષ્ય સ્તુતિ પાત્ર થાયછે; માટે હવે આપણા નગર તરફ ચાલો.

વસુદેવ—હે જયેષ્ટ ભ્રાતા, હાલ નગરમાં મારાથી અવાય એમ નથી; કેમ કે, મેં જે શો વર્ષ દેશાટન કર્યું તે ગાળામાં મને બીજી કેટલીએક સ્ત્રીઓ પ્રાપ્ત થઇ છે. જેવી કે, રાજ કન્યાઓ, ગાંધર્વ કન્યાઓ, અને વિદ્યાધરોની કન્યાઓ વગૈરે ઘણી છે. તે બધીને તેડીને હું નગરમાં આવીશ.

એમ કહી પોતાના મોહોટા ભાઇને નમસ્કાર કરીને વસુદેવ રથમાં બેશી ઉત્તર દિશા તરફ

ગયો; અને રાજા સમુદ્રવિજય પોત્તાનો પરિવાર સાથે લઈને સ્વનગરમાં આવ્યો. પછી વસુદેવના પરાક્રમની કથાઓ રાજાએ સમગ્ર લોકોને કહી. એમ કરતાં કેટલાએક દિવસો વીતી ગયા પછી એક સમયે સુખ પૂર્વક રમણુ કરતાં અચાનક ઉત્તર દિશા તરફથી મધુર શબ્દ રાજાને સાંભળ્યામાં આવ્યા. તે તરફ નજર કરી જુવે છે તો આકાશમાં મણિજડિત્ર અનેક વિમાનો દીઠામાં આવ્યા. તે વિમાનોની પંક્તિની પંક્તિઓ એક પછી એક પોતાના શહેર ભણી આવે છે ને તે મહા અદ્‌ભુત શોભેછે તે ચિત્તને અતિ આનંદ આપનાર અને અત્યુત્તમ એવાં દેવ વિમાનોની સાંમે રાજા જોઈજ રહ્યો છે, એટલામાં કોઈ વિદ્યાધર આવીને કહેવા લાગ્યો કે, હે રાજન્ આપનો ન્હાનો ભાઈ વસુદેવ વૈમાનમાં બેશીને આકાશ માર્ગથી આવેછે. એ વાત સાંભળી રાજાએ મોટો ઉત્સવ કરચો; અને ઘણી ધામધુમથી વસુદેવની સાંમે જઇને તેને રાજગ્રહમાં લઈ આવ્યો. ત્યાં વસુદેવ આનંદથી રહ્યો. કેટલાએક દિવસો વીતી ગયા પછી કંસ પોતાનું પ્રથમનું સુભટ પણું સંભારીને વસુદેવને મળવા આવ્યો; એમ કરતાં કેટલાંએક દિવસો વીંત્યા પછી એક દિવસે સમુદ્રવિજય રાજાને અતિ નમ્રતા પૂર્વક કંસ કહેવા લાગ્યો કે,

કંસ—હે મહા રાજન્, વસુદેવને મથુરામાં લઈ જવાની મારી ઇચ્છા છે.

રાજા—હું ખુશીથી આજ્ઞા આપુંછું ને સુખે લઈ જા.

પછી રાજાની આજ્ઞા લઇને વસુદેવ કંસની સાથે મથુરામાં ગયો. કંસે પોતાના કાકા દેવક રાજાની દીકરી અતિ રૂપવતી દેવકી નામની કન્યા તેને પરણાવી. તે વિવાહોચ્છવના સમયમાં જેનો પવિત્ર આત્મા છે. તથા જેને મોક્ષની ઇચ્છા છે, એવો કંસનો ભાઈ અઈમંતો મુનિ ગોચરી કરવા આવ્યો. તેને યુવાનીના મદથી મત્ત થએલી એવી રાણી જીવયશા વાંદવા આવી નહીં. અને પછી જ્યારે આવી ત્યારે જેણુ કેશ છૂટા મૂકી દીધા છે, નાભી ઉઘાડી રાખી મૂકેલી છે, મદ્યપાન કરેલું છે, સ્તન મંડળ ઊપરથી ચીર ખશી ગયું છે, તેથી અસ્તાવ્યસ્થ થઈ રહ્યાછે; પહેરેલાં વસ્ત્રની બરાબર સ્થિતિ રહી નથી. એવા વેશથી સાંમે આવી ઊભી રહીને કહેવા લાગી.

જીવયશા—હે દીયર, તમારી બહેનના લગ્ન સમારંભમાં ચાલો; આપણે નૃત્ય કરિયે. એમ કહીને વનમાં રહેનારી રીછડી જેમ પંખીઓને વળગી પડેછે તેમ જીવયશા તે મુનિના ગળામાં હાથ નાખીને તેને ખેંચવા લાગી. ત્યારે મુનિ બોલ્યો;

મુનિ—હે નિર્લજ્જ, દુષ્ટ, મદમત્ત, દૂર રહે. મને છોડી દે, જેના વિવાહના સમારંભમાં તું મદોન્મત્ત થઇને નાચવા કુદવાની ચાહના કરેછે તેનોજ સાતમો ગર્ભ તારા પતિનો ઘાત કરશે. એવું સાંભળતાંજ મુનિનું ગળું તેણે મૂકી દીધું; અને તે ભિક્ષા લીધા વિના એમને એમ ચાલ્યો ગયો. પછી તે મુનિનાં વચનો સાંભળવાની અસરથી જીવયશાનો મદ્ય ઊતરી ગયો. પછી

એ બધું વૃત્તાંત રાણીના મુખથકી સાંભળીને કંસને અપાર દુઃખ થયું. પોતાના મૃત્યુની વાત સાંભળીને કોને દુઃખ ન થાય; પછી તે છળ ભેદનો જાણનાર જે કંસ તેણે બીજે દિવસે વસુદેવને એકાંતમાં બોલાવીને કહ્યું કે,

કંસ — હે મિત્ર, તમે મારા પ્રાણ પ્રિય છો; માટે હું તમારી પાશે વિનંતી કરૂંછું કે દેવકીના સાત ગર્ભ તમે મને આપજો. તે સાંભળી લઇને વસુદેવ દેવકીને કહેવા લાગ્યો કે, આપણે બળભદ્ર વગેરે ઘણા પુત્રો છે, માટે તારા ભાઇને તારા ઉદરથી થએલા સાત ગર્ભ દેવામાં કાંઈ હરકત નથી. કંસ પણ પોતાની સંતતિ જાણીને તેમનું સારી રીતે પાલન પોષણ કરશે.

ઇત્યાદિક દેવકીની સાથે વિચાર કરીને વસુદેવે કંસનાં વચનોનો સત્કાર કરચો; એટલે કંસની વાત કબુલ રાખી. પછી અનુક્રમે દેવકીને પ્રજા થવા લાગી. તેને તરત લઈ જઇને કંસ તેનો નાશ કરવા લાગ્યો. એવી રીતે છ સંતાનનો નાશ કરચો તેની વસુદેવ તથા દેવકીને ખબર હતી નહી. કેમકે, તેઓને કંસ કહેતો હતો કે એ બાલકોને હું મથુરામાં લઈ જઇને સારી રીતે પાલન પોષણ કરૂંછું. પરંતુ મથુરાની પ્રજામાં એવી વાત પ્રસરી કે કંસે દેવકીના છ ગર્ભોનો નાશ કરચો. એ વાત ચાલતી ચાલતી વસુદેવ તથા દેવકીના કાને આવી તેથી તેમના મનમાં અત્યંત દુઃખ થયું. કહ્યું છે કે, પુત્રના વધ જેવું બીજું કોઈ પણ વૃત્તાંત અતિ દુઃખ કારી નથી. કેટલાએક દિવસો વીત્યા પછી એક સમયે રાત્રિને વિષે નિદ્રાને વશ થએલી દેવકીને સાત મોટાં સ્વપ્નો આવ્યાં. તે ઊપરથી નિશ્ચિત છે ઉદય જેનો એવો અભ્યુત સાતમો ગર્ભ દેવકીને રહ્યો. દેવકીએ પ્રાતઃકાળમાં ઊઠીને તે સાત સ્વપ્નનું વૃત્તાંત વસુદેવની આગળ કહ્યું; તે સાંભળીને વસુદેવ બોલ્યો કે,

વસુદેવ — તારો આ ગર્ભ ભરતાર્દ્ધનો મોટો રાજા થશે.

દેવકી — હે રાજન્, પુત્રોના જન્મથી તો હર્ષ ઉત્પન્ન થાયછે, તેમ છતાં મને કંસની દુષ્ટતાને લીધે ત્રાસ ઉત્પન્ન થાયછે. આપના જેવો મારો પતિ છતાં હું એવી ભાગ્યહીણ છું કે મારા પુત્રો જન્મતાંજ તેઓનો કંસ નાશ કરેછે. તેમ જો આ સાતમા ગર્ભનો કંસ નાશ કરશે તો હે પ્રાણ પ્રિય, આપ નિશ્ચય જાણજો કે, દેવકી પોતાનો દેહ રાખનાર નથી. (એવાં વચનો સાંભળીને.)

વસુદેવ — હે દેવકી, એ કૃત્ય થયાથી હું પણ મૃત્યુ તુલ્ય છું. કેમકે, જેમ કશાઈ પશુઓનો નાશ કરે છે, તેમ કંસ મારા પુત્રોનો નાશ કરેછે, એ વાત મેં જ્યારથી સાંભળી છે ત્યારથી મને મહાખેદ થાયછે. હવે આ સાતમા પુત્રનું કંસ રૂપ રાક્ષસથી હું રક્ષણ કરીશ. એ વાતની કોઈ પ્રકારે ચિંતા ન કરતાં તું સારી રીતે એ ગર્ભની સંભાળ રાખજે. ગોકુળનો રાજા નંદ મારો મોટો મિત્ર છે. અમારા બન્નેમાં કાંઈ પણ અંતરાય નથી. જેવો હું તેવો તે છે માટે એ છોકરાને હું તેની પાશે લઈ જઇને એનું રક્ષણ કરાવીશ. એ ઉપાય મેં શોધી રાખ્યો છે.

એવી રીતે પતિનાં આશ્વાસન પૂર્વક વચનો સાંભળીને દેવકી પોતાના સાતમા ગર્ભની સારી રીતે સંભાળ કરવા લાગી. અહીં કંસે પણ એ ગર્ભ મારો નાશ કરનાર છે, એમ જાણીને સૂતિકા ગ્રહનો ઘણોજ બંદોબસ્ત રાખ્યો. પછી નવ માસ પૂરા થયાથી અતિ તેજ છે જેનું, અને જેનું વક્ષસ્થળ શ્રીવચ્છે અંકિત કરેલું છે. બીજાં લક્ષણો ઊપરથી જેને ભરતાર્દ્ધનું રાજ્ય નિશ્ચિય કરી પ્રાપ્ત થવાનું છે. જેની ઊપર દેવતાઓની પૂર્ણ કૃપા છે. એવા મહા સ્વરૂપવાન પુત્રનો દેવકીએ શ્રાવણ વદ્ય અષ્ટમીને દિવસે અતિ શુભ લગ્નમાં જન્મ આપ્યો. કંસના રક્ષપાળો સૂતિકાગ્રહની ચોકી કરતા હતા. તે બધા ભરતાર્દ્ધ પતિના પૂર્વભવના મિત્રો જે દેવતાઓ હતા તેના પ્રભાવથી નિદ્રિસ્થ થઈ ગયા. એવું જોઇને દેવકીએ વસુદેવને જાગૃત કરી પુત્ર આપ્યો. તેને લેઇને વસુદેવ ગોકુળ તરફ ચાલતો થયો. તે સમયને વિષે સર્વે સ્થળો તેજોમય દીસવા લાગ્યા. દેવો પુષ્પોનો વર્ષાવ કરવા લાગ્યા. દેવોના તેજથી વૃદ્ધિ પામેછે કાંતિ જેની, તથા દેવોએ ધારણ કરચું છે છત્ર તથા ચામર જેની ઉપર, એવા પુત્રને લઈ જતા વસુદેવ દરવાજાની સમીપ આવ્યો, ત્યારે તેને જોઇને ઉગ્રસેન બોલ્યો કે,

ઉગ્રસેન—હે વસુદેવ, નેત્રને સુખ આપનારૂં એવું આ શું છે; તે મને કૃપા કરીને કહો.

વસુદેવ—(અતિ પ્રસન્ન થઇને તથા મંદ હાસ્ય કરતો થકો) બોલ્યો કે હે બંધુ, આ બાળક તમને કેદખાનાથી મુકત કરનારો છે.

ઉગ્રસેન—મારા જોવામાં એવું અદ્દભુત આવ્યું છે કે, આથીજ હું કેદખાનામાંથી છૂટચો એવું નિશ્ચય થઈ ગયું છે તેથી હું તમારો મોટો ઉપકાર માનું છું.

પછી તે પુત્રના પ્રભાવથી વસુદેવ નિઃશંક યમુના નદી ઉતરી ગયો; અને નંદજીના ગોકુળમાં આવી પહોતો. તેજ વખતે દૈવના યોગથી નંદની સ્ત્રી યશોદાએ દિવ્ય એવી એક કન્યાને જન્મ આપ્યો હતો. તેને લઈ પોતાનો પુત્ર યશોદાને આપીને વસુદેવ પોતાને ઘેર આવ્યો; અને તે છોકરી દેવકીને સોંપી ત્યારે તે કન્યા રોદન કરવા લાગી. તે સાંભળીને રક્ષપાળો જાગ્રત થયા અને તે પુત્રીને કંસની પાશે તેડી ગયા. તેને જોઇને કંસે વિચાર કરચો કે, સમગ્ર રાજાઓનો મારી ઉપર ઘણો પ્રેમ છે. મારાથી બધા શત્રુઓ બીહીને નાશી જાયછે એવો મારા બાહુનો અતુલ પરાક્રમ છે. એમ છતાં આ દુર્બલ કન્યા મને શું મારનાર છે! મૂર્ખ મુનિઓની અકલ હણાઈ ગઈ છે; તેથીજ આડું અવળું ગમે તેમ બકચા કરે. એમ કહી તે છોકરીનું નાક કાપીને તેને પાછી આપી દીધી.

અહીં શ્રી ગોકળમાં જેમ ચંદ્રમાના ઉદયથી ઉદયાદ્રિ પર્વત અતિ રમણીય દેખાય છે, તેમજ નંદના પુત્રથી શ્રી ગોકુળ અતિ શોભવા લાગ્યું. છોકરાનું અતિ મનોહર રૂપ જોઇને નંદ-

જીને તથા યશોદાને બહુ આનંદ થયો. કહ્યું છે કે, સર્વ ગુણ સંપન્ન પુત્રની પ્રાપ્તિ થયાથી કોને હર્ષ ન થાય! તેનો કૃષ્ણ વર્ણ હતો માટે નંદે વિચાર પૂર્વક તેનું નામ કૃષ્ણ એવું રાખ્યું. ગોપીઓ અતિ પ્રેમથી અહર્નિશ ખોળામાં બેસાડીને રમાડવા લાગી. જેમ સચિ દેવીના હસ્તોદકથી નંદન વનમાં કલ્પ વૃક્ષ વૃદ્ધિ પામેછે, તેમજ યશોદાએ પાળન કરવાથી તે છોકરો ગોકુળમાં વૃદ્ધિ પામવા લાગ્યો. એક ગોપીના ખોળામાંથી બીજીના ખોળામાં જાય, અને એકના હાથમાંથી બીજીના હાથમાં જાય. એવી રીતે રમાડતાં તેની ઉપર ગોપીઓનો ઘણો પ્રેમ થયો. કોઈ કોઈ વખતે તેને જોવાને દેવકી પણ મથુરાથી આવતી હતી; અને સ્નેહથી પોતાનાં સ્તનનું પાન કરવાતી હતી ને મહા હર્ષથી લાડ લડાવીને બોલાવતી હતી. એમ કરતાં દેવકીના મનમાં એક વખતે એવું આવ્યું કે, હું કેવી અભાગણી છું કે આવા પુત્રને મેં લાડ લડાવ્યા નહી! ઇત્યાદિક પોતાના મનમાં શોક કરીને એક સમયે દેવકી યશોદા પ્રત્યે બોલવા લાગી કે,

દેવકી—હે યશોદા, ત્રણ લોકોની સ્ત્રીઓમાં તમેજ ધન્યછો. કે જેના ખોળામાં નિત્ય આ પુત્ર રમે છે. તે વંશ ધન્ય છે કે, જેમાં આવું પુત્ર રત્ન ઉત્પન્ન થયું છે. તથા ધન્ય આ ગોકુળ છે કે જેમાં આ બાળક રમત કરેછે.

એવી રીતે યશોદાની પ્રસંશા કરીને પછી મથુરામાં ગઈ. એમ કરતાં કેટલાએક દિવસ વીત્યા પછી પોતાનું પ્રથમનું વૈર સ્મરણ કરી પૂતના તથા શકુની એ બે વિદ્યાધરીઓ કૃષ્ણને મારવા આવી; અને ઘણા પ્રકારે મારવાનું યત્ન કરયું પણ તેમાં તેઓ નિષ્ફલ થઈ. અને દૈવ યોગે તે બન્નેને મરણ પ્રાપ્ત થયું. કહ્યું છે કે જે નિર્દોષ સાધુઓને મારવાનું પ્રયત્ન કરેછે તે પોતેજ નાશને પામેછે, એ વાત પ્રસિદ્ધ છે. કૃષ્ણ ભાખોડીએ ચાલતાં ચાલતાં અનેક બાળ ચેષ્ટા કરવા લાગ્યો. એમ કરતાં કિશોર અવસ્થા પ્રાપ્ત થઈ. ત્યારે ગોપાંગનાઓના ઘેરમાં જઈ દૂધ તથા દહીના ગોરસ ચોરી ચોરીને ખાવા લાગ્યો. એમ કરતાં લાગ આવેથી ખાતાં બચે તે ઢોળી નાખે, ઇત્યાદિક ઉપદ્રવ કરવા લાગ્યો તો પણ જેમ સૂર્ય ઘણો તપ્ત થઈ અતિ ઉષ્ણતા કરેછે તોએ કોઇને અપ્રિય લાગતો નથી, તેમ કૃષ્ણ ઘણા પ્રકારે ગોકુળવાસીની સ્ત્રીઓને હેરાન કરવા લાગ્યો તોપણ તેના વિષે તેમની અપ્રિયતા થતી નહી. એમ કરતાં જ્યારે સાત આઠ વર્ષનો થયો ત્યારે જેમ ચંપાના પુષ્પની ખુશબો દશે દિશીઓને સુગંધી આપેછે, તેમ એની કીર્ત્તિ સર્વ તરફ પસરી ગઈ. એના કંઠનો અવાજ ઘણો મધુર હોવાથી તે જ્યારે ગાતો ત્યારે બધા મોહિત થઈ જતા. એમ કરતાં મથુરાની સ્ત્રીઓ એમ કહેવા લાગી કે, ગોકુળમાં કૃષ્ણ નામનો નંદજીનો પુત્ર મહા અદ્દભુત ગુણવાન છે. તથા તે કોઈનાથી જીતાય નહી એવો બળવાન છે. એ વાત સાંભળીને કદાપિ કંસ એનો ઘાત કરે, એવી મનમાં શંકા લાવીને તે બાળનું રક્ષણ કરવા માટે વસુદેવ

પોતાના મોટા દીકરા બળદેવને ત્યાં મોકલાવી દીધો. કૃષ્ણને ખબર ન હોતી કે બળદેવ મારો ભાઈ છે; તો પણ પૂર્વ ભવના સંબંધથી કૃષ્ણનો એની ઉપર ઘણો પ્રેમ થવા લાગ્યો. પછી બળદેવની પાશેથી કૃષ્ણ સમગ્ર કળાઓ સીખ્યો. જેમ વિસ્તીર્ણ સમુદ્રનું અગસ્તિએ ક્ષણમાં પાન કર્યું, તેમ થોડાજ દિવસોમાં અતિ વિસ્તીર્ણ એવી સમગ્ર વિદ્યાઓ કૃષ્ણ બળદેવની પાશેથી ગ્રહણ કરી લીધી. તેથી ઉપાધ્યાય તથા બંધુ એ બે સંબંધ બળદેવની સાથે કૃષ્ણના થયા. એમ કરતાં કેટલાએક દિવસ વીત્યા પછી કૃષ્ણની યૌવનાવસ્થા થઈ. ત્યારે તેનું રૂપ એવું રમણીય થયું કે, જાણે કામદેવનો તિરસ્કાર કરવા સારૂજ એની ઉત્પત્તિ થઈ હોયની; તેને જોઇને પ્રેમે કરી મોહિત થએલી ગોપીઓને કામદેવ અતિ પીડા કરવા લાગ્યો; તેથી તે રૂપાનુરાગી ગોપીઓ કૃષ્ણની પાશે આવીને રમણ કરવા લાગી. જેમ કે, પ્રેમના વસે કરી ઊભાં થયાં છે જેઓના રોમાંચ, એવી કેટલીએક ગોપીઓ કૃષ્ણના ખભા ઊપર ચંદન દ્રવ્યથી વિચિત્ર પ્રકારનાં ચિત્રો કાહાડવા લાગી. કેટલીએક મોર પિંછ લઇને મુગટમાં ઘાલવા લાગી. કેટલીએક કાંપતી કાંપતી નવીન પુષ્પોના ગજરા લઇને હૃદય ઉપર આરોપવા લાગી. કોઈ કોઈ વખતે બધી ગોપીઓ ભેગી થઈ એની આસપાસ ઊભી રહી વિલાસથી નૃત્ય કરવા લાગી. કોઈ સમયે ગાયન કરવા લાગી. તેઓનું મન એવું તો હરણ થઈ ગયું કે જ્યાં સુધી કૃષ્ણ એની દૃષ્ટિની આગળ રહે, ત્યાં સુધી ગોપીઓ આનંદને સુખને તથા હર્ષને પામે; અને જ્યાં સુધી કૃષ્ણનું મુખ દીઠામાં નહી આવે ત્યાંસુધી નીરાત વળે નહી તથા સુખ પણ થાય નહી. ગોપીઓ કૃષ્ણને કામચેષ્ટા સીખવતીઓ તો પણ કૃષ્ણ જીતેંદ્રિય થઇને સર્વ ચરિત્રોને જીતી લેવા લાગ્યો. કામ શાસ્ત્રમાં એ એવો તો નિપુણ થયો કે, પોતાનું પાંડિત્ય પોતાના સીખડાવનારને બતાવવા લાગ્યો. એનો ભાઈ બળદેવ એની રક્ષા કરતો હતો, માટે નિ:શંક ગોકુળમાં ક્રીડા કરતાં કરતાં કેટલાએક દિવસો વ્યતિક્રમ થઈ ગયા.

હવે કાર્ત્તિક માસના કૃષ્ણ પક્ષની દ્વાદશીના પ્રાત:કાળના સમયે શૌર્યપુર નગરના રાજા સમુદ્રવિજયની પટ્ટરાણી શિવારાણીને પોતાના સયન મહેલમાં નિદ્રામાં છતાં ચિત્રા નક્ષત્રમાં ગર્ભને સૂચન કરનારાં ચૌદ સ્વપ્ન આવ્યાં. ત્યાર પછી પ્રભાત થતાં શિવાદેવી જાગૃત થતાંજ પોતાને આવેલાં સ્વપ્નોનું વૃત્તાંત મોટા આનંદથી સમુદ્રવિજય રાજાને કહેતી હતી. એટલામાં મહા વિદ્વાન ક્રૌષ્ટુકી તથા ચારણશ્રમણ એઓ ત્યાં આવ્યા. તેઓને સમુદ્રવિજય રાજાએ તે સ્વપ્નોનું વૃત્તાંત સંભળાવ્યું. તે બધું સાંભળી લઇને તેઓ કહેવા લાગ્યા કે, હે રાજન, શિવા દેવી તીર્થંકરની માતા થશે; એવું સ્વપ્ન ઉપરથી જણાય છે. માટે હે પૃથ્વીપતિ, તમારો પુત્ર લોકોત્તર પરાક્રમી થશે; તથા ત્રિભુવનનું રક્ષણ કરવામાં સમર્થ એવો થશે. એ પ્રમાણે તેઓનાં વચનો સાંભળીને રાજા તથા રાણીને ઘણો હર્ષ થયો. પછી તેઓનો અપાર સત્કાર કરીને વિદાય કર્યા. તે ગર્ભના પ્ર-

ભાવથી રાણીનું રૂપ તથા તેજ અતિ સુંદર દીસવા લાગ્યું. રાજાનો ઉત્કર્ષ થવા માંડ્યો. બધા લોકોની મતિ નિર્મલ થઈ ગઈ. પછી અનુક્રમે ગર્ભના માસ પૂરા થયાથી શ્રાવણ માસની શુક્લ પંચમીને દિવસે ચિત્રા નક્ષત્રના સમયે સર્વ શુભગ્રહો લગ્નને જોતાં શિવા દેવીએ પુત્રને જન્મ આપ્યો. ત્યારે ઇંદ્રે તેનું સ્નાત્ર કરચું એવું મેં સાંભળ્યું. હે રાજપુત્રી, તે ઉત્તમ સમયને વિષે દેવોએ રત્નોનો વરસાદ કરચો તે મેં મારી દૃષ્ટિએ જોયું. તે પુત્રના મહાત્મ્યથી જે પ્રાણીઓને સ્વપ્નમાં પણ સુખનો અનુભવ થએલો નહી તેઓ યથાર્થ સુખને વેદવા લાગ્યા. રાજાએ કેદી-ઓને બંદીખાનામાંથી મૂકી દીધા. ગરીબ પ્રાણીઓને ઘણું દ્રવ્ય વેંચી આપ્યું. સમુદ્રવિજયનું શૌર્યપુર ધન ધન્યાદિકે કરી પરિપૂર્ણ થઈ રહ્યું. જેમ નેમી લતાઓનો નાશ કરેછે, તેમ તે જન્મ દિવસે સર્વ અરિષ્ટોનો નાશ કરચો. તેથી તે પુત્રનું નામ અરિષ્ટનેમિ એવું પાડ્યું. દશ દિવસ સુધી પુરને વિષે જન્મ મહોત્સવ થયો. અને સમુદ્રવિજયે પોતે તો પુત્રના જન્મનો એવો મહોત્સવ કરચો કે તેને બીજી ઉપમાજ દેવાય નહી. જુવો કે કૃષ્ણના જન્મ દિવસે પણ એવોજ ઉત્સાહ થવાનો સંભવ છતાં તે ન થયો તેની કશર જાણે એ જન્મ મહોત્સવમાં કહાડી લીધી હો-યની! તીર્થંકરનો જન્મ અતિ આનંદનો દાયક થાય છે. તે દિવસથી દેવો નાના પ્રકારની સેવા કરવા લાગ્યા; યાદવો પાળન કરવા લાગ્યા; અને ધાઇઓ અતિ આનંદથી અરિષ્ટનેમિને ઉછેરવા લાગી. વસુદેવે પોતાના પુત્ર કૃષ્ણના જન્મને સમયે જન્મ મહોત્સવ કરચો નહોતો તે પણ અ-રિષ્ટનેમિના જન્મ મહોત્સવના સમય શુભ સમય જોઇને પોતે લાહો લીધો. એ મહોત્સવના વખતે કંસ ત્યાં અવેલો હતો. તેણે પૂર્વે જે કન્યાનું નાક કાપ્યું હતું તે ત્યાં દીઠામાં આવી. ત્યારે મુનિનાં વાક્યનું સ્મરણ થઇને તેને બહુ કષ્ટ થયું; અને ભયને પામવા લાગ્યો. કહ્યું છે કે, આ જગતમાં મૃત્યુના જેવું બીજું કોઈ દુઃખ નથી; તથા સંતોષના જેવું બીજું કોઈ સુખ નથી. પછી પોતાને ઘેર આવીને એક જોશીને પૂછ્યું કે,

કંસ—પૂર્વે મને મુનિએ કહેલું છે તે સત્ય થશે કે નહી! તે વિષે યથાર્થ જોઇને મને કહો.

જોશી—હે રાજન, મુનિના બોલ કદી જુઠા પડતા નથી. દેવકીનો સાતમો ગર્ભ તમારો પૂર્ણ શત્રુ છે; તે હજી જીવતો છે. પણ હું જાણતો નથી કે તે ક્યાં છે! તેના રહેવાના ઠેકાણાની તમને ખબર પડે એવો ઉપાય હું તમને કહુંછું તે સાંભળો. તેથી તમને જણાઈ આવશે કે એ મારો શત્રુ છે. જેનો શ્યામ વર્ણ છે, જે મહા પરાક્રમી છે, જેનું પુષ્ટ શરીર છે, જે મોટી ગર્જના કરનારો છે, અને જે સાક્ષાત્ અહંકાર એવો જે તમારો અરિષ્ટ નામનો બળદ છે તથા દુષ્ટ, પાપી અને લોકોને પીડા કરનાર એવો જે તમારો કેશિ નામનો ઘોડો છે; એ બન્નેને પુષ્ટ તથા મત્ત કરીને મથુરા નગરની બાહાર છોડી મૂકો. એઓને સિંહ જેમ હરિણોને લીલામાત્રથી મારી

નાખે તેમ જે મારી નાખશે તેજ તમારો ઘાત કરનારો શત્રુ છે એમાં સંશય નથી. બીજા લોકો જેનો સ્પર્શ પણ કરી શકે નહી એવું તમારૂં જે સારંગ નામનું ધનુષ્ય છે તેને જે ચડાવી શકશે તેજ તમારો પ્રાણ હરણ કરનારો જાણવો. એ કૃત્ય કરચાથીજ તેનું નામ સારંગ પાણી એવું લોકોમાં પ્રખ્યાત થશે. એવું આગળ પણ મોટા મોટા રૂષિઓ કહી ગયા છે. તમારી સભામાં જે ચાણુર નામનો મલ્લ છે તે મોટો પરાક્રમી છતાં તેને લીલામાત્રથી જે પ્રતિમલ્લ થઇને મારી નાખશે. તેજ તમારો નાશ કરનારો છે એમાં કાંઈ સંશય નથી. તમારી પાશે પદ્મોત્તર તથા ચંપક નામના જે બે હસ્તિઓ છે તેઓના જે પ્રાણ લેશે તે તમારો પણ નિશ્ચેકરી પ્રાણ લેશે. યમુના નદીને વિષે રહેનારા કાલી નામના મોટા સર્પનું જે દમન કરશે તેજ તમારા પ્રાણ વાયુનો નાશ કરશે; એમ નકી જાણજો. (એવું સાંભળીને કંસ અતિ કંપાયમાન થયો, તે જોશીને વિદાય કરચો અને તે મહા ભયાનક આંખ વાળો કંસ પોતાના મંત્રીઓને બોલાવીને તેઓને કહેવા લાગ્યો.)

કંસ—હે મંત્રીઓ, આપણો અરિષ્ટ બળદ, કેશી ઘોડો તથા હસ્તિઓને સારો ચારો ખવરાવી પુષ્ટ કરીને યમુનાના તીર ઉપર જંગલમાં મૂકી દિઓ. આપણા ચાણુર તથા મુષ્ટિક નામના જે બે મલ્લ છે તેઓને સારાં સારાં રસાયણો આપીને એવા પુષ્ટ કરો કે, બીજા કોઇનાથી તેઓનો પરાભવ થઈ શકે નહી. અને એઓ પોતાની સાંબે આવેલાને જીતી લીયે. (મંત્રીઓએ રાજાની આજ્ઞા પ્રમાણે સર્વ કરચું.)

પછી ગોકળને વિષે શરદ્રૂતુના સમયે રાત્રીએ નિર્મલ ચંદ્ર પ્રકાશી રહ્યો છે. તેવા અવસરે ગોપીઓ કૃષ્ણની સાથે અનેક પ્રકારની ગમતો કરી રહી છે; નાચેછે, ગાયછે, વાજિંત્ર વગોડે છે; રમે છે, હસે છે, સામ સામી તાળીઓ લિયે છે, કમળો વડે અનેક પ્રકારના ખેળ કરી રહી છે. જળાશયમાં અન્યોન્ય ક્રીડા કરી રહી છે, એવા સમયે સ્વચ્છ ચાંદની રાત્રીએ કૃષ્ણ અને ગોપીઓ પોત પોતામાં રાસ ક્રીડા કરવા લાગ્યા. બીજી કેટલીએક સ્ત્રીઓ પોત પોતાના ખેતરો તથા પશુઓનું રક્ષણ કરી રહી છે; નાના પ્રકારના પુષ્પો પ્રફુલ્લિત થઈ રહ્યાં છે, વનમાં વિચરતા હસ્તિઓના કુંભસ્થળોમાંથી મદન ઝરણા નીકળી રહ્યાં છે, કમળ પુષ્પોથી સરોવરો અતિ શોભી રહ્યાં છે, આકાશ અતિ નિર્મળ દેખાઈ રહ્યું છે, ઈત્યાદિક વસંત રૂતુની શોભા જોઇને સર્વ આનંદિત થઈ રહ્યાં છે. એવી રીત રાત્રિના સમયે કૃષ્ણ ગોપીઓની સાથે નાના પ્રકારની ક્રીડા કરે અને દિવસે ગોપીના છોકરાઓને સાથે લઇને વૃંદાવનમાં ગાયો ચરાવે;

કોઈ એક સમયને વિષે યમુનાજીના તીર ઉપર સ્વચ્છંદે ફરતાં ફરતાં પેલા અરિષ્ટ તથા કેશી એ બે દુષ્ટ પશુઓ ગોકુળમાં આવી લાગ્યા. ત્યાં લોકોના દ્વાર ફોડી, ઘરમાં પેશી, દૂધ દહી તથા

માંખણ પ્રમુખ વસ્તુઓ ખાઈ જઈ, મટુકીઓ ફોડી ઘણું નુકશાન કરી ને સર્વ લોકોને ઘણું દુઃખ દેવા લાગ્યા. બધા રેહેવાસીઓને હેરાન હેરાન કરી મૂક્યા. પ્રજા આકુળ વ્યાકુળ થતી જોઇને નંદ રાજા અતિ ખેદ કરવા લાગ્યો. તેની સાથે કૃષ્ણની પણ ચિંતા થઈ. કે રખેને એ દુષ્ટોના જપાટામાં આવી જાય. પણ કૃષ્ણને એ સર્વ વૃત્તાંત ગોપોએ આવી કહ્યું. તેથી તે ગોકુળમાં આવી પહોતો. અને કેશી તથા અરિષ્ટને હાક મારીને કહેવા લાગ્યો કે, હે દુષ્ટો મારી સાંમે આવી જાઓ. પ્રજાને શા સારૂં દુઃખ દિઓછો! એમ કહીને તેઓની પાશે ગયો. એટલામાં જેના અણીઓ વાલાં શીંગડા ઉંચા છે એવો પાડાના જેવો અરિષ્ટ પણ કૃષ્ણની સામે દોડ્યો, તે દુષ્ટ નજીક આવતાંજ કૃષ્ણે તેનાં સીંગડાં પકડી ગરદન મરોડી નાખી અને મુષ્ટીનો પ્રહાર કરીને તેને જીવથી મારી નાખ્યો. અરિષ્ટે પ્રાણનો ત્યાગ કરતાં જે અદ્દ્ભુત શબ્દ કરચો તે કંસના મરણ નાટકનો નાંદી થયો એમ જાણવું. એવી રીતે કૃષ્ણે અરિષ્ટ દુષ્ટને મારચો એટલે ગોપીઓએ જય જય શબ્દો વડે તે સ્થળ ગજવી નાખ્યું. તે જાણે નાટકરૂપ ગ્રંથ રચના કર્ત્તા પ્રારંભમાં ઓં-કાર શબ્દે કરી મંગલા ચરણ કરતો હોયની! અને એજ કૃષ્ણના યશો વૃક્ષનો અંકુર થયો. પછી કેશી પણ લોકોને ઘણો ઉપદ્રવ કરેછે એમ જોઇને તેની સાંમે આવીને કૃષ્ણ કહેવા લાગ્યો કે; હે દુષ્ટ, તું પણ ગોકુળને ઘણું દુઃખ દિયેછે તે શું કૃષ્ણને જાણતો નથી! માટે તને પણ હમણાજ અરિષ્ટની દશાએ પહોચાડીશ. ગોકુળનો કોઈ રક્ષક હશે એવી તને શું ખબર નથી! પણ હવે મારા હાથ જોજે; એવાં કૃષ્ણના તિરસ્કાર યુકત વચનો સાંભળીને કેશી પોતાનાં ખુરો વડે ક્રોધે કરી જમીન ખોદવા લાગ્યો. અને પોતાનું મુખ વિકાશીને કૃષ્ણની સાંમે એકદમ ચડી આવ્યો. ત્યારે તેની પાશે જઈ યમદંડના જેવા પોતાના હાથ તેના મુખમાં ઘાલીને જેમ જીર્ણ વસ્ત્રોને ફાડી નાખીએ તેમ શ્રીકૃષ્ણે તેને ચીરી નાખ્યો. તે જોઇને ગોકુળના રહેવાસીઓએ કૃષ્ણની સ્તુતિ કરવા માંડી. તરૂણ ગોપીઓ તેની ક્ષેમતા ચાહીને ઓવારણા લેવા લાગી. અને એવું અદ્દ્ભુત કૃત્ય કરચાથી તેના મુખની સામે જોઈ જોઇને સર્વ પ્રસન્ન થાતા હવા.

કૃષ્ણે અરિષ્ટનો તથા કેશીનો વધ કરચો એ વૃત્તાંત કંસના દૂતોએ કંસને જઈ કહ્યું. તે સાંભળીને કંસે જાણ્યું કે મુનિની વાણી મિથ્યા થવાની નથી. પછી કંસે પોતાના બૃહસ્પતિ નામના પ્રધાનને બોલાવીને કહ્યું કે, હે મંત્રી, ગોકુળમાં મારો શત્રુ આનંદ પૂર્વક નિઃશંક વિચરે છે. તે શી રીત પકડવો! તેનો વિચાર કરો.

બૃહસ્પતિ—હે દેવ, ધનુર્યાગનો મહોત્સવ કરીને સમગ્ર ક્ષત્રિય રાજાઓને બોલાવો. તેની સાથે એમ કહેવરાવો કે, જે મારૂં સારંગ નામનું ધનુષ્ય ચડાવશે તેને હું મારી સત્યભામા નામની બહેન પરણાવીશ. એમ કરવા સારૂ એક સભા મંડપની રચના કરાવો. તેમાં બિરાજવા

સારૂ તમારા શત્રુને પણ તેડું મોકલાવો. તેમાં તે જરૂર આવશે. તે મંડપના દ્વારમાં પરાક્રમી યોદ્ધાઓના હાથમાં શસ્ત્રો આપીને પહોરો ભરવા ઉભા રાખવા, એટલે તમારો શત્રુ મંડપમાં આવે કે તરત તેને પકડીને ઠાર મારી નાખશે. (એવાં પ્રધાનનાં વચનો સાંભળીને.)

કંસ—હે પ્રધાન વર્ય, મારી ઉપર કૃપા કરીને એ કામ તમેંજ ત્વરાથી કરો.

એવી રીતે રાજાની આજ્ઞા થતાંજ તે પ્રમાણે સર્વ ગોઠવણ તે મંત્રીએ કરવા માંડી. સ્વયંવર મંડપની રચના વગેરે સારી રીતે કરાવી. અને દેશદેશના રાજાઓને તેડાં મોકલાવીને બોલાવ્યા. તે પ્રમાણે તે સમારંભમાં રાજાઓ આવવા લાગ્યા. એ વૃત્તાંત બળદેવનો મોટો ભાઈ (અનાદૃષ્ટિ) સાંભળીને શૌર્યપુરમાંથી મથુરા તરફ જવા નીકળ્યો. રસ્તામાં ગોકુળ આવ્યું ત્યાં પોતાના ભાઈના પ્રેમથી એક રાત્ર રહ્યો. પરસ્પર સમાચાર પૂછ્યા. બીજે દિવસે સવાર થતાંજ બળદેવની આજ્ઞાથી કૃષ્ણને સાથે લઇને મથુરાં તરફ જવા નીકળ્યો. જતાં વાટમાં અરણ્ય આવ્યું તેમાં વડના વૃક્ષો ઘણા હોવાથી રસ્તો બિકટ હોવાને લીધે તે ઝાડીની અરચણમાંથી રથ ધીમે ધીમે ચાલવા લાગ્યો. એમ જાણીને કૃષ્ણ રથ ઉપરથી નીચે ઉતરી જેટલા ઝાડોની અરચણ હતી તે બધા ઉખાડીને ફેંકી દીધા. એવો કૃષ્ણનો પરાક્રમ જોઇને અનાદૃષ્ટિ અતિ પ્રસન્ન થયો; અને પ્રેમના આવેશથી તેને પોતાના હૃદયની સાથે ચાપીને મુખ ઉપર ચુંબન દેવા લાગ્યો. એમ કરતાં થોડા વખતમાં તે મથુરાંમાં આવી પહોતા. અને લાગલાજ મુક્તાફળોથી સુશોભિત તથા અનેક પુષ્પોએ કરી વ્યાપ્ત એવા ચાપમંડપની પાશે આવ્યા. ત્યાં સર્વ દેશના રાજાઓ પોત પોતાની યોગ્યતા પ્રમાણે ઊંચા સિંહાસનોની ઉપર બિરાજેલા છે. નગરમાં ઘેરેઘેર મહોત્સવ થઈ રહ્યો છે; અને તોરણો બાંધેલા છે વગેરે મથુરાની અદ્ભુત શોભા જોઇને મહા હર્ષથી રથ ઊપરથી નીચે ઊતરી રથને બાહાર મુકી જ્યાં ધનુષ્યધારીઓ વગેરે બેઠેલા હતા તે મંડપ સ્થળને વિષે જઈ પહોચ્યા ત્યાં ધનુષ્યની સુવિધિએ પૂજા કરેલી છે અને તેની પણછની પાશે અપ્સરાઓના દિવ્ય સ્વરૂપને પણ જે લજ્જિત કરે એવી સત્યભામા બેઠેલી છે એમ જોયું. કૃષ્ણ આવતાંજ તેનો સુંદર દેહ તથા અત્યુત્તમ સ્વરૂપ જોઇને સત્યભામા મોહને પામી અને નેત્રોના કટાક્ષોથી નિરખવા લાગી. તે જાણે કામના બાણજ મારતી હોયની! તેવા સમયને વિષે કલિંગ, વ્યંગ, કાસ્મીર તથા કીર પ્રમુખ દેશોના રાજાઓ પ્રતિજ્ઞા પ્રમાણે ધનુષ્યની પાશે આવીને તેને ચડાવવા લાગ્યા તો કાંઈ વળ્યું નહીં. ધનુષ્યનું ચડાવવું તો એકકોરે રહ્યું, પણ તેઓ ડગાવી પણ શકયા નહીં, તેથી લજ્જિત થઇને પાછાં પોત પોતાને આસને જઈ બેશવા લાગ્યા; એમ સર્વ રાજાઓ અનુક્રમે એક પછી એક પોત પોતાનું બળ અજમાવી ચૂકયા પણ કોઇનાથી કાંઈ થયું નહીં તેથી અનાદૃષ્ટિ તેઓની ઉપર હાસ્ય કરી તથા ક્રોધ કરીને શું કોઈ ક્ષત્રિયમાં વીર્ય નથી! એમ

કહી ઊઠીને તે ધનુષ્ય ચડાવવા લાગ્યો. તે થોડુંક ઊંચું થતાંજ વધારે બળ કરતાં પોતે નીચે પડી ગયો અને ધનુષ્ય છાતીની ઉપર ચઢી બેઠું. એવી રીતે પોતે ધનુષ્યને ચડાવતાં ઉલટું તે પોતાની ઉપર ચડી બેઠું જોઇને તે પોતે પણ ઘણો લજ્જિત થયો અને બીજાઓ પણ તેની ઉપર હાસ્ય કરવા લાગ્યા. એનો મુગટ ભાંગી ગયો, મોતીઓના હાર તુટી ગયા, અને વસ્ત્રો અસ્તા વ્યસ્ત થઈ ગયા વગેરે અવસ્થા જોઇને સત્યભામાની સખીઓ હસવા લાગી. પછી જેમ તેમ તે ધન્યુષ્યથી છૂટીને પોતાના આસન ઉપર જઈ બેઠો. ત્યારે સર્વના મનમાં આવ્યું કે કોઈ ધનુષ્ય ચડાવનાર નથી. એટલામાં એકાએકી મહા બળવાન કૃષ્ણ ઊઠી ઉભો થયો; અને તે ધનુષ્યની પાશે જઈ તે ચડાવવાની તજવીજ કરવા લાગ્યો. તે જોઇને બધા રાજાઓ હસવા લાગ્યા અને પોત પોતામાં કહેવા લાગ્યા કે, આ જુઓ ધનુષ્ય ચડાવવા ઊઠ્યો છે! એવી રીતે સર્વ રાજાઓ હાસ્ય કરી રહ્યા છે તથા કૃષ્ણ કેવી રીતે ધનુષ્ય ચડાવે છે તે જોવાની ઇચ્છા કરી રહ્યા છે એટલામાં તો જેમ પૃથ્વી ઉપરથી પુષ્પ ઉપાડી લઇએ તેમ લીલા માત્રે કરી ધનુષ્ય ચડાવીને શ્રીકૃષ્ણે તેના કડકે કડકા કરી નાખ્યા. એવો મહા પરાક્રમ જોઇને સર્વ રાજાઓ મનમાં વિસ્મય પામીને બોલવા લાગ્યા કે, આ ન્હાની વયના બાલકમાં આટલું બધું જોર! તે જોઈ બધા લજિત થઈ ગયા. સત્યભામા કૃષ્ણનું બળ જોઇને પોતાને કૃતાર્થ માનવા લાગી. અને તેની સખીઓ અતિ આનંદાશ્ચર્ય પામવા લાગી. કેટલાએક તટસ્થ લોકો એ પરાક્રમ જોઇને કૃષ્ણનાં વખાણ કરવા લાગ્યા. કૃષ્ણે ધનુષ્ય ચડાવ્યું માટે તેને સત્યભામા દેવી જોઈશે અને શત્રુ કાયમ રહેશે, તેથી એને પૂર્વ સંકેત પ્રમાણે અહીંજ ઠાર કરવો એના જેવો એકે ઉપાય નથી; એવો વિચાર કરીને કંસે પ્રધાનોને સાન કરવાથી તેઓએ મહા ક્રોધથી પુકારીને કહ્યું કે ધનુષ્ય ચડાવનારને જલદીથી મારી નાખો એવી રાજાની આજ્ઞા થઈ છે; માટે જે પ્રકારે જેને લાગ ફાવે તેવી રીતે એની ઉપર હલો કરવો; એમાં ઢીલ કરવી નહી, એને તરત પકડી લિઓ; અહીથી બાહાર જવા દેશો નહી. જો હાથમાંથી નીકળી જશે તો સર્વની ઉપર કંસ રાજા કોપાયમાન થશે. જુવો તો ખરા આજ કાલનો કોઈ રખડતો છોકરો ધનુષ્ય ઉઠાવવા આવ્યો છે! એવાંએ ધનુષ્ય ચડાવ્યાથી શું પ્રતિજ્ઞા પૂરી થઈ જાણીને તેને પુત્રી આપવી કે! બધું યોગ્યતા પ્રમાણે થાયછે, આવા રખડતા માણસો આવી મોટી સ્વયંવર સભામાં આવીને બધા ક્ષત્રિય કુલીન રાજાઓનું માન ઉતારીને પોતાનું કાર્ય કરી જાય તે સારૂં નથી. માટે એને તો ઠાર મારીજ નાખવો જોયે છે. ઈત્યાદિક ઘણાં ક્રોધનાં વાક્યો સાંભળીને જેમ શિયાળના ઘાંટાથી સિંહ ભયને પામતો નથી તેમ કિંચિત્ માત્ર પણ ડરયાવિના કૃષ્ણ પોતાને સ્થાનકેજ સાંભળતો ઉભો રહ્યો હતો. પછી દ્વારપાળો કૃષ્ણની ઉપર ટૂટી પડવાનો વિચાર કરેછે એટલામાં સિંહની પઠ ફાળ મારતોને અનાદૃષ્ટિને આગળ કરી જેમ સૂર્ય મેઘનો તિરસ્કાર કરે

તેમ કંસના સૈન્યનો તિરસ્કાર કરીને કૃષ્ણ બાહાર જવાને નીકળ્યો. ત્યારે આપણો શત્રુ નાશી જાય છે તેને પકડો પકડો એમ કંસના સુભટો બોલીને કૃષ્ણની સામે થવા લાગ્યા, તેમાંથી જે પાશે આવે તેમાંના કોઇને લાત કોઇને મુકી તથા કોઇને કાંઈ મારતો અનાદૃષ્ટિની સાથે મંડપની બાહાર કૃષ્ણ આવ્યો. તેને અનાદૃષ્ટિએ પોતાના રથમાં બેશાડી ગોકુળમાં પહોચતો કરચો; અને પોતે શૌર્યપુરમાં ગયો. એની પછવાડ કેટલાએક સુભટો પકડો, પકડો, મારો મારો કરતાં જતા હતા તે બધાનું કાંઈ વળ્યું નહી તેથી નિરાશ થઇને પાછા મથુરામાં આવ્યા. અને બધું વૃત્તાંત કંસને કહેવા લાગ્યા કે હે રાજા, એ કૃષ્ણ અમારાથી જીતી લેવાય એવો નથી. એવું સાંભળીને કંસ મહા ખેદ કરવા લાગ્યો. અને પોતાનું મૃત્યુ પાશે આવ્યું એમ જાણીને અતિ ચિંતા કરવા લાગ્યો. પ્રકૃતિ બગડી ગઈ. વિપત્તિને પાસે આવતી જોવા લાગ્યો. ચિત્ત ઠેકાણે રહ્યું નહી, ગુરૂને ગુરૂ તથા પિતાને પિતા કહી બોલાવવાનું સૂઝે નહી, નાહક જેની તેની ઉપર કોપ કરચા કરે, રાજ્યની બરાબર વ્યવસ્થા કરે નહી; ન્યાય કરતાં અન્યાય કરી દિયે; બધું વિપરીત આચરણ કરે, કહ્યું છે કે, "विनाशकाले विपरीत बुद्धि." થાય છે તેમ કંસને થયું. પછી એક સમયે કૃષ્ણને મારવાનો સંકેત કરીને મલ્લયુદ્ધ કરવાનો સમારંભ કરચો, તે અવસરે બધા રાજાઓને ફરી આમંત્રણો મોકલ્યાં. તે પ્રમાણે તેઓ આવ્યા. એ બધું જોઇને વસુદેવે બળદેવને જાણ કરી કે, કંસ કૃષ્ણને મારવાના અનેક ઉપાયો કરચા કરે છે, તેમાંનો આ મલ્લયુદ્ધ કરવાનો ઉપાય કરચો છે. માટે તમારે ઘણુંજ સાવચેત રહેવું. તેમજ સમુદ્રવિજયને પણ વસુદેવે સર્વ હકીકતથી વાકેફ કરચો કે, આ યુક્તિ કંસે કૃષ્ણને મારવા માટે રચી છે. શિવાય બીજા સર્વ ભાઇઓ તથા સ્નેહિઓને કહી રાખ્યું કે, સર્વ મળીને કૃષ્ણની રક્ષા કરવી જોઇએ છે.

હવે દેશ દેશના રાજાઓ તે સભા મંડપમાં આવવા લાગ્યા. તે સર્વનું કંસની આજ્ઞા પ્રમાણે અનુચરો આદરમાન કરવા લાગ્યા; અને યોગ્ય આસનો ઉપર બેશાડવા લાગ્યા. તે સભા મંડપમાં કંસ પણ એક ઉંચા આસન ઉપર જેમ ઇંદ્ર પોતાની સભામાં બેશે છે તેમ બેઠો. ઇંદ્રની આસપાસ જેમ દશ દિગ્પાલો હાજર હોયછે તેમ દશાર્હને કંસે પોતાની પાસે હાજર રાખ્યા. સમુદ્રવિજય તથા તેના બીજા ભાઇઓ આવ્યા હતા તેમને અમૂલ્ય સિંહાસનો ઉપર બેસાડ્યા. કેટલાએક રાજાઓ ગોકુળને પાદરથી જતાં જોઇને કૃષ્ણે બળદેવને પૂછ્યું કે, ભાઈ આપણે પણ મલ્લયુદ્ધ જોવાને જવું જોયે; માટે પિતાની આજ્ઞા લઇને ચાલો. મને મલ્લયુદ્ધ જોવાની ઘણી હોંસ છે. એ મારી કામના તમે સાથે આવીને પૂર્ણ કરો. તે સાંભળી બળદેવ મનમાં વિચાર કરચો કે, જો પણ પિતાના કહેવા પ્રમાણે ત્યાં જવું ઘણું ભય ભરેલું છે તોપણ આ સમય કૃષ્ણને લાભકારી છે માટે કોઈ પ્રકારે હાણી થવાની નથી તેથી જવું જોયે. પછી કૃષ્ણને સાથે

લઇને યશોદાની પાશે આવ્યા, અને બોલ્યા કે માતાજી, અમને જલદી સ્નાન કરાવો; અમારે મથુરા જવું છે. એમાં ઢીલ કરવી જોઇતી નથી; અમારે જવાની ઘણી ઉતાવળ છે. ત્યારે યશોદાએ કહ્યું કે, હમણા મને ફુરશત નથી. એવું સાંભળી બળદેવને ઘણો ક્રોધ ચડ્યો ને કહ્યું કે, હે દાસી તું અતિ ગર્વિષ્ટ થઈ ગઈ ની! તું જાણતી નથી કે અમે કોણ છૈએ! આટલો બધો અહંકાર તને શા સારૂ આવી ગયોછે! એવાં વચનો કહીને કૃષ્ણને ખેંચી લઈ યમુનાને કિનારે આવી સ્નાન કરી તે તીરની પાશે એક વૃક્ષની નીચે આવી ઉભા રહ્યા. ત્યારે કૃષ્ણનું મુખ ફીકું પડી ગએલું જોઇને તેને બળદેવ પૂછવા લાગ્યો કે ભાઈ, આજે તારૂં મુખ કેમ ઉતરી ગયું છે! અને ઉદાસ કેમ દેખાયછે! ત્યારે કૃષ્ણે કહ્યું કે તમે મારી માતાને દાસી કહી બોલાવી તે મારાથી કેમ ખમાય! કહ્યું છે કે, માતાની ઉપેક્ષા જોઇને કિયા પુત્રને શોક ન થાય! એવું સાંભળી રોહિણીનો પુત્ર બળદેવ શ્રીકૃષ્ણના મુખ ઉપર હાથ ફેરાવી તથા તેને છાતી સરસો ચાંપીને બોલ્યો કે, હે ભાઈ, યશોદા તારી ખરી માતા નથી. તથા નંદ પણ તારો ખરો પિતા નથી. ખરી માતા તો દેવકીજી છે કે જે કોઈ કોઈ સમયે તને સ્તનપાન કરાવવા આવેછે. અને જેની દેવતાઓ પણ પૂજા કરેછે એવો વસુદેવ તારો પિતા છે; અને સમુદ્રવિજય તારા પિતાનો વડો ભાઈ છે. ત્યારે કૃષ્ણ બોલ્યો કે, તમે મારા સગા ભાઈ થાઓ કે! બળદેવે કહ્યું કે, હું તારો ઓરમાઈ ભાઈ છું. એજ આપણું કુટંબ જાણવું. સર્વ બળવાન યાદવો આપણા ભાઇઓ છે. તને જોઇને મોટા મોટા દેવજ્ઞોએ કહેલું છે કે, એ ભરતાર્દ્ધપતિ થશે. એ વાતનો વિચાર કરતાં તારા જેવા ઉત્તમ પુરૂષનો જન્મ શું આ ગોકુળમાં થાય! જેમ મરૂદેશમાં આંબાનાં વૃક્ષની ઉત્પત્તિ થતી નથી તેમ મહા પ્રારબ્ધવાન પુરૂષની ઉત્પત્તિ અયોગ્ય સ્થળમાં થતી નથી. કદાચિત્ તું પૂછશે કે માતા તથા પિતાએ મારો ત્યાગ કેમ કર્યો! તો એમ તારા હિતને માટે તેમને કરવું પડ્યું છે. તારૂં કુળ ગુપ્ત તો ભયથી રાખ્યું છે. એ હકીકત સર્વ યાદવો જાણે છે.

એવું સાંભળીને કૃષ્ણ બહુ આશ્ચર્ય પામ્યો અને વિસ્મય થઈ બળદેવને પૂછ્યું કે, એવું મારે માથે શું ભય હતું કે મને ગોકુળમાં છુપો રાખ્યો; અને આ ગોપાળોનો સહવાસ કરાવ્યો! ત્યારે યોગ્ય સમય જાણીને જેમ ખેડુત જમીનમાં બી વાવીને તેની ફળોત્પત્તિ કરિ લિયેછે તેમ આ વખતે બધી હકીકત કહી સંભળાવ્યાથી આપણને ઇષ્ટ ફળ પ્રાપ્ત થશે; એવો વિચાર કરીને બળદેવે કંસની સર્વ હકીકત વિસ્તારીને તેને કહી. તેમાં પોતાના છ ભાઇઓનો વધ સાંભળીને કૃષ્ણ અતિ કોપાયમાન થઇને બોલ્યો કે, હે સિદ્ધો, હે ગાંધર્વો, હે વિદ્યાધરો હું પ્રતિજ્ઞા કરૂંછું તે તમે સર્વે એક ચિત્તે સાંભળો, સર્વ રાજાઓને દેખતાં જો હું દુષ્ટ કંસનો સંહાર ન કરૂં તો તે ગર્ભોની હત્યા મને લાગો. હવે હું એને કદી મૂકનાર નથી. એ વાતમાં તમે સર્વે આકાશગામી

દેવતાઓ સાક્ષી છો. એવી પ્રતિજ્ઞા સાંભળી બળદેવ બહુજ પ્રસન્ન થઈ કૃષ્ણને આલિંગન દઈ બોલ્યો કે, હે વત્સ, તું ધન્ય છે, જે આવો કુળતિળક થયો; જેમ આકાશને વિષે સર્વ નક્ષત્રોમાં ચંદ્ર શોભાને પામેછે તેમ સર્વ રાજાઓમાં તું શોભાને પામશે. ત્યારે હવે આ યમુનાજીમાં સ્નાન કરીને જલદી મથુરામાં જવું જોયે. એમ કહીને કૃષ્ણને જળના કિનારા ઉપર તેડી ગયો અને સ્નાન કરવા માંડ્યું. ત્યાં જેના દર્શનમાત્રથીજ પ્રાણીઓનો નાશ થઈ જાય, એવો કાલીય નામનો નાગ દોડીને કૃષ્ણને કરડવાને આવ્યો. તે પોતાની ફણ ઊંચી કરીને ફુફવારી મારવા લાગ્યો. એવું જોઇને બીજા લોકો હાહાકાર કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે કૃષ્ણ બાળક છે તેને એ સર્પ દંશ કરયા વિના રહેશે નહી, અને બળદેવનું પણ આ કાળરૂપ નાગની આગળ શું ચાલવાનું હતું! વગેરે સર્વ જન શોક કરેછે એટલામાં તો તેણે કૃષ્ણના પગની આંગળીમાં ઉપરા ઉપરી દંખો મારીને વિષની જ્વાલાઓનું વમન કરવા માંડ્યું; પરંતુ તે બધું નિ:સત્વ થઈ ગયું. અને કૃષ્ણે તેનું ડોકું ઝાલી લીધું. તેના મહોમાં કમળવેળની લગામ ખોસી ઘાલી, તેની પીઠ ઉપર ચડી બેઠો, ને જેમ ઘોડાને ફેરાવીએ તેમ અહી તહી તેને હાકવા લાગ્યો. એવું અદ્‌ભુત કૃત્ય જોવાને દેવોએ પોતાનાં વેમાનો ઊભાં રાખ્યાં; અને એવા દુર્દમ નાગને સહજ માત્રમાં કૃષ્ણે દમન કરચું જોઇને સર્વ કૃષ્ણની કીર્ત્તિ ગાવા લાગ્યા. એટલામાં વળી જેમ ઘોડાનો સ્વાર તેની કુખમાં એડીઓ મારે તેમ કૃષ્ણે તે નાગની કુક્ષીમાં એવી તો જોરથી એડીનો માર દેવા માંડ્યો કે તે બચારો નરમ ઘેંસ થઈ ગયો; અને તેનું બધું વિષ મુખમાંથી નકળી ગયું. પછી જ્યારે મરણ તુલ્ય થઈ રહ્યો ત્યારે તેની ઉપર દયા કરીને તેને છોડી દઇને કિનારા ઉપર આવ્યો. ત્યાં રૂષિઓ તપ કરતા બેઠા હતા તે બધા કૃષ્ણની સ્તુતિ કરવા લાગ્યા; અને તેઓને ત્રાસ દેનારો વિષધર પ્રાણી નિર્વિષ થઈ ગયો તેથી આનંદ પામી મોઢેથી કૃષ્ણને આશીર્વાદ દેવા લાગ્યા.

એવું અદ્‌ભુત કૃત્ય કૃષ્ણે કરચું તેની આખા ગોકુળમાં ખબર પડી ગઈ તેથી સર્વ ગોપાળો આવી તેને મળીને આનંદના પુકારો કરવા લાગ્યા. કોઈ ગીત ગાયછે, કોઈ વાંશળી વગાડે છે, કોઈ હર્ષથી નાચે છે, એવી રીતે સર્વ સખાઓ કૃષ્ણની સાથે તેના ગુણોનું ગાન કરતા ચાલ્યા ચાલ્યા મથુરા નગરીની પાશે આવ્યા. બળરામ તથા કૃષ્ણને તેઓના ગોપ સખાઓ સહિત આવતા જોઇને મથુરાના સર્વ લોક બહુ પ્રસન્ન થયા; અને આશ્ચર્યને પામીને તે બધાઓને નિરખવા લાગ્યા. જેવા સભા મંડપની પાશે ગયા કે, કંસના હુકમથી મદોન્મત્ત દુષ્ટ તથા ક્રૂર એવા પદ્‌મોત્તર તથા ચંપક નામના બે હાથીઓને કૃષ્ણ તથા બળદેવની સાંમે છોડી મૂક્યા. તેમાં પદ્‌મોત્તર કૃષ્ણની સાંમે થયો અને ચંપક બળદેવની સાંમે થયો. કૃષ્ણ ગજ શિક્ષામાં કુશળ હોવાથી પદ્‌મોત્તરની સાથે ક્રીડા કરવા લાગ્યો, કેટલીએક વાર તેને રમત કરાવીને પછી

યમદૂત રૂપ થઈ તેના દંતુશળો પકડી મુષ્ટીના પ્રહારેજ તેના પ્રાણોનું હરણ કરચું. તેમજ બળદેવે પણ ચંપક નામના હાથીનું સિંહની પઠ કુંભસ્થળ વિદારણ કરી તેના પ્રાણ હરી લીધા. એવી રીત બન્ને હસ્તીઓને યમપુરીને વિષે વિદાય કરીને જેમાં સુંદર રેતી પાથરેલી છે, અનેક પ્રકારનાં પુષ્પો જયાં ત્યાં પડી રહેલાં છે, તથા જેમાં ધ્વજાઓ ઊભી કરેલી છે, એવા સભા મંડપમાં તેઓ પોતાના સખાઓ સહિત પ્રવેશ કરવા લાગ્યા. તે સમયે લોકો પોતાનાં સમગ્ર કામ પડતા મેલીને હર્ષથી જોતા જોતા કહેવા લાગ્યા કે, આ કૃષ્ણેજ કેશીને મારચો છે, એણેજ અરિષ્ટનું દમન કરચું છે, નાગનું દમન પણ એણેજ કરચું છે, અને હમણાજ એણે આપણી નજરની સાંખે હસ્તિને મારી નાખ્યો. એજ નંદનો પુત્ર છે અને એજ ગોપોનું ભૂષણ છે. એવી રીતે લોકો પરસ્પર ભાષણ કરતા હતા તે સાંભળીને બન્ને મહા આનંદવાન થવા લાગ્યા. પછી સભા મંડપમાં પ્રવેશ કરી એક સુંદર સિંહાસન ઉપર કૃષ્ણ જઈ બેઠો; તેની પાશ બળરામ પણ બેઠો. તે કૃષ્ણને કહેવા લાગ્યો.

બળદેવ--હે ભાઈ, જેને રત્નજડિત મુગટ પહેરચો છે, જેના હાથમાં સુવર્ણનાં કડાં છે, જેના હૃદયની ઉપર મોતીઓના હાર લટકે છે, જેનાં કાનોમાં દિવ્ય કુંડલો જલકી રહ્યાં છે, અને જે અમુલ્ય સિંહાસન ઉપર બેઠલો છે, એજ કંસ નામનો તારો શત્રુ છે; એણેજ તારા છ ભાઈઓને મારચા છે; આ સિંહાસન ઉપર બિરાજેલા સમુદ્રવિજય તારા પિતાના વડા ભાઈ છે; પણ તારા પિતા વસુદેવ બેઠલા છે, અને તેની પાશે મહા શૂર એવા અક્રૂર વગેરે બીજા બાંધવો બેઠલા છે ઈત્યાદિક સર્વની ઓળખ પાડી. હવે આ સમયે અરિ વર્ગ તથા બંધુ વર્ગના મિલાવડામાં સર્વ યથા યોગ્ય રીતે મળવું જોયેછે; કંસને તો આ લોક મૂકાવીને પરલોકને વિષે વિદાય કરવો જોયેછે; અને આપણા વડીલોને પોતાના પરાક્રમવડે વિસ્મિત કરીને આનંદિત કરવા જોયેછે.

એવાં બળદેવનાં વચનો સાંભળીને કંસને ક્રૂર દૃષ્ટિથી તથા સંબંધીઓને સ્નેહ દૃષ્ટિથી કૃષ્ણ નિરખવા લાગ્યો. ત્યારે સમુદ્રવિજય સ્નેહથી કૃષ્ણને જોઈ હર્ષને પામીને વસુદેવ પ્રત્યે બોલ્યો.

સમુદ્રવિજય—હે ભાઈ, મને આજેજ સર્વ દેવતાઓ પ્રસન્ન થયા કે, આ ત્રૈલોકયનું ભૂષણ તારો પુત્ર મેં મારી નજરે જોયો! આટલા દિવસ મારાં નેત્રો અધન્ય હતાં, તેઓને આજે હું ધન્ય માનુંછું. કેમ કે, આટલા દિવસ સુધી આવો સુંદર, રમણીય તથા મહા પરાક્રમી પુત્ર મેં જોયો નહોતો તે આજે જોયો. (પછી કૃષ્ણને જોઇને કંસ પોતાના પ્રધાન પ્રત્યે બોલ્યો.)

કંસ—હે મંત્રી, આ કૃષ્ણનો મારા જેવો શત્રુ છતાં અથવા મારો આ કૃષ્ણ વૈરી છતાં તેનું વસુદેવે કેમ રક્ષણ કરચું! એ મોટી આશ્ચર્યની વાત છે. પણ તેથી શું થયું! જયાં સુધી આ મારા ચાણૂર તથા મુષ્ટિક બે મલ્લો જીવતા છે, ત્યાં સુધી મને કોણ ગાંજી શકવાનો છે! વસુદેવે એનું રક્ષણ કરચું તો શું થયું! આપણા હાથમાંથી હવે એ જીવતો જવાનો છે કે!

મંત્રી—હે રાજા, આપે કહી તે વાત યદ્યપિ સત્ય છે તથાપિ મુનિનાં વચન વ્યર્થ કેમ થશે! માટે આપણે નિર્ભય રહેવું ન જોયે, અને પોતાનું કાર્ય સાધી લેવામાં ઢીલ પણ કરવી ન જોયે. તેમજ મુનિનાં વચનો જરૂર સાચાં થનાર છે, એમ વિચારીને તે ઉદ્યોગને મૂકી દેવું જોઈતું નથી. માટે શત્રુ સન્મુખ બેઠેલો છે તેનો પરાજય કરવામાં હવે ઢીલ કરવી જોઈતી નથી.

કંસ—હે બૃહસ્પતિ, હવે શું એ આપણા હાથમાંથી નીકળી જવાનો છે કે, જેની ઉપર હું કોપાયમાન થાઉં તેની કોણ રક્ષા કરનાર છે! જોઊં તો ખરો વસુદેવ પ્રમુખ એની કેવી રીત રક્ષા કરેછે! બધાને દેખતાં હું એક પળમાં કૃષ્ણને મારી નાખીશ, કદી છોડવાનો નહી ચાણૂર મલ્લને બોલાવ્યો છે તે હમણા આવ્યો જોયે.

(એટલામાં મહા બળવાન તથા શરીરે પુષ્ટ એવા ચાણૂર અને મુષ્ટિક નામના બન્ને મલ્લો ત્યાં આવી પહોચ્યા. તેમને જોઈ પોતાનું મોત પાશે આવેલું તેથી ભયભીત થયો થકો કંસ તેઓમાના ચાણૂરને દૂરથીજ શાન કરવા લાગ્યો કે આ કૃષ્ણને માર, તે ઈસારત સમઝીને તથા સભામાં આવીને કૃષ્ણની સાંમે ક્રૂર કટાક્ષોવડે જોવા લાગ્યો. જેઓના વાળો બાંધેલા છે, આંગ ઉપર ચંદનનું લેપન કરચું છે, કમરમાં મજબુત વજ્ર કછોટા મારેલા છે, અને જેઓનાં પાષાણના જેવાં સખ્ત ઠીગણા શરીરો જોઈને લોકો આશ્ચર્ય પામવા લાગ્યા. તેમાંથી ચાણૂર બોલ્યો.

ચાણૂર—હે સભા મંડપને વિષે બિરાજેલા ક્ષત્રિયો, અહી જે કોઈ શૂર ક્ષત્રિયોમાં પણ મહા શૂરવીર ક્ષત્રિય હોય તો તે મારી સાંમે યુદ્ધ કરવાને આવી જાય! આ મારૂં વચન સાંભળીને કાયરની પઠે ગુપચુપ થઈ માથું નીચું કરી બેશી રહેવું કોઈ પણ ક્ષત્રિય વંશને ઉચિત નથી. આવો સમય ફરી ફરી આવતો નથી.

એવાં સર્વ ક્ષત્રિઓને તિરસ્કાર કરનારાં ચાણુરનાં વચનો સાંભળીને કૃષ્ણ સિંહની પઠે ઝટ સિંહાસન ઉપરથી નીચે ઊતરીને તેની પાશે જઈ કહેવા લાગ્યો.

કૃષ્ણ—હે દુષ્ટ, શૂર ક્ષત્રિયોમાં પણ મહા શૂરવીર, બળવાનોમાં બળવાન અને તારા શરીરનું ક્ષણ માત્રમાં ચૂર્ણ કરનાર આ તારી સાંમે મલ્લયુદ્ધ કરવાને હું તત્પર છું; હે મૂર્ખ સર્વને દેખતાં દેખતાં રમત માત્રમાં આ તારા પુષ્ટ શરીરનાં બે ભાગ કરી નાખી દેઊં તોજ હું કૃષ્ણ! અરે, અધમ, મેં તો પણ લીધું છે કે મારા પ્રતિપક્ષી બધાઓને મારી નાખવા! ત્યારે તું એકલો તે શા હિસાબમાં છે!! માટે હવે તું સાવધાન થા, મારા હાથથી કદી છૂટવાનો નથી.

એવાં અતિશય ચાણકનાં વચનો કૃષ્ણના મુખથી નીકળેલાં સાંભળી આંખો લાલચોળ કરી અતિ ક્રોધાયમાન થઇને ચાણૂર બોલ્યો.

ચાણૂર—અરે બાળ ગોપાળ, તું શા સારૂ આટલી બધી લવરી કરયા કરેછે! અને ગમે

તેમ બક્યા કરેછે! તારૂં ગજું તે કેટલું છે! હજી તું બાલક છે! તારા ધાવણનાં દાંત પણ ફરી આવ્યાં નથી. મુખમાંથી માતાના દૂધની ગંધ ગઈ નથી. એટલામાંજ પોતાને મોટો બળવાન સમજીને બળવાનોની સાથે લડવાને તૈયાર થયો છે! એ મોટી આશ્ચર્યની વાત છે? ક્યાં મારૂં શરીર અને ક્યાં તારૂં શરીર! તે તો જરા નિરખીને જો; શું તારો જીવ તને પ્રીય નથી લાગતો! કે મારી શક્તિરૂપ અગ્નિમાં પડી મરવાની ઈચ્છા કરેછે! તારા શરીર ઉપર મુષ્ટિનો પ્રહાર કરતાં મને દયા આવેછે કે આ બાળક મારી મુષ્ટિનો માર કેમ સહન કરી શકશે! અને એવા નાલાયક મનુષ્યપર અમારા જેવાએ માર કરવો તે શરમની વાત છે, પોતાના બરોબરીઆની સાથે યુદ્ધ કરવું યોગ્ય છે, માટે તારી સાથે હું શું લડું! જેમ ગાયનું વાછડું દૂધ પીને પુષ્ટ થયું હોયછે, પરંતુ તેમાં કુવત હોતી નથી; તેમજ આ તારૂં શરીર દૂધ પીપીને માતેલું છે તેથી તું પોતાને બળવાન જાણે છે કે! ગોકુળમાં ગોપોના બાળકોની સાથે લડતાં અથવા રમત કરતાં કોઈ વખતે કદાચિત તું ફાવ્યો હઈશ તેથી શું આ વજ્રકાળ મલ્લને પણ જીતવાની હોંસ કરેછે કે! મારી બગળમાં હું તને દાબીશ તો તું માકણની પઠ પીળાઈ જઈશ. મારી સાથે લડતાં જેમ દાવાનળમાં પતંગ પડી બળી મરેછે તેમ મારા બળરૂપ દાવા નળમાં પડીને તું શા સારૂ યમ લોકમાં જવાની તૈયારી કરેછે! વળી અમે તો જન્મથી મલ્લ કુસ્તીમાં ઉછર્યાં છૈયે, અને તું દૂધ તથા દહીં ખાઈને ઉછર્યો છે; ત્યારે વિચાર કર કે, ક્યાં હું ને ક્યાં તું!! એવું કહીને ચાણૂરે ખંભો ઠોક્યો અને ગર્જના કરીને કૃષ્ણની ઉપર ધસ્યો, તે જોઈને લોકો હાહાકાર કરવા લાગ્યા. અને બોલ્યા કે,

લોકો—ભાઈઓ, મોટો અન્યાય થાયછે, ક્યાં આ યમ સદૃશ ચાણૂર મલ્લ, અને ક્યાં આ સુકુમાર ગોકુળનો બાળક! એ બન્નેનું યુદ્ધ નીતિ પૂર્વક કહેવાય નહી. નગરમાં એવો અન્યાય થતો જોઈને છાનામાના બેશી રહેવું જોઈતું નથી. (એમ કહીને પ્રજાલોક અ-ન્યાય અન્યાય મહા અન્યાય થાયછે? એવી રીતે પુકાર કરવા લાગ્યા. તે સાંભળીને કંસ ક્રોધમાં આવી બોલવા લાગ્યો.)

કંસ—આ પ્રજા કેવી દુષ્ટ છે! અમે ક્યારે એને યુદ્ધ કરવાને બોલાવ્યો હતો! એ ગોકુ-ળમાં દૂધ દહીં પીની મદોન્મત્ત થઈને પોતાનું બળ અજમાવવા આવ્યો છે, તેને અમે શા માટે વારિયે! (એવાં કંસનાં વચનો સાંભળીને સર્વે લોક છાના થઈ રહ્યા એટલે કૃષ્ણ બોલ્યો.)

કૃષ્ણ—હે ચાણૂર, પોતાની પ્રશંસા કરવી પોતાને યોગ્ય નથી. બીજાઓ પ્રશંસા કરે તે યોગ્ય કહેવાય! તેં ન્હાન પણથી મલ્લ વિદ્યાનો અભ્યાસ કરચો છે તે બધા લોક જાણે છે, અને હું તો નંદ ગોપનો છોકરો છું તે પણ બધાને વિદિત છે. પણ યાદ રાખજે કે, થોડીક વારમાંજ અહીં ઉભા રહેલા લોકો જોશે કે જેમ વંટોળીઆથી આકડાનું તૂર ઉડેછે તેમ કૃષ્ણ તને ઉરાડી નાખશે.

એમ કહીને કૃષ્ણે પણ ચાણૂરની પઠે પોતાનો ખંભો ઠોકયો અને બન્ને સામસામા આવી ગયા. પછી બાથ ભીડીને મલ્લયુદ્ધ કરવા લાગ્યા. તેઓનું મલ્લયુદ્ધ ચાતુર્ય જોઇને સમગ્ર રાજાઓ ચકિત થઈ ગયા. ચાણૂરથી કૃષ્ણનું ચાતુર્ય અધિક જોઇને સમુદ્ર વિજય વગેરેને અપાર હર્ષ થયો. કેટલીએક સ્ત્રીઓ જે પ્રથમ ચાણૂરનું બળ જાણતી હતી, તેઓ કૃષ્ણની ઉપર કરૂણા આણીને શોક કરવા લાગી કે, આ પાડાની સાથે આ સકુમાર બાળકનું શું ચાલવાનું છે! અથવા તો આ અયોગ્ય કામ થાયછે. કૃષ્ણે તો પોતાનું શૌર્ય બતાવવા માંડયું, તે જોઇને બધા સ્તબ્ધ બની ગયા. કંસ અતિ ભયભીત થવા લાગ્યો. કુદવાના પ્રહારે પૃથ્વી ધમધમવા લાગી. જેમ પૃથ્વી કંપવા લાગી તેમ કંસનું હૃદય પણ કાંપવા લાગ્યું. ચાણૂરનું બલ હીણ થતું જોઇને કંસે મુષ્ટિકને ઈસારત કરી કે જુવેછે શું! ત્યારે મુષ્ટિક કૃષ્ણની ઉપર ધાયો, તેને જોઇને અતિ કોપાયમાન થયો થકો બળદેવ ઉઠી ઉભો થઈ મુષ્ટિકની સાંમે આવી હે દુષ્ટ, તારી યુદ્ધ કરવાની મરજી હોય તો આવીજા મારી સાંમે! તારા હાથની ખાજ હમણા મટાડી નાખુંછું. એમ કહી સિંહના જેવો નાદ કરી તેની સાથે બાથ ભીડીને યુદ્ધ કરવાનું શરૂ કરયું. એવી રીતે બે મલ્લયુદ્ધ થવા લાગ્યાં. એટલામાં ચાણૂર ઘણો જોશમાં આવીને જેટલું પોતામાં બળ હતું તે બધું એકઠું કરીને કૃષ્ણના હૃદયમાં તેણે એક મુષ્ટિ એવા જોરથી મારી કે તેના પ્રહારથી કૃષ્ણ મૂર્છિત થઇને પૃથ્વી ઉપર પડી ગયો; તેની સાથે તેના સંબંધી રાજાઓની આંખોમાંથી આસું નીચે પડવા લાગ્યાં; તે જોઇને સર્વ લોકો હાહાકાર કરવા લાગ્યા. કંસ મહા હર્ષને પામ્યો, અને બીજા મલ્લોને ઉસકેરવા માંડયું કે જુવોછો શું! મારો મારો, કોઈ વાતનો વિચાર કરો નહી; એમ કહી પોતે પણ મર્યાદા મૂકી ધાયો અને ગમે તેમ બકવા લાગ્યો. કહ્યુંછે કે, જેનું મરણ ઢુકડો આવે તેને બોલવાનું ભાન રહેતું નથી. પછી કૃષ્ણને બીજો કોઇતો નહી પણ ચાણૂર ફરી મુષ્ટિ પ્રહાર કરવા આવેછે એમ જોઇને બળરામ મુષ્ટિકને મૂકી ચાણૂરની સાથે યુદ્ધ કરવા લાગ્યો. એટલામાં તો કૃષ્ણને પણ મૂર્છા ગઈ, તેવોજ ઉઠી ઉભો થયો. તેની સાથે જાણે સર્વ યાદવોના મનોરથ પણ ઉઠી ઉભા થયા હોયની! જેમ મેઘ નિવૃત્તિ પામ્યા પછી ઉલૂક સૂર્યના તેજને જોઈ શકતો નથી તેમ કંસ કૃષ્ણના તેજની સાંમે દૃષ્ટિ કરી શકયો નહી. પછી અતિ ક્રોધમાં આવીને કૃષ્ણે એવોતો ચાણૂરને મુષ્ટિનો પ્રહાર કરયો કે, તે પ્રહારની સાથેજ તેના પ્રાણ નીકળી ગયા. એ કૃત્ય જોઇને કંસ નિસ્તેજ થઈ ગયો; અને સમુદ્ર વિજય પરમ આનંદિત થયો. એવાં દુશ્ચિન્હ જોઇને તથા પોતાનો અવસાન સમીપ આવ્યો જાણીને કંસ પોતાના યોદ્ધાઓને કહેવા લાગ્યો.

કંસ—જુવોછો શું; ચાણૂરને મારનારાને પકડો, એ દુષ્ટ ઉન્મત્તને છોડશો નહી. અને જે કોઈ એની મદત કરનારો હોય તેને પણ પકડો, બીહીશોમાં, જેમ ચોરને શિક્ષા કરા-

યછે તેમ ચોરની સહાયતા કરનારને પણ શિક્ષા કરવી જોયેછે. (એવાં તેનાં વચનો સાંભળી ભ્રકુટી ચડાવીને તિરસ્કારથી કૃષ્ણ બોલ્યો.)

કૃષ્ણ—હે દુષ્ટ, તું ફોકટ શું બકેછે! તેં પ્રથમ કરેલાં દુષ્ટ કર્મોનાં ફળો તને આ સભામાંજ પ્રાપ્ત થશે. (એમ કહી જેમ તિમિરનો નાશ કરવાને ઉદયાદ્રિ પર્વત ઉપર સૂર્ય ચડેછે તેમ કંસને મારવાને કૃષ્ણ તેના આસન ઉપર ચડ્યો. અને પોતાની માતાના છ ગર્ભ પ્રસવ થતાંજ આ દુષ્ટે મારયા છે એવું ધ્યાનમાં લાવીને નિઃશંક કહેવા લાગ્યો કે) હે અધમાધમ કંસ, જે કોઈ તારો મિત્ર અથવા બાંધવ હોય તેને તારી સહાયતા કરવાને અહીં બોલાવ, તેંજ મારા તરતના જન્મેલા ભાઇઓને શિળા ઉપર પછાડીને મારયા હતા નહીં! એ વાત હજી ભૂલી તો ગયો નહી હો! તને તારા પરાક્રમનો અતિ ગર્વ હોય તો શસ્ત્ર લઇને આવ. (એવાં વચનો બોલી તેના માથા ઉપર લાત મારીને તેનો મુગટ નીચે નાખી દીધો; અને તેના કેશ પકડીને તેને સિંહાસન ઉપરથી નીચે પાડી દીધો.)

પણ બળરામ પણ મુષ્ટિકની સાથે એવું તો ક્રૂર યુદ્ધ કરતો હતો કે, તેના ઘોષથી બધા લોકો કાંપવા લાગ્યા. કંસ જમીન ઉપર પડી પરસેવાથી ભીંજાઈ ગયો, અને નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહી રહી છે; શરીર થરથર કાંપી રહ્યો છે અને દીન મુદ્રાએ કરી ચોગમ જોવા લાગ્યો. ત્યારે જેઓએ હાથમાં ભાલા લીધાછે, કોઈના હાથમાં ખડગ છે, એવાં કંસના ઘણા યોદ્ધાઓ, આ દુષ્ટને પકડો, મારો, એવા અવાજ કરતા આવી કૃષ્ણને ઘેરી લેવા લાગ્યા. એટલામાં મુષ્ટિકને મુષ્ટિના પ્રહાર વડે બલદેવે મારી નાખ્યો; અને જેમ ગરૂડ પક્ષી સાપો ઉપર પડીને તેમનો ક્ષણ વારમાં સંહાર કરી નાખેછે, તેમ બળદેવ તરત દોડીને પેલા યોદ્ધાઓનો સંહાર કરતો હવો. પછી સભામાં કૃષ્ણે કંસની ઘણી નિંદા કરી કેશ ગ્રહી નીચે પાડી છાતીમાં લાત મારીને તેને યમપુરીએ મોકલાવી દીધો. કૃષ્ણના ભયથી કંસે જરાસંધનું સૈન્ય બોલાવીને પોતાની પાશે રાખ્યું હતું તે કૃષ્ણની ઉપર મારવાને તૂટી પડ્યું. તે જોઇને સમુદ્ર વિજયની ફોજ જરાસંધની ફોજપર તૂટી પડી. પરસ્પર બન્ને ફોજોનું તુમુલ યુદ્ધ થયું. જરાસંધની ફોજ ધણી વિનાની અને સમુદ્રવિજયની ફોજ સસ્વામિક હોવાથી જેમ ઘાસને પવન ઉરાડી નાખેછે તેમ તે બધું વિખેરી નાખ્યું. પછી કૃષ્ણે કંસના માથાના કેશ પકડી સભામંડપમાં ફેંકી દીધો. તેને જોઇને સભામાં અતિ કોલાહલ થઈ રહ્યો. ત્યાંથી યાદવો ઉઠીને પોતપોતાને ઘેર ગયા. અનાદૃષ્ટિ ઘણો હર્ષિત થયો થકો બળદેવ અને કૃષ્ણ એ બન્નેને પોતાના રથમાં બેસાડીને વસુદેવને ઘેર લઈ ગયો. ત્યાં બીજા યાદવો પણ એકઠા થયા. તે બધા કુટુંબીઓને જોઇને કૃષ્ણ અતિ આનંદને પામ્યો. મથુરાના લોકો ટોળે ટોળા મળીને કૃષ્ણને નિરખવા લાગ્યા. વસુદેવ પોતાના પુત્રને જોઈ અતિ

આનંદને પામીને તેને છાતી સરસો ચાંપ્યો. કૃષ્ણ પણ પોતાના પિતાને પ્રેમ સહિત પગે પડચો. તેને ઊઠાડીને વસુદેવે ખોળામાં બેશાડ્યો. તેમજ સમુદ્રવિજયને પણ કૃષ્ણે સાષ્ટાંગ નમસ્કાર કરચો. ત્યારે તેણે તેના મસ્તક ઉપર હાથ રાખીને આશીર્વાદ આપ્યો. કૃષ્ણનું મનોહર તથા પ્રફુલ્લિત મુખકમળ જોઇને સમુદ્રવિજયને એવો તો આનંદ થયો કે, તેનું કથન થઈ શકે નહી. પછી પોતાની માતા દેવકીને કૃષ્ણ જઇને પગે લાગ્યો. ત્યારે દેવકીએ પોતાના પુત્રને પ્રેમાલિંગન દીધું. તેથી સ્તનોમાંથી દૂધની ધારાઓ નીકળવા લાગી; તેણે કરી કંચુકી ભીજાઈ ગઈ. અને પોતાને ધન્ય માનીને મહા હર્ષને પામવા લાગી.

કંસનું મૃત્યુ થયા પછી મથુરાનું રાજ્ય ઉગ્રસેનને આપ્યું. તેણે પોતાની પુત્રી સત્યભામા કૃષ્ણને પરણાવી દીધી. કેમકે, કૃષ્ણે સાર્ઙ્ગધર ધનુષ્ય ચડાવીને સ્વયંવર મંડપમાં પ્રતિજ્ઞા પૂરી કરેલીજ હતી. કૃષ્ણે પણ વિધિયુક્ત સત્યભામાનું પાણિ ગૃહણ કરચું.

કંસ મુવો તે વૃત્તાંત સાંભળીને તેની સ્ત્રીઓ પોતાના પતિના શબની પાશે આવીને વિલાપ કરવા લાગી. ધુળમાં આળોટીને મહા ખેદ પામવા લાગી. જીવયશા પણ પોતાની બધી શોકોની સાથે અતિ વિલાપ કરવા લાગી. પતિનું શબ ધુળથી ભરાયલું જોઇને બધી મૂર્છાને પામી, પછી સાવધાન થઇને અતિશય શોક કરી છાતી કૂટવા લાગી. એટલામાં કંસને ઉગ્રસેન વગેરે અગ્નિ સંસ્કાર કરચો. પરંતુ જીવયશાએ એની ક્રિયા કરી નહી; અને બોલી કે, મારો સિંહના જેવો પરાક્રમી પિતા જ્યારે આ મથુરાને આવીને ઘેરો ઘાલશે ત્યારે આ હરિણોના જેવા યાદવો ક્યાં નાશી જનાર છે! અને આ બળરામ તથા કૃષ્ણ પણ તેની પાશે જીવતા રહેનાર છે કે! માટે હું તમની જોડે મારા પ્રાણ પ્રિયની ક્રિયા કરીશ. એવી તેની પ્રતિજ્ઞા સાંભળીને ઉગ્રસેન કોપાયમાન થઇને બોલ્યો કે, તું જરાસંધની પુત્રી છે તે બધા જાણેછે, ફોકટ બકવાદ શા સારૂ કરચા કરે છે! જો એમજ કરવું હોય તો બાપની પાશે જઇને કાં એ કામની ઉતાવળ કરતી નથી! એવું તિરસ્કાર ભરેલું રાજાનું બોલવું સાંભળીને તરત જીવયશા ત્યાંથી નીકળી જઇને પોતાના બાપને ઘેર ગઈ અને તેને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. એ વાતની ઉગ્રસેનને ખબર પડતાંજ તેણે બધા યાદવોને એકઠા કરચા. અને તેઓને કહેવા લાગ્યો કે, જરાસંધ આપણો મોટો વૈરી થયો તેનો શો ઉપાય કરવો! ત્યારે બધાએ કહ્યું કે ક્રૌષ્ટુકીને પૂછી જુવો. પછી ક્રૌષ્ટુકીને પૂછ્યાથી તેણે કહ્યું કે, હે રાજન્ આ રામ અને કૃષ્ણ એ બે છોકરાઓ ભરતાર્દ્ધના સ્વામી થવાના છે. પરંતુ હરેક મનુષ્યનું ઉત્કર્ષ થવું તે ક્ષેત્ર તથા કાલની ઉપર આધાર રાખેછે. હમણા તમે પશ્ચિમ દિશામાં સમુદ્રના કિનારા ઉપર એક મોટું ક્ષેત્ર છે, ત્યાં પોતાના પરિવાર સહિત જઇને જે સ્થળને વિષે સત્યભામા બે ભાગ્યશાળી પુત્રોને જન્મ આપે ત્યાં પોતાની રાજધાની કરવી. એમ કરચાથી સર્વ મનોરથ

પૂર્ણ થશે. એવાં તેનાં વચનો સાંભળીને સારી રીતે સત્કાર કરી વિદાય કરચો. પછી પોતાની સમગ્ર પ્રજા લઇને બાહાર પ્રસ્થાન કરચું. નીકળતાં સારાં શકુનો થયાં તેથી બધા આનંદિત થયા થકા માર્ગ ક્રમણ કરવા લાગ્યા. રસ્તામાં નદીઓ, પર્વતો, તથા અરણ્યો વગૈરેનું દિન દિન પ્રત્યે ઉલ્લંઘન કરતાં જે પ્રદેશ વિષે ક્રૌષ્ટુકીએ કહેલું હતું ત્યાં આવી નિવાસ કરચો. તે સ્થળને વિષે જેમ મેરૂ ભૂમિમાં કલ્પવૃક્ષની ઉત્પત્તિ થાયછે તેમ સત્યભામાના ઉદરથી બે પુત્રોની ઉત્પત્તિ થઈ. પછી દૈવજ્ઞોના કહ્યાથી સમુદ્રાધિષ્ટાયકને પ્રસન્ન કરવાને કૃષ્ણે અઠમ તપ કરચું. ત્યારે સમુદ્રનો અધિપતિ અતિ સંતુષ્ટ થઇને તથા પોતાની સાથે અમુલ્ય રત્નો લઈ આવીને કૃષ્ણની પાશે મૂકચાં. અને કહેવા લાગ્યો કે, મહારાજ હું તમારી આજ્ઞાને માન્ય કરવા તૈયાર છું. મને પોતાનો સેવક કરી જાણજો. એવું સાંભળીને કૃષ્ણ બોલ્યો કે, મારે એક ઉત્તમ નગરની રચના કરવી છે તે સારૂ તું એક સારૂં સ્થળ શોધી આપ. એવું કૃષ્ણનું બોલવું સાંભળીને સમુદ્રાધિ-ષ્ઠાતાએ તાત્કાળ ત્યાં ઉત્તમ સ્થળ શોધી આપ્યું, તેથી સાથે પાંચજન્ય શંખ, અને કૌસ્તુભમણિ આપીને પોતાના સંબંધીઓની સાથે તે અંતરધ્યાન થઈ ગયો. પછી ઇંદ્રની આજ્ઞાથી વૈશ્રવણે જ્યાં કૃષ્ણને નગરી રચવાનું ઠેકાણું હતું ત્યાં આવી એક અહોરાત્રમાં દ્વારકા નામની ઉત્તમ નગરી રચી દીધી. તેના વજ્રના જેવા મજબુત બુરજો કરચા, વિશાલ છજાં તથા ઝરૂખા રાખ્યાં, કોટ એવો તો ઊંચો કરચો કે જાણે આકાશની સાથે વાતો કરતો હોયની! તેની ભીંતો મણિ તથા માણકે જડી લીધી; તેમાં નાના પ્રકારના મહા અનુપમ શોભાયુક્ત નિવાસ ધામોની રચના કરી. એ બધું થઈ રહ્યા પછી વૈશ્રવણની આજ્ઞાથી બીજા યક્ષ દેવોએ તે નગરીપર સાડા ત્રણ દિવસો સુધી રત્નોની અતિ વૃષ્ટિ કરી. તેની આસપાસ નંદન વનથી પણ સુંદર એવા અસંખ્ય બાગોની રચના કરી; તેથી તે નગરી એવી તો શોભવા લાગી કે જેનું વર્ણન કરવાને કોઈ કવિનું સામર્થ્ય તે ક્યાંથી! પછી સમુદ્રવિજયે કૃષ્ણને ત્યાં રાજ્યાભિષેક કરચો. ત્યારે જેમ ઇંદ્રની પુરીમાં ઇંદ્રની સત્તા તળે દેવો આનંદ પૂર્વક ક્રીડા કરે, તેમ કૃષ્ણની સત્તા તળે યાદવો નાના પ્રકારના વિનોદ કરવા લાગ્યા. વાવ્ય, કુવા, તળાવ, બાગ, બગીચા, વન તથા પર્વત વગૈરે ગમતનાં સ્થળોમાં કૃષ્ણ, બળદેવ, તથા અરિષ્ટનેમી આદિ ઇચ્છા પૂર્વક ક્રીડા કરવાને અર્થે વિચરવા લાગ્યા. પુરવાસીઓ બધા આનંદથી વસવા લાગ્યા. સર્વ પ્રજાને મહા સુખનો આશ્રય મળ્યાથી પૂર્વ સ્થળનું સ્મરણ સ્વપ્નમાં પણ થાય નહી; એવી રીતે કેટલોએક કાલ વ્યતીત થઈ ગયા પછી એક સમયને વિષે હસ્તિનાપુરથી એક અનુચર આવ્યો; તેણે કહ્યું કે, હે મહારાજ કુંતિ દેવીને પુત્ર પ્રસવ થયો છે, તે સાંભળીને સમુદ્રવિજય સહિત બધા યાદવો મહા આનંદને પામ્યા. પછી સમુદ્રવિજય રાજાયે મને ભેટ દઇને તમારી પાશે મોકળ્યો. એવી રીતે કોરક કહેછે કે; હે

કુંતિ, પછી ત્યાંથી નીકળ્યો હું થોડા દિવસમાં અહી આવી પાહોતો; અને તે સારી વધામણી લઈ આવેલા અનુચર પછી હું અહીં ભેટ લઈ આવી પહોતો ત્યાં સુધીનું સર્વ વૃત્તાંત તમને કહ્યું, અને પ્રથમ થએલું વૃત્તાંત પણ તમને કહ્યું. એવી રીતે કોરકના મુખથી પોતાના માવિત્રો વિષેની સર્વ હકીકત સાંભળીને કુંતિ દેવી મહા પ્રસન્ન થઈ થકી બોલી કે, હે કોરક, તેં અતિ ઉત્તમ મારા કુળની કથા મારી પાશે નિવેદન કરી. તારા મુખથી મારા માહેરની ચડતી સાંભળીને મને મારા પુત્ર જન્મના હર્ષથી પણ અધિક હર્ષ થયોછે. હવે મારા ભાઇઓ જીવતા રહો તેમનો પરિવાર સર્વ માહા આયુષ્યવાન થાઓ; એવી મારી આશીશ તેમને તું જઈ કહેજે, અવી રીતે કહી તે કોરકનો સારી રીતે કુંતિએ આદર સત્કાર કરી તેને યથાયોગ્યતાએ વિદાય કરચો. પછી દિવસાનુદિવસ માતાના વાત્સલ્ય રૂપ અમૃતના યોગે યુધિષ્ટિર કુમાર અવસ્થાને વ્યતીત કરવા લાગ્યો.

वसंततिलका वृत्तम्.

अव्यक्तवर्णरमणीयवचः प्रवारोरिंखन् कदाचन कदाचन पादचारी;
नव्योल्लसद्दशनहास्यमनोहरास्यः, कस्य प्रतिक्षणमभून्न मुदे कुमारः ॥ १ ॥

અર્થ—કોઈ સમયે સ્પષ્ટ અક્ષરોના ઉચ્ચાર વિનાની રમણીય વાણી બોલે, કોઈ સમયે હસ્ત પાદાદિકે કરી અથવા ગૂઠણ ઉદરાદિકે કરી રિંગણ કરે એટલે ઘસરવા માંડે અને કોઈ સમયે ઊભો થઈ હળવે હળવે પગળા ભરી ચાલવા લાગે, એવા નવીન લસિત દાંત યુકત મનોહર મુખ વડે હાસ્ય કરતાં કુમારને જોઇને તે ક્ષણને વિષે કોને આનંદ ન થાય. ॥૧॥

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये कृष्णनेमिजन्मद्वारिकास्थापने युधिष्ठिरजन्मवर्णनं नाम द्वितीयः सर्गः ॥ २ ॥

---

અથ શ્રી તૃતીય સર્ગ પ્રારંભ:

તદનંતર ધર્મરૂપ કલ્પવૃક્ષના ફળની પ્રાપ્તિ થવાની ઇચ્છા કરનારી કુંતિએ નાશિકચ નગરમાં શ્રીચંદ્રપ્રભ સ્વામી આઠમા તીર્થંકરનું એક દેવાલય બંધાવ્યું. તેમાં નાના પ્રકારના મણિઓ જડાવ્યા તેઓનો એવો પ્રકાશ પડતો હતો કે, અંધકારનો નાશ કરવાને અર્થે તે બધા જાણે દીપકો પેટવી રાખ્યા હોયની! દીપકો તો માત્ર શોભાને અર્થે કરવા પડતા હતા. એમ સર્વ પ્રકારે સુશોભિત દેવસ્થાન થઈ રહ્યા પછી કુંતિ પોતાની ભકિતની વૃદ્ધિ કરવાના હેતુથી અથવા પોતે કરાવેલા દેવસ્થાનની પ્રખ્યાતી થવા સારૂ તે જિન પ્રતિમાની પુનઃ પુનઃ આવીને પૂજા કરવા લાગી. ધર્મ કૃત્ય કરવાનું તો જેને વ્યસનજ પડી ગયુંછે. એમ કરતાં કેટલોએક કાલ ગયા પછી કુંતિને

સ્વપ્ન થયું. તેમાં જાણે તોફાની વાયુએ નંદન વનમાંથી એક કલ્પવૃક્ષને ઉખેડી આણીને પોતાના ખોળામાં નાખી ગયો. સ્વપ્ન મુક્ત થયા પછી કુંતિએ પોતાના સ્વામીને તે સર્વ હકીકત કહી શંભળાવી. પાડુંએ સ્વપ્નની વાત વિચારીને કુંતિને કહ્યું કે, પવનના જેવો મોટો પરાક્રમી, બળવાનોનો શિરોમણિ, તથા જગતને સુખ દેનાર એક પુત્ર તારાં ઉદર વિષે ઉત્પન્ન થશે. એવાં પતિનાં વચનો સાંભળી કુંતિ અતિ પ્રસન્ન થઈ; અને હર્ષે રોમાંચ ઊભાં થઈ આવ્યાં. કહ્યું છે કે, પુત્ર જન્મ થવાનું સાંભળીને કોને આનંદનો કલ્લોલ ઉત્પન્ન ન થાય! તે ધારણ કરેલા ગર્ભના પ્રભાવથી કુંતિને એવું થવા લાગ્યું કે જાણે પર્વતોને થડથી ઉખેડી નાખું, કે દળી નાખું, એવી રીતે તે ગર્ભના પ્રભાવથી કુંતિના શરીરમાં એવો તો પરાક્રમ આવ્યો કે, હીરાને પાકેલા કપૂરના કણની પઠ મશાળી નાખવા લાગી. ગર્ભના આવિર્ભાવથી કુંતિ મદ રહિત ઉન્માદે કરિ આનંદને પામીને દિવસ વ્યતિ ક્રમવા લાગી.

ગાંધારીનો ગર્ભ એવો દુષ્ટ હતો કે, તે ત્રીસ મહિના સુધી પ્રસવ થયો નહી. તેના યોગે તેનું પેટ વધીને ગોળા જેવું મોટું થઈ રહ્યું. પછી ગાંધારી ઘણો ક્લેશ પામીને વિચાર કરવા લાગી કે, મેં પૂર્વ જન્મને વિષે મહાપાપ કરચું છે કે જેના ઉદયથી હું આ લોકમાં નરકના દુઃખનો અનુભવ કરૂંછું. એક તો મારા પહેલાં કુંતિને પુત્ર થયો એ મોટું દુઃખ, વળી ઘણા કાલ સુધી પ્રસવ ન થતાં એમને એમ રહ્યો છે તેટલામાં તો કુંતિને બીજો ગર્ભ રહ્યો; ને તેના પ્રસવના દિવસ નજીક આવ્યા; તો પણ હજી મારો છુટકો થતો નથી; માટે હું મોટી અભાગણી છું. ઇત્યાદિક ચિંતા કરી તથા ઘણી દુઃખી થઇને પોતાનું પેટ કૂટવા લાગી; તેથી અધુરો ગર્ભજ પડી ગયો. તેને ગાંધારી જુવેછે તો માંસના ગોળા જેવો એક પિંડ પડેલો દીઠામાં આવ્યો. ત્યારે આંખમાં આંસુ લાવીને પશ્ચાત્તાપ કરવા લાગી. ને બોલી કે, હું કેવી કર્મહીણી છું! કે મારો મનોરથજ પૂર્ણ થતો નથી. હે નિર્દય દૈવ, મેં તે તારૂં કેવું વૈર કરચું હતું કે તું મનેજ દુઃખ દિયે છે! હવે આ માંસના ગોળાને લઇને હું શું કરૂં! એમ કહીને તે ગર્ભને ઉપાડીને ફેંકી દેવાનો વિચાર કરેછે એટલામાં તે વાત વૃદ્ધ દાસીઓને જાણ થતાંજ તેઓ સમઝાવવા લાગી.

દાસી—એમ કરવું તમને યોગ્ય નથી. આ રત્નતુલ્ય ગર્ભ એના કર્મને લીધે તારા ઉદરથી અધુરે દિવસે પડી ગયો તે જેમ પવનના યોગથી વૃક્ષ ઉપરથી કાચું ફળ તુટી પડેછે તેમ જાણવું. એમાં બીજા કોઇનો વાંક નથી સર્વ હાણી તથા લાભ પોતાના કર્મ વડે થાયછે. હવે એને નાખી દેવો યોગ્ય નથી. અને એવી બુદ્ધિ કોણ જાણે તમને શા સારૂ થઈ છે!

ગાંધારી—હે દાસીઓ, હું રાજાની પત્નિ થઈ નહી તેથી ઘણી દુઃખને પામી પણ પાછું મન વાળી લીધું કે મને પ્રથમ પુત્ર રત્નની પ્રાપ્તિ થયાથી તે રાજ્ય યોગ્ય હોવાથી હું પૃથવી પતિની

માતા તો થઇશ. એટલામાં તો કુંતિને યુધિષ્ટિર પુત્ર થયો; ને વળી બીજો પુત્ર પ્રસવ થવાનો સમય પાસે આવ્યો છે એમ સાંભળીને મને ઘણુંજ દુઃખ થયું. ને તેથી થતા ક્લેશને લીધે ખેદ કરીને પેટ કૂટવા લાગી એટલે આ અધુરો ગર્ભ પડી ગયો. આ મારાજ કૃત્યનું ફળ મને મળ્યું છે. કહ્યું છે કે જેવાં કર્મ કરયાં હોય તેવી બુદ્ધિ થાય. તે વાતનો મને યથાર્થ અનુભવ થયો છે. ત્યારે હવે મારે શું કરવું જોઇછે! તે કહો.

દાસી—હે ગાંધારી, કુંતિની સાથે આવું માત્સર્ય તને કરવું જોઈતું નથી કારણ કે, તેના પૂર્વ જન્મનાં કર્મ એવાં છે કે, તેને દેવ પણ અન્યથા કરી ન શકે તો માણસ તે શા હિશાબમાં! જેમ હજારો ગાયોના ટોળામાંથી વાછડું પોતાની માને ઓળખી લિએછે તેમ પૂર્વ જન્મનાં કર્મ પોતાના કર્ત્તાને ઓળખી લિયેછે. માટે તને વ્યર્થ ખેદ થયો છે. જેવાં સંચિત હોય તેવા ફળની પ્રાપ્તિ થાયછે. એવો વિચાર કરીને કોઇનો દ્વેષ ન કરતાં ધર્માચરણ કરવું તેના જેવું બીજું કાંઈ નથી. કુંતિને કેવો ધર્મની ઉપર રાગ છે અને કેવાં ધર્મ કૃત્ય કરેછે તે જો! તેને આટલો બધો લાભ થયો તે ધર્મનો પ્રભાવ છે. ધર્મ એક અદ્ભુત કલ્પદ્રુમ છે. જેથી સર્વ કામનાઓ પૂર્ણ થાયછે. માટે તને જો ઇચ્છિત કાર્યની સિદ્ધિ કરવી હોય તો જેમ વૃક્ષના ફળનો અભિલાષી તેના ક્યારામાં ઉદકની પૂરણી સારી પઠે કરેછે તેમ તને પણ શ્રદ્ધાન કરવું જોયેછે કે જેથી ધર્મરૂપ કલ્પવૃક્ષના મન ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય. હવે તારે કાંઈ ચિંતા કરવી નહી. તારો આ પુત્ર પણ યુધિષ્ટિરના જેવોજ થશે. ત્રીશ માસ સુધી એ પેટમાં રહ્યો તેમાં કાંઈ આશ્ચર્ય જાણવું નહી. કેટલાએક બાર બાર વર્ષ સુધી પણ ગર્ભમાં રહેછે. ઈત્યાદિક વાતનો વિચાર કરી ચિત્ત સ્થિર રાખીને હવે જેમ આ પુત્ર જીવતો રહે અને વૃદ્ધિને પામે એવો ઉપાય કરવો જોયેછે.

એવાં તે દાસીના વચનો સાંભળીને ગાંધારી ધર્મની ઉપર પ્રીતિ કરવા લાગી. પછી દાસીઓએ રૂને ઘીમાં બોળી તેમાં તે ગર્ભને વીટી તેને એક સુવર્ણના પાત્રમાં મૂકીને એક બાજુએ યત્નથી રાખ્યો. પછી જેમ મેઘના ઉદકથી વૃક્ષોની વૃદ્ધિ થાયછે તેમ ગર્ભ દિન દિન પ્રત્યે વૃદ્ધિને પામવા લાગ્યો. જે દિવસે ગાંધારીએ પુત્રને જન્મ આપ્યો, તેજ દિવસે ત્રણ પ્રહર પછી કુંતિએ પણ પુત્રનો પ્રસવ કરચો. એમ તે બન્ને એક દિવસેજ જન્મને પામ્યા. પણ તેઓનાં ભાગ્ય ભિન્ન ભિન્ન થયાં. કેમ કે, ગાંધારીએ દુર્લગ્નમાં પુત્ર ઉત્પન્ન કરચો અને કુંતિએ શુભ લગ્નમાં પુત્ર ઉત્પન્ન કરચો. કુંતિના પુત્રનો જન્મ થયો ત્યારે આકાશવાણી થઈ કે, એ બાળક વિજયી, વજ્રદેહી, મહા બળવાન, તથા મોટા ભાઈની આજ્ઞાને પાળનારો થશે. તેમજ બધા લોકોનો બાંધવ, જ્ઞાની તથા અનુક્રમે સિદ્ધ પદ પામશે. પછી એના જન્મથી આનંદને પામીને દેવોએ આકાશમાં મહોત્સવ કરચો. એજ સમયે પાંડુ રાજાયે બન્ને પુત્રોનો જન્મ મહોત્સવ કરચો. ધૃતરાષ્ટ્રે

પોતાના પુત્રનું નામ દુર્યોધન પાડ્યું તથા પાંડુએ પોતાના છોકરાનું નામ ભીમ રાખ્યું. અને એના ગર્ભના સમયે કુંતિના ખોળામાં પવને કલ્પવૃક્ષ ઉખેડી નાખ્યું તે ભીમના જન્મનો સૂચક હોવાથી તેને લોકો પવન તનય કહેવા લાગ્યા. તે બન્નેનું પાળન કરવા સારૂ પાંચ પાંચ ધાવ માતાઓ રાખી. પછી જેમ સિંહના બાલકો ઉત્તરોત્તર વૃદ્ધિને પામતા જાયછે તેમ તેઓ દિવસાનુ દિવસ વધવા લાગ્યા. કોઈ સમયે તેઓ દાસીઓના ખોળામાંજ રમવા લાગી જાય; કોઈ સમયે સ્વતંત્ર રમતાં ભીમ દુર્યોધનનો પગ ખેંચીને પાડી નાખવા લાગ્યો. કોઈ સમયે માતુશ્રીઓએ ખાવાને આપેલું ભીમ છીનવી લેવા લાગ્યો, કોઈ સમયે બન્ને રમતાં રમતાં રીસાઈ જાય, કોઈ સમયે બન્ને હર્ષથી રમ્યા કરે; કોઈ સમયે બન્ને ભેગા બેસી જમે; એમ કરતાં કરતાં કેટલાએક દિવસ વીતી ગયા; અને વસંત રૂતુ આવી. તથી અરણ્ય અતિ શોભાને પામ્યું. વાસંતી લતાઓ પ્રફુલ્લિત થઈ રહી, રાત્રિને વિષે ચંદ્ર મહા શોભાયમાન દીશવા લાગ્યો; મોગરાના પુષ્પોની સુગંધી જ્યાં ત્યાં પ્રસરી રહી; આંબાને મોર આવ્યાથી તે મનોહર દીસવા લાગ્યા. એવા સમયને વિષે કવિ કલ્પના કરેછે કે, નવા નીકળતા લતાઓના ગોળ અંકુર જેના અસ્ત્ર છે, પુષ્પ રૂપ જેના શસ્ત્ર છે; નવ પલ્લવ વૃક્ષો જેના યોદ્ધાઓ છે, અરણ્ય જેની રણભૂમી છે, વિલાસી જન જેના સહાયક છે, વૈરાગ્યવાન પ્રમુખ જેના શત્રુ છે, એવા કામદેવના સૈન્યમાં કોકિળ તથા ભ્રમર પ્રમુખ વિવિધ પ્રકારના વિહંગમોના નાદ તથા સ્ત્રીઓના મધુર ગાયનોના શબ્દો તે જાણે દુંદુભીની ગર્જના થઈ રહી હોયની! તે જગતને જીતવા સારૂ પોતાના મિત્ર વસંતને પસંત કરી સાથ લઈ બાહાર નીકળી પડી જ્યાં ત્યાં દિગ્વિજય કરી રહ્યોછે. એવા ઊત્તમ સમયને વિષે પોતાનો છ મહિનાનો પુત્ર ભીમ તથા પોતાની પ્રિયતમ સ્ત્રી કુંતિને સાથે લઇને પાંડુ રાજા વનવિહાર કરવાને નીકળી પડ્યો. ત્યાં બન્ને પત્ની પુરૂષ મહા આનંદ સહિત વન ક્રીડા કરવા લાગ્યા. પર્વતની શિખરોપર અને ગુફાઓમાં જઈ રમણીક રચનાઓ નિરખવા લાગ્યા, ત્યાં કોઈ સ્થળને વિષે બકુળીનાં પુષ્પો પ્રફુલ્લિત થઈ રહ્યાં છે, કોઈ ઠેકાણે તિલક પુષ્પોની અતિ રમણીય શોભા દેખાઈ રહીછે, કોઈ સ્થાનકે ચંપાની અદ્‌ભુત સુગંધી પ્રસરી રહીછે, એવી મનોહર જગાઓમાં ફરતાં ફરતાં એક ઠેકાણે વિવિધ પ્રકારની વનસ્પતિ ખીલી રહેલી જોવામાં આવી; તેની કુંજમાં પ્રવેશ કરીને એક સુંદર વૃક્ષની નીચે જઈ બેઠા. કુંતિ પોતાના પુત્ર ભીમને ખોળામાં લઈ મહા આનંદ પૂર્વક લાડ લડાવવા લાગી. અને કુરૂવંશ મંડન, તથા મારા નેત્ર સુધાકર લાડકવાયાને જોઈ જોઇને તથા રમાડી રમાડીને મારી તૃપ્તિજ થતી નથી. એમ કહીને વારે વારે તેને ચુંબન દેવા લાગી. પછી પોતાના ખોળામાં પુષ્પોની સય્યા કરીને તેની ઉપર ભીમને સુવરાવ્યો. અને પોતે પર્વતોની ગુફાઓમાં તથા વૃક્ષોના કુંજેમાં પુનઃ પુનઃ પરિક્રમણ કરવાથી પરિશ્રમિત થઈ જવાને લીધે તથા

મંદ મંદ સુગંધિ વાયુની લ્હેરોથી નિદ્રા વશ થઈ ગઈ. પાંડુ રાજા પ્રથમજ વિચરવા નીકળી જઈ ત્યાંથી ચંબેળી પ્રમુખ સુંદર સુવાસિક પુષ્પો વીણી તેનો હાર કરીને લાવ્યો. તે કુંતિને પહેરાવવા સારૂ તેને જગાડીને તેના કંઠમાં મહા હર્ષથી આરોપ કરવા લાગ્યો. તેથી કુંતિ મહા આનંદને પામી; અને પોતાને ધન્યમાની કહેવા લાગી કે મારા જેવી ભાગ્યશાળી કોણ છે કે જેને માટે પતિ પોતે પોતાના હાથથી હાર ગુંથન કરીને મારા કંઠને અલંકૃત કરેછે. એવો પ્રમોદ થયો તેથી પોતાના ખોળામાં સુતેલા પુત્રની વિસ્મૃતિ થઈ જતાં એકદમ પતિને જોઇને ઊઠી ઊભી થઈ. અને તે હારને ધારણ કરયો. તેથી ભીમ નીચે પડી જતાં તેને ઝાલી લેવાને એક હાથ તે તરફ કરચો અને બીજો હાથ પેલા હાર ઉપરજ રહેવા દીધો. ભીમ હાથમાંથી નીકળી જવાથી જેમ પર્વતની શીખર પડે તેમ તે નીચે ગગડી પડી ગયો. તે જોઇને કુંતિ હાહાકાર કરવા લાગી; અને આકુળ વ્યાકુળ થઈ ગઈ. હૃદય જાણે ફાટી જતું હોયની! તેમ થયું. પછી જમીન ઉપર પડી આંખોમાં આંસુ આણી રોદન કરવા લાગી. તેને જોઇને સાથેના માણશો પણ અતિ ખેદ કરવા લાગ્યા. એટલામાં સર્વના દેખતાં ગગડતો ગગડતો તથા ગોલાટી ખાતો ખાતો ભીમ પર્વતના થડમાં જઈ પડ્યો. તેની પાછળ વાંદરાઓની પઠે કૂદતા કૂદતા રાજાના અનુચરો ભીમને બચાવવા તુટી પડ્યા અને તેને ઝાલી લીધો. અહીં કુંતિએ પોતાનો પુત્ર જીવતો રહેવાની આશા મુકીને વિલાપ કરવા માંડ્યું. હે પુત્ર, તું આટલી વારમાં ક્યાં ગયો! હે વત્સ! હે વત્સ! હુંજ તારી વૈરી થઈ! હવે હું તને પાછો ક્યારે જોઇશ! જેવો મારા ખોળામાં સુતો હતો તેવોજ હું હવે તને ક્યાંથી જોઉં! આવી શિળાઓમાં ગગડ્યાથી શરીર છુંદાયાની સાથે પ્રાણોની પણ કોણ જાણે કેવી વળે થઈ હશે! અરે! અરે! ઘડીકમાં આશાની નિરાશા થઈ ગઇ! ઈત્યાદિક કરૂણાસ્વરે કરી તથા અતિ મોટા અવાજથી મર્મના ભેદ કરનારાં વાક્યો વડે કુંતિ રૂદન કરવા લાગી; તેની સાથે પાંડુ રાજા પણ રડવા લાગ્યો. તેઓને જોઇને મનુષ્યો તો શું પણ જાણે વૃક્ષોપણ કરૂણાને વશ થઇને રોતા હોયની! એમ રોતા રોતા બન્ને પર્વતની નીચે આવી પહોતા; ત્યારે કુંતી બોલી.

કુંતી—હે પ્રાણપ્રિય, આ બધા પાષાણોને કોણે ચૂર્ણ કરી નાખ્યા હસે? આપણો પુત્ર એજ પાષાણો ઉપરથી ગગડી પડતાં છુંદાઈ ગયો હશે! મને મોટો આશ્ચર્ય થાયછે કે, પાષાણો તે કેમ ચૂર્ણ થયા છે! મારા પુત્રને ચૂર્ણ કરવાથી તે પાપને લીધે તો ચૂર્ણ નહી થયા હોય!

પાંડુ—પ્રિયા, મને પણ એજ શંકા થાયછે. કેમકે, એમ થવું ઘણું દુર્ઘટ છે. પથરાઓને ચૂર્ણ કરી નાખવાનું કામ કાંઈ જેવું તેવું નથી. કોઈ શત્રુએ આવીને તો એમ કરચું નહી હોય! કોણ જાણે કોણે કરચું છે! તેની કાંઈ ખબર પડતી નથી.

કુંતી પર્વત ઉપર ઉતરતાં થાકી ગઈ તેથી તથા પુત્રશોકના આવેશથી મૂર્છા પામીને જમીન

ઉપર પડી ગઈ. એટલાંમાં પોતાનું સૈન્ય જે પુત્રને બચાવવા દોડ્યું હતું તેને હર્ષયુકત દુરથી આ-વતું જોઇને રાજા અતિ આશ્ચર્યને પામ્યો. અને મનમાં કોઈ તર્ક આણેછે તેટલેતો યથાસ્થિત બાલકને લઇને પ્રફુલ્લિત મુખયુકત અનુચરો પાશે આવી લાગ્યા. અને નમસ્કાર કરી હાથ જોડીને કહેવા લાગ્યા કે હે નાથ, આપનો પુત્ર ક્ષેમ કુશળ છે. એવું સાંભળીને રાજાએ કુંતીને ઉઠાડીને કહ્યું કે, તારો પુત્ર સુરક્ષિત છે, તેને જો. એવા શબ્દો કાને પડતાંચ કુંતિને શુદ્ધિ આવી ને ઉઠીને બેઠી થઈ. એટલામાં એક અનુચર પાશે આવીને બોલ્યો કે, હે સ્વામી, જો પણ એ પુત્ર રત્ન પર્વતની શિખર ઉપરથી ગગડતાં નીચે થડમાં આવી પડ્યો છે તોપણ એના અંગને લગારે ઈજા થઈ નથી; અને કાંઈ પણ વાગ્યું ન હોય એમ સાફ દીઠામાં આવેછે. એટલુંજ નહી પણ બીજું એક અદ્ભુત થયું છે તે તમને જોવામાં આવશે? હવે કૃપા કરીને જે સ્થળે આપનો બાલક સુખરૂપે ખેળેછે તે ઠેકાણે પધારીને તેને તેડી લિયો. એવું સાંભળતાંજ રાજા તથા કુંતી અતિ ત્વરાથી જ્યાં ભીમ પડ્યો હતો ત્યાં આવ્યા. અને જુવેછે તો જે જે શિળાની ઉપર ભીમ પડ્યો હતો તે તે ચૂર્ણ થઈ ગએલી દીઠામાં આવી; તેમ છતાં ભીમ યથાસ્થિત સુરક્ષિત આનંદ પૂર્વક ખેળતો દેખાયો તેથી મહા વિસ્મિત થયા થકા હર્ષને પામ્યા. ભીમના અંગના પ્રહારથી કેટલીએક શિલાઓ ચૂર્ણ થઈ ગઈ. એવી પાકી ખાતરી થયાથી તે કુંતી અને પાંડુ અતિ મોદ યુકત ચકિત થવા લાગ્યા. પોતાના મા બાપને જોઈ હાથ ઊંચાં કરીને ભીમ નાચવા લાગ્યો. એટલે કુંતી પાશે જઈ ઊંચકી લઈ, છાતીની સાથે દાબીને ચુંબન કરવા લાગી. પછી પ્રેમેકરી સ્તનપાન કરાવ્યું. ત્યાર પછી પાંડુએ કુંતીની પાશેથી ભીમને લઇને આલિંગન આપ્યું અને ફરી ફરી ચુંબન કરચું. બન્ને પતિ પત્ની ઘણા રાજી થયા. ત્યારે કુંતીને આશંકા થઈ તેથી પોતાના પતિ પાંડુ રાજાને પૂછવા લાગી.

કુંતી—હે પ્રાણપ્રિય, આ પર્વતની શિળાઓ અતિ કઠિણ છતાં આ સકુમાર બાલકના અંગના પ્રહારથી કેમ ચૂર્ણ થઈ ગઇ! એ મને મોટો સંશય છે.

પાંડુરાજા—હે પ્રાણપ્રિયા, આ પુત્રના જન્મ સમયે 'આ બાલક વજ્ર દેહ છે' એવી આકાશવાણી થઈ હતી તે શું તું નથી જાણતી! માટે જેમ વજ્રના પ્રહારથી ગમે તેવી શિળાઓનું ચૂર્ણ થઈ જાયછે તેમ એના અંગના લાગવાથી પણ શિળાઓ ચૂર્ણ થઈ જાય તેમાં નવાઈ શાની! આપણે રસ્તામાં આવતાં જે ચૂર્ણ થએલાં પાષાણો જોયાં તે આ બાલકની બાલ લીલા જાણવી.

એવાં પાંડુ રાજાનાં વચનો સાંભળીને કુંતિને અતિ આનંદનો ઉભરો આવ્યો તેથી પોતાના બાલકને રાજાની પાશેથી લઇને ફરી આલિંગન તથા ચુંબન વગેરે આપીને પોતાનો પ્રેમ દેખાડવા લાગી. પછી પર્વતની શિખર ઉપરના જે ઠેકાણાથી ભીમ પડ્યો હતો અને પડતાં પડતાં જેટલા

ઠેકાણે અથડાયો હતો તે બધા સ્થળોની પુષ્પ તથા અક્ષતો વગેરેથી તેઓ પૂજા કરવા લાગ્યા. તે બધું કરી લીધા પછી તે બાલકને સાથે લઇને કુંતિ તથા રાજા પોતાની રાજ્યધાનીમાં આવ્યા. અને ત્યાં મોટો ઓચ્છવ કરચો. પછી આનંદે કરી સુખ ભોગવવા લાગ્યા.

એમ કરતાં કેટલોએક કાલ વીત્યા પછી કોઈ એક સમયને વિષે પ્રાતઃકાળે કુંતિએ સ્વપ્નમાં ઇંદ્રને ઐરાવત ઉપર બેઠેલો દીઠો. પછી જાગી થઇને તે સ્વપ્નનું વૃત્તાંત પાંડુ રાજાને કહ્યું. તે શાંભળીને રાજા બોલ્યો કે, તને ઇંદ્રના જેવો પરાક્રમી પુત્ર થશે. તે શ્રવણ કરીને કુંતિ રાજી થઈ. તે દિવસથી કુંતિને ગર્ભ રહ્યો. કેમકે, પ્રાતઃકાળમાં આવેલા સ્વપ્નનું ફળ જલદીજ પ્રાપ્ત થાયછે. અનુક્રમે તે ગર્ભના પ્રભાવથી કુંતિને ધનુષ્ય ધારણ કરી સમુદ્ર પરિવેષ્ટિત પૃથ્વીને વિષે થતા ઉપદ્રવોને નાશ કરવાનો અભિલાષ થવા લાગ્યો. પ્રાણાંત કરનાર યમ, યોગ્ય સમયે પ્રાણીઓના પ્રાણને હરણ કરવા રૂપ પોતાનું નિયત કૃત્ય કરતો છતાં તેની ઉપર ક્રોધાયમાન થઇને તેને પણ શિક્ષા કરવાની ઉમેદ કરવા લાગી. રાહુ તથા કેતુ માત્ર કોઈ કોઈ સમયેજ ચંદ્ર તથા સૂર્યનું ગ્રહણ કરતા હતા, તોપણ તેને દંડ કરવાની આકાંક્ષા થવા લાગી. ઈત્યાદિક અનેક મનોરથો તે ગર્ભના પ્રભાવથી તેને થવા લાગ્યા. એવા ક્રમે કરી નવ માસ પૂરા થયાથી શુભ મુહૂર્ત્તમાં કુંતિએ પુત્રને જન્મ આપ્યો. તે સમયે આકાશવાણી થઈ કે, 'આ પુત્ર, મોટા ભાઈઓની ભક્તિ કરનાર, મોટો ધનુર્ધર, મહા વીર, નીતિમાન, શૂર તથા આનંદી થશે. અને અનુક્રમે દીક્ષા લઇને મોક્ષ પામશે.' પછી આકાશમાં દેવો દુંદુભી વગાડવા લાગ્યા. રંભા તથા ઉર્વશી પ્રમુખ અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. મોટા મોટા કિન્નરો મનોહર ગાયન કરવા લાગ્યા. એ પ્રમાણે એ પુત્રનો જન્મ થયાથી આકાશવાશી દેવોને પણ હર્ષ થયો તો માણસોને થાય તેમાં શું કહેવું! તદનંતર પાંડુએ જન્મ મહોત્સવ કરચો. એના ગુણો સહસ્રાર્જુનના જેવા હોવાથી એનું નામ અર્જુન એવું પાડચું. સ્વપ્નમાં ઇંદ્રનું દર્શન થયા પછી કુંતિને ગર્ભ રહ્યો તેથી એને ઇંદ્રપુત્ર પણ કહેવા લાગ્યા.

કેટલાએક દિવસો વીત્યા પછી એક સમયે માદ્રીને એક શુભ સ્વપ્ન આવ્યું, અને સગર્ભા થઈ, પછી તેણે પૂરે માસે યુગલ પુત્રોને જન્મ આપ્યો. તે સમયે આકાશવાણી થઈ કે, એ બન્ને પુત્રો, સાત્વિક, શૂર, સિદ્ધ, તથા ગુરુપ્રિય થશે. પછી પાંડુએ તે પુત્રોમાંના એકનું નામ નકુળ ને બીજાનું નામ સહદેવ પાડચું. એમ કુંતીના ત્રણ પુત્ર અને માદ્રીના બે પુત્ર મલી પાંડુના પાંચ પુત્રો થયા એ પાંચે પુત્રોની કીર્ત્તિ ન્હાનપણથીજ આખા જગતમાં પસરી ગઈ.

ધૃતરાષ્ટ્ર રાજાની જે ગાંધારી પ્રમુખ આઠ સ્ત્રીઓ હતી તેઓને દુર્યોધનના જન્મ પછી

અનુક્રમે બીજા નવાણું પુત્રો થયા; તેઓનાં નામ આ પ્રમાણે:—દુર્યોધન, દુ:શાસન, દુ:સહ, દુ:શળ, રણશ્રાંત, શમાહ્ય, વિંદ, સર્વસહ, અનુવિંદ, સુભીમ, સુબાહુ, દુ:પ્રધર્ષણ, દુર્મર્ષણ, સુગાત્ર, દુ:કર્ણ, દુ:શ્રવા, વૈરવંશ, વિકીર્ણ, દીર્ઘદર્શી, સુલોચન, ઉપચિત્ર, વિચિત્ર, ચારૂચિત્ર, શરાસન, દુર્મદ, દુ:પ્રગાહ, યુયુત્સુ, વિકટ, ઊર્ણનાભ, સુનાભ, નંદ, ઉપનંદક, ચિત્રબાણ, ચિત્રવર્મા, સુવર્મા, દુર્વિમોચન, અયોબાહુ, મહાબાહુ, શ્રુતવાન, પદ્મલોચન, ભીમબાહુ, મહાબળ, સુષેણ, પંડિત, શ્રુતાયુધ, સુવીર્ય, દંડધાર, મહોદર, ચિત્રાયુધ, નિષંગી, પાશ, વૃંદારક, શત્રુંજય, શક્રસહ, સત્યસંધ, સુદુસ્સહ, સુદર્શન, ચિત્રસેન, સેનાની, દુ:પરાજય, પરાજિત, કુંડશાયી, વિશાળાક્ષ, જય, દૃઢહસ્ત, સુહસ્ત, વાતવેગ, સુવર્ચસ, આદિત્યકેતુ, બહ્વાસી, નિર્બંધ, પ્રયાદિ, કવચી, રણશૌંડ, કુંડધાર, ધનુર્ધર, ઉગ્રરથ, ભીમરથ, શૂરબાહુ, અલોલુપ, અભય, રૌદ્રકર્મ, દૃઢરથ, અનાધૃષ્ય, કુંડભેદી, વિરાજી, દીર્ઘલોચન, પ્રમથ, પ્રમાથી, દીર્ઘાલાપ, વીર્યવાન, દીર્ઘબાહુ, મહાવક્ષા, દૃઢવક્ષા, સુલક્ષણ, કનક, કાંચન, સુધ્વજ, સુભજ, અને વિરજ.

એ સર્વ પુત્રો બધી કળાઓમાં અતિ ચતુર, અસ્ત્ર તથા શસ્ત્ર વિદ્યામાં કોવિદ, રણ સંગ્રામમાં પ્રવીણ, મહા પરાક્રમી, શૂરવીર, અને અહંકારના તો જાણે પર્વતજ હોયની! એવા થયા. કોઈ-એક સમયે ભીષ્મપિતાદિક સભામાં બેઠેલા છતાં દૈવજ્ઞોને બોલાવીને ધૃતરાષ્ટ્ર પૂછવા લાગ્યો.

ધૃતરાષ્ટ્ર—પૂર્વે આકાશવાણી થઈ છે તે પ્રમાણે તો યુધિષ્ઠિર પૃથ્વીપતિ થશે, એમાં કાંઈ પણ સંશય નથી. પરંતુ એના પછી મારો પુત્ર રાજ્ય પદ પામશે કે, નહીં! તે કૃપા કરીને મને કહો.

એવું પ્રશ્ન ધૃતરાષ્ટ્ર પૂછેછે એટલામાં સર્વ દિશાઓ ધુળથી વ્યાપી ગઈ, પૃથ્વી કંપાયમાન થવા લાગી, આકાશથી તારાઓ ખરવા માંડ્યા, નિર્ઘાત શબ્દો થવા લાગ્યા; શિયાળિયાં અમં-ગલિક સ્વરો કહાડવા લાગ્યા, સૂર્ય મંડળ વાદળથી ઘેરાઈ ગયું, ઈત્યાદિક દુષ્ચિન્હ અથવા અપશકુન થતા જોઇને ગુપ્ત રીતે નિમિત્તિઆ પોતાનો સર્વ અભિપ્રાય વિદૂરને કહેવા લાગ્યા.

દૈવજ્ઞો—ધૃતરાષ્ટ્રે પોતાના પુત્ર દુર્યોધનને રાજ્ય પ્રાપ્ત થવા વિષે પ્રશ્ન કરતાંજ આ દુષ્ચિન્હ થવા લાગ્યા તે સાક્ષાત્ પ્રશ્નનો ઉત્તર સમઝવો જોયેછે. યદ્યપિ દુર્યોધન મોટો રાજા તો થશે ખરો, ને બીજા સર્વ રાજાઓને પોતાને વશ કરી લેશે, એ વાત સત્ય છે; તથાપિ તે સ્વકુળને વિનાશ કરનારો તથા બીજાઓનો પણ ઘાત કરનારો થશે. એવી રીતે નિમિત્તિઆઓએ સર્વ નિમિત્ત વિદુરને કહી શંભળાવ્યો. ત્યારે વિદુર ખુલ્લી રીતે ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો કે.

જ્યોતિષીઓ કહેછે કે, તારો પુત્ર રાજા થશે એમાં સંશય નથી; એ સકળ પૃથ્વીના નૃપોને જીતીને મહા રાજાધિરાજ પદ પામશે, પરંતુ આપણા કુળનો તથા સર્વ લોકનો વિધ્વંશ કરનારો થશે.

એવાં કાનને અતિ પીડ કરનારાં વિદુરનાં વચનો સાંભળીને તથા પોતાના કુળની કુશળતાની

ચાહના કરીને ફરી ધૃતરાષ્ટ્ર તેને પૂછવા લાગ્યો કે એવા અરિષ્ટની શાંતિ કેમ થાય, ને આપણું કુળ સુરક્ષિત શાથી રહે! તેનો ઉપાય મને કહી શાંભળાવો. એવું ધૃતરાષ્ટ્રનું બોલવું શાંભળીને વળી નિમિત્તિઆએ પૂર્વની પદે વિદૂરને સારી સલ્લાહ આપી તે પ્રમાણે વિદૂર ધૃતરાષ્ટ્રને કહેવા લાગ્યો.

વિદુર—હે ભાઈ, જો પોતાના કુળની કુશળતાની ચાહનાની તમારી બુદ્ધિ હોય તો એ પુત્રનો ત્યાગ કરવો જોયેછે. કુળનું નિકંદન કરનારો તે પુત્ર શાનો! તે તો વૈરીજ કહેવાય. જે કુંડળો પહેરચાથી કાનને ઈજા થાય તેને તરત કહાડી નાખવા જોયેછે. ને તેનાથી થતી શોભાની દરકાર કરવી જોઈતી નથી. કહ્યું છે કે, "એકનો ત્યાગ કરચાથી આખા કુળની રક્ષા થતી હોય તો તેને તજવોજ જોઇએ; કુળનો ત્યાગ કરચાથી આખા ગામની રક્ષા થતી હોય તો તે કુળને મુકી દેવું જોઈએ છે; એક ગામનો ત્યાગ કરચાથી આખા દેશનું રક્ષણ થતું હોય તો તે ગામનો સ્વીકાર કરવો નહી; અને સર્વનો ત્યાગ કરતાં જો પોતાનું રક્ષણ થતું હોય તો તેમ અવશ્ય કરવું જોઇએ છે." એવાં નીતિ શાસ્ત્રનાં વચન છે. માટે આપણા કુળની રક્ષા કરવા સારૂ એક દુર્યોધનનો ત્યાગ કરચામાં કાંઈ દોષ નથી. કેમકે, દુર્યોધન આખા સ્વકુળનો લય કરનારો હોવાથી તે અવશ્ય ત્યાગ કરવો યોગ્યજ છે. એને એક ક્ષણ પણ ગૃહને વિષે રાખવો જોઇતો નથી. એકનો ત્યાગ કરચાથી અનેકનું રક્ષણ થાય એના કરતાં સારૂં બીજું તે શું છે! એવાં વિદુરનાં વચનો શાંભળીને ધૃતરાષ્ટ્ર તો મૌન ધારણ કરી રહ્યો, પણ પાંડુ રાજા બોલી ઊઠ્યો કે,

પાંડુ—જો પુત્ર થકી સ્વકુળનો ક્ષય થતો હોય તો કુળની વૃદ્ધિ કરનાર તે કોને કહીશું! તેની મને સમઝ પડતી નથી; તે તમે કૃપા કરીને સમઝાવો. સૂર્યનો ઉદય થયાથી જો આકાશમાં અંધકાર રહેતો હોય તો આકાશને પ્રકાશ કરનાર બીજા કોને કહીશું! એ પુત્ર ઘણી માનતાઓથી ઉત્પન્ન થયો છે, માટે તે પુન્યવાનજ હોવો જોઇએ. એણે યુધિષ્ઠિરથી પ્રથમ ગર્ભ વાસ કરચો છે. માટે એ જયેષ્ટ હોવાથી ઉત્તમજ છે. એ મોટો રાજાધિરાજ થવો જોઇએ; અને એનાથીજ કુળની વૃદ્ધિ થશે. યુધિષ્ઠિરનો જન્મ એનાથી પ્રથમ થવાને લીધે યદ્યપિ તે પ્રથમ રાજ્યાધિકારી થશે ખરો, પણ એની પાછળ દુર્યોધનજ રાજા થવાનો સંભવ છે. મારે તો દુર્યોધન અને યુધિષ્ઠિર વચ્ચે કાંઈ પણ ભિન્ન ભાવ નથી.

એવાં પાંડુ રાજાનાં વાકચો શાંભળીને સર્વ સભા સ્તબ્ધ બની ગઈ, ને કોઈનાથી કાંઈ બોલાયું નહી. પછી પાંડુએ યથાયોગ્ય રીતે નિમિતિઆઓને વિદાય કરચા; અને સભા વિસર્જન થઈ. સર્વ ઉઠીને પોતપોતાને ઘેર ગયા. ગાંધારીને એક દુશલ્યા નામની પુત્રી થઈ હતી તે ઉપવર થયાથી તેને સિંધુ દેશના જયદ્રથ રાજાની સાથે પરણાવી દીધી. કાલના પ્રભાવથી ધૃતરાષ્ટ્રના શો પુત્રો અને પાંડુ રાજાના પાંચ પુત્રો ઉત્તરોત્તર વધવા લાગ્યા. વયમાં આવતાં અતુલ્ય

ભુજ બળ યુક્ત અને ત્રિલોકને તોલન કરવાને સમર્થ એવા નિવડવા લાગ્યા. તે એકશો ને પાંચે ભાઈઓ હસ્તિનાપુરમાં યથેચ્છ વિચરવા લાગ્યા. નિત્ય પ્રાતઃકાળમાં ઉઠીને અનુક્રમે ભીષ્મ પિતાને, ધૃતરાષ્ટ્રને, પાંડુને, વિદુરને, સત્યવતીને, અંબિકાને, અંબાલિકાને, અંબાને, ગાંધારીને, તથા કુંતીને વંદના કરે, તેથી તે બધાને સરખી રીતે વાલા લાગે. જેમ સુગુરૂની સર્વ શિષ્યોની ઉપર સમદૃષ્ટિ હોયછે, તેમ ભીષ્મ પિતાદિક વડીલોની બધા પુત્રોની ઉપર સમાન ભાવના રહેતી હતી. પાંડુના પાંચે પુત્રો બાળપણાથીજ જિનભક્ત થયા. તેથી અર્હંત પ્રતિમાની અત્યંત આરાધના કરવા લાગ્યા. રાતદિવસ પંચપરમેષ્ટીનું સ્મરણ કરતા રેહેતા, કહ્યું છે કે, પૂર્વ ભવમાં જેનો જેવો નિશ્ચય હોય તેને ઉત્તર ભવમાં કર્માનુસાર તેવુંજ ફળ પ્રાપ્ત થાયછે; અથવા તેવીજ ચેષ્ટા થાયછે. પાંડવો સર્વ શુભ કૃત્ય કરવા લાગ્યા; અને તેઓનો સુખ સાતામાં કાલ નિર્ગમન થવા લાગ્યો. કોરવો પણ પોતાના પૂર્વ જન્મના કર્માનુસાર યથેચ્છ ચેષ્ટા કરવા લાગ્યા.

કોઈ વખતે કોરવો અને પાંડવો સાથે મળીને ખેળવા જાય, ત્યાં પ્રત્યેક પોતાનું બળ અજમાવવાને વાસ્તે નાના પ્રકારે ખેળ કરે; કોઈ સમયે હોડ બકીને સાથે દોડે, કોઇ સમયે ગંગાના કિનારા ઉપર જઇને કુદકા મારે; કોઇક સમયે જલમાં પેશીને ક્રીડા કરે, કોઇ સમયે યમુનાના તટ ઉપર ઉભા રહીને પાણીમાં ભુસકા મારે; કોઈ વખતે કુસ્તી કરે, અને કોઇ વખતે રેતીમાં નાના પ્રકારની કશરતો કરે. એ પ્રમાણે વિવિધ પ્રકારની રમવાની કળાઓમાં ભીમ સર્વોપરિ થતો હતો; તે સર્વ ભાઇઓ ઉપર નિર્મળ સ્વભાવવાળો યુધિષ્ટિર સમાન પ્રેમ રાખતો હતો. તો પણ દુર્યોધન ઉપર તેની સર્વ કરતાં અધિક પ્રીતિ રહેતી હતી. ભીમની પણ યદ્યપિ બધા ભાઇઓ ઉપર પ્રીતિ તો હતી તોપણ એની ક્રીડા એવી હતી કે, તેથી દુઃશાસનાદિકને પીડા થયાવિના રહેતી નહી. જેમકે, એક સમયે ભીમે કૌરવોને લીલા માંત્રે કરી એવી રીતે બગળમાં ઘાલીને ચાંપ્યા કે, તેઓનો શ્વાસ રૂંધાઇને મૃત્યુતુલ્ય થઈ ગયા. કોઈ સમયે તેઓની સાથે એવી તો ટકર લેતો કે, તેમનાં માથાં પણ ફૂટી જતા હતાં. કોઇ વખતે પગની ફેટમાં લઇને એવી રીતે દોડતો હતો કે, તેથી તેમના નાકોમાંથી તથા લલાટોમાંથી લોહી નીકળતું હતું. કોઇ સમયે તેઓને ભુજામાં લઇને પાણીમાં એવી તો ડબકી મારતો હતો કે, તેથી તેઓ મૃત્યુપ્રાય થતા હતા. કોઈ સમયે વૃક્ષોની ઉપર તેઓને રમતા જોઇને ફળના અભિલાષથી તે વૃક્ષોને નિર્મૂલ કરી નાખતો હતો. ઈત્યાદિક નાના તરેહથી ભીમ તેમને દુઃખ દેતો હતો તોપણ એ સ્નેહથીજ કરેછે એમ જાણીને તેના વડીલો તેની ઉપર ક્રોધ કરતા નહોતા. એવી ભીમની ચેષ્ટા તે જેમ વિસ્તીર્ણ વૃક્ષ થવાનું કારણ કેટલાએક કાલ પહેલા જમીનમાં વાવેલું બીજછે, તેમ કૌરવો તથા પાંડવોનું મોટું વૈર થવાનું કારણ દુર્યોધનના મનમાં ન્હાનપણમાં રહેલી ઈર્ષારૂપ

બીજભૂત થયું. ભીમસેનના પરાક્રમની લોકોમાં કીર્ત્તિ વધી, તે જાણે દુર્યોધનના મનમાં વાવેલા ઈર્ષારૂપ બીજનો ફણગો ફૂટ્યો હોયની! પછી પોતાના ભાઈઓને ભીમ ઘણો ખેદ આપેછે એમ જાણીને દુર્યોધન ગર્વથી તથા કોપથી બોલ્યો.

દુર્યોધન—હે ભીમ, તું મારા ન્હાના ભાઈઓને શા સારૂ ખેદ આપે છે! જો તારી ભુજાઓને ખરજ થતી હોય તો મારી સાંમે આવીજા. (એવું ગર્વનું બોલવું શાંભળીને.)

ભીમ—હે ભાગ્ય શાળી, હું કાંઈ મારા ભાઈઓનો દ્વેષ કરતો નથી. અને જાણી જોઈને દુ:ખ પણ દેતો નથી. એ તો મારી સહજ રમત છે. જેવું જેનું શરીર હોય તેવીજ તેની રમત હોયછે, જેમ હાથી વનમાં રમતાં સહજ માત્રમાં વૃક્ષોને ઉખેડી નાખેછે તેમ મારા વિષે પણ જાણી લેવું. માટે મારી ઉપર તમને કોપ કરવો જોઈતો નથી. તેમ છતાં જો કોપ અથવા ક્રોધ કરીને ગર્વના યોગે કાંઈ કરશો તો તે મોટું અવિચારનું કૃત્ય કહેવાશે. એવું છતાં પણ તમે કહ્યું કે, 'જો તારી ભુજાઓમાં ખુજલી થતી હોય તો મારી સામે આવી જા.' તે અયોગ્ય વચન છે. એ ગર્વના બોલવાનો ઉત્તર હું આમ આપુંછું કે, સાંમે આવવાને હું તૈયાર છું. પણ જેમ મહા મદોન્મત્ત હસ્તિના ગંડસ્થળની ખુજલી એરંડના ઝાડને ઘસવાથી નાશ પામતી નથી, તેમજ મારી ભુજાઓની ખુજલી તમારી સાંમે થયાથી મટવાની નથી. તેમ છતાં જો તમારા બાહુમાં પરાક્રમ હોય તો મારી સાંમે આવો. હું મલ્લયુદ્ધ કરવાને હમેશ તૈયારજ છું. પરંતુ સાંમે આવતાં પહેલાં પોતાના બળવિષે સારી પઠે વિચાર કરજો.

એવાં તિરસ્કાર યુક્ત ભીમનાં વાક્યો શાંભળીને પરાક્રમી જે દુર્યોધન તેને ભાવ્યું નહી; અને કમર કશીને મલ્લયુદ્ધ કરવાને તૈયાર થયો. એવું અયોગ્ય કૃત્ય જોઈને યુધિષ્ટિરે બન્ને ભાઇઓને યુદ્ધ ન કરવા વિષે ઘણો ઉપદેશ કરચો તોપણ કોઈએ પોતાનો આગ્રહ મુકચો નહી. અને મલ્લકુસ્તી થવાની તૈયારી થઈ. તે જોઈને બધા છોકરાઓ વગેરે જોવાને વાસ્તે એકઠા થયા. અને પ્રાકારની પઠે ઘેરો કરીને ઊભા રહ્યા. પછી મલ્લયુદ્ધ થવા લાગ્યું. જો પણ બન્નેમાંનુ એક મલ્લયુદ્ધ કરવાની વિદ્યા સીખ્યો નહોતો તોપણ તેઓનું એવું દારૂણ યુદ્ધ થવા માંડ્યું કે, મલ્લનું બળ તે શા હિશાબમાં? બન્નેનાં શરીરોમાં અતુલ બળ હોવાથી પ્રત્યેક ક્ષણને વિષે કોઈ નીચે કોઈ ઉપર પડી જતા હતા. એમ કરતાં થોડી વારમાં દુ:શાસનનો ચેરો કાંઈક ફીકો પડી ગયો અને અર્જુનનું મુખ આનંદથી પ્રફુલ્લિત થયું. તે જાણે દુર્યોધનના બળની ન્યૂનત્વ અને ભીમસેનના બળની અધિકતા દર્શક ચિન્હજ હોયની! ભીમે અતિ ચપળતાથી દુર્યોધનના શરીરની ઉપર એવો તો મુષ્ટિ પ્રહાર કરવા માંડ્યો કે, દુર્યોધન અત્યંત બળ હીન થઈ ગયો. અને ગ્લાનીને પામીને ભાઈઓને જઈ મળ્યો. ત્યારે ભીમ પણ પોતાના ભાઈઓની પાશે ગયો. તેના આંગ

ઉપર ચહોટેલી ધુળ યુધિષ્ટિર પોતાના દુપટાથી ખંખેરવા લાગ્યો. અર્જુન શરીર દાબવા લાગ્યો. નકુળ તથા સહદેવ પોતાના દુપટાઓથી પવન કરવા લાગ્યા. ઇત્યાદિક આશ્વાસન જોઇને દુર્યોધન મનમાં બળવા લાગ્યો, અને એકાંતમાં જઇને અયોગ્ય તથા દુષ્ટ વિચાર કરવા લાગ્યો.

દુર્યોધનઃ—(મનમાં) જગતને વિષે જે પરાક્રમી પુરૂષ હોયછે તે પોતાનું અર્ધ રાજ્ય હરણ કરનારને પણ જોઈ શકતો નથી. તો આ જે સમગ્ર રાજ્યને હરણ કરનાર યુધિષ્ટિર, તેની ઉપર મારો પ્રેમ તે ક્યાંથી રહે! માટે જેમ રોગની ઉત્પત્તિ થતાંજ લોકો તેને ઔષધથી નિર્મૂલ કરેછે. તેમ કોઈપણ યુક્તિથી યુધિષ્ટિરને નિર્મૂલ કરવો જોયેછે. પણ જેમ પરાક્રમી તથા નીતિમાન રાજાનો પરાભવ થવો અશક્ય છે તેમ જ્યાંસુધી ભીમ તથા અર્જુન એની પાશે છે ત્યાંસુધી કોઈ પ્રકારે હું એનો પરાભવ કરવાને સમર્થ થવાનો નથી. એ બન્ને યુધિષ્ટિરની ભુજાઓના જેવા છે; માટે તેઓનોજ પ્રથમ નાશ કરવો જોઇએ. એ બન્નેમાં પણ ભીમ મોટો પરાક્રમી છે; માટે એનેજ પ્રથમ હરેક પ્રકારે યમપુરીમાં મોકળવો જોઇએ. ભીમનો નાશ થયાથી જેમ સ્તંભવિના મંદિર સ્થિર રહી શકે નહી તેમ એ વિના યુધિષ્ટિરનું મહત્વ રહી શકવાનું નથી. અર્જુન તો મારી સાથે મલ્લયુદ્ધ કરતાં ટકી શકવાનો નથી, અને યુધિષ્ટિર પોતાથી તો એ કામ બને નહી.

એવી રીતે એકાંત સ્થાનમાં બેશીને દુર્યોધન, અનેક દુષ્ટ વિચારો પોતાના મનમાં કરવા લાગ્યો. પછી સંકેત કરીને નિરંતર ભીમનો નાશ કરવાનો સંધિ જોતો રહ્યો. નિત્યની પઠે બધા ભાઇઓ ગંગાના તીરે અથવા કોઈ બીજે સ્થળે ક્રીડા કરે, તેઓને દિવસે સૂર્યનો તાપ લાગતો જોઇને રાજાએ કેટલા એક રમણીય ક્રીડા મંડપ રચાવી આપ્યા. ત્યારે તેઓમાં નાના પ્રકારના ખેળ કરવા લાગ્યા. બધા ભાઇઓ કરતાં હરેક ક્રીડામાં તેમજ ભોજન કરવામાં ભીમ સર્વોપરિ થતો. કોઇએક સમયે ક્રીડા કરતાં કરતાં ભીમ, શ્રમિત થઇને ગંગાના તીર ઉપર જઈ સુઈ રહ્યો, ત્યાં મંદ મંદ સુગંધિ યુક્ત પવન વહાતો હતો તેની લહેરોથી તથા ભોજન ઘણું કરેલું હતું તેની ઝેરથી તેને અત્યંત નિદ્રા આવી ગઈ. એવી સંધિમાં ત્યાં દુષ્ટ દુર્યોધને આવીને ભીમને નિદ્રામાં જોઈ વેલાથી બાંધીને તેને જળમાં ફેંકી દીધો. તેવોજ તે જાગૃત થઈ બાંધેલા વેલાને કાચા સૂતરની પઠે તોડી જલમાં સ્નાન કરીને મદોન્મત્ત હસ્તિની પઠે બાહેર આવ્યો. અને એમ કોણે કર્યું તેની ખબર પડી નહી તેથી ચુપ રહ્યો. કોઇ એક વખતે પૂર્વની પઠે એક સ્થળમાં ભીમને નિદ્રા આવી ગઈ. એમ જોઇને દુર્યોધને તેના સર્વ અંગ ઉપર તીક્ષ્ણ સર્પો નાખી દીધા. તે બધા પોતાની ફણો ચડાવી અતિ ક્રોધમાં આવીને પોતાનાં દાંતોથી તેને દંશ કરવા લાગ્યા; તો પણ ભીમની ત્વચા વીંધાઇ નહી. પછી જ્યારે જાગૃત થયો, ત્યારે તે બધા ક્રૂર સર્પોનો તિરસ્કાર કરીને પોતાના અંગ ઉપરથી ઘસડીને દૂર ફેંકી દીધા. કોઇએક દિવસે સંધિ જોઇને ભીમના

ભોજનમાં દુર્યોધને અતિ ઉગ્ર વિષ નાખી દીધું. અને મનમાં ફૂલાયો કે હવે આ વિષના પ્રભાવથી બચવાનો નથી. પણ ભીમને તો તેથી ઉલટુંજ થયું. જેમ પુષ્ટી કારક રસાયણ ખાધાથી શરીર અતિ પુષ્ટ થાયછે, તેમ ભીમનું શરીર તે વિષના પ્રભાવથી નાશ ન થતાં ઉલટું માચી આવ્યું. એ બધા ઉપદ્રવો વિષે શોધ કરતાં દુર્યોધન કરેછે એમ જણાયાથી એ વિનોદથી કરતો હશે એમ વિચાર કરીને ભીમને તેની ઉપર કાંઈ પણ રીશ ચડી નહી; અને ક્ષમા કરી રહ્યો. એવી રીતે દુર્યોધન તેમજ તેના સર્વ ભાઇઓ પાંડવોની ઉપર અત્યંત દાઝતા હતા. એ સર્વ વૃત્તાંત વિદુરને જણાયાથી તે એકાંતમાં ભીષ્મ વગેરેને કહેવા લાગ્યો.

વિદુર—આ બધા છોકરાઓ ઉત્કૃષ્ટ બુદ્ધિમાન છે; માટે એઓની બુદ્ધિ નિરર્થક કરવી જોઈતી નથી. બાળ ક્રીડા અથવા રમત કરવાથી કોઈ વળવાનું નથી. એમનું રમત કરવાનું વય જતું રહ્યું છે; હવે વિદ્યા સીખવાનો સમય આવ્યો છે. માટે કોઈ સારો આચાર્ય જોઇને તેને આ છોકરા સોંપવા જોઇએ છે. સારા આચાર્યના પ્રસંગથી એ બધા સારી કળાઓ સીખીને અતિ નિપુણ થશે. એવા આચાર્ય કૃપ નામે મહા પ્રખ્યાત છે. સમગ્ર વિદ્યાઓમાં કુશળ છે. અને મહા ધનુર્ધર છે. એની ઉપર શાંતનુ રાજાનો પણ અતિ પ્રેમ હતો. એના જેવો હાલ કોઈ બીજો આચાર્ય દીઠામાં આવતો નથી. માટે એજ આચાર્યને એ બધા છોકરાઓને સોંપી આપો. એવો આચાર્ય ભાગ્ય શાળી વિના બીજા કોઇને મળવાનો નથી. માટે હવે એ કામ કરવાની ઢીલ કરવી જોઈતી નથી. એવાં વિદુરનાં વચનો શાંભળીને ભીષ્મ અતિ હર્ષિત થયો, અને સીઘ્રજ કૃપાચાર્યને બોલાવીને તેને બધા બાળકો સ્વાધીન કરચા. આચાર્યે તેઓને પ્રથમ વ્યાકરણ વગૈરે શબ્દ શાસ્ત્ર તથા ન્યાય વગેરે અર્થ શાસ્ત્રનો અભ્યાસ કરાવીને પછી ધનુર્વેદનું અધ્યયન કરાવવા માંડ્યું. તે પ્રમાણે તે બધાઓ સમગ્ર વિદ્યાઓ પાણીની પઠ પી જવા માંડ્યા. એઓની સાથે બીજા પણ કેટલાએક દેશના રાજ પુત્રો ધનુર્વિદ્યા શીખતા હતા. તે બધાઓ કરતાં કૌરવો તથા પાંડવો અગ્રેસર હતા.

એજ નગરમાં એક પવિત્ર આચાર વાળો વિશ્વકર્મા નામનો અતિરથી રહેતો હતો. તેની રાધા નામની અત્યંત સુંદર સ્ત્રી હતી. તે વડીલોની સેવા કરવામાં અતિ તત્પર હતી. તેને કરણ નામનો એક પુત્ર થયો. તે મોટો સાત્વિક, ઉદાર તથા શૂર હતો. એનું કુળ અતિ નીચ હતો તોપણ તે ઉત્તમ લોકોની સાથે અતિ મિત્રતા રાખતો હતો. અને અતિ ચતુર હોવાથી ધનુર્વેદાદિ સમગ્ર કળાઓનું અધ્યયન કરવાની તેને ઘણી ઇચ્છા થઈ ત્યારે કૃપાચાર્યની પાશે જઈ તેમને સાષ્ટાંગ પ્રણામ કરી આજ્ઞા લઇને બીજા રાજપુત્રોની સાથે ત્યાં તે અભ્યાસ કરવાને રહ્યો. કૃપાચાર્યના બધા શિષ્યોમાં ધનુર્વિદ્યાને વિષે અર્જુન સર્વોપરિ હતો; તેની તુલના કર્ણ કરવા લાગ્યો.

એટલે અર્જુન અને કર્ણ એ બન્ને ધનુર્વિદ્યામાં સમાન હતા. કેમકે, બધા રાજપુત્રોમાં તેમના જેવા કોઈ બુદ્ધિમાન નહોતા. એ બન્નેનું વિદ્યા ઉપર એવું તો પ્રેમ હતું કે, પ્રતિ દિવસ નવીન વિદ્યા સંપાદન કરતા હતા. કોઈ સમયે નગરની સમીપ રમતાં રમતાં રાજપુત્રોનો દડો કુવામાં જઈ પડ્યો. તેને બાહાર કહાડવા માટે તેમણે ઘણો શ્રમ કરચો પણ તે નીકળ્યો નહી. એટલામાં કોઇએક વૃદ્ધ બ્રાહ્મણ, પોતાની સાથે એક જુવાન બ્રાહ્મણ છતાં ત્યાં આવી ચડચો; અને તે બધું જોઇને રાજપુત્રોને કેહવા લાગ્યો.

વૃદ્ધ બ્રાહ્મણ—હે રાજપુત્રો, આવું તમારૂં ધૈર્ય તથા આવી તમારી ધનુર્વિદ્યામાં નીપુણતા છતાં અત્યંત પ્રયાસ કરતાં પણ દડો કુવામાંથી બાહાર નીકળ્યો નહી; એ મોટી શરમની વાત છે. હવે જુવો કે, એક ક્ષણમાં દડો બાહાર નીકળે છે કે નહી!

એમ બોલી કેટલીએક શળીઓ હાથમાં લઈ અભિમંત્રિત કરી 'આ શળીઓ તમારો દડો કહાડી લાવશે' એમ રાજપુત્રોને કહીને તેમાંથી એક શળી કુવામાં નાખી. તેણે બાણની પઠે દડાને જઈ વીંધ્યો. પછી બીજી શળી ફેંકી તે પ્રથમની શળીને જઈ ચહોંટી; એ રીતે કેટલીએક શળીઓ નાખીને તે બ્રાહ્મણે દડાને બાહાર કહાડ્યો એ અદ્‌ભુત કૃત્ય જોઇને સર્વ રાજપુત્રો અતિ વિસ્મિત થયા; ને હાથ જોડીને તેને કહેવા લાગ્યા કે,

રાજપુત્રો—અમે ધનુર્વિદ્યાના અનેક આચાર્યો જોયા છે, પરંતુ આજ દિવસ સુધી કોઈ આપના જેવા દીઠમાં આવ્યા નથી. આ આપની અદ્‌ભુત કૃતી જોઇને અમે સર્વ સંતુષ્ટ થયા છૈયે. અમે સર્વ આપના કિંકર છૈયે. માટે આપની કાંઈ ઇચ્છા હોયતો કૃપા કરીને અમને આજ્ઞા કરો; તે પાલન કરવાને અમે તત્પર છૈયે.

બ્રાહ્મણ—હે બાલકો, તમે કુરૂવંશના ભૂષણ થાઓ. અને તમારા અંતઃકરણમાં સદા સદ્‌બુદ્ધિ રહો, એવો હું આશીર્વાદ આપુંછું. અમે ઘણા દૂરથી ચાલી આવ્યાથી શ્રમિત થયા હતા પણ તમારો વિનય જોઈને અમને શાંતિ થઇછે. એટલુંજ બશછે, હવે બીજું હું કાંઈ માગતો નથી. પરંતુ તમારા આચાર્યના દર્શન કરવાની મને ઘણી ઇચ્છા થઈ છે. કેમકે, તે મારા સંબંધી થાયછે. અમારા મિલાપને ઘણા દહાડા થયાછે, તે થયાથી હું હર્ષ માનીશ; તેના તમે શિષ્ય છો તેથી તમને જોઇને પણ હું અતિ આનંદને પામ્યો છું.

એવાં તેના વાંક્યો શાંભળીને રાજપુત્રો તેને સાથે લઇને ચાલતા થયા. બ્રાહ્મણ ચાલતાં રસ્તામાં અર્જુનનો હાથ ઝાલી તેમની સાથે જવા લાગ્યો. કૃપાચાર્યના ગૃહની પાશે જતાંજ તેને જાઇને આદર સત્કાર કરવાને પોતે આસન ઉપરથી ઉઠીને કૃપ ઉભા થયા. અને તેને ગૃહમાં બોલાવી લાવ્યા. પછી બન્ને જણ મળી આનંદનાં આસુ ગાળીને કૃપાચાર્યે તેને સાષ્ટાંગ

નમસ્કાર કરચ્યો. તેને જોઈ અતિ હર્ષિત થઇને તે બ્રાહ્મણે પ્રેમથી આલિંગન આપ્યું. ત્યારે અતિ શ્રદ્ધા પૂર્વક તેને સિંહાસન ઉપર બેશાડીને કૃપાચાર્ય બોલવા લાગ્યો.

કૃપાચાર્ય—આજે હું મને મોટો ભાગ્યશાળી માનુંછું કે, આપ મારે ઘેર પધારચ્યા! આપના પધારવાથી મારૂં ગૃહ અતિ પવિત્ર થયુંછે. આ આખા વર્ષમાં આજના દિવસને હું ધન્ય સમઝું છું, કે જે દિવસે સાક્ષાત્ સરસ્વતિનો અવતાર આપ મારે ઘેર પરોણા આવ્યા.

એવી રીતે વાતચિત થયા પછી બીજો સાથેનો યૌવન બ્રાહ્મણ કૃપાચાર્યને ચરણે પડ્યો. એટલે અતિ પ્રેમ પૂર્વક નમસ્કાર કરચ્યો. એ બધું અદ્ભુત જોઇને રાજપુત્રો બોલ્યા કે,

રાજપુત્રો—હે આચાર્ય, આપ સમર્થ વિદ્વાન છતાં આ વૃદ્ધ બ્રાહ્મણને નમસ્કાર કરવાનું કારણ શું!

કૃપાચાર્ય—હે શિષ્યો, આ બ્રાહ્મણનું નામ દ્રોણાચાર્ય છે. એ સર્વ કળાઓમાં પ્રવીણ છે. એમણે સમગ્ર ધનુર્વેદનું અધ્યયન કરચ્યું છે. અને એમની સાથે જે આ યૌવન બ્રાહ્મણ છે તે એમનો પુત્ર છે. એ પણ પોતાના પિતાના જેવોજ સદ્ગુણી અને વિદ્વાન છે.

એવી પોતાના ગુરૂના મુખથી વાત શાંભળીને સર્વ રાજપુત્રો નિયમ પ્રમાણે પોતપોતાને સ્થાનકે ગયા. પછી કૃપાચાર્યે દ્રોણાચાર્યનું અતિ સન્માન કરચ્યું. અને કેટલાએક દિવસ પરોણા દાખલ પોતાને ઘેર રહેવાની પ્રાર્થના કરી; તે વાત દ્રોણે પણ માન્ય કીધી. એક દિવસ એકાંત સ્થળમાં દ્રોણાચાર્યને કૃપાચાર્ય પૂછવા લાગ્યો.

કૃપાચાર્ય—હે દ્રોણાચાર્ય, આપની પાશે હું એક પ્રાર્થના કરૂંછું તેનો આપ ભંગ કરશો માં. આપના જેવા ચાપાચાર્ય ત્રિભુવનમાં દુર્લભ છે. અને આ રાજપુત્રોની બુદ્ધિ પણ અસાધારણ છે. એમને ધનુર્વિદ્યા ભણાવવાને આપના જેવા આચાર્યની જરૂર છે. માટે એમને આપ એ વિદ્યાનો અભ્યાસ કરાવો; એવી હું વિનતિ કરૂંછું. એ બધા વિદ્યાદાન દેવાને યોગ્ય છે. યોગ્ય પુરૂષને જો વિદ્યાનું દાન કરચ્યું હોય તો તેથી ત્રણ લોકમાં કીર્ત્તિ પસરે છે. શાસ્ત્રમાં પણ કહેલું છે કે, 'જો ઘણુંજ પુન્ય હોય તોજ બીજ વાવવાને સુક્ષેત્ર તથા વિદ્યા દેવાને સુપાત્ર મળી આવેછે.' એમને મેં આટલા દિવસ ભણાવીને આપના ઉપદેશને યોગ્ય કરેલા છે. જેમ કળી ચુનાથી સાફ કરી રાખેલી દિવાલની ઉપર કહાડેલું ચિત્ર અતિ દીપી નીકળે છે તેમ એમને આપેલી વિદ્યા પણ જલદી દીપી નીકળશે.

એવાં કૃપાચાર્યનાં વચન શાંભળીને દ્રોણાચાર્ય બોલ્યા કે બહુ સારૂં. પછી પોતાની પ્રાર્થના સફળ થએલી જાણીને કૃપાચાર્ય ત્યાંથી ભીષ્મપિતાની પાશે ગયો. અને તેને અથથી તે ઇતિસુધી સર્વ દ્રોણાચાર્યનું વૃત્તાંત કહી શંભળાવ્યું. ભીષ્મપિતાએ દ્રોણાચાર્ય વિષે સર્વ શાંભળીને તેમને પોતાની પાશે તેડાવી લીધા; અને અત્યાદર પૂર્વક સુવર્ણના આસન ઉપર બેશાડ્યા. પછી વિવિધ પ્રકારે તેમનું આશ્વાસન કરીને બોલ્યા.

ભીષ્મપિતા—હે દ્રોણગુરૂ, આ સર્વ રાંજપુત્રોને અતિ પ્રેમથી, આનંદથી તથા અંતઃકરણ પૂર્વક અત્યુત્કૃષ્ટ વિદ્યાભ્યાસ કરાવો.

એવું ભીષ્મનું બોલવું દ્રોણાચાર્યે માન્ય કર્યું. ત્યારે ભીષ્મ પિતાએ બધા રાજપુત્રો બોલાવીને દ્રોણાચાર્યને સ્વાધીન કર્યા. દ્રોણાચાર્યે તેમનું ગ્રહણ કર્યું. પછી દિવસાનુદિવસ સુપાત્ર તથા સુમતિ એવા જે રાજકુંવરો, તેઓને વિષે ગુરૂના સંસ્કાર પ્રકાશિત થવા લાગ્યા. જેમ ઘર્ષણના સંસ્કારથી માણિક્યની શોભા વૃદ્ધિને પામેછે; તેમ દ્રોણાચાર્યની શિક્ષાથી રાજપુત્રોની બુદ્ધિ વૃદ્ધિને પામવા લાગી. વિદ્યાભ્યાસ કરવાનાં દશ સાધનો હોયછે. તેના અભ્યંતર અને બાહ્ય એ બે ભેદછે. તેમાં ગુરૂ, પુસ્તક, નિવાસ, સહાય તથા ભોજન એ પાંચ બાહ્ય સાધનો છે, અને આરોગ્ય, બુદ્ધિ, વિનય, ઉદ્યમ તથા શાસ્ત્રાનુરાગ એ પાંચ અંતરંગ સાધનો છે. એ બધાં સાધનોની સહાયતા કૌરવો અને પાંડવોને પૂર્ણ રીતે હતી. પરંતુ દ્રોણાચાર્યનો પ્રેમ સર્વ રાજપુત્રોની ઉપર સરખો હતો. તેમજ દ્રોણાચાર્યની ઉપર સર્વ રાજપુત્રોનો પણ સરખો પ્રેમ હતો. અને વિદ્યાભ્યાસ પણ બધાને સરખી રીતે કરાવતા હતા. તોપણ જેમ મેઘની વૃષ્ટિ સર્વ સ્થળને વિષે સમાન થાયછે પરંતુ જલનો સંચય તે ક્વચિત સ્થાનમાંજ થાયછે; સર્વ ઠકાણે થતો નથી તેમ દ્રોણાચાર્યે સર્વ શિષ્યોને સરખી વિદ્યાનું અધ્યયન કરાવતા છતાં કેટલાએક રાજપુત્રોની બુદ્ધિને વિષે ન્યૂન અને કેટલાએક રાજપુત્રોની બુદ્ધિને વિષે અધિકતા પ્રકાશને પામવા લાગી. સર્વાધિક વિદ્યાભ્યાસ કરનારો અર્જુન થયો. કેમકે, એ જેવો બુદ્ધિમાન તેવોજ ગુરૂનો વિનય કરનારો હતો. ગુરૂનાં ચરણોનું મર્દન કરે, ગુરૂના ચરણોદકને અમૃત તુલ્ય જાણીને તેનું પાન કરે, અને બીજી પણ નાના પ્રકારની વિધિ પૂર્વક ગુરૂની સેવા કરે તેથી અર્જુનની બુદ્ધિ અતિ નિર્મલ થઈ. કહ્યું છે કે, વિદ્યાની પ્રાપ્તિ ત્રણ પ્રકારે થાય છેઃ—વિનયથી, અમિત ધનદાનથી અથવા વિદ્યાથી વિદ્યા મળે છે. એ શિવાએ બીજા પ્રકારે વિદ્યાની પ્રાપ્તિ થાય નહી. અર્જુનનો અત્યંત વિનય જોઇને દ્રોણાચાર્ય અતિ પ્રસન્ન થવા લાગ્યા. તેથી તેમનો અર્જુનની ઉપર ઘણો પ્રેમ થયો. પછી જેમ ઉદકના સિંચનથી લતા વૃદ્ધિને પામીને તે શુભ ફળદાયક થાયછે તેમ ભક્તિના વશથી દ્રોણાચાર્યે અર્જુનની બુદ્ધિની એવી તો વૃદ્ધિ કરીકે, તે ભવિષ્ય કાળને વિષે ભારત સંગ્રામમાં પૂર્ણ જયરૂપ ફળ દાયક થઈ. બીજા બધા અર્જુનથી નીચી પદવીએજ રહ્યા હતા. જેમ આંબાના વૃક્ષને મોર તો ઘણા આવેછે, પણ ફળ તેટલા થતા નથી. તેમ દ્રોણાચાર્યના શિષ્યો તો ઘણા હતા પણ બધા સુશિક્ષિત થયા નહી. વિદ્વત્તાને થોડાકજ પામ્યા. યદ્યપિ કર્ણે પણ વિદ્યાનો અભ્યાસ કરવામાં બાકી રાખ્યું નહી તથાપિ તે અર્જુનથી કાંઈ અંશે ન્યૂન હતો. અર્જુનની સ્થાવર તથા જંગમ નિશાન મારવાની પ્રવીણતા જોઇને તેની તુલના

કોઈ ન કરી શકવાને લીધે કર્ણ તેનો અતિ દ્વેષ કરતો હતો; પણ કાંઈ ઉપાય ચાલતો નહી. અર્જુનની નમ્રતા અને ગુરૂભકિત જોઇને મહા સંતુષ્ટ થઇને. પોતાના પુત્રની ઉપર સર્વને સર્વ કરતાં અધિક પ્યાર હોયછે, તેથી પણ અધિક દ્રોણાચાર્યનો પ્યાર અર્જુનની ઉપર થયો. કેમકે, તેના ગુણો એવાજ ઉત્તમ હતા. એક સમયે અતિ પ્રેમ વશ થયા થકા દ્રોણાચાર્ય અર્જુનને કહેવા લાગ્યા કે હે અર્જુન, તને હું ધનુર્વિદ્યામાં એવો વિદ્વાન કરીશ કે તારી બરાબરી કરનાર આખા જગતમાં બીજો કોઈ નીકળેજ નહીં. તું એકલોજ ધનુર્ધરોમાં શિરોમણિ કહેવાશે.

એવાં ગુરૂનાં વચનો સાંભળી અર્જુને તથાસ્તુ કહી ને નમસ્કાર કરચો. તે દિવસથી મહા હર્ષને પામીને કાળ નિર્ગમવા લાગ્યો. એક તો અર્જુનની અપરિમિત ચાતુર્ય અને બીજી ગુરૂની અત્યંત કૃપા જોઇને દુર્યોધન અતિ ક્લેશને પામવા લાગ્યો; અને સદ્ગુણી પાંડવોની સાથે અતિ મત્સર કરવા લાગ્યો. તેમાં વળી કર્ણ અને દુર્યોધનની મિત્રાઈ થઈ એટલે અર્જુનની સાથે દ્વેષ થવામાં કાંઈ ખામી રહી નહી.

કોઇએક અનધ્યાયને દિવસે ગોધાધારી ધનુર્ધર અર્જુન, પુષ્પ કરંડક નામના વનમાં ક્રીડા કરવાને ગયો. ત્યાં વિચરતાં વિચરતાં એક શ્વાન તેને દીઠામાં આવ્યું. તેનું મુખ બાણોએ કરી વીંધેલું હતું. એવું અદ્‌ભુત કૃત્ય જોઇને અતિ વિસ્મિત થયો થકો અર્જુન મનમાં વિચાર કરવા લાગ્યો કે, આવો નિપુણ પરાક્રમી ધનુર્ધર આ જંગળમાં કોણ હશે! પછી આગળ ચાલ્યો એટલે એક એવો ધનુર્ધર પુરૂષ દીઠામાં આવ્યો કે, જેનું નિશાણ કદીપણ વ્યર્થ જાય નહી એવો અત્યંત અભ્યાસી તથા ચતુર હતો. તેને અર્જુન પૂછવા લાગ્યો.

અર્જુન—હે ધનુર્ધર, તું કોણ છે; અને તારો ગુરૂ કોણ છે?

કોળી—હે ઉત્તમ પુરૂષ, મારૂં વૃત્તાંત તમને કહું તે શાંભળો. અહીંઆંથી પાશે એક રૂદ્રપલ્લી નામનું ન્હાનું ગામ છે, તેમાં હિરણ્ય ધનુષ્ય નામનો એક કોળી રહેછે, તેનો હું એકલવ નામનો પુત્ર છું. એવી રીતે હું પુલિંદ કુળમાં ઉત્પન્ન થયો છું. અને જેનો શિષ્ય અસ્ત્રવિદ્યામાં નિપુણ, મહા ધનુર્ધર તથા વિખ્યાત એક ધનંજય માત્ર સંભળાય છે એવા દ્રોણાચાર્ય મારા ગુરૂ છે.

એવાં તે કોળીનાં વચનો સાંભળીને તથા તેનું ધનુર્વિદ્યા ચાતુર્ય જોઇને અર્જુનના મુખપરથી તેજ ઉડી ગયું. મનમાં અતિ ખેદ પામવા લાગ્યો. અને ત્યાંથી પાછો ફરી વિચાર કરતો કરતો ચાલ્યો કે, આ કોળી ધન્ય છે કે, જેની ઉપર દ્રોણાચાર્યે આટલી બધી કૃપા કરી છે! એનામાં મારા કરતાં વિદ્યા ઘણી છે. માટે એની ઉપર ગુરૂની કૃપા પણ અધિક હોવી જોયે. મેં આટલી બધી ગુરૂની સેવા કરી છતાં પણ મને એના જેટલી વિદ્યા પ્રાપ્ત થઈ નથી માટે મને ધિક્કાર છે. આજ દિવસ સુધી કરેલો પ્રયાસ મારો બધો વ્યર્થ છે. પોતાથી અધિક વિદ્વાન જોઈ

ઘણો પશ્ચાત્તાપ કરીને પોતાનો તિરસ્કાર કરવા લાગ્યો. આંખમાં ખેદાશ્રુ આવી ગયાં. મુખ ઊતરી ગયું. એમ નાના પ્રકારના શોક યુક્ત મનમાં સંકલ્પ તથા વિકલ્પ કરતો થકો ગુરૂને ઘેર આવ્યો; અને ગુરૂને યથાવત્ નમસ્કાર કર્યો. અર્જુનનું મુખ હમેશના કરતાં ઉદાશીન તથા ઊતરી ગએલું જોઇને દ્રોણાચાર્ય બોલ્યા:—

દ્રોણાચાર્ય—હે વત્સ, જેમ દિવસે ચંદ્રમા નિસ્તેજ થઈ જાયછે, તેમ આજે તારૂં મુખ પણ ઝાંખું પડી ગયું દેખાય છે; તેનું કારણ શું! જો કોઇએ તારી આજ્ઞાનો ભંગ કર્યો હોય, કે કોઇએ તિરસ્કાર કર્યો હોય તો ત મને કહે. તેને શિક્ષા દેવાને હું સમર્થ છું. જેણે તને દુ:ખ દીધું હશે તેની ઉપર જાણજે કે યમ કોપાયમાન થઈ ચૂકો છે; તક્ષક નાગ દંશ કરવાને તત્પર થયો છે; અથવા તેને વજ્રનો માર પડવાનો સમય આવ્યો છે, એમાં સંશય નથી. (એવાં દ્રોણ ગુરૂનાં વચન શાંભળીને.)

અર્જુન—હે મહારાજ, હે દ્રોણાચાર્ય ગુરૂ, હે પ્રભુ, આપના શિવાય બીજો મારો તિરસ્કાર કોણ કરી શકવાનો છે! કેશરી કિશોરનો તિરસ્કાર કેશરી શિવાય બીજો કોણ કરનાર છે! આપની કૃપાથી મારો એવો પરાક્રમ થયો છે કે, કોઇનાથી પણ હું પરાભવને પામું નહી. પરંતુ એક વાતથી મને ખેદ થયો છે. આપ એક સમયે સ્વમુખથી એવું વચન બોલ્યા હતા કે 'આ જગતમાં તું અદ્વિતીય ધનુર્ધર થઇશ, એ તમારૂં વાક્ય મેં પ્રત્યક્ષ મિથ્યા થયા જેવું જોયું તેથી મને અત્યંત ખેદ થાયછે.

દ્રોણાચાર્ય—એ વાત મને સવિસ્તર કહી શંભળાવ કે, જેથી હું તારો સંશય દૂર કરૂં!

અર્જુન—મહારાજ, આજે હું ધનુષ્ય બાણ લઇને વનમાં ફરવા ગયો હતો. ત્યાં જંગલમાં રહેનાર એક આપનો શિષ્ય મેં દીઠો. તે ધનુર્વિદ્યામાં એવો તો નિપુણ છે કે, તેની પાશે હું તે શા હિશાબમાં છું! એના પરાક્રમની આગળ મારો પરાક્રમ તુચ્છ છે.

આચાર્ય—હે અર્જુન, તારી વાત શાંભળીને હું ઘણો આશ્ચર્ય પામુંછું. તારી તુલના કરે એવો પણ કોઈ મારો શિષ્ય નથી તો તારાથી અધિક પરાક્રમી તે ક્યાંથીજ હોય!

અર્જુન—હે સદ્ગુરૂ, આપ મારી સાથે કૃપા કરીને વનમાં ચાલો તો આપનો શિષ્ય હું આપને બતાવું.

દ્રોણાચાર્ય—(મનમાં વિસ્મિત થઇને) ત્યારે ચાલો તેને જોઇએ.

પછી દ્રોણાચાર્ય તથા અર્જુન એ બન્ને તે વનમાં ગયા. અને એક વૃક્ષની પાછલ ઉભા રહીને તેની બાણ નાખવાની હસ્ત ચાલાકી જોતા ઉભા રહ્યા. કેટલીએક વાર તેનું અપૂર્વ ચાતુર્ય જોઇને તેની પાશે ગયા. તેવોજ તે આવીને દ્રોણાચાર્યને પગે પડ્યો. અને વંદના કરી. ત્યારે તે એકલવને આલિંગન આપી પાશે બેશાડીને દ્રોણાચાર્ય તેને પૂછવા લાગ્યા.

દ્રોણાચાર્ય—હે વત્સ, તું કોની પાશેથી આટલી બધી આપ વિદ્યા ભણીને હુશિયાર થયો છું. તારી ધનુર્વિદ્યાની કળા જોઇને હું અતિ આનંદિત થયોછું. માટે મને તારા શિક્ષકનું નામ કહે.

એકલવ—હે પરમ ગુરૂ, ત્રિલોકને વિષે મહા ધનુર્ધર તથા જગત ગુરૂ દ્રોણાચાર્ય મારા ગુરૂ છે, ને હું તેમની પાશેથી આટલી બધી વિદ્યા શીખીને કુશળ થયો છું.

દ્રોણાચાર્ય—હે કિરાત, અસત્ય ભાષણ કરવામાં કાંઈ સાર નથી. માટે સત્ય બોલ. મેં તો તને વિદ્યાભ્યાસ કોઈ સમયે પણ કરાવ્યો નથી. તેમ છતાં તું મારૂં નામ કેમ લિયેછે!

એકલવ—હે સ્વામી, આપની મૃત્તિકાની પ્રતિમા બનાવીને તેને વિષેજ સાક્ષાત ગુરૂ ભાવ કરી હું રાત્ર દિવસ ષોડશોપચારથી પૂજા કરૂંછું.

એમ કહીને જ્યાં તે પ્રતિમાની સ્થાપના કરી હતી ત્યાં દ્રોણાચાર્ય તથા અર્જુનને લઈ ગયો. જાતાંજ તે બન્નેની ખાતરી થઈ કે, એની વાત ખરી છે. અર્જુન તે મૂર્ત્તિને સારી પઠે નિરખવા લાગ્યો. તે મૂર્ત્તિનું પદ્માસન કરેલું છે, ઉત્તમ સિંહાસન ઉપર બેશાડેલી છે, ઉત્તમ વેદીકામાં પધરાવેલી છે, અને ચંપકાદિ પુષ્પોએ કરી પૂજેલી એવી પોતાના ગુરૂની પ્રતિમાને એકલવ વારંવાર નમસ્કાર કરવા લાગ્યો. અર્જુને પણ પોતાના ગુરૂની પ્રતિમા જાણીને તેને ભાવથી નમસ્કાર તથા વંદના પ્રમુખ કરચું; અને તે કોળીને પૂછવા લાગ્યો.

અર્જુન—હે ભાઈ, આ દ્રોણાચાર્ય ગુરૂને તેં ક્યાં જોયા હતા કે, જેથી એમની પ્રતિમા બનાવી તેની સ્થાપના કરી ને ભકિતઆદિથી તું આવો પ્રવીણ થયો!

એકલવ—હે ભાગ્યશાળી, એક દિવસે શ્રી દ્રોણાચાર્ય ગુરૂની પાશે જઇને અતિ વિનયે કરી મેં તેમની પ્રાર્થના કરી કે, હે સ્વામી મને આપ ધનુર્વિદ્યાનો અભ્યાસ કરાવો. ત્યારે ગુરૂજીએ કહ્યું કે, હું તને વિદ્યા ભણાવીશ નહી. શું કારણથી ના કહી તે કાંઈ હું જાણી શક્યો નહી. પછી પાછો ઘેર આવી ને વિચાર કરચો કે હવે શું કરવું! ગુરૂ વિના વિદ્યા પ્રાપ્ત થાયજ નહી. અને હું હીન જાતીનો હોવાથી મારો કોઈ ગુરૂ તો થવાનો નથી. ત્યારે ધનુર્વિદ્યા તે હું કેમ શીખીશ! ઈત્યાદિક ખેદ કરવા લાગ્યો એટલે વળી મનમાં એમ આવ્યું. કે જ્યાં ત્યાં ભાવ ફળદાયક થાયછે, માટે ગુરૂ દ્રોણાચાર્યની પ્રતિમા કરી તેમની ભકિત કરવાથી મારી ઇચ્છા પૂર્ણ થશે. પછી પ્રતિમા બનાવી તેની સ્થાપના કરી તેનેજ સાક્ષાત સતગુરૂ માનીને સ્વતઃ ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો. દરરોજ વિદ્યાનું અધ્યયન કરતાં પેહેલાં ગુરૂની પૂજા હું કરૂંછું. તે પ્રતિમા બુદ્ધિથી નહી પણ સાક્ષાત્ ગુરૂની બુદ્ધિથી કરૂંછું. ધન્ય છે એમનાં ચરણ કમળને કે, જેમના પ્રભાવથી મારા જેવો બુદ્ધિહીણ પણ ધનુર્વિદ્યામાં આવો નિપુણ થયો. એમની ઉત્કૃષ્ટતા હું શું વખાણું! આ સૂર્ય, ઉદયને પામીને જગતના અંધકારનો નાશ કરેછે, પણ મારા ગુરૂ તો સ્મરણ

માત્રથી અજ્ઞાન રૂપ તિમિરનો નાશ કરેછે. એમ સૂર્યથી પણ અતિ સમર્થ જે આ મારા ગુરૂ છે, તેમને હું હજારો વખત પ્રણામ કરૂંછું. (એવું એનું બોલવું શાંભળીને દ્રોણાચાર્યને અતિ આનંદ થયો ને અર્જુનની ઉપર પોતાનો પ્રેમ દેખાડવાનો આજે સારો વખત છે એવા હેતુથી બોલવા લાગ્યા.)

દ્રોણાચાર્ય—હે શિષ્ય, જો તું મને પોતાનો ગુરૂ માનતો હો તો તેં જે આટલી બધી ધનુર્વિદ્યા સંપાદન કરી છે તેની મને ગુરૂ દક્ષિણા આપ.

કોળી—(અતિ હર્ષિત થઈ) હે આચાર્ય, હું ગુરૂ દક્ષિણા શું આપું! કહો તો મારી બધી સંપત્તિ આપને અર્પણ કરૂં; કહોતો મારો શિર આપું; અથવા કહોતો બીજું કાંઈ જે આપને ઇચ્છિત હોય તે આપું. તે કૃપા કરીને મને કહો. આપના અનુગ્રહનો બદલો વાળવા આખા જગતમાં મને કોઈ એવો પદાર્થ દીઠામાં આવતો નથી કે, જે આપીને હું કૃતકૃત્ય થાઉં.

દ્રોણાચાર્ય—(કાંઈક મુખમુદ્રા ફરાવી) તારા હાથનો અંગુઠો મને આપ, બીજું હું કાંઈ નથી માગતો.

એકલવ—(અતિ હર્ષિત થયો થકો ખડગથી તરત અંગુઠો કાપીને ગુરૂને અર્પણ કરી હાથ જોડી) આ લ્યો મહારાજ. મારાં ધન્ય ભાગ્ય કે આપે સાક્ષાત્ મારી પાશેથી ગુરૂ દક્ષિણા માગી લીધી. (એવી તેની ગુરૂભક્તિ જોઇને અતિ આનંદે કરી આકાશમાંથી દેવો પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ત્યારે દ્રોણાચાર્ય અતિ વિસ્મયને પામી પ્રેમવડે તેને આલિંગન દઇને બોલ્યા.)

દ્રોણાચાર્ય—હે વત્સ, જે કૃત્ય કરવાને બીજો કોઈ સમર્થ ન થાય; એવું કામ તેં કર્યું એમ જોઈને હું તારી ઉપર અતિ પ્રસન્ન થયો છું. માટે તને વર આપુંછું કે, જોપણ તારો અંગુઠો નથી તોપણ તારૂં નિસાન કદી વ્યર્થ જવાનું નથી. તું આંગળિઓથી ધનુષ્ય ખેંચવાને પૂર્ણ સમર્થ થઈશ. (એવો આશીર્વાદ દઈ દ્રોણાચાર્ય અર્જુનને સાથે લઈને પાછા ફર્યા. રસ્તામાં અર્જુન વિનયથી પોતાના ગુરૂને પૂછવા લાગ્યો.)

અર્જુન—હે આચાર્ય, એ કોળીની આપની ઉપર આટલી બધી શ્રદ્ધા છતાં તેને આપ ન ભણાવવાનું કારણ શું?

દ્રોણાચાર્ય—હે અર્જુન, તને મેં પ્રથમજ વચન આપ્યું છે કે, તારાવિના હું બીજા કોઇને મારી સમગ્ર વિદ્યા ભણાવવાનો નથી. માટેજ મેં તેને ભણાવ્યો નહી, એમ તું સમઝ. યદ્યપિ એકલવ મારો પૂર્ણ ભક્ત છે એમાં સંશય નથી. એ ધન્ય છે; મારી પૂર્ણ આજ્ઞા પાળી. અને મારા માગવા પ્રમાણે મને ગુરૂ દક્ષિણા આપી. તથાપિ તેની ઉપેક્ષા કરવાનું કારણ એ કે, શસ્ત્ર તથા અસ્ત્રવિદ્યામાં તારા કરતાં બીજો કોઈ અધિક થાય નહી.

એવું ગુરૂનું યથાર્થ બોલવું શાંભળીને અર્જુન મનમાં વિચાર કરવા લાગ્યો કે, ગુરૂનો મારી

ઉપર એટલો ઉપકાર થયો છે કે તેમને હું મારા પ્રાણ અર્પણ કરૂં તોપણ તેનો બદલો વળ્યો કેહ-વાય નહી. મારી ઉપર દ્રોણાચાર્યે ગુરૂની અતુલ પ્રીતિ છે; માટે હું ધન્ય છું.

દ્રોણાચાર્યે સમગ્ર રાજપુત્રોને અમુક્ત તથા કરમુક્ત શસ્ત્રોની વિદ્યા ભણાવી. ભીમ તથા દુર્યોધનને ગદાયુદ્ધ સીખવ્યું. કેટલાએક દિવસો ગયા પછી સમગ્ર રાજપુત્રો કળાઓમાં નિપુણ થયા. ત્યારે તેઓની પરિક્ષા લેવાસારૂ ગામની બાહાર એક તાડના ઝાડ ઉપર કોઈ અનુચરના હાથે એક મોરપીછ રખાવી. અને બધા શિષ્યોને સાથે લઇને તે વૃક્ષની સમીપ ગયા. પછી દ્રોણાચાર્યે સર્વે રાજપુત્રોને આજ્ઞા કરી કે, આ ઝાડની ટોચ ઉપર રહેલી મોર પીછને વેધન કરો. એવું ગુરૂનું બોલવું શાંભળીને બધા શિષ્યો એક પછી એક વેધન કરવાનો ઉદ્યોગ કરવા લાગ્યા. પરંતુ કોઈનાથી પરિપૂર્ણ તે મોરપિચ્છનું વેધન થયું નહી. અને તે ઝાડની ઉપર જોવા લાગ્યા. તે જોઈ ગુરૂએ કહ્યું કે, હે રાજપુત્રો તમે ઉપર શું જુઓ છો? ત્યારે વિદ્યાર્થીઓએ કહ્યું કે ઉપર મોરપિચ્છને જોઇએ છૈએ ને નીચે આપને તથા બાંધવો વગૈરેને જોઇએ છૈએ. એવું તેમનું બોલવું શાંભળીને દ્રોણાચાર્યે વિચાર કરયો કે, એઓમાંનો કોઈપણ અધિક વિદ્યા ભણવાનો અધિકારી નથી. પછી અર્જુનને ગુરૂએ પુછયું કે, હે અર્જુન તું શું જોઈ રહ્યો છે? અર્જુને જવાબ આપ્યો કે, હે આચાર્ય હું મોરપિચ્છને તથા તેના મધ્યના ચિન્હને જોઈ રહ્યો છું. એવું અર્જુનનું બોલવું શાંભળીને ગુરૂને અતિ આનંદ થયો અને મનમાં નિશ્ચયં કરયો કે, રાધાવેધનો ઉપદેશ કરવા લાયક એજછે. ત્યારથી અર્જુનની ઉપર વળી ગુરૂની અધિક પ્રીતિ થવા લાગી.

એક દિવસે દ્રોણાચાર્યે સ્નાન કરવાને ગંગાના તીર ઉપર ગયા. ત્યાં ન્હાવાને અર્થે પાણીમાં પેશી ને જેવી ડુબકી મારવા લાગ્યા કે, એક જૂડ આવીને ગુંઠણનાં નીચેના ભાગને પકડ્યો. તેનાથી છુટવાને જોપણ તે સમર્થ હતા તો પણ પોતાના શિષ્યોની વિશેષ પરિક્ષા લેવાને અર્થે તેમને પુકારી ને કહ્યું કે, મને આ જલના પ્રાણીથી છોડાવો. એને મારો. એવું શાં-ભળીને બધા વિદ્યાર્થીઓ માહોમાંહે વિચાર કરવા લાગ્યા કે, હવે શું કરવું! આ અગાધ જલમાં પેશી ને એ ક્રૂર પ્રાણીથી ગુરૂને છોડાવવાને કોણ સમર્થ થવાનો છે! પછી કેટલાએક રાજપુત્રોએ તે જળ પ્રાણીને મારવાનું યત્ન કરયું તોપણ કાંઈ વળ્યું નહિ તેથી તે બધા ઉદાશ થઇને જોવા લાગ્યા. એટલામાં અર્જુન પાશે આવ્યો તેને ગુરૂએ ઈસારત સહિત શાંખે જોઈઊં; તે સમઝીને કાંઈ ઢીલ નહી કરતાં એક બાણ ચડાવીને તે જૂડને એવી રીતે તાકીને મારયો કે, તે તેના શરી-રમાં ભોકાઈ ગયો તેથી તે મરણ પામ્યો. ત્યારે ગુરૂ તેનાથી મુક્ત થઇને બાહેર આવ્યા. અને અર્જુનની ઉપર અતિ પ્રસન્ન થયા. પછી તેને સુપાત્ર જોઇને રાધાવેધનો ઉપદેશ કરયો.

તે કળા અર્જુને સારી રીતે ગ્રહણ કરી લીધી. ત્યારે જેમ અમૃતનો લાભ થયાથી ઇંદ્ર અતિ દીપ્તિને પામેછે તેમ રાધાવેધ કળાની પ્રાપ્તિ થયાથી અર્જુન મહા તેજસ્વી દીશવા લાગ્યો.

પછી સમગ્ર રાજપુત્રો પોતપોતાની બુદ્ધિ પ્રમાણે વિદ્યામાં નિપુણ થયા એમ જાણીને તે બધા શિષ્યોને સાથે લઇને ભીષ્માદિક સભાસદોએ કરી યુક્ત એવી પાંડુ રાજાની રાજ્ય સભામાં દ્રોણાચાર્ય પધાર્યા; તેમનો યથાયોગ્ય આદર સત્કાર કરીને એક ઉત્તમ આસનની ઉપર બેશાડ્યા. ત્યારે આચાર્ય બોલવા લાગ્યા.

દ્રોણાચાર્ય—હે રાજન્, તમારૂં કલ્યાણ થાઓ, કુશળ રહો, ચિરાયુ થાઓ, અશ્વ, હસ્તિ તથા ધન ધાન્યાદિ નાના પ્રકારની સંપત્તિની વૃદ્ધિ થાઓ. ઐશ્વર્યની અધિકતા થાઓ, વિજય પામો, તમારા સર્વ શત્રુઓ નાશ થાઓ; ભક્તિ તથા મુક્તિવાન થાઓ, તથા આ પૃથ્વીનેવિષે મહા પ્રખ્યાત થાઓ, (એવો આશીર્વાદ દઇને) આ તમારા પુત્રો સમગ્ર કળાઓમાં કુશળ થયાછે માટે હવે એમની પરિક્ષા તમારે લેવી જોઇએ. (પાંડુ રાજાએ દ્રોણાચાર્યની સરાહના પ્રમુખ કરીને)

પાંડુરાજા—હે આચાર્ય, તમે અમારી ઉપર અતિ ઉપકાર કર્યો છે. અને અમે ધન્ય છૈએ કે અમારા પુત્રો આપના જેવા મહા વિદ્વાનના હાથ તળે ભણીને પ્રવીણ થયા (એમ કહી વિદુરની શાંએ જોઇને) આ કુમારોની શસ્ત્રવિદ્યાની પરિક્ષા લેવાને માટે નગરની પાશેજ એક રમણીય મંડપ રચના કરો.

એવી રાજાની આજ્ઞા થતાંજ વિદુર તથા દ્રોણાચાર્ય જગા જોવાને નીકળ્યા. અને એક પાણીની સમીપ સારી જગા શોધી કહાડી. ત્યાં દ્રોણાચાર્યે ખાત પુજા કરી. અને વિદુરે પાંડવાદિકને બેશવા માટે એક મોટો મંડપ રચાવ્યો. રાણીઓને બેશવા માટે જુદી બેઠકો બનાવી બાહારથી આવનારા બીજા રાજાઓને સારૂ યથાયોગ્ય બેઠકો કરાવી. તે મંડપની પૂરી રચના થઇ રહ્યા પછી એવો શોભવા લાગ્યો કે, જાણે દેવોનું વેમાનજ હોયની! તેમાં જડાવ કામ એવું સુંદર કર્યું કે, તેની શોભા નિરખતાં તૃપ્તિજ થાય નહી. નગરની સર્વ પ્રજા તે મંડપની શોભા જોઇને ચક્ર બની ગઇ. તેમાં રાજાને બેશવા માટે સર્વ કરતાં ઊંચું આસન કર્યું હતું. પછી બીજા કેટલાએક રાજાઓને મંડપમાં બિરાજવા માટે આમંત્રણો કર્યાં. તે પ્રમાણે નીમેલા દિવસે સર્વ આવી પહોતા. ત્યારે ધૃતરાષ્ટ્ર તથા ભીષ્માદિકોએ કરી સહવર્ત્તમાન પાંડુરાજા, કુમારોની પરિક્ષા લેવાસારૂ મંડપમાં આવીને બેઠા. ગાંધારી, કુંતી તથા સત્યવતી પ્રમુખ રાણીઓ પણ પુત્રોનું પરાક્રમ જોવાને માટે પોતપોતાની બેઠકો ઉપર આવી બેઠી. બધું યથાસ્થિત થઇ રહ્યા પછી દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય રાજપુત્રોને સાથે લઇને તે સભામાં પધાર્યાં; અને પોતપોતાના આસનો ઉપર જઈ બેઠા પછી દ્રોણાચાર્યે સર્વ રાજપુત્રોને પોત પોતાની ધનુર્વિદ્યાની નિપુણતા પ્રગટ કરવાની આજ્ઞા કરી.

દ્રોણાચાર્ય—હે રાજકુમારો, પોતપોતાની કળાઓ અને અસ્ત્ર તથા શસ્ત્રમાં પ્રવીણતા બતાવવાને તત્પર થાઓ. જે જોઇને બધા આનંદને પામે.

એવી ગુરૂની આજ્ઞા થતાંજ સર્વે રાજપુત્રો તૈયાર થઈ ગયા. કોઈ હસ્તિની ઉપર બેશીને પોતાની એવી ધનુર્વિદ્યામાં કુશળતા બતાવવા લાગ્યો કે, તે જોઇને સર્વે સભાજનો ચકિત થવા લાગ્યા; કોઈ ભાથામાંથી બાણ કહાડી ધનુષ્ય ઉપર ચડાવીને એવી ચપળતાથી નિશાણો ઉડાવવા લાગ્યો કે, જોનારાઓ સ્તબ્ધ બની જવા લાગ્યા; કોઈ એવી ત્વરાથી ઉપરા ઉપર આકાશમાં બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો કે, જાણે મેઘની ઘટાજ બની રહી હોયની; ને તેથી બધા ત્રાસને પામવા લાગ્યા. કોઈ રથમાં બેશીને એવું ચાતુર્ય બતાવવા લાગ્યો કે, બધા ક્ષત્રિઓ આશ્ચર્યને પામ્યા. કોઈ ગદા યુદ્ધમાં પોતાનું પાંડિત્ય દર્શાવવા લાગ્યો; કોઈ અશ્વકળામાં કુશળતા દેખાડવા લાગ્યો. કોઈ અસિ ફેરવવામાં નિપુણતા પ્રસિદ્ધ કરવા લાગ્યો; એવી રીતે જેને જેટલી વિદ્યા આવડતી હતી તેણે તેટલી પ્રસિદ્ધ કરી બતાવી. એવું કુમારોનું પરાક્રમ જોઇને બધા લોકો તેમને ધન્ય ધન્ય કહેવા લાગ્યા. પછી ગુરૂએ યુધિષ્ઠિરને તેની કળા કુશળતા બતાવવાને કહ્યું તેથી તે તેમ કરવા તત્પર થયો ત્યારે બધા લોકો આનંદથી તેની શાંખે જોઇને કહેવા લાગ્યા કે, 'જુઓ આ રાજાનો જેષ્ટ પુત્ર, એણે પોતાના વિનયથી ત્રિભુવન વશ કર્યું છે! બધા પરાક્રમીઓનો આ ભૂષણ રૂપ છે. એની ન્યાય કરવાની અપુર્વ રીતિ છે. એ મોટો સત્યવાદી તથા પવિત્ર છે.' એવી લોકોના મુખથી સ્તુતિ શાંભળીને પાંડુ રાજા અત્યંત હર્ષિત થયો. પછી એક રથમાં બેશીને યુધિષ્ઠિરે એવું તો પરાક્રમ કર્યું કે, તે જોઇને સમસ્ત સભાસદો મહા હર્ષને પામવા લાગ્યા. પછી દુર્યોધન તથા ભીમ ગદા યુદ્ધ કરવાને તૈયાર થયા. અને તેમાં પોતપોતાનું અતુલ્ય પાંડિત્ય બતાવવા લાગ્યા. તે ભ્રમણ કરતાં સૂર્ય તથા ચંદ્રની પડે શોભવા લાગ્યા. એ બન્નેનું યુદ્ધ જોઇને આકાશને વિષે જોવા રહેલા દેવો પણ મહા આનંદને પામવા લાગ્યા તો બીજા રાજાઓ પ્રમુખ પ્રસન્ન થાય તેમાં શું કહેવું! કેટલાએક દુર્યોધનની પ્રસંશા કહેવા લાગ્યા ને કેટલાએક ભીમને વખાણવા લાગ્યા. જેમ કે, ધન્ય છે આ દુર્યોધનના ધૈર્યને, અને ધન્ય છે આ ભીમના પરાક્રમને. એ પ્રમાણે જ્યાં ત્યાં સભામાં બન્નેના તરફેણમાં ભાષણો થઈ રહેલાં છે. તેમાં વધારે મત ભીમની તરફેણમાં પડવાથી દુર્યોધન કાંઇક ખિન્ન થવા લાગ્યો. પછી ક્રોધમાં આવીને તથા પોતાનાં નેત્રો રાતાં કરીને ભીમની ઉપર એવો તો ગદાનો પ્રહાર ચલાવ્યો કે, બધા લોકો આશ્ચર્યને પામવા લાગ્યા. પરંતુ ભીમ તેની કાંઈ પણ પરવા ન કરતાં જ્યારે પોતાની ગદા દુર્યોધનને મારતો ત્યારે જાણે તેનાં પ્રાણજ હરણ કરી લેતો હોયની! તે જોઇને સભાજનો અતિ ભયભીત થતા હતા કે રખેને ભીમ દુર્યોધનને મારી નાખે! એક બીજાની ગદાઓના કડકે કડકા કરી નાખવા

લાગ્યા. અને બન્નેને એવું તો શૌર્ય આવ્યું કે, જાણે હમણાજ એક બીજાના પ્રાણ લઈ લેશે; લોકો અતિ કુલાહલ કરવા લાગ્યા તેઓને દ્રોણાચાર્ય સમઝાવીને છાના રાખ્યા. ભીમની પોતાથી કાંઈક ઉત્કર્ષતા જોઇને દુર્યોધનના દ્વેષમાં બમણો વધારો થયો. ક્રોધથી દુર્યોધનનું શરીર કાંપવા લાગ્યું. તેના અંગમાંથી સ્વેદના બિંદુ નીકળતા હતા તે જાણે હૃદયસ્થળમાં રહેલા દ્વેષ રૂપ સમુદ્રના કલ્લોલજ હોયની! યદ્યપિ ભીમના મનમાં તો દ્વેષનો લેશ પણ હતો નહી તથાપિ દુર્યોધનના મનનો ભાવ જાણીને એવો તો ક્રોધમાં આવી ગયો કે, જાણે કાળજ હોયની! મસ્તકના કેશ ઉભા થઈ રહ્યા તે જાણે ક્રોધાગ્નિના ધુમાડાજ હોયની! હોઠ કાંપવા લાગ્યા તે જાણે દાંતોની ભીતિ બતાવતા હોયની! રોમાંચ ઊભા થઈ આવ્યા છે તે જાણે શરીરનું બકતરજ બની રહ્યો હોયની! જેમ કલ્પાંતના વાયુના પ્રભાવથી ઉદયાચલ તથા હિમાચલ પર્વતો પોતાના સ્થળોથી ભ્રષ્ટ થાયછે, તેમ દુર્યોધન તથા ભીમ ક્રોધના જોરાથી પોતપોતાના સ્થાનકો મુકીને સભાના મધ્ય ભાગમાં આવી લાગ્યા. અને ગમે તેમ કુદતા ગદાઓના પ્રહાર કરવા લાગ્યા. એનો ખરાબ પરિણામ થવાનો સંભવ જાણીને દ્રોણાચાર્યે પોતાના અશ્વત્થામા પુત્રને બોલાવી કહ્યું કે, તું જા એ બન્નેના યુદ્ધનો સમાપ્તિ કર. નહી તો એઓનું ગદાયુદ્ધ આખો સભા મંડપ ક્ષણ વારમાં ચૂર્ણ કરી નાખશે. ત્યારે તેણે મધ્યસ્થ પણે બન્નેને સમઝાવીને ટાઢા કરયા અને તેઓને પોતપોતાને સ્થાનકે બેશાડ્યા. પછી મહા ઘોર શબ્દવાળાં જે રણવાદ્ય વાજતાં હતાં તે તથા લોકોનો કોલાહલ થતો હતો તે બધાને શાંત કરીને દ્રોણાચાર્ય બધા ક્ષત્રિયોને કહેવા લાગ્યા.

દ્રોણાચાર્ય— હવે આ અર્જુનનું ચાતુર્ય જોવું જોઇએ છે. એને હું મારા પુત્રથી પણ અધિક ચાહુંછું. અને એ મારા પ્રાણથી પણ પ્રિય છે. એ સમગ્ર અસ્ત્ર વિદ્યાનો સાગર છે. એની કળાઓને જોઇને આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહેવાનું નથી.

પછી પોતાના ગુરૂની આજ્ઞા પ્રમાણે અર્જુન પોતાની કળાઓને વિષે પ્રવીણતા બતાવવા લાગ્યો. એના બે ખભાઓમાં બાણોના ભાથા બાંધેલા છે, હાથમાં પંજા નાખેલા છે; શરીરમાં બકતર પહેરી લીધું છે; ઈત્યાદિક બાણયુદ્ધ સામગ્રીએ કરી યુકત થયો થકો સભાની સન્મુખ આવી ઉભો રહ્યો તે ઇંદ્રના ઐરાવતની પઠ શોભવા લાગ્યો. તેને જોઇને સર્વ સભા જનો કહેવા લાગ્યા કે, ત્રિભુવનમાં આ એકજ વીર પુરૂષ છે. સર્વ અસ્ત્રવેત્તામાં એ અગ્રેસર છે. સર્વ કુરૂ વંશમાં ભૂષણ રૂપ છે. ત્રિભુવનને રક્ષણ કરનારો છે. એને વિષે સર્વ તેજનો સંચય થયો છે. ન્યાયનો સમુદ્ર છે. કીર્ત્તિનો ભંડાર છે. અને ઉત્સાહ સંબંધી તો જાણે આકરજ હોયની! એવું લોકોનું બોલવું શાંભળીને કુંતિ હર્ષનાં આંસુ ગાળવા લાગી. પાંડુ રાજા અને ધૃતરાષ્ટ્રનાં શરીરનાં રોમાંચ ઉભાં થયાં તે જાણે હૃદયગત સ્નેહના અંકુરજ ઉત્પન્ન થયા હોયની! પછી અર્જુન

પોતાની કળા કુશળતા બતાવવા લાગ્યો. જેમ કે, સ્થિર લક્ષ, ચલ લક્ષ, સ્થૂલ લક્ષ, તથા લઘુ લક્ષ વગેરેમાં એવી તો પ્રવીણતા બતાવવા લાગ્યો કે, સર્વ લોકો જોઇને ચકિત બની ગયા. અર્જુનના હાથથી સર્વ લક્ષ અચૂક ભેદાતા જોઇને સર્વ શત્રુઓનાં મન ભયભીત થઈ ગયાં. રાધા વેધ શિવાય અર્જુને સર્વ કળાઓનો સર્વોત્તમ ચાતુર્ય બતાવ્યું તે જોઇને કોણ વિસ્મય ન થાય! અર્જુન પોતાની કળાઓ પ્રદર્શાવતાં એવી ચપળતા કરવા લાગ્યો કે, ક્ષણમાં હ્રસ્વ, ક્ષણમાં દીર્ઘ, ક્ષણમાં પૃથ્વીપર અને ક્ષણમાં આકાશમાં છે એમ સર્વને ભાસવા લાગ્યું. તે જાણે સર્વ જનોની દૃષ્ટિને ભ્રમ ઉત્પન્ન કરવા સારૂજ ક્રીડા કરી રહ્યો હોયની! અગ્ન્યાસ્ત્ર, તથા વરૂણાસ્ત્રાદિક દિવ્ય અસ્ત્રોનું એવું પાંડિત્ય પ્રકટ કરવા લાગ્યો કે, તે જોઇ પાંડુ આદિ સર્વ શ્રેષ્ઠ પુરૂષો અર્જુનનો જયજયકાર બોલવા લાગ્યા. ઇત્યાદિક અર્જુનનો મોટો પરાક્રમ જોઇને સર્વ સભાના લોકો મહા હર્ષિત થયા ને કહેવા લાગ્યા કે, આટલો બધો શ્રમ કરતાં એનું મુખ તો જુવો કેવું પ્રફુલ્લિત થયું છે કે જાણે પૂર્ણિમાનો ચંદ્રજ હોયની! એવી અર્જુનની ઉત્કૃષ્ટતા જોઇને તથા તેની કીર્ત્તિ શાંભળીને ગાંધારી એવી નિસ્તેજ થઈ ગઈ કે તેના મુખમાં જાણે અમાવાશ્યાએજ પ્રવેશ કરચો હોયની! અને કુંતિનું મુખ એવું દીપવા લાગ્યું કે જાણે શરદ્ઋતુની પૂર્ણિમાએ તેમાં પ્રવેશ કરચો હોયની! જેમ ઘર્ષણ કરચાથી શમી વૃક્ષમાંથી અગ્નિ પ્રજ્વલિત થાયછે તેમ લોકોના મુખ થકી અર્જુનની સ્તુતિ શાંભળીને દુર્યોધનનાં મુખમાંથી ક્રોધની શિખાઓ નીકળવા લાગી. કર્ણ સર્વ શાસ્ત્રોનો પારંગામી હોવાથી અને મહા પરાક્રમી હોવાથી અર્જુનની સ્તુતિ તેને તીક્ષ્ણ બાણના જેવી લાગી. તેથી સંવર્ત્ત તથા પુષ્કરાવર્ત્તના મેઘની પઠે ગર્જના કરીને પોતાની ભુજાઓનો એવો તો અવાજ કરચો કે, તે શાંભળીને સર્વ લોકો સ્તબ્ધ બની ગયા અને પરસ્પર કહેવા લાગ્યા કે, શું કોઈ પર્વત ફાટી ગયો કે! અથવા પૃથ્વી ફાટી ગઈ કે શું! કોઈ કહેવા લાગ્યો કે, સમુદ્ર ક્ષોભાયમાન થયો હશે! કોઈ બોલ્યો કે, વિદ્યુત્પાત થયો હશે! ઇત્યાદિ જ્યાં ત્યાં તે ભયંકર શબ્દથી શોરબકોર થઈ રહ્યો. એ સમયે અર્જુન આલીઢ સ્થાને સ્થિત હતો. તેણે પોતાના હાથમાં મોટું ધનુષ્ય ધારણ કરચું હતું તેથી એવો શોભતો હતો, કે જાણે સાક્ષાત્ ધનુર્વેદજ હોયની! રણવાદ્ય વાગી રહ્યાં છે; લોકો કોલાહલ શબ્દો કરી રહ્યાં છે, અર્જુને પોતાની વિદ્યાની પરિક્ષા દેતી વખતે જે ધનુષ્યનો ટણત્કાર કરચો હતો તે હજી લોકોના કાનમાં ઘોળાયા કરેછે; જેવા મળેલા માણસોના બ્રહ્માંડને ભેદ કરનારા શબ્દો થઈ રહ્યા છે. અર્જુને ધનુર્વિદ્યા શિવાય બીજી કળાઓ બતાવી જેવી કે, અતિ કઠણ પદાર્થો મુષ્ટિથી ફોડી નાખ્યા; અને જ્યાં દૃષ્ટિ પણ પહોચી શકે નહી એવાં સૂક્ષ્મ નિશાણોનો યથાર્થ વેધ કરચો. લોહના બનાવેલા તથા ચક્રની પઠે ભ્રમણ કરનારા એવા યંત્રસ્થિત ભુંડોનાં મુખ પાંચ પાંચ બાણોથી એકજ સમયે વેધન કરચાં. ઇત્યાદિક અનેક અદ્ભૂત કળાઓને જોઇને દેવો પણ વિસ્મિત

થયા. ચક્ર, પ્રાસ, ગદા, ખડ્ગ વગેરે શસ્ત્રોની અત્યંત નિપુણતા બતાવી તેનો ચમત્કાર ચિત્તમાં ચિત્રિત થઈ રહ્યો છે. એવામાં કર્ણનું વિચિત્ર વીર્ય જોઇને બધા ચકિત બની ગયા. તે સમયે જેમ પરમાત્માને આકાશાદિ પંચ મહાભૂત આવરણ કરી રહે છે તેમ પાંચ પાંડવો દ્રોણાચાર્યની આસપાસ વીંટાઈ રહ્યા. અને જેમ તારા ગણ ચંદ્રમાને આવરણ કરે છે તેમ અશ્વત્થામા તથા નવાણુ કોરવો દુર્યોધનને વીંટાઈ રહ્યા હતા. કોરવો મહાસિંહનાદ કરવા લાગ્યા. તે જાણે મંદરાચલ પર્વત વડે સમુદ્ર મથન કરતી વેળાએ થએલા શબ્દોનું સ્મરણ કરી દેતા હોયની! ભુજાઓના થાબડવાથી થએલા શબ્દોવડે લોકો ત્રાસને પામીને જ્યાં ત્યાં જોવા લાગ્યા. એટલામાં જેણે શરીરની ઉપર સુવર્ણ કવચ પહેરેલું છે. લાંબી ભુજાઓ છે, જેનું શરીર ઊંચું છે; ક્રોધે કરી જેની મુખાકૃતિ વિક્રાલ થઈ રહી છે; જેની પાસે ધનુષ્ય તથા બાણ વગેરે યુદ્ધ સામગ્રી રહી ગએલી છે; જે અર્જુનની શાંખે ગુંજની પઠ લાળ ચોળ આંખોવડે જોઈ રહેલો છે; સુવર્ણનું કવચ પહેરેલું હોવાથી જાણે મેરૂ પર્વતજ હોયની! એવો શોભી રહ્યો છે; એવો કર્ણ સભાની સન્મુખ આવી કૃપાચાર્ય તથા દ્રોણાચાર્યને નમસ્કાર કરીને અતિ ગર્વથી બોલ્યો.

કર્ણ—સર્વ સભાજનો, કોઇએ એમ ન સમઝવું કે, જગતમાં એક અર્જુનજ મહા પરાક્રમી છે! હવે મારો પરાક્રમ પણ જોઈ લેવો.

પછી જે જે કળાઓ પ્રથમ પાર્થે કરી બતાવી હતી તે બધી યથાર્થ તેના જેવીજ અથવા તેનાથી કાંઈ અધિક કર્ણે કરી બતાવી તે જોઈ અત્યંત હર્ષને પામી તેને દૃઢ આલિંગન દઇને દુર્યોધન બોલ્યો.

દુર્યોધન—હે કર્ણ, ત્રિભુવનમાં પરાક્રમી વીર તો એક તુંજ છે; તું સર્વ ધનુર્વિદ્યાનો પારંગામી છે; જેમ ચોર સંપત્તિનું હરણ કરે છે તેમ તું શત્રુનો દર્પ હરણ કરવાને સમર્થ છે. તું વિદ્યાએ કરી વિભૂષિત છે; મહા શૂરવીર છે; સર્વ ધનુર્ધરોમાં અગ્રેસર તો હું એક તનેજ સમજું છું. હું તને એક વચન કહું તે તું શાંભળ. તું મારો અત્યંત પ્રિયકર મિત્ર છે, એવો મેં નિશ્ચય કરર્યો છે માટે તારાથી મારે બીજું કાંઈ અધિક નથી. મારૂં રાજ્ય, મારૂં પ્રાણ, તથા આ સર્વ કુરૂકુળની સંપત્તિ બધી તારીજ છે એમ તું જાણજે. (એવાં દુર્યોધનનાં વાક્યો શાંભળીને કર્ણ બોલ્યો.)

કર્ણ—હે રાજન્, તમે છતાં હું કોઈ પદાર્થની મને અપ્રાપ્તિ સમઝતો નથી. પરંતુ એટલી મારે અવશ્ય પ્રાર્થના કરવી જોઇએ છે કે, પ્રીત કરવી તો અંતપર્યંત નભાવવી જોઇએ.

દુર્યોધન—હે કર્ણ, આપણી મિત્રતા કોઈ સમયે પણ મટવાની નથી; નિરંતર બનીજ રહેશે. એ વિષે તારે રંચમાત્ર સંશય કરવો નહી. એવું હું તને વચન આપું છું. (એવી રીત કર્ણ તથા દુર્યોધન ક્ષીર તથા નીરની પઠ મળી ગયા પછી ફરી કર્ણ બોલ્યો.)

કર્ણ—હે દુર્યોધન, આ અર્જુનની પ્રસંશા જોઇને મારા અંતઃકરણને વિષે તો તાપ ઉત્પન્ન થયો છે કે, તેની અર્જુનની સાથે યુદ્ધ કરવા શિવાય બીજી કોઇ ઔષધિજ નથી. (એવાં કર્ણનાં વચનો શાંભળીને જેમ આહુતી નાખ્યાથી અગ્નિ પ્રજવલિત થાયછે તેમ અર્જુન મનમાં ક્રોધાયમાન થયો થકો બોલવા લાગ્યો.

અર્જુન—હે કર્ણ, તને પોતાની સ્ત્રીઓના નેત્રોમાંથી અશ્રુની ધારાઓ વહેરાવવાની મરજી થઈ છે એમ જણાય છે. મારા યશરૂપી સમુદ્રમાં તું શા સારૂ બુડીને મરેછે! (એવાં અર્જુનનાં ચાણુકના વચન શાંભળીને કર્ણ અતિ કોપાયમાન થયો થકો બોલવા લાગ્યો.)

કર્ણ—(રક્ત નેત્ર યુક્ત સમુદ્રની પઠે ગર્જના કરીને) હે અર્જુન, શરદ્દ્રૂતુના મેઘની પઠે અમસ્થી શું ગર્જના કરચા કરેછે! તારાં વચનો શાંભળીને શું હું બીહી જવાનો હતો કે! તારામાં હિમ્મત હોયતો મારી શાંમે આવી જા. આજ ઘડીએ તારો સર્વ અહંકાર કાહાડી નાખીશ તે સાંભલીને

પછી પોતાના દ્રોણાચાર્ય ગુરૂની આજ્ઞા લઈ ધનુષ્ય બાણ ધારણ કરીને અર્જુન કર્ણની સાંમે થયો. અને યુદ્ધનો પણ પ્રારંભ થયો. તે જોવાને માટે આકાશને વિષે આવી રહેલા દેવોના વિમાનોથી જાણે આકાશ આખું પુષ્પિત થઈ ગયું હોયની! એવું ભાસવા લાગ્યું. અધિક શું કહેવું, એ યુદ્ધ જોવાને કાજે સૂર્ય પણ પોતાનો રથ ક્ષણેક થોભાવીને ઊભો રહ્યો જેમ વિંધ્યાચલ પર્વતની ઉપર મદોન્મત્ત હસ્તિઓ સાંમે આવી ગએલા શોભાને પામેછે તેમ અર્જુન અને કર્ણ યુદ્ધ કરવા શાંમે આવી ગએલા શોભાને પામવા લાગ્યા. તેને જોનારા સર્વ દેવ તથા મનુષ્યોમાં કોઇ અર્જુનની પ્રસંશા કરવા લાગ્યા ને કોઈ કર્ણની કીર્ત્તિ ગાયન કરવા લાગ્યા. જેમ કે, આ મહા ધનુર્ધર અર્જુનની આગળ આ કિંપદાર્થ કર્ણ તે શા. હિશાબમાં છે! ઇત્યાદિક પાંડવો વગૈરે બોલવા લાગ્યા અને આ મહા પરાક્રમી કર્ણની પાશે બચારા અર્જુનનું શું વળવાનું હતું! એવી રીત દુર્યોધનાદિ બોલવા લાગ્યા. તે બન્ને એક બીજાની સાંમે આવી મહા ગર્જના કરીને એવી રીત યુદ્ધ કરવા માંડ્યાં કે જોનારાઓથી પણ તેનો પરિતાપ સહન થઈ શકતો નહોતો. કુંતી એવું દારૂણ યુદ્ધ જોઇને આગળ જતાં કોણ જાણે એનું કેવું પરિણામ નીપજશે એવો વિચાર કરતી મૂર્છાને પામી. ત્યારે વિદુર પાશે જઈ ચંદનાદિક ઉપચારથી તથા પવનાદિક કરવાથી તેને સાવચેત કરી. પાંડુ રાજા પણ મનમાં કહેવા લાગ્યો કે, અતિ શૂર યોદ્ધો છતાં પણ યુદ્ધમાં હાર જીત થવાને દૈવજ પ્રધાન છે. એવું ધારીને ખિન્ન થઈ ગયો. પછી પ્રારબ્ધ ઉપર આધાર રાખીને પાંડુ રાજા તથા કુંતિ વગૈરે સંબંધીઓ એક ચિત્તે જોવા લાગ્યા. ત્યારે કૃપાચાર્ય કર્ણ પ્રત્યે બોલ્યો.

કૃપાચાર્ય—હે કર્ણ, જેમ મેરૂ પર્વતમાંથી કલ્પ વૃક્ષની ઉત્પત્તિ થાયછે તેમજ પાંડુ રાજાથી અર્જુનનો જન્મ થયો છે; અને જેમ શીપમાંથી મોતી નીપજે છે તેમ કુંતીના ઉદરથી અર્જુનની

ઉત્પત્તિ થઈ છે. એવો આ અર્જુન સર્વ જગ પ્રસિદ્ધ છે. તેમ તું કયાં માતા તથા પિતા થકી ઉત્પન્ન થયો છે તે મને કહે! કોઈની સાથે યુદ્ધ કરવું કાંઈ જેવી તેવી વાત નથી. સર્વ પ્રકારે યોગ્યતા જોઇએ છે. સર્વના શાંભળતાં તારૂં કુળ પ્રસિદ્ધ કરચા પછી અર્જુનની સાથે તારૂં યુદ્ધ થશે, (એવાં કૃપાચાર્યનાં કઠણ વચનો શાંભળીને દુર્યોધન બોલી ઉઠચો.)

દુર્યોધન—(કોપાયમાન થયો થકો) હે કૃપાચાર્યજી, મોટા કુળથી તથા પ્રખ્યાત માવિત્રોથી કોઈ મહોટાઇને પામતો નથી. મહત્તા તો માત્ર ગુણથીજ પ્રાપ્ત થાયછે. જુવો કે, કમળની ઉત્પત્તિ પંકથી થાય છે તો પણ લોકોને અતિ પ્રીય હોયછે તેનું કારણ માત્ર સુગંધિઆદિક ગુણ છે. તેમ કોઈ પુરૂષ નીચ કુળથી ઉત્પન્ન થયો છતાં તે મહા પરાક્રમી થાય તો તેને મોટોજ સમઝવો જોઇએ છે. અહી કુળનું શું કામ છે? માત્ર વિદ્યા વિષેજ વિચાર કરવો જોઇએ છે. કોઈ કુલીન માણસ છતાં વિદ્યા હીન હોય તો તે અનુપયોગી કહેવાય. અને અકુલીન છતાં જો વિદ્યાવાન હોય તો તે અતિ ઉપયોગી થઈ પડેછે અને તેનો જ્યાં ત્યાં સત્કાર થાયે છે. આ ઠેકાણે તો કેવલ યુદ્ધ ચાતુર્ય જોવું છે. બીજા કશા વિષે કાંઈ વિચાર કરવો જોઇતો નથી. શૂર વીર પણા વિના કુલીનપણુ વ્યર્થ કહેવાય. આ કર્ણ મહા શૂરવીર છે; પરાક્રમી છે માટે અર્જુનની સાથે યુદ્ધ કરવામાં કાંઈ હરકત નથી. જો કહેશો કે કર્ણ રાજા નથી તેથી અર્જુનની તુલ્ય ન કહેવાય તો જુવો હું કર્ણને અંગ દેશનો રાજ્યાભિષેક કરૂંછું.

એમ કહી, કર્ણને રાજા કરવાની દુર્યોધને સર્વ તૈયારી કરી. પુરોહિતને બોલાવી કર્ણને સિંહાસન ઉપર બેશાડચો. પછી તીર્થોદક વગેરે મંગાવીને રાજ્યાભિષેકની ક્રિયાનો આરંભ થયો. તે સમયે કર્ણની ઉપર કલંક રહિત ચંદ્રની પઠે અતિ સુંદર છત્ર ધરચામાં આવ્યો હતો તે જાણે કર્ણે પોતાની ભુજાના પરાક્રમથી ઉત્પન્ન કરેલું યશજ હોયની! અતિ સુંદર અંગનાઓ પોતાના હાથમાં ચામર લઇને કર્ણની ઉપર ઢોળતી હતી તે જાણીયેં ભાગીરથી નદીનો કલ્લોલજ હોયની! કેટલીએક સ્ત્રીઓ નાના પ્રકારના મંગળ ગીત ગાઈ રહી હતી. બંદીજનો બોલવા લાગ્યા કે અંગ દેશના રાજાનો જય થાઓ. વારાંગનાઓ નૃત્ય કરવા લાગી છે; અને જ્યાં ત્યાં મંગળ શબ્દો થઈ રહ્યા છે. તે જોઇને કર્ણ અતિ આનંદને પામ્યો અને દુર્યોધન પ્રત્યે બોલ્યો.

કર્ણ—હે દુર્યોધન, આ ઉપકારથી હું ક્યારે મુક્ત થઇશ! એને માટે તમારા કાર્યમાં મારા પ્રાણ અર્પણ કરૂં તો પણ તેની તુલના થાય નહી.

દુર્યોધન—(પ્રેમાલિંગન આપીને) હે કર્ણ, એના બદલામાં હું એટલુંજ માંગી લઊંછું કે, જ્યાંસુધી આપણ બન્ને જીવીએ, ત્યાંસુધી કોઇએ મિત્રાઈ તોડવી નહી.

કર્ણ—હે સ્વામી, હું આ વચન આપુંછું. મિત્રતા નભવી કાંઈ મોટી વાત નથી પણ આ પ્રાણ પણ તમારા છે, એમ જાણવું.

એવી રીતે કર્ણને પટ્ટાભિષેક થયા પછી હાથમાં ધનુષ્ય બાણ લઇને અર્જુનની સાથે યુદ્ધ કરવાને ઊઠી ઊભો થયો; ને તેને હાક મારી. તે વખતે પોતાના પુત્રને અંગ દેશનો રાજ્યાભિષેક થયો એવું શાંભળીને કર્ણનો પિતા અત્યંત હર્ષને પામ્યો. અને પ્રફુલ્લિત કમલની પઠ મુખ મુદ્રાયુક્ત થયો થકો દોડતો દોડતો મંડપમાં આવ્યો. તેને જોતાંજ હાથમાંથી ચાપ નીચે મૂકીને તેને દંડવત્ નમસ્કાર કરચો. કહ્યું છે કે, પિતાના જેવું કોઈ દૈવત નથી. કર્ણનું મસ્તક પ્રથમજ અભિષેકથી ભીજાએલું હતું તેની ઉપર વળી પિતાના હર્ષાશ્રુ પડવાથી વધારે આર્દ્ર થયું. પિતાએ આલિંગન દઇને ચુંબન કરચું. એ બધું જોઈ બધા જનોને નિશ્ચય થયો કે કર્ણ સારથીનો પુત્ર છે. ત્યારે અતિ મત્સરયુક્ત ભીમ કર્ણને કહેવા લાગ્યો.

ભીમ—હે સારથી પુત્ર, આ ધનુષ્યને તું નાખી દે; અને હાથમાં લગામ લે. જેમ વનના પશુઓનો અધિપતિ થવાની શિયાળીઆમાં શક્તિ હોતી નથી. તેમ અંગ દેશનું રાજ્ય કરવાને તું શક્તિવાન થઇશ નહી. અને અર્જુનની સાથે તું યુદ્ધ કરવાને પણ લાયક નથી. (એટલામાં દુર્યોધન ભીમને કહેવા લાગ્યો.)

દુર્યોધન—હે ભીમ, તું વીર પુરૂષોના કુળની પરીક્ષા કરવાને તત્પર થયો છે માટે મૂર્ખ છે. જો કે, અગસ્તિ રૂષિની ઉત્પત્તિ કુંભથી થઈ છતાં તે આખા સમુદ્રને પી ગયો. માટે એવા પુરૂષોના પરાક્રમની પરિક્ષા કરવી જોઇએ. કાંઈ કુળ વિષે વિચાર કરવો નહી. શું કર્ણને તું સાધારણ માણસ સમઝે છે કે! એની કૃતિ ઉપરથીજ એવું જણાઈ આવે છે કે, એ કોઈ મોટો કુલીન પુરૂષ છે. સારથીના કુળમાં આવો પુત્ર રત્ન કોઈ કાલે થાયજ નહી. (એવું દુર્યોધનનું બોલવું શાંભળીને તે સારથી બોલી ઊઠ્યો.)

સારથી—હે દુર્યોધન, તમે ધન્ય છો. તમારો તર્ક સાચો છે. એ છોકરો કાંઈ મારા કુળમાં ઉત્પન્ન થએલો નથી. પણ અચાનક દૈવયોગે મારા હાથમાં આવી ગયાથી મેં એનું પુત્રની પઠ પાલન પોષણ માત્ર કરચું છે. એક સમયે સવારના ગંગાના કિનારા ઉપર હું નહાવાને ગયો હતો ત્યાં નદીમાં પાણીના વેગથી વહેતી આવતી એક પેટી મારા દીઠામાં આવી. તેને પાણીમાંથી કહાડીને હું ઘેર લઈ ગયો. અને મારી સ્ત્રીની સાંએ ઊઘાડીને જોયું તો તેમાં એક અતિ તેજવાળો બાલક દેખાયો. એના કાનમાં કુંડલો પહેરચા હતાં. તે એવાં શોભતા હતા કે, જોનારાનું મન મોહ્યા વિના રહેજ નહી. પછી મેં મારી સ્ત્રીને કહ્યું કે, તું છોકરા વિનાની છે. માટે આને પોતાનો છોકરો માનીને એનું સારી રીતે પાલણ પોષણ કર. ત્યારે મારી

સ્ત્રી બોલી કે, હે પ્રાણપતિ, મને આજે પરોઢીએ એક સ્વપ્ન આવ્યું હતું. તેમાં જાણે સૂર્ય આવીને મને કહેતો હોય કે, તને એક અતિ પરાક્રમી પુત્રની પ્રાપ્તિ થશે. એવું દીઠું. એવી મારી સ્ત્રીના મહોડાની વાત શાંભળીને હું ઘણો રાજી થયો; ને બોલ્યો કે, હે પ્રિયા, તે પુત્ર આજ છે; તેને સારી રીતે સંભાળ. પછી તે છોકરાને પેટીમાંથી બાહાર કહાડીને મેં મારી સ્ત્રીના ખોળામાં મુક્યો. એ બાલક કાનના નીચે હાથ મુકીને પેટીમાં સુતો હતો તેથી શુભ દિવસ જોઇને મેં એનું નામ કર્ણ એવું પાડ્યું. સ્વપ્નમાં સૂર્યનું દર્શન થયાથી એનો લાભ થયો તેથી એને લોકો સૂર્ય તનય પણ કહેછે. જેમ કમળ કાદવમાં થાયછે તોપણ તેની સુગંધી અલૌકિક હોયછે. તેમજ એ છોકરો જોપણ અમારા ઘરમાં ઊછરી મોટો થયો છે તોપણ એનામાં ગુણો મોટા છે. બાલપણથીજ એનાં લક્ષણો અસાધારણ દેખાતા હતા. તે જોઇને હું તર્ક કરતો હતો કે, આ બાળકનો જન્મ કોઈ મોટા રાજકુળમાં થએલો હોવો જોઇએ અને એના પરાક્રમ ઊપરથી એ વાત સાચી પણ મનાય છે. ત્યારે સારથીના કુળમાં પેદા થએલો છે એવું જાણીને એનો તર છોડવો યોગ્ય નથી. જુવો કે કોકિલાના બચાને કાગડી પાળે છે તેથી શું તે કાગડું કહવાય કે!

એવી કથા શાંભળીને બધા સભાસદો આશ્ચર્યને પામ્યા. અને કુંતી મહા આનંદને પામી કે, હું ધન્ય છું કે, મારો મોટો પુત્ર જીવતો મારી આંખે જોયો ને તે આવો પરાક્રમી થયો. પેટીમાં નાખતી વખતે મેંજ એને કુંડલો પહેરાવ્યા હતા. હું મોટી ભાગ્યશાળી છું કે, અર્જુન તથા કર્ણના જેવા મહા પરાક્રમી મારા પુત્રો છે. અર્જુનના ભાઇવિના એની બરોબરી કરનારો બીજો આ જગતમાં કોણ નીકળવાનો છે! હવે કોઈ સારો સમય જોઇને એ બધી વાત મારા પુત્રોને કહીશ. એવાં કુંતિ પોતાના મનમાં નાના પ્રકારના સંકલ્પો કરવા લાગી એટલામાં દુર્યોધન કોપથી હાથ ઊંચો કરીને બોલ્યો.

દુર્યોધન—આ કર્ણ ગમે તે જાતનો હોય; મેં તો એને અંગદેશનો રાજ્યાભિષેક કર્યો છે, એ વાત જેને રૂચતી ન હોય તેણે હાથમાં ધનુષ્યબાણ લઇને તૈયાર થવું.

એવું દુર્યોધનનું બોલવું શાંભળીને પાંડવો કોપાયમાન થયા. લોકોમાં પણ મોટો કોલાહલ થવા લાગ્યો. તેવામાં પાંડુ રાજા દ્રોણાચાર્ય પ્રત્યે બોલ્યો.

પાંડુ—આ મંડપની રચના કરવાનો હેતું માત્ર કુમારોની પરીક્ષા લેવાનો છે. તેમાં તેઓનું પરસ્પર વૈર બુદ્ધિથી યુદ્ધ થવું જોઇતું નથી. માટે તમે કૃપા કરીને કલહનું નિવારણ કરો. તે વખતે સૂર્ય અસ્તગિરિના શિખર ઊપર ગયો તે જાણે પરસ્પર ભાઇઓનો કજીઓ પોતાને દીઠામાં ન આવે માટે છુપી ગયો હોયની! પછી દ્રોણાચાર્યે પોતાના બે હાથ ઊચા કરીને કૌરવો તથા

પાંડવોના કલહનું નિવારણ કરચ્યું. અર્જુનનો પરાક્રમ જોઇને પાંડુ મહા હર્ષને પામ્યો. તેમજ કુમારોનો પરસ્પર દ્વેષ જોઇને ખેદ પણ પામ્યો. સભા વિસર્જન થયા પછી ધૃતરાષ્ટ્રને, કૃપાચાર્યને, દ્રોણાચાર્યને તથા ભીષ્મને સાથે લઇને પાંડુ પોતાને ઘેર ગયો. લોકો પણ કોઈ કર્ણની કોઈ અર્જુનની કોઈ દુર્યોધનની કીર્ત્તિ કરતા કરતા પોત પોતાને ઘેર ગયા.

विषमवृत्तम्.

इतरेतररंध्रवीक्षिणस्ते विनयाच्छादितमत्सराः कुमाराः,
सकलासु कलासु केलियोग्यां मिलिता एव वितन्वते स्म नित्यं ॥ १ ॥

અર્થઃ—તે રાજપુત્રો સકલ કળાઓને વિષે કેલિ કરવાને યોગ્ય પરસ્પર એક બીજાના છિદ્રો જોતાં મત્સર યુક્ત છતાં પણ તે વિનયે કરી ગુપ્ત રાખીને સાથે મળીને નિત્ય પ્રત્યે ખેળતા હવા. ॥૧॥

इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरिते महाकाव्ये भीमदुर्योधनादिजन्मकुमारकलारोपणसुदर्शनवर्णनं नाम तृतीयः सर्गः समाप्तः ॥ ३ ॥

---

## અથ શ્રી ચતુર્થ સર્ગ પ્રારંભઃ

અથ અન્યદા કોઇએક સમયને વિષે પાંડુ રાજા પોતાની રાજ સભાને શોભાયમાન કરવા સારૂ સર્વ સભાસદો બિરાજેલા છતાં એક ઊંચા સુશોભિત રાજ્ય સિંહાસન ઉપર બેઠો; તે જેમ મંદરાચલ ઉપર સૂર્ય ઉદય થયાથી શોભાને પામે તેમ દીપવા લાગ્યો. ભુજાઓમાં ઉત્તમ બાજુબંધ શોભી રહ્યા છે, કંઠે મોતીઓની માળા દીપી રહી છે, મુગટ મંડનથી મસ્તક ખીલી રહ્યો છે, કાનોમાં કુંડલો ચકચકી રહ્યાં છે, કુંકુમ, કસ્તુરી, કર્પૂર, ચંદન વગેરે સુગંધી પદાર્થોના મર્દનથી શરીર બહેકી રહ્યું છે, શરીરની ઉપર દિવ્યાંબરો પોતાની અમૂલ્યતા બતાવી રહ્યાં છે, બંદીજન ચામર વડે વાયુ ઢોળી રહ્યા છે; ઇત્યાદિક સર્વ શોભાયુક્ત સિંહાસન ઉપર બિરાજેલો પાંડુ રાજા, ઇંદ્ર સભામાં ઇંદ્રાસન ઉપર બિરાજેલા ઇંદ્રની પઠે મહા તેજસ્વી દેખાવા લાગ્યો. સભામાં ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતા, તથા વિદુરાદિ સર્વ રાજાઓ બેઠેલા છે; કવિઓ રાજાની સ્તુતિ કરી રહેલા છે; ગાંધર્વ લોકો ગીત ગાઈ રહ્યા છે; વારાંગનાઓ નૃત્ય કરી રહી છે; બંદીજન સ્તુતિ કરી રહ્યા છે; એવામાં પ્રતિહારે આવી નમસ્કાર કરી પાંડુ રાજાને કહ્યું કે, હે રાજન્ દરવાજે દ્રુપદ રાજાનો દૂત કાંઈ સંદેશો લઇને આવ્યો છે. તે શાંભળી રાજાએ તેને આંખની ઇશારતથી કહ્યું કે તેને અંદર આવવા દેવો. તે સમઝી પ્રતિહાર તે દૂત ને અંદર બોલાવી લાવ્યો. દૂત આવી હાથ જોડી નમસ્કાર કરીને સર્વ વૃત્તાંત કહેવા લાગ્યો.

દૂત—હે મહારાજ, દ્રુપદ રાજાની દ્રુપદી નામની પુત્રી ઉપવર થયાથી તેના સ્વયંવરની રચના થઈ છે; ત્યાં આવવા સારૂ સર્વ રાજાઓને આમંત્રણો કરચાં છે; તેમાં દ્રુપદ રાજાએ એવી પ્રતિજ્ઞા કરી છે કે, જે રાજા રાધાવેધ કરી શકવાને સમર્થ થશે તેને હું મારી પુત્રી પરણાવીશ. તે પ્રતિજ્ઞા જરૂર પુરી થવી જોઇએ છે. અને મહા પરાક્રમી વિના તો રાધાવેધ થઈ શકે નહી; માટે હે સ્વામિન્ આપને અતિ નમ્રતાથી તેમણે વિનંતિ કરી કહેવરાવ્યું છે કે, આપણા એક શો ને પાંચ પુત્રો મહા બળવાન, પરાક્રમી તથા ઉત્તમ ધનુર્ધારીઓ છે તે સર્વને સાથે લઇને મારી રાજ્યધાનીમાં પધારવું.

એવાં તે દૂતનાં વચનો શાંભળીને પાંડુ આદિ સકલ કુરૂવંશના પુરૂષો મહા આનંદને પામ્યા. અને દૂતને યોગ્ય શિરપાવ આપીને વિદાએ કરતી વખતે કહ્યું કે, અમે આવશું. પછી સર્વ તૈયારી કરીને ભીષ્માદિક વૃદ્ધ પુરૂષો તથા કૌરવ પાંડવાદિક તરૂણ પુરૂષો વગેરે સર્વ સ્વજનોને સાથે લઇને પોતાના મંત્રિઓ સહિત પાંડુ રાજા, દ્રુપદ રાજાના રચેલા સ્વયંવરમાં જવાને નીકળ્યો. તેમાં યુધિષ્ઠિરાદિ પાંચે પાંડવો તથા દુર્યોધનાદિ શોએ કૌરવો પોત પોતાની જુદી જુદી અસવારીએ નીકળી પડ્યા. રસ્તામાં જતાં મેઘ ગર્જનાની પઠે તે અસ્વારીને વિષે ઘોડા, હાથી, તથા યોધાઓના મહા ભયંકર શબ્દો થવા લાગ્યા. આકાશમાં ઉંચી ધ્વજા અથવા પતાકાઓ ફરકી રહી છે તે જાણે અમે સર્વથી પહેલાં જઈ પહોચશું એમ કહેવાની સૂચના કરતી હોયની? તે સમયે જેમ સર્વ દેવતાઓમાં ઇંદ્ર શોભાયમાન દેખાય છે તેમ તે સર્વ સમાજમાં પાંડુ રાજા અતિ દીપવા લાગ્યો. કુંતી તથા માદ્રી પણ સાથેજ હતીઓ. તેથી જેમ ગંગા અને પાર્વતી સહિત મહા દેવ શોભાને પામે તેમ પાંડુરાજા અતિ મનોહર દેખાવા લાગ્યો. ધૃતરાષ્ટ્રે પણ પોતાની સ્ત્રીઓને સાથે લીધી હતી; તેથી તે પણ અતિ શોભવા લાગ્યો. જતાં રસ્તામાં આવતા ગામોનાં લોકો ગાયોના ઘી પ્રમુખ યથાયોગ્ય ભેટ કરતા હતા. ન્હાના ન્હાના ખંડીઆ રાજાઓ પણ યથા શક્તિ આદર સત્કાર કરવા લાગ્યા. તેઓને અતિ પ્રેમે કરી પાંડુ રાજા આશ્વાસન કરતો હતો, તેમ બીજા પ્રજા જનોનું પણ તેવીજ રીતે સન્માન કરતો હતો. એમ કુચ પર કુચ કરતાં કુરૂ દેશને અતિ દૂર મુકીને કાંપિલ્યપુરની સમીપે આવી પહોતા. તેની દ્રુપદ રાજાને ખબર પડી કે પાંડુ રાજા આપણ રાજ્યની હદમાં આવી પહોતા છે; તે બોલાવવા સારૂ પોતે રાજા સાંમે ગયો. ત્યાં બન્ને રાજાઓનાં માણસો જેમ દુધ ને પાણી મળી જાય તેમ મળી ગયા; અને આનંદના ઘોષ થવા લાગ્યા. દ્રુપદ રાજા પાંડુ રાજાને જોઈ હાથી ઉપરથી પગે ચાલી તેની પાશે જવા લાગ્યો. તેને જોઈ પાંડુ રાજા પણ રથપરથી ઉતરી સાંમે જઈ અન્યોન્ય ભુજા પ્રસારી ઘણા હેતેકરી ભેટ્યા. એટલામાં દ્રુપદ રાજાનો સારથી રથ લઇને નજીક આવ્યો. તેની ઉપર દ્રુપદ રાજા બેઠો; તેમજ પાંડુ રાજા પણ પોતાના રથમાં બેઠો. પછી તે બન્ને રથોમાં બિરાજેલા

રાજાઓ સાથે મળીને કાંપિલ્ય પુરમાં જવા નીકળ્યા બન્નેના શિર ઉપર સેવકો છત્ર ધારણ કરી રહ્યા છે, ચમરે કરી વાયુ ઢોળી રહ્યા છે; છડીદાર પારો કરી રહ્યા છે, બંદીજનોને દાન દેવાઈ રહ્યું છે, ઈત્યાદિક પ્રભુતા યુક્ત બન્ને રાજાઓ પુરમાં આવી પહોતા. ત્યાં પાંડુ રાજાએ ગંગાજીને જોયાં ત્યાં બાજુએજ દ્રુપદ રાજાની આજ્ઞાથી ગામની બહાર એક સારા બગીચામાં પાંડુ રાજાએ પોતાનો ઉતારો કરચો. ત્યારપછી દ્રુપદ રાજાના કહેવાથી કાંપિલ્ય પુરમાં પ્રવેશ કરચો. ત્યાં સ્વયંવર મંડપની રચના એવી તો રમણીય કરી હતી કે, વિશ્વકર્માના જેવા કારીગરો વિના બીજા કોનાથી બની શકે! મંડપમાંની જમીન નીળમણીના જેવી પ્રકાશમાન દીશવા લાગી. તેમાં હજારો સુવર્ણમય હારો હાર સ્તંભ દીપી રહેલા હતા. કેટલાએક નીળમણી સ્તંભોની ઉપર શિલ્પ શાસ્ત્રીઓએ દેવાંગનાઓનાં ઉત્તમ ચિત્રો પાડેલાં હતાં. તેઓને જોઈ જોઈને સર્વ ચકિત બની જતા હતા. મંડપમાં નાના પ્રકારના પુષ્પોની સુગંધી બહેકી રહેલી હતી. ઈત્યાદિક અદ્ભુત રચના જોઈને સર્વ લોકો કહેવા લાગ્યા કે, શું આ રત્નનિધિ સમુદ્રજ છે કે શું! મંડપના મધ્ય ભાગને વિષે એક સુવર્ણનો મોટો સ્તંભ મુકવામાં આવ્યો હતો. તે જાણે પૃથ્વીના મધ્ય ભાગમાં સુમેરૂ પર્વતજ હોયની! એવો રમણીય દેખાતો હતો. તેની ડાબી તથા જમણી બાજુએ ચાર ચાર ચક્રો ફરી રહ્યાં હતાં. તે હિમ સ્તંભ પરના અગ્ર ભાગે રત્નની પાંચાળી અધો મુખે કરી સ્વયંવર નિરખવાને ઉભી રહી હતી. સ્તંભની નીચે દેવતાઓને બેશવા માટે જે જગાઓ કરી રાખેલી હતી તેની પાશે એક ધનુષ્ય મુકયું હતું.

પછી નિપુણ નિમિત્તિઆએ બતાવેલા શુભ મુહૂર્ત્તના તથા શુભ લગ્નના આગળા દિવસે સાંજના દ્રુપદ રાજાએ સર્વ રાજાઓને મંડપમાં પધારવા કહેવાને એક એક દૂતને મોકલાવી દીધો. તે સમયે રત્નાકરમાં સૂર્ય પ્રવેશ કરચો તે જાણે તેમાંથી દ્રુપદ નંદનીને પહેરવા સારૂ ઉત્તમ રત્નના અલંકારો લઈ શીઘ્ર પાછા આવવાના હેતુથીજ ગયો હોયની! પછી રાત્ર થવા માંડી. તે જે જે ભૂપ અથવા ભૂપ કુમારોને દ્રુપદ કન્યાની સાથે સંગની ઇચ્છા હતી તેઓને શત યામિનીઓના જેવી ભાસવા લાગી. પાંડુ રાજાને પોતાના પુત્રોના બળ પરાક્રમ તથા ચાતુર્યનો સારી રીતે ભરોસો હતો તેથી તેને સુખે નિદ્રા આવી ગઈ. કુરૂકુમારોનું અદ્ભુત રૂપ જોઈને દ્રુપદ રાજા પોતાની પ્રતિજ્ઞાને વારંવાર નિંદવા લાગ્યો; અને મનમાં કહેવા લાગ્યો કે, આ પ્રતિજ્ઞા કરીને હું બંધાઈ ગએલોછું. હવે બીજાને હું મારી પુત્રી પરણાવી શકું નહીં. આ કુરૂ કુમારો સર્વ રીતે યોગ્ય છે પરંતુ તેઓમાંના કોઈની સાથે હું દ્રુપદીને કેમ પરણાવી શકું! એવી ચિંતાને વસ થયાથી દ્રુપદ રાજાને નિંદ્રા આવી નહી. તેમજ બીજા કેટલાએક રાજાઓને દ્રુપદીની અભિલાષા છતાં પ્રતિજ્ઞા પૂરી કરવામાં સંશય હતો તે સર્વમાંના કોઇને અલ્પ નિદ્રા આવી

અને કોઇને તો તલપી તલપીજ રાત્ર ગઈ; અને પ્રાતઃકાળ થયો. તે સમયને વિષે ઉદયાચલ ગિરિની શિખર ઉપર તે પર્વતને દીપ્તિમાન કરતો છતાં સૂર્ય ઉદયને પામ્યો તે જાણે સર્વ રાજાઓની કળા કુશળતા જોવા માટે અથવા દ્રુપદ નંદનીનો વિવાહોત્સાહ જોવા સારૂ સર્વથી ઉંચો આકાશને વિષે આવી ઉભો રહ્યો હોયની! જે રાજાઓને આખી રાત જાગી જાગીને સવારના ટાઢા પહોરમાં નિદ્રા આવી હતી તેઓ રાજદરબારના વાગતા નોબત તથા નગારાઓ, બંદીજનોના પોકારો અને નગરજનોના કુળાહળ શબ્દોને લીધે જાગી ઉઠ્યા. પછી પોતાપોતાની સર્વ પ્રાતઃકર્મ ક્રિયા વિધિ કરી રહ્યા પછી પોતપોતાના મંત્રિઓને બોલાવીને તથા પોતપોતાના કુંવરોને ઉત્તમ વસ્ત્રાલંકારો અભિધાન કરાવી તેમજ પોતે પણ સર્વ પ્રકારે સજ્જ થઇને સમગ્ર રાજાઓ સ્વયંવર મંડપમાં આવ્યા. તેઓમાં પાંડુ રાજા પણ પોતાના પુત્રો વગેરેને સાથે લઇને સ્વયંવર મંડપમાં આવી હાજર થયો. તેને દ્રુપદ રાજાએ તેના યોગ્ય ઉંચા સિંહાસન ઉપર બેશાડ્યો. તેમજ બીજા સમગ્ર રાજાઓને અતિ આદરપૂર્વક યથાયોગ્ય સ્થળે બેશાડ્યા. આખો મંડપ રાજાઓથી અને રાજકુમારોથી ભરાઇ ગયો. એ પ્રમાણે એકઠા થએલા સર્વ રાજસમાજમાં સર્વ રાજાઓ તથા રાજકુમારોને વિષે મતિમાન, તેજસ્વી, કામદેવ જેવા સુરૂપ, દુઃપ્રેક્ષ્ય, મહાપરાક્રમી, વીરરસની તો જાણે મૂર્ત્તિજ હોયની! અને સાક્ષાત્ ધનુર્વેદજ જાણે બધા ધનુર્ધરોનો મદ હરણ કરવા આવ્યો હોયની! એવા અર્જુનને જોઇને સર્વ જનો મોહને વશ થઇ ગયા. તેમાં કેટલાએકને તો પોતાના શરીરની પણ શુદ્ધિ રહી નહી એવા બની ગયા.

દ્રુપદીને સ્વયંવરમાં લાવવા માટે તેની સર્વ દાસીઓ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરાવવા લાગી. અને સર્વ પ્રકારે શ્રૃંગાર કરાવ્યો. તેના ચરણોની કાંતિની આગળ કમળની શોભા તે શા હિશાબમાં ગણાય! એવી દિવ્ય કાંતિ છતાં વળી તેના ઉપર લાખનો રંગ ચહડાવ્યો તેથી તો શોભાની શીમાજ રહી નહી. શરીરનો સુવર્ણ વર્ણ અને તેની ઉપર ચંદનનો લેપ કરેલ તેથી વળી શોભામાં વૃદ્ધિ થએલી તેનું વર્ણન કોણ કરી શકે! તાંબુલના રંગથી રક્ત બિબોષ્ટ તે જાણે કામદેવના રાગના સ્થાનજ બની રહ્યા હોયની! કપોળ સ્થળમાં કસ્તૂરીના પત્રના આકારે ચિત્ર પાડેલાં તે મહા સુશોભિત દીશવા લાગ્યા. નેત્રોમાં મંજુલ કજ્જલના પ્રભાવથી મુખની છબિ અતિ મનોહર દીશવા લાગી. નાભિકમળ તો જાણે પુષ્પધન્વાની ક્રીડાને અર્થે દીર્ઘિકાજ બની હોયની! મસ્તક ઉપરના કેશને વિષે વિવિધ પ્રકારના પુષ્પોની રચના કરેલી તે જાણે સુશોભિત બાગ બની રહ્યો હોયની! અને પુષ્પની વેણી તો જાણે ચંદનના વૃક્ષની સાથે નાગ લપટાઇ ગયો હોયની! અંગની ઉપર દિવ્યાંબર ધારણ કર્યાં તેથી શોભામાં કાંઇ ન્યૂનતા રહી નહી. મસ્તકને વિષે ઉત્તમ રત્નોનું બનાવેલું શિરોભૂષણ ધારણ કર્યું તે જાણે સૂર્યજ પ્રકાશિત થયો હોયની!

કાંનોમાં કુંડલોની શોભા અદ્દભુત દીશવા લાગી. ગળાંમાં મોતીઓની માળાની રૂચિ અનિ-વંચનીયજ સર્વને ભાસવા લાગી. ભુજાને વિષે બાજુબંધ, હાથમાં સુવર્ણના કંકણ, આંગળી-ઓમાં આંગઠીઓ, કટિ વિષે કટિ મેખલા, ચરણોમાં નેપુર, અને અંગુળીઓમાં વીછિઆ એમ સર્વાંગ અલંકારોથી ભરપૂર શોભતું હતું તેનું વર્ણન કેટલું કરી શકાય? અલંકાર યુકત દ્રોપદી વિદ્યુતલતાની પઠ દીપવા લાગી. અને રૂપની મહાશીમા બની રહી. એવી રીતે અતિ ઉત્તમ ચીરો તથા અમૂલ્ય અલંકારોએ કરી યુકત થઇને પછી દ્રુપદી મંડપમાં આવવા નીકળી તે જાણે ઇંદ્રપુરીમાંથી વેમાનમાં બેશીને અમર કુમરી મૃત્યુ લોકમાં આવતી હોયની! તેવી શોભવા લાગી. તેને જોઇને કોઈ તો પોતાના હાથમાંના કમળનીજ ઉપમા દેવા લાગ્યો, કોઈ દંતની પંકિતને દાડિમના બીજની તુલના કરવા લાગ્યો. કોઈ કામી પુરૂષ કામને વશ થઈ મહા દુઃખને પામીને પગના અંગોઠાથી જમીન પળખવા લાગ્યો. કોઈ ધીર પુરૂષ પોતાના મનમાં કાંઈ સંકલ્પ વિકલ્પ ન કરતાં અચલ મુખમુદ્રા કરી સાધારણ રીતે જોઈ રહ્યો છે; કોઈ અવિચાર વાન કુસંકલ્પો કરી રહ્યો છે; કોઈ દિગ્મૂઢ બની ગયો છે; કોઈ લાવણ્ય જોઇને લેવાઈ ગયો છે, કોઈ દ્રુપદ રાજાની કરેલી પ્રતિજ્ઞા પૂરી કરવાનો વિચાર કરી રહ્યો છે; એમ સર્વ રાજાઓ દ્રોપ-દીને જોઇને જુદી જુદી રીતે અચરજ પામવા લાગ્યા. દ્રુપદનંદની એ પોતાનું મુખ અને દૃષ્ટિ પાંડુના પાંચ પુત્રોનું અદ્દભુત રૂપ તથા આકૃતિ આદિ જોઇને તે તરફ ફેરવ્યા; અને મનમાં ધીરજ રાખી. એટલામાં પિતાની પ્રતિજ્ઞાનું સ્મરણ થતાંજ ધૈર્ય ડગી ગયું; તેથી મનમાં સંકલ્પો કરતી કરતી જેમ દેવના વિમાનમાંથી રંભા ઉતરે તેમ સિબિકામાંથી દ્રોપદી ઉતરી. તેની ગજના જેવી રમણીય ગતિ જોઇને સર્વ ચકિત બની ગયા. પછી ચાલતી ચાલતી જયાં રાધાવેધનો સ્તંભ ખો-ડેલો હતો તેની સમીપ ગઈ; અને દેવતાઓના વેમાનના જેવા સ્વયંવરમાંના દેવોના જેવા સર્વ રાજાઓને નેત્રના કટાક્ષે કરી જોવા લાગી. તે વખતે દ્રૌપદી એક છતાં તેણે અનેક રૂપ ધારણ કરયા જેવું બધાને જુદું જુદું રૂપ દીસમાં આવ્યું. તેથી સર્વના મનના વિકારો પણ જુદા જુદા થવા લાગ્યા. તેના સ્વરૂપની જે તે અતિ પ્રસંશા કરવા લાગ્યા. તેથી મંડપમાં મોટો નાદ થઈ રહ્યો. એટલામાં દ્રુપદ રાજાનો કુંવર ધૃષ્ટદ્યુમ્ન પોતાની ભુજાઓ ઊંચી કરીને બોલ્યો.

ધૃષ્ટદ્યુમ્ન—હે સભા જનો, હવે કોઈ બોલશો નહી. અને સર્વ રાજકુમારો, સાવધાન થઇને મારૂં બોલવું શાંભળી લિઓ. અમારા કુળને પ્રકાશનાર અને જેમાં શેકડો દેવતાઓ વિરાજમાન થએલા છે, એવા આ ધનુષ્યને ચહડાવીને જે પુરૂષ રાધાવેધ કરશે તેને મારી ભગિની વરશે. એ અમારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સારૂં અને પોતાને ઉત્તમ સ્ત્રી રત્ન પ્રાપ્ત કરી લેવા સારૂં સર્વ કોઇએ ઉદ્યુકત થવું.

એવાં દ્રુપદ કુવરનાં વચનો શાંભળીને જે જે રાજાઓ ધનુષ્ય ઉઠાવવા લાગ્યા તે તે રાજાઓનાં નામ ઠામ તથા કુળ વગેરે પ્રતિહારિણી લખી લઈને દ્રૌપદીને કહેવા લાગી. તેમાં જે સમયે હસ્તિશીર્ષનો દમદંત રાજા ધનુષ્ય ઉઠાવવા ઊઠ્યો; તે સમયે છીક થઈ તેથી તે પાછો પોતાના આસન ઉપર જઈ બેઠો. તેને પણ પ્રતિહારિણીયેં ઓળખાવ્યો. ત્યાર પછી મથુરા પુરીનો ધર રાજા ધનુષ્ય ઉઠાવવા ઊઠ્યો. તેની સર્વ જન અવજ્ઞા કરીને બોલ્યા એટલે તે ધનુષ્ય પાશે આવીને પાછો પોતાના મંચક ઉપર જઈ બેઠો. તેને પ્રતિહારિણીએ ઓળખાવ્યો. ત્યાર પછી વળી પ્રતિહારિણીએ દ્રૌપદીને કહ્યું કે,

પ્રતિહારિણિ—હે સ્વામિની, તારી પ્રાપ્તિનો અભિલાષી આ વિરાટ દેશનો રાજા ધનુષ્ય ઉઠાવવા આવ્યો છે; પણ ધનુષ્ય જોઇનેજ સ્તબ્ધ બની ગયો જણાય છે. હે સુમધ્યમે, આ નંદીપુરનો શલ્ય રાજા ધનુષ્ય ઉઠાવવા આવ્યો છે. તેપણ ધનુષ્યને જોઇને દૂરનો દૂર ઉભો રહ્યો છે. હે દેવી, જરાસંધનો પુત્ર આ સહદેવ પણ ધનુષ્યની પાશે આવીને પાછો હટી ગયો છે. હે કૃશાંગી, ચંદીદેશનો શિશુપાળ રાજા તો રાધાવેધ કરવાને દોડતો દોડતો આવ્યો પણ ઉદ્યોગ નિસ્ફળ થયો તેથી પાછો ગયો છે. હે કમળનયની, દુર્યોધનની પ્રેરણાથી તેનો મિત્ર કર્ણ ધનુષ્ય ઉઠાવવાની અભિલાષાથી આવે છે. (એ વાત શાંભળી દ્રૌપદીનું શ્યામમુખ થઈ ગયું ને મનમાં ચિંતવન કરવા લાગી કે, કર્ણ તો સૂત પુત્ર છે. તેમ છતાં પૃથ્વી ઉપર સર્વ ધનુર્ધારીઓમાં એ અગ્રેસર છે એમ શંભળાય છે માટે એ જરૂર ધનુષ્ય ધારણ કરી તથા રાધાવેધ કરીને મારા પિતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરીને મને પરણશે. તે યોગ્ય નથી. મને તો એ બિલકુલ જોઈએ નહી. એવો વિચાર કરીને પછી પોતાના કુળ દેવતાઓ યાદ કરીને પ્રાર્થના કરવા લાગી કે, હે દેવતાઓ, પાંડુ રાજાના પુત્રોવિના મારો અન્ય ભરથાર કોઈ થાય નહી એવો અનુગ્રહ કરો. એવી રીતે દ્રૌપદી પોતાના મનમાં ચિંતા કરવા લાગી એટલામાં પ્રતિહારિણી બોલી) હે સખી, તું ચિંતા કરીશ નહી. કર્ણ રાધાવેધ કરી જાણતો નથી. હે દેવી, એ રાધાતનય રાધાવેધી નથી. કર્ણ ધનુષ્યની પાશે આવ્યો તો ખરો પણ ધનુષ્યને જોઇને પાછો હટી ગયો છે. હે સુમુખા, તારા કુળદેવના પ્રભાવથી ધનુષ્ય ઉઠાવવાને કોઇપણ સમર્થ થયો નથી. હે સુંદરી, બળદેવ, પ્રદ્યુમ્ન, સહિત કૃષ્ણ પણ સ્વયંવરમાં આવ્યા છે. હે દેવી, ધૃતરાષ્ટ્રનો પુત્ર દુર્યોધન ઊંચા આસન ઉપરથી નીચે ઉતરીને ધનુષ્યની પાશે આવ્યો લક્ષયોધી, લક્ષરક્ષક, તથા મહારથી, છતાં એ કાર્ય કરવામાં ફાવ્યો નથી. એણે જે વખતે ધનુષ્યને નમસ્કાર કર્યો તે વખતે એની ગાંધારી માતા અતિ હર્ષિત થઈ પણ જયારે તેનું કાર્ય નિસ્ફળ થયું ત્યારે હમણા ચિંતાતુર દેખાય છે. દુર્યોધનના બીજા દુ:શાસનાદિક શો ભાઈઓ પોતાની ભુજાઓના પરાક્રમ રૂપ પર્વતને વિષે સ્થિત છે ખરા પણ તેમાંનો કોઈ

રાધાવેધ જાણતો નથી; માટે નિરાશ થઇને બેઠલા છે. હે સખી, ભગદત્ત, અસ્વત્થામા, ભૂરિશ્રવા, સલ્ય, જયદથ, મહાસેન, અને ચારૂદત્તાદિ રાજાઓ તારા પાણિ ગ્રહણની આશાએ તને જોઇને રાધાને જોતા ઉભા છે. (એવી રીતે દ્રૌપદીની સહચરીઓ બીજા સર્વે રાજાઓનું વર્ણન કરી રહ્યા પછી પાંડવોનું વર્ણન કરવા લાગી.) હે સખી, કુરૂવંશના આલંકારરૂપ, અતિ શૂરવીર છતાં એવા સદ્‌ગુણી છે કે જાણે શાંત રસની મૂર્ત્તિજ હોયની! યુદ્ધને વિષે અતિ સ્થિર, એવા યુધિષ્ટિર બેઠલા છે; તેનીજ બાજુએ તેનો ન્હાનો ભાઈ ભીમ સ્થિત છે; એ એવો પરાક્રમી છે કે, યુદ્ધને વિષે જેમ બાળકો ગંદીથી દાહડાની સાથે ખેળ કરે તેમ એ મોટા મોટા હાથીઓને રમત માત્રમાં ઉડાવી દિયે છે. એનો નાનો ભાઈ અર્જુન એની પાશેજ બિરાજમાન છે એના જેવો ધનુર્વિદ્યામાં આખી પૃથ્વીમાં વર્ત્તમાન સમયને વિષે કોઈ બીજો પુરૂષ નથી. જેનો બાણ કોઇ સમયે પણ લક્ષ ચૂકે નહી. ગમે તેવો શૂરવીર હોય પણ એના બાણથી બચી જાય નહી. રણાંગણમાં એના બાણો શત્રુઓનાં હૃદયોને અવશ્ય ભેદ કરેછે; વળી એણે એવી તો ગુરૂસેવા કરીછે કે, તેને વશ થઇને ગુરૂએ એમને, રાધાવેધનો અભ્યાસ પણ કરાવ્યો છે. તેથી તે હાલ રાધાવેધ કરવાને તત્પર થયા છે. મને પાકો નિશ્ચય છે કે, એ જરૂર રાધાવેધ કરશે.

એવાં સખીનાં વાકયો શાંભળીને દ્રૌપદી મહાહર્ષને પામી. એટલામાં તો અર્જુન પોતાની કમર કસકસાવીને રાધાવેધ કરવાને ધનુષ્યની પાશે આવ્યો. તેને કોઈ તો આનંદ પૂર્વક જોવા લાગ્યો, કોઈ વિસ્મયને પામ્યો; કોઈ ક્રોધયુક્ત થઇ ગયો; કોઈ ઉદાશીન વર્ત્તી રહ્યો; એમ બધા જુદી જુદી રીતે નિરખવા લાગ્યા. તેવામાં અર્જુને ક્ષણેક ધનુષ્યની પ્રાર્થના કરી, પ્રદક્ષિણા દઈ અને પોતાના વડા ભાઈની આજ્ઞા લઇને ધનુષ્ય ઉઠાવ્યું. તે સમયે ભીમસેન મહા ગર્વને વશ થઇને બોલવા લાગ્યો.

ભીમસેન—હે લોકો સાંભળો, અર્જુન રાધાવેધ કૃત્ય કરેછે. તે જોઇને કોઇને મસ્તક રોગ થશે તો તે ભુજાધારીના તે રોગને મારી આ ગદા દૂર કરશે.

એમ કહી ગદાને ઉઠાવીને અર્જુનની આશપાશ ફરવા લાગ્યો તે જાણે તેની ચોકીજ કરતો હોયની! કુંતિ પોતાના પુત્ર અર્જુનને જોઈ મહા હર્ષને પામીને તેની સાંમે જોવા લાગી. ગાંધારી અર્જુનને જોઇને અપ્રીતિ યુક્ત મુખ મુદ્રા દર્શાવવા લાગી. યુધિષ્ટિરાદિ બંધુ વગેરેની અર્જુનની ઉપર પ્રેમ દૃષ્ટિની વૃષ્ટિ થવા લાગી. ગાંધારીના પુત્ર દુર્યોધનાદિકોની દ્વેષ યુકત દૃષ્ટિ અર્જુન ઉપર પડવા લાગી. જેમ સૂર્યનો ઉદય થયાથી કુમદ વન કરમાઈ જાયછે, કમળ વન પ્રફુલ્લિત થાયછે, ઉલૂક દુઃખને પામેછે, ચક્રવાક આનંદમય થઈ રહેછે, અને ચંદ્ર અસ્ત અને નિસ્તેજ થાયછે; એમ વિધિ રચનાની વિચિત્ર કારવણી છે. તેનો દાખલો પ્રત્યક્ષ અર્જુ-

નજ જાણવો. એને જોઇને બધાની ચિત્ત વૃત્તિ જુદી જુદી બની ગઈ. દ્રૌપદીના ચિત્તની વૃત્તિ એવી તો હર્ષિત થઈ કે, તેનું વર્ણનજ થઈ શકવાને કઠણ થાય. ધનંજયનું રૂપ જોઇને અતિ મોહિત થઈ ગઈ. પછી મનમાં કુળ દેવીઓનું સ્મરણ કરીને પ્રાર્થના કરવા લાગી કે, હે કુળ દેવીઓ, આ સમયે તમે બધી આ ધનંજયની ઉપર પ્રસન્ન થાઓ કે, જેથી એ સહજ માત્રમાં રાધા વેધ કરી શકે; અને મારૂં પાણિ ગૃહણ કરે. એટલામાં પાંડુ, ધૃતરાષ્ટ્ર, તથા ભીષ્મ પિતાદિક પ્રત્યે ધનંજયના ગુરૂ દ્રોણાચાર્ય બોલ્યા કે, હે કુરૂરાજન્, ધનંજયની ભુજાઓનું ચાતુર્ય જુવો. એવું સાંભળી સર્વ સાવધાન થઇને અર્જુનને જોવા લાગ્યા. આકાશમાં સિદ્ધ તથા ગંધર્વની સ્ત્રીઓ પણ વૈમાનમાં બેશીને આવેલ તે જાણે આકાશમાં પુષ્પવાડી ખીલી રહી હોયની! તેથી આકાશ અતિ શોભાને પામવા લાગ્યો.

હવે રાધાવેધના સ્તંભની નીચે એક તેલનો કુંડ કરેલ હતો તેમાં પડેલા રાધા નામની પૂતલીના પ્રતિબિંબને અર્જુન ડાબી આંખે જોવા લાગ્યો. એમ મુખ નીચે છતાં હાથમાં ધનુષ્ય બાણ લઇને ઉપરના નિશાન તરફ કરચા. તે સર્વ સભાસદો લક્ષ દઇને જોવા લાગ્યા. એટલામાં દ્રૌપદીના કટાક્ષ, કુંતીની પ્રસન્નતા, અને પાંડુ રાજાના આનંદ સહિત અર્જુને ધનુષ્ય ખેંચ્યું, તેની સાથે બાણનો જે ઝણણણ શબ્દ થયો તે જાણે પર્વતોને ભેદન કરતો હોયની! તેણે આખા જગતને શબ્દા દ્વૈત કરી મુકચ્યું વસુંધરા ડોલાયમાન થઈ ગયા જેવી ભાસી; વિશ્વને બધિરત્વ આવી ગયા જેવું થયું; દિગ્ગજ અતિ ત્રાસને પામવાની વેળા આવી ગઈ; એવામાં તો સર્વ પ્રતિપક્ષી રાજાઓના હૃદય સહિત અર્જુને રાધાના વામ ચક્ષુનો ભેદ કરી નાખ્યો. તે સમયે દેવતાઓ પ્રસન્ન થઇને અર્જુનની ઉપર પૃષ્પવૃષ્ટી કરવા લાગ્યા. પાંડુને અને કુંતીને એટલો આનંદ થયો કે, તે આખા બ્રહ્માંડમાં પણ સમાઈ શકે નહીં. ત્રણે લોકમાં પાંડવોનો યશ ફેલાઈ ગયો. પાંચાળી પાંડુ પુત્રોને જોઇને પ્રીતિમય થઈ રહી; અને મનમાં એવી ઇચ્છા કરવા લાગી કે, પાંચે પાંડવોને હું વરૂં તો સારૂં. પરંતુ લોકોની નિંદાની આશંકા કરીને અર્જુનના ગળામાં વરમાળ પહેરાવી દીધી. તે એકજ માળના પ્રભાવથી પાંચે પાંડવોના ગળામાં અકેકી માળ દેખાઇ. એટલામાં આકાશવાણી થઈ કે, હે રાજકન્યા, તેં એ ઘણું સારૂં કીધું; એમાં કોઈ શંકા કરશે નહી. તે શાંભળીને દ્રુપદ રાજા મનમાં ચિંતા કરવા લાગ્યો કે, મારી એક પુત્રી પાંચે પાંડવને કેમ દેવાય! એમ થયાથી જગતમાં ભલા મનુષ્યોને વિષે હું ઉપહાસનો પાત્ર થાઉં. હવે એનો શો ઉપાય કરવો! દ્રુપદ રાજા એવી શોચના કરેછે એટલામાં આકાશ માર્ગથી પ્રવર પ્રવર્દ્ધમાન મનવાળા, શમદમાદિક યુક્ત અને વિમળ વાણી સહિત દેહના તેજથી દિશાઓને પ્રકાશ કરતા ચારણશ્રમણ મુનિ ત્યાં આવી પહોતા. મુનિને આવતા દેખી દ્રૂપદ પ્રમુખ સર્વ રાજાઓ ઉભા થઈ અતિ આદર પૂર્વક

બોલવા લાગ્યા કે, પધારો મહારાજ, પછી ઉંચા સુશોભિત સિંહાસનોપર તેમને બેશાડ્યા; અને સર્વ જનોએ પોત પોતાનું માથું નમાવીને નમસ્કાર કર્યો. રાજા તથા રાજકુમારો સાષ્ટાંગ દંડવત્ કરવા લાગ્યા. અને સર્વ વંદના પ્રમુખ કરી રહ્યા પછી તે ચારણશ્રમણ મુનિ સર્વ રાજા પ્રમુખને દેશના દેવા લાગ્યા.

ચારણશ્રમણ—હે પૃથ્વી પતિઓ, ઉત્તમ કુળમાં જન્મ, વિભૂતિની પ્રાપ્તિ, પરમ પ્રિયોનો સમાગમ, પરંપરા સૌખ્ય, અને વિમળ યશ એટલા વાનાં પ્રાપ્ત થયાથી પૂર્વ પુણ્ય રૂપી વૃક્ષનાં ફળ જાણવાં. રાજા થઇને તે ધર્મજ્ઞ ન હોય તો તે રાજ્ય તેને નરકને અર્થે પ્રાપ્ત થએલું જાણવું. અને જો રાજા ધર્મજ્ઞ હોય તો તેને અહીઆં પણ સુખ પ્રાપ્ત થાયછે ને પર લોકમાં પણ સુખ મળે છે. (ઇત્યાદિક વિવિધ પ્રકારે દેશના, મણિ મંચકો પર બેઠેલા રાજાઓને દઈ રહ્યા, એટલામાં જનાર્દન બોલી ઉઠ્યા.)

જનાર્દન—હે મુનિ, પાંચાળીના પાંચ પતિ કેમ થાય! તે કૃપા કરી કહો.

ચારણશ્રમણ—પાંચાળીના પાંચ પતિ થવાજ જોઇએ છે કેમ કે, એના પૂર્વ જન્મનું ભવિતવ્ય છે. માટે એ વાતની ચિંતા કરવી નહી. જે થવાનું હોયછે તે નિશ્ચય કરી થાયજ છે. જેમ નાળીએરમાં જળ આવે છે, વિનાશ વાળા પદાર્થનો વિનાશ થાયછે; જેમ કે, હસ્તિ કપિત્થ નામનું ફળ ખાયછે તે જેવું ને તેવું ગુદાદ્વારા બહાર નીકળે છે પણ માંહેનો સત્વ નાશ થઈ જાયછે, એ બધું ભવિતવ્ય જાણવું. માટે જે ભાવી પદાર્થ હોય છે તે મટતું નથી. દ્રૌપદીએ પૂર્વ જન્મમાં એવાં કર્મ બાંધ્યાં છે કે, જેના ઉદયથી એના પાંચ પતિ જરૂર થાયજ. તે વૃત્તાંત શાંભળો:—પૂર્વે એક ચંપા નામની નગરી હતી. તેમાં ત્રણ બ્રાહ્મણો રહેતા હતાં. તેમનાં સોમદેવ, સોમભૂતિ ને સોમદત્ત એવાં નામ હતાં. તેઓની અનુક્રમે નાગશ્રી, ભૂતશ્રી ને યક્ષશ્રી નામની ત્રણ સ્ત્રીઓ હતી. તે ત્રણે ધનાઢ્ય હતા. તેઓની પરસ્પર અપૂર્વ પ્રીતિ હતી. તે હમેશાં અનુક્રમે સ્ત્રીઓ સહવર્ત્તમાન ત્રણે જણ એકને ઘેર મળીને ભોજન કરતા. એવી તેઓએ વ્યવસ્થાજ કરી રાખી હતી. એક દિવસે જયારે નાગ શ્રીને ઘેર ભોજનનો વારો આવ્યો. ત્યારે તેણે ઉત્તમ રસવતી બનાવી. નાના પ્રકારના શાક કર્યાં. તેમાં ભુલથી કડવી તુંબીનું શાક પણ ઉત્તમ પ્રકારનો મશાળો ભેળવીને કર્યું હતું. તેમાંથી થોડુંએક લઇને તે નાગશ્રીએ પોતાની જીભ ઉપર રાખીને ચાખી જોયું. તો અતિશય કડવું લાગ્યું. તેથી તેણે વિચાર્યું કે, આ શાકતો અખાજ ને અમનોજ્ઞ છે, માટે હવે એ ખવાશે કેમ! એમાં ઘણું ઘી તથા મશાળો વગૈરે વસ્તુ નાખીત બધી વ્યર્થ ગઈ. અને ઘણી હોંશથી ખાવાસારૂ મેહનત લઇને કર્યું છતાં કોઇને કામે ન આવ્યું! ઇત્યાદિક ઘણી રીતે ધોખો કરવા લાગી.

ને મનમાં કહેવા લાગી કે, હવે એનું શું કરવું! પછી ઠરાવ કરચો કે, કોઈ ભીખારી આવે તો તેને આપી દેવું. એવો નિશ્ચય કરી તે શાકને જુદું કહાડી રાખ્યું. અને બીજી મીઠી તુંબડી લાવી તેમાં ઘણું ઘી તથા મશાલો વગૈરે નાખીને બીજું શાક બનાવ્યું. અને બધાને ભોજન કરવા બોલાવ્યાં તેથી તે ત્રણે દંપતિઓએ યથાવત ભોજન કરચું, ત્યારે હમેશાની પઠ પોતપોતાના સ્થાન કે વિદાય કરચાં. તેવામાં પાશેજ એકસુ ભૂમિભાગ નામના સુંદર બગીચામાં ધર્મઘોષ નામના સૂરિ આવી રહ્યા હતા. તે એક કેવલ જ્ઞાનવિના ચાર જ્ઞાને કરી સહિત હતા. તેમના ધર્મરૂચિ નામના શિષ્યને માસક્ષપણનું પારણું હતું. માટે જેમ ભીલડીને ઘેર કલ્પવૃક્ષ જાય તેમ નાગશ્રીને ઘેર તે ભિક્ષા માગવાસારૂ આવ્યો. ત્યારે તેણે મનમાં વિચાર કરચો કે, આ ઘણા ઘી અને મશાળા નાખીને બનાવેલું કટુ તુંબીનું શાક અમસ્તો વ્યર્થ જશે તેના કરતાં આ સૂરિના શિષ્યને આપવું તે સારૂંછે. એ ખાઇને મનમાં પ્રસન્ન થશે. પછી તે તુંબીનું શાક તેણે તે સૂરિના શિષ્યને આપ્યું. તેણે તે અપૂર્વ શાક જાણીને જયાં પોતાના ગુરૂ બેઠા હતા ત્યાં આવી તેમને દેખાડચું. એટલે ગુરૂએ તે શાકની સુગંધી લઇને કહ્યું કે, જો આ શાકનો સ્વાદ તું લઇશ તો મરી જઇશ. માટે કોઇ શુદ્ધ સ્થાનમાં એને પરઠવી આવ. એવી ગુરૂની આજ્ઞા થતાં તે શિષ્ય શાકને લઈ બહાર નીકળ્યો. રસ્તામાં ચાલતાં શાકના પાત્રમાંથી થોડુંક ઢળી પડચું ત્યાં કેટલીએક કીડીઓ હતી તે મરી ગઇ. તે જોઇને તે શિષ્યનાં રોમાંચ ઉભા થઈ આવ્યાં. અને મનમાં વિચાર કરવા લાગ્યો કે, આ એક ટીપાંથી આટલી બધી કીડીઓનો નાશ થયો ત્યારે આ સર્વ શાકથી કોણ જાણે કેટલાએ જીવોની હાણી થાય! તેના કરતાં મારા એકલાનુંજ મોત થાય તો સારૂં. કેમકે, તેથી કોટી જીવોનો બચાવ થશે. એવો નિશ્ચય કરી સરોમાંચિત થયો થકો તે શિષ્ય આંખો મીચીને જેમ તેમ તે શાક ખાઈ ગયો. પછી દેવગુરૂને નમસ્કાર તથા પરાવર્ત્તન કરી, આત્મસમાધિમાં રહીને તે શાકના પ્રભાવથી પ્રાણનો ત્યાગ કરચો. તે સર્વાર્થસિદ્ધિ નામના પાંચમા અનુત્તર વિમાનમાં દેવતાપણે ઉપનો.

હવે આણી તરફ ધર્મઘોષ સૂરિએ વિચારચું કે, શિષ્યને ઘણી વાર થઈ પણ હજી આવ્યો નહી તેનું કારણ શું! તેની શોધ કરવા સારૂ તેણે બીજા શિષ્યોને મોકલ્યા. તેઓ અહીં તહીં જોવા લાગ્યા તો એક ઠેકાણે તેનું શરીર પ્રાણ રહિત થઈ પડેલું દીઠામાં આવ્યું. તેને જોઇને મહા દુઃખી થયા. અને ધર્મરૂચિના રજોહરણાદિક ધર્મના ઉપકરણ લઇને ત્યાંથી પાછા ફરી ગુરૂ પાશે આવી સર્વ હકીકત કહી. તે શાંભળી ચાર જ્ઞાન યુકત ધર્મઘોષ ગુરૂએ અવધિ જ્ઞાને જાણી લીધું કે, એ કર્ત્તવ્ય સર્વ નાગશ્રીનું છે. તે સર્વ શિષ્યો પ્રત્યે સંભલાવ્યું પછી આ સર્વ વૃત્તાંત અને નાગશ્રીનું પાપ કર્મ, શિષ્યો પોત પોતામાં બોલવા લાગ્યા તે ત્યાં બેઠેલા ગામના લોકોએ

સાંભળ્યું ગાંમમાં થતી ચરચા અનુક્રમે નાગશ્રીના ભર્ત્તારને કાને આવી ત્યારે સોમદત્તે નાગશ્રીને ઘરથી બહાર કહાડી મુકી. તેમજ લોકોએ પણ તે સ્ત્રીનો મોટો તિરસ્કાર કરચો. કોઈ દૂરથી તેની ઉપર પથ્થર ફેંકે કોઇ માટી નાખે; એમ સર્વે તેની હાડ છેડ કરવા લાગ્યા. નાગશ્રીને ખાંશી, શ્વાસ, કંપ, જ્વર, તથા કુષ્ટાદિક શોળ રોગની શરીરને વિષે ઉત્પત્તિ થઇ. તેથી તે અતિ વ્યાકુળ થઈ રહી. ઘણું શું કહેવું તેને એવા દુ:ખની પ્રાપ્તિ થઈ કે, જાણે પ્રત્યક્ષ આ ભવમાંજ નરકની વેદના થતી હોયની! એટલા દુ:ખની શીમા થઈ. એવી સ્થિતિમાં અહીં તહીં ફરચા કરે. ભૂખ તથા તરશથી મહા પીડાને પામી રહીછે. લોકો પગલે પગલે નિંદા કરે તે પોતાના કાને શાંભળીને મહા ખેદને પામી રહી છે; ઇત્યાદિક ઘણીજ દુર્દશા ભોગવી પ્રાણનો ત્યાગ કરીને છઠ્ઠા નરકમાં વાસ કરચો. છઠી નરક પૃથ્વીની વેદના ભોગવી મરણ પામીને મગરમચ્છ યોનીમાં ગઇ. ત્યાંથી સાતમી નરક પૃથ્વીમાં ઉત્પન્ન થઈ. ત્યાંથી પાછી મગરમત્સ્ય યોનિમાં અવતરી. ત્યારપછી વળી સાતમાં નરકમાં ગઈ; એમ સાતે નરકમાં બબ્બે વાર ગઈ. તદનંતર પૃથ્વીકાયાદિક પાંચે સ્થાવરમાં વારંવાર ઉત્પન્ન થઈ. તેમાં વિશેષે વનસ્પતિકાયમાં અવતરવા લાગી. તેમાં પણ વળી કટુવૃક્ષ, વિષવૃક્ષ, અને કુત્સિત વૃક્ષમાં વારંવાર મરી મરીને ઉત્પન્ન થઇ. એમ અનંતકાય નિગોદને વિષે, દ્વિંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રીય, પંચેંદ્રિય, તિર્યંચમાં મત્સ્યાદિ જલચરને વ્યાઘ્રાદિ સિંહ ચિત્રાદિ, દુષ્ટ ચતુષ્પાદ પશુઓને વિષે, ગીધ, ઉલૂકાદિ દુષ્ટ પક્ષિ જાતિની યોનિમાં અને ભુજપરિ સર્પ જેવા કે, ગરોળી, કાચંડા, તથા કૃષ્ણ સર્પાદિ યોનિઓને વિષે વારંવાર નાગશ્રી ઉત્પન્ન થઈ.

એવી રીતે અનંતો કાલ સંસાર ભ્રમણ કરી અનુક્રમે કર્મોની લઘુતા પામીને ચંપક નામની નગરીમાં સાગરદત્તની સુભદ્રા નામની ભાર્યાના ઉદરમાંથી સુકમાલિકા નામની પુત્રીપણે ઉત્પન્ન થઈ. તે અનુક્રમે મોટી થતી ગઈ. અને સમય પામીને શ્યામા, યૌવનશાલિની, મધુરવચની, સૌભાગ્ય ભાગ્યોદયા, કર્ણાંતાયત લોચના, અતિ ચતુરા, પ્રગલ્ભ ગર્વા, ન્યૂના, રમ્યા, બાળ મરાળ મંથરગતી; મત્તેભ કુંભસ્તની, બિંબોષ્ટી, પરિપૂર્ણ ચંદ્રવદના, ભિંગાલિની બાલિકા, ઈત્યાદિક સર્વ કન્યાના ઉત્તમ લક્ષણો વડે પરિપૂર્ણતાને પામી.

એજ નગરના નગર સેઠની ભદ્રા નામની સ્ત્રીને પેટે સાગર નામના પુત્રનો જન્મ થયો, તે પણ અનુક્રમે યૌવનાવસ્થાને પામ્યો હતો. અને યથા સત્યવાન્, કુલીન, વશીકર્ત્તા, દાતા, બળવાન, સતતવ્યય, પ્રતિમાન સત્યરંગ, સાવયવ, પ્રિયંવદ, કીર્ત્તિમાન, દાનવ્યસની, વિવેકી, શૃંગારવાન, અભિમાની, શ્લાઘ્ય, સુશીળગુણી, સકળ કળા કુશળ, સત્યવાક, જનપ્રિય, સર્વ દાતા સ્વજન, સુગંધિપ્રિય, સંવૃતમંત્ર, ક્લેશસહ, અનુગતપ્રિય, વાક્યપંડિત, ઉત્રસત, ધર્મિષ્ટ, મહોત્સાહી, ગુણગ્રાહી, સુપાત્રસંગ્રહી, ક્ષમી, અને પ્રતાપક એવાં બત્રીશ લક્ષણેકરી યુકત થયો.

એક દિવસે સાગરના બાપ જિનદત્તે સુકમાલિકા જોઇને તેના અદ્ભૂત રૂપથી મહા હર્ષને પામ્યો. અને મનમાં ચિંતવ્યું કે, આ કન્યા મારા પુત્રને યોગ્ય છે. પછી સંકેત કરીને તે કન્યાના બાપ તથા બીજા તેના લાગતા વળગતા વડીલોની પાશે તેનું માગું કરચું. ત્યારે તે કન્યાના બાપે કહ્યું.

સાગરદત્ત—એ કન્યા મને ઘણી પ્યારી છે, એના વિના મારાથી ક્ષણ પણ રહી શકાય નહી. તેથી જો સાગર મારે ઘર જમાઈ થઈ રહે તો એની સાથે મારી છોકરીને પરણાવું.

જિનદત્ત—એ વાત હું એકાકી કબુલ કરી શકું નહી; મારા પુત્રને પુછી તેના મનનો અભિપ્રાય લઇને પછી જેમ કરવા યોગ્ય હશે તેમ કરશું. (પછી ઘેર જઇને પોતાના પુત્રને તે સર્વ વાત કહી શંભળાવી અને તેનો અભિપ્રાય લેવા કહ્યું પણ તે કાંઇ ન બોલતાં છાનોજ રહી ગયો તેથી તે તેના મનનો આશય જાણી ગયો. ત્યારે પાછા સાગર દત્તને ઘેર આવી કહેવા લાગ્યો.) તમે જે વાત કહી તેને હું માન્ય કરૂંછું.

એ પ્રમાણે ઠરાવ થયા પછી શુભ દિવસે બન્નેનો વિવાહ થયો. રાત્રિએ વધુવર અંતઃપુરમાં પલંગની ઉપર જઈ સૂતા. પરંતુ પૂર્વ કર્માનુસારે સુકમાલિકાના અંગનો સ્પર્શ તેને અંગારના જેવો લાગ્યો. કેટલોએક વખત ગયા પછી સુકમાલિકા નિદ્રાને વશ થઈ ગઈ, ત્યારે સાગર ત્યાંથી ઊઠીને નાઠો અને પોતાના ઘેર ભણી ગયો. સુકમાલિકા જાગૃત થઈ જુવેછે તો સેજમાં સ્વામી દીઠામાં આવ્યો નહી. તેથી મહા દુઃખને પામી; અને રોવા લાગી. તે શાંભળીને તેની માતા અને દાસીઓ જાગી ઊઠી, અને તેને કહેવા લાગી કે, તું રોઇશ નહી. પ્રાતઃકાલ થયો છે, હવે દંત ધાવન કર. સર્વ સારૂં થશે. તારો પતિ હમણાજ તને પાછો લાવી આપશું. વગેરે વચનોથી તેનું મન મનાવીને તે સર્વ હકીગત સાગરદત્ત પાશે કહી. તે શાંભળીને પોતાના જમાઇને ઘેર ગયો; અને તેના બાપને કહેવા લાગ્યો.

સાગરદત્ત—તમારો પુત્ર ત્યાંથી છાની રીતે નાશી આવવાનું કારણ શું! એમ કરવું યોગ્ય કહેવાય નહી. (એવાં તેનાં વચન શાંભળી જિનદત્ત પોતાના પુત્ર સાગર પ્રત્યે બોલ્યો.)

જિનદત્ત—હે પુત્ર, તેં મારૂં વચન અસત્ય કરચું. તે સારૂં કહેવાય નહી. હવે તત્કાળ તું તારા સાસરાના ઘેર જઇને રહે. ફરીથી તેમ કરીશ નહી. (ત્યારે સાગર બોલ્યો.)

સાગર—હે પિતા, હું તો કદી પણ ત્યાં જવાનો નથી. ત્યાં જવા કરતાં અગ્નિમાં બળી મરવું તે સારૂં છે, પણ તેનો અંગ સંગ ઉચિત નથી.

એ સર્વ વાત શાંભળીને સાગર દત્ત પોતાને ઘેર આવ્યો અને પુત્રીને કહેવા લાગ્યો કે, સાગર તો તારા વિષે વિરક્ત થઈ ગયો. હવે એ કોઈ કાલે માનવાનો નથી; એના બાપનું અથવા બીજો કોઈનું માનવાનો નથી. માટે હવે તારા વાસ્તે કોઈ બીજો પતિ શોધીશ. અને તેની સાથે તને પરણાવી દઇશ.

ઘણા દિવસો વીત્યા પછી એક મહા પુષ્ટ જવાન, એવો તો મલીન હતો કે મુખ ઉપરથી મક્ષિકા કોઈ સમયે ઉડેજ નહી; એવો પુરૂષ સાગરની દૃષ્ટિએ ચડ્યો. તેને સાથે ઘેર લઈ આવીને સારી રીતે નવરાવી ધોવરાવી સારાં લુગડાં પહેરાવ્યાં ને કહ્યું કે, આ મારી પુત્રી હું તારી સાથે પરણાવું છું, માટે તું હવે અહી રહીને આનંદ ભોગવ. આ અમારી સર્વ મિલકતનો માલક તુંજ છે. એ પ્રમાણે કહી કારવી ને તે પુરૂષને ઘર જમાઈ કરી રાખ્યો. પછી રાત્રે જ્યારે બન્ને વધુવર અંતઃપુરમાં સુવાને ગયાં; ત્યારે તે પુરૂષને પણ સાગરની પઠ તેનો સંગ અંગારના જેવો લાગ્યો. તેવોજ ત્યાંથી ઊઠી પોતાનો પ્રથમ વેષ ધારણ કરીને નાઠો. ત્યારે પૂર્વની પઠ સુકમાલિકા ફરી રોવા લાગી. તે શાંભળીને તેનો બાપ ત્યાં આવ્યો. અને તેને કહેવા લાગ્યો.

સાગરદત્ત—હે પુત્રી, તારા પૂર્વ જન્મનો વિપરીત વિપાક છે; તેથી વારે વારે આમ થયા કરેછે. હવે પતિની આશા તને મૂકી દેવી જોઇએ છે; અને દાન પુન્ય તથા ધર્માચરણ કરવામાં દિવસ ગાળવા જોઇએ છે. એમ કરવાથી શુભ કર્મ બંધાઇને સર્વ અશુભતાનો નાશ થશે.

એવાં પિતાનાં વચનો સાંભળીને સુકમાલિકાએ શુભ કૃત્ય કરવા માંડ્યાં. એવી રીતે ઘણા દિવસો વીત્યાં પછી તેને ઘેર કોઈ ગોપાળિકા નામની સાધ્વીઓ આવી. તેની સેવા અતિ પ્રીતિએ અશનપાનાદિકે કરી સુકમાલિકાએ કરી. ત્યારે તે સાધ્વીઓએ તેને ધર્મનો ઉપદેશ કર્યો. તેથી તે મહા ભક્તિ પરાયણ થઈ રહી. અને ચોથ છઠ તથા અઠમાદિ વિવિધ પ્રકારે અનેક તપ કરવા લાગી. સાધ્વીઓની સાથે વિહાર કરવા માંડ્યો. એક સમયે તે પોતાની સાથેની આર્યાઓને કહેવા લાગી.

સુકમાલિકા—હે સાધ્વીઓ, સૂર્યની તરફ નજર કરીને હું આતાપના કરીશ. (તે શાંભળીને તેઓએ આગમોક્તિ તેને કહી.)

સાધ્વીઓ—હે બાઈ, સાધ્વીને આતાપના નથી હોતી. કેમકે, આતાપના વસતિની બાહાર થાયછે. માટે તે સ્ત્રીલિંગને યોગ્ય નથી.

ઇત્યાદિક તેઓનું બોલવું ન શાંભળી વનને વિષે જઇ સૂર્યની સાંમે દૃષ્ટિ દઇ આતાપનાનો આરંભ કરેછે એટલામાં એક સ્ત્રી કે જેણે એક પુરૂષના ઉત્સંગનો આશ્રય કરેલો છે, બીજાના અંકની ઉપર પગ રાખેલું છે; ત્રીજો પુરૂષ તેને અલંકારો પહેરાવે છે; ચોથો તેની ઉપર છત્ર ધારણ કરી રહ્યો છે; અને પાંચમો પુરૂષ તેને વીંઝણાથી વાયરો કરેછે એવી ગણીકા તેણે દીઠી. ત્યારે જેની ભોગની ઇચ્છા પૂર્ણ થઇ નથી એવી તે સુકમાલિકાએ મનમાં એવું નિદાન કર્યું કે, હું જે તપ કરૂં તે તપના યોગે મને પાંચ ભર્ત્તાર પ્રાપ્ત થાઓ; એજ ફળની હું અભિલાષા કરૂંછું. પછી દેહ શૌચાદિક કરી, તથા ક્ષણક્ષણને વિષે આંગની ઉપર પ્રમાર્જન કરીને તપ કરનારી જે સુકમાલિકા તેને પુનઃ આર્યાઓ તેમ કરવાને ના કહેવા લાગી તોપણ તેઓનું ન માનતાં મનમાં નિશ્ચય

કરચો કે, પ્રથમ હું જ્યારે એમની સાથે વિચરતી હતી ત્યારે પણ એ આર્યાઓ મને આતાપના લેવાની મનાઈ કરતી હતી ને હમણા પણ એ બધી આર્યાઓ મારો તિરસ્કાર કરેછે માટે એમનો સંઘ ત્યાગ કરવો તેજ સારૂં છે. એવું ધારીને ત્યાંથી એકલીજ ચાલતી થઇ ને જે ઠેકાણે કાંઈ-પણ વસતિ હતી નહી તે ઠેકાણે જઇ રહી. પછી ત્યાં સ્વચ્છંદવર્ત્તિ થઈ થકી ચિરકાલ વ્રતને પાળવા લાગી. તે આઠ માસ સંલેષના વ્રત કરીને કાલ કરી ગઇ. એટલે તે ઇચ્છિત કાર્ય ન પામતા મરણને પામી; અને સૌધર્મ નામના દેવલોકમાં નવ પલ્યોપમના આયુષ્યવાળી દેવી થઇ. ત્યાંથી ચવીને આ દ્રુપદ રાજાને ઘેર આવી અવતરી. હવે તે પ્રાચીન નિદાનના યોગે કરી એને પાંચ પતિની પ્રાપ્તિ થાય એમાં આશ્ચર્ય શું છે! એમ કહીને તે મુનિ આકાશ માર્ગે વિહાર કરી ગયા; કેમકે, મુનિ એક ઠેકાણે ઘણા દિવસ વસતિ કરી રહેતા નથી.

પછી પાંડવોને વધુનો લાભ થયાથી જેમ સૂર્યનો ઉદય થયાથી કમળોનો વિકાશ થાયછે તેમ સ્વકીયજન અને રાજાઓને આનંદ ઉત્પન્ન થયો. પછી પાંડુ અને પાંચાલ રાજા એઓએ લક્ષ્મી સંભારે કરી શોભાયમાન વિવાહ કર્મ કરવાનો આરંભ કરચો; અને આનંદના યોગે કરીને જેઓનાં નેત્ર વિકસિત થએલાં છે એવી કુળવૃદ્ધ સ્ત્રીઓએ દ્રૌપદીને ઘરમાં આણીને સ્નાન આ-સનને વિષે બેસાડી. તે સ્ત્રીઓતો જેવો પાંડુ પુત્રોની સાથે દ્રૌપદીનો અભ્યંતર સ્નેહ હતો તે બા-હાર કહાડીને જાણે બતાવતી હોયની! એવી ક્રિયા કરવા લાગી. અબીરાદિક સુગંધિ પદાર્થો દ્રૌપ-દીના આંગ ઉપર લગાડવાના મિષે શિશુપણાને ખંડન કરીનેજ જાણે યૌવન આંગમાંથી બાહાર નીકળ્યું હોયની! પછી કુળ સ્ત્રીઓએ તેના શરીરને વિષે હર્ષ યુકત ચંદનના નવ તિલક કરચા તે જાણે રતિના નિધાનજ હોયની! પોતાના ગોત્રની સ્ત્રીઓએ નવીન યૌવનની વસતિના હેતુથીજ જાણે તર્કસૂત્રના મિષે કરીનેજ તેના શરીરને વિષે સૂત્ર ધારણ કરચું હોયની! તે સમયે સર્વ જનોનાં કાનોને અમૃતની વૃષ્ટિ કરનારા કુળ સ્ત્રીઓના મંગળ ગીત શબ્દો થવા લાગ્યા. સર્વ કુળ સ્ત્રીઓ દ્રૌપદીના આંગની ઉપર વર્ણક અને ઉદ્વર્ણક મોટા હર્ષે કરી નાખવા લાગી. કર્પૂર, કસ્તુરી, કેશર વગૈરે ઉત્તમ પદાર્થોએ કરી યુકત અચેત જળ વડે તેને સ્નાન કરાવ્યું. તે સમયે ઉત્તમ સુગંધિ વાળા દ્રવ્યોના ઉદક વડે તરતનું અતિ સ્વચ્છ કરેલું દ્રૌપદીનું શરીર એવું શોભવા લાગ્યું કે, જેવું નવીન માણકની બનાવેલી પુતળીનું શરીર અતિ ચકચકિત થયો થકો શોભાને પામેછે. પછી તેને નાના પ્રકારના અલંકારો પહેરાવ્યા તે માત્ર કુળનો આચાર સમ-ઝવો; કેમકે, જે સ્વભાવે કરી રમણીય હોય છે તેને બાહ્ય દ્રવ્ય રૂપ અલંકારોથી શું શોભાની વૃદ્ધિ થવાની છે! તેને વિવાહને યોગ્ય દુકૂળ વસ્ત્ર પહેરાવ્યા તેઓ છેડાની બાહેર આવેલાં તાંતણાના મિષે કરીનેજ જાણે લાવણ્ય રૂપ ઉદક ધારાઓની વૃષ્ટિ કરતાં હોયની એવાં શોભવા લાગ્યાં. સ્નાન

ક્રિયા સમાપ્ત થયા પછી મંગલ કર્મ કરી શ્વેત વસ્ત્ર ધારણ કરી સ્નાન ગૃહથી નીકલી અર્હત દેવાલયમાં ગઈ. ત્યાં પરમેશ્વરને દંડવત્ પ્રણામ કરી ધૂપ ચમરાદિક હાથમાં લઈ પૂજન કર્યું. તે કરી રહ્યા પછી ડાબી જાનુ ઊંચી કરી જમણી જાનુ પૃથ્વીપર રાખી બન્ને હાથ જોડી શક્ર સ્તવન કરવા માંડ્યું તે કરી રહ્યા પછી તેને ત્યાંથી માતાના ઘર પ્રત્યે આણી અને તે હર્ષે કરી વિકસિત થએલા નેત્રોવાળી સ્ત્રીઓએ તેને સુવર્ણના આસન ઉપર બેશાડી. તેમજ પાંડવોએ પણ વર્ણક તથા ઉદ્વર્ણક ક્રિયા કર્યા પછી મંગળ સ્નાન કરીને ઉચિત ભૂષણાલંકાર પહેરી જુદા જુદા ચડવા યોગ્ય મોટા હસ્તિઓની ઉપર બેશીને દ્રૌપદીને સાથે વિવાહ કરવાને પ્રસ્થાન કર્યું. તે સમયે તેઓના મસ્તકોની ઉપર મોરની પીછીઓનાં છત્રો ધારણ કરેલાં હતાં તેની ઉપર પાંડવોના મુગટની મણિઓની કાંતિ અને સૂર્યની કાંતિ પડવા લાગી. તેનું મિશ્રણ થયાથી તે છત્રના વિચિત્ર પ્રકારના રંગોની ચકાકીનું વર્ણન કોણ કરી શકે! જનોના સમૂહના ચાલવાથી આકાશમાં ઊડતી ધૂળ અને મંગળ વાદ્યના ઊંચા થતા નાદ તે જાણે દિશાઓના સ્વામીઓને વિવાહને વિષે આવવાને બોલાવતા હોયની! આકાશને વિષે ધૂળ અતિશય ઉડવા લાગી તે જાણે, પૃથ્વીપરના સર્વ તેજસ્વી પદાર્થોના તેજને હરણ કરનારા પાંડવોની ઉપર દ્વેષથી પોતાના કિર્ણો સૂર્યને નાખતો જોઇને તેના તાપને નિવારણ કરવાસારૂ તેઓને આછાદન કરતી હોયની! સાથે બીજા રાજાઓ હાથીઓ ઉપર બેઠલા હતા તે હસ્તિઓના ગંડસ્થળોમાંથી મદનાં ઝરણા નીકળતા હતા તેની ઉપર તથા તેઓના ગળામાં પહેરેલી ફૂલોની માળાઓની ઉપર ભ્રમરાઓ આવીને ગુંજારવ કરવા લાગ્યા.

પાંડવોની સાથે જાનમાં ચાલતા બીજા કેટલાએક રાજાઓના મસ્તક ઉપર શ્વેત છત્રો ધારણ થએલા હતા તે જાણે પૂર્ણિમાના ચંદ્રો એકઠા થઇને વિવાહ જોવા સારૂ આવી આકાશમાં સ્થિત થયા હોયની! આકાશને વિષે રાજાઓની ધ્વજાઓ ફરકી રહી હતી તે જાણે દ્રૌપદીના કૌતુક ગૃહને વિષે અહી તહી ફરતા દિક્પાલોજ હોયની! આકાશને વિષે સૂર્યના રથના ઘોડાઓ, દ્રૌપદીના વિવાહમાં આવેલી કુળસ્ત્રીઓનો મંગળ સંગીત શાંભળવાને આતુર થઈ મોહડાં નીચે નમાવવા લાગ્યા તેથી તેના સારથી અરૂણને ઘણો ત્રાસ થવા માંડ્યો. એવા શુભ સમયે કુંતી, માદ્રી, તથા ગાંધારી પ્રમુખ સ્ત્રીઓએ નાના પ્રકારનો શૃંગાર કર્યો. પછી શત્રુના કાનને ફોડનારા વાદ્યો વાગતા છતાં, બંદીજનોએ વૈભવનો સ્તવ કર્યો છતાં, ક્રમે કરી સર્વ પાંડવો મંડપ દ્વારમાં આવ્યા. તે સમયે સાસુ પ્રમુખે અવતારણ મંગળ કર્યું. નંતર તે સૂર્યના જેવા તેજ વાળા પાંડવ માતાના ઘરમાં ગયા. ઉપાધ્યાયે દ્રૌપદીના દક્ષિણ હાથમાં દીપ દીધો. વૃદ્ધ સ્ત્રીઓના કહેવાથી લજાએ ચંચળ થએલી દૃષ્ટિ દ્રૌપદીએ પાંડવોની તરફ લગાડી. જેમ પંચાંગ મંત્રને લક્ષ્મી ધારણ કરેછે તેમ પાંચાળ રાજાની કન્યાએ પાંચ પાંડવોને પતિ કર્યા.

બ્રાહ્મણોએ વિવાહ સંબંધી મંત્રોનું પઠન કરીને અગ્નિને વિષે હવન કર્યું. પાંડવોએ તે વિવાહ વેદીને પ્રદક્ષિણા કરી. દ્રુપદ રાજાએ, પાંડવોના પાણિમોચન પર્વને વિષે સ્ત્રી શિવાય ઘરમાં જેટલા પદાર્થો હતા તે બધા તેમને અર્પણ કર્યા. નગરની સ્ત્રીઓ પોતાના કોકિળાના જેવા સ્વરવડે દુંદુભી ધ્વનિની સાથે અતિ મધુર અવાજે મંગળ ગાયન કરવા લાગી. પછી પાંડવો દ્રુપદ કન્યાને રાજ્ય લક્ષ્મીની પઠે લઈ રથમાં બેસાડીને પોતાના ઘેર જવા નીકળ્યા. અનુક્રમે ચાલતાં પાંડુ રાજા પોતાના આપ્ત જે કૃષ્ણાદિ, પોતાને અનુકૂલ જે રાજાઓ, સ્ત્રીઓ તથા પુત્રોસહિત પોતાના નગર પ્રત્યે પ્રસ્થાન કરતો હવો. પાંડવો વિદાય થયા ત્યારે તેઓને મોકળવાને કેટલે-એક દૂર દ્રુપદ રાજા ગયો હતો તેને બલાતકારે કરી પાંડુ રાજાએ પાછો ફેરવ્યો. પાંડુ રાજા પોતાના નગરમાં આવ્યા તે વખતે નગર અતિ શોભવા લાગ્યું. પ્રત્યેક પ્રજાના ઘેરના બારણા ઉપર તોરણો લગાડેલાં હતાં. રાજમાર્ગમાં નાના રંગની પતાકાઓ ફરકી રહી હતી. રસ્તામાં જોવાને બેઠેલી સ્ત્રીઓની નયન પંક્તિ તે જાણે કમળોના વૃક્ષોની ઉપર પ્રફુલ્લિત થએલા નીલાં કમળજ હોયની! એવી શોભતી હતી. એવા પોતાના નગર પ્રત્યે પાછળ ચાળનારા તથા સાથે ચાલનારા જે સ્વજન, રાજમંડળ, સ્ત્રીઓ તથા પુત્રોસહિત પાંડુ રાજા પ્રવેશ કરતો હવો. પછી શ્રીકૃષ્ણવિના પાંડુએ પોતાના સુવર્ણના રથ, હાથીઓ, વગેરેને પોતપોતાના સ્થાને મોકલ્યા અને પોતાની સાથે આવેલા દેશદેશના રાજાઓને પણ યોગ્ય ભેટો આપી સત્કાર કરી પોત-પોતાના નગર પ્રત્યે જવાને વિદાય કર્યા. પછી પાંડવોએ કૃષ્ણ સહિત ક્રીડા પર્વત, ઉદ્યાન, વાપી વગેરે સ્થળોમાં ક્રીડા કરતાં એક પહોરની પઠે કેટલાએક દિવસો કહાડ્યા. એક સમયે કૃષ્ણ પાંડવો પ્રત્યે સ્નેહને વશ થઈ એકાંતમાં બોળાવી શુભ ફળો દેવા વાળી વાણી કહેવાનો આરંભ કરેછે એટલામાં આકાશ માર્ગે નેત્રોને અતિ આનંદ દેનારા નારદમુનિ પધાર્યા. તેમને જોઇને એમણે અભ્યુત્થાનાદિ સન્માન કર્યું તેણે કરી ચિત્ત સંતુષ્ટ થયુંછે જેનું એવા નારદમુનિ કૃષ્ણની વાણીએ કરી આજ્ઞા કરવા લાગ્યા.

નારદ—કાનને અમૃતની પઠે જે તમારા વિવાહ રૂપ મંગળ તે શાંભળીને પરબ્રહ્મલય કરતાં પણ મને અધિક આનંદ થયોછે. પરંતુ હે વત્સો, મને એક અત્યંત ખેદ થાયછે તે કહું તે તમે શાંભળો. આ સ્ત્રીઓ જે છે તે શત્રુરૂપ મેઘના ઉલ્લાસને પ્રાવૃટ્ કાળ જેવી છે; ઉત્તમ પ્રૌઢી પ્રત્યે આરોહણ કરનારા બંધુ સ્નેહરૂપ વૃક્ષને દાવાનળની જ્વાલા જેવીછે. નદીના પ્રવાહરૂપ જે બાંધવોનાં અંતઃકરણ. તેઓને દ્વૈધબુદ્ધિભાવ કરવાને આડી ટેકરી રૂપછે. એજ હરિણાક્ષી સ્ત્રીઓ આખા કુટંબનો સંહાર કરવાને કારણભૂત છે. એ વિષે પૂર્વની એક કથા છે તે તમે શ્રવણ કરો. ભરતખંડનું ભૂષણરૂપ એક રત્નપુર નામનું નગર છે. તેને વિષે યાચકોનો અભાવ હોવાથી કોઈ

જ્ઞાન દેનારો છે એવું શંભળાતું નથી. તે નગરમાં જેણે શત્રુઓને દાસની પઠે કરચા છે એવો એક શ્રીષેણ નામનો રાજા થયો. જેણે ન્યાય અને વિક્રમના ધર્મનો સંધિ કરચો. તેને બે સ્ત્રીઓ હતી. એક અભિનિંદિતા ને બીજી શિખિનંદિતા. જેમ કામદેવની પ્રીતિ રતિને વિષે હોયછે તેમ તે રાજાની બન્ને સ્ત્રીઓની ઉપર પ્રીતિ હતી. અનુક્રમે જેમ પ્રાચી દિશાને વિષે જગતને પ્રકાશ કરનારા સૂર્ય અને ચંદ્ર ઉદય પામેછે તેમ અભિનંદિતાના ઉદરથી બે પુત્રો ઉત્પન્ન થયા. તેઓમાં પહેલો ચંદ્રના જેવી કાંતિવાળો નેત્રોને અતિ આનંદને આપનારો ઇંદુષેણ નામનો પુત્ર થયો. બીજો બિંદુષેણ થયો તે જાણે સ્મર લીલા લતાનો કંદજ હોયની! તે બન્નેને શાસ્ત્રને વિષે સ્પર્ધાના અનુબંધે કરી સર્વ જગતના કર્ત્તા અધિક શાસ્ત્રજ્ઞતાની પ્રાપ્તિ થઈ. અનુક્રમે તેઓ મદરૂપ સરોવર તીરનેવિષે નિબિડ દુર્વિનયના વૃક્ષ અને સ્મરરૂપ હસ્તિની ક્રીડા વનરૂપ જે યૌવનાવસ્થા તેને પ્રાપ્ત થયા. ત્યારે તેઓના પિતાએ અનેક રસરૂપ અમૃતને ઝરનારી અને ગુણોરૂપ આરામની કમળોની પંક્તિ એવી રાજ કન્યાની સાથે તેઓનો વિવાહ કરચો. તેજ નગરમાં સર્વ કળાઓમાં નિપુણ, અને ગુણોનું કેવળ ઉત્પત્તિ સ્થાન એવી અનંગ-સેના નામની વેસ્યા હતી. તે લાવણ્યામૃતની નદીરૂપ વેસ્યાને વિષે રાગી પુરૂષોની દૃષ્ટિ બૂડતી છતાં સ્તનરૂપ કુંભને પામીને મોટા આનંદને પામતા. તે વેસ્યાની નિપુણતારૂપ બાગુરા એટલે પારા-ધણની જાળી તેમાં સપડાયલું અને મદનરૂપ વ્યાધના બાણેકરી વીંધાએલું જે તરૂણ કામી પુરૂ-ષોનું મન તે એક પગ પણ આગળ મુકવાને સમર્થ થતું નહી. તેની ઉપર શ્રીષેણ રાજાના પુત્રો આશક્ત થયા. પછી જેમ એક હાથણની ઉપર આશક્ત થએલા બે મદોન્મત્ત હસ્તીઓ પોત પોતામાં કળહ કરે તેમ તે બન્ને ભાઇઓ પરસ્પર કળહ કરવા લાગ્યા. એવા તે નિત્ય કળહ કર-નારા નિર્લજ્જ થએલા, બન્નેને જોઇને એક દિવસે રાજાએ અતિ ખેદ યુક્ત બોલાવીને ઉપદેશ કરચો. કે હે વત્સો, નિંદ્ય કુળને ઉચિત એવું તમે આ શું કરવા માંડ્યું છે! જુવો કે એક વેસ્યા સારૂ બીજો પુરૂષ પણ કળહ કરે નહી તો તમે બન્ને ભાઇઓ છતાં લડી મરો છો એ કાંઈ સારૂં નથી. વારાંગનાઓ થોડા લાભને માટે એકને મુકીને બીજાનું સેવન કરેછે તેને વિષે પ્રીતિ કરવી તે શું યોગ્ય છે! એની સાથે ગમે તેટલી પ્રતી કરી હોય તો પણ જેમ મરૂદેશની પૃથ્વીમાં આર્દ્રતા અતિ થોડી હોયછે તેમ એના મુખમાં જેટલું પાણી નાખીએ તેટલીજ આર્દ્રતા હોયછે, અધિક નથી હોતી. અર્થાત વેસ્યાઓનું હૃદય અતિ કોરૂં હોયછે, તેમાં પ્રેમ રંચમાત્ર હોતું નથી. એવી મરૂદેશની પૃથ્વીના જેવી વેસ્યાઓને વિષે કિયો બુદ્ધિવાન પુરૂષ રક્ત થવાનો છે! જેનાં નિર્ધનત્વાદિ પુષ્પ છે, નરકાદિ જેનાં ફળ છે એવો મહા વ્યસન રૂપ જે વૃક્ષ તેનું મૂલ વેસ્યાજ છે એમ જાણવું. એવી રીત ઘણા સુવાક્યોએ

રાજાએ તેઓને બોધ કર્યો તેમ છતાં તે બન્ને અત્યંત મત્સરને વશ થયા થકા પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. તે બન્ને એ વ્યસનને કરી લડી લડીને મરશે તે મારાથી જોવાઈ શકાશે નહી એવો વિચાર કરીને રાજા અત્યંત કઠણ વિષ ખાઇને મરણ પામ્યો; અને પોતાના પતિના આચરણથી અતિ શોક કરતી થકી તે બન્ને સ્ત્રીઓ પણ મરણને પામી. છેવટ તે વેસ્યાને માટે પરસ્પર બન્ને ભાઇઓ કેટલોએક કાળ સુધી લડી લડીને મરણને પામ્યા. એવી રીતે હે પાંડવો, તે પાંચ જીવોનો એક સ્ત્રીને માટે સંહાર થયો. માટે સ્ત્રીને વાસ્તે કોઈ વાતનો દ્વેષ કરવો નહી. સ્ત્રી સર્વ અનર્થોનું મૂળ છે. તે કારણ માટે હે વત્સો, એક સ્ત્રીને વિષે તમે પાંચે રમમાણ થનારનું હું કલ્યાણ માનતો નથી તેથી હું જલદીજ અહીં આવ્યો. જો તમને પોતાનું કલ્યાણ કરી લેવાની ઇચ્છા હોય તો હું જેમ કહું તે પ્રમાણે તમારે ચાલવું. જે સમયે તમારામાંથી કોઇએક દ્રૌપદીના અંતઃ-પુરમાં હોય તે સમયે કોઈ બીજા કામ સારૂ પણ કોઇએ ત્યાં જવું નહી. એ સરત જે ત્રોડે તેણે બાર વર્ષ વનવાસ કરવો. એવી અયતિ ક્ષેમ કરનારી મુનિની વાણી શાંભળીને પાંડવોના હિતને અર્થે કૃષ્ણે પણ તે વાણીને અનુમોદન દીધું. તે મુનિની વાણી સર્વ પાંડવોએ મોટા હર્ષે કરી અંગીકાર કીધી. પોતાના હિતને માટે કોણ દોડે નહી! પછી તે મુનીંદ્ર તે પાંડવોને યથાર્થ આશીર્વાદ દઇને સ્વચ્છંદે કરી આકાશ માર્ગે જતા હવા. કૃષ્ણ અનેક ઉપચારે અત્યંત હર્ષિત થયો છતાં પાંડુ તથા પાંડવોને પૂછીને દ્વારકા પ્રત્યે ગયો.

વૃત્તમ્.

**प्रतिसमयनिरुद्धकामचाराः प्रणयप्ररूढधियः परस्परेण;**
**सह विहितसमस्तकेलिरम्यं, गमयंति स्म दिनानि पांडवेयाः ॥ १ ॥**

અર્થ— નારદ મુનિના કહેલાં વાક્યોથી જેઓ નિરૂદ્ધ થએલા, સ્વચ્છંદતાથી વિચરનારા, પરસ્પર સલા સંપથી ચાલનારા પાંચે પાંડવો સાથે મળી સમસ્ત કેળીઓમાં રમમાણ થયા થકા દિવસો નિર્ગમન કરવા લાગ્યા. ॥ ૧ ॥

**इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरिते महाकाव्ये द्रौपदीस्वयंवरवर्णनं नाम चतुर्थः सर्ग स्तस्य भाषांतरं समाप्तं ॥ ४ ॥**

## અથ શ્રી પંચમ સર્ગ પ્રારંભઃ

નારદે જે મર્યાદા બાંધી આપી હતી, તે પ્રમાણે પરસ્પર અખંડ પ્રીતિપૂર્વક પાંડવો દ્રૌપદીની સાથે ચાલવા લાગ્યા. તેમજ પાંચાળી પણ અડિગ નિયમથી ચાલવા લાગી. પાંચેને વારા ફરતી યોગ્ય સમયે પોતાના અંતઃપુરમાં બોલાવે; સર્વના મન પ્રમાણે ચાલે; સર્વને યથાસ્થિત આનંદ

આપે અને સર્વને સમભાવે વર્ત્તાવે વગેરે અતિ ઉત્તમ રીતે પાંચ પતિની સાથે ગૃહસ્થાશ્રમ વ્યવહાર કરવા લાગી. કેટલોએક કાળ વ્યતીત થયા પછી પાંચે પાંડવોથી એક એક પુત્ર એમ પાંચાળીને પાંચ પુત્રો ઉત્પન્ન થયા. તેઓને પાંચ ધાઇઓએ ઉછેરવા માંડ્યું. તે પાંચે બાળકો એવા તેજસ્વી નીકળ્યા કે, સર્વ લોકને પ્રીય તથા લોકપાળ તુલ્ય એવા દીશવા લાગ્યા. તેઓનાં નામ ભિન્ન ભિન્ન રાખવામાં આવ્યા. તોપણ સામાન્યપણે તેઓને લોકો પંચાળ નામે બોલાવતા હતા. કોઇ એક સમયે સરદ્દરૂતુનું આગમન થયું તે જાણે પાંડુ પુત્રોનું શૌભ્રાતૃ, અને દ્રૌપદીનું સતીવ્રત જોવાને આવી હોયની! વર્ષારૂતુરૂપ સર્પના વિષે કરી કાળાશને પામેલા મેઘની ઉપર નિર્મળ ચંદ્રનાં કિરણો પડવાથી તે અતિ સ્વચ્છ થઈ રહ્યા. મેઘરૂપ પ્રતિબંધ ટળી ગયાથી અંધકારરૂપ શત્રુનો નાશ થતાં ચંદ્ર અતિ શોભવા લાગ્યો, તેની આસપાસ બીજાં નક્ષત્રો ચળકતા હતાં તે જાણે દિશારૂપ વધુઓએ નાખેલા અક્ષતોજ હોયની! ભાતના ખેતરોમાં ચોખાના ઝાડો નમી ગયા હતા તે જાણે વર્ષારૂતુરૂપ પોતાના બાપના વિયોગના શોકને લીધે માથું નીચું કરીને ચિંતા કરતા હોયની! સ્વચ્છ થએલા પાણીના તળાવોમાં કમલો ખીલી રહ્યા છે તે, રાજાઓના હાથી તથા ઘોડાઓ પ્રમુખ નાના પ્રકારની સેનાના પગોથી ઉડેલી ધુળવડે મળીન થએલા આકાશની ઉપર જાણે હાસી કરતા હોયની! સારસ પક્ષી શબ્દ કરવા લાગ્યા તે સરદ્દરૂતુરૂપ પોતાની સખી ઘણા દિવસે આવી એમ જાણીને જાણે દિસાઓરૂપ તેની સખીઓજ તે શબ્દોના મિષે તેને પ્રેમે કરી બોલાવતી હોયની! વર્ષારૂતુમાં હિમાલય પર્વતમાં ગએલા હંસ પક્ષીઓ પાછા આવીને ખીલેલા કમલ સહિત સરોવરની ઉપર આવી બેઠા, તે ઉત્તમ પુરૂષ ગમે તેટલી મોટાઈ પામ્યો હોય તોપણ તે પોતાના સ્વામીને ભૂલી જતો નથી ને પાછા આવીને તેની ભેટ લિએછે તેની જાણે નકળજ કરતા હોયની! વનભૂમિને વિષે ફૂલેલા ફૂલો સહિત સપ્તચ્છદ નામના ઝાડની ઉપરથી જ્યાં ત્યાં સુગંધી નીકળી રહી હતી તે જાણે મદોન્મત્ત હાથીના ગંડસ્થળમાંથી નીકળતા મદના ઝરણાની સુગંધી વડે વનભૂમિ સુવાસિત થઈ રહી હોયની! એવી શરદ્દરૂતુને વિષે પાંડુ રાજાના પુત્રો સર્વ ભોગ્ય પદાર્થોએ કરી સંપન્ન નાના પ્રકારની કેળીઓ કરવા લાગ્યા.

કોઇએક સમયને વિષે ગામની બાહાર શીમમાં ગાઈઓ ચરતી હતી તેઓને કેટલાએક ચોર આવીને હરણ કરી ગયા. તે દક્ષિણદિશાને વિષે હાકી જતાં ગાઇઓએ ઘણી પુકારો કરવા માંડી અને બીજા ગોરક્ષકો પણ જ્યાં ત્યાં નગરમાં કોળાહળ કરી રહ્યા. એ વાત પાંડવોના કાને પડતાંજ અર્જુને પોતાના વિદ્યાગુરૂની પાશે જઇને પ્રતિજ્ઞા કરી કે, હું સર્વ પ્રજાના હિતને અર્થે સર્વ ગાઇઓને વાળી લાવીશ. એ કાર્ય કરતાં જો મારા પ્રાણ જાય તોપણ ફિકર નહીં; પણ મુકવાનો નથી. એવું બોલી ચતુર ચૂડામણિ અર્જુને મહાક્રોધ કરચો. તેના આવેશથી અ-

ગ્નિના જેવી લાલચોળ આંખો થઈ ગઈ અને પોતાનાં ધનુષ્ય તથા બાણ લેવાને અંતઃપુરમાં જ્યાં ધર્મ અને દ્રૌપદી સૂતેલાં હતાં ત્યાં નારદની કરેલી મર્યાદાનો ભંગ કરી માંહે ધસ્યો અને સાથે ધનુષ્ય બાણ વગેરે શસ્ત્રો લઇને જે તરફ ગાયો ગઇઓ હતીઓ તે તરફ રથારૂઢ થઇને દોડ્યો. થોડીવારમાં ચોર લોકોને પકડી તેઓને માર મારી અધમુઆ સરખા કરી ગાયોને છીનવી લઈ ગોપોની સાથે વીંટાયલો અને પ્રજાજનોની સાથે વંદાયલો અર્જુન નગર સમીપે આવ્યો. તે સમયે ગાયો હર્ષના શબ્દો કરવા લાગીઓ તે જાણે ઊંચે સ્વરે પાર્થનો યશ વર્ણન કરતી હોયની! અર્જુને નગર બાહાર પાદરમાં ઊભો રહી એક અનુચરની સાથે યુધિષ્ઠિર, પાંડુ તથા કુંતી વગેરેને પોતાથી થએલા અપરાધના પ્રાયશ્ચિત્તની આજ્ઞા પૂછવા મોકલ્યો કે કુરૂવંશની શુદ્ધિને અર્થે નારદ રૂષિએ ઠરાવી આપેલી મર્યાદાનો મારાથી ભંગ થયો છે; અને તે થયાથી બાર વર્ષ સુધી તીર્થાટન કરવાને જવું એવી શિક્ષા પણ તેમણેજ ઠરાવેલી છે તે હું માન્ય કરીને તીર્થયાત્રા કરવાને જાઉંછું. મુનિનું વચન અવશ્ય માન્ય કરવું જોયે; કેમકે તે પ્રમાણરૂપ છે. માટે હવે મને આજ્ઞા આપો કે હું જાઊં અને મારા હૃદયમાં રહેલાં તમારાં ચરણારવિંદો સર્વ પ્રવાસને વિષે વિઘ્નોને ટાળનારાં થાય એવો અનુગ્રહ કરો. એવી અર્જુને કહેલી હકીગત સર્વ તે અનુચરે રાજ દરબારમાં જઈ કહી. તે સાંભળીને પાંડુ પ્રમુખ સર્વ પરિવાર જ્યાં અર્જુન પાદરે ઊભો હતો ત્યાં આવ્યો તેમાં પાંડુ રાજા અર્જુનનો હાથ ઝાલી મહા ખેદયુક્ત થઈ અર્જુન પ્રત્યે બોલવા લાગ્યો.

પાંડુરાજા—હે ધનંજય, હે વત્સ, તેં આ ગાયોને પાછી વાળી તે ઘણું સારૂં કરચું. એ કૃત્ય અવશ્ય ક્ષત્રિઓને કરવું જોયેછે. પરંતુ આ સમયે તને તીર્થયાત્રા કરવા જવું યોગ્ય નથી. હજી તારી શિશુ વય ગણાય. તેમાં પૃથ્વી પર્યટન કરવું સારૂં કહેવાય નહી. જો પણ તારાથી રૂષિની આજ્ઞાનો ભંગ થયો છે ખરો તો પણ તે પરોપકારને અર્થે હોવાથી તેથી કોઈ પ્રકારે બાધા થવાનો સંભવ નથી. માટે એ મનોરથ તું મુકી દે. તીર્થાટનની આકાંક્ષા તો વૃદ્ધ પણામાં શોભે છે. માટે એ ઇચ્છાનું તું ત્યાગ કર.

કુંતી—હે દીકરા, આપણા કુરૂવંશનો ચાલ છે કે, પુત્ર યોગ્ય ઉંમરમાં આવ્યા પછી તેનો પિતા રાજ્યભાર તેની ઉપર મુકીને તીર્થ યાત્રા કરવા નીકળે છે. માટે તું આહીં રહે ને તારા પિતાને તીર્થાટન કરવાને જવા દે. એ યોગ્ય છે. વળી તારૂં બાહાર જવું શાંભળીને દ્રૌપદી અતિ રૂદન કરી રહેલી છે. તેને એમજ મુકીને તારાથી કેમ જવાશે. કેમકે, સૌથી એનો પ્યાર તારા ઉપર અધિક છે.

યુધિષ્ઠિર (અતિ શોકાતુર થયા થકો) હે ભ્રાતા, જે કોઈ પોતાના માવિત્રોનું કહ્યું ઉલ્લંઘન કરીને પોતાનું ઇચ્છેલું કાર્ય કરવાનો આરંભ કરેછે તેનો નિર્વિઘ્ન પણ અંત સફળ થતો નથી.

મુનિનાં વચનો ભંગ કરવા વિષે તારા મનમાં રંચમાત્ર ખેદ આણવું નહી. કેમકે, પ્રજાનું રક્ષણ કરવું તે તો આપણો ધર્મ છે; અને જે પરોપકારાર્થે કાર્ય કરાયછે તેમાં રંચમાત્ર દોષ હોતો નથી. માટે તારે વિદેશ જવાનું કાંઈ કારણ નથી.

ભીમ—હે બંધુ અર્જુન, તારો આવો થએલો મનોરથ મને ગમતો નથી. કેમકે, હું તારાવિના કાયર થઈ જઇશ, તારાવિના હું ઘડી પણ કેમ રહી શકું! વળી તું પ્રવાસનેવિષે ગયાથી અમને અનેક પ્રકારની ક્રીડા કોણ કરાવશે. તારા વિના અમે બધા ઉદાશીન થઈ જશું; માટે એ ઇચ્છાને મુકી દે.

ઇત્યાદિક સર્વ સ્વજનોનાં વચનો શાંભળી ધૈર્ય રાખી તથા મનમાં પોતાના પ્રવાસનો હેતુ રાખીને પોતાના વડીલો વગેરેને અર્જુન કહેવા લાગ્યો.

અર્જુન—હે સર્વ સ્વજનો, આ વખતે આવી અતિ પ્રીતિ બતાવવી જોઇતી નથી; કેમ કે, હું યોગ્ય કારણસર પ્રવાસ કરવા ચાહુંછું. જે કર્ત્તવ્ય છે તે કરવુંજ જોઇએ. તેમાં કોઇએ આડે આવવું નહી. એ પ્રતિજ્ઞા જરૂર પૂરી થવી જોઇએ છે. માટે તમે મને રોકવાનો ઉપાય ન કરતાં જવાની આજ્ઞા આપો કે, જેથી મારો મનોરથ પૂર્ણ થાય; અને મુનિનું વચન પણ સત્ય થાય.

એવી ઘણી યુક્તિઓએ કરી અર્જુને પોતાના કુટંબીઓને સમઝાવ્યું અને ઘણી પ્રાર્થના કરી તેથી બધાનાં મન પિગળીને પાણી જેવાં થઈ ગયાં. પ્રેમના આવેશથી કોઇનાથી કાંઈ બો-લાય નહી એમ થયું. પછી પ્રથમ યુધિષ્ટિરે ધર્મકૃત્ય જાણીને આજ્ઞા આપી. ત્યારે માતા પિતાને પગે પડી નમસ્કાર કરી તેઓની રજા લીધી. બીજા સર્વ સ્વકુટુંબીઓની યથાયોગ્ય આજ્ઞા લઈ, તેઓના વચનોને અનુમોદન વગેરે દઇને ત્યાંથી ચાલવાની તૈયારી કરી. તે પ્રસંગે મંગળમાં ભંગ થવાના ભયથી આંખમાંથી આંસુ લુછીને દ્રૌપદી પાર્થ પ્રત્યે બોલવા લાગી.

દ્રૌપદી—હે પ્રાણપ્રિય, પ્રેમાસ્પદનો વિયોગ સહન કરી શકે એવો જગમાં કોઈ વિરલોજ હશે. એવા સમયે મનને ગમે તેટલું વાળીએ તોપણ વળવા મુસ્કીલ થાય. પ્રિયતમનું મળવું એ સુખની શીમા છે, અને પ્રિયતમનો વિયોગ તે દુ:ખની શીમા છે. આપના વિયોગથી જે મારા મનમાં ભાવ ઉત્પન્ન થાયછે તે કથન કરવા કરતાં સ્વત: આપને નિવેદન થશે. પરંતુ આપનો દૃઢ નિશ્ચય જોઈને મારાથી ના બિલકુલ કહેવાતી નથી. માટે હું રાજી થઈને રજા આ-પુંછું. આપને પ્રવાસને વિષે સર્વ મંગળ થાઓ. સર્વ તીર્થાટન કરીને ફરી અમને જલદી આવી મળો. હવે આપ ત્વરા કરો. શુભ કૃત્ય કરવામાં વિલંબ કરવો જોઇએ નહી. પરંતુ મારી એટલી પ્રાર્થના છે કે, મને સર્વ પ્રકારે વીસરી જવું નહી. મારી ઉપરથી માયા ઉતારી નાખવી નહી. અને વિદેશમાં જઈ ત્યાંથી કોઈ નવી કળા સીખી અને નવી લક્ષ્મી લઇને વહેલા પધારજો.

છેવટ આ સમયના મારી દીનતા યુકત મુખમુદ્રા વડે નીકળતાં વચનોને કોઈ સમયે ભૂલી જવું નહી. તેમજ કૃપાદૃષ્ટિનો ત્યાગ કરવો નહી.

એવાં અતિ કરૂણાને ઉત્પન્ન કરનારાં દ્રૌપદીનાં વચનો શાંભળીને અર્જુનનું મન અતિ કોમળ થઈ ગયું. અને પ્રવાસ કરવાને જવા લાગ્યો તે સમયે અતિ નમ્રતાયુકત પાછળ ચાલી આવતી દ્રૌપદીને જોઇને અર્જુનથી પ્રેમ અવરાયો નહી તેથી તેને આલિંગન દઈ તથા અતિ પ્રીતિનાં વચનો કહીને રોકી રાખી. તેમજ બીજા સ્વજનો તથા પુરવાસી લોકોને રોકી રાખી પાછા જવાનું કહ્યું; અને પોતે ધનુષ્ય બાણ સાથે લઇને આગળ વધ્યો. અર્જુનને જતો જોઇને દ્રૌપદી વારંવાર તેને પુઠળથી જોવા લાગી. તેમજ અર્જુન પણ વારેવારે ડોકું ફરાવીને દ્રૌપદી તરફ જોવા લાગ્યો. તે જાણે પ્રેમનું અતિશયપણું બતાવતા હોયની! એમ મુકવા આવેલા સ્વજનોને નગર તરફ ચાલતાં અને અર્જુનને પ્રવાસ તરફ ચાલતાં ઘણો અંતરાય પડી ગયો.

અર્જુન કેટલેએક દૂર ગયો ત્યારે એક વિશાળ સરોવર આવ્યું. ત્યાં જઈ જળક્રીડા કરીને અંગ શૌચ કરચું. પછી દેવોને પ્રણામ કરી વનફળ લાવી ક્ષુધા નિવારણાર્થે ખાઇને ફૂલોની સય્યા કરીને તેની ઉપર સૂતો. પછી ખરી રણવેળા વીતાડીને ત્યાંથી આગળ ચાલ્યો. અને જ્યાં કૌતુકયુકત એક જગ્યા હતી ત્યાં આવી પહોતો. તે ઠેકાણે એક અઘોર જંગળ હતું, તે જાણે ચોરોનું સ્થાનજ હોયની! એવું દીઠામાં આવ્યું. તેમાં ચોરો રાત્ર દિવસ ફરતા રહેતા હતા. બીજા પણ નિશાચરો પારવનાના તેમાં વિચરતા હતા. ભયંકર વનપશુઓ તેમાં એટલા બધા હતા કે તેઓની ગણતરી થઈ શકે નહી. જ્યાં ત્યાં શિઆળિઆઓના ભયંકર નાદો, સિંહોના ડરામણા અવાજો, વ્યાઘ્રોના બિહામણા શબ્દો, વાંદરાઓની ચીચીઆરીઓ, ચિત્રાઓનાં ઘુરરાટ, અને વૈતાળ વગેરેની ત્રાસદાયક ધ્વનિઓ શાંભળ્યામાં આવતી હતી. ત્યાં વનસ્પતિ એવી ઘાટી હતી કે, જેમાં સૂર્યનો પ્રકાસ પણ પ્રવેશ કરી શકે નહી. પહાડો એવાં તો મોટાં હતાં કે જાણે આકાશની સાથે વાતો કરતાં હોયની! લતાઓ વૃક્ષોની સાથે વીટાયલી હતી તે જાણે પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિને પ્રેમ દર્શાવવા આલિંગન આપેછે તેનું નકળ કરતી હોયની! એવા મહા ભયંકર વનનેવિષે અર્જુને પ્રવેશ કરચો. અને તેમાં જેમ સિંહ નિર્ભય થયો થકો વિચરે તેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં રત્નશિખર અથવા પૃથ્વીના શિરોરત્ન જેવો એક પર્વત અર્જુનને દીઠામાં આવ્યો. તેની શિખર ઉપર લક્ષ લગાડી નિરખી જોતાં એક પુષ્પ નજરે પડચું. તે એવું તો સુંદર હતું કે, અર્જુનનું મન અતિ લોભાયમાન થઈ ગયું; અને અતિ આશ્ચર્યને પામ્યો. પછી તે પર્વતની ઉપર ચઢયો. શિખર ઉપર જઇને જુવેછે તો એક જિન ચૈત્ય સુશોભિત થઈ રહ્યું છે. દશે દિશાઓમાં ચંદ્રકાંતિ મણિનો પ્રકાશ પ્રસરી

રહેલો હતો તે જાણે દશે દિશાઓએ પોતાનાં મુખ વિકાસ્યા હોયની! નીલ મણિઓએ કરિ મંડિત દ્વારોનો ચલકાટ તે જાણે શુભ્ર પ્રકાશનો દ્વેષ કરતો હોયની! જેની શ્રેણીઓ પરવાલાથી જડેલીઓ હતીઓ; સ્તંભો સુવર્ણના હતા. જ્યાં ત્યાં સુવર્ણના કળશો ઝળકી રહ્યા હતા. એવી વિવિધ શોભાયુક્ત જાણે પૃથ્વી ઉપર દેવતાઈ વૈમાનજ હોયની! એવું જિનમંદિર જોઇને અર્જુન અતિ પ્રસન્ન થયો. તેની નજીક એક બગીચો હતો. ત્યાં એક વાવ્ય જોવામાં આવી, તેમાં પેશીને અર્જુન નાહ્યો. પછી તે બગીચામાંથી નાના પ્રકારનાં પુષ્પો વીણીને તે મંદિરમાં પ્રવેશ કરચો. અને જુગાદિ જિનેશ્વરને નમસ્કાર કરી પ્રદક્ષિણા દઇને સ્તુતિ કરવા લાગ્યો. यतः "जय नाभिकुल क्षीर, नीराकार निशाकर; जयाशेष जगदुःख, निदाघ जलदागम"! પછી જિનમંદિરને અહિ તહિ ફરી જોઇને બાહાર નીકળ્યો. અને તે પર્વતની શિખર ઉપર ફરતાં જુવેછે તો એક પુરૂષ મરણને માટે ઉદ્યમ કરેછે અને તેની પાશે એક સ્ત્રી મનાવે છે. તેણે તેના પગ ઉપર માથું મૂકેલું છે; તેના મુખમાં આંગળી દીધેલી છે, ઉપલું લૂગડું ખેંચી રહીછે અને વારંવાર વિલાપ કરતી તથા નાયકને નિષેધ કરતી અર્જુને તેને દીઠી. તે અતિ સ્વરૂપવાન હોવાથી કુળવધુ દેખાઈ તેથી તેની પાશે જઇને તે મરણના ઉદ્યમી પુરૂષપ્રત્યે ધનંજય બોલ્યો.

અર્જુન—હે મહાભાગ્ય; હે ગુણજ્ઞ, નિર્ગુણી પુરૂષના જેવું કૃત્ય તમે કેમ કરોછો? આ મરણનો ઉદ્યમ તમને શા સારૂ કરવો પડેછે. એ વાત પ્રસિદ્ધ કરવામાં કાંઈ હરકત ન હોય તો સર્વ સાચી હકીકત મને કહી શંભળાવો કે, જેથી મારાથી બનતા ઉપાયો કરીને તમારૂં દુઃખ નિવારણ કરવાનું યત્ન કરૂં.

મરણોદ્યુક્ત પુરૂષ—(હાથ જોડીને) હે પરોપકાર શિરોમણિ, તમારાથી ગુપ્ત રાખ્યા યોગ્ય કાંઈ છેજ નહી. આપ સરખાની પાશ ગુપ્ત વાત રાખીએ તો પછી પ્રગટ તે કોની પાશે કરિયે; આપની મુખમુદ્રાજ કહી આપેછે કે, આપ સર્વ દુઃખ હરણ કરવાને સમર્થ છો. પરંતુ પોતે દુઃખી છતાં બીજાને દુઃખ દેવું યોગ્ય કહેવાય નહી.

અર્જુન—હે પુરૂષ શિરોમણિ, આખા જગતની રક્ષા કરવાસારૂ કુરૂવંશે નિયમ લીધો છે. એવું પાકું મનમાં જાણીને તું મારી પાશે સાચું બોલ. જેથી હું તારા દુઃખનો અંત આણું. એમાં કાંઈપણ સંશય જાણવો નહી.

મરણોદ્યુક્ત પુરૂષ—હે ક્ષત્રિય કુલાવતંશ, શાંભળો મારી સર્વ હકીકત કહી શાંભળાવુંછું. આ ચૈત્યની દક્ષિણદિશા તરફ એક રત્નપુર કરીને નગર છે. ત્યાં ચંદ્રાવતંશ નામે રાજા થઈ ગયો. તેની કનકસુંદરી નામે પટરાણી હતી. તેના ઉદરથી હું મણિચૂર નામનો પુત્ર ઉત્પન્ન થયોછું. અને બીજી તેમને પ્રભાવતી નામની પુત્રી થઈ. મારી બાલ્યાવસ્થા વીત્યાપછી હું શિશુ અવસ્થામાં જ્યારે આવ્યો ત્યારે માતપિતાએ મને વિદ્યાકળા શિખવા ગુરૂને ઘેર મુકચો.

ત્યાં હું થોડી મુદતમાં સંપૂર્ણ વિદ્યા શીખ્યો. પછી મને જ્યારે યૌવનાવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે ચંદ્રાપીડ રાજાની ચંદ્રાનના નામની કુંવરીની સાથે મારૂં લગ્ન કર્યું. અને મારી બેનને હિરણ્યપુરના રાજા હેમાંગદની સાથે પરણાવી દીધી. મારા પિતાએ કુળ પરંપરાથી આવેલી વિદ્યા પણ મને સમયાનુસારે શીખવી. એમ કરતાં કેટલોએક કાળ વિત્યા પછી મારા પિતા પરલોક વાશી થયા. વિધિનો એવો નિયમ છે કે, પ્રાણીમાત્રને જ્યારે ત્યારે મરણને વશ થવું પડેછે; સર્વ ભયને જીતનાર પણ કાલના ભયને જીતી શકે નહીં. મરણના ભયથી મુક્ત થાય એવો સંસારમાં કોઈ છેજ નહી. ત્યાર પછી મંત્રીઓએ વિચાર કરીને મને રાજ્ય સિંહાસન ઉપર બેશાડીને રાજ્યાભિષેક કર્યો. રાજ્ય કરતાં કેટલાએક દિવસો વીતી ગયા પછી એક વિદ્યુતવેગ નામનો મારો પિત્રાઈ ભાઈ વિદ્યાધરોનું સૈન્ય એકઠું કરીને મારી સાંમે લડવા આવ્યો. તેની સાથે હું લડ્યો. ત્યારે રણસંગ્રામમાં તેણે મને જીતી લીધો; અને મારૂં રાજપાટ ખુંચી લઇને મને નગરથી બહાર કહાડી મુક્યો. તેથી મને ઘણું દુઃખ થયું. મારૂં સર્વસ્વ ગયું તેથી નિરાશ થઇને અહીં નાશી આવ્યો. મારી પાછળ થોડા વખતમાં મારી આ સ્ત્રી પણ આવી પંહોતી. કારણ સ્ત્રીનો એવો ધર્મ છે કે, પતિના સુખ તથા દુઃખમાં ભાગ લેવો. તો હે કુરૂકુલોત્તમ, એવી રીતે મારૂં નામ મણિચૂર, અને આ મારી સ્ત્રીનું નામ ચંદ્રાનના છે. રાજ્યભ્રષ્ટ થવાના દુઃખથી હું મરવાનો ઉદ્યોગ કરૂંછું અને મારી સ્ત્રી તેમ કરવાને મને અટકાવે છે. એ મારૂં વૃત્તાંત છે.

અર્જુન—હે વિદ્યાધર, હવે એ ઉદ્યોગ મૂકી દેવો જોયેછે, વગર મોતે મરવામાં કાંઈ માલ નથી. જીવતા મનુષ્યને ગએલા પદાર્થની ફરી પ્રાપ્તિ થાય છે; આવા પ્રસંગે દૈવયોગે મારૂં આવવું થયુંછે તેપણ તમે શુભકારક જાણજો. મારૂં નામ અર્જુન છે અને હું પાંડુ રાજાનો પુત્ર છું. હું નિશ્ચય કરી કહુંછું કે, તમારા શત્રુઓને મારીને ગએલી રાજ્યશ્રી ફરી પાછી તમારા સ્વાધીન કરીશ.

મણિચૂર—હે ધનુર્ધર, હે ભ્રાત, હું જાણુંછું કે તમારાથી સર્વે વાત બની શકશે. કેમ કે, તમે અનેક કળાઓમાં કુશળ છો. અને ધનુર્વિદ્યામાં તો અદ્વિતીય છો એવી મેં આપની કીર્ત્તિ શાંભળી છે. માટે આપને કાંઈ અશક્ય નથી. પરંતુ વિદ્યાધરો વિદ્યાથી મહા બળવંત છે માટે તેમના કરતાં જે અધિક વિદ્યાવાન હોય તેજ તેમને જીતી શકે. ઓછી વિદ્યાવાળાથી કદાપિ જીતાય નહી. એ કારણ માટે જે અમારા કુળક્રમની વિદ્યા મને પ્રાપ્ત થઇછે તેનું અધ્યયન તમે કરી લ્યો. એ વિદ્યા સાધ્ય થવાથી સર્વ શત્રુઓ જીતી શકાશે.

અર્જુન—હે મણિચૂર; ત્યારે હવે મને તમારી સર્વ વિદ્યા શિખવો.

એવું અર્જુનનું બોળવું શાંભળી અતિ હર્ષને પામીને પોતાની સ્ત્રીને તેના મહીએર વળાવી દીધી; અને ધનંજયને વિદ્યા શીખાડવા માંડી. જેમ યોગાશક્ત યોગીંદ્ર યોગનું સાધન

કરેછે તેમ એકાગ્ર ચિત્તે નિશ્ચય કરી પદ્માસન વાળી નાશાગ્ર દૃષ્ટિ રાખી નિમેષોન્મેષ રહિત થઈ વિદ્યામંત્રની ઉપાસના કરવા લાગ્યો. તેનું વ્રત ભંગ કરવાને કૃત્યાદ નામનો દેવતા આવ્યો. તેણે કોઈ મુડદાને લઈ તેના કટકે કટકા કરી અર્જુનની પાશે ફેંકવા માંડ્યા. જેઓના ગળામાં નરમુંડમાલા પહેરેલી હોયછે એવા રાક્ષસો પણ આવીને અર્જુનને ભયભીત કરવા લાગ્યા. કેટલાએક દેવતાઓ ક્રોધના આવેશે મોટા હસ્તિઓનાં રૂપ લઈ આવીને તીક્ષણ દંતુશળો વડે અર્જુનના અંગ ઉપર પ્રહાર કરવા લાગ્યા. કેટલાએક સિંહનાં રૂપ લઈ મેઘની ગર્જના જેવી કારમી ચીશો પાડી બીવરાવવા લાગ્યા. કોઈ સર્પ રૂપ ધારણ કરી ફણો ચડાવી અર્જુનની આસપાસ સર્વ અંગને વીંટી જવા લાગ્યા. કોઈ કુંતિનું રૂપ ધારણ કરી કરૂણાસ્વરે રોદન કરતો કહેવા લાગ્યો કે હે અર્જુન મારી રક્ષા કર; રક્ષા કર. કોઈ દ્રોપદીને કેશથી પકડી રોતી આણી અર્જુનને દેખાડવા લાગ્યો. એવા એવા ભયંકર કૌતુકોથી અર્જુન જરા પણ ડગ્યો નહી. એવી રીતે અડગ સ્થિત થઈ તપ કરતાં છ માસ વીતી ગયા. એટલી મુદતમાં મણિચૂર વિદ્યાધરે અર્જુનને આઠ વિદ્યાઓ સાધ્ય કરાવી. તે વિદ્યાઓની આઠ અધિષ્ટાતા દેવીઓ અર્જુનની પાશે આવી બોલવા લાગી.

દેવીઓ—હે ધનંજય, તું અમને શું કામ કરવાની આજ્ઞા કરેછે? અમે સર્વ તને પ્રસન્ન થઈ છૈએ.

અર્જુન—હે અધિષ્ટાતાઓ, જ્યારે હું તમારૂં સ્મરણ કરૂં ત્યારે તમારે મારી પાશે અકસ્માત આવવું; અને મારા વિદ્યાગુરૂ મણિચૂર પાશે રહેવું. એનું જે કામ હોય તે કરવું.

દેવીઓ—હે અર્જુન, જે કોઈ અમારી આરાધના કરેછે તેને વશ થઈ અમે રહિયે છૈએ.

ત્યાર પછી જેમ અર્જુને સર્વ વિદ્યાઓ સાધ્ય કરી લીધી. તેમ મણિચૂરે પણ પોતાના બાપદાદાની વિદ્યાઓ થોડા દિવસમાં સાધી લીધી. એમ મણિચૂર અને ધનંજયને સમગ્ર વિદ્યાઓ સાધ્ય થયાથી જેમ આકાશનેવિષે ચંદ્ર અને સૂર્ય પ્રકાશિત થઈ રહેછે તેમ પ્રકાશવાન દીસવા લાગ્યા. એવા સમયે જેમ આકાશમાં વિજળીનો ચમકાટ થાયછે તેવા ચળકાટ સહિત નેપુરનો ઝણઝણાટ થવા લાગ્યો, અને આકાશમાંથી બે વિમાનો ઉતર્યાં. તેઓમાં બેઠેલા ગાંધર્વો નીચે ઉત્તરીને ધનંજય અને મણિચૂરને વ્યોમચારી વિદ્યાધરો જાણીને પ્રણામ કરવા લાગ્યા. પછી તેમને નિર્મળ સુગંધિયુક્ત જળવડે તે ગાંધર્વોએ સ્નાન કરાવ્યું. બન્નેના અંગ ઉપર સુંદર સુગંધિક ચંદનલેપ કરીને વસ્ત્રાલંકારો પહેરાવ્યાં. કોઈ છત્ર ધારણ કરી ઉભા રહ્યા; કોઈ ચમર કરવા લાગ્યા. કોઈ તાળ મૃદંગ વગાડવા લાગ્યા. કોઈ ગીત ગાવા લાગ્યા. એમ અનેક પ્રકારનાં મંગળ કાર્ય થવા માંડ્યાં. તે જોઇને મણિચૂર અને ધનંજય તો વિચારમાં પડ્યા કે આ તે શું! એટલામાં તો મણિચૂરની પ્રિયા ચંદ્રાનના ત્યાં આવી પહોચી. તે પણ બન્નેને

આશિર્વાદ દેવા લાગી. ત્યાર પછી ચંદ્રાનના સહિત મણિચૂર અને પારથ વૈમાનમાં બેશી ભેરીઆદિક વાદ્યોના શબ્દોવડે દિસાઓને બહેરીઓ કરતા અને વિદ્યુત વેગને જીતવા ઉતાવળા વૈતાઢ્યગિરિપર જવા નીકળ્યા. તેમની સાથે બીજા પણ નાના વૈમાનો હતાં. તે સહિત વૈતાઢ્ય પર્વત ઉપર રત્નપુર શહેરના દરવાજામાં આવી પહોચ્યા. ત્યાં સ્થિત થઇને વિદ્યુતવેગની પાશે દૂત મોકલ્યો. અને તેની સાથે જે કહેવરાવ્યું તે દૂત જઇને તેને કહેવા લાગ્યો.

દૂત—હે વિદ્યુતવેગ. મહાબાહુ મધ્યમ પાંડવ પારથે મારી સાથે તમને કહાવ્યું છે, તે પ્રમાણે હું કહું તે તમે શાંભળો. મારા મિત્ર મણિચૂરનું રાજપાટ તેં બલાત્કારે છીનવી લીધું; તે જો તું જીવવાની આશા કરતો હો તો પાછું આપ. અને તારા પ્રથમના ઠેકાણે ચાલ્યો જા. એમ ન કરવાથી સારૂં ફળ નીપજવાનું નથી. જો તારૂં ચિત્ત જીવવાથી ઉદાસ થયું હોયતો યુદ્ધ કરવાને સામે થા. પણ યાદ રાખજે કે મારૂં બાણ પહેલેજ સપાટે તારા મસ્તકનું હરણ કરશે. અને પછી તારા સંબંધીઓના ખબર લેશે. માટે તારે રાજપાટ આપી દેવું એજ ઉચિત છે. (એ પ્રમાણે ધનંજયે જે જે કહાવ્યું હતું તે તે દૂતે સર્વ કહી સંભળાવ્યું ત્યારે વિદ્યુતવેગ બોલવા લાગ્યો.)

વિદ્યુતવેગ—હે દૂત-પૃથ્વીપરના ગોબરમાંના કીડાની પઠ ધનંજયને ઓળખેછે કોણ! હું તો જાણુંછું કે મરવાને માટે આવ્યો છે. કારણ કે, સૂતા સિંહને જગાડવો એ પ્રાણાંતની નિશાની છે. તારો સ્વામી જે ધનંજય છે તે મારા ભુજાબળરૂપી અગ્નિમાં પહેલો ઇંધન રૂપ થશે. ત્યાર પછી મણિચૂર દગ્ધ થશે. જા તારા ધનંજયને એ બધું જઈ કહે.

દૂતે તે સર્વ સાંભળી અર્જુનની પાશે આવી વિદ્યુતવેગે જે કહ્યું હતું તે કહી શંભળાવ્યું; અને અર્જુને તે બધું શાંભળી લીધું. પછી મણિચૂરનું સૈન્ય હતું તે લઇને યુદ્ધ કરવા તૈયાર થયો. તેની સાંમે વિદ્યા બળથી ગર્વિત વિદ્યુતવેગ પણ હાથમાં ધનુષ્ય લઈ સૈન્ય સહિત નગર બાહાર લડવાને આવ્યો. ત્યારે અર્જુન અને વિદ્યુતવેગનું સામસામું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. તેમજ બન્ને સૈન્યો સામસામે આવી ગયાં. તેમાં મણિચૂરના સૈન્યે વિદ્યુતવેગના સૈન્યને ઘણો ત્રાસ આપ્યો. તેથી તે સૈન્ય દશેદિશા તરફ વીખરાઈ જવા લાગ્યું; અને ભંગાણ પડ્યું. એટલામાં અર્જુનના તીક્ષણ બાણોથી વિદ્યુતવેગ વધન થઈ ગયો તેથી વીરપણું ત્યાગીને પ્રાણ રક્ષણાર્થે નાઠો. તે સમયે વિદ્યુતવેગના અનુચરો આવી અર્જુનને નમસ્કાર કરી શરણ થયા. અર્જુને પણ વિદ્યુતવેગના નોકરો જાણી અને પોતાને શરણ થએલા જોઈ તેમનો અતિ આદર સત્કાર કર્યો. ત્યાર પછી અર્જુને મણિચૂરને સાથે લઈ વૈમાનમાં બેશી રત્નપુરમાં પ્રવેશ કર્યો. ત્યારે નગર નિવાસીઓએ અર્જુનની બહુજ ખાતરદારી કરી. પછી રાજ્ય મંદિરમાં આવી અર્જુને મણિચૂરને રાજ્યાભિષેક કર્યો. મણિચૂરને વડિલોપાર્જિત રાજ્ય પ્રાપ્ત થયું;

તેથી તે મહા આનંદને પામ્યો; અને અર્જુનનો મોટો ઉપકાર માનવા લાગ્યો. ત્યાં કેટલાએક દિવસસુધી અર્જુન રહ્યો. ને પછી વિચાર કરચો કે, હવે તીર્થાટન કરવું જોયે. પછી મણિચૂરને પૂછવા લાગ્યો.

અર્જુન—હે મહારાજ, હવે મારે તીર્થાટન કરવાની ઇચ્છા છે માટે તમારી આજ્ઞા માગુછું.

એવું ધનંજયનું બોલવું શાંભળી મણિચૂરે તેને પ્રેમપૂર્વક આજ્ઞા આપી. અર્જુન વૈમાનમાં બેશીને અષ્ટાપદ પર્વતની ઉપર ગયો. ત્યાં સ્વજનો સહિત ઓતારૂં કરી પછી વાવ્યમાં જઈ સ્નાન કરચું; અને ત્યાંથી વિદ્યાધરો યુક્ત અર્જુન, ભગવાન શ્રી આદિનાથ તીર્થંકરના મંદિરમાં દર્શન કરવા ગયો. ત્યાં પ્રથમ પ્રદક્ષિણા કરી અને પછી પૂજાની સામગ્રી લઈ મુખ કોશ કરી આઠ પ્રકારની પૂજા કરીને સ્તુતિ કરવા માંડી કે હે દેવ, દુઃખરૂપી અગ્નીમાં દગ્ધ થએલા જગતને અમૃતના જેવા જળથી શાંત કરનારો જે તું, તેને હું વારંવાર નમસ્કાર કરૂંછું. તારૂં દર્શન કરીને મારાં નેત્રો આનંદને પામ્યા છે. તારૂં દર્શન પણ મહા ભાગ્યના ઉદયથી થાયછે. માટે હું એમ સમજુંછું કે, મારા પૂર્વના શ્રેષ્ટ ભાગ્યોદયથીજ આજે તારૂં દર્શન થયું છે. જેને તારૂં દર્શન થાયછે તે પુરૂષને કૃતાર્થ કહેવો. ઇત્યાદિક સ્તુતિ કરીને પછી દંડવત પ્રણામ કરવા લાગ્યો. અને બાકીના ત્રેવીશ તીર્થંકરોને નમસ્કાર પ્રમુખ કરચું. ત્યાર પછી જિનમંદિરની ફરી ફરીને સર્વ રચના જોઈ લીધી. ત્યાં એક ધર્મમૂર્ત્તિ જેવા મુનિને એકાંત સ્થળે સ્થિર થઈ બેઠેલા જોયા. તેને નમસ્કાર કરી અર્જુન તેની પાશે બેઠો. તે સમયે સંસારરૂપ સમુદ્રમાં નાવરૂપ ધર્મદેશના તે મુનિ દેવા લાગ્યા. તેને અર્જુન એકાગ્ર ચિત્તે શાંભલવા લાગ્યો. તે આ પ્રમાણે:—જેથકી આત્માનો કલ્યાણ થાય એજ ધર્મ; જે ધર્મને જાણે તેનેજ કોવિદ કહેવો. જેણે પૂર્વ જન્મમાં ધર્મ કરચા હોય તેજ આ જન્મમાં ધર્મ કરેછે. તારૂં શ્રદ્ધાન અને ધર્મપ્રીતિ ઘણી હોવાથી અનુક્રમે તને મોક્ષશ્રી પ્રાપ્તિ થશે. એવાં તે મુનિનાં વચનો શાંભળી અર્જુન અંતરમાં ઘણો પ્રસન્ન થયો અને તેના ચરણાર્વિંદને નમસ્કાર કરી વૈમાનમાં બેશીને આગળ ચાલ્યો. રસ્તામાં તીર્થંકરોનાં દેવાલયોમાં સંપૂર્ણ પાપ નાશ કરનાર જિનદેવોને નમસ્કાર કરતો, ફરતો ફરતો બાર વર્ષ તીર્થાટન કરી પોતાના કુટુંબનો ઘણા કાળનો વિયોગ દૂર કરવાને હસ્તિના પુર તરફ જવાને આકાશ માર્ગે વૈમાનમાં બેસી ચાલ્યો માર્ગમાં વૈમાનથી નીચે ઉતરચો. ત્યાં કોઇને આક્રંદ કરતાં શાંભળ્યું. ત્યારે તેનો શોધ કરવાને એક કેશર નામના ખેચરને ત્યાંકને મોકલ્યો. તે ત્યાં જઈ સર્વ ખબર કહાડી પાછો આવીને અર્જુનને કહેવા લાગ્યો.

કેશર—હે પારથ, અહીઆં એક ઇંદ્રપુર સમાન એક હિરણ્યપુર નામનું નગર છે. તેમાં હેમાંગદ નામે રાજા છે. તેની પ્રભાવતી નામની એક પટરાણી છે. તેનું રૂપ ચંદ્રમાની પ્રભાથી

પણ અધિક છે. તે રાણીને કોઈ પાછળી રાત્રે હરણ કરી જતાં તેણે હે આર્યપુત્ર, હે આર્યપુત્ર, એવા કરૂણાસ્વરે શબ્દનો ઉચ્ચાર કરચો તેથી તે રાજા જાગી ઉઠ્યો. અને હાથમાં તળવાર લઇને તે ચોરની પાછળ ધાયો. દોડતો દોડતો ઉભો રહે ઉભો રહે એવા પુકારો કરવા લાગ્યો. તેની પાછળ ઘણે દૂર સુધી લાગ્યો પણ તે ચોર હાથમાં આવ્યો નહી. તેથી જેમ શિકાર હાથમાંથી જવાથી સિંહ નિરાશ થાયછે તેમ નિરાશ થઇને રાજા ઉભો રહ્યો. અને સર્વ સૈન્યને હુકમ કરચો કે જયાં હોય ત્યાંથી તે ચોરને પકડી લાવવો. પણ કોઇને તે ચોર તથા રાણી કિયે રસ્તે ગયાં તે રસ્તાનો પતો પણ લાગ્યો નહી એટલે સર્વે મૂકની પઠે હાથ ઘસી રહ્યા. તેથી સ્ત્રીના સ્નેહને લીધે દુઃખને પામેલા રાજાએ તેની શોધ કરતાં અહી તહી દોડીને આખી રાત કહાડી. તેમ બીજા જનોએ પણ શોધ કરવામાં કાંઈ બાકી રાખ્યું નહી, પણ જેમ સૂર્યોદય સમયે પર્વતની ગુફાઓમાં અંધકાર પ્રવેશ કરેછે તેમ સર્વના હૃદયમાં અંધકારે પ્રવેશ કરચો. અર્થાત સૂર્ય ઉદય થયો તે જાણે પ્યારીના અપહારીને મારવાસારૂ ઉદ્યુક્ત થએલા રાજાને સહાયતા કરવાને તત્પર થયો હોયની! રાણીના કંપનાદિક યોગથી શિથિલ થઈ ગએલા અંગને લીધે માથાની વેણી તથા બીજી ફૂલોની માળાઓ જમીન ઉપર પડી ગએલી સૂર્યના પ્રકાશથી દીઠામાં આવી તે પુષ્પ પંક્તિના આસરે આસરે રાજા આગળ ચાલ્યો. તે અહીંઆં સુધી હતી માટે રાજા પણ અહીઆ સુધી આવ્યો છે. આગળ પુષ્પ વેરાયલા દીઠામાં આવતા નથી તેથી તે અતિ શોક કરતો ઉભો છે. તેના અનુચરો પણ હવે કઈ દિશાએ જેયે! રાણીનો શોધ ક્યાં લાગશે! એમ શોચ કરી અહી તહી દોડ્યા ફરેછે.

એવું કેશર ખેચરનું બોલવું શાંભળીને કપિકેતુ મનમાં વિચાર કરવા લાગ્યો કે, હેમાંગદની સહ્ધર્માચરણી પ્રભાવતી રાણી તે મણિચૂરની બેન તો ન હોય! અને જો એજ મણિચૂરની બેન હોય તો મારી પણ બેનજ થાય. જો કોઈ બીજી હોય તો પણ દયાને માટે તે પણ મારે ધર્મની બેન માનવી જોયેછે. અને તે બિચારીને દુઃખરૂપ સમુદ્રમાંથી જરૂર પાર કરવી જોયેછે. પછી ખેચરને કહેવા લાગ્યો.

અર્જુન—હે કેશર, તું જા, ને રાજાને કહે કે, કોઈ પ્રકારે ખેદ કરશો માં. હું તમારી સ્ત્રીને આણી આપીશ. હું તમારા શત્રુને નિશ્ચય કરી મારીશ એમાં સંશય જાણવો નહી. સૂર્યનો ઉદય થયા પછી બચારા અંધારાનું શું ચાલવાનું હતું. હવે હે રાજન તમે થોડીવાર અહીઆં સ્થિત થાઓ, કાંઈ ઉદ્યોગ કરો નહી એટલી વારમાં હુ તમારી પ્રીય પત્નિને લાવી આપુંછું.

એવું તે ખેચરની સાથે અર્જુને તે રાજાને કહાવ્યું; ખેચર તે પ્યારીના વિરહે કરી દગ્ધ થએલા રાજાને સર્વ વૃત્તાંત કહી અર્જુનની પાશે આવ્યો. પછી જે તરફ પ્રભાવતી ગઈ હતી

તે તરફ વિદ્યાધરી વિદ્યા વડે પૃથવીપર અદ્વિતીય ધનુષ્યધારી, અને મહા વિદ્યાવાન અર્જુન આ-કાશમાર્ગે ચાલ્યો. હેમાંગદ રાજા અર્જુનનો પરાક્રમ જાણતો હતો. માટે વિશ્વાસ પૂર્વક ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો. એટલામાં એક ઘોડેસ્વાર આવી રાજા પ્રત્યે બોલવા લાગ્યો.

ઘોડેસ્વાર—હે મહારાજ, એક ઋષિ આપને આશીર્વાદ આપેછે. પ્રભાવતી દેવી ત્યાં પુષ્પ વીણેછે. આપ આગળ આવો.

એવું શાંભળી રાજા અતિ પ્રસન્ન થઇને આગળ આવ્યો. કહ્યુંછે કે, મનની અભીષ્ટ વસ્તુ દેખી દોડે નહી. એવો કોણ પુરૂષ છે? તે સમે પ્રભાવતી દેવીને રાજાએ દીઠી. તેથી રાજા અતિ પ્રસન્ન થયો. એવામાં નાગ આવ્યો, તેને જોઈ પ્રભાવતી ભય ભીત થઈ. અને હે આર્યપુત્ર, હે આર્યપુત્ર, એમ બુમ પાડવા લાગી. એવા પ્રભાવતીના આલાપ શાંભળીને રાજા તેની રક્ષા કરવા દોડ્યો. પણ એટલામાં તો નાગે રાણીને દંશ મારચો. તે જોઈ હેમાંગદને તો જેમ પ્રથમજ દીપક ન હોય તો થોડુ અંધારૂં ભાસે છે પણ દીપક પ્રગટ્યા પછી તે જો ઝટ બુજાઈ જાય તો પ્રથમના અંધારા કરતાં વિશેષ અંધકાર માલમ પડેછે. તેમ પ્રભાવતીના મળ્યા પહેલાં જેટલો દુ:ખિત હતો તેના કરતાં ક્ષણવાર આવી મળીને પ્રાણાંત વિયોગ થયાથી જે શોક થયો તેનું વર્ણન કેમ થાય! રાણીને મૂર્છા આવી તે જોઇને રાજા પણ મહા આકુળ વ્યાકુળ અને મૂર્છિત થઈ પૃથ્વી ઉપર પડ્યો. જેમ સૂર્ય અસ્ત થવાથી ચકવો તથા ચકવીને દુ:સહ દુ:ખ પ્રાપ્ત થાયછે; તેમ રાજા અને રાણી બન્ને મૂર્છિત થવાથી મહા દુ:ખને પામ્યા. તેમને જોઇને બીજા લોકો પણ અતિ ખેદ કરવા લાગ્યા. કેટલાએક રૂદન કરેછે, કેટલાએક કેળનાં પાત્રાં લઇને રાજા અને રાણીની ઉપર વાયુ ઢોળેછે. એવા અનેક પ્રકારે સાવધાન કરવાના ઉપચારો કર્યાથી રાજા સાવધ થયો. અને પ્યારીને ખોળામાં લઇને રોવા લાગ્યો. તેનું કરૂણામય રૂદન શાંભળીને વનના પશુ તથા પક્ષીઓ પણ જાણે રોતા હોયની એવા કરૂણાસ્વર કહાડવા લાગ્યા. રાજા વિલાપ કરતાં વિધાતાને કહેછે.

રાજા—હે વિધાતા, મેં તારો શો અપરાધ કરચો કે જેથી મારી ઉપર તેં આવડો બધો કોપ કરચો. હવે મારી આટલી વિનતિ માન કે, મારી પ્રિયાના પહેલાં મારા પ્રાણની ઘાત થાય; તેમ કર. કે જેથી મારે જોવું અને રોવું ન પડે. જ્યાં સુધી મારી પ્રાણેશ્વરી હતી ત્યાં-સુધી તો તું મારા પ્રાણ હરણ કરવાને સમર્થ નહતી, પણ હવે તને પ્રાણ હરણ કરવામાં હરકત શી છે! (એવી રીતે નાના પ્રકારે રાજા વિલાપ કરી રહ્યોછે તેને જોઇને તેના અનુચરો પણ વિલાપ કરીને વિધાતાને ધિક્કારેછે.)

અનુચરો—હે વિધાતા, તું ખરેખર અન્યાય કરનારી છે. રાણીના પહેલાં રાજાના પ્રાણ હરણ કરવાં જોઇએ છે. તેમ ન કરતાં રાણીના પ્રાણ હરણ કર્યાથી રાજાને મહા દુ:ખી

કરવો તે તને યોગ્ય નથી. આ રાજાની ઉપરજ આટલો બધો કોપ કરવાનું કારણ શું છે? જો કોઈ મતલબથી તું હેમાંગદ રાજાની ઉપર ક્રોધાયમાન થઇ હો તો પણ પ્રથમ એનાજ પ્રાણોનો ઘાત કરવો ઉચિત છે. કદાચિત પ્રાણેશ્વરી છતાં રાજાના પ્રાણ લેવાને તું અસમર્થ હો તો હવે પ્રાણ હરવાને શું હરકત છે. (એવા બધાના વિલાપો શાંભળીને રાણીની સામે જોઇને રાજા બોલવા લાગ્યો.)

રાજા—હે પ્રાણવલ્લભા, આ સર્વે મારા જનો તારે માટે દીન થઇને વિધાતાને ધિક્કારે છે; તેમની પણ તને દયા કેમ આવતી નથી. તારા મધુર સ્વરવડે એકવાર મારી સાથે ભાષણ કર. મારાથી કોઈ અપરાધ થયો હશે તેથી તું રીશાઈ તો નથી. જો એમ હોયતો આગળ મારાથી ઘણા અપરાધો થઈ ગયા છતાં કદી તેં રીશ કીધી ન હોતી, તેવો હમણા કોઈપણ અપરાધ થયો નહી છતાં આટલો બધો ક્રોધ તને કેમ આવ્યો છે. ને મારી સાથે બિલકુલ બોલતી નથી. હે સુંદરી, મારી સામે એકવાર તો કટાક્ષ દૃષ્ટિએ કરી જો. મારાથી કાંઈ અપરાધ થયો હોયતો તને ક્ષમા કરવી જોઇએ છે. અરે! આ તારા પ્રાણને હરણ કરનારૂં દૈવ પણ પૂરો નિર્દય છે. કે તારા પ્રાણનો ઘાત કરી મારા પ્રાણનો નાશ કરતો નથી તેથી વ્યર્થ ટળવળીને માત્ર દુ:ખની પ્રાપ્તિ થાયછે. ચંદ્રના પ્રકાશના સમયે જો ચાંદની ન હોયતો તે શા કામનો છે, તેમ આ મારી પ્યારીવિના મારૂં જીવવું પણ કાંઇ કામનું નથી. (એવાં કરૂણાનાં વચનો કહીને રાજા પણ પ્રાણ ત્યાગ કરવાને તૈયાર થયા એમ જોઇને સર્વે સ્વજનો તેના પગ પાશે માથું મુકી કહેવા લાગ્યા.)

અનુચરો—હે મહારાજ, ક્ષમા કરો, દયા કરો, આપને એમ કરવું યોગ્ય નથી. પદાર્થોનો એવોજ સ્વભાવ છે, જેનો સંયોગ છે તેનો અવશ્ય વિયોગ થાયછે.

એવી રીતે ઘણું ધૈર્ય દેવા લાગ્યા પણ પ્રિયાના વિયોગથી થતા દુ:ખના પ્રાબલ્યથી કોઈનું કહ્યું ન માનતાં મરવાને તૈયાર થયો. તે જોઇને અનુચરો પણ ચિતાઓ ખડકાવીને બળી મરવાને તત્પર થયા. હેમાંગદ રાજાએ જ્યારે ચિતા શળગાવી પ્રિયાને ગોદમાં લઈ બળવાની તૈયારી કરી ત્યારે અનુચરોએ પણ ચિતા શળગાવીને બળવાની તૈયારી કરી. તે સમયે જ્યાં ત્યાં હાહાકાર થઈ રહ્યો. એટલામાં આકાશ માર્ગે પ્રભાવતી સહિત અર્જુન આવ્યો. અને જુવેછે તો આકાશને વિષે ધૂમાડાના ધોત નીકળી રહ્યાછે; અને હજારો ચિતાઓ ધખી રહીછે. તેઓની આસપાસ સર્વજનો આક્રંદ કરી રહ્યાછે. તેઓને અર્જુન પૂછવા લાગ્યો.

અર્જુન—હે લોકો, આ ચિતાઓ કેવી! અને તેઓમાં તમે પ્રવેશ કરવા આતુર જણાઓ છો એ શું! રાજા પણ ચિતા નજીક પડવાની તૈયારીમાં છે. એનું કારણ શું! તે મને કહી સંભળાવો.

લોકો—હે ધનુર્ધર, અહી પુષ્પ વીણતાં પ્રભાવતી દેવીને એક ઝેરી સર્પ કરડી તથી તે મરી

ગઈ. તેથી દુ:ખિત થઇને રાજાએ સ્વમરણાર્થે ઉદ્યમ કરચો; તેને જોઇને અમે પણ કૃતજ્ઞતાને અનુસરી મરવાને તૈયાર થયા છૈએ. આવા સમયમાં આ પ્રજ્વલિત ચિતાઓને શાંત કરવાને જાણે તમે એવજ પધારચા હો ની! એવું અમને ભાસેછે.

એવું સાંભળીને અર્જુને હેમાંગદને પ્રભાવતી રાણી અર્પણ કરી. તેને જોઇને રાજા વિસ્મય પામીને શાંત થયો. તેની સાથે સ્વજનો પણ અતિ આનંદને પામ્યા. પછી બધાઓને અર્જુને મધુર વાણીએ કરી સમઝાવીને સારો ઉપદેશ કરચો; અને બધી ચિતાઓની ઉપર પાણી છંટાવીને ઓળવી નખાવી. અર્જુન મૃતક પ્રભાવતીને જોવા સારૂ તેની ચિતાની પાશે ગયો. એટલામાં કૃત્રિમ પ્રભાવતી ચિતામાંથી ઉઠી છુટા કેશે ત્યાંથી નાશી ગઈ. અને ખરી પ્રભાવતીની સાથે રાજા એવો તો મગ્ન થઈ ગયો કે જાણે અમૃતના સાગરમાંજ લીન થયો હોયની! એટલામાં કેશર વિદ્યાધર હેમાંગદની પાશે આવીને તેને કહેવા લાગ્યો.

કેશર—હે રાજન, તારી પ્રભાવતી રાણીને કોઈ વિદ્યાધર હરણ કરી લઇ ગયો હતો તેની પાશેથી મૂકાવીને તેને પાછી લાવનાર આ પાંડુ પુત્ર ધનંજય છે.

હેમાંગદ—(હર્ષને પામીને) હે વિદ્યાધર, એવું કૃત્ય પરોપકારી પુરૂષ વિના થવું કઠણ છે. હું પાર્થનો મોટો ઉપકારી થયો છું.

એમ કહી ઉઠીને અર્જુનને આલિંગન દીધું; અને તેને ઊંચા સુશોભિત આસન ઉપર બેશાડચો. પછી પોતાની પ્રિયાના અપહારનું સર્વ વૃત્તાંત તેને પૂછવા લાગ્યો. ત્યારે કેશર વિદ્યાધરે અર્જુનની આજ્ઞા લઇને પ્રભાવતીના હરણનું સર્વ વૃત્તાંત કહેવાનો આરંભ કરચો.

કેશર—હે રાજા, જ્યારે તારી પ્યારી તારે સમીપ ક્રીડા કરતી હતી તે સમયે વૈદુર્ય પુરના મેઘનાદ રાજાએ તેનું હરણ કરચું ને તેને હેમકૂટ પર્વત ઉપર લઈ ગયો. ત્યાં ઇંદ્ર નામના બાગમાં બેશાડી તમારી સ્ત્રી પ્રત્યે બોલવા લાગ્યો.

મેઘનાદ—હે મનુષ્યરૂપી શુદ્ર કીટ, હેમાંગદની સાથે તને શું સુખ મળશે! જો મને તારો પતિ માનીને વૈદુર્ય પુરની તું સ્વામિની થાય તો તું મહા સૌખ્યને પામે. મારી પાશે રહેવાથી વિદ્યાધરો અને વિદ્યાધરીઓ વિવિધ પ્રકારે કરી તારી સેવા ચાકરી કરશે. અને આપણે બે ઇંદ્ર તથા ઇંદ્રાણીની પઠે રાત્ર દિવસ આનંદથી સુખભોગ ભોગવીશું. વળી આકાશને વિષે ગમન કરવાની અનેક વિદ્યાઓ હું તને શીખવીશ. તે વિદ્યાથી તું વિદ્યાધરી થઇશ. પછી વૈમાન ઉપર આરૂઢ થઇને ગમે ત્યાં પોતાની મરજી પ્રમાણે વિચરી શકીશ. અને જેમ દેવીઓ નાના પ્રકારની ક્રીડાઓ કરેછે તેમ તું પણ કરીશ. ઘણાજનોએ કરી પૂજાઇશ. (એવી રીત પ્રભાવતીને ઘણા પ્રકારે સમઝાવી ત્યારે તે બોલી.)

પ્રભાવતી—હે પાપી, આટલી બધી ચતુરાઈ તું શા સારૂ કરેછે? તું નિશ્ચય જાણજે કે તારો મોત ઢુકડો આવ્યો છે. હાથે કરી મૃત્યુ શા સારૂ માંગી લિએછે. મારા સ્વામીની પાશે તું કાંઈ ગણતીમાં પણ નથી. તેમ બીજા વિદ્યાધરો પણ તેની પાશે તુચ્છ છે. જેની સાથે ઇંદ્ર પણ યુદ્ધમાં કાયર થઈ જાય. હે મેઘનાદ, મારા પ્રાણેશના ખડગરૂપ દીપકમાં તારા જેવા કેટલાએક પતંગીઆ બળી ભસ્મ થએલા છે, તેવી તારી પણ વળે થવાની છે એવું મને ભાસેછે.

હે રાજા, એવા કઠણ શબ્દોએ કરી પ્રભાવતી વારંવાર મેઘનાદનો તિરસ્કાર કરતી હતી એટલામાં વૈમાન ઉપર બેઠલો અર્જુન ત્યાં જઈ પહોતો; અને તે વિદ્યાધર પ્રત્યે બોલવા લાગ્યો.

અર્જુન—હે વિદ્યાધરાધમ, આ પ્રભાવતી હેમાંગદ રાજાની પત્ની, મણિચૂર વિદ્યાધરની બેન તથા ધનંજયની ધર્મભગિની મહાસતી છે. એને પતિવિના અન્ય પુરૂષ કોઈ હાથ લગાડી શકેજ નહી. તેમ છતાં તું હરણ કરી લાવ્યો છે. તેનો બદલો તને મળશે. પણ ખબરદાર કે એને હાથ લગાડ્યો તો. એને બલાત્કારે જો સ્પર્શ કરીશ તો તું વિદ્યાધર છતાં સર્વ વિદ્યાથી રહિત થઈ જઈશ. કેમકે, એની ઉપર તારી કાંઇ પણ સત્તા નથી. એ પરસ્ત્રી છે. તેનેવિષે ઇચ્છા કરવી તે અઘટિત છે પણ યોગ્ય નથી. તેમ છતાં જો અપકૃત્ય કરીશ તો બળી ભસ્મ થઈશ. એનાથી દૂર રહેવામાં સારૂ છે.

એવી રીતે નાના પ્રકારના ભયસહિત અર્જુન તે વિદ્યાધરને સમઝાવવા લાગ્યો તે જોઈને આ કોઇ મણિચૂરનો મિત્રછે એમ જાણીને પ્રભાવતી મનમાં ઘણી પ્રસન્ન થઇ; અને અર્જુન પ્રત્યે બોલી.

પ્રભાવતી—હે સજ્જન, તમે ધન્ય છો; અને હું પણ ધન્ય છું કે મારૂં રક્ષણ કરવાસારૂ મારો ધર્મનો ભાઇ ધનંજય મારી પુઠે ખોળ કરતો આ સંકટમાંથી મુક્ત કરવાને તરત આવી પહોતો. (એમ કહી કુળદેવીઓને કહેવા લાગી) હે કુળદેવીઓ જો પ્રભાવતીનો અખંડ શીળ હોય તો તમે જેટલીઓ કુળદેવીઓ છો તે બધી અર્જુનના શરીરમાં પ્રવેશ કરો. જેથી એ મારા ધર્મભ્રાતાની જીત થાય. એવાં પ્રભાવતીનાં વચનો શાંભળી અને મહા સતી જાણીને અતિ પ્રસન્ન થઇને તે વિદ્યાધરને અર્જુન કહેવા લાગ્યો.

અર્જુન—હે મેઘનાદ, હે વિદ્યાધરાધમ, હવે જલદી કમર બાંધ. હાથમાં હથીહાર લે. આ મારો ખડગ જો, એ તારા સરખા મહા પાપી અને પરસ્ત્રીની ઇચ્છા કરવા વાળા પુરૂષને મારવા સારૂ ઉતાવલો થઈ રહ્યો છે. તું યાદ રાખજે કે, હવે તું જીવતો રહેવાનો નથી. (એવાં તિરસ્કારનાં વચનો કહીને અતિ ક્રોધમાં આવીને વિજળીની પઠે તે તળવારને ફેરવવા લાગ્યો; ત્યારે તે વિદ્યાધર પણ કોપાયમાન થયો થકો અર્જુનને તિરસ્કારનાં વાક્યો બોલવા લાગ્યો.

મેધનાદ—હે મરણોન્મુખ પુરૂષ, તું કોણ છે, તે હું જાણતો નથી. હજી તેં મારા હાથનું ચાતુર્ય દીઠું નથી. તે હમણાજ તને દેખાડું છું.

એમ બોલતાંજ બન્નેનું પરસ્પર વિદ્યાયુદ્ધ થવા લાગ્યું. ત્યાર પછી તળવારોથી લડાઈ ચાલી. એવી રીતે મહા તુમુળ યુદ્ધ થતાંજ અર્જુને મેઘનાદના બન્ને ખંભા તોડી નાખ્યા; તેથી તે મૂર્છિત થઇને પૃથવી ઉપર પડ્યો. તે જોઇને દયાળુ અર્જુને તેને વસ્ત્રે કરી વાયુ નાખીને સચેતન કર્યો; અને પછી તેને કહેવા લાગ્યો.

અર્જુન- હે શૂરવીર વિદ્યાધર, સાવધાન થઇને તારો પુરૂષાર્થ પરિપૂર્ણ કર; અને મારી સાંમે ફરી યુદ્ધ કરવા આવી જા.

વિદ્યાધરે પાંડુપુત્ર ધનંજયને ઓળખ્યો અને અતિ દીન થયો થકો બોલવા લાગ્યો.

મેધનાદ—હે અર્જુન, આ જગતમાં વર્ત્તમાન સમયે ત્રિલોકની રક્ષા કરનારા પાંડવોજ છે. એમનાવિના બીજો કોઈ નથી. અધિક શું કહું સાક્ષાત્ યમ પણ આજે પાંડવોથી બીહેછે, ત્યારે અમારા જેવા તે કોણ માત્રમાં ગણાય. તેમાં પણ તું ધનંજય તો સર્વ યોદ્ધાઓમાં અદ્વિતીય છે. તારાથી હાર પામીને હું મને ધન્ય માનુંછું. તેં મને પરસ્ત્રી સંગથી મુકત કર્યો તેથી હું નરકના દુ:ખથી છૂટ્યો માટે તારો હું મોટો ઉપકારી થયોછું. હે પાર્થ, આજે હું તારી પાશે પ્રતિજ્ઞા કરૂંછું કે હવેથી કોઈ સમયે પણ હું પરસ્ત્રી સંગ તો શું પણ ઇચ્છા પણ કરનાર નથી. જો કે, મનુષ્યના કુળની વૃદ્ધિ કરનાર, સર્વને પરમ ભૂષણરૂપ, માણસની રક્ષા કરનાર, દુર્ગતિને હરનાર, મહા પવિત્રતા કરનાર, અને મનુષ્યોને નિવૃત્તિ સુખનો દેનાર એક શીળરૂપ ઉત્તમ ગુણછે. એ શીળને કલ્પદ્રુમની ઉપમા દેવાઈશકાયછે. કે, જેથી સર્વ શુભ ફળોની પ્રાપ્તિ થાયછે. એમ જાણીને આજથી મેં શીળગુણને ગ્રહણ કર્યું છે. આ તારી ધર્મભગિની પ્રભાવતીને તું સુખેથી લઈ જા. (એમ કહી ધનંજયને પ્રભાવતી સ્વાધીન કરી. અને ફરી અર્જુન પ્રત્યે બોલ્યો) હવે ઢીલ કરવી જોઈતી નથી. હેમાંગદને જલદી પ્રભાવતીનું દર્શન થવું જોયેછે. કેમકે, મેં ત્યાં પ્રતારણી વિદ્યા મોકલી છે. તેણે પ્રભાવતીનું રૂપ ધારણ કરીનેરાજાને મોહિત કર્યો છે. તેનાથી કાંઈઅનર્થ ન થતાંસુધી ત્યાં જઈતારે પહોચવો જોયે માટે જા.

એવાં મેઘનાદનાં વચનો શાંભળીને પ્રભાવતી સહિત વૈમાનમાં બેશી આ અર્જુન તમારી પાશે આવ્યો; અને મેઘનાદ પોતાનું મુખ તને દેખાડવાને શરમાયાથી અર્જુનની રજા લઇને પોતાને સ્થાને ગયો.

એવું પ્રભાવતીનું વૃત્તાંત કેશર વિદ્યાધરના મુખથી શાંભળીને પોતાની પ્રિયાસહિત હેમાંગદ અર્જુનને સાથે લઇને પોતાના સૈન્ય સહિત હિરણ્ય પુરમાં આવ્યો. ત્યાં ધનંજયને ઉંચા આસન ઉપર બેશાડીને બોલ્યો.

હેમાંગદ—હે ધનંજય, તું મારા પ્રાણને દેનારો છે. એવો બીજો કોઈ ઉપકાર કરે નહી તેવો તેં મારી ઉપર ઉપકાર કરચો છે, તેનો પ્રતિ ઉપકાર હવે હું કેવી રીતે કરૂં! પરંતુ આટલી પ્રાર્થના કરૂંછું કે, આ મારા રાજ્યને અંગીકાર કર; અને મારો નાયક થા. જેથી હું તારો સેવક થઈ રહું. પ્રીતિથી મેળવેલાં આ મારા પ્રાણ, તથા ભુજ બળે સંપાદેલી આ રાજ્યશ્રી, અને ગુણથી સ્થિત થએલું આ મારૂં રાજ્ય એ બધાને સ્વીકારીને તું કૃતાર્થ કર. (એવાં હેમાંગદનાં વચનો શાંભળી.)

અર્જુન—હે રાજન, આ તારૂં રાજ્ય સ્વર્ગતુલ્ય હોય તોપણ એનું મારે કાંઈ પ્રયોજન નથી. માટે તું સ્વસ્થ ચિત્ત થઇને સારી રીતે પોતાના રાજ્યનું સંરક્ષણ કર.

એવી રીતે અર્જુન અને હેમાંગદ વચ્ચે ભાષણ થાયછે એટલામાં પ્રભાવતીનું હરણ થયેલું શાંભળીને મણિચૂર વિદ્યાધર પોતાના સૈન્ય સહિત ત્યાં આવી પહોતો. તેને અર્જુન મળ્યો. બન્ને પરસ્પર ખબર અંતર પૂછી રહ્યા બાદ મણિચૂરે પોતાની ભગિની પ્રભાવતીની પાશે જઇને તેને કુશળ વૃત્તાંત પૂછ્યું. પછી તે હેમાંગદની સાથે વાતચિત કરીને પાછો અર્જુનની પાશે આવી બેઠો. એમ આનંદથી દિવસો કહાડાવા લાગ્યા. હેમાંગદના રાજ્યમાં મણિચૂર સહિત અર્જુન કેટલાએક દિવસ રહ્યો. ત્યારબાદ એક દિવસ હસ્તિના પુરથી કોઈ પુરૂષ આવીને અર્જુનને કહેવા લાગ્યો.

પુરૂષ—હે કુમાર, ચાર વૃદ્ધોએ બતાવ્યા પ્રમાણે પાંડુ રાજા વૃદ્ધાવસ્થાએ પહોચ્યાથી ધર્મ યુવરાજને રાજ્યાભિષેક કરવો છે, માટે તમને બોલાવ્યા છે. કેમ કે, તે સમયને વિષે ચાર ભાઇઓ જરૂર ત્યાં હાજર હોવા જોઇએ છે. વળી તમારા વિરહથી કુંતિ માતા પણ રાત્ર દિવસ નેત્રોથી આંસુ પાડ્યા કરચા કરેછે. તેમ તમારા યુધિષ્ઠિરાદિ બાંધવો પણ તમને મળવા ઉત્સુક થઈ રહ્યા છે. માટે આપ મારી સાથે શીઘ્ર ચાલો.

અર્જુન—હે મહાપુરૂષ, તું આગળ જા, અને મારા આવવાનું વૃત્તાંત મારાં માત પિતા તથા બાંધવો પ્રમુખને નિવેદન કર. હું શત્રુંજય તીર્થની યાત્રા કરી જલદી હસ્તિના પુરમાં આવુંછું.

એવું કહી અર્જુને દૂતને વિદાયગિરિ દીધી; અને મણિચૂર સહવર્તમાન પોતે વૈમાનમાં બેશી શત્રુંજય ગયો. ત્યાં જઈ અતિ ભકિતથી આદિ જિનેશ્વરાદિને નમસ્કાર તથા વંદનાદિ કરીને કૃષ્ણને મળવાસારૂ અર્જુન દ્વારિકા તરફ ગયો. નગરની પાશે જતાંજ તેનો કૃષ્ણને જાણ થયાથી તે અર્જુનને સન્મુખ આવી મળ્યો. બન્નેને અતિ આનંદ થયો. અને એવી રીતે પરસ્પર મળ્યા કે, જાણે એકજ મૂર્ત્તિ હોયની! પછી કૃષ્ણે અર્જુનની આગતા સ્વાગતા કરી, અને પોતાની સુભદ્રા નામની ભગિનિને શુભ લગ્નમાં તેની સાથે પરણાવી દીધી. પેરામણિમાં કૃષ્ણે અર્જુનને હાથી, ઘોડા, રથ, મણિ તથા માણક વગેરે ઉત્તમ વસ્તુઓ ભેટ કીધી. ત્યાર

પછી કેટલાએક દિવસ સુધી કૃષ્ણના અનુરોધે કરી અર્જુન ત્યાંજ રહ્યો. પછી એક દિવસે હસ્તિનાપુર જવા સારૂ અર્જુને કૃષ્ણની રજા માગી. કૃષ્ણે આનંદ સહિત સ્વીકારી આજ્ઞા આપી. ત્યારે સુભદ્રા સહિત અર્જુન વૈમાનમાં બેશી હસ્તિના પુર આવવા આકાશ માર્ગે ચાલ્યો. સાથે મણિચૂર, હેમાંગદ, અને ખેચરોનું સૈન્ય પણ ચાલ્યું. આકાશ માર્ગે ચાલતાં પૃથ્વીપરના નગર, ગામ, નદિઓ, પર્વત, સરોવરો, વન, બાગ બગીચા વગૈરેની રમણીક રચના અને મહા રૂપવાળી નાયકાઓ તથા નાયકો વગેરેને જોતા, અનેક પ્રકારની વાર્ત્તાઓ કરતા, વાજિંત્રના નાદે દિશાઓને બેરી કરતા, અને શૂરવીરોના જય જય શબ્દો વડે સર્વ સ્થળ એક શબ્દ પ્રમાણે કરતા સર્વે હસ્તિનાપુર નજીક આવી પહોતા.

હસ્તિનાપુરના લોકોએ જાણ્યું કે અર્જુન આવ્યો તેથી સઘળા લોકો તેને જોવા એકદમ નગરની બહાર નીકળ્યા. માતપિતા તથા ભાઇઓને ખબર પડવાથી તે પણ નગર બહાર આવ્યા; અર્જુન માતપિતાને આવતા જાણી વૈમાન પૃથ્વીપર ઉતારી તેમાંથી પોતે ઉતરી પાશે જઇને તેમને પગે પડ્યો. અને મુગટવડે તેમના ચરણ કમળો શોભાવવા લાગ્યો. પાંડુ રાજાએ અર્જુનને પગે પડતો ઉઠાડી છાતી સરસો ચાંપ્યો. અને પ્રેમપૂર્વક નેત્રોનું જળ અર્જુનના મસ્તક ઉપર સિંચવા લાગ્યો; તે જાણે તેને રાજ્યાભિષેકજ કરતો હોયની! વળી ભીષ્માદિ વડીલોને અને ગુરૂવર્ગને અર્જુને વિનયપૂર્વક નમસ્કાર કર્યો. માતા વર્ગને પણ અતિ હેતથી હાથ જોડી પગે લાગ્યો. યુધિષ્ઠિરાદિ બાંધવોને પ્રણામ કર્યો; તેમ સર્વ બંધુઓ મહાપ્રીતિથી અર્જુનને બાથ ભીડીને મળવા લાગ્યા. એ પ્રકારે સર્વે સંબંધીઓને મળ્યા પછી સર્વને વૈમાનમાં બેશાડી હસ્તિનાપુરની માહિલી કોરે જવા નિકળ્યો. તે સમયે નગર નિવાસીઓ અર્જુનની સ્તુતિ કરવા લાગ્યા. થોડા વખતમાં આનંદપૂર્વક સર્વની સાથે અર્જુન નગરમાં પ્રવેશ કરીને રાજ્ય મંદિર તરફ ચાલવા લાગ્યો. તે સમયે નગરના સર્વ જન જોઇને આશ્ચર્યને પામવા લાગ્યા. કોઈ પ્રસન્નમુખે મંદ મંદ હાસ્ય કરવા લાગ્યા. કોઈ આખા પાંડુ કુળની સ્તુતિ કરવા લાગ્યા. કોઈ માતાપિતાના પૂર્વ પુણ્યની કીર્ત્તિ કહેવા લાગ્યા. કોઈ અર્જુનના પરાક્રમને વખાણવા લાગ્યા; કોઈ સૌંદર્યની તારીફ કરવા લાગ્યા; કોઈ દૈવની ઉત્કૃષ્ટતા કહેવા લાગ્યા; એવી રીતે અનેક પ્રકારની પ્રશંસા કરનારા લોકોને દેખતો માર્ગમાં યાચક લોકોને દાન દેતો, ગણિકાઓનું નૃત્ય જોતો, તથા નગરની વિવિધ પ્રકારની રચના નિરખતો અર્જુન પોતાના રાજગૃહમાં આવ્યો. અર્જુને ગૃહમાં પ્રવેશ કરતી વખતે તેની અતિ પ્રીતિએ કરી કુંતીમાતાએ મંગળ આરતી કરી. તે કરી રહ્યા પછી અર્જુનની ચારે બાજુએ વીંટાઇ રહેલા લોકોને પ્રતિહારે યથાયોગ્ય સ્થળે બેશાડ્યા. પછી અર્જુને સૌધ ગૃહમાં પ્રવેશ કર્યો. ત્યારે પાંડુ રાજાની આજ્ઞા લઇને સર્વ લોક

પોતપોતાના ઘર ભણી ચાલ્યા ગયા. અર્જુને જ્યારે ગૃહમાં પ્રવેશ કર્યો ત્યારે પ્રથમ દ્રૌપદીએ નમસ્કાર કરીને કુશળતા પુછી, તેને અર્જુને સર્વ વૃત્તાંત કહી શંભળાવ્યું. ત્યાર પછી અર્જુને સ્નાન કરીને જિનની પૂજા કરી. ભોજનાદિ થયા કેડે સુખસય્યાપર પોઢી પ્યારીની સાથે કામ-વિનોદ કરવા લાગ્યો. તે સમયે ઘણા દિવસના વિરહની વ્યથાનો નાશ થયો. પ્રાણવલ્લભાની સાથે વિનોદ કરતાં આખી રાત્ર નીકળી ગઈ તે જાણે એક ક્ષણુજ વ્યતીત થઈ હોયની! કહ્યું છે કે, સુખમાં સમય જાયછે તેની ખબર પડતી નથી. એવી રીતે અર્જુન દિવસો નિર્ગમન કરવા લાગ્યો. તેની સાથે મણિચૂર વિદ્યાધર, હેમાંગદ રાજા, અને બીજા વિદ્યાધરો અર્જુનની પ્રીતિને લીધે હસ્તિનાપુરમાં રહીને નાના પ્રકારના રાજ્યવિનોદ કરવા લાગ્યા. એક દિવસ પાંડુ રાજાએ પોતાના કર્ણકેશ શ્વેત થએલા જોઈ પુત્રોને પાશે બોલાવ્યા. અને તે તેમને કહેવા લાગ્યો.

પાંડુરાજા—હે પુત્રો, હવે મને મારી જરા અવસ્થા ધર્મ કાર્યોમાં બલાત્કારે પ્રવૃત્ત કરેછે. એ અવસ્થાને લીધે વિષય સુખ મને અપ્રિય લાગે છે. વૃદ્ધાવસ્થા કેવી છે તે સાંભળો:-ગાત્ર સંકુચિત થઈ જાયછે, ગતિ મંદ થઈ જાયછે, દાંત પડી જાયછે, દૃષ્ટિ તેજ રહિત થઈ જાયછે, હાસ્ય કરવા લાયક સ્વરૂપ બની જાયછે, દાંતોના અભાવને લીધે મુખમાંથી લાળ ગળ્યા કરછે, ઇંદ્રિઓ શિથિળ થઇ જાયછે, સ્મૃતિ ન્યૂન થઈ જાયછે, તર્ક શકિત ગટી જાયછે, શબ્દો અસ્તાવ્યસ્ત બોલાય છે, નાડીઓ બળહીન થઇ જાયછે, વિચાર શકિત ગટી જાયછે, શરીરમાંની સપ્ત ધાતુઓ નિર્બળ થઈ જાયછે, શકિત બિલકુળ રહેતી નથી, રોગાદિક આવીને ગ્રસણ કરેછે, હરેક વ્યથાની વૃદ્ધિ થતી જાયછે, અને સર્વ સ્વજનોની પોતાને વિષે અપ્રિયતા થાયછે, એ પ્રમાણે વૃદ્ધાવસ્થામાં સર્વ પ્રકારનું કષ્ટ થાયછે; પુત્ર પણ વૃદ્ધ પિતાની અવજ્ઞા કરેછે; એ વૃદ્ધત્વ રૂપ એક મોટો ચતુર દૂત છે, તે સર્વ લોકોના મસ્તક ઉપર સ્થિત થઈને સર્વનો પરાભવ કરેછે. તેની સાથે એવી સૂચના કરેછે કે, હે પ્રાણી, હવે ધર્મ કર, અને પાપ કર્મથી દૂર રહે. જો આ અવસર નીકળી ગયો તો ફરી ઘણો પશ્ચાત્તાપ કરવો પડશે. પછી તે દૂત અતિ ક્રોધમાં આવીને આવા સર્વ સામગ્રી સહિત મનુષ્ય દેહની પ્રાપ્તિ થઈ છતાં તેં કોઇ પણ સુકૃત કર્યું નહી, એમ કહી તેના દાંત તોડી પાડેછે, હે વત્સો, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છતાં જેની સ્ત્રી મૃતક થઈ ગઇ છે, પુત્રો નિર્ધન થઈ ગયા છે, સ્નુષાઓનાં વચનોથી જેનું મન દગ્ધ થયું છે, અને મરે પણ નહી ને માંચો પણ મૂકતો ન હોય એવો પુરૂષ જીવતે મુવો કહેવાય છે. માટે હે પુત્રો, જ્યાં સુધી કાળા કેશ હોય છે ત્યાં સુધી તો વિષય ભોગમાં પ્રવૃત્તિ કરવી, પણ જ્યારે ધોળા કેશ થાયછે ત્યારે ધર્મ કર્મમાં પ્રવૃત્ત થવું એ સર્વે કરતાં સારૂં છે. હવે સર્વ ગુણ સંપન્ન ધર્મ પુત્રને માથે રાજ્યભાર મૂકીને મારૂં મન ધર્મ કાર્ય કરવાને આતુર થઈ રહ્યું છે. તેમાં પ્રવૃત્તિ કરવાને બધા મને અનુમોદન આપો.

એવાં પાંડુ રાજાનાં વચનો શાંભળીને ભીષ્મ પિતા, ધૃતરાષ્ટ્ર, અને વિદુરાદિ સર્વ રાજ્ય વર્ગ જનોએ કહ્યું કે, બહુ સારૂં! યુધિષ્ટિર રાજા થશે તો પૃથ્વી ધર્મ રાજવતી થશે. ત્યાર પછી અર્જુન તથા ભીમાદિક ભ્રાતાઓ પોતાના પિતા પાંડુ પ્રત્યે બોલવા લાગ્યા.

અર્જુનાદિ— હે તીર્થરૂપ, આપે જે કહ્યું તે સર્વ સત્ય છે. ધર્મયુક્ત ધર્મને રાજ્ય ગાદી સોંપવાથી આખા વિશ્વને સુખ થશે. જે આપ મુખથી બોલ્યા છો તે સર્વ અમને માન્ય છે, તેમ છતાં કોઈ આપની કહેલી વાત માન્ય નહી કરે તેના મસ્તક ઉપર અમારાં બાણો પડશે. આપની આજ્ઞા અમે રંચ માત્ર ઊલ્લંઘન કરવાના નથી.

એવાં પુત્રોનાં વચનો શાંભળીને પાંડુ રાજા સંતુષ્ટ થયો. પછી યુધિષ્ટિરને રાજ્યાભિષેક કરવા સારૂ સર્વ સામગ્રી તૈયાર કરવા માંડી. હસ્તિનાપુરની આગળ પાછળ ચારે બાજુએ નિવાસ યોગ્ય જગ્યા બનાવી. જેમ ચંદ્રના પ્રકાશના સમયે તારાગણ પણ સુશોભિત લાગેછે, તેમ હસ્તિનાપુર શોભાયમાન થયાથી તેમાંના પ્રજા લોકોના ભુવનો પણ દિવ્ય દીશવા લાગ્યાં. પછી અન્ય દેશના રાજાઓને આમંત્રણ કરવા સારૂ દૂતો મોકલ્યા. રાજાએ પોતાના રાજ મહેલમાં સકળ વાજિત્ર અને ધવળ મંગળ ગીતાદિ પ્રવર્ત્તન કરાવ્યાં. પ્રજાજનોએ પણ પોતપોતાના ઘરનાં બારણાપર તોરણો બાંધ્યાં. ઘેરે ઘેર કેળોના સ્તંભ રોપાયા જેથી નગરની અતિ અદ્ભુત શોભા દીશવા લાગી. નાના પ્રકારના નાટકોની રમુજ થવા લાગી. જ્યાં ત્યાં ટોળેટોળા માણસો એકઠા થઇને મંગળ શબ્દોના પુકારો કરવા લાગ્યા; એવા સમયે અન્ય દેશના રાજાઓ પણ હાથી, ઘોડા, રથ, તથા પાયદળ રૂપ ચતુરંગિણી સેના સહિત આવવા લાગ્યા. તેઓના સૈન્યના ચરણોથી ઉડતી રેણુએ આકાશનો રંગ બદલાવી નાખ્યો. બધા રાજાઓનો યથાયોગ્ય રીતે આદર સત્કાર થવા લાગ્યો. અહીં કુંતિ તથા માદ્રિ આદિ માતાઓ યુધિષ્ટિરને પ્રથમ મંગળકાર્ય સ્નાન કરવા લાગીઓ. ભીષ્મ પિતાદિ સ્વજન વર્ગ ધર્મરાજાને રાજ્યાભિષેક કરવા માટે અદ્ભુત મણિજડિત દેવ વૈમાન સદૃશ અતિ મનોહર, સૌધર્મ સભાતુલ્ય પ્રભાવિક સભા મંડપ મહા ચતુર અને પ્રવીણ શિલ્પીઓના હાથે બનાવતા હવા. તે મંડપમાં એક ઉત્તમ ભદ્રપીઠ સ્થાપન કર્યું. પછી શુભ લગ્ને તેના મધ્ય ભાગને વિષે યુધિષ્ટિરને બેશાડ્યો. સર્વ સ્વજનો, નગરજનો, બહારના રાજાઓ, વગેરે બિરાજેલા છે તેની શોભા વર્ણવી જાય નહી. એવા સમયમાં બ્રાહ્મણો રાજ્યાભિષેકની વિધિ કરવા લાગ્યા. વિધિ થઈ રહ્યા પછી યોગ્ય લગ્ને પુરોહિતને આગળ કરીને સમગ્ર રાજાઓએ સુવર્ણ કળશમાં આણેલા તીર્થજળ વડે ધર્મરાજાને રાજ્યાભિષેક કર્યો. તેમજ અતિ પવિત્ર જળવડે ગાંગેય, વિદુર, દુર્યોધન, ભીમ, તથા અર્જુનાદિ સ્વજનોએ પણ રાજ્યાભિષેક કર્યો. એવા શુભ સમયે બંદીજન અને યાચક લોકોને મનમાનતું દાન

દેવાથી તેઓ ઉંચા સ્વરે સ્તુતિ કરવા લાગ્યા. એ શિવાય બીજા અર્થી જનો પણ સ્તુતિ કરવા લાગ્યા તે બધાને યથાયોગ્ય દાન મળ્યું. કહ્યું છેકે, સુપાત્રને દાન દીધાથી ધર્મ થાયછે, ભિન્ન પાત્રને દયાને લીધે દાન દેવાય છે, મિત્રને પ્રીતિવડે અપાય છે, શત્રુને વૈરબુદ્ધિ દૂર કરવાસારૂ દેવાય છે, પ્રત કરીને ભક્તિથી દાન દેવાય છે, રાજાને સન્માન અર્થે દાન દેવાય છે, ભટોને યશને અર્થે દાન દેવાય છે, એવી રીતે જે કાંઈ દાન દેવાય છે તે પ્રયોજન સહિત હોયછે; એવો દાનનો મહીમાં આશ્ચર્યકારક છે કે કોઈ સમયે નિષ્ફલ જતુંજ નથી માટે યોગ સમયે દાન દેવું ઉચિત છે. મોક્ષરૂપ ફળદાયક દાન દેવામાં પાત્રાપાત્રનો વિચાર કર્ત્તવ્ય છે, પરંતુ દયા નિમિત્તે કોઈનેપણ દાન દેવામાં સર્વજ્ઞોએ નિષેધ કરચો નથી. એ વાતને અનુસરીને ધર્મ રાજા જેમ નવીન મેઘ સર્વ સ્થળે વૃષ્ટી કરેછે તેમ સુવર્ણ મણિ માણિક્ય પ્રમુખની સર્વ યાચકોપર વૃષ્ટિ કરવા લાગ્યો. સામંતો જ્યાં ત્યાં ભેરીઓનો નાદ કરવા લાગ્યા. તે જાણે સર્વ લોકોને ઉંચે સ્વરે કરી પુકારીને કહેતા હોયની! કે તમે સર્વે શ્રી જિનેંદ્રની પૂજા કરો.

યુધિષ્ટિર રાજા રાજ્ય સિંહાસન ઉપર બેઠા પછી સર્વ રાજાઓએ તેની પાશે ઉત્તમ ભેટો મૂકી. પ્રસાદિકો ભિન્ન ભિન્ન નેપથ્યથી યુધિષ્ટિર રાજાને પ્રસાદન કરવા લાગ્યા. મોગરાદિફૂલની માળાએ કરી ગર્ભિત મુકુટ રાજા યુધિષ્ટિરના મસ્તક ઉપર ધરચો. ચંદ્રમાના જેવાં નિર્મળ કુંડળ રાજાના કાનમાં ધારણ કરચાં. કંઠમાં એકાવળ હાર નાખ્યો. ઉત્તમ ભુજાબંધ બાંધ્યા. મનોહર મુદ્રિકાઓ આંગળિઓમાં પહેરાવી; કટિને વિષે સુવર્ણનો કંદોરો નાખ્યો. ઇત્યાદિક બીજા દિવ્ય અલંકારો તથા અત્યુત્કૃષ્ટ વસ્ત્રો ધારણ કરચાં. દિવ્ય ચંદનથી ગાત્ર અર્ચિત કરચું. અને પ્રસાદિકાઓથી પ્રસાદિત થએલો, અને સર્વ રાજમંડળ જેનાં ચરણનું સેવન કરી રહ્યું છે, એવા સમયે સભાની શોભાને વિષે વૃદ્ધિ કરવાને અર્થે અર્જુને મણિચૂર વિદ્યાધરને શાન કરચાથી તેણે તત્ક્ષણ સભાની શોભામાં એવો તો વિદ્યાના બળથી ફેરફાર કરી નાખ્યો કે, એની બરાબરી શૌધર્મ સભા પણ કરી શકે નહી. તે સભાનું વર્ણનન: મંડપની ચારે તરફ સ્ફટિક મણિઓની ભીંત કરી; તેમાં આકાશનો પ્રતિબિંબ પડ્યાથી ભીંત અને આકાશમાં કાંઈ અંતરાય દેખાયામાં આવતો નહોતો તેથી મંડપમાં ચાલનારા લોકો આંધળાની પઠે હાથ ફેરવી ફેરવીને અહીં તહીં ફરવા લાગ્યા. મંડપમાં ઠેકાણે ઠેકાણે રત્નો જડેલાં હતાં તેઓના તેજના પ્રભાવથી જમીનનું ઊંચાણ તથા નીચાણ દીઠામાં આવતું નહોતું તેથી તેમાં ફરનારા માણસો જ્યાં ત્યાં પડતા હતા તે જોઇને બીજાઓ હાસ્ય કરતા હતા તે સમયના ચમત્કારનું તો વર્ણનજ થાય નહી; અને એવા કેટલાએક પડ્યા તેની ગણતીજ થાય નહી. મંડપમાં નીળ મણિઓની જમીન કરેલી હતી ત્યાં જળની ભ્રાંતિ થવાને લીધે તેમાં પડેલા સ્ફટિક મણિઓના પ્રતિબિંબથી તેને કમળો

સમજીને ભ્રમરાઓ જ્યાં ત્યાં ગુંજારવ કરવા લાગ્યા; તેઓને જોઈને તથા થળને ઠેકાણે જળ જાણીને માણશો વસ્ત્રો ઊંચા કરી ચાલતા છતાં લડથડીને પડવા લાગ્યા તેથી થતી વિનોદ મસ્કરીની ખૂબી તો જેણે તેવું જોયું હોય તે કહી શકે. મંડપમાંના સ્તંભોમાં રત્નો જડેલાં હતાં તેઓની પરસ્પર સ્તંભો ઉપર કાંતિ પડવાને લીધે તે આખા રત્નોનાજ દેખાવા લાગ્યા. મંડપની ઉપર વિવિધ રંગોની ચાંદની બાંધી હતી તેનો પ્રતિબિંબ જમીન ઉપર પડવાથી જાણે પૃથ્વી ઉપરજ તે ચાંદની બાંધી હોયની! એવી દેખાવા લાગી. રત્નોએ કરી જડેલા સ્તંભોના પાશે તેઓને ટેકીને સુંદર સ્ત્રીઓ ઊભેલી હતી તેનો બીજા સ્તંભમાં પ્રતિબિંબ પડવાથી જાણે દરેક ખાંભળામાં એક એક પુતળી ઝડી રાખી હોયની! એવી અદ્દભુત સભામાં રાખેલા રત્નના સિંહાસન ઉપર નવીન રાજા બિરાજમાન થયો તે જાણે સુધર્મા સભામાં પોતાના સિંહાસન ઉપર બેઠેલો ઇંદ્રજ હોયની! એવો દીશવા લાગ્યો. તે સમયે માંડળિક રાજાઓ તેને નમસ્કાર કરવા લાગ્યા તેઓના માથા ઉપરના મુગટોમાં અમૂલ્ય રત્ન ઝડેલાં હતાં તેના ભારને લીધે માંથુ તરત નમી જવા લાગ્યું તે જાણે નવીન રાજાની આજ્ઞા રૂપ ભારજ તેઓના મસ્તકોની ઉપર બેશીને તેઓને નમાવતો હોયની! સચીવ, સામંત, પૌર, ને જાન પદ આદિકોએ અશ્વ, રથ તથા હસ્તિઆદિક વિવિધ પ્રકારની ભેટ આવી રાખી. તે સમયે યુધિષ્ટિર રાજાની પાશે સેવાને માટે ઊભા રહેલા ચાર ન્હાનાં ભાઈઓ તે જાણે ચાર દિગ્પાળજ સાક્ષાત્ રાજાની સેવા કરવાને આવી ઊભા રહ્યા હોયની! અથવા રાજ્યોપયોગી સામ, દામ, દંડ ને ભેદ એ ચાર ઉપાયજ મૂર્ત્તિમાન થઇને ત્યાં આવી હાજર થયા હોયની! એવા શોભવા લાગ્યા. એ રાજાને રાજ્યાભિષેક થયો તેનો પ્રતાપ સમુદ્ર વળયાંકિત પૃથ્વીને વિષે જંગમની પઠે ગમન કરવા લાગ્યો. રાજાની સ્વારી નીકળતી વખતે અનુપમેય અશ્વોના ખુરથી ઊડતી ધૂળને લીધે આખું આકાશ મંડળ છવાઈ જતું તેના મિષે જાણે ઇન એટલે રાજાને ઇન એટલે સૂર્યનો દ્વેષ થયો એટલે મારો પ્રતાપ રૂપ પ્રકાશ આખા જગતમાં પ્રસરિત છતાં આ બીજો પ્રકાશ કરનારો કોણ છે તેની ઇર્ષાને લીધે તેનું આચ્છાદન કરતો હોયની! પૃથ્વી અને આકાશમાં જ્યાં ત્યાં ધૂળ વ્યાપી ગઈ તેને શાંત કરવાને માટે મદોન્મત્ત હસ્તિઓની સ્વારી આવી તેઓના ગંડસ્થળોમાંથી મદનાં ઝરણાં ગળવાને લીધે સર્વ પૃથ્વી ભીંગાઈ જવાને લીધે બધું દેખાવા લાગ્યું તેના મિષે જાણે રાજાએ પોતેજ પૃથ્વી ઉપરના તો સર્વ જનો મારા પ્રતાપ વિષે જાણે છે પણ આકાશ વાદી દેવતાઓ વગૈરેને જણ્યામાં કેમ આવશે એવા વિચાર કરીને તેઓને જોવા સારૂ હસ્તિઓના મદ વડે ધૂળ નિવારણ કરી હોયની! સ્વારીના વખતે બધા યોદ્ધાઓએ પોત પોતાના મસ્તક ઉપર મોરની પીછીઓનાં છત્ર ધારણ કર્યાં હતાં તેના મિષે પોતાના હાથીઓને જોઈને દિશાઓના હાથીઓ ક્રોધમાં

આવીને રખેને તેઓની સાથે લડવાને આવે તેના ભયથી તેઓને આડે પડતાજ ઝાલ્યા હોયની! એવી રીતે જેને નગરના પુરૂષો તથા સુંદર સ્ત્રીઓ વગેરે અતિ પ્રેમ પૂર્વક જોઈ રહી છે એવો તે ધર્મ રાજા નગર પ્રત્યે અતિક્રમણ કરવા લાગ્યો. પછી ગુરૂની આજ્ઞા અને બંધુઓની ઇચ્છાને લીધે દુર્યોધનને ઇંદ્રપ્રસ્થના રાજ્યનો અભિષેક કરચો. તેમજ બીજા જે ધૃતરાષ્ટ્રના પુત્રો હતા તેઓને યથા યોગ્યતા પ્રમાણે એક એક દેશ આપીને સંતુષ્ટ કરચા. એ ઉત્સાહની સમાપ્તિ થયા પછી કૃપગાદિક જે રાજાઓ વગેરે આવ્યા હતા તેઓનો યથા યોગ્ય આદર સત્કાર કરીને પોતપોતાના સ્થાન પ્રત્યે તેઓને વિદાય કરચા.

मालिनी वृत्तम्.

इति जितपुरुहूतः स्फीतपुण्योपहूतः प्रतिनिवनृपतिश्रीसेव्यमानांघ्रिपद्मः;
समुरभिगुणमालो मालतीदामकुंदः स्तबकविशदकीर्त्तिः पूगमन्हा निनायः ॥ १ ॥

અર્થ—એવી રીતે ઇંદ્રને જેણે જીતી લીધો છે, જેનાં ચરણ કમળ લક્ષ્મીએ કરી સેવેલાં છે; ઘણા શ્રેષ્ટ ગુણોની જેણે માલા ધારણ કરેલી છે, માલતી અને કુંદનાં પુષ્પોના ગુચ્છની પઠે જેની વિશદ કીર્ત્તિ છે; એવા ઘણા પુણ્યે કરી આકર્ષણ કરેલો નૂતન (યુધિષ્ટિર) નૃપતિ ઘણા દિવસો નિર્ગમન કરતો હવો. ॥ ૧ ॥

इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये पार्थ तीर्थ वर्णनो नाम युधिष्टिर राज्याभिषेक पंचम सर्गस्तस्य भाषांतरं समाप्तम्॥५॥

## અથ શ્રી ષષ્ટઃ સર્ગ પ્રારંભઃ

તદનંતર પાંડુ રાજા રાજયશ્રીથી મુકત થઈ બહાર જવાની તૈયારી કરવા લાગ્યો. ત્યારે પુત્રોએ ઘણો આગ્રહ કરચો કે આપ અહીઆંજ રહો; તેથી તે ત્યાંજ સ્થિત થયો. દુર્યોધન પણ મોટો પિતૃ ભકત હોવાથી પોતાનાં માતા પિતાને પોતાની સાથે ઇંદ્રપ્રસ્થમાં લઈ ગયો. ભીષ્મપિતા, દ્રોણાચાર્ય તથા વિદુરાદિક યુધિષ્ઠિરના ઉત્તમ ગુણોને પસંત કરીને હસ્તિના પુરમાંજ રહ્યા; અને બીજી વડીલ સ્ત્રીઓ પણ ત્યાંજ રહી ગઇઓ.

જેમ અગ્નિ પ્રજ્વલિત થયા પછી ઉત્તરોત્તર અધિક પ્રકાશમાન થતી જાય, તેમ દિવસાનુ દિવસ પાંડુ પુત્રોનો તેજ વધતો ગયો. એક સમયે યુધિષ્ઠિરે મનમાં વિચાર કરચો કે, મારે દિગ્વિજય કરવો જોયે. એ તેના મનનો અભિપ્રાય કોઇ પ્રસંગે ચારે ભાઇઓએ જાણી લીધો; અને બોલવા લાગ્યા.

ચાર પાંડવો—હે રાજન્, આપનો અભિપ્રાય અમે જાણી લીધો છે; અને તે અમને માન્ય છે. દિગ્વિજય કરવાને માટે આપની આજ્ઞા માત્ર થવી જોઇએ છે. એટલે અમે તે કરવાને તત્પર છૈએ. જેમ આખા જગતનો અંધકાર દૂર કરવાને માટે સૂર્ય પોતાના કિર્ણોનો પ્રસાર કરેછે પણ પોતે કયાંય જતો નથી. જેમ માનનીઓના માન ભંગ કરવાને માટે કામદેવ પોતે ન જતાં દક્ષિણ વાયુ, ઇંદુ, અને વસંતાદિકને મોકળે છે; અને જેમ દાવાગ્નિ દૂર કરવાને માટે સમુદ્ર પોતે ન જતાં પોતાના જળનો ઉપયોગ કરેછે; તેમ આખા જગતના શૂર વીરોને જીતવાને અર્થે આપની ભુજા રૂપ અમે ચાર બંધુઓ વિદ્યમાન છતાં દિગ્વિજય કરવાને આપને જવાનું કાંઈ પ્રયોજન નથી.

એવાં બંધુઓના ભકિત, વિનય અને આગ્રહ પૂર્વક વચનો શાંભળીને અતિ પ્રસન્ન થઈ યુધિષ્ઠિરે તેમનેજ દિગ્વિજય કરવાની આજ્ઞા આપી. અને તેઓ જવાને તૈયાર થયા. ત્યારે કુંતાજીએ પ્રસ્થાન મંગળ કરચું. પછી ચારે ભાઇઓ ચાર દિશાઓ તરફ જુદા જુદા સૈન્ય સહિત દિગ્વિજય કરવાને અર્થે ઊતાવળા નીકળી પડ્યા. ભીમસેન પૂર્વ દિશા તરફ ચાલ્યો; અર્જુન દક્ષિણ દિશા તરફ ગયો; નકુળ પશ્ચિમ દિશા તરફ શિધાવ્યો; અને સહદેવ ઉત્તર દિશા તરફ રવાનો થયો. એમ ચારે જણ પોતપોતાની સાથે ચતુરંગિણિ સેનાને લઇને દિગ્વિજય કરવા સારૂ ચાલ્યા ત્યારે પૃથ્વી ચારે તરફ સરખી ભારે થઈ. શેષનાગ પણ પૃથ્વી સરખે ભારે રહેવાથી સુખમાં રહ્યો. મહા બળવાન પાંડવો એવા ધૈર્યથી અને એવા તો ક્રોધથી દિગ્વિજય કરવા નીકળ્યા કે, તેમની સાંબે યુદ્ધ કરવાની કોઇની હિમ્મત્ત ચાલે નહી. સૈન્યમાંના ઘોડા-

ઓના ખુરોથી ઉડતી રેણુ વડે આકાશ એવો તો છવાઈ ગયો કે, જાણે મેઘની ઘટાનું નકળ કરતી હોયની! શત્રુઓની સ્ત્રીઓના નેત્રોમાંથી એટલાં તો આંસુ નીકળ્યાં કે તેઓની નદી બનીને તે મર્યાદા મૂકીને વહેવા લાગી. ત્યારે તેમાં પાંડવોનાં મહિમા રૂપી નાવ ચાલવા લાગ્યાં. શત્રુઓની સ્ત્રીઓનાં મુખથી નીકળતા નિશ્વાસો તો જાણે અગ્નિમાં નીકળતા ધૂમાડાના ગોટાજ હોયની! પૃથ્વીપરના સર્વ રાજાઓનાં હૃદય અતિ કંપાયમાન થવા લાગ્યાં. અનુક્રમે પાંડવોએ દશે દિશાઓમાં ભ્રમણ કરીને પોતના યશનો પ્રસાર કરી દીધો. તેમાં ભીમે પૂર્વ દિશામાં જઈ કામરૂ દેશ જીતી લઈ ત્યાંની રાજશ્રી છીનવી લીધી. શિવાય અંગ દેશ, વંગ દેશ, કલિંગ દેશ, તથા ડામર દેશ ઈત્યાદિ સર્વ સ્થળોમાં દિગ્વિજય કરીને પોતાનો જય કરચો; અને જયાં ત્યાં યશસ્તંભ રોપી દીધો. ત્યાર પછી ગંગા સાગર સંગમમાં આવીને ત્યાં પોતાનો યશસ્તંભ રોપ્યો. એમ એક પછી એક સર્વ રાજધાનીઓને જીતીને ભીમસેન પાછો ફરચો.

દક્ષિણ દિશાને વિષે અર્જુને જઈને દ્રાવિડ દેશ, મહારાષ્ટ્ર દેશ, કર્ણાટક દેશ, લાટ દેશ, ભોટ દેશ, અને તૈલંગ શિવાય સર્વ દેશોપર જીત મેળવીને ત્યાંના રાજાઓને વશ કરી લીધા; અને આગળ ચાલ્યો એટલે કેરલ દેશ આવ્યો ત્યાના રાજાને પોતાનાં બાણોથી છેદન કરીને અર્જુન દક્ષિણ સમુદ્ર કિનારા સુધી જઈ પહોતો. ત્યાં આગળ તામ્રપર્ણી નદીને કિનારે પોતાનો યશસ્તંભ રોપ્યો. બાકી કોઈ દેશ જીતવાનો રહ્યો નહી ત્યારે સૈન્ય સહિત પાછો ફરચો.

પશ્ચિમ દિશા તરફ ગયેલો નકુળ, સૌરાષ્ટ્ર દેશમા જઈ સંપૂર્ણ રાજયોને જીતતો હવો. ત્યાર પછી તે સરસ્વતિ નજીક પ્રભાસ ક્ષેત્રમાં આવ્યો. ત્યાં સ્નાન કરી શ્રી ચંદ્રપ્રભ જિનવરની આઠ પ્રકારની અને સત્તર પ્રકારની પૂજા કરી, અને ત્યાં સંપૂર્ણ યશનો સ્તંભ રોપ્યો. એવી રીત પશ્ચિમ દિશામાંના સર્વ રાજાઓનો પરાજય કરીને નકુળ પાછો ફરચો.

હવે ઉત્તર દિશામાં ગએલો સહદેવ, જેનું દેવેંદ્ર તુલ્ય પરાક્રમ છે, તે કાંબોજ તથા નેપાળ પ્રમુખ મોટા દેશોને જીતતો જીતતો હિમાલય પર્વતની પાશે જઈ પહોતો. ત્યાંના રાજાઓને જીતી લઇને પોતાનો યશસ્તંભ રોપ્યો. ત્યાં કેટલાએક અધર્મી રાજાઓનું ઉત્થાપન કરીને ધર્મી રાજાઓનું સ્થાપન કરચું. કેટલાએક નૃપોને કેદ કરી પોતાની સાથે લઈ લીધા. ત્યાંથી નાના પ્રકારનું દ્રવ્ય જેવું કે, સુવર્ણ, રત્ન, માણિક્ય તથા હીરા પ્રમુખ મેળવીને સહદેવ પાછો ફરચો.

અનુક્રમે ચારે ભાઇઓ ઇચ્છિત કાર્ય પૂર્ણ કરીને હસ્તિનાપુરની પાશે આવી પહોતા. તેની યુધિષ્ટિર રાજાને ખબર થતાંજ તે મહા આનંદને પામ્યો; અને બધાઓને બોળાવી હળી મળી કુશળ વૃત્તાંત પૂછીને તેઓને છાબાશી આપી. પછી પાંચે ભાઇઓ પૃથ્વીની ઊપર સુમેરૂ પર્વતની પઠે શોભાયમાન દીશવા લાગ્યા. ચારે ભાઇઓ યુધિષ્ટિરની આજ્ઞા રંચ માત્ર લોપે

નહી. દિન દિન પ્રત્યે નમ્રતા પૂર્વક વંદના તથા નમસ્કારાદિ કરી સેવામાં હાજર રહે. એવી ભકિત જોઇને તેઓની ઊપર ધર્મરાજા અતિ પ્રીતિ કરવા લાગ્યો. પોતે રાજ સભામાં બિરાજમાન થતી વખતે પોતાના ચારે ભાઈઓને યથાયોગ્ય સુશોભિત સિંહાસનો ઉપર બેશાડે. રાજ્ય લીલા વગૈરે કરવાની ઈચ્છા થયાથી સર્વને સાથે લઈ પાંચે મળીને વિનોદાદિ કરે.

એમ કરતાં કોઇએક શુભ દિવસે પાર્થની પત્ની સુભદ્રાએ નવમે મહિને શુભ લગ્ન અને શુભ મુહૂર્ત્તમાં એક સુંદર પુત્ર રત્નને પ્રસવ્યો. તે પુત્રના જન્મ સમયે અર્થીઓને કૃતાર્થ કરીને અશુચિ જાત કર્મ વગૈરે કર્યું. ત્યાર પછી તે પુત્રને જન્મ્યાને જયારે બાર દિવસો થયા ત્યારે રાજા યુધિષ્ટિરે તેનું નામ અભિમન્યુ પાડ્યું. તે વખતે અભિમન્યુના જન્મથી હર્ષિત થઇને રાજાએ પોતે પણ યાચકોને અનેક પ્રકારનું દાન આપ્યું. સાતે ક્ષેત્રોમાં ધનનું બીજ વાવ્યું. કહ્યું છે કે, વ્યાજથી બમણું થાય, વ્યાપારથી ચોગુણું થાય; ખેતીમાં શોગુણું થાય અને સુપાત્રને આપ્યાથી અનંતગુણું થાયછે. પછી રાજાએ એક જિનચૈત્ય બંધાવ્યું. તેમાં શોળમાં તીર્થંકર શ્રી શાંતિ જિનની સુવર્ણ મંડિત, મણિ માણકથી અલંકૃત પ્રતિમાની સ્થાપના કરી. એ જિનાલયની સુવર્ણની શિખર બનાવી; સ્ફટિક રત્નની શ્રેણી કરી; ઇંદ્રનીળ મણિની ભૂમિની રચના કીધી; માણિક્યોના દ્વાર બનાવ્યા; તેઓની ઊપર વિવિધ રત્નોનાં તોરણ લટકાવી દીધાં; ઇંદ્રનીળ મણીની ભીંતો કરી; નાના પ્રકારનાં છજાં તથા ઝરોખાં કર્યાં. અમૂલ્ય મુકતા ફળોનાં ચંદરવા ચહોડ્યાં. અને એવા ચતુર શિલ્પીઓના હાથે બનાવ્યું કે તેની રચનાની શોભાનું વર્ણન કરનારો પણ કોઈ મહાન્ પંડિત જોયે; કે જે શાંભળીને આશ્ચર્ય ઉત્પન્ન થયાવિના રહે નહી. અમે તો માત્ર એ પ્રાસાદને અનુપમેય કહિયે છૈયે, કેમકે તેની ઉપમા દેવા લાયક બીજો કોઈ ઉપમેય પદાર્થ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકમાં છેજ નહી. એવો આખા વિશ્વમાં અદ્વિતીય દેવાલય કરીને તેની ઉપર ધ્વજા ચડાવવાના પર્વમાં યુધિષ્ટિર રાજાએ દૂત દ્વારાયે સર્વ રાજાઓને બોલાવ્યા. ત્યારે નકુળને દ્વારિકામાં કૃષ્ણને આમંત્રણ કરવા મોકલ્યો. તેમજ બીજા પોતાના સંબંધીઓ અને દુર્યોધનને બોલાવવાને સહદેવને મોકલ્યો.

સમય ઉપર ઉત્તમ ભેટો લઈ સર્વ રાજાઓ હસ્તિનાપુરમાં આવ્યા. પૂર્વ દેશના રાજાઓ મહા નરેંદ્ર યોદ્ધાઓને સાથે લઈ આવ્યા; દક્ષિણ દેશના રાજાઓ હીરા, વૈદુર્ય, તથા માણક રત્નની જાતિની ભેટ લઇને ત્યાં આવ્યા. પશ્ચિમ દેશના રાજાઓ દિવ્ય ઉત્તમ વસ્ત્રાભૂષણો લઇને આવ્યા; એમ જે જે દેશમાં જે જે ઉત્તમ વસ્તુઓ ઉત્પન્ન થતી હતી તે તે દેશના રાજાઓ તે તે વસ્તુઓ ભેટ દાખલ લઇને હસ્તિનાપુરમાં આવી પહોતા. રાજાઓ એકઠા થયાથી હસ્તિનાપુર મનુષ્યમય, હસ્તિમય, અશ્વમય, તથા લક્ષ્મીમય એવું બની રહ્યું; શોળમાં તીર્થંકરની સ્થાપનાને

દિવસે સર્વ રાજા લોકો જિન સ્થાપના મહોત્સવ જોવા જવાને ઉત્સુક થઈ રહ્યા. શુભ મુહૂર્ત્ત સમયે સામંતોએ આણેલા તીર્થજળવડે ચૈત્યની સ્થાપના કરવાનો પ્રારંભ થયો. તે વખતે કેટલાએક રાજાઓ આવીને પૂર્વ દિશા તરફ ઉભા રહ્યા; કેટલાએક હાથમાં ઉઘાડી તળવારો લઇને પશ્ચિમ દિશા તરફ ઉભા રહ્યા તે જાણે વિઘ્નરૂપ શત્રુઓને નાશ કરવાને તૈયાર થઈ રહ્યા હોયની! એવી રીતે વિવિધ પ્રકારે સર્વ દિશાઓ તરફ જુદા જુદા રૂપે રાજાઓ આવી ઉભા રહ્યા. કોઈ તો હાથમાં વેષ્ટિકાઓ લઇને વેદીની રક્ષા કરવાને ઉભા, કોઈ પરિપૂર્ણ જળનો કળશ ભરીને લાવવા લાગ્યા, એમ સર્વ રાજાલોકો દેવ કાર્યને અર્થે અહી તહી દોડી રહ્યા હતા. સ્નાનના જળમાં નાના પ્રકારની ઔષધિઓ નાખી; કોઈ ઉંચા સ્વર વડે સ્નાન મંત્ર બોલવા લાગ્યા; કેટલાએક રાજાઓ ચોસઠ ધ્વજદંડ તથા જિન પ્રતિમાને સ્નાન કરાવવા લાગ્યા; એ સ્નાન ક્રિયા અઢાર વખત કરી; ઉપરાંત કપૂર, ધૂપ, તથા અગર વગેરેનો ધૂપ શળગાવ્યો. કેટલાએક શીતળ ચંદનનો લેપ કરવા લાગ્યા; કેટલાએક રાજાઓ પુષ્પની માળાઓ પહેરાવવા લાગ્યા; શિવાય અન્ય દેવોને પણ સ્નાન કરાવ્યું. કેટલાએક રાજાઓ મહા ઉત્સાહ સહિત અહી તહી વિચરવા લાગ્યા; કેટલાએક રાજાઓ દેવતાઓ ઉપર ચમર ઉશળવા લાગ્યા; કેટલાએક રાજાઓ દર્પણ હાથમાં લઇને દેખાડવા લાગ્યા; કોઈ દહીનું પાત્ર લઈ ઉભો છે, કોઇએ ઘૃતનું પાત્ર લઈ લીધું છે; કોઈ રાજા વાજિંત્ર વગાડી રહ્યા છે, એવી રીતે સર્વ રાજાઓ શુભ કૃત્યમાં લાગી ગયા; બધી સામગ્રી તૈયાર થયા પછી શુભ લગ્ન, શુભ મુહૂર્ત્ત તથા અનુકૂલ ગ્રહોના સમયે શ્રીબુદ્ધિ સાગરાચાર્ય પાશે યુધિષ્ટિર રાજાએ શ્રીશાંતિ દેવના ઘરમાં ધ્વજા રોપાવી; તે અતિ શોભાયમાન દીસવા લાગી; એવી રીતે જિન પ્રતિમાની પ્રતિષ્ઠા થઈ રહ્યા પછી મહા સંપત્તિ યુક્ત યુધિષ્ટિર રાજાએ દશ દિવસ સુધી અતિ અદ્‌ભુત ઉત્સાહ કરચો. પછી ધર્મરાજાએ સર્વ વિધિ સંપૂર્ણ કરીને સર્વ રાજાઓને તેઓની યોગ્યતા પ્રમાણે હાથી, ઘોડા તથા રથ વગેરે આપી તથા સારો આદર સત્કાર કરીને વિદાય કરચા. તેઓની સાથે સમુદ્રવિજય સહિત આવેલા કૃષ્ણને પણ યથા માન આપી વિદાય કીધો; ત્યાર પછી પોતાના બંધુ દુર્યોધનને પ્રેમ સહિત યુધિષ્ટિર રાજા કહેવા લાગ્યો.

યુધિષ્ટિર રાજા—હે બંધુ, તમે થોડા દિવસ અંહી રહો; કે, જેથી પરસ્પર આનંદની ઉત્પત્તિ થાય.

એવું ધર્મ રાજાનું બોલવું શાંભળી, જો કે તેના મનમાં પાંડવો વિષે ઇર્ષા હતી તોપણ તે ગુપ્ત રાખીને શકુની સહિત ત્યાં રહ્યો. અને સુમન પાંડવોની સાથે દુર્મન દુર્યોધન પુરની નજીક વાપી, કૂપ, તળાવ, સરોવર, બાગ, બગીચા, વિટપ, તથા શૈલ વગૈરે રમણીય સ્થળોમાં ક્રીડા કરવા લાગ્યો.

એમ કરતાં કોઈ એક દિવસે સર્વ બંધુઓ સહિત દુર્યોધને દિવ્ય સભામાં પ્રવેશ કર્યો. ત્યાં નીળમણિએ કરી પૃથ્વીની રચના એવી કરી હતી કે તેને સ્થળને ઠેકાણે જળની ભ્રાંતો થઈ તેથી વસ્ત્ર ઊંચા કરીને ચાલવા લાગ્યો. તે જોઇને બધા લોકો હસવા લાગ્યા. એટલુંજ નહી પણ આગળ ચાળતાં જળના હોજની રચના એવી કરી હતી કે ત્યાં તેને સ્થળનો ભર્મ થઈ ગયો તેથી વસ્ત્રો મુકી દીધાં; તે બધાં ભીંજાઈ ગયાં. તે જોઇને ભીમને ખડ ખડાટ હસવું આવ્યું. પછી યુધિષ્ટિરે દુર્યોધનનાં વસ્ત્રો ભીજાઈ ગયાં એમ જાણીને તેને બીજાં વસ્ત્રો પહેરવા આપ્યાં. તે લઇને પહેર્યાં તો ખરાં પણ ભીમના હાસ્યથી તેને એવો તો ક્રોધ ચડયો કે, તેનો તેજ સમયે ખરાબ પરિણામ થયા વિના રેહે નહી તેમ છતાં મનમાંજ દબાવી રાખ્યો. વળી આગળ ચાલતાં એક ઠેકાણે એવી રીતે પૃથ્વીની રચના કર્યામાં આવી હતી કે, ત્યાં ખાડા ખાંચા છતાં સપાટ દીઠામાં આવ્યાથી નિર્ભય ગમન કરતાં એક ઠેકાણે દુર્યોધન પડી ગયો, તે જોઇને અર્જુનને પણ ભીમની પઠે અતિશય હસવું આવ્યું તે વલી અધુરામાં પુરૂં થયું. એટલેથીજ ન અટપાતાં આગળ ચાલતાં એક ઠેકાણે એવું ચાતુર્ય કર્યામાં આવ્યું હતું કે સરખી ભીત છતાં દરવાજું દીઠામાં આવ્યું તેમાંથી નીકળવા જતાં દુર્યોધનનું માથું અથડાયું; અને એક ઠેકાણે એવી બનાવટ કરી હતી કે બાહાર નીકળવાનું બારણું છતાં સપાટ ભીત દીઠામાં આવે એમ જાણીને દુર્યોધન પાછો હટ્યો ને મુંઝાઈ ગયો કે, હવે તે હું કેમ કરૂં! તે જોઇને નકુળ તથા સહદેવે અધિક ઉપહાસ કર્યો તેથી તેને કેટલો ક્રોધ ચડ્યો હશે વારૂ? આ આશંકાનો ઉત્તર વાંચકોએ પોતેજ સમઝી લેવો. એવી રીતે દુર્યોધન અતિ ક્રોધાયમાન થઈ ગયો એમ જાણીને તેનું મન શાંત કરવાને સારૂ યુધિષ્ટિર રાજાએ અતિ આદર સત્કાર કર્યો. એમ કેટલાએક દિવસો વીત્યા પછી હળી મળીને તેને ઇંદ્રપ્રસ્થ તરફ વિદાય કર્યો.

ત્યારે હસ્તિનાપુરને મૂકીને મહા અભિમાની છતાં હાસ્યાસ્પદ થએલો દુર્યોધન પોતાના શકુની મામા સહિત પાછો ઇંદ્રપ્રસ્થની પાસે આવ્યો. જેનું મન શૂન્ય થઈ ગયુંછે, મોટા નિશ્વાશા લીધા કરેછે, એવા દુર્યોધનને આવ્યો જાણી કોઈ ખબર અંતર પૂછવા આવે તેને પાછો જબાબ દિએ નહી; કોઇની સાથે કાંઈ બરાબર બોલે નહી. એવાં ભ્રમિષ્ટનાં જેવાં ચિન્હો જોઇને તેનો મામો સૌબળ તેને કહેવા લાગ્યો.

સૌબળ—હે વત્સ, પ્રાત:કાળમાં જેમ ચંદ્ર નિસ્તેજ દેખાયછે, તેમ તારૂં મુખ તેજરહિત કેમ દીઠામાં આવે છે!

દુર્યોધન—હે માતુલ, હવે મારૂં જીવવું કઠિન છે; કેમકે, જેના શત્રુઓની ચડતી હોય તેને જીવવું તે મરવા જેવું છે. પાંડવો મારા બંધુઓ છતાં દૈવયોગે મારા મનમાં તેઓનવિષે શત્રુ

ભાવ થઈ જવાથી તે મારા મૃત્યુનું મૂલ કારણ છે. તેઓની રિદ્ધિ સિદ્ધિની એટલી તો વૃદ્ધિ થઈ છે કે, તેને જોતાંજ મનુષ્ય ચકિત બની જાય. જેઓના ગૃહોનેવિષે દીપકોની પઠે મણિઓ પ્રકાશ કરી રહી છે; જેની રાજસભાની રચના અને શોભાની આગળ ઇંદ્રની સભા પણ લજ્જાને પામી જાય. દ્રવ્યેકરી જેના ભંડાર પરિપૂર્ણ થએલા છે; એક પ્રકારની સંપત્તિ આવી મળી તો બીજી ઇચ્છાજ કરતી રહેછે કે, હું ક્યારે પાંડુ પુત્રોને મળું! અને ત્રીજી મળવાને આતુર થઈ રહેલી હોયછે એમ અનેક તરેહની સંપતિની પ્રાપ્તિને લીધે જેમના પુન્યની કાંઈ શીમાજ દીઠામાં આવતી નથી. જેમ સર્વ રસાયણને આકર્ષણ કરીને સૂર્ય તેની જળવૃષ્ટિથી આખા જગતને પ્રસન્ન કરેછે, તેમ પૃથ્વીપરની સર્વ સંપત્તિને એકઠી કરીને યુધિષ્ઠિર પોતાની સર્વ પ્રજાને પ્રસન્ન કરી રહ્યો છે. કુબેર ભંડારીના દ્રવ્યની તો કદાચિત સંખ્યા થઈ શકે, પણ પાંડુ પુત્રોને પ્રાપ્ત થએલા દ્રવ્યની સંખ્યા કરે એવો કોઇ દીઠામાં આવતો નથી. અધિક શું કહું, કુબેર ભંડારીની લક્ષ્મી તેમજ ઇંદ્રની લક્ષ્મી વગેરેનો ગર્વ ભંજન કરવાને અર્થેજ પાંડવોના મનને રંજન કરનારી, મારા મનને ભંજન કરનારી જાણે અદ્વિતીય લક્ષ્મી ઉત્પન્ન થઈ હોયની! જેઓના મસ્તકની ઉપર સુવર્ણના મુકુટ શોભી રહ્યા છે; જેઓએ કંઠનેવિષે રત્નોની માળાઓ પહેરેલી છે; અને બીજાં પણ ઉત્તમ માણિક તથા મુકતાફળ વગેરેના બનાવેલા આભૂષણો ધારણ કરેલાં છે; પૃથ્વી ઉપરના સર્વ રાજાઓ જેના સ્વાધીનમાં છે; જેમની આજ્ઞાને કોઈ લોપી શકે નહી; એ વિષે હું શું કહું! તમે બધું જોયલુંજ છે. કે, જે સમયે ધ્વજાનો આરોપ થયો તે સમયે આવેલા રાજાઓ કિંકરની પઠે જેની આજ્ઞામાં વર્ત્તતા હતા. ઇત્યાદિક કારણોને લીધે વર્ત્તમાન સમયને વિષે યુધિષ્ઠિરને ચક્રવર્ત્તિની ઉપમા દીધામાં કાંઈ દોષ નથી, કેમકે, એના જેવો હાલ કોઈ બીજો રાજા આખી પૃથ્વીપર નથી. જેમ સૂર્યના કિરણોરૂપ સામાન્ય પ્રકાશ સર્વ સ્થળને વિષે પડેછે તેથી તે તાપને પામેછે પણ તેની સૂર્યને ખબર પણ હોતી નથી. એવો પ્રકાશનોજ સ્વભાવ હોયછે કે, તેથી લોકોને તાપ થાય; તેમ યુધિષ્ઠિરની સર્વની ઉપર સામાન્ય દૃષ્ટિ છતાં તે લોકો પર પડતાંજ તેના પ્રતાપરૂપ તાપને તે વશ થઈ જાયછે. ઇત્યાદિક બધો વૈભવ જોઇને અગ્નિની પઠે મારૂં અંતઃકરણ તપ્ત થઈ રહેલું છે. હું પાંડવોને મારવાને અનેક યુકિતઓ કરૂંછું તો પણ તેઓની રંચમાત્ર હાણી થતી નથી, માટે પુરૂષાર્થ બળવાન નથી કિંતુ પુન્ય બળવાન છે એવું સ્પષ્ટ દીઠામાં આવે છે. મારા મનમાં એમને ક્યારે મારૂં! અથવા ક્યારે કાપું! એવું હમેશ થયાં કરેછે પણ કાંઈ ઈલાજ ચાલતો નથી. હવે એઓની લક્ષ્મીની વૃદ્ધિ મારાથી જોવાઇ શકાતી નથી. તેથી પ્રાણત્યાગ વિના બીજો કોઈ ઉપાય સૂઝતો નથી. એ સર્વ વૃત્તાંત મારા પિતાને તમે કહી શંભળાવજો. (એમ કહી દુર્યોધન છાનો રહ્યો.)

શકુની—હે દુર્યોધન, એ વાત તને યોગ્ય નથી. કેમકે, પોતાના સંબંધીઓનો અધિક ઉદય થયો જોઇને આપણે પ્રસન્ન થવું જોયેછે, પણ તેઓની ઈર્ષા કરવી જોઇતી નથી. જેમ પાંડવો પોતાના પિતાના રાજયનો હિસ્સો ખાયછે, તેમ તને પણ તારા બાપનો હિસ્સો મળેલોજ છે. એમાં કાંઈ અધિક ન્યૂનતા છેજ નહી, તેમ છતાં એમની લક્ષ્મીની વૃદ્ધિ થઈ તે પૂર્વ જન્મના પુન્યનું ફળ છે, તેનો દ્વેષ તારે શા સારૂ કરવો પડે છે! એમના જેટલું તેં પૂર્વ જન્મમાં પુન્ય કરયું નથી તેથી એટલી લક્ષ્મી કયાંથી મળે? અને તે ન મળવાથી જે ચિંતા કરવી તે પણ મૂર્ખતા કહેવાય. અને તેઓની ઉપર ક્રોધ કરવો પણ ઉચિત નથી કેમકે, એઓએ તારો કાંઈ અપરાધ કરયો નથી. સામું પાંડવોએ દિગ્વિજય કરયો તેનો તને હર્ષ કરવો જોઇએ છે. તું કહેછે કે મને કોઈ સહાય નથી માટે હું એકલો શું કરૂં! એ તારૂં બોલવું અઘટિત છે. કેમ કે, જો વિચાર કરે તો તારા જેવો સબળ આજે કોઇ પણ નથી, જેના બંધુઓની કીર્ત્તિ આખા જગતમાં પ્રસરી રહીછે; જેમ સમુદ્ર કોપ કરે તો આખી પૃથ્વી ડૂબાડી દિએ તેમ પાંડુ પુત્રો કોપાયમાન થયા છતાં આખા જગતને વશ કરી લિએ એવા તારા બંધુઓ છતાં તું આવું બોલેછે તે તને યોગ્ય નથી. વળી તારા શકા ભાઇઓ અને હિતકારી સ્વજનો પણ મહા બળવાન છતાં મનમાં આવું આણવું તે શારૂં નથી. જો કે તારો ભાઇ દુ:શાસન, જે રણમાં અજિંક્ય અને પાકશાસનમાં પણ દુ:સહ છે; વલી તારા ઉપકાર તળે રહેનાર, સર્વ સુભટો ને નિયમે કરી જીતવા સમર્થ, અને તારા માટે પોતાના પ્રાણ દેવાને પણ તત્પર એવો મહા પ્રતાપી કર્ણ તારો અત્યંત મિત્ર છે; સર્વ શૂરવીરોને યુદ્ધમાં કંપન કરાવનાર, બધાના અગ્ર ભાગને વિષે રહેનાર, અને નિરંતર તારી સહાયતા કરનાર હું તારો મામો છું; વગૈરે બીજા પણ ઘણા હિતકારી છતાં આવો શોક શા સારૂ કરેછે! (એવાં શકુનીનાં વચનો શાંભળીને દુર્યોધન બોલવા લાગ્યો.)

દુર્યોધન—ઠીક ત્યારે પ્રથમ તો પાંડવોનેજ જીતવું જોયેછે. કેમ કે, એઓ જીતાયા એટલે આખી પૃથ્વી જીતાયા જેવું થશે. એ વિના મને બીજું કાંઈ સૂઝતું નથી.

શકુની—હે દુર્યોધન આવી દુર્મતિ તને કેમ થઇ છે! કેમ કે, પાડવો તો ઇંદ્રથી પણ જીતી શકાય નહી; એવા મહા બળવાન છે; જેઓનો પ્રતાપ સર્વત્ર પ્રસરી રહ્યો છે; જેઓના ક્રોધની આગળ સમુદ્ર પણ કંપાયમાન થાય; જેમ સિંહનો નાદ શાંભળીને હાથીઓ ટોળે ટોળા નાશી જાય, તેમ યુદ્ધને વિષે એમની ગર્જના શાંભળતાંજ મહા યોદ્ધાઓના સમૂહ વીખરાઇ જાય; જેમ ખેડુતો પૃથ્વીને ખોદી નાખે છે તેમ અર્જુનનાં બાણ શત્રુઓનાં વક્ષસ્થળ છેદન કરી નાખે છે; કાલિંદીના ભાઇ યમના જેવી કાંતિ વાળી તળવારને ધારણ કરનારા નકુળ ને સહદેવ એ બન્ને આખા જગતને દુર્જય છે; અને જેનાં તીવ્ર બાણો શત્રુઓનાં રૂધિર પાન કરવાને તત્પર થઈ

રહેલાજ હોયછે એવા કૃષ્ણાદિ જેઓના સંબંધીઓ છે; એવા અજય દુર્દંડ તાંડવ જે પાંડવો તેને શસ્ત્રાશસ્ત્ર યુદ્ધથી તો કદાકાલે જીતાયજ નહી; પરંતુ એક બીજો ઉપાય છે. (એવા પ્રફુલ્લિત મુખકમળ યુક્ત શકુનીનાં વચન શાંભળીને દુર્યોધન તેને પૂછવા લાગ્યો.)

દુર્યોધન—એવો કિઓ ઉપાય છે તે મને જલદી કહો.

શકુની—હે શ્રીમન્, મારી પાશે જુવા રમવાના દેવતાઇ પાશા છે તેનાથી જે હું ધારૂં તેજ થઈ શકે છે; માટે યુધિષ્ઠિરને પાશા રમવા બોલાવશું તો તે તરતજ આવશે. દ્યૂત રમવાની વાત શાંભળીને ક્ષણવાર પણ ઢીલ કરશે નહી; વળી એટલું સારૂં છે કે જુગાર રમવાની કળા એને આવડતી નથી; તો પણ રમવામાં ઘણો આતુર છે, એ યુક્તિથી આપણે તેને ફસાવશું. હવે તું કોઈ પ્રકારે ખેદ કરીશ નહી. માત્ર એને કોઇ યુક્તિથી અહી બોલાવવો જોયેછે. તે અહી આવ્યો એટલે એની સર્વ રિદ્ધિ સિદ્ધિ આપણે સહજ માત્રમાં પડાવી લેશું. પરંતુ એ આપણો ઠરાવ થયા પ્રમાણે સર્વ વૃત્તાંત તારા પિતા ધૃતરાષ્ટ્રને કહી શંભળાવવું જોયેછે.

દુર્યોધન—મારા પિતાને એ વાત કહેવાને હું અસમર્થ છું માટે તમેજ તેમને કહી શંભળાવો.

એ પ્રમાણે શકુની અને દુર્યોધન બન્ને પરસ્પર સલાહ કરી એક બીજાને વચન આપીને ઇંદ્રપ્રસ્થમાં આવ્યા. ત્યાં ધૃતરાષ્ટ્રને પ્રણામ કરીને બેઠા. તે સમયે જેમ પૂરથી આવેલી નદી કિનારાઓને છોડીને વહેવા માંડેછે તેમ દુર્યોધનના મુખથી શ્વાસોચ્છાસ નીકળવા લાગ્યો. તે જોઇને તેને ધૃતરાષ્ટ્ર બોલ્યો:—

ધૃતરાષ્ટ્ર—હે પુત્ર, તારી મુખમુદ્રા કેમ ફરી ગઈ છે! શું હસ્તિનાપુરમાં કોઇએ તારૂં અપમાન કરચું છે! એવો જાણી જોઇને અગ્નિમાં પ્રવેશ કરનારો પુરૂષ કોણ છે! મણિધર સર્પની ફણ કાપીને તેની મણિ કહાડવાની ઇચ્છા કરનાર એવો કોણ છે!

શકુની—હે ધૃતરાષ્ટ્ર, ચંદ્રમામાં એવી શક્તિ નથી કે, પોતાના પ્રકાશ વડે દિવસનો પરાભવ કરે. તેમ તારા પુત્રોનો પરાભવ કરી શકે એવો કોઈ બાહારથી તો દીઠામાં આવતો નથી. પરંતુ જેમ વૃક્ષની માહેલી કોરે અગ્નિ દહન કરે તેમ એના હૃદયમાં કોઈ દુ:ખ હશે જેથી એનું મુખ મ્લાન થઈ ગએલું છે.

ધૃતરાષ્ટ્ર—હે પુત્ર, તને થએલા દુ:ખ વિષે મેં ઘણો વિચાર કરચો પણ તેનું કારણ કાંઈ મારા દીઠામાં આવ્યું નહી. તારા બધા બાંધવો તારી આજ્ઞામાં તત્પર રહેછે. કદી ભૂલે ચૂકે પણ વચનનું ઉલ્લંઘન કરતા નથી. તેમજ સર્વ રાજાઓ પણ તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નથી. અલકાપુરી સમાન તારે ઇંદ્રપ્રસ્થ નગર છે. નગરની સ્ત્રીઓ અપ્સરાઓનો પણ તિરસ્કાર કરે એવા અદ્ભુત રૂપ વાળી છે. દિગ્ગજોનો પણ પરાભવ કરે એવા તારા હાથીઓ છે, દેવોના

અશ્વોના જેવા તારા ઘોડાઓ છે; લક્ષ્મી તો સાક્ષાત્રૂપ ધારણ કરીને જાણે તારા ઘરમાંજ રહી હોયની! રત્નોના પર્વતો પણ તારા ઘરમાં છે; તારા મ્હેલ ઉપર ચઢી જોઇએ તો જાણે વૈમાનપર ચઢ્યા હોઇએ ની! એ શિવાએ તારે ખાવા પીવા ઓઢવા, પહેરવાની વસ્તુઓના કોઈપણ ખામી નથી. બીજા પણ બધા વૈભવ વિષે વિચાર કરતાં તારા દુ:ખનું કારણ મને કાંઈ માલમ પડતું નથી. માટે તારી વ્યથાની હકીકત મને કહે. (એવું પોતાના પિતાનું બોલવું સાંભળીને ધુમસ પડેલા કમળનીપેઠે જેનું મુખ થઇ ગયુંછે, અને જેનું શરીર કાંપેછે એવો દુર્યોધન બોલવા લાગ્યો.)

દુર્યોધન—હે તાત, જે સાચી વાત છે તે હું આપને કહુંછું સાંભળો. તમે કહી તે બધી આપના ચરણના રજની શ્રી છે. તે કોઇ પ્રકારે ન્યૂન કહેવાયજ નહી, તોપણ મેં જ્યારથી પાંડવોની લક્ષ્મી જોઈ ત્યારથી મને એ તૃણતુલ્ય ભાસીછે. જેમકે, જ્યાંસુધી સમુદ્ર દીઠો નથી ત્યાંસુધી નદી મોટી દીઠામાં આવેછે, જ્યાંસુધી સૂર્યોદય થયો નથી ત્યાંસુધી દીપક મોટો દેખાય છે; તેમ જ્યાંસુધી પાંડવોની સંપત્તિ મેં જોઇ નહોતી ત્યાંસુધી આપણી લક્ષ્મી અધિક લાગતી હતી પણ જ્યારથી તે જોઇછે ત્યારથી એ કાંઇ ગણતીમાં લાગતી નથી. તેથી મને ઘણો સંતાપ થાયછે. કેમકે, જે શૂરવીર પોતાની ભુજાઓના બળની ઉપર આધાર રાખેછે તેનાથી બીજાનું બળ સહન થતું નથી માટે જો પણ આપણી લક્ષ્મી બીજા સર્વ વર્ણોના કરતાં અધિક છે એમાં સંશય નથી તોપણ પાંડુ પુત્રોની શ્રીની આગળ ધુમાડાથી મલીન થએલા વસ્ત્રની પેઠે તે મલીન છે. તે જોઇને દિન દિન પ્રત્યે જેમ કૃષ્ણપક્ષમાં ચંદ્રની કળા ક્ષય થઈ જાયછે તેમ હું પણ ક્ષીણ થતો જાઊંછું. અને જેમ તેજ પક્ષમાં દિવસાનુદિવસ અંધકારની વૃદ્ધિ થતી જાયછે તેમ મારા પ્રતિપક્ષિઓ પુષ્ટ થતા જાયછે. વળી જેમ હેમંતઋતુ પ્રગટ થવાથી સૂર્ય મલિન થઈ જાયછે, તેમ મારો સર્વ પ્રતાપ પાંડવો અને પાંડવોના મહિમા આગળ મલિન થતો જાયછે. જેમ ઉષ્ણકાળમાં સર્વ જળાશયો નીર રહિત દેખાય છે; તેમ આ સમયમાં પાંડવોના રાજ્ય શિવાય આપણા રાજ્યસહિત બધા રાજ્યો તેજરહિત દેખાવામાં આવેછે. સંધ્યાકાળને વિષે જેમ ગાંધર્વ નગર વિચિત્ર રંગરચિત દેખાય છે, તેમ એઓના ભુવનો અનેક પ્રકારના રત્નોની પ્રભાથી પ્રકાશમાન થઈ રહ્યાં છે. તે જોઇને ઇંદ્રનું પણ એવું મન થઈ જાય કે, આવા મ્હેલની મને પ્રાપ્તિ થાય તો સારૂં! એવા પાંડવોના ઐશ્વર્યે સર્વ દેવતાઓના પ્રતાપને પણ એક કોરે બેસાડી મૂક્યું છે; તો બીજા માણસોની તે શું કથા છે? બીજા રાજાઓ દેવતાઓથી બીહીતા નથી, પણ યુધિષ્ઠિરની આજ્ઞાથી બીહેછે. સર્વ એનેજ પરબ્રહ્મરૂપ કરી માનેછે. પાંડવોનેવિષે લોકોના મનમાં એવું તો પાકું ઠસાઈ ગયું છે કે, તેમને એમનાથી ઉત્તમ બીજો કોઇપણ દીઠામાં આવતો નથી. એ હેતુથી સર્વ રાજાઓ મણિજડિત મુગટ સહિત મસ્તકવડે યુધિષ્ઠિર રાજાના ચરણોમાં નમસ્કાર કરીને

તેની રજસ્પર્શી કરેછે. હસ્તિનાપુરના રાજ દરબારી ચોકમાં ઉભા રહી સર્વ લોક એવી ઉત્કંઠા કરચા કરેછે કે, યુધિષ્ઠિર રાજા આપણી તરફ ક્યારે કટાક્ષ કરી જોશે! વળી સર્વ રાજાઓ હાથીઓની ભેટ લઈ આવ્યા હતા તે સમયે તેઓનો દેખાવ જાણે આકાશમાં ઘન ઘટાઘોર થઈ રહ્યો હોયની! એવો જણાતો હતો. અશ્વોના ખુરોથી રજ એટલી બધી ઉડી રહી હતી કે, તેના યોગે જાણે આકાશ આખું છવાઈ રહ્યું હોયની! રાજ્યગૃહનેવિષે અગણિત મણિઓનો પ્રકાશ એવો થઇ રહ્યો હતો કે તે જાણે સૂર્યના પ્રકાશનો તિરસ્કાર કરતો હોયની! એ પ્રમાણે એમનો વૈભવ જોઇને મારા હૃદયના બે કટકા થઈ ગયા, તેથી ધૈર્યની ગાંઠ તુટી ગઈ છે.

દુર્યોધનનો એવો ઈર્ષાવાળો સ્વભાવ જોઇને ધૃતરાષ્ટ્ર ક્રોધયુક્ત થયો થકો બોલવા લાગ્યો.

ધૃતરાષ્ટ્ર—હે દુષ્ટ વત્સ, તને ધિક્કાર છે. પોતાના બંધુઓની સંપત્તિ જોઇને આનંદિત થવું તો એક કોરે રહ્યું, પણ ઉલટું બળી મરવું, એ મોટી શરમની વાત છે. હે દુર્જને, પાંડવોવિષે તને એવી ઈર્ષા કરવી ઘટેછે? વિચાર કરી તો જો, એ કાંઈ આપણાથી ભિન્ન છે? સામાન્ય પ્રીતિવાળાને દ્રવ્યવાન થએલો જોઇને પણ રાજી થવું જોઇએ છેએ, ત્યારે આપણા અત્યંત પાસેના સંબંધી પાંડવોની રાજ્યશ્રી નિરખીને શું દ્વેષ કરવો જોઇછે! કિંતુ મહા હર્ષિત થવું જોઈએછે. એવી બુદ્ધિ તને કેમ ઉત્પન્ન થઇછે કે, પાંડવોની સાથે ઈર્ષા કરેછે? જ્યારે સૂર્યોદય થાયછે ત્યારે તો કમળને પ્રફુલ્લિત થવું જોઇયેછે, તેમ ન થતાં ઉલટાં કરમાઈ જાય તો મોટી આશ્ચર્યની વાત કહેવાય! તેમ પાંડવોની સંપત્તિ જોઇને આપણું મન વિકાશને પામવું જોઈયેછે, તેમ ન થતાં ઉલટું દ્વેષયુક્ત થાય એના કરતાં વિપર્યય તે બીજું શું છે! તારે એમ માનવું જોઈએછે કે, યુધિષ્ઠિરની સંપત્તિ છે તે મારીજ છે. દ્વેષ કરચાથી તેઓની તો કાંઈ હાણી થવાની નથી, પણ તુંજ મહાદુઃખ દાવાનળમાં બળયા કરશે. વસંતઋતુની સંપદા જોઇને જેમ-કામદેવ પ્રસન્ન થાયછે, તેમ પાંડવોની સંપત્તિ જોઇને તને આનંદ કેમ થતો નથી. કેમકે, સ્વકીય જનને સુખની પ્રાપ્તિ થયાથી તે પોતાનેજ પ્રાપ્ત થયુંછે એમ જાણવું. જેમ ચંદ્રના ઉદયથી સમુદ્રની વૃદ્ધિ થતી જાયછે, તેમ સ્વસંબંધીઓનો ઉદય થતાં આપણા મનને ઉલ્લાસ થવો જોઇએ છે. જેનો વૈભવ જોઇને તને આનંદ થવો જોઇએ તેમ નહીં થતાં ઉલટુ દુઃખ થાએછે તે મને સારૂં ચિન્હ ભાસતું નથી. ચંદ્રમાની ચાંદની ખીલી રહી હોય તે સમયે કોઈ પુરૂષ કહે કે, મને તો અંધકાર જોઇએ, તેના જેવો બીજો મૂઢ કોણ કહેવાય!

એવાં ધૃતરાષ્ટ્રનાં તિરસ્કારયુક્ત વચનો સાંભળીને દુર્યોધન બોલવા લાગ્યો.

દુર્યોધન—હે તાત, મને તેમની રાજ્યશ્રી જોઇને દ્વેષ થતો નથી; પણ એમણે જે મારી ઉપર સભામાં હાસ્ય કરચું છે તે મારા અંતરમાં સાલેછે. તે મારાથી કહેવાશે નહી પણ મારો

મામો શકુની સર્વે તમને કહેશે. (તે સમયે શકુનીએ, હસ્તિનાપુરમાં દુર્યોધનની ઉપર થએલા હાસ્ય વિષે સર્વ કહી શંભળાવ્યું.) હે તીર્થરૂપ, એ મારી ઉપર ઉપહાસ થયા કેડે મેં એવો નિશ્ચય કરચો છે કે, પાંડવોની સંપત્તિ તથા દ્રૌપદીને હું હરણ કરી લઉં તોજ જીવું નહી તો મરવુંજ સારૂંછે. કેમકે, જે સતત દુઃખમાં રહી જીવે તેનું શું તે જીવવું છે! કિંતુ મૃતક તુલ્ય છે. ક્ષણ માત્ર પણ સુખમાં ન જીવવું તે શું જીવવું કહેવાય કે, ચંદ્રમા ઉદય થયો ને વાદળાંએ તેને ઢાંકી દીધો તો ચંદ્રોદય થવામાં ફળ શું! પર્વતને તોડી નાખે, વનનો વિચ્છેદ કરી નાખે એવા કેશરી સિંહની ગતિ ભંગ થઇને ઊલટો તે હાથીઓથી તિરસ્કાર પામે ત્યારે તેનું જીવવું તે શા કામનું!

એ પ્રમાણે દુર્યોધન અત્યંત ઈર્ષાયુકત થયો થકો ક્રોધના આવેશે બોલ્યો તે જોઇને તેને ફરી ધૃતરાષ્ટ્ર કહેવા લાગ્યો.

ધૃતરાષ્ટ્ર—હે દુર્યોધન, પાંડવોની સાથે જો હું વૈર કરૂં તો મારી સર્વ લાજ જતી રહે; અને યશનો નાશ થાય. કારણ કે, સ્વસંબંધીઓની સાથે કલેશ કરવો એ અનુચિત છે. ઈત્યાદિક વિચાર ન કરતાં તને જે આવી બુદ્ધિ ઉત્પન્ન થઈ છે, તે કુરૂકુળને કલંકનો અંકુર થયો છે. માટે હે પુત્ર, એ તું સારી વાત કરતો નથી. કોઈ પ્રકારે પાંડવોની સાથે કલહ થયાથી સર્વ લોક મને ધિક્કારશે. માટે એ હઠ તું મૂકી દે. તું તારા પોતાના દૈવની ઉપર ભરોંસો રાખ; અહંકારને છોડી દે. કારણ કે, પાંડવો સર્વના મદને તોડનારા છે. મોટા મોટા વીર પુરૂષોનું પણ એમની પાસે કાંઈ ચાલે નહી. તેમ છતાં કોઈ યુદ્ધ કરે તો તે યમપુરીમાં વાસ કરે.

એ પ્રમાણે ધૃતરાષ્ટ્ર બોલેછે એટલામાં ધીમે સાદે વચમાંજ શકુની બોલવા લાગ્યો.

શકુની—હે મહારાજ, પાંડવોની લક્ષ્મીનું હરણ કરવાનો એક હું ઉપાય જાણુંછું; જેથી કોઇને બાણ લાગે નહી; યુદ્ધ કરવું પડે નહી; લોકમાં અપકીર્ત્તિ થાય નહી; તે ઉપાય એ છે કે, દ્યૂત રમણ કરવું; ને તેથી પાંડવોની સર્વ સંપત્તિ હરણ કરી લેવી. મારી પાસે પાશા નાખવાની એવી કળા છે કે, મન ઇચ્છિત દાવ પાડી શકું. અને યુધિષ્ઠિર તો કાંઇ પણ રમી જાણતો નથી. માટે દ્યૂત રમીને તેનું સર્વસ્વ હરણ કરી લેવામાં કાંઇ પણ હરકત નથી. એ કામ સારી રીતે પાર પડશે.

એવું શકુનીનું બોલવું થયા કેડે દુર્યોધન કહેવા લાગ્યો.

દુર્યોધન—હે તાત, મારો મામો કહેછે તે ઠીક વાત છે. એમ કરવાની જો તમે આજ્ઞા આપો તો કહ્યા પ્રમાણે સર્વ થઇ શકે. એવાં દુર્યોધનનાં વચનો શાંભળીને ધૃતરાષ્ટ્ર બોલવા લાગ્યો કે, હું વિદુરની આજ્ઞામાં વર્તું છું. તે હસ્તિનાપુરથી આવ્યા પછી તેને સર્વ વૃત્તાંત પૂછીને હું એનો ઉત્તર દઈશ. તે સાંભળી મન ખિન્ન કરીને દુર્યોધન બોલવા લાગ્યો.

દુર્યોધન—હે પિતા, તમને તો હજી વિચાર કરવો છે તેનો પરિણામ કોણ જાણે કેવો

થોડ મૂકતા જાઓ. (એવું યુધિષ્ટિરને કહી દુર્યોધનને પણ કહેછે.) તને આવી રીતે રમવું યોગ્ય નથી.

પણમાં નહિ મૂકવા યોગ્ય વસ્તુઓને પણમાં મૂકતા દુર્નિવાર યુધિષ્ટિરને કોણ વારે! જો તે કોઈની પણ આ સમયે મર્યાદા રાખતો હોય તો તેને આ દુષ્કર કર્મથી ગમે તેમ કરીને વારે પણ જેને લજ્જા વિપર્જાઈ થઈ ગઈ તેને કોણ કહી શકે! તો પણ સર્વ પૃથ્વી ધર્મરાજાએ પણમાં મૂકી છે તે કદાપિ દુર્યોધન જીતી લે તો તે પૃથ્વી દુર્યોધનના તાબામાં ક્યાં સુધી રહે તેની અવધ ઠરાવવી જોઈએ છે એવું સભાજનોએ કહ્યું તે સાંભળી કર્ણ બોલી ઊઠ્યો. પણમાં મૂકેલી ધર્મરાજાની પૃથ્વી દુર્યોધન જીતી લે તો એના તાબામાં એ પૃથ્વી બાર વર્ષ સુધી રહે.

સભાસદો—ઠીક બહુ સારૂં.

રમતમાં યુધિષ્ટિર રાજા પૃથ્વી પણ હારી બેઠો. હવે જ્યારે પોતાનું કાંઈપણ રહ્યું નહીં ત્યારે એણે પોતાના પ્રિયબંધુઓને પણમાં મૂક્યા, ને બોલ્યો.

યુધિષ્ટિર—જો હું રમતમાં હારૂં તો આ મારા પ્રિયબંધુઓ તે દુર્યોધનના દાસત્વમાં રહે.

એ પ્રમાણે યુધિષ્ટિરને પણ મૂકતો જોઈ જેમ યમકૃત જોઈ હાહાકાર થાયછે તેમ લોકોમાં હાહાકાર થયો. કોઈ કર્ણાદિની સ્તુતિ કરે અને કોઈ નિંદા કરે, કોઈ દુર્યોધનની સ્તુતિ કરે ને કોઈ નિંદા કરે, કોઇતો યુધિષ્ટિરની નિંદા કરેછે ને કોઈ સૌબલ્યની નિંદા કરેછે, કોઈતો દુર્યોધનને પ્રસન્ન થઈ મળેછે, કોઇતો પોતાના જ્યેષ્ઠભ્રાતની આજ્ઞામાં કેવા વરતેછે? એવું કહી ભીમસેનાદિકની સ્તુતી કરેછે. વિધાતા પ્રતિકુળ થવાથી યુધિષ્ટિરરાજા પોતાના ભાઇઓને પણ જ્યારે પણમાં હારી ગયો ત્યારે આખરે પોતાના આત્માને પણમાં મૂકતો હવો. તે સમયે તો લોકોમાં મહા કેર વરતાઈ રહ્યો અને હાહાકાર શબ્દ થયો. સભાજનોના અને આશ્રિતોના હાહાકાર શબ્દવડે સર્વ વિશ્વ શબ્દાદ્વૈત થઈ ગયું. ભીષ્માદિ સ્વજનોએ તે સમયે યુધિષ્ટિરને હવે દ્યુત નહી રમવામાટે ઘણુંએ કહ્યું પણ તેણે કોઈનું કહ્યું માન્યું નહીં. પર્વતના શિખરપર જળ જેમ રહી શકતું નથી તેમ ભીષ્માદિકની દ્યુતપ્રતિષેધવાણી યુધિષ્ટિરના હૃદયમાં સ્થિત ન થઈ. પણમાં સર્વ હારી ગયો ને આખરે ધર્મરાજા પોતાનો પંડ પણ હારી ગયો. વૃક્ષપરથી નીચે પડ્યા પછી વાંદરો જેમ વિમાસણ કરેછે તેમ હવે યુધિષ્ટિર રાજા મનમાં શોચ કરવા લાગ્યો. તે સમયે ઉપરભાવે મિત્રપણું જણાવી શકુનિ બોલ્યો.

શકુનિ—હે યુધિષ્ટિર, પંચાળીને પણમાં મૂકી તું તારો પંડ તો પાછો જીતી લે.

એવાં શકુનિનાં વચન સાંભળી યુધિષ્ટિર રાજાએ દ્રૌપદીને પણ પણમાં મૂકી. દ્રૌપદીને પણમાં મૂકાવેલી એવાં ગાંધારીપુત્રનાં દુશ્ચરિત્ર જોઈ એવો કોણ પુરૂષછે કે જેને નેત્રોમાં પાણી ન આવે! તે સમયે સર્વ લોકો બોલવા લાગ્યા.

લોકો—(પરસ્પર) જેણે આવી રીતે દ્યુતક્રીડાનો ફંદ રચી યુધિષ્ઠિર સરખા મહાત્માની અવ્યવસ્થા કરી એવા દૂર્યોધનને ધિક્કારછે. દ્રૌપદીને પણમાં મૂકીછે તેથી દ્રૌપદીના મહાત્મથી જો યુધિષ્ઠિર રાજા આ વખતે જીતે તો જીતે પણ ખરા.

એવી રીતે લોકો જ્યાં પરસ્પર વાર્તાલાપ કરેછે ત્યાં તો શકુનિ આદિકના હર્ષપોકાર થવા લાગ્યા કે દ્રૌપદીને જીતી લીધી, જીતી લધી. તે સાંભળી સર્વ લોકો સ્તબ્ધ અને મુર્ચ્છિત થઈ ગયા. ગ્રહપિશાચના પ્રવેશ કરી માણસ જેમ મૃતતુલ્ય થઈ જાયછે તેમ પાંડવો મૃતતુલ્ય થઈ ગયા. દુર્યોધન હવે પોતાના શેવકોને આજ્ઞા કરેછે.

દુર્યોધન—પાંડવોનું સર્વસ્વ આપણે સ્વાધિન કરી લો.

મુખની શ્રી નિસ્પતન થઈ ગઇછે એવા કૌરવો મહામદથી પરિપૂર્ણ થયા. અન્યાયથી બીજાની વસ્તુનું હરણ કરી ચોર જેમ આનંદને પ્રાપ્ત થાયછે તેમ સર્વ કૌરવો મદોન્મત્ત થઈ આનંદને પ્રાપ્ત થયા. દુર્યોધન જેવો પોતાના ભાઈ દુઃશાસનને આજ્ઞા કરછે કે પાંડવોના અંગ-પરથી વસ્ત્ર ઊતારી લે, તે પેહેલાં તો પાંડવોએ પોતાની મેળેજ અંગપરનાં સર્વ વસ્ત્રાભૂષણ ઉતારી આપ્યાં, નેં રંક સ્થિતિનો માણસ જેવાં ફાટેલાં તૂટેલાં થૂળ વસ્ત્ર પેહેરે તેવાં પેહેર્યાં. પછી તેઓ અધોમુખ કરી બેઠા. હર્ષોન્મત્ત થઈ મંદ બુદ્ધિના દુર્યોધને દુઃશાસનને બીજી આજ્ઞા કરી.

દુર્યોધન—હે દુઃશાસન પુશ્ચલી દ્રૌપદીને હવે અહીંયાં સભામાં તેડી લાવ.

જેષ્ટભ્રાતનો આજ્ઞાંકિત દુઃશાસન દ્રૌપદી પાસે જઈ બોલ્યો.

દુશાસન—હે દ્રૌપદી, તારા દુર્બુદ્ધિ પતિઓએ દ્યુતકેલી કરતાં પણમાં તને હારી બેઠાછે અને તને મારા જેષ્ટભ્રાત દુર્યોધને જીતી લીધીછે; તે તને સભામાં બોલાવેછે; માટે ચાલ. જો તું પાંશરે પાંશરી નહી આવેતો હું તને બળાત્કારે સભામાં લઈ જઈશ.

એવાં તેનાં વચન સાંભળી દ્રૌપદી કરૂણાસ્વરે અને દયામણે મુખ કરી બોલી.

દ્રૌપદી—હે દિએર, મેં એક વસ્ત્ર પહેર્યું છે, વળી હું રજસ્વળા થઈછું, તેથી હું શી રીત સભામાં આવી શકું? વળી હું તમને પુછુંછું કે યુધિષ્ઠિર રાજા મને પણમાં હાર્યા, પછી પોતાનો પંડ પણમાં હાર્યા કે પેહેલા. જો એ પણમાં પેહેલા હાર્યા હોય તો પોતે પરતંત્ર થયા ગણાય અને જ્યારે પરતંત્ર થયા ત્યારે બીજા કોઈ ઊપર એમનો શી રીતે દાવો લાગે? સૂર્યોદય થયો અને સર્વ સ્થળે તેનો પ્રકાશ પડવા લાગ્યો તે સમયે ચંદ્રમાના દેખાવા છતાં તે નિશાપતિ કેમ કેહેવાય!

એ પ્રમાણે દ્રૌપદી સાચ જુઠનો નિર્ણય થવાનો વિવાદ કરતી હતી તે સાંભળી દુર્યોધનનો નાહાનોભાઇ દુઃશાસન ક્રોધ કરીને બોલ્યો.

દુશાસન—હે દ્રૌપદી, તું બહુ વાચાળ છે. તારૂં વાચાળપણું તજી હવે આગળ ચાલવું

છે કે નહીં. પ્રથમ તો યુધિષ્ઠિરને ધર્મી પુરૂષ માનતી હતી ને હવે "એ પેહેલા હાર્યા ને પછી મને હારી? કે મને હાર્યાં પછી પોતે હાર્યા," એવાં એવાં છુટી પડવાનાં પ્રશ્ન કરેછે? તારા એવા બોલવાથી હું એમ માનુંછું કે તું બૃહસ્પતીને પણ મુર્ખમાં લેખેછે. એ પ્રમાણે તેની ચેષ્ટા કરી કસ્તુરીવર્ણું જેવા કેશવાળી દ્રૌપદીને ચોટલે ઝાલી દુઃશાસને બહાર આણી. તે સમે દ્રૌપદી બોલી.

દ્રૌપદી—અરે આ કેવો કોપ!! હે પાપ, તું કૌરવકૂળમાં પાપવૃક્ષ છે કે શું? જે મને હું રજસ્વળા છતાં ગુરૂ, પિતા, ભર્તાર અને વડિલો સમક્ષ સભામાં લઈ જાયછે!! બંને નેત્રોમાંથી જળ વરસેછે, વાણી શિથિળ થઈ ગઈ છે એવી દ્રૌપદી રૂદન કરતી કરતી આગળ ચાલી ને બોલતી જાયછે.

દ્રૌપદી—અરે!! આજસુધી ભર્તાર સિવાય કોઈએ મારૂં મુખ જોયું નથી ને આજ મારૂં સર્વ શરીર મારા શ્વશુરાદિક વડિલો જોશે. હે દુરાત્મન!! આ તું શું દુષ્કર્મ કરેછે. કર્મસાક્ષી ભગવ્વાનને તું શું જોતો નથી. હે મૂઢ, પરસ્ત્રીને તું સ્પર્શ કરેછે તેથી કર્મસાક્ષીભગવાન એક ક્ષણમાં તને ભસ્મ કરી નાખશે.

એમ કેહેતી જાયછે ને મહા કરૂણાસ્વરે રૂદન કરેછે. સિંહ જેમ હરણીને તાણી જાયછે તેમ દુઃશાસન દ્રૌપદીને તાણી જતો હતો તેવી અવસ્થાવાળી દ્રૌપદીને સર્વ લોકોએ દીઠી. તે સમયે સારા મનુષ્યો પણ દુઃશાસનને ધિક્કારીને શાપ દેવા લાગ્યા. કોઈના મુખથી સારી વાણી નિકળી નહીં. દ્રૌપદીને ક્લેશિત થતી જોઇ સર્વ લોકો યુધિષ્ઠિરની નિંદા કરવા લાગ્યા.

લોકો—અરે દ્યુત રમતા પેહેલાં યુધિષ્ઠિરની બુદ્ધિ અને જ્ઞાનનો કેમ લોપ થઈ ગયો હતો.

જેમ વર્ષારૂતુમાં નદીનું જળ કીનારાને તોડતું વેહેતું જાયછે તેમ દ્રૌપદીના નેત્રોથી જળધારા ચાલી રહીછે, તે જોઈ લોકોનાં હૃદય ભેદન થઈ જાયછે, અને સર્વ મહા શોકાતુર થઈ રહ્યાછે. ક્લેશિત, એક વસ્ત્ર જેણે પહેર્યું છે અને નેત્રથી જેને જળધારા છુટેછે એવી દ્રૌપદીને અન્યાયકૃત્ય કરનારા દુઃશાસને સભામાં આણી. મ્લાની મુખવાળી દ્રૌપદીને દુરથી આવતી જોઈ પાંડુપુત્રો મહા લજ્જિત થઈ અધોમુખ કરી ગયા. "ઘરમાં રક્ષણ ન કરી શક્યા તો સભામાં આપણે શું રક્ષણ કરવાના હતા"? એવું વિચારી ભીષ્માદિકોએ પણ દ્રૌપદીને જોઈ લાજથી પોતાનું મુખ વસ્ત્રે કરી ઢાંકી લીધું. દુર્યોધનની દૃષ્ટિ દ્રૌપદી ઉપર પડી અને પ્રીતિપૂર્વક મહા હેતથી તેની ભણી જોવા લાગ્યો. પછી અતિ કૃશોદરી દ્રૌપદીપ્રત્યે દુર્યોધન બોલ્યો.

દુર્યોધન—હે ભદ્રે હવે તાહારી અને માહારી પરસ્પર પ્રીતિ થશે. આજના દિવસ સુધી તારે પાંડવોનું પાણિગ્રહણ રહ્યું એ આપણ ઉભયને એક મહા વિઘ્ન વીતી ગયું.

એમ કહી પોતાની ઝાંઘ ઉપરથી વસ્ત્ર ઊંચુ લઈ દ્રૌપદીને શાન કરી સમજાવ્યું કે અહીં આવી મારા ખોળામાં બેસ. એવું તેનું અસહ્ય કૃત્ય જોઈ અધર પીસીને, રક્ત નેત્રોકરી મહા ક્રોધયુક્ત થઈ દ્રૌપદી બોલી.

દ્રૌપદી—કુરૂકુળમાં કાળકુટ વિષરૂપ હે દુર્યોધન, મારા કોઈ સંબંધીઓ તથા કોઇ મારો-પ્રિય અહિંયાં હોયતો તારૂં આવું અનર્થનું બોલવું તે સહન કરી શકે? અને તારૂં તથા તારા નાનાભાઇનું જીવવું થાય? (એમ દુર્યોધન પ્રત્યે બોલીને પછી સર્વ સભાજનો પ્રત્યે બોલવા લાગી.)

દ્રૌપદી—હે સભાજનો, તમોએ જોયુંછે તો કહો કે યુધિષ્ઠિર રાજા પ્રથમ પોતાનો પંડ હારી ગયાછે કે મને હારી ગયા પછી પોતે હાર્યા છે?

(દ્રૌપદીનું એવું બોલવું સાંભળી સર્વ સ્તબ્ધ થઈ ગયા પણ કર્ણ બોલી ઉઠ્યો.)

કર્ણ—હે દ્રૌપદી, યુધિષ્ઠિર રાજા રાજ્યશ્રી વિગેરે સર્વસ્વ હાર્યા તેમાં તું પણ આવી ગઈ તો હવે તને એક વસ્ત્ર ભેર, અને રજસ્વલા છતાં સભામાં આણી તેમાં શો દોષ છે. સ્ત્રી માત્રને એકજ પતિ હોયછે એવું લોક પ્રસિદ્ધ છે ને તું તો અનેક પતિવાળી છે તેથી તું વેશ્યા છે.

એવાં કર્ણનાં દુર્વચન સાંભળી સભામાં બેઠલા સર્વ જનોને ક્રોધ વ્યાપ્યો પણ દુર્યોધનની બીકથી કોઇ બોલ્યું નહીં ત્યાર પછી દુર્યોધન મહા ક્રોધયુક્ત થઈ દુઃશાસન પ્રત્યે બોલ્યો.

દુર્યોધન—હે દુઃશાસન, સભામાંથી કોઈપણ સભાસદે એ દ્રૌપદીના પ્રશ્નનો ઉત્તર ન આપ્યો તે ઊપરથી જાણવું કે એને પણ આપણે પણમાં જીતી લીધીછે માટે એ મોટા માનવાળીનું વસ્ત્ર એણે પેહેર્યું છે તે વસ્ત્ર ઊતારી લઈ અને જીર્ણ વસ્ત્ર પહેરાવી આપણી દાસીઓ જ્યાં રહેછે ત્યાં એને મોકલાવો.

એવાં દુર્યોધનનાં વચન સાંભળી દુઃશાસને દ્રૌપદીના નિતંબપરથી વસ્ત્ર ખેંચવા માંડ્યું. તે સમયે મુખમાં આંગળી ઘાલી ન ઊતારીશ ન ઊતારીશ એમ કહેતી દ્રૌપદી મહા રૂદન અને હાહાકાર કરવા લાગી. અને અરે મારા દુર્બળ દૈવ તેં મારી આ સ્થિતિ કરી. એમ કહી શ્વાસોશ્વાશ નાખવા લાગી. દુષ્ટ દુઃશાસને તેનાં વિલાપ વચન નહી સાંભળતાં તેના અંગપરથી વસ્ત્ર તાણી લીધું. જેવું એણે તાણી લીધું તેવુંજ દૈવેચ્છાએ બીજુ વસ્ત્ર તેના અંગપર પેહેરલું જણાયું. દુઃશાસને બીજીવાર તે વસ્ત્ર ઉતારી લીધું ત્યારે વળી તેના કરતાં પણ સારૂં વસ્ત્ર તેના અંગપર પેહેરેલું જણાયું. એમ જેટલીવાર તેણે તેના અંગપરથી વસ્ત્ર ઉતારી લીધાં તેટલીવાર દૈવેચ્છાએ નવાં નવાં વસ્ત્ર તેના અંગપર પેહેરેલાં દેખાયાં. કૌરવોની આ પ્રમાણેની એક અબળા સાથેની અમર્યાદા જોઇ જેનાં મહા ક્રોધે કરી રક્ત નેત્રો થયાં છે, રોમાવળી ઉભી થઇ ગઇછે, શૌર્યતાથી શરીર જેનું કંપેછે એવો ભીમ ભુજદંડપર ભુજદંડ ઠોકી જમની પેઠ મુખ પ્રસારી બોલ્યો.

ભીમસેન—અહો સભાજનો—જેણે આ દ્રૌપદીને ચોટલે ઝાલી ગુરૂ અને વડીલોની સમક્ષ આ સભામાં ખેંચી આણીછે તેની ભુજા જો યુદ્ધભોમીમાં હું જડથી ન ઊખેડી નાખું તો,

અને તેના વૃક્ષસ્થળના લોહીથી પૃથ્વીને ન સીંચુતો, વળી જેણે કામદેવક્રીડા નિમિત્ત પોતાનો ઊરૂ દ્રોપદીને દેખાડ્યો છે તેના ઊરૂને ગદાથી જો ચૂર્ણ ન કરૂં તો હું પાન્ડુરાજાનો પુત્ર પણ નહી અને મારો ક્ષત્રીવટ પણ નહીં.

એ પ્રમાણે ઊંચે સ્વરે મહા ક્રોધયુકત થઈ ભીમે પ્રતિજ્ઞા કરી તે સમયે તેના બળની ખબર છે એવો તે સભા સાગર જેમ ક્ષીર સાગરને મંથન કરવાથી ક્ષોભને પામે તેમ ક્ષોભને પ્રાપ્ત થયો. તે જોઈ શોકના સમુદાયથી હૃદય જેનું ભેદન થઈ ગયુંછે એવો વિદુર ઊભો થઈ ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યો.

વિદુર—હે ભાઈ મેં તો દુર્યોધનના જન્મકાળ સમયે તને પ્રથમ પણ કહ્યું હતું કે એ દુર્યોધન દુરાત્મા છે. કુળનો નાશ કરવામાં ધુમકેતુ જેવો છે. અરે તમે ચંડાળ ચંડાળમાં જેવાં કર્મ થાયછે તેવાં કર્મ શું કરોછો! શું આપણા ભાઈ જે પોતાના આત્મારૂપ છે તેમને દ્યુત ક્રીડાથી જીતવા! વળી જ્યાં ગુરૂ અને વડીલો બેઠાછે ત્યાં તેમની સ્ત્રીને કેશ ઝાલી તાણી આણી નિઃશંક થઈ તેના નિતંબપરથી વસ્ત્ર ઊતારવું! અરે ધિક્કાર છે તમારા એવા કર્મને. પોતાની પ્રિયાના નિતંબપરથી વસ્ત્ર ખેચ્યું જોઈ બળવાન ભીમસેનથી તે કૃત્ય કેમ સહન થાય? કારણ પોતાની સ્ત્રીનો અપરાધ પક્ષિઓ પણ સહન કરી શકતા નથી તો બળવાન ભૂજાવાળાઓ કેમ સહી શકે! દુઃશાસન, દ્રોણ, કર્ણ, દુર્યોધન, ભીષ્મ અને તું સુદ્ધાં સર્વેનો નાશ એ ભીમસેન કરશે. તું આ પરસ્પરના કલહની શા માટે ઊપેક્ષા કરેછે! મારૂં કહ્યું માન તો એક દુર્યોધનનેજ મારી નખાવ; અને તેમ જો તું ન કરે તો આ દુષ્ટકર્મથી એનું નિવારણ કર. હવે જે થયું તે ખરૂં. પંચાળી સહિત પાંડવો વનવાસ લે. એવો ઠરાવ કરો. અને એમને વનમાં રહેવાની જેટલા વર્ષની અવધછે તે અવધસુધી વનવાસ ભોગવી પછી વનથી પાછા આવી તેઓ પોતાના રાજ્યનો ઉપભોગ કરે. મેં જે પ્રમાણે વ્યવસ્થા કરવાની વાત કહી તે પ્રમાણે વ્યવસ્થા કરવાનું તું નહીં માને તો તારા કુળનો આજ સંહાર થયો એમ જાણજે.

એવાં વિદુરનાં વચન સાંભળી ભયથી જેનું શરીર કંપાયમાન થઇ રહ્યુંછે એવો ધૃતરાષ્ટ્ર તત્કાળ ક્રોધયુકત થઇ દુર્યોધન પ્રત્યે કહેવા લાગ્યો.

ધૃતરાષ્ટ્ર—અરે પાપ સ્વરૂપી, કર્મચંડાળ, વનના મદોન્મત્ત હાથી જેવા આચાર વાળા, નિર્લજ દુર્યોધન, આજસુધી તું આ પ્રમાણેનાં દુષ્કર્મોથી દૂર થતો નથી. અરે શઠ આ તારા પાન્ડુ સંબંધીઓને પંચાળી સહિત મૂકી દે; નહીં તો આ મારી ઉગ્ર તરવાર તારા ધડપર તારા મસ્તકને જોઈ નહીં શકે.

એવાં પિતાનાં ક્રોધભર્યાં વચન સાંભળી ભીષ્માદિકની સાથે વિચાર કરી દુર્યોધન બોલ્યો.

દુર્યોધન—હે તાત, હું તેઓને મૂકી દેઊંછું પણ મારી એક વાતતો સાંભળો. મારી વાત એ છે

કે પાંડવો બાર વર્ષ વનવાસ રહે પણ ત્યારપછી એક વર્ષ ગુપ્ત વનવાસ રહે. જો છેલ્લા ગુપ્ત વનવાસ રહ્યાના વર્ષમાં પાંડવો અમુક સ્થળેછે; એવું હું જાણું તો ફરી એઓ પાછા બારવર્ષ વનવાસ ભોગવે.

ધૃતરાષ્ટ્ર, દ્રોણાચાર્ય અને ભીષ્મપિતાદિક વડીલોની આજ્ઞાથી પાંડવોએ દુર્યોધનનો ઠરાવ માન્ય કરચો. તે સમયે ધૃતરાષ્ટ્ર અને દ્રોણાચાર્યાદિકોએ દુર્યોધનને કહચું કે પાંડવોને પહેરવા સારૂં વસ્ત્ર આપવાં જોઇએ. દુર્યોધને તેઓને વસ્ત્ર આપી ગુરૂ અને વડીલોના અનુરોધથી અધોમુખ કરી પાંડવોને વનવાસ મોકલ્યા. પંચાળીને આગળ કરી જાણે ધૈર્યની મૂર્તિ હોયના! એવા પાંડવોએ ઇંદ્રપ્રસ્થથી વનવાસ લીધો. તે સમયે સ્નેહે કરી મોહિત થએલા ભીષ્માદિક સર્વ તેઓને વળાવવા સારૂં થોડે દૂર તેઓની સાથે ગયા. અન્યોન્યના નેત્રોની જળધારાએ માર્ગમાં કાદવ થઇ ગયો. એમ રસ્તે જતા પાંડવોને સર્વ લોકો મહાશોકથી ખિન્નમન કરી જોવા લાગ્યા.

रथोद्धता वृत्तम्.

हारिताखिलनरेंद्रसंपदः पांडवाः स्फुरदखंडतेजसः ॥
मातरं च पितरं च वीक्षितुं हस्तिनापुरमुपागमन्पुनः ॥ १ ॥

અર્થઃ—સર્વ રાજ સંપદા હારેલા પણ અખંડ તેજવાળા પાંડવો (વનવાસ જતા પેહેલાં) માતાપિતાને મળવા સારૂં હસ્તિનાપુરમાં આવ્યા. ॥ ૧ ॥

इति मलधारि श्रीदेवप्रभसुरिविरचिते पांडवचरित्रे महाकाव्ये नलोपाख्यानद्यूतवर्णनो नाम षष्ठः सर्गस्तस्य भाषांतरं समाप्तम्॥ ६ ॥

અથ શ્રી સપ્તમ્ સર્ગ પ્રારંભઃ

હસ્તિનાપુરમાં જઇ માતપિતાને ભેટી સત્યધર્મ પાળવાના નિમિત્તથી પોતાના બંધુઓને તથા પંચાળીને સાથે લેઈ યુધિષ્ટિર રાજા વનવાસ કરવા નિકળ્યો. પાંચે ભાઈઓએ પોત પોતાનાં અસ્ત્ર શસ્ત્રો સાથે રાખ્યાં. પાંડુ, ધૃતરાષ્ટ્ર, ભીષ્મપિતા અને દ્રોણ વિગેરે સર્વ વડીલો જેઓ પાંડવોના સ્નેહે મોહિત થએલા તેઓ તેમને ઘણે દૂર સુધી વળાવવા આવ્યા. તેઓ સર્વના નેત્રોમાંથી જળધારા વહેતી હતી. સત્યવતી આદિ શોકે કરી દુખિઆરી માતાઓ દાસીના હાથનું અવલંબન કરી પાંડવોની પાછળ ચાલીઓ. પોતાની દાસીઓ સહિત પંચાળી પણ આગળ ચાલી. પાંડવો પણ માતપિતાને મળી ભેટીને ચાલવા લાગ્યા. તે સમયે સર્વ જનોની આંખોમાંથી અશ્રુધારા ચાલી અને તેઓ મહા શોકાતુર થયા. કુંતિથી આગળ જવાતું નથી તેમ સ્થળ ઉપર સ્થિર પણ રેહેવાતું નથી. દાસીનો હસ્ત ઝાલી ઉભી ને પોતાના પુત્રોની પૂઠ જોઈ આંખોમાંથી અખંડ અશ્રુધારા ચલાવે છે. રડતાં રડતાં પણ કુંતી પોતાના પુત્રોને આશિર્વાદ દે છે,

કુંતી—હે પુત્રો તમને વનના વિકટ પંથોમાં ક્રીડા પર્વતમાં, તથા ક્રીડા વનમાં ભદ્ર થાઓ. હવે તમારો મને ક્યારે મેળાપ થશે? હે હંસ, હે મોર, હે પોપટ, હે હરણી તમારી પંચાળી નામની પરિચારણિ તમારો સહવાસ કરવા આવેછે; તેની તમે રક્ષા કરજો.

એવાં અનેક પ્રકારે કરૂણાજન્ય વચનો કહી કુંતી રૂદન કરવા લાગી, તે સમયે કટિમેખળા જાણે બાંધી છે એવી દ્રોપદી કુંતીની પાછળ જઈ ઉભી પણ તેનાથી આગળ પગ દેવાય નહીં તેમ પાછળ પણ પગ દેવાય નહીં, એવું થયું. જેટલા પુરવાસીઓ હતા તે સર્વે રાજા યુધિષ્ટિરના ઊત્તમ ગુણોથી મોહ પામી ઘર બાર વિગેરે સર્વસ્વ ત્યાગી તેની સાથે ચાલ્યા, ને એમ બોલવા લાગ્યા. કે અમે પણ યુધિષ્ટિર સાથે વનવાસ કરશું.

એવી માયાળુ પુરવાસી પ્રજા સહિત જાણે સાક્ષાત્ ધર્મ પોતેજ મૂર્તિમાન હોયના! એવો રાજા યુધિષ્ટિર જેમ નક્ષત્રો અને તારાગણો સહિત ચંદ્રમા આકાશથી બાહર નિકળેછે તેમ બાહાર નિકળ્યો. તે સમયે લોકો પરસ્પર વાર્તાલાપ કરતા હતા.

લોકો—પૂર્વે જેમ નળરાજાએ દ્યુત રમી પોતાનું રાજપાટ ખોયું હતું તેમ આ સમયે રાજા યુધિષ્ટિરે પણ દ્યુતરમીને પોતાનું રાજપાટ ખોયું. અરે યુધિષ્ટિર સરખા મહાત્મા પુરૂષની રાજ્ય સમૃદ્ધિ કપટ દ્યુતરમી હરણ કરી તેને વનવાસ આપ્યો, એવા દુર્યોધનને ધિક્કાર છે. એટલું કરતાં પણ દુર્યોધન પાસે નિરંતર રાજ તો નહીંજ રહેશે. કારણ ભીમસેન અને અર્જુનના જીવતાં રાજ દુર્યોધનના હાથમાં રહેવું અસંભવિત છે. વળી વિશ્વમોહિની દ્રૌપદીનું સભામાં બોલાવી એણે જે અપમાન કર્યું છે તે અપમાનનું ફળ પરિણામે પામ્યાવિના એ રહેવાનો નથી. એમાં આપણે શું કહેવું જોઇએ! એ પ્રમાણે પાંડવો ઉપર જેઓ પ્રીતિ રાખનારા પરંતુ નિષ્પક્ષપાતી મહાજનો હતા તે બોલવા લાગ્યા. ત્યારપછી આગળ વનમાં ચાલતાં અહીં તહીં મન જેનું ભ્રમિત થઈ રહ્યુંછે, એવી કૃષ્ણાપ્રત્યે એક ક્રૂર કર્મ કરવા વાળો, અતિશય શ્યામ શરીર વાળો, કેશ જેના વિખરાયલા છે, માથામાં જાણે પ્રકાશ થઇ રહ્યો હોયના! જાણે બીજો વિંધ્યાચળ હોયના! વળી જેનાં અંગારા જેવાં રક્ત નેત્રો છે, સર્પણી જેમ પોતાની જીભના લપકારા કરેછે તેમ જેની જીભ લપકારા કરી રહીછે એવા કિર્મ્મીર રાક્ષસે અકસ્માત આકાશથી ઊતરી અટ્ટહાસ કરી અને મુખ પ્રસારી તથા ભયંકર શબ્દ કર્યો. તેનું વિકરાળ સ્વરૂપ જોઈ, અને તેનો ભયંકર શબ્દ સાંભળી દ્રોપદી એકાએક કારમી ચીસ પાડી ઊઠી. દ્રોપદીની ચીસ સાંભળી ભીમસેન તરતજ તેની પાસે આવ્યો ને રાક્ષસને જોઈ તે પ્રત્યે બોલ્યો.

ભીમસેન—હે દુષ્ટ તેં, આવડું ચંચળપણું કેમ આરંભ્યું છે. પંથના પરિશ્રમથી થાકેલી અને ઘણે દુરથી આવેલી એવી મારી પ્રિયાને તું અહીંયાં આવી ત્રાસ આપેછે તેનું ફળ હવે તું ભોગવ.

એમ કહી ત્યાંથી ઊછળીને મહા બળવડે ભીમસેને તે રાક્ષસને એક ગદા પ્રહાર કર્યો. ગદાપ્રહારે કરી તે રાક્ષસ પ્રાણમુક્ત થયો. દુર્યોધનપરનો ક્રોધ ભીમસેને આ રાક્ષસપર કાઢ્યો તે જાણે દુર્યોધનના વધારંભમાં તેનો જે પ્રિયમિત્ર કિર્મ્મીર તેને મારીને પ્રથમ મંગળાર્થે ઓંકાર સ્થાપન કર્યો હોયના! કિર્મ્મીરને ભીમસેને માર્યો તેનું વૃત્તાંત જાણ્યા વિના યુધિષ્ઠિર ત્યાંથી ચાલતા ચાલતા જેમાં રમણીક લતાઓ છે એવા કામ્યકવનમાં આત્માને પવિત્ર કરવા સારૂં આવી પહોંચ્યા.

પાંડવો વનવાસ ગયાપછી ઇંદ્રપ્રસ્થમાં સર્વ લોકો દુર્યોધન ઉપર અત્યંત ક્રોધ કરી કહેવા લાગ્યા કે એ દુર્યોધન મહા કુકર્મી, અધમ અને મહાપાપી છે. એમ પરસ્પર વાતો કરતા હતા. સર્વની દુર્યોધનપરથી પ્રીતિ ઉઠી ગઈ. પાંડવોની સાથે માતાપિતાદિ સર્વ લોકો વનવાસમાં પ્રીતિથી ચાલતા હતા. પણ પંથના પરિશ્રમેકરી સર્વે થાકી ગયા; અને યુધિષ્ઠિર પ્રત્યે કહેવા લાગ્યા.

લોકો—હે મહારાજ, આ કામ્યક વનમાં પાંચ રાત્રી આપણે વિશ્રામ લેવા જોઇએ છે.

ભીમસેને પણ યુધિષ્ઠિરને આગ્રહ કરી કહ્યું. કે હે ભાઈ, પાંચ રાત્રી આપણ સર્વે આ સ્થળે વિશ્રામ લેયે. અને હવે તમે આ આપણી માયાળુ પ્રજાને અત્રેથી નગર ભણી વિદાય કરો.

માર્ગના પરિશ્રમે થાકેલી પ્રજા લોક અહીં તહીં વૃક્ષોની શિતળછાંયા તળે પોતાની ભુજાઓનાં ઊશીકાં કરી નિંદ્રાવશ થયા. તે સમયે રાજ્ય સમૃદ્ધિ હાર્યાનું અને વનવાસનું દુઃખ એ ઉભય દુઃખથી રાજાનું મન દુઃખી હતું ને વળી પોતાના આશ્રિતોને મારાવિના હવે કોણ આજીવિકા દેશે એવો વિચાર તે એ બે દુઃખના કરતાં રાજાના અંતઃકરણને અધિક દુઃખ દેતો હતો. એવું રાજાના મનનું દુઃખ જાણી મનોહર આહારને સમાહરણ કરવાવાળી વિદ્યાનું કોવિદ પાર્થે સ્મરણ કર્યું. તે વાર પછી પૃથાની આજ્ઞા લઈ દ્રૌપદીએ તે રસોઈવડે સર્વજનોને ભોજન કરાવ્યું. રાજ્યના અતિશય સુખ કરતાં પણ અધિક સુખમાની પોતાના વિનયયુક્ત સંબંધીઓની સાથે યુધિષ્ઠિરે તે દિવસ નિર્ગમન કર્યો.

બીજે દિવસે પોતાના પિતાની આજ્ઞા લેઈ ધૃષ્ટદ્યુમ્ન વનમાં જ્યાં પાંડવો હતા ત્યાં આવ્યો. ત્યાં આવી પ્રથમ પાંડવોને નમસ્કાર કર્યો પછી પોતાની બેન પાસે જઈ પ્રેમ સહિત હાથ જોડી નમસ્કાર કરી. ને બોલ્યો.

ધૃષ્ટદ્યુમ્ન—હે બેન તેં આમ દીન મન કેમ કર્યું છે? અમારા ગુપ્ત અનુચરો હસ્તિનાપુરમાં ફરતા રહેછે, તેમણે તમારા વનવાસના પ્રવાસનું વૃત્તાંત અમને કહ્યું હતું તે ઉપરથી પિતાએ મને તમારી ખબર જોવા અહિયાં મોકલ્યોછે. હે બેન, જો તારા પતીઓની ઇચ્છા હોયતો હું મારા પરાક્રમવડે સ્વર્ગના રાજ્યને જીતી શકું તો પછી દુર્યોધન તે કોણ માત્રમાં. પરંતુ સત્ય જડવાળો યુધિષ્ઠિર જ્યાંસુધી વનવાસ કરે ત્યાં સુધી તું આપણા પિતાને ઘેર રહેવા ચાલ.

પંચાળી—હે ભાઈ, દુર્યોધનનો વધ કરવાને માત્ર રાજા નાપાડેછે, નહીંતો ભીમ અને અર્જુન એને જીવતો રહેવાદે? તું મને પિતાને ઘેર વસવાનું કહેછે પણ પાંડવોના પદથી પવિત્ર થએલું વન છે તેજ વનમાં તેમની સાથે વસવું મને સારૂં લાગશે; તો પછી પિતાને ઘેર આવવાનું શું પ્રયોજન છે? પરંતુ હું કહુંછું કે આ તારા પાંચે ભાણેજોને તું પિતાને ઘેર લઈજા. તારો જય થશે.

એવાં પંચાળીનાં વચન સાંભળી જેના નેત્રોમાં જળ આવી ગયાંછે, એવો ધૃષ્ટદ્યુમ્ન યુધિષ્ટિર રાજાની આજ્ઞા પામી અને પોતાના પાંચે ભાણેજોને સાથે લઈ પોતાના નગરમાં આવ્યો.

ધૃષ્ટદ્યુમ્ન ગયા પછી બીજે દિવસે જેનું ઉત્તમ સુંદરશ્યામ સ્વરૂપ છે એવા શ્રીકૃષ્ણ દ્વારિકાંથી જ્યાં પાંડવો હતા ત્યાં આવ્યા. કૃષ્ણને આવ્યા જોઈ પાંડવોએ તેમને નમસ્કાર કરચો. કૃષ્ણ કુંતીની પાસે જઇને તેના ચરણાર્વિંદને નમસ્કાર કરચો, અને આનંદપૂર્વક ત્યાં તે બેઠા પછી પાંડવોના દુઃખથી જેનું મન દુઃખી થયુંછે એવા શ્રીકૃષ્ણ તે યુધિષ્ટિર પ્રત્યે બોલ્યા.

શ્રીકૃષ્ણ—હે રાજંન, સ્પષ્ટ અભીષ્ટાર્થ દૃષ્ટિ દુર્યોધને કવિંદે ધ્યુત રમીને તમને હરાવ્યા. એ મેં સર્વ સાંભળ્યું છે. નરેંદ્ર દુર્યોધનને ધ્યુત રમતમાં ઉત્તેજન આપનાર કર્ણ અને શકુનિ એ બે મુખ્ય છે. અરે પણ હું તે સમે તારી પાસે ન હતો, જો પાસે હોતતો જેમ ચંદ્રમા ને રાહુ હમેશ ગ્રહણ કરેછે પણ બુધ પાસે હોય તો ગ્રહણ કરી શકાતું નથી; તેમ હું આ વાત બનવા દેત નહીં. આ ભીમસેન અને આ અરજુન એ બંને તે સમયે માત્ર તારા ભયને લીધે કાંઈ બોલી શકચા નહીં. નહીં તો તેજ સમયે દુર્યોધનનો વધ કરત. હજી પણ તારા તે શત્રુને મારવાનું કામ કાંઇ પણ મુશ્કેલ નથી પરંતુ તારા સત્ય નિર્વાહનું જડપણું અમારે બંધનરૂપ થઈ પડ્યું છે. દ્રૌપદીના કેશ પકડી તેને સભામાં ખેંચીઆણી અને હાલ પણ તે વાત સંભારી મને જોઈ દ્રૌપદી રૂદન કરેછે તેપણ કેવળ તારોજ અન્યાય છે. આ દ્રોપદીનું પ્રત્યક્ષ રૂદન જોઈ મારી ક્રોધાગ્નિ દુર્યોધનને દગ્ધ કરેછે. હવે તમો સાંભળો કે આ મહાસતી દ્રૌપદીનો એ લોકોએ તીરસ્કાર કરચો છે તેનું ફળ તેમને હું ઉતાવળે દઈશ. આ વાતમાં તમે મને વિઘ્ન કરશો નહી એવી રીત કહીને કૃષ્ણ છાના રહ્યા, તે સમયે હાથ જોડી પ્રણામ કરી યુધિષ્ટિર રાજા કૃષ્ણ પ્રત્યે બોલ્યા.

યુધિષ્ટિર—હે મહારાજ, હે કંસારી, આપને જે સમયે ક્રોધ ઉત્પન્ન થયો તે સમયે ઇંદ્રનું પણ સામર્થ્ય નથી કે તે આપની સામો ઉભો રહે. તો પછી મનુષ્યકૃમી દુર્યોધનનું તે સું સામર્થ્ય? પણ મેં સત્યકરાર કરચો છે તેનો ભંગ થાય ને તેથી લોકોમાં મારો અપયશ થાય તે સાંભળી આપને લજ્જા નહિં આવે? મારા સંબંધીઓને પણ મારા સત્યકરારના નિર્વાહને અર્થે મેં આ સમયે વારી રાખ્યા છે. માટે હે આયુષ્યમન્, જે વાત થઈ ગઈ તે થઈ ગઈ. આપ કૃપા કરી દુરારંભથી દૂર થાઓ.

એ પ્રમાણે શ્રીકૃષ્ણના ક્રોધની શાંતી કર્યા પછી પોતાના ભાઇઓને સાથે લઈ યુધિષ્ટિર રાજા ભિષ્મ પિતાની પાસે ગયા. ત્યાં જઇને તેમને પ્રીતિ પૂર્વક નમસ્કાર કરી પુછ્યું.

યુધિષ્ટિર—અમારે તો સર્વથી મોટા ગુરૂ આપ છો. માટે વ્યસનને દૂર કરવાવાળી અને પરમાર્થ કરવાવાળી યોગ્ય શિક્ષા આપ અમને આ સમયે આપો.

યુધિષ્ટિરના વચન સાંભળી કુરૂ ગોત્રમાં જેમનો ગૌરવર્ણછે એવા સુંદર રૂપવાન ભિષ્મપિતા બોલ્યા.

ભિષ્મપિતા—હે પાંડય, ત્રણે લોકના જેટલા પ્રાણીછે તે સર્વ તારા ગુણને વશ થઈ રહ્યા છે. મિત્રામિત્રની પરીક્ષાને સારૂંજ જાણે તને આ દ્યુત વ્યસનની આપદા આવી હોયના, નહિં તો ક્યાં દ્યુત ને ક્યાં તું! જગતની સર્વ કળાઓને જીતનારા ભાઇઓ જેની સાથે તેપણ જ્યારે દ્યુતમાં પરાજય પામે ત્યારે જાણવું કે એ ભાવી પ્રબલ છે. જે હોનાર છે તે નહિં હોનાર થતું નથી. હે વત્સ, વનમાં એકલાં વિચરવાના વિચારે અમને તું અહિયાંથી વિદાય કરવા તત્પર થઈ રહ્યોછે. પૂર્વે તો જે કોઈ પણ ખાવા પિવાની કે પેહેરવા ઓઢવાની વસ્તુ તને પ્રાપ્ત થતી તો તે તારા સર્વ સંબંધીઓને સરખે ભાગે વેંહેંચી આપી તું માત્ર તારા ભાગનોજ ઉપભોગ કરતો તે તું હવે વનનાં ફળ ફળાદિક એકલો શી રીતે ખાઇશ? હે વત્સ હું પણ તારી સાથેજ આવીશ. સ્વમસ્તકાશ્રીત ચંદ્રને માહાદેવ પણ ત્યાગતા નથી તો તું મારો ત્યાગ શી રીતે કરીશ?

એવાં ભિષ્મપિતાનાં વચન સાંભળી યુધિષ્ટિરે તેના ચરણપર મસ્તક ધરી તેમને પોતાની સાથે વનમાં આવતા અટકાવ્યા. વળી રાજા યુધિષ્ટિર પ્રત્યે ભિષ્મપિતા બોલ્યા.

ભિષ્મપિતા—હે પાંડય, દાંન ૧. યોગ્યજ્ઞાન ૨. સત્પાત્રનો પરિગ્રહ ૩. સુકૃત ૪. અને સુપ્રભુત્વ એ પાંચ પ્રતિભૂ છે તે ગ્રહણ કરવા જોઇએ. નિરંતર આપણા વશમાં રહેનારા એ પાંચ પ્રતિભૂનો જે રાજા ગ્રહણ કરેછે તે રાજા ઐશ્વર્યને પ્રાપ્ત થાયછે. કામ ક્રોધાદિ છ વર્ગરૂપ છ ચોરોનો સંસર્ગ તથા સાત વ્યસન અને અજ્ઞાનતા તથા જુઠ એ પંદર ચોરો છે તે યોગ કર્મની પ્રકૃતિને વિષે તથા ન્યાય, ધર્મ, અને પ્રતાપમાં વિમુખ અને અયોગ્ય છે, એ પંદર ચોરોમાંનો એક એક ચોર રાજશ્રી હરણ કરવાવાળો છે. માટે જે રાજા પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય તેણે પાંચ પ્રતિભૂ ગ્રહણ કરવા અને પંદર ચોરોનો નિગ્રહ કરવો. તુંજ જોકે એ પંદર વ્યસન-માંના એક જુગારરૂપી ચોરે તારા રાજ્યનું કેવી રીતે હરણ કર્યું? તે કારણથી હે વત્સ એ પંદર ચોરોના નાશને અર્થે તારે નિરંતર પ્રયત્ન કરવો. તારા મનને હમેશાં સાવધાન રાખવું. જ્યારે વનવાસની અવધ પૂર્ણ થાય ત્યારે સત્વર પાછા ફરજો. એમ કહી ભિષ્મપિતા રાજધાની ભણી વળ્યા. પછી યુધિષ્ટિરે કૃપાચાર્યને તથા દ્રોણગુરૂને વનના સર્વ સમાચાર પૂછ્યા તે સમયે દ્રોણગુરૂ મહા હિતથી બોલ્યા.

દ્રોણાચાર્ય—હે વત્સ, સત્ય, ધર્મ, નીતિ અને વિનયથી તું પરિપૂર્ણ છે હું તો તમો પાંડવ કૌરવ બંનેનો ગુરૂછું. તેમાંય વળી અર્જુનને તો મેં મહાપ્રીતિથી સૌના કરતાં અધિક વિદ્યા શિખવીછે; તે એવી કે જો એ વિદ્યાનો નિરંતર અભ્યાસ રાખે તો મને પણ જીતી શકે. હવે હે પ્રિય યુધિષ્ઠિર તું વનનો માર્ગ લે વિકટ માર્ગમાં તમને કલ્યાણ હો તથા માર્ગ નિર્વિઘ્ન થાઓ. તમે સત્વર પાછા આવજો. મારાં નેત્ર ઉપવાસીને તમારાં દર્શનરૂપી પારણાં વેહેલાં થાય તેવું કરજો.

કૃપાચાર્યે પણ તે પ્રમાણે યુધિષ્ઠિરને કહ્યું પછી કૃપાચાર્ય અને દ્રોણગુરૂ ત્યાંથી પાછા વળ્યા.

ત્યારપછી નિર્વાદ મન કરી યુધિષ્ઠિર રાજા ધૃતરાષ્ટ્ર પ્રત્યે બોલ્યો.

યુધિષ્ઠિર—હે તાત, તમને નમસ્કાર છે. અમારાપર કૃપાદૃષ્ટિ રાખજો વળી એ દુર્યોધનને પણ મારા તરફનો એક સંદેશો લઈ જાઓ તે એ કે હે ભ્રાત આપણા કુળનો જેમ સર્વત્ર સુપ્રકાશ થાય અને કુળની મોટાઈ વધે એવી રીતની પ્રજાની પાલના કરજે. અને એવું કામ કરજે કે જેથી આપણા વડીલોએ મેળવેલા યશને હાની ન પહોચે એવો કહેજો.

રાજા યુધિષ્ઠિરની આ પ્રમાણેની નમ્રતા જોઈ અને પોતાના પુત્ર દુર્યોધનની દુર્બુદ્ધિ જાણી કાંઈપણ ઊત્તર દીધાવિના ધૃતરાષ્ટ્ર પોતાના નગરમાં આવ્યો.

સત્યવતી આદિક વડીલ માતાઓને નમસ્કાર કરી ગદ્દગદ કંઠે યુધિષ્ઠિર રાજાએ કહ્યું.

યુધિષ્ઠિર—હે અંબે હવે મને વનમાં આગળ વધવાની રજા આપો. યુધિષ્ઠિરને વનમાં વધવાની આજ્ઞા માગતાં જોઇ જેઓનાં શોકથી હૃદય ભેદન થઈ ગયાંછે અને પગલે પગલે જેઓને મૂર્ચ્છા આવેછે એવી સત્યવતી આદિક સ્ત્રીઓ યુધિષ્ઠિરને આશિર્વાદ દઇ બળત્કારે પાછી નગર ભાગી વળીઓ. ત્યાર પછી પોતાની માયાળુ પ્રજાને યુધિષ્ઠિરે પાછા વળવાની આજ્ઞા કરી; તે સાંભળી પ્રજા લોક સર્વે આશિર્વાદ દઇ બોલવા લાગ્યા.

પ્રજાલોક—હે મહારાજ તમારી વનયાત્રા સફળ થાઓ. અમો સર્વે તમારી છાંયા રૂપ છૈએ; પરંતુ આપ જ્યારે સાથે લઈ જવાનું અમને ના કહોછો ત્યારે અમે પાછા વળીએ છૈએ.

એવાં પ્રજાનાં આતુર વચન સાંભળી યુધિષ્ઠિર વિદુરપ્રત્યે બોલ્યા.

યુધિષ્ઠિર—હે વિદુર જેવી મારા પિતા પાંડુવિષે આ પ્રજાલોકની પ્રીતિછે તેવી તમની પ્રીતિ મારાવિષે પણ ધીમે ધીમે કરાવજો. મારાં માત પિતાનાં મન મારા વિયોગથી મહા દુઃખીછે માટે તેમનાં મન થોડે થોડે ઉપદેશથી સ્થિર કરજો. મારીતો એવી ઇચ્છાછે કે મારાં માત પિતા મારી સાથે આવે તો સારૂં. તે સાંભલીને વિદુર બોલ્યો.

વિદુર—હે યુધિષ્ઠિર, દુર્યોધન તમારાપર અતિશય ઇર્ષાળુ થઇ રહ્યોછે માટે સર્વે કુટુંબને સાથે લઈ વનમાં જવું યોગ્ય નથી. પરંતુ એમ કરો કે પાંડુને રાજધાનીમાં રાખી જાઓ, તે

રહી શકશે પણ કુંતીતો તમારો વિયોગ ક્ષણમાત્ર પણ નહીં સહન કરી શકે, માટે એને તમે તમારી સાથે લઈ જાઓ. એ પ્રમાણેનો નિશ્ચય કરી પાંડુપિતાને નમસ્કાર કરી નેત્રોમાં જળ લાવી યુધિષ્ટિર વિદુર પાસે જઈ બેઠા.

પુત્રોથી વિયોગ ન થયો એ પ્રમોદ અને પતિથી વિયોગ થશે એ ક્લેષ એ પ્રમાણે તે સમયે કુંતી હર્ષશોકાવસ્થાવાળી થઈ. વિદુરે યુધિષ્ટિરને કહ્યું કે, હે કૌંતેય જ્યાં જાઓ ત્યાં ખાવામાં, પીવામાં, ચાલવામાં, નિદ્રામાં એમ સર્વ વાતમાં સાવધાન રહી માર્ગે ચાલજો. એ પ્રમાણે મહા પ્રીતિયુક્ત થઇને યુધિષ્ટિરને શિક્ષા દેઇને ગદ્ગદ કંઠ થયેલી કુંતીને વિદુરે નમસ્કાર કર્યો. ત્યાર પછી પાંડુ રાજા યુધિષ્ટિર પ્રત્યે બોલ્યા.

પાંડુ—હે વત્સ તું વનની ભયંકર ભોંમીમાં કુટુંબને સાથે લઈ શી રીતે ફરીશ? અરે તારા સરખા પુત્રના વિયોગે હું એકલો શી રીતે રહી શકીશ? તુંજ વિચાર કર કે ચંદ્રમા વિના સમુદ્રની કેવી દશા થાયછે? અરે પણ હે વત્સ તારા વચનને અન્યથા શી રીતે કરી શકું? હવે દુઃખને દુર કરનારી આ મારી રત્નમય અંગુઠીછે તે તું સાથે લઇજા. એમ કહી મહા પ્રસન્ન થઇ પોતાના હાથની અંગુઠી યુધિષ્ટિરને પેહેરાવી. પાંડુ રાજાએ પોતાની પ્રિયા પ્રત્યે કહ્યું.

પાંડુ—હે દેવી, પુત્રપાત્રનું તું યત્ન કરજે.

એ પ્રમાણે પ્રબોધ દેઇ તેની આજ્ઞા લઈ વિદુર સહિત જે સમયે પાછા વળવાની તૈયારીમાં પાંડુરાજા હતા તે સમયે માદ્રિને નમસ્કાર કરી યુધિષ્ટિર બોલ્યા.

યુધિષ્ટિર—હે માતા, તું મારા પિતાની નિરંતર સેવા કરજે.

માદ્રિએ પોતાના બંને પુત્રોની બંધુઓ પ્રત્યે અતિ પ્રીતિ જોઇ તેઓને કહ્યું.

માદ્રિ—હે પુત્રો, તમો મોટાભાઇની નિરંતર સેવા કરજો.

પુત્રોને શિખામણ આપી માદ્રિ પણ પાંડુની સાથે પાછી વળી. એ પ્રમાણે સર્વને વિદાય કર્યા પછી માત્ર કૃષ્ણ અને થોડાક પ્રજાલોક તેઓ સહિત પૃથાનંદન યુધિષ્ટિર આગળ ચાલ્યો. કોઇતો મહા વેગવાન અશ્વ ઉપર અશ્વાર થયા, કોઈ મદોન્મત્ત હાથી ઉપર આરૂઢ થયા અને કોઇતો વિમાન જેવા રથ અને સુખપાલ ઉપર બેઠા. એમ વિવિધ વાહનોપર આરૂઢ થઈ સર્વે આગળ વધ્યા. કૃષ્ણ અને પોતાના સંબંધીઓ સહિત યુધિષ્ટિર નાશીક નગરમાં આવી પહોંચ્યો. તે સ્થળે ચંદ્રપ્રભ પ્રભુની કુંતીએ પૂજા કરી. આનંદનાં જળ જેના નેત્રમાં આવી ગયાંછે એવા ગોવિંદ પણ ચંદ્રપ્રભ પ્રભુની ઉપાસના કરવા લાગ્યા. કુંતી અને દેવકીનંદને ચંદ્રપ્રભ પ્રભુની વિચિત્ર સ્તોત્રથી સ્તુતી કરી પોતપોતાના સ્થળ ઉપર આવી ભોજન કર્યું. જિનની પ્રભાવનારંભે જેઓનાં સર્વ પાપ દૂર થઇ ગયાં છે, એવા પાંડવો કેટલાક દિવસ નાશક નગરીમાં રહ્યા. એક દિવસ

કૃષ્ણસહિત રાજા યુધિષ્ટિર બેઠો હતો, ત્યાં દુર્યોધનનો પુરોચન નામનો પુરોહિત આવ્યો ને બોલ્યો.

પુરોચન—હે રાજન, તારા દુર્યોધન બંધુએ તને આમ કહેવા મને કહ્યુંછે કે હે યુધિષ્ટિર, તું મહાન પુરૂષોમાં અગ્રેસર છે, અને અનાર્યમાં અગ્રગામી હું છૌં. ગુણવાનોમાં અગ્રગામી તું છે, ને નિર્ગુણીઓમાં અગ્રગામી હું છૌં. સજ્જનોમાં પ્રકાશમાન તું છે ને દુર્જનોમાં પ્રકાશમાન હું છૌં. સુબુદ્ધિઓમાં અગ્રગામી તું છે ને દુર્બુદ્ધિઓમાં અગ્રગામી હું છૌં. કૃતજ્ઞનો શિખર તું છે ને કૃતઘ્નનો શિખર હું છૌં. ઉત્તમોમાં માણિક્ય તું છે, ને અધમોમાં માણિક્ય હું છૌં. મહેચ્છમાં આદિ તું છે ને અલ્પેચ્છમાં આદી હું છૌં. કૃતવિદ્યાનો આદિ તું છે ને નિર્વિદ્યાનો આદિ હું છૌં. માટે હે ભાઈ, વિવેકશૂન્ય થઈ મેં પૂર્વે તારા અનવધિ અપકાર કર્યાછે; તેવા અપકાર કરનારો સામાન્ય પુરૂષોમાં કોઈ શોધ્યો મળે નહીં તો પછી કુરૂકુળની શી વાત? પરંતુ હે દયાબ્ધિ! એ મારા અપકારના અપરાધની તાહારે ક્ષમા કરવી યોગ્ય છે. કારણ નાહાનો ભાઈ મોટાભાઈનો કાંઈ અપરાધ કરે તોપણ મોટોભાઈ નાનાભાઈ ઉપર પ્રસન્ન રહેછે હવે તમો સર્વે મારા અપરાધ વિસરી જઈ વનવાસથી પાછા વળો અને હસ્તિનાપુરમાં આવી નિવાસ કરો; તથા તમો સુખે રાજસમૃદ્ધિનો ઉપભોગ કરો. મેં તારો પૂર્વ અપરાધ કર્યો છે તેથી મારા મસ્તકપર સર્વે પ્રજાની અને વડીલોની જે પસ્તાળરૂપી રજ પડીછે તે રજ તું કૃપા કરી મારા અપરાધ સામું ન જોતાં અત્રે આવી મારજન કર. માલતિપુષ્પને સર્વજન મસ્તક ઉપર ધારણ કરેછે, તેમ તારી આજ્ઞા હવે હું નિરંતર મારે મસ્તક ધારણ કરીશ. સત્યવ્રત વિપર્ય થઈ જાય એવા વિચારથી તારૂં મન લજ્જિત થતું હોયતો દયા કરી ફરતા ફરતા જેમ સાધુ તથા મુનિઓ આવેછે; તેમ આપણા ગામભણી તું તારાં પવિત્ર પદકમળ ધરજે: અને સ્થિર મન કરી હસ્તિનાપુરમાં આવી રહેજે. હે આર્ય, જો તમો નહાનાભાઈઓ સહિત હસ્તિનાપુરમાં આવીને રહેશો તો તમારી મનોવ્રતિ પ્રમાણે હું તમારી સેવા કરીશ.

એ પ્રમાણે દુર્યોધને કહાવેલો સંદેશો યુધિષ્ટિરને કહી પુરોહિત વળી બોલ્યો.

પુરોહિત—હે યુધિષ્ટિર, એ પ્રમાણે તારા સંબંધી દુર્યોધને કહાવ્યું છે માટે જો તમે હસ્તિનાપુર આવશો તો હું પણ તમારી સાથેજ રહીશ.

એવું કહી તે પુરોહિત છાનો રહ્યો, કૃષ્ણાદિકોને આ વૃત્તાંત સાંભળી બહુ આનંદ થયો અને સઘળાંએ જાણ્યું કે હવે આપણને સુખતો થશે અને આપણો નિર્વાહ તો ચાલશે? સર્વેનાં મન એ વાતમાં લાગ્યાં. ત્યાર પછી રાજા યુધિષ્ટિર પુરોહિત પ્રત્યે બોલ્યો.

યુધિષ્ટિર—હે પુરોહિત, તેં જે કહ્યું તે બહુ સારૂં છે. અમારે દુર્યોધન સાથે કાંઈપણ દ્વેષ નથી.

પુરોહિતને એ પ્રમાણે કહીને કોઈ હાથી ઉપર અને કોઈ અશ્વોપર બેઠેલા એવા કૃષ્ણાદિક

સંબંધીઓને સાથે લેઈ યુધિષ્ટિર રાજા હસ્તિનાપુરમાં આવવા નિકળ્યા. પુરવાસિઓ યુધિષ્ટિરને હસ્તિનાપુર આવતો જાણી પ્રસન્ન થઈ નજરાંણાં લેઈ તેની સામે ગયા. તેઓની ભેટ અંગિકાર કરી કૃષ્ણાદિક સંબંધીઓ સહિત રાજા જેમ પોતાની રાજધાનીમાં પ્રવેશ કરેછે તેમ યુધિષ્ટિરે હસ્તિનાપુરની બહાર વારણાવતપરમાં પ્રવેશ કર્યો. ત્યાં જઈ જેમાં ઉત્તમ અને વિચિત્ર રચના કરીછે એવા મેહેલમાં નિવાસ કર્યો. અનેક સામગ્રીથી ભરપૂર એવો તે મેહેલ રાજા યુધિષ્ટિરને પુરોહિત વારંવાર બતાવતો હતો. યુધિષ્ટિરને જેજે વસ્તુની જરૂર પડે તે તે વસ્તુઓ દુર્યોધન તેને પોહોચાડવા લાગ્યો. હસ્તિનાપુર બાહાર વારણાવતમાં યુધિષ્ટિરને આવ્યા સાંભળી જેટલા રાજાઓ હતા તે મળવા સારૂં ત્યાં આવવા લાગ્યા. તે રાજાઓને તથા યુધિષ્ટિરને દુર્યોધને સેવાથી એવા પ્રસન્ન કર્યાં કે સૌ પોતાનાં ઘર પણ વિસરી ગયા. સ્થિત મન કરી આનંદપૂર્વક સંબંધીઓ સહિત યુધિષ્ટિર ત્યાં રહ્યો. પાંડવોનું સુખ અને તેમને ઠરી ઠેકાણે પડેલા જોઈ કૃષ્ણ પોતાની રાજધાનીના દ્વારામતી શોહેરમાં જવા તૈયાર થયા. તે સમયે માતાને મળવા સારૂ અતિ ઉત્કંઠિત એવી સુભદ્રાને કૃષ્ણની સાથે દ્વારિકાં મોકલી. તથા જેટલા લોકો ત્યાં મળવા સારૂં આવ્યા હતા તેમને સર્વને રાજા યુધિષ્ટિરે હસ્તિનાપુરમાં વિદાય કર્યાં.

એક સમયે વિદુરના મોકલેલા પ્રિયંવદ નામના દૂતે ભીમાર્જુન સહિત રાજા યુધિષ્ટિરને એકાન્તમાં બોલાવી વિદુરનો મોકલેલો સંદેશો કહ્યો.

દૂત—હે રાજંન, વિદુરે મને આ પ્રમાણે તમને કહેવા કહ્યું છે કે હે યુધિષ્ટિર, કર્ણ અને દુઃશાસનાદિકની સાથ દુર્યોધને સલાહ કરી પુરોચન પુરોહિતને આ પ્રમાણે કહ્યું છે તે મેં કાનોકાન સાંભળ્યુંછે કે હે પુરોહિત તારી સમાન મને કોઈ બીજો પ્રિય નથીજ, તને યોગ્યપાત્ર જાણી કહુંછું; તે એકે આમારી ઘણી સેના છે તથાપિ જ્યાં સુધી મારા વૈરી પાંડવો જીવતાછે ત્યાં સુધી મારૂં રાજ ગાંધર્વનગરતુલ્ય છે. માટે શણ, તેલ અને ઘાસથી પરિપૂર્ણ એવો એક મહેલ બંધાવી તમાં કોઈપણ યુક્તિથી પાંડવોને લાવી કૃષ્ણપક્ષની ચતુર્દશીએ તારે તે મેહેલમાં આગ લગાડવી. જેથી કરી પાન્ડવોનો નાશ થાય ને પછી હું નિર્ભય થાઊં. એ પ્રમાણે પુરોહિત સાથે દુર્યોધને કરેલી સલાહ વિદુરે કાનોકાન સાંભળી; તે તમોને નિવેદન કરવા મને તમારી પાસે મોકલ્યોછે, માટે તમો પ્રમાદ કરશો નહીં.

એવાં વિષતુલ્ય પણ હિતકારક વચન સાંભળી ક્રોધે પરિપૂર્ણ થએલા સંબંધીઓ સહિત ધર્મરાજા તે ઘરની તપાસ કરવા લાગ્યો; તો માલમ પડચું કે આ ઘર શણનું બનાવેલું છે. એવું કપટમય ઘર જાણ્યા પછી રાજા યુધિષ્ટિરે માતા સ્ત્રી તથા ભાઈઓ વિગેરે પ્રત્યેકનો મત લીધો. એવું યુધિષ્ટિરનું વચન સાંભળી પ્રથમ મનમાં ધારીને પછી ભીમસેન બોલ્યો.

ભીમસેન—હે જેષ્ઠબંધુ યુધિષ્ઠિર, તું મને આજ્ઞા આપ. હું ઇંદ્રપ્રસ્થમાં જઈ દુર્યોધનનું હૃદય વિદારણ કરી આવું. શત્રુને હણવામાં હવે આપણે વિલંબ કરવો ઘટતો નથી.

અર્જુને પણ એ પ્રમાણેજ કહ્યું. નિકુળ, સહદેવ અને બીજા સંબંધીઓનું પણ એજ કહેલું હતું. સર્વનો સમ્મત સાંભળ્યા પછી યુધિષ્ઠિર બોલ્યો.

યુધિષ્ઠિર—(મનમાં) દુર્યોધનને મારવાથી મારા સત્ય કરારને હાની પહોચશે. અરે અમે સૌ સીધે રસ્તે જતા હતા ત્યાંથી પાછા વાળી નિર્લજ દુર્યોધને અમને ફરી ફાંદામાં નાખ્યા. વળી હવે અમે જ્યાં જ્યાં જઇશું ત્યાં ત્યાં અમારો શોધ કરી અમારાપર પરમ વિપત્તિ પાડશે. અમે એકલા છેયે. અમારી પાસે એવી વિદ્યા પણ નથી કે જે વિદ્યાના બળથી અમે ઊડીને કોઈ અગોચર સ્થળે જતા રહીએ. અરે મારો સત્યનિયમ કેમ નભશે? હશે જે થવાનું હશે તે થશે. હવેતો અહીંયાંજ આ ઘરમાં ગુપ્તપણે રહીશું. બીજે જ્યાં જઇશું ત્યાં એ આપણી પૂઠ મૂકવાનો નથી; માટે આ ઘરને આગ લગાડવાની આજ્ઞા લેવા સારૂં આ પુરોહિત દુર્યોધન પાસે જ્યારે જશે ત્યારે અહીંથી છાનામાના સુરંગ માર્ગે થઇ નિકળી જઇશું, તેથી દુર્યોધન પણ જાણશે કે પાંડવો બળી મુવા; માટે તે અમારી ફરી શોધ પણ નહીં કરે, જેથી કરી અમે બાર વર્ષ સુખે વનવાસ કરશું. હવે આ ઘરમાંથીજ કોઇ સુરંગનો માર્ગ જાણવામાં આવે તો ઠીક. એવો માર્ગ ન જડે તો અવશ્ય કોઈ સુરંગ ખોદી આપનાર માણસને લાવવો જોઇએ. એવો વિચાર યુધિષ્ઠિર રાજા કરતો હતો તે સમયે વિદુરના મોકલેલા તે પ્રિયંવદ નામના દૂતે તેમને કહ્યું.

પ્રિયંવદ—હે મહારાજ, તમારા વિદુર કાકાનું મન સંશયી થઈ રહ્યુંછે કે તમારી શી વલે થશે? એવું જાણી તેમણે શુનક નામના સુરંગ ખોદનારને મારી સાથે મોકલ્યોછે. (એવું કહી તે સુરંગ ખોદનારને રાજા યુધિષ્ઠિર પાસે આણ્યો. તેણે આવી રાજા યુધિષ્ઠિરના ચરણે મસ્તક નમાવ્યું. તે સમે શુનકભણી આંગળી કરી પ્રિયંવદ, રાજા યુધિષ્ઠિરને કહેછે.)

પ્રિયંવદ—હે રાજન આ શુનકને તમે વિદુરનું મન સમજજો.

એવું કહી તે પ્રિયંવદ, રાજાને નમસ્કાર કરી ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી તે સુરંગ ખોદનારે સુરંગ ખોદવાની જગ્યા રાજા યુધિષ્ઠિરને બતાવી. સુરંગ ખોદનારે ભીમસેનની શય્યા નીચેથી ધીરે ધીરે મનોહર સુરંગ ખોદવા માંડી. પાંડવો તે એહેલમાં રેહેવાનો પોતાના મનને અવિશ્વાસ થઈ ગયોછે પણ વિશ્વાસ બતાવેછે. નિર્મુદ થઈ ગયાછે પણ સમુદસ્થિતિ બતાવેછે. નિત્ય ફરવાના નિમિત્તે અશ્વારૂઢ થઈ બહાર જઈ સુરંગ ક્યાં નિકળશે? ક્યાંથી સીધો માર્ગ જડશે એ સર્વનો ભીમસેન નિશ્ચય કરતો હતો. તથા નિકુળ અને સહદેવ એ કુંતી તથા દ્રોપદીને સુરંગના માર્ગમાં ચાલવાનો પરિચય પડે એવા હેતુથી તેમને નિરંતર સાથે લઈ સુરંગમાં

આવજાવ કરાવતા હતા. તે સ્થાનકપર જે કોઈ આવે તેને કુંતી બહુ પ્રસન્ન થઈ નિરંતર ભોજનઆપે. પુરોહિતે જાણ્યું કે સંબંધીઓ સહિત રાજા યુધિષ્ટિર હવે પરમ વિશ્વાસુ થયોછે કોઈ વાતનો તેને અવિશ્વાસ નથી. એવામાં વદપક્ષની ચતુર્દશીને દિવસે એક વૃદ્ધા સ્ત્રી પોતાના પાંચપુત્રો અને એક પુત્રની વહુ સહિત તે સ્થળમાં રાતવાસો રેહેવા સારૂં આવી. તે વૃદ્ધાને પાંચપુત્રો તથા એક પુત્રની વહુ સાથે આવતી જોઈ કુંતીએ પોતાની બેહેન પ્રમાણે માન.. તેનો આદર સતકાર કર્યો. માર્ગમાં અતિ પરિશ્રમ પામી થાકેલી વૃદ્ધા સ્ત્રી પોતાના પાંચપુત્રો અને એક વહુ સહિત ત્યાં રાતવાસો રહ્યાં.

પોતાના સંબંધીઓ સહિત યુધિષ્ટિરરાજા સુરંગમાર્ગમાં ચાલ્યો, ને ભીમ તે મેહેલના દરવાજામાં ગુપ્તપણે ઊભો રહ્યો. એટલામાં પુરોહિતે દરવાજાના મુખ આગળથી આગ લગાડી. તેનું એવું દુષ્કૃત ભીમસેને પોતાની નજરો નજર જોયું. જેટલા સમય સુધી તે લાગતા ગૃહમાંથી ધુમ્ર આકાશપર ના નિકળ્યો; તેટલા સમય સુધીમાં ભીમસેનનો ક્રોધ રૂપી ધુમ્ર નિકળ્યો. જેમ હરણને સિંહ પકડી લેછે તેમ પુરોહિતને પકડીને એક મુષ્ટિપ્રહારે ભીમસેને તેનો પ્રાણ લીધો. પછી તેને આગમાં નાખી દેઈ પોતે તે મેહેલને આગ લગાડી. ભીમસેન પુરોહિતને મારી મહા પ્રસન્ન થયો નેં જ્યાંથી સુરંગ હતી ત્યાંથી ચાલીને પોતાના સંબંધીઓને જઈ મળ્યો. જેમ દરમાંથી સર્પ ઝડપ નિકળી જાયછે તેમ યુધિષ્ટિરાદિક સુરંગને બીજે છેડે નિકળી ગયાં. ભીમસેન પણ તેઓની પુઠ નિકળી આવ્યો. અગ્નિ પ્રગટ થવાથી પાંડવો રેહેતા હતા તે મેહેલની જગ્યાએ જેમ સૂર્યથી પ્રકાશમાન દેખાયછે તેમ તે મેહેલનું સ્થળ પ્રકાશમાન દિસવા લાગ્યું. સર્વ લોકો મેહેલને બળતો જોઈ મહા કલ્પાંત કરતા ત્યાં આવ્યા અને પરસ્પર બોલવા લાગ્યા.

લોકો—અરે સર્વનાં દુ:ખને દૂર કરનારા પાંડવોને દગ્ધ કરવાથી પુરોહિતને શું ફળ મળવાનું હતું! તોપણ જ્યારે તેણે તેઓના નાશને અર્થે આ અનર્થકારી આરંભ કર્યો ત્યારે તેથી પોતાનોજ નાશ થયો. માટે જેવાં કર્મ તેવાં ફળ. વળી દીનના નાથ અને સમુદ્ધારક પાંડવોનો વિનાશ કરી ધનપ્રાપ્તિ કરવાથી દુર્યોધનને શું ફળ પ્રાપ્ત થવાનું હતું! તથા ત્રિલોકની રક્ષા કરવામાં ચતુર પાંડવોનો તિરસ્કાર કરવામાં હે વિધિ તું નિર્દય છે.

એ પ્રમાણે દુ:ખસંબંધી વાતો પણ લોકો સર્વ પરસ્પર કરવા લાગ્યા. મેહેલ તો સર્વ બળી ભસ્મ થઈ ગયો એટલે પછી ધીમે ધીમે દુર્યોધનનો જાણે ભાઈ હોયના એવો અંધકાર થતો ચાલ્યો. અને પ્રકાશ ગુપ્ત થઈ ગયો તે જાણે પાંડવોનું ભાગ્ય ગુપ્ત થઈ ગયું હોયના!

સુરંગથી બાહાર નિકળી પાંડવોએ આગળ ચાલવા માંડ્યું. કોઈ દિવસ જેમણે પૃથ્વીપર પગ માંડ્યો નથી એવા કોમળ ચરણના નિકુળ સહદેવ ચાલતાં ચાલતાં થાકી ગયા પરંતુ એ વાતની યુધિષ્ટિરને જાણ થશે તો તે મહા ક્લેષિત થશે એવું વિચારી તેમણે કોઇને કહ્યું નહીં કે અમે થા

ક્યા છેએ. માતા અને સ્ત્રીને પગે ચાલતાં જોઈ મનમાં મહા ખિન્ન થઈ વિશ્વંભરાધિપ ધર્મરાજા પોતાના મન સાથે બોલેછે કે દુઃખદ અવસ્થામાં જેઓ માતા પિતાની સેવા ન કરે એજ તેઓને માથે ઋણ રહેછે. (દ્રૌપદીને ચાલતાં જોઈ) અરે આ દ્રૌપદી અમ સરખાનું પાણિગ્રહણ કરી જેમ દરિદ્રીની સ્ત્રી ચાલે તેમ ચાલી જાયછે.

પાંડવોના દેખતાં દ્રૌપદીના કોમળપત્ર તુલ્ય પદકમળમાં જેવી લોહની સોયો હોયના! એવાં કુશાગ્ર ધોચાતાં જાયછે તેથી તેમાંથી લોહીની ધારાઓ વહેછે તે જોઈ ધર્મરાજા મનમાં કહેછે.

યુધિષ્ઠિર—જેને એકપતિ હોયછે તેને કષ્ટ નથી હોતું નેં આ પાંચ પતિવાળી પંચાળીને આજ આવું કષ્ટ પ્રાપ્ત થયું. એવી રીતે યુધિષ્ઠિરરાજા મન સાથે ચિંતન કરતા માર્ગમાં ચાલતા હતા. આગળ ચાલતાં ચાલતાં કુંતી અને દ્રૌપદી પરિશ્રમથી પૃથ્વી ઊપર ઢળી પડ્યાં. પછવાડે રાજભ્રંશનો ભય છે ને આ બન્નેની આ અવસ્થા થઈ તે જોઈ ધર્મરાજા બોલ્યા.

યુધિષ્ઠિર—અરે જે વિધિએ પાંડવોને આવી મહા વિપત્તિ પાડી તે વિધિને પણ ધિક્કારછે.

જેમ માથે સૂર્યનો ઉગ્રતાપ તપતો હોય ને છત્ર તો મળે નહીં, ટાઢ લાગતી હોય પણ પાસે વસ્ત્ર મળે નહીં, ક્ષુધાતુર થઈ રહ્યાં હોય પણ ખાવાને મળે નહીં, એવાં પંથિજનોને માર્ગે ચાલવાનું મહા વિપત્તિ ભર્યું થઈ પડેછે. તેમ સરીસનાં પુષ્પ જેવાં જેમનાં કોમળ શરીર છે એવી તથા જેઓ ચાલતાં ચાલતાં પગલે પગલે પૃથ્વીપર અખડાઇ પડેછે; તેવી સ્ત્રીઓ ભયંકર વનના રસ્તાનો પાર શી રીતે પામશે! (એવી રીતે યુધિષ્ઠિરને ખેદાયમાન થએલો જોઇ વૃકોદર તેની પ્રત્યે બોલ્યો.)

ભીમસેન—હે ભાઇ, તમે વ્યાકુળ થશો નહીં હું છતાં તમારે શી ચિંતા છે.

એમ કહી કુંતીને ડાબા ખંભાપર બેસાડી અને દ્રૌપદીને જમણા ખંભાપર બેસાડી ભીમસેન આગળ ચાલ્યો. આગળ ચાલતાં નિકુળ સહદેવને પણ આકુળ વ્યાકુળ થતા જોઇ ભીમસેને તેમને પોતાની પીઠ પાછળ બેસાડી લીધા. વળી થોડે દૂર ચાલ્યા પછી અર્જુન તથા યુધિષ્ઠિરને પણ માર્ગ શ્રમથી આકુળ વ્યાકુળ થતા જોઇ તેમને પણ પીઠ પાછળ બેસાડી ભીમસેન આગળ ચાલ્યો. તે સમયે જેમ અથાગ જળમાંથી નૌકાપાર ઉતારનાર હોયછે તેમ ભીમસેન સર્વને ત્યાં નૌકાતૂલ્ય થયો. સર્વને લઇને ભીમસેન મહા વેગથી આગળ ચાલ્યો તેનો વેગ જોઈ અંધકાર નાશી ગયું. પ્રાયશ્ચિત્ત કરવાથી જેમ પાપ દૂર થઈ જાયછે તેમ રાત્રી પણ દૂર થઇ ગઇ; ને વનમાં જ્યાં જ્યાં અંધકાર હતો, ત્યાં ત્યાંથી તથા પર્વતની ગુફાઓમાંથી ભીમસેનનો ઉજ્વલ યશ વિસ્તાર હોવાને લીધે તે નાશ પામ્યો. ભીમસેન સરખા મહાત્મા નરનું પ્રાતઃકાળમાં ઉઠીને મોંઢુ જોવું જોઇએ માટે સૂર્ય પણ ઉદયાચળ ઉપર આવ્યો. વળી સંબંધીઓને દૂરથી આવતાં જોઇ જેમ બોલાવે છે તેમ પંખીઓ પણ શબ્દવડે ભીમસેનને જાણે બોલાવતાં હોયના! એમ દિસવા લાગ્યું. પાં-

કુનું કુટુંબ તે મારૂંજ કુટુંબ છે; માટે એમને કરાલંબન દેવું જોઇએ એમ વિચારી સૂર્યે પોતાનાં કિરણો પૃથ્વીપર લંબાવ્યાં. અંધકાર નાશ પામ્યાથી પાંડવોને સુખ થયું તેમ પ્રકાશ થવાથી "રખેને કોઈ અમને ઓળખી કાઢે! ને દુર્યોધનને જઈ અમે જીવતા છૈએ તે વાત નિવેદન કરે!' એવા અતિભયથી દુઃખ થયું. વળી પ્રકાશ થવાથી પંથ સુજ પડવાનું સુખ થયું પણ પાસે વસ્ત્ર મળે નહીં તેથી તાપે હેરાન થવાનું દુઃખ પ્રાપ્ત થયું. એમ તે સમયે પાંડવોને સુખ દુઃખ સમાન હતું. આગળ ચાલતાં સૂર્ય પોતાની પૂર્ણ કળાસહિત જયારે પ્રકાશ્યો ત્યારે તાપે કરીને પાંડવો મહા વિપત્તિ પામવા લાગ્યા; તેથી તેઓ તે વનને વિષે એક એકાંત સ્થળમાં વિશ્રામ લેવા બેઠા. તે સમયે ત્યાં જેષ્ટ બંધુ યુધિષ્ઠિર અર્જુનપ્રત્યે બોલ્યો.

યુધિષ્ટિર—હે ભાઈ તમારે તમારી વિદ્યા કોઈ ઠેકાણે આ સમયે પ્રકાશ કરવી નહીં. કારણ વિદ્યા પ્રકાશ કરવાથી આપણી પ્રસિદ્ધિ થશે તો તેથી દુર્યોધન આપણને અનેક વિપત્તિઓ પાડશે. વળી જેમ નેતરનું વૃક્ષ નદીના આવતા પુરપ્રવાહ સમયે તે પ્રવાહની સાથેજ નીચું નમી જાયછે ને પ્રવાહ ગયો કે પાછું ઉભું થઈ જાયછે; તેમ મહાત્મા પુરૂષો દૈવાનુસારે પોતાની ઉપર દુઃખ પડે તો તે સમયે પોતાનું મહાત્મ દેખાડતા નથી. દૈવાધિન થઈ દુઃખ સહન કરેછે. આપણે પણ તે પ્રમાણેજ વરતવું જોઇએ.

અર્જુને વનમાં જઈ ફળ ફળાદિક આણ્યાં. તેમાંથી દ્રૌપદીએ પ્રથમ પોતાની સાસુને જમાડ્યાં; પછી પાંડવોને જમાડ્યા ને ત્યારપછી જે વધ્યાં તેમાંથી પોતે જમી લીધું, એક પ્રહર સુધી ત્યાં વિશ્રામ લઈ સૌ આગળ ચાલ્યાં. તાપે કરી સર્વે મહા વ્યાકુળ થઈ ગયાં છે; સર્વનાં મુખપણ પાણીવિના શુષ્ક થઈ ગયાં છે, ને તૃષાથી કંઠ સુકાઈ ગયા છે; અંગપર એકેકું જીર્ણ વસ્ત્ર છે એવી દુઃખી અવસ્થામાં તેઓ સર્વ આવી પડ્યાં. ભીમસેને સર્વને તૃષાર્ત જોઈ, જયાં જળાશય હતું ત્યાં તેઓને લઈ જઈ જળપાન કરાવ્યું. થોડો વિશ્રામ લઈ ત્યાંથી સૌ આગળ ચાલ્યાં. પૃથ્વી જેમાં ઉંચી નીચી, વૃક્ષો પણ જેમાં રૌદ્રાકાર, માર્ગ મહાવિકટ અને ક્રુર શ્વાપદો જેમાં રહેછે એવા દારૂણ વનમાં કુંતા તથા પંચાળી સહિત પાંડવોએ પ્રવેશ કર્યો. સૂર્ય તે સમયે અસ્ત થયો. જયારે વિધિ ક્રોધ કરેછે ત્યારે પગલે પગલે ક્લેષ થાયછે અને વિધિ જયારે કૃપા કરેછે ત્યારે જેમ કાપેલા વૃક્ષને ફરી અંકુર આવેછે તેમ ગયેલું રાજ પાછું મળેછે. ભયાનક વન અને સૂર્યઅસ્તથી અંધકાર થયેલો જોઈ આગળ ન વધતાં પાંડવો ત્યાંજ રાતવાસો રહ્યા. કંકલીના વૃક્ષ નીચે બેશી સર્વે પંચ પરમેષ્ટીનું ધ્યાન કરવા લાગ્યાં. ભીમસેને સર્વનાસારૂ પત્રશય્યાઓ કરી. તેપર સૌ બેઠાં. મધ્યમ પાન્ડુનંદન ભીમસેન પછી જળ લેવાસારૂ ગયો. ત્યાંથી બે કોશ આગળ ગયો ત્યારે ત્યાં સારસપક્ષીઓના શબ્દ તેના સાંભળવામાં આવ્યા. તેપરથી તેણે જાણ્યું

કે આ સ્થળે કોઈ સરોવર હશે ખરૂં! એવું વિચારી જે તરફથી પક્ષીઓના સાદ આવતા હતા તે તરફ ભીમસેન ગયો. ત્યાં એક વિશાળ સરોવર તેની દૃષ્ટિએ પડયું. પાંદડાંના પડીઆ કરી તેમાં પોતાના સંબંધીઓસારૂ સરોવરનું પાણી ભરી લીધું. ને જ્યાં તેઓ બેઠાં હતાં ત્યાં આવ્યો. ત્યાં આવી ભીમસેન જુએછે તો એ સર્વે તે વૃક્ષ નીચે નિદ્રાવશ થઇ પડ્યાં છે. તેમની એવી અવસ્થા જોઇ ભીમસેન મહા શોકાતુર થયો. પાણીના ભરી આણેલા પડીઆ એક તરફ મૂક્યા પછી પોતે વિલાપ કરવા લાગ્યો.

ભીમસેન — (મનમાં) અરે જે રાજા રત્નજડિત્ર પલંગપર પોઢતો હતો, રેશમી ગાદીઓ અને રત્નજડિત્ર સિંહાસન ઉપર બિરાજતો તે રાજા આ વનની કઠોર ભૂમિ ઉપર પત્રશય્યાએ આજ પોઢ્યોછે. રત્નજડિત્ર સિંહાસન ઉપર બેઠેલા રાજાની સન્મુખ ગીત ગાયન થતાં હતાં, તે રાજાની સન્મુખ વનના શૃગાલો આજ ભયંકર નાદ કરી રહ્યાછે. જે રાજાના શરીરપર ચંદન અને કસ્તુરીનો નિરંતર લેપ થતો તે રાજા માર્ગની રજથી આજ છવાઇ રહ્યોછે. જે રાજાના ચર્ણાવિંદની મહાન મહાન મહિપતિઓ સેવના કરતા હતા, તે રાજાના ચરણ વનના શૃગાલો આવી આજ સુંઘી જાયછે. અરે આ અર્જુન; વૈમાનમાં બેશી આકાશ ગમન કરનારો, તે આજ જેમ કોઈ કંગાલ હોયના! એવી દુ:ખદાયક અવસ્થાએ આ નિર્જનવનમાં પડી રહ્યો છે. રણાંગણને વિષે શત્રુરૂપતૃણને અંગારરૂપ અર્જુન મોટા ભાઇનો આજ્ઞાંકિત થઈ જઈ આ મહા દુ:ખને વશ થઇ રહ્યોછે. અરે આ અમારી ગોદમાં ખેલનારા નિકુળ સહદેવ તેઓ આજ મહા અનાથ અને દરિદ્રી પંથિઓ પ્રમાણેની અવસ્થાએ અહીં અઘોર અરણ્યમાં નિદ્રાવશ થઈ પડ્યાછે. વળી આ પાંડવોની માતા અને આ પાંડવોની સ્ત્રી કેવા દુ:ખને પ્રાપ્ત થયાંછે? મારી કુંતા માતા કેવી ક્લેષમય થઇછે! અરે પણ એ શા માટે દુ:ખ નપામે! અમારા સરખા મહા પ્રતાપી, માહા શૂરવીર અને મહા ચતૂર એવા પાંચ પુત્રો જેને હોય તેજ દુ:ખ પામેતો!!! આ દ્રુપદનંદની પૃથ્વીપર સૂતીછે. અરે એની આ અવસ્થા!!! અરે પણ આવી તેમની અવસ્થા જોતાં છતાં ભીમ જીવેછે?!! અમો વનને માર્ગે ચાલનારાઓને ભિક્ષા પણ મળતી નથી, અરે મહા દુ:ખની વાત!! એમ કહી ભીમસેને ગદ્ગદિત કંઠે રૂદન કરવા માંડ્યું. એવામાં ત્યાં મહા ભયાનક સ્વરૂપવાળી, પિંગલ નેત્રવાળી અને જુવાન એવી સ્ત્રીને પોતાની ભણી આવતાં ભીમસેને જોઇ. થોડીવારમાં તે સ્ત્રી ભીમસેન પાસે આવી પહોંચી અને તેણે મનોહર સ્વરૂપ ધારણ કર્યું. પોતાની પાસે આવેલી જોઇ ભીમસેને તેને પુછયું કે હે સ્ત્રી તું કોણ છે? પળમાં ભયંકર રૂપ ધારણ કરેછે ને પળમાં તે રૂપ બદલી નાખી સુંદર સ્વરૂપ લેછે એ શું!! (એવાં ભીમસેનનાં વચન સાંભળી તે સ્ત્રી બોલી.)

સ્ત્રી—હે સુભગ, આ વનમાં હેડંબ નામનો એક રાક્ષસ રહેછે. તેના નામપરથી આ વનનું નામ પણ હેડંબવન છે. આ હેડંબવનમાં કોઈ મનુષ્ય પ્રવેશ કરી શકતું નથી; પણ જેનો દૈવ દુર્બળ હોય તે કદાપી અહિંયાં આવી ચઢે ને તે ભલે શૂરવીર હોય તોપણ હેડંબરાક્ષસ તેનો ભક્ષ કરી જાય છે. એવા અહંકારના ભૂધરની હું સહોદરા (સગી બેન) છૌં. અનૂઢા પરણ્યાવિનાની) છૌં, મારૂં નામ હેડંબા છે. હું મારા ભાઈના ઘરમાંજ રહુંછું. હમણાંજ મહેલમાં મારો ભાઈ ઊંઘમાંથી જાગી ઉઠ્યો નેં મને કહ્યું કે "હે બેન કોઈ મનુષ્ય પ્રાણીની ગંધ અહિંયાં આવેછે ને મને ભૂખ પણ લાગી છે; માટે તું ઉતાવળે જઇને આટલામાં જો તો ખરી કે એ ગંધ ક્યાંથી આવે છે! જો કોઈ મનુષ્ય માલમ પડે તો તત્કાળ તેને અહિંયાં લાવ. હું તેનો ભક્ષ કરીશ; જેથી મને ઘણા દિવસ થયાં ક્ષુધા લાગી છે તેની શાન્તિ થાય. એવાં મારા ભાઈનાં વચન સાંભળી મહા ક્રોધયુક્ત થઈ રક્ત નેત્રો કરી ત્યાંથી ભાઈની આજ્ઞા પરિપૂર્ણ કરવાસારૂં હું અહિંયાં આવીછું. આ નિદ્રાવશ થયેલાં મનુષ્યોને જોઇ મેં જાણ્યું કે "આ ઠીક લાગછે. એ સામટા ભક્ષથી ભાઇનું ક્ષુધાદુઃખ દૂર થશે." પરંતુ દૂરથી તારૂં કંદર્પના દર્પને મોડનારૂં રૂપ જોઈ ભાઇનો આદેશ ભૂલી ગઈ અને કામના આવેશમાં સ્થિત થઈ ગઈછું. તેથી કરી ભયંકરરૂપ તજી મનોહરરૂપ ધારણ કરી હું તારી પાસે આવીછું, માટે હે મહારાજ, મારી ઉપર અનુગ્રહ કરી મારૂં પાણિગ્રહણ કર. આ કાર્યમાં જેટલા કુળદેવતાઓ છે તે સર્વે મને પ્રસન્ન થાઓ. હે મહારાજ આ વાતમાં વિલંબ ન કરો. જ્યાંસુધી તે રાક્ષસ અહિંયાં આવી ન પહોચે ત્યાં સુધીમાં સર્વ બંદોબસ્ત કરી લ્યો. હવે હું લજ્જા તજી કહુંછું કે તમે હું નિશાચરીને સહચરી કરો. હું જો તમારી સાથે વિચરીશતો રાક્ષસ તો શું પણ બીજું કોઈ પણ તમારી સમિપ નહીં આવી શકે.

(એવાં હેડંબાનાં વચન સાંભળી ભીમસેન બોલ્યો.)

ભીમસેન—હે સુગાત્રી, તારા સરખી પ્રાગલ્ભા સ્ત્રી મહાપૂણ્યથી લભ્ય થાયછે પણ તું તો આપોઆપ આવીને મને વરવાનું કહેછે. હવે તું એક મારી વાત સાંભળ. આ મારા ચાર દયાળુ ભાઇઓ છે તથા આ ગુણોથી વૃદ્ધ મારી માતા છે અને આ અમારા પાંચેની પ્રાણવલ્લભા સતી છે. એ એક સધર્માચરણીએ અમો પાંચેને સંપૂર્ણ પુરૂષાર્થમાં કૃતાર્થ કર્યા છે; તો પછી કલ્પવૃક્ષની સુંદર લતાનો પરિત્યાગ કરી એરંડાના સામાન્ય વૃક્ષપાસે કોણ જાય! જે કોઈ પોતાની પાસે મણી હોવા છતાં કોડીને ગ્રહણ કરવાની ઇચ્છા કરે તો તે હાસ્યપાત્ર થતો નથી શું! વળી જેઓની શૌંડીર્ય કંકુલ દોર્દંડ છે એવા પુરૂષોએ બીજાની સહાયતાની અપેક્ષા કરવી એ તેમને પોતાને લાજવા જેવું છે. માટે બીજાની સહાયતાની અપેક્ષા એક ક્ષણમાંત્ર પણ અમારા મ-

નમાં સ્થિર રહો નહીં. હું મારા જેષ્ટ ભાઈની આજ્ઞાને આધિન થઈ વરતું છું. તેથી તારી કોઈપણ વિનંતી મારાથી માન્ય થઈ શકતી નથી.

એ પ્રમાણે તેને કહીને ભીમસેને નિષેધ કરી તોપણ તે ફરીથી વળી દીન થઈ બોલી.

હેડંબા—હે મહારાજ, હું તો તમારે શરણે આવી છું. હે સ્વામિન્ મારો તમે હવે પરિત્યાગ કરશો તોપણ હું તો જ્યાંસુધી જીવીશ ત્યાંસુધી તમારૂંજ ધ્યાન કરીશ. માટે જો આપને રૂચતું હોય તો મારો અંગિકાર કરો. અને હે મહારાજ માહારી પાસે ચાક્ષુસી નામની વિદ્યા છે તે આપ ગ્રહણ કરો. એ વિદ્યાના બળથી અંધકારમાં પ્રકાશમાન થાય છે.

એમ કહી હેડંબાએ ભીમસેનને ચાક્ષુસી વિદ્યા આપી. તે સમયે ચાક્ષુસી વિદ્યા પ્રાપ્ત થવાથી ભીમસેનને સર્વ સ્થળે પ્રકાશ દિસવા લાગ્યો. એવામાં સર્વને ત્રાસ આપતો, અટ્ટહાસ કરતો, જાણે પ્રેતનાથને વિડંબન કરતો હોયના! એવો હેડંબ રાક્ષસ ત્યાં આવી પહોચ્યો. રોમાંચિત્ થએલી હેડંબા કામુકીએ તેને દૂરથી આવતો દીઠો. હેડંબ ત્યાં આવી પોતાની બેન પ્રત્યે ભૃકુટી ચઢાવી બોલ્યો કે હે પાપણી, હે પ્રૌઢકંદર્પકુલે, હે કુળ કલંકિની, હે કામુકી, મને ક્ષુધાતુરને ત્યાગી અહીંયાં આવી કામાતુર થઈ ગઈ. મારા ઉદરની જઠરાગ્નિમાં પહેલાં ઇંધનરૂપ તનેજ કરીશ અને ત્યારપછી આ પુરૂષને હોમીશ. એ પ્રમાણે તેનો તિરસ્કાર કરી ક્રોધથી રક્ત નેત્રો કરી હસ્તદંડ ઉગામી હેડંબાને મારવા દોડ્યો. તે સમયે મહાત્મા ભીમસેન તેને કહેછે.

ભીમસેન—હે રાક્ષસ, તું પોતાની બેનને નિરાપરાધે મારે છે; પણ રાક્ષસના વંશનો એ સ્વભાવજ છે; પરંતુ જો હું એની ઉપેક્ષા કરૂં તો મને સ્ત્રી હત્યા લાગે. માટે તું એને મારીશ નહીં પણ શસ્ત્ર લઈને મારી સન્મુખ લડવા આવ. કેમકે શસ્ત્રવિનાના પુરૂષને મારવો યોગ્ય નથી.

ભીમનાં એવાં વચન સાંભળી હેડંબાને મારવાનું ત્યાગી એક મોટું વૃક્ષ ઊખેડી તે રાક્ષસ ભીમસેનને મારવા સારૂં તેની સામો ધસ્યો. પોતાની માતા, સ્ત્રી અને ભાઈઓની નિદ્રાને હાની ન પહોચે એવું વિચારી ગુપ્ત રીતે એક વૃક્ષ ઊખેડી મહા ક્રોધાયમાન થઈ ભીમસેન પણ હેડંબને મારવા ધસ્યો. પ્રથમ હેડંબે ભીમસેનના વક્ષસ્થળ ઊપર વૃક્ષપ્રહાર કર્યો, તેમ ભીમસેને પણ હેડંબના વક્ષસ્થળ ઊપર વૃક્ષપ્રહાર કર્યો. ભોજનારંભમાં જેમ રસની પરીક્ષા કરવા સારૂં પ્રથમ ચાખી જુએ છે તેમ જુદ્ધરસની પરીક્ષા કરવા સારૂં પ્રથમ ભીમસેનના પ્રહારથી હેડંબ મૂર્છિત થયો. થોડીવારે મૂર્છાથી સાવધાન થઈ લજ્જાયમાન થતો ઊઠ્યો ને પોતાની માયા રચી કિલકિલાકાર કરી કારમી ચીસ પાડી. જેથી યુધિષ્ટિરાદિકની નિદ્રામાં દરિદ્રતા થઈ. પ્રથમ કુંતા ઊઠી તેણે હેડંબાને પોતાની સમિપ બેઠલી જોઇને તે પ્રત્યે બોલી કે હે પુત્રી તું કોણ છે? શા માટે અહીં

આવી છે? તે મને સત્ય કહે! કુંતાનાં વચન સાંભળી હેડંબાએ પોતાનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. ને બોલી કે આ તમારો મધ્યમપુત્ર, રાક્ષસની સાથે યુદ્ધ કરેછે.

એમ તે બંને જણાં વાર્તાલાપ કરેછે એટલામાં રાક્ષસના વૃક્ષપ્રહારથી ભીમસેન મુર્ચ્છિત થયો. ભીમસેનને મુર્ચ્છિત થયો જોઇ હેડંબા કુંતીપ્રત્યે કહેછે. અરે જુઓ જુઓ, આ ક્રૂર રાક્ષસે તમારા પુત્રને મુર્ચ્છિત કર્યો. અરે મહા અનર્થ થયો. એટલામાં તો યુધિષ્ટિરાદિક જાગી ઊઠ્યા ને જ્યાં ભીમસેન મૂર્ચ્છિત થઈ પડ્યો હતો ત્યાં આવ્યા. કુંતી મહા કરૂણાસ્વરે કરી વિલાપ કરવા લાગી.

કુંતી—હે ભાઇ, માર્ગે ચાલવામાં અમો પાંગળાં જેવાંને તું ચલાવનારો તેને દુષ્ટ રાક્ષસે આ દશાએ પહોંચાડ્યો! હે વત્સ, નિરાલંબ કુટુંબને તું આલંબન દેવાવાળો જ્યારે આ દશાને પહોંચ્યો ત્યારે હવે તારાવિના દૂરથી જળ લાવી અમારી તૃષા કોણ મટાડશે! વળી વનમાંથી નવાં નવાં પુષ્પ લાવી દ્રૌપદીના કેશમાં ધમ્મિલ્લબંધન કરી અલંકાર કોણ કરશે! માટે હે સુત તું ઊઠ અને મને પ્રતિ ઊત્તર આપ. અહીંયાંથી અમને આગળ લઇ ચાલ. પાછળ શત્રુનું સૈન્ય ચાલી આવેછે.

એ પ્રમાણે કુંતી વ્યાકુળ ચિત્તે વિલાપ કરેછે. અર્જુન ભીમસેનને વાયુ ઢોળેછે. એવામાં મુર્ચ્છાથી સાવધાન થઈ પાછો ભીમસેન હેડંબભણી દોડ્યો. તે સમયે યુધિષ્ટિર બોલ્યો.

યુધિષ્ટિર—હે ભાઇ તારા શત્રુનો નાશ કરનાર આ અર્જુન ઊભોછે. તું શા માટે કષ્ટ કરેછે!

ભીમસેન—હે જેષ્ટ બંધુ યુધિષ્ટિર, તારી અમૃત દૃષ્ટિથી મારૂં મન પ્રફુલ્લિત થઇ રહ્યું છે માટે હવે તું મારૂં ભુજાબળ જો. તારા નહાના ભાઇની આગળ કોનું સામર્થ્ય છે કે યુદ્ધમાં સન્મુખ રહે! સૂર્યનાં ઉગ્ર કિરણો પાસે જળનું કેટલું સામર્થ્ય કે તે સુકાઈ ન જાય! તમારી નજર આગળ તમો સર્વ દેખતાં આ રાસક્ષને હું મારી નાખીશ, જેથી કરી તમો પ્રસન્ન થાસો. વળી આ રાક્ષસના ભયથી કરીને આ વનમાં કોઇ મનુષ્ય નામે પ્રવેશ કરી શકતું નથી; પણ તમારી કૃપાના પ્રભાવે કરી હવેથી મનુષ્યો પણ આ વનમાં પ્રવેશ કરશે.

એમ કહી ભીમસેન હેડંબભણી યુદ્ધ કરવા ધસ્યો. તે સમયે બન્નેનું યુદ્ધ ચાલ્યું. મુક્ષ મુષ્ટી અને કેશાકેશી ચાલી. બંનેની જયશ્રી ડોલવા લાગી. પાંડયના તથા હેડંબ રાક્ષસના યુદ્ધથી ચરણરજે આકાશ છવાઇ ગયું. હેડંબનો પ્રચંડ દુર્દંડ જોઇ રાજા યુધિષ્ટિર અર્જુન પ્રત્યે બોલ્યો.

યુધિષ્ટિર—હે અર્જુન હવે તો અભીમ પૃથ્વી થશે માટે તું વિલંબ ન કર. ઉભો ઉભો જુએ છે-શું? જોને તારા વડા ભાઇને ભુજામાં લઇ એ મદોન્મત્ત રાક્ષસ મરદન કરે છે!

એ પ્રમાણે અધીરા થઈ યુધિષ્ટિર અર્જુનપ્રત્યે કહેતા હતા એટલામાં તો ભીમસેન તે રાક્ષસને પોતાની ભુજાએ ગ્રીવાથી પકડીને જેમ પશુને મારે તેમ પશુમાર મારી મારી નાખ્યો.

તે સમયે રાજા યુધિષ્ઠિર રોમાંચિત્ થયો ને મહા પ્રસન્ન થઈ શત્રુનો વધ કરનાર ભાઇના શરીર ઉપરથી રજ ખંખેરવા લાગ્યો; તથા રણક્ષેત્રમાં ઉપજેલા ખેદે વધેલા પરિસ્વેદ (પરસેવા) નો છેદ કરવાસારૂં અર્જુન, નિકુળ અને સહદેવ વસ્ત્ર વડે ભીમસેનને વાયુ ઢોળવા લાગ્યા. ક્ષણમાત્ર પછી જ્યારે ભીમસેન એકાન્તમાં જઈ બેઠો ત્યારે દ્રુપદીએ તેની પાસે જઇ તેને આનંદપૂર્વક આલિંગન દીધું. હેડંબાનો કંદર્પશોક અને બંધુવિયોગનો શોક એ બંને શોકનું સાથે ભીમસેને યથાયોગ્ય નિવારણ કર્યું. શુશ્રુષા અને અધિકમાન એ બે વિધિથી હેડંબાએ કુંતીનું તથા દ્રૌપદીનું મન પોતાને વશ કરી લીધું.

રાત્રિ વિતી અને પ્રાતઃકાળ થયો એટલે પાંડવો ત્યાંથી પંથે ચાલ્યા. બુદ્ધિવાન પુરૂષો પોતાના શત્રુને બળવાન જાણતાં છતાં તેનાથી પ્રમાદ કરે નહીં. એ ન્યાય નિયમને અનુસરી યુધિષ્ઠિરની ભુજા ઝાલી ભીમસેન આગળ ચાલ્યો ને અર્જુન સર્વેની પાછળ ચાલ્યો. કુંતીને તથા દ્રૌપદીને પીઠ ઉપર બેસાડી હેડંબા, ભીમસેન તથા અર્જુનની મધ્યમાં રહી આકાશમાર્ગે ચાલી. આગળ ચાલતાં ચાલતાં કુંતીને અતિશય તૃષા લાગી. તે સ્થળે ક્યાંએ પણ પાણી મળે નહીં તેથી તેને મુર્છા આવી. તે સમયે મહા વ્યાકુળ થઇ પાણી મેળવવા સારૂં એક તરફ ભીમસેન દોડ્યો ને બીજી દિશા તરફ અર્જુન દોડ્યો. રાજા યુધિષ્ઠિર તો માતાને મુર્છિત થયલી જોઇ નેત્રોમાં અશ્રુ લાવી પ્રલાપ કરવા લાગ્યો.

યુધિષ્ઠિર — હે માત, અમારાં દુઃખ દૂર કરી તું પોતે દુઃખ સહન કરતી હતી. પ્રતિક્ષણ અમારા ઉપર દૃષ્ટિની અમૃતવૃષ્ટિ કરતી હતી. જેવું હે માતા તારા કષ્ટથી હમણાં અમને દુઃખ થાયછે તેવું દુઃખ વનની અનેક વિપત્તિઓથી કિંચિત્ પણ થતું નહતું.

એ પ્રમાણે રાજા યુધિષ્ઠિર માહા ચિંતાતુર થઈ શોક કરતો હતો. એટલામાં કોઈ ઠેકાણે પાણી નહીં મળવાથી ત્યાં પાછા આવી ભીમાર્જુન માતાજીની અવ્યવસ્થા અને મોટા ભાઇનો શોક જોઇ રૂદન કરવા લાગ્યા. દશો દિશા ભણી યત્ન કરી જોયો પણ કોઇ સ્થળેથી પાણી પ્રાપ્ત થયું નહીં તેથી નિરાશ થઇ સર્વે શોક કરેછે એટલામાં હેડંબાએ કમળ પત્રનો દડીઓ કરી તેમાં શીતળ જળ ભરી લાવી કુંતીને પાયું. જળના પ્રવેશથી ધીરે ધીરે કુંતીની મુર્છા ગઇ. કુંતીને પાતાં વધેલું જળ સર્વે જણોએ થોડું થોડું પીધું અને તૃષા ટાળી. પાંચે પાંડવો હેડંબાનો ઉપકાર માની ને તેને કહેવા લાગ્યા કે "તેં અમારી માતાનો પ્રાણ ઉગાર્યો.

તે સ્થળેથી સર્વે આગળ ચાલ્યાં જ્યાં રાત્રિ પડે ત્યાં રાતવાસો રહે. રાત્રીએ સહુ વારા ફરતી કુંતીના ચરણ ચાંપે એમ કરતાં કરતાં રાજાયુધિષ્ઠિરે ઘણોક પંથ કાપ્યો. એક દિવસ વનમાં ચાલ્યા જાયછે તેવામાં દ્રૌપદીએ એક પ્રચંડ સિંહને દોડતો દીઠો. કમળનયની દ્રૌપદીને પણ તે સિંહે

વેગળેથી દીઠી એટલે તે તેની પાસે આવ્યો. તે સિંહનું ક્રૂર અને વિકરાળરૂપ જોઈ દ્રૌપદી જ્યાં હતી ત્યાંજ સ્તબ્ધ થઈ કંપવા લાગી. શરીર કૃશ અને સ્તન પુષ્ટ તેથી કરી દ્રૌપદીથી દોડી શકાયું નહી; ત્યારે તેજ સ્થળે તે ધૈર્ય ધરીને સ્થિત થઈ. "યુધિષ્ઠિરરાજા આ સમયે મારૂં રક્ષણ કરશે." એમ વિચારી દ્રૌપદી પૃથ્વી ઊપર રેખા કરી આણ દીધી કે "જો યુધિષ્ઠિરનું સત્ય પ્રબલ હોય તો આ રેખાની આણી તરફ આ સિંહ આવી ન શકો. હે શાર્દૂલ, મારા સ્વામિએ કોઈ દિવસ પણ સત્યરેખા ઓલંઘી નથી; તો તું પણ આ સત્યરેખા ઓલંઘીશ નહીં" એ પ્રમાણે દ્રૌપદીએ જેવી આણ દીધી, તેવોજ તે શાર્દૂલ ત્યાંનો ત્યાંજ સ્થિર થઈ ઉભો રહ્યો. કારણ માહાત્મજનોનો પ્રભાવ દુરાતિક્રમ છે. ત્યારપછી દ્રૌપદી તે વિકરાળ સિંહના ભયથી મુક્ત થઈ, જેમ રાહુની પીડાથી મુક્ત થઈ ચંદ્રમાની રેખા પ્રકાશને પામેછે તેમ પ્રકાશ પામતી હવી. પરંતુ એટલામાં તો પાંડવો ઘણે દૂર નિકળી ગયા, અને દ્રૌપદી તો પાછળ રહી ગઈ; તેથી કરી તે દ્રૌપદી પોતાના સબંધીઓને જેમ ટોળા વખૂટી હરણી આમ તેમ દૃષ્ટિ કરી પોતાના સાથને શોધે છે, તેમ શોધતી હવી. આગળ ચાલતાં એક સર્પ તે દ્રૌપદીને ડંષવા માટે આવ્યો; તેને પણ તે દ્રૌપદીએ સિંહની જેમ રેખા ખેંચી આણ દીધી કે "જો મેં મન, વચન, અને કાયાએ કરી મારા પાંચે પતિઓપ્રત્યે કદાપિ પણ ઠગપણું ન કર્યું હોય તો હે સર્પ, તું અહીંયાંથી બીજે સ્થળે ચાલ્યો જા." એ પ્રમાણે આણ દેઈ દ્રૌપદીએ તે સર્પનો આક્ષેપ કર્યો, એટલે તે સર્પ ત્યાંથી બીજે સ્થળે ચાલ્યો ગયો. કારણ સતીનો મહિમા બૃહસ્પતીથી પણ અગોચર છે. તે સમયે સૂર્ય પણ મહાસતી એવી દ્રૌપદીના ચરણને પોતાના કિરણોએ કરી સ્પર્શ કરી, અસ્ત પામતો હવો. પછી દ્રૌપદીના ચિત્તનેવિષે શોક ઉત્પન્ન કરનારો એવો અંધકાર પ્રવર્ત્ત થયો. તે સમયે દ્રૌપદી એવો વિચાર કરવા લાગી કે "મારા પ્રિય સબંધીઓથી હું વખૂટી પડીછું, તો હવે મારી આ રાત્રી કેમ નીકળશે? એ પ્રમાણે દ્રૌપદી પોતાના મનમાં ચિંતા કરતી હતી, એટલામાં તેણીએ હેડંબાને પોતાની સન્મુખ હાથ જોડી ઉભી રહેલી દીઠી. અને અમૃત સિંચનનો કેવળ બંધુજ હોયના! એવા મોટા આનંદે તે વ્યાપ્ત થઈ. તે સમયે જેના ગાલ પ્રફુલ્લિતછે એવી તે દ્રૌપદીપ્રત્યે હેડંબા બોલી કે, હે આર્યેય! તારા વિયોગે કરી પાંચે પાંડવો શોકરૂપ તાન્ડવને વશ થઈ રહ્યાછે. તેણે તારો અહીં તહીં ઘણો શોધ કર્યો; પણ જ્યારે તું પ્રાપ્ત ન થઈ ત્યારે તેઓ નિરાશ થઈ અને ધૂળે કરી જેઓનાં અંગ વિલિપ્ત થયાંછે, એવી રીતીએ ભૂમિઉપર આળોટવા લાગ્યા. તેઓનાં નેત્રોમાંની જળધારા સમુદાયે કરી ભૂમિ ઊપર ઢીંચણ પરિમિત જે મધ્યે ઉદક છે, એવું નહાનું સરોવર ઉત્પન્ન થયુંછે; અને તેઓ સર્વ નિશ્વાસ નાખી એવા પોકાર કરેછે કે "દ્રૌપદનંદનીને કોઈ વ્યાઘ્ર ખાઇ ગયો હશે, હવે એનાવિના આપણું જીવવું વ્યર્થછે." એવો નિશ્ચય કરી તેઓ સર્વ પ્રાણત્યાગ કરવા માટે ઉદ્યુક્ત થયાછે,

કુંતી પણ પુત્રોનું દુઃખ જોઇને અને તારા વિયોગે કરી પ્રાણત્યાગ કરવા ઉદ્યુક્ત થઇછે. એવો સર્વનો નિશ્ચય જોઇને મારૂં મન પણ આકુળ વ્યાકુળ થઈ ગયું; તેથી હું પૃથ્વી ઉલ્લંઘન કરી તારી પાસે આવીછું.

એ પ્રમાણે દ્રૌપદીને સર્વ વૃત્તાંત નિવેદન કરીને તેને હિડંબા પોતાની પીઠ ઊપર ચઢાવી અરણ્ય, પર્વતો, નદીઓ, અને સરોવરનું ઓલંઘન કરતી આકાશમાર્ગે ઉડ્ડાણ કરતી તે હિડંબા ક્ષણમાત્રમાં તે દ્રૌપદીને જ્યાં પાંડવો હતા, ત્યાં આણતી હવી. તે સમયે તેઓ સર્વને દ્રૌપદીને આવી જોઈ શાતા થઈ. ત્યારપછી દ્રૌપદી અને કુંતી એ બંને તે હિડંબાને બેસાડી એવું બોલતાં હવાં કે "આ હિડંબાએ આપણી દુઃખદ અવસ્થામાં આપણા ઉપર જે ઉપકાર કર્યાછે તેની ગણના પણ થઈ શકે નહી તથા તેનો પ્રત્યુપકાર આપણ કોઇથી થઇ શકે એમ નથી. એવું બોલીને પછી કુંતી તે હિડંબાભણી જોઇને તેપ્રત્યે બોલી કે "હે હિડંબા, તેં અમારા ઉપર જે ઉપકાર કર્યાછે, તે ઉપકાર સાંપ્રતકાળે અમારી આ અવસ્થાભણી જોતાં અમારાથી વાળી શકાય તેમ નથી; તોપણ તું કહે કે અમે તારો શો પ્રત્યુપકાર કરીએ!" તે સમયે હિડંબા હસ્ત જોડી બોલી કે હે દેવી! તમે અખિલ જગતને ઉપકાર કરવા વાળા પાંડવોની માતા તે ક્યાં! અને તુચ્છ એવી હું ક્યાં! મારા સરખી રાક્ષસી તમોને શો ઉપકાર કરશે! કારણ જે દરિદ્રી હોય તે ચક્રવર્તિને શો ઉપકાર કરનાર છે! પરંતુ મહાન જનોની એવી રિતીછે કે, જેઓએ પૂર્વે કશો પણ ઉપકાર ન કર્યો હોય, તોપણ તે તેઓપ્રત્યે ઉપકારજ કરેછે. કારણ ચંદ્રની કાંતિનો કોઇએ પણ ઉપકાર ન કર્યો છતાં તે કાંતિ સર્વ લોકોને પ્રકાશ આપી આનંદ ઉત્પન્ન કરેછે. હે દેવિ, હું તમારી કને માત્ર એટલુંજ માગી લેઉંછું કે જે દિવસથી મેં તમારા ભીમપુત્રને જોયોછે, તે દિવસથી મેં તેમને મનથી મારા સ્વામિ લેખ્યાછે. એ માટે તેમની સાથે મારૂં પાણિગ્રહણ કરાવી મને તમારી દાસી કરી લેવાનો તમોએ અનુગ્રહ કરવો." એવાં હિડંબાનાં વચન સાંભળીને કુંતીએ દ્રૌપદી ભણી જોયું. તે સમયે પોતાપર કરેલા ઉપકારને જાણનારી એવી દ્રૌપદી અતિ પ્રસન્ન થઇને બોલી કે હે હિડંબા, તારો પ્રત્યુપકાર હું મારા પ્રાણવડે કરી શકું તો પછી સ્વામિસંભોગ સુખને અર્દ્ધાઅર્દ્ધ વેહેંચી લેવું; એમાં શી મોહોટી ઉપકારની વાતછે!!

એવું દ્રૌપદીએ ભાષણ કર્યું ત્યારપછી કુંતી અને દ્રૌપદી એ બન્ને હિડંબા સહવર્તમાન ભીમસેન પાસે આવીયો. તે સમયે ભીમસેનની ઇચ્છા હિડંબાનું પાણિગ્રહણ કરવાની ન હતી, પણ તે દ્રૌપદી અને કુંતી-એઓએ આગ્રહે ભીમસેન કને હિડંબાનું પાણિગ્રહણ કરાવ્યું. પછી પોતાની માયાના બળવડે હિડંબાએ તે સ્થળે ઉત્તમ બાગ, કેલીવન, તથા રમણિક પ્રાસાદો રચી ભીમસેનની સાથે આનંદ ભોગવવા માંડ્યો. સુંદર અને રેતાળ એવા જેનેવિષે ભાઠાછે, તથા નિર્મળ જળનો પ્રવાહ જેનેવિષે વહેછે એવી નદીઓમાં, અને પર્વતોનાં મનોહર શિખરઈત્યાદિક રમણિક સ્થલોનેવિષે ભીમસેને સહવર્તમાન હિડંબા ક્રીડા કરતી હવી. તે મનોરમ વિષયભોગને પામીને

હિડંબા ગર્ભિણી થઈ. પછી હિડંબાસહિત તે પાંચ પાંડવ, વનમાર્ગને અનુક્રમે ઓલંઘન કરી, એકચક્રાનગરીમાં અંતર્વનમધ્યે વાસ કરનારા અને દેવરચિત સુવર્ણ કમળ ઊપર બેશી જાણે સાક્ષાત્ મૂર્તિમાન ચારિત્રજ હોયના! એવા એક જ્ઞાનિમુનિને ઉત્તમ ધર્મોપદેશ કરતા દેખતા હવા. તે સમયે તે મુનિનાં દર્શને કરી તે પાંડવોનો પંથ પરિશ્રમ જેમ ચંદ્રના દર્શને કરી તાપ પરિશ્રમ દૂર થાયછે, તેમ દૂર થતો હવો. ત્યારપછી અંતઃકરણના મલને દૂર કરવા માટે જેઓનાં મન મહા ઉત્સુક થયાંછે, એવા તે પાંડવો તે મુનિને વંદના કરવા સારૂં જતા હવા. ત્યાં જઈ આ પ્રમાણે સ્તુતિ કરતા હવા કે હે મહામુને! ભવભ્રાંતિએ કરી પરિક્લેશિત જંતુઓના વિશ્રામને અર્થે વૃક્ષતુલ્ય, નિષ્કપટી, અને પરોપકારી એવા તમેછો." એવું બોલીને તે મુનિને નમસ્કાર કરચો; પછી તે સભાને વિષે બેસતા હવા. તે સમયે દરિદ્રી પંથીઓના જેવા વેશ ધારણ કરેલા પરંતુ દેવાંશી તેજવાળા એવા તે પાંડવોને જોઈને સર્વે સભાસદો એવું વિચારતા હવા કે "આ પુરૂષો કોણ હશે! તે સમયે આપત્તિરૂપ મહાનદીની પાર ઉતારવાને જેમની દૃષ્ટિ નૌકારૂપ છે એવા તે મુનિ પણ પાંડવોભણી જોતા હવા અને તેઓને અધિકોપદેશ કરતા હવા. કે સંસારમાં જેટલાં પુરૂષાર્થ છે તે સર્વમાં ધર્મ એ ચૂડામણી સમાન છે. અને સર્વે પ્રાણિમાત્રનેવિષે જે દયાછે તે તે ધર્મના પણ તિલક સરખી ભૂષણરૂપ છે. વર્ષાકાળમાં મેઘનીપંક્તિ, અને નિષ્કૃત્રિમ એવી દયા-એ બંને અનુક્રમે વનશ્રેણી અને રાજ્ય એઓને નૂતનપણું પમાડે છે. એટલે મેઘપંક્તિ વૃષ્ટિ કરીને વૃક્ષને અંકૂર ઉત્પન્ન કરેછે, અને દયા રાજ્યનેવિષે સુખવૃદ્ધિ કરેછે. સમસ્ત પ્રાણીઓનેવિષે જે દયાભાવ છે, તે સર્વે રોગનો અને સર્વે અનર્થનો નાશ કરનાર છે. વળી આયુષ્ય વૃદ્ધિનું અમૂલ્ય કારણ છે. એ માટે દયા તેજ સંપત્તિ અને ઉદયકાળરૂપ મોતીની સીપ અથવા મુક્તિનો જે સંગમ-તેની દૂતિકા અથવા કલ્યાણનું કારણ છે, એમાં સંશય નહીં." એ પ્રમાણે રાક્ષસના વંશનેવિષે દુર્લભ એવી દયાની દેશનાને શ્રવણ કરીને તે હિડંબા તે દિવસથી નિરપરાધી પ્રાણીઓના વધનો પરિત્યાગ કરતી હવી. તે સમયે કુંતી પણ તે દેશનાને શ્રવણ કરી સર્વે સંશય મટાડવાને સમર્થ એવા તે મુનિપ્રત્યે હાથ જોડી બોલી કે "હે મુને, આ મારાપુત્રો વિપત્તિ સાગરથી ક્યારે પાર ઉતરશે?" એવાં તેનાં વચન સાંભળી, કરતલનેવિષે ત્રૈલોક્યને જોનારા તે મુનિ મધુરવાણીએ કરી બોલ્યા કે "હે મહાભાગ્ય! તારા પુત્રો અનુક્રમે નિરૂપમ એવી ભુક્તિ અને મુક્તિ એ બંનેના પાત્ર થશે. અને કેટલાએક દિવસ પછી એમને રાજ પણ મળશે. ત્યારપછી યુધિષ્ઠિરભણી આંગળી કરીને તે મુનિ એમ કહેતા હવા કે "આ તાહરો જેષ્ઠપુત્ર દુષ્ટોનો સંહાર કરવાવાળો અને ધર્મ પ્રભાવના કરવાવાળો થશે. વળી તારા પાંચે પુત્ર અનુક્રમે સંયમને આરાધી કર્મને નિર્મૂળ કરી વિશ્વની રક્ષા કરનારા થઈ પાંચમી ગતીપ્રત્યે પ્રાપ્ત થશે." એવાં તે મુનિનાં

વચન સાંભળી સર્વ પાંડવ આનંદ પામ્યા. પછી તે મુનિ તે સ્થળેથી અન્યવનનેવિષે વિહાર કરી ગયા. તે સમયે ધર્મરાજા તે ઉત્તમ ધર્મને અનુસરનારી એવી હિડંબાપ્રત્યે બોલ્યા કે હે હિડંબા, તું નિષ્કારણ પરોપકારિણીછે, તારી સહાયતાએ અમે ભયંકર અરણ્ય અને નદીઓ જયાં ઘણીછે, એવો દુર્લંઘ્ય માર્ગ; ઉલ્લંઘન કરચો. હવે અમે કેટલાક દિવસ આ નગરીમાં રહીશું; એ માટે તું તારા બંધુના સ્થાનકપ્રત્યે જા અને તારા ભાઇની સંપત્તિનુ રક્ષણ કર. અને તારા ઉદરનેવિષે મારા ભાઇથી રહેલો જે ગર્ભરૂપ નિધાન છે; તેના રક્ષણ માટે યત્ન કર. અને સત્પાત્ર પ્રાપ્ત થયું છતાં તેને દાનાદિક કર. કારણ સત્પાત્રનેવિષે દાન કરચું છતાં સંપતિ અધિક વૃદ્ધિને પામેછે અને કદાચિત્ અમે તારૂં સ્મરણ કરચું છતાં તું અમારી પાસે પ્રાપ્ત થજે. કારણ માહાત્મ્ય પુરૂષને માને કરીને જે પ્રાપ્ત થાયછે, તેથી તે સંતોષ માનેછે.” એવાં વચન સાંભળી હિડંબા સર્વની આજ્ઞા ગ્રહણ કરી ત્યાંથી હેડંબવન પ્રત્યે આવી, અને શ્રી વીતરાગની સેવામાં તત્પર થતી હવી.

હિડંબાના જવા પછી વિપ્રવેષ ધારણ કરેલા એવા પાંડવો તે એકચક્રાનગરીનેવિષે પ્રવેશ કરતા હવા. તે સમયે રાજમાર્ગે ગમન કરનારા તે પાંડવોને, દેવશર્મા બ્રાહ્મણે અવલોકન કરચા. પછી ગુણ-ગ્રાહી, કુશળ, અને નિષ્કપટ એવો તે દેવશર્મા, સત્કાર કરવા માટે યોગ્ય એવા તે પાંડવોપ્રત્યે સામો જઈ તેઓને પોતાને ઘેર આણીને ગુણોએ શ્રેષ્ટ અને સર્વમાં જ્યેષ્ઠ જે ધર્મરાજા, તે પ્રત્યે બોલ્યો કે “હે બ્રાહ્મણ શ્રેષ્ઠ દૈવે પ્રેરિત એવો હું તમારીપ્રત્યે એક પ્રાર્થના કરૂંછું કે, આ મારૂં ઘર, આ માહારી સુસ્વ-ભાવયુક્ત સ્ત્રી, આ પુત્ર, અને આ કન્યા એ સર્વ તું પોતાનાં જાણીને આ ઘરનેવિષે રહી આ એકચ-ક્રાનગરીને પવિત્ર કર. સાંપ્રતકાળે સર્વજન, રત્નગર્ભાનામે જે ભૂમિ તે તમારા યોગે સરત્ના એવું જાણો.” એવી દેવશર્માની વાણી સાંભળી પ્રસન્ન થઈ યુધિષ્ઠિર તે બ્રાહ્મણના કુટુંબના સંમતે તેને ઘેર રહ્યો બાહારથી પાંડવોનો બ્રાહ્મણાચાર દેખાતો હતો, અને અંતઃકરણથી તો પરમાર્હત ભક્ત હતા. પછી ધર્મનાં કૃત્યોએયુક્ત થઈ તે પાંડવો તે એકચક્રાનગરીનેવિષે કેટલાક દિવસ રહેતા હવા. સાસૂની શુશ્રુષાવિષે તત્પર એવી દ્રૌપદી, અને તે દ્રૌપદી ઉપર અત્યંત પ્રીતિ ધારણ કરનારી કુંતી–એ બંને પ્રીતિપૂર્વક જિનેશ્વરની પૂજા કરી દિવસ નિર્ગમન કરતીઓ હવી. તે સમયે તે પાંડવ, બ્રાહ્મણના કુટુંબના અનુકૂળપણાએ ચિત્તનેવિષે દૈવના પ્રતિકૂળપણાને પણ ન જાણતા હવા. દેવશર્મા બ્રાહ્મણને સાવિત્રી નામે સ્ત્રી હતી તેણે અતિ નમ્રતાએ કરી કુંતીની પ્રીતિ સંપાદન કરી, તેનું મન પોતાને વશ કરી લીધું. કુંતી પણ જેવી દ્રૌપદીને ગણતી હતી તેવી સાવિત્રીને ગણવા લાગી. તેમજ સાવિત્રીનાં ગંગા અને દામોદર એ બે સંતાન હતાં, તેમને કુંતી પોતાનાં સંતાનની જેમ ગણવા લાગી. તે સ્થળે ઘણા દિવસ રહેવાથી અને દેવશ-ર્માના કુટુંબના સહવાસે કરી તે પાંડવો પોતાનું ઘરબાર પણ વિસરી ગયા. ત્યાં રહેતાં રહેતાં પાંડ-

વોને ઘણા માસ વીતી ગયા, પછી એક દિવસ કુંતીએ દેવશર્માના કુટુંબને આકુળ વ્યાકુળ થઇ રૂદન કરતું સાંભળ્યું. તે સાંભળી કુંતીના મનમાં મહા ક્લેષ થયો. પછી દેવશર્માની પાસે જઈ કુંતીએ પુછયું.

કુંતી—હે દેવશર્મા, તને આ દુઃસહ દુઃખ ક્યાંથી પ્રાપ્ત થયું છે.

કુંતીનાં વચન સાંભળી દેવશર્મા દુઃશ્રવણ કથન કહેવા લાગ્યો.

દેવશર્મા—હે દેવિ આ પુરીને વિષે પૂર્વે અરિષ્ટનું અતિ કષ્ટ થયું હતું. એક સમયે આ નગરી ઊપર પાષાણ અને શિલાની મહા વૃષ્ટિ થવા લાગી. સર્વ સ્થળે ધુમાડાના ગોટેગોટ જણાવા લાગ્યા, અને પ્રલયકાળના મેઘતૂલ્ય મેઘ વરસવા લાગ્યો; જેથી પુરવાસીઓ સર્વ આકુળ વ્યાકુળ થઈ ગયા. વૃક્ષોને જડમૂળથી ઊખેડી નાખે એવા પ્રચંડ વાયુના સુસવાટા થવા લાગ્યા; જેથી અદૃષ્ટપરચક્રા એવી આ એકચક્રાનગરીના સકળ જનોને મહા અરિષ્ટ પ્રાપ્ત થયું. સ્ત્રીઓ, બાળક, જુવાન અને વૃદ્ધ એ સર્વેને પ્રાણાન્ત ભય લાગ્યો. સ્ત્રીઓ પોતાના સ્વામિને ગળે વળગી પડીઓ, બાળકો પોતાના માબાપને ગળે વળગી પડ્યાં, અને સર્વ પોત પોતાના ઇષ્ટદેવનું તે અરિષ્ટ નિવારણર્થે સ્મરણ કરવા લાગ્યાં. ભવિષ્ય જાણનારા જ્યોતષીઓ ટીપણાં જોવા બેઠા, શૂકન જાણનારાઓ શૂકન જોવા લાગ્યા. એ પ્રમાણે રાજા અને સર્વ લોક હાથ જોડી ધૂપ કરી પ્રાર્થના કરતા હતા કે “જો રાક્ષસ હો અથવા તો યક્ષ હો ને આ નગરી ઊપર ક્રોધિત થયો હો તોપણ અમારા પર હવે દયા કર. અમાપર અનુગ્રહ કર” એ પ્રમાણે સર્વ લોક સ્તુતી કરેછે, એટલામાં કાળા રંગનો તે જાણે કાળરાત્રિનો સહોદર (ભાઇ) હોયના! એવા એક પીળી આંખવાળા મહા ક્રૂર રાક્ષસને નગરના લોકોએ આકાશ માર્ગે દીઠો. તેને જોઈ સર્વ ભયાકુળ થઈ કંપવા લાગ્યા; અને નમ્ર થઈ તે રાક્ષસ પ્રત્યે બોલવા લાગ્યા.

લોકો—હે મહાભાગ્ય, તમે કોણ છો! કોઈ દેવ છો કે દાનવ છો! આ પુરીનો સંહારારંભ શા માટે કરો છો? મહાત્મા પુરૂષ છે તે પરોપકારને માટે પોતે ક્લેષ પામેછે પણ પારકાને ક્લેષ પમાડતા નથી. સૂર્ય આકાશમાર્ગે ગમન કરેછે તે માત્ર પરોપકાર સિવાય અન્ય હેતુએ ફરતો નથી; વળી જેમ પોતે તાપ સહન કરીને વૃક્ષ, પંથિઓને પોતાની છાંયાનું સુખ આપેછે તેમ મહાત્મા પુરૂષો પોતે દુઃખ સહન કરેછે પણ પરને દુઃખ દેતા નથી. માટે હે મહાભાગ્ય, મહાત્મ જનો તો પારકાનું સારૂં કરેછે તો તમને આમ અનુચિત કરવું યોગ્ય છે?

તે સાંભળી આકાશથી તે બોલ્યો કે, હે લોકો હું બક વિદ્યાધરાધીશ છું. મેં અનેકપ્રકારની દુઃસાધ્ય વિદ્યા સાધ્ય કરી છે; તેનું કૌતુક જોવા આ નગરીનો સંહાર કરવો ધાર્યો છે, માટે હે કંગાળ લોકો તમે સર્વ પોતપોતાના ઇષ્ટ દેવની આરાધના કરી લ્યો. હવે થોડા વખતમાં શિલાઓના પ્રહારથી તમો સર્વ ચૂર્ણ થઈ જશો.

એ પ્રમાણે બક વિદ્યાધરે સર્વનો આક્ષેપ કર્યો, તે સમયે વળી લોકો તેની પ્રત્યે બોલવા લાગ્યા કે, "હે વિદ્યાધરાધીશ, માત્ર વિદ્યાનું કૌતુક જોવા સારૂ આ નગરીનો સંહાર કરવો યોગ્ય નથી. ક્રીડાને માટે મનોહર મહેલ તોડી પાડવો એ સારૂં કામ નહીં. વળી એવું અકૃત્ય વિદ્યાની પરીક્ષા કરવા સારૂ કરવો તે પણ મિથ્યા છે. ભસ્મને માટે ચંદનવનનું દહન કરે તો તે અયોગ્ય કહેવાય. માટે આ પાપના સ્થાનરૂપી વિદ્યાના ચમત્કાર સારૂં પુરી સંહાર કરવાનો વિચાર ત્રિલોકના પ્રાણ રક્ષણાર્થે દૂર કરો અને તેને બદલે તમારે જે કાંઈ સેવા કરાવવાની હોય તે અમને કહો" એવાં પુરવાસિઓનાં વચન સાંભળી માંસને વિષે જેનું મન લુબ્ધછે એવો તે કૃપારહિત બકરાક્ષસ બોલ્યો.

બકરાક્ષસ—હે પુરવાસિઓ, તમારા પ્રાણનું રક્ષણ કરનાર એવો માત્ર એકજ ઉપાયછે, તે એ કે, જો તમારે મારી કૃપાસંપાદન કરવી હોય તો નિત્યે કેટલોક ઉપહાર અને એક મનુષ્યનું બળિદાન એ બંને આ મારા નગરની સમિપ ભાગે ભૈરવનામના અરણ્યમાં એક મોટું પ્રાસાદ નિર્માણ કરી તે સ્થળે મોકલવાં. એમ નહીં કરો તો તમારો નાશ થશે, અને જો એ પ્રમાણે કરશો તો તમોને તથા તમારી નગરીને દૈવથી પણ ભય નથી તો પછી પરચક્રની તો વાતજ શી?

એમ કહી તે અન્યાયી વિદ્યાધર છાનો રહ્યો અને ગારૂડી જેમ પોતાનો ખેલ સમાપ્ત કરી બીજે સ્થળે જાયછે તેમ ત્યાંથી બીજે ઠેકાણે ગયો. ત્યાર પછી સંપૂર્ણ પુરવાસી લોકોએ ભૈરવ નામના અરણ્યમાં એક મોટું પ્રાસાદ નિર્માણ કરી, તે પ્રાસાદમાં બકાસુરની મૂર્તિ સ્થાપન કરી. બળવાન પુરૂષની આજ્ઞા કોણ ઓલંઘી શકે? એ માટે તે દિવસથી હે માતા, એક મણ ભાત ને એક પુરૂષ, એટલું બળિદાન તે રાક્ષસને નિત્ય આપવું પડેછે. અનુક્રમે આજ તે રાક્ષસનું બળિદાન થવાનો માણસનો વારો મારો આવ્યો છે, માટે રાજાની આજ્ઞાથી હું હમણાં વનમાં જવાનો છું. તેથી મારૂં કુટુંબ જેમ વૃક્ષના નાશાથી તે વૃક્ષ ઉપર માળા ઘાલી રેહેનારાં પંખીઓ નિરાશ થઈ ચીં ચીં શબ્દે પોકાર મારેછે, તેમ રૂદન કરેછે. હું આજ તે રાક્ષસનો ભક્ષ થવા જવાનો છું તે જાણી મારી સ્ત્રી મને વારંવાર કહેછે કે "હે સ્વામિનાથ, તમારા વિના મારૂં જીવતર શા કામનું? હું અપત્યવાળી છતાં પણ તમારા વિના પરાભવ પામીશ, માટે તે વિદ્યાધરનું બળિદાન થવા મને જવા દો. હે નાથ તમે બહુ સંપત્તિ ભોગવનારા કલ્પપર્યંત દીર્ઘાયુષ્યવાન થાઓ. તમારા પ્રાણનું રક્ષણ કરનાર મારા કુળને વિષે જયરૂપ કલશ સ્થાપન થાઓ. વળી કુલીન સ્ત્રીઓનો ધર્મ છે કે પોતાનો પ્રાણ ત્યાગવાથી પતિનો પ્રાણ ઊગરતો હોયતો પોતાનો પ્રાણ ત્યાગી પતિનો પ્રાણ ઊગારવો. તમારી પાસે રહી સારા સારા પદાર્થ ભક્ષણ કર્યાં, સારાં સુખ પણ ભોગવ્યાં, અને છોકરા છોકરીનાં મોં જોયાં, હવે મને કોઈ સુખ બાકી નથી તો મૃત્યુનો ભય શાને હોય! માટે હે નાથ તમો આનંદમાં રહી પુત્ર પુત્રિની રક્ષા કરો ને મને મરવા

જવા દો." વળી હે દેવિ આ મારી પુત્રી કહેછે કે "હે માત પિતા, તમો બંને આરોગ્ય રહો; હું તે રાક્ષસના મુખમાં જાઊંછું. તમારા જીવવાથી આ મારો ભાઈ પણ ઊછરશે. હે તાત, આ મારી મા કલ્પપર્યંત જીવીને તમારી સેવા કરો. હું તો અંતે પારકી થાપણ છું, જ્યારે ત્યારે પણ મને બીજાને ઘેર મોકલશો તે કરતાં કુટુંબના જીવતરને કારણે હું મરૂં તે સાર્થક છે. જેથી કરી મારા કુટુંબનું વિઘ્ન વિનાશ થાય.

એ પ્રમાણે હે કુંતી મારૂં કુટુંબ મને મરવા જવાની આજ્ઞા આપતું નથી ને રાજાની આજ્ઞા તો મહા દુરાતિ ક્રમ છે. હવે હું શું કરૂં? મને એ પ્રકારના દુઃખની મહા શોચના થાયછે.

એ પ્રમાણે શુષ્ક કંઠ જેનો થઈ ગએોછે એવો તે દેવશર્મા બ્રાહ્મણ પોતાના દુઃખની વાત કુંતી પ્રત્યે કહેતો હતો એવામાં તે બ્રાહ્મણનો પાંચ વર્ષનો દામોદર નામનો પુત્ર બહારથી આવી તત્કાળ બોલી ઊઠ્યો કે "હે પિતા, હે માતા, હે બેન, તમો કોઈ રોશો નહીં. તે રાક્ષસને હું મારી નાખીશ, મારી નાખીશ." એવી રીતે વારંવાર બોલતો અને સર્વનાં અશ્રુ પોતાના વસ્ત્ર-વડે લુછતો હતો. તે સમયે તે બાળકની વાણીને કુંતી તે અધમ રાક્ષસના વધવિષે સૂચક એવી કેવળ ઊપશ્રુતિ માનવા લાગી. ત્યારપછી દયાળુ હૃદયવાળી કુંતી દેવશર્મા પ્રત્યે બોલી કે "હે દ્વિજશ્રેષ્ટ, આ બાળકની વાણી થઇછે તેથી એ રાક્ષસ મુવોજ એમાં સંશય નહીં. તમો તમારા દેહને મૃત્યુ પ્રાપ્ત થશે એવી કશી પણ ચિંતા કરશો નહીં પણ વાત્સલ્યરૂપ ઊદકની નદીએ પોતાના કુટુંબનું સીંચન કરી પૂર્વ પ્રમાણે આનંદમાં રહો. મારે પાંચ પુત્રો છે તે યુદ્ધમાં મહા કુશળ અને બળવાનછે, તેમાંના એકને તમારી વતી હું તે રાક્ષસની પાસે મોકલીશ. તે રાક્ષસને મારો પુત્ર અવશ્ય મારશે." એવાં કુંતીનાં વચન સાંભળી દેવશર્મા હસીને બોલ્યો કે "હે દેવી, એ જગત્ શત્રુ રાક્ષસના પરાક્રમની તમને ખબર નથી? જ્યારે સૂર્ય અસ્ત થાયછે ત્યારે તે આ એક ચક્રા નગરીમાં આવેછે, તે સમયે જાણે બીજો સૂર્ય પ્રકાશ થયો હોયના! એવો તો એના તેજનો પ્રભાવ છે. માટે હે માતા, યમનો દાસ થવા હુંજ તે રાક્ષસ પાસે જઈશ. તારા પુત્રને શા માટે મોકલાવો જોઇએ?" દેવશર્માના મુખથી તે રાક્ષસના પરાક્રમનું વૃત્તાંત સાંભળી કુંતી ભીમસેન પાસે આવી સર્વ સમાચાર કહી સંભળાવ્યા તે સમયે ભીમસેન ત્યાં આવી તે બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો.

ભીમસેન—હે બ્રાહ્મણ, પુત્રવતી અમારી માતા તે તને પણ માન્ય છે. તે સર્વના ઉપર દયા કરનારી છે માટે તમોને દુઃખ પ્રાપ્ત થએલું જોઈ તે બહુ દુઃખી થાયછે. ત્યારે તમે બન્ને (ધણી ધણીયાણી) મારી માનાં વચન સાંભળો, એવી મારી પ્રીતિ છે, અર્થાત્ એ કહે તે તમે માન્ય કરો. કારણ કે તારૂં ઘણું કરીને કાળ સરખા રાક્ષસથી જે રક્ષણ કરશે તેજ મારો પુત્ર એવું મારી

માતા પોતાના મનમાં માનેછે. તે માટે હું બહુ આનંદે માતાનું હિત કરૂંછું. તું આનંદમાં રહે. નિષ્ઠુર અને દુષ્ટ એવા રાક્ષસ પ્રત્યે હું જવાનો છું. એવાં તેનાં વચન સાંભળી દેવશર્મા બોલ્યો.

દેવશર્મા—હે મહાબાહો, મારા મરણ સાટે તું સરખા બ્રાહ્મણને મરવા મોકલી હું જીવતો રહું, એવું કામ મારાથી થાય નહી. ઇંદ્રનીલમણીનું મરદન કરી કાચને સંગ્રહ કરવાની અપેક્ષા કરે તે યોગ્ય હોય નહીં. મારા સરખા બ્રાહ્મણને સાટે આ રત્નદેહીતુલ્ય મનુષ્યને મરવા મોકલવો એ વાત કોઇ માનશે પણ નહીં. તારા સરખું વૃક્ષ વિશ્વમાં ક્યાં મળેછે? અમારા સરખાંનો તો પારેય નથી. કલ્પવૃક્ષ તો ક્વચિતજ જોવામાં આવેછે પણ બીજા વૃક્ષોનો તો પારેય નથી. વળી મારા મરવાથી માત્ર પાંચ જણાંનો નાશ થશે પણ આ મનોહર મૂર્તિવાળા પુરૂષનો નાશ થવાથી અખિલવિશ્વ ક્લેષિત થશે. પરંતુ હે મહાત્મા, આ તારી ભુજાઓ જોઈ શત્રુઓ પોતાની મેળે ભયભિત થઈ જાય, તોપણ બકતો એક બકજ છે. તથાપિ તારી ભુજારૂપી બંધનમાં જો બક આવી જાય તો કેવલી ભગવાને કહેલા વચનમાં સંશય થાયછે. તે મુનિની વાત આમ છે કે આ એક ચક્રાપુરીની બહાર પર્વતના શિખર ઉપર એક દિવસ જાણે બીજો સૂર્યોદય થયો હોયના! એવા તેજસ્વી કેવલી ભગવાન પૂર્વે આવ્યા હતા. તે સમયે સંપૂર્ણ પુરવાસીઓએ ત્યાં જઈ તેમને વંદના કરી. તે કરૂણાવંત કેવલી ભગવંતે સર્વને ધર્મોપદેશ દીધો. ઉપદેશરૂપી અમૃતના પાને કરી સર્વ લોકો હર્ષ પામ્યા અને પોતાના વિતકની વાત નિવેદન કરવા લાગ્યા, કે "હે ભગવન્, આ બકરાક્ષસનો ઉપદ્રવ કોઈ દિવસ નાશ થશે કે નહીં?" તે સાંભળી કેવલી ભગવાન બોલ્યો કે "હે પુરવાસીઓ, દ્યુતમાં પરાભવ પામી પાંડવો હસ્તિનાપુરથી નિકળીને ફરતા ફરતા જ્યારે આ નગરીને વિષે આવી ચડશે, ત્યારે આ એક ચક્રાનગરી નિરૂપદ્રવ થશે." મહાત્મા પુરૂષોનો મહિમા વચનથી પણ અગોચર છે. એવું કહી તે કેવલી ભગવાન ત્યાંથી વિહાર કરી ગયા. એવા મુનિઓનો સંચાર તે સર્વ પૃથ્વીના કલ્યાણને અર્થે છે. ચંદ્રના કિરણો સરખાં તાપ દૂર કરનારાં તે મુનિંદનાં વચન સાંભળી સર્વ નાગરિક લોક પ્રીતિરૂપ લહરીએ સમુદ્રની જેમ મહા પ્રસન્ન થઇને તે દિવસથી મનમાં ચિંતન કરતા હતા કે "પાંડવ એ શબ્દ પોતેજ અમૃતથી પરિપૂર્ણ છે એવા પાંડવો ક્યારે આવશે!" એવું બોલીને પાંડવોના આગમનની ઇચ્છા કરનારા પુરવાસિઓએ કુળદેવિની નાના પ્રકારથી પ્રાર્થના કરી, તથા ભેટ સામગ્રિ લેઇને પ્રાત:કાળને વિષે હસ્તિનાપુર ભણી જવાસારૂ લોકો નિકળ્યા. "પાંડવોનો સમાગમ આજ થશે કે કાલે થશે" એમ ચિંતન કરતા લોકોને માર્ગે જતાં જતાં કોઇએક સમયે કોઈ પંથિ તે માર્ગે આવતો સામો મળ્યો. તે સમયે લોકોએ તે પંથિને પુછ્યું કે "હે પથિક, આ માર્ગને વિષે કોઈપણ સ્થળે પાંડવો સંબંધી કાંઇપણ વાર્તા તેં સાંભળી છે?"

પંથિ — હે પુરવાસિઓ, માર્ગમાં સંચારક્રમે કરીને જાણે લક્ષ્મીના વાસરૂપ કમળજ હોયના! એવા વારણાવતમાં જ્યારે હું આવ્યો. ત્યારે ત્યાં વાસકરનારા અને પદે પદે રૂદન કરનારા લોકોને મોઢેથી કર્ણને વિષતુલ્ય અને અતિ દારૂણ એવી વાર્તા મેં સાંભળી. તે એક "દુર્યોધનના વચને કરી લાક્ષાગૃહમાં વાસ કરનારા પાંડુપુત્રો તીવ્રઅગ્નિના યોગે દહન થઇ ગયા; અને તે સમયે તેમના પ્રભુવત્સલ સેવકોએ તે સ્થળે યોગ્ય ચિતા રચી તે ચિતા સહવર્તમાન પ્રાણનો પણ દાહ કર્યો. તે સ્થળે મોટી ભસ્મની જગ્યા જોઇને અને તે પાંડવોની કીર્તિ સાંભળીને મને પણ દૃષ્ટિથી ઉત્પન્ન થએલાં અશ્રુએ નદી ચાલી એટલું બધું દુઃખ લાગ્યું.

એવી કથા કહીને હે મહાત્મા, તે પથિક આગળ જવા નિકળ્યો. તેનાં વચન સાંભળી એક ચક્રાનગરીમાંના લોકોએ કરેલું આક્રંદ સર્વ દિશાઓમાં વ્યાપ્ત થયું; તથા તેઓને જેવો શોક પ્રાપ્ત થયો તેવો શોક મા, બાપ કિંવા સ્વામિની મૃત્યુવાર્તા સાંભળીને પણ પ્રાપ્ત થનાર નહીં. એ સમાચાર સાંભળ્યા તે દિવસથી સર્વ લોકો આનંદ અને અશારહિત થઇ રાક્ષસના મનોર્થ પૂરા કરેછે. આજ તેના મનોર્થ પૂરા કરવાનો મારો વારો આવ્યોછે તેથી હું પણ કુળદેવતાનું સ્મરણ કરી ત્યાં જવા હાથ જોડી તમારી આજ્ઞા માગુંછું.

એવું કહી મહા ધૈર્યધારી તે બ્રાહ્મણ પોતાના મરણ પહેલાં કુટુંબ સહિત કુળદેવતાને નમસ્કાર કરવા ગયો. ત્યાર પછી કુંતી ભીમસેન પ્રત્યે બોલી.

કુંતી—હે ભીમસેન, તારા સરખો પુત્ર મારે સ્વાધિન છતાં એક પણ બ્રાહ્મણને અભયદાન દેનારી હું થઇ નહીં. સમુદ્રવલયાંકિત પૃથ્વીમાં સામર્થ હોઇને જે પુરૂષ સર્વ પ્રાણીઓના રક્ષણ સારૂ અભયરૂપ ડંકો બજાવેછે તે પુરૂષ ધન્ય. જે પુરૂષો પોતાના ઉપર ઉપકાર કરનારો તેને વિપત્તિરૂપ નદીમાં પડેલો છતાં દૃઢ નૌકા સમાન તારનાર થતો નથી તેનો જન્મ વ્યર્થછે. માટે હે વત્સ, આ આપણા ઉપર ઉપકાર કરનારા વિપ્રનો મારાથી પ્રત્યુપકાર ન થયો તો મને તેમ મારા પુત્રોને પણ ધિક્કાર થાઓ. માટે હે પુત્ર બળિ લઇને તું તે રાક્ષસની રેહવાની જગ્યાએ ગમન કર, અને કેવલી મુનિનું વચન સત્ય થાય તેવું તું ત્યાં જઇને કર.

એવો માતાની આજ્ઞા થવાથી ભીમસેન તેના ચર્ણારવિંદને નમસ્કાર કરી મણભાતની બળી લેઇ ઉત્તમ છાંયાયુક્ત વૃક્ષ જેમાં છે એવા બકરાક્ષસના વનમાં જવા નિકળ્યો. તે વનની ઉત્તમ શોભાને જોતો જોતો આગળ ચાલતાં એક પુરૂષને જોયો તેને ભીમસેને પૂછ્યું.

ભીમસેન — આ ઘણું ઊંચું છે તે ઘર કોનું છે? અને તું કોણ છે? ક્યાં રેહેછે? અને રાક્ષસના ભક્ષપુરૂષને બેસવાનુ સ્થલ તે અહીંયાં ક્યાં છે. તે સર્વ મને કહે.

પુરૂષ—આ પુરવાસીઓએ બક રાક્ષસને સારૂં આ મેહેલ બનાવ્યો છે. આ સ્થળે સર્વે

રાક્ષસને બળિદાન અપાય છે. હું પુરવાસીઓની આજ્ઞાથી આ મેહેલનું રક્ષણ કરૂંછું. અનુક્રમે વધસારૂ પ્રાપ્ત થએલો વધપુરૂષ આ શિલા ઉપર બેસેછે. હે મહાત્મન હું કૌતકે કરી તને કાંઇ પુછુછું કે આજ સુધીમાં તારા જેવો બળવાન અને ત્રણ લોકને જીતનારી ભુજાઓવાળો કોઈ પુરૂષ અહીંયાં આવ્યો નથી. વળી તારી વધ્યાકૃતિ દિસતી નથી; તેમ તારૂં મુખ પણ દીન જણાતું નથી. નીમની માળા પણ તારી કોટમાં પેહેરેલી જણાતી નથી. જે અહીંયાં બકરાક્ષસનું બળિદાન થવા આવેછે તેઓને કોટે નીમની એવી માળા નાખેલી હોય છે.

એવી રીત પરસ્પર તે મેહેલનો રક્ષપાળ તથા ભીમસેન વાર્તાલાપ કરતા હતા, એવામાં તેઓએ અકસ્માત શબ્દ સાંભળ્યો કે "આગળ ચાલ, આગળ ચાલ, તે શબ્દ સાંભળી ભીમસેનને રક્ષપાળ નમસ્કાર કરી બોલ્યો.

રક્ષપાળ—હે દેવ એ રાક્ષસ આવે છે. હું હવે અહીંથી દૂર થઈ જાઉંછું. એમ કહી તે રક્ષપાળ અદર્શ થઈ ગયો એવામાં દૂરથી રાક્ષસ આવે છે. તેને જોઇને પોતાને બેસવા સારૂ શિલાને સાફ કરી તે ઉપર પલંગમાં જેમ સુઇ રહે તેમ નિશંકપણે ભીમસેન સુતો. પ્રેત પિશાચની સાથે તે રાક્ષસ ભીમસેનની પાસે આવી પહોંચ્યો. ને તેણે ભયાનક મુખકરી ચતાપાટ સુતેલા ભીમસેન ભણી જોયું ને મનમાં વિચાર્યું.

બકરાક્ષસ—(મનમાં) આજને દિવસે તો ઘણોજ પુષ્ટ, મોટા પેટવાળો તથા જેના શરીરમાં ઘણું માંસ છે એવો પુરૂષ જે આ મોટી શિલાપર પણ માતો નથી તે બળિદાનને સારૂં મળ્યો છે. તેથી ઘણા દિવસના મારા ક્ષુધાતુર સંબંધીઓ છે તેઓ આજ તૃપ્ત થશે.

એવો વિચાર કરી મનમાં અતિશય પ્રસન્ન થઈ તે બકરાક્ષસ ભીમસેનની ઉપર ધસ્યો ને તેના શરીરને દાંતવડે બથકુ ભર્યું; પરંતુ ભીમસેનનું વજ્રનું શરીર હોવાથી જેમ લોઢના કુહાડને પથ્થર ઉપર ટીચવાથી તે કુહાડાનીજ ધાર ખરાબ થાય છે તેમ બકરાક્ષસના દાંત કુંઠિત થયા. ત્યારપછી ભીમના સ્થૂલ વક્ષસ્થળનું બકરાક્ષસે પોતાના નખોવડે વિદિર્ણ કરવા માંડ્યું. પણ ભીમસેનના હૃદયરૂપી અવનીનું તે રાક્ષસ નખરૂપ કોદાળીએ ભેદન કરી શક્યો નહીં; ને ઉલટા એનાજ સર્વ નખ ઉખડી પડ્યા. તે સમયે તે રાક્ષસ વિસ્મિત થઈ લજ્જા પામ્યો ને પોતાના પક્ષના સર્વ રાક્ષસોને ત્યાં બોલાવી તેમને આ પ્રમાણે કહ્યું.

બકરાક્ષસ—હું નિરંતર માણસના માંસનું આસ્વાદન કરૂંછું, પરંતુ આવો સ્થુળ દેહવાળો, સ્થિર રહેવાવાળો તથા નિર્ભય મનુષ્ય મેં આજ સુધી કોઈ દીઠો નથી. માટે એને આપણે ઘેર લઈ ચાલો. ત્યાં લઈ જઈ તીવ્ર તરવારે એના શરીરને કાપી કાપી કટકા કરીને ભક્ષ કરશું.

એવાં બકનાં વચન સાંભળી તેના સાથીઓ ભીમસેનને ત્યાંથી ઉપાડી આગળ લઈ ચાલ્યા.

ચાલતાં ચાલતાં ભીમસેનના ભારે કરીને તે ન ઉચકાવાથી પ્રેત પિશાચ રૂધિર વમન કરતા પૃથ્વી-પર અથડાઈ પડ્યા; એવી તેઓની સ્થિતિ જોઈ બીજા રાક્ષસો સહિત બકરાક્ષસે પોતે કોઈ પ્રકારે કરી ભીમસેનને ઉઠાવી પર્વત ઉપર જ્યાં પોતાનું સ્થાન હતું ત્યાં લઇ જવાનો પ્રયત્ન કર્યો. અને કોઈપણ પ્રકારે તે તેને ત્યાં લઇ ગયો.

હવે દેવશર્માની વાત સાંભળો. તે બાપડો પોતાના કુટુંબ સહિત મહા ક્લેષ પામી વિલાપ કરવા લાગ્યો. પોતાના ઇષ્ટદેવને નમસ્કાર કરી આવીને ઘેર આવ્યો. ઘરનાં સર્વની છેલી ભેટ લેઇ દેવશર્મા રાક્ષસ પાસે જવા નિકળ્યો. તે દરવાજાપાસે જઈ જુએછે તો રાક્ષસને આપવાના બળિદાનનું અનાજનું ભરેલું ગાડુ તેના જોવામાં ત્યાં આવ્યું નહીં; તેથી તે આકુળ થઈ વનભણી દોડ્યો. ત્યાં જઈ જુએછે તો તે સ્થળે એક ગદા પડીછે અને એક શિલાની પાસે ઘણાઓનાં પગલાં પડેલાં છે એવું તેણે દીઠું ત્યાં જઈ બેઠો થકો વ્યાકુળતાથી આસન મુર્છિત જેવા થયેલા દેવશર્માએ તે દેવલ નામના રક્ષપાલને પુછ્યું કે.

દેવશર્મા—આ સંબંધી સર્વ પ્રબંધ મને કહો કે અહિંયાં રાક્ષસ આવ્યો હતો કે નહીં, તથા તેના ભક્ષને અર્થે પૂર્વે કોઈ મનુષ્ય અહીં આવ્યું હતું કે નહીં?

દેવળ—હે વિપ્ર, અહિંયાં એક મોટો પુષ્ટ શરીરવાળો પુરૂષ આવ્યો હતો, તે આ શિલાની ઉપર ગાદી ઉપર સુએ તેમ સુઇ ગયો હતો. એટલામાં પર્વતસમાન તે સુતેલા પુરૂષ પ્રત્યે તે બકરાક્ષસ વેગથી આવ્યો તે તે માણસને પોતાના પર્વત ઉપરના સ્થળમાં લઈ ગયો. હું જાણુંછું કે તે ક્રુરરાક્ષસ તેના કડકે કડકા કરી ભક્ષ કરી ગયો હશે. વધ્યભેષતો તારો દેખાયછે. તે ઉપરથી હું એમ સંભાવના કરૂંછું કે તાહારે બદલે તે મહાન પુરૂષે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો હશે.

એવાં તે દેવલનાં વચન સાંભળી દેવશર્માને જેમ કોઇએ વજ્રઘાત કર્યો હોયના! એવું લાગ્યું, અને તે મહા ક્લેષિત થઈ વિલાપ કરવા લાગ્યો.

દેવશર્મા—(પોતે એકલો) અહો, પરોપકારને અર્થે પ્રાણદાન આપ્યું. અરે ભાઈ તેં મહા સાહસકર્મ કર્યુંછે. મારા ઉપર આટલું બધું ઉપકારનું ઋણ ચઢાવી તું રાક્ષસને ઘેર ગયો. પણ અહો મહાબાહો, તુંતો વિશ્વની રક્ષા કરવાવાળો હતો; મારા એકલાના પ્રાણની રક્ષા કરવાથી શું થયું? હવે મારે પણ મારા પ્રાણની રક્ષા કરવાનું શું પ્રયોજનછે? અરે તૃણભૂષણને માટે એક મહા અમૂલ્ય મણી ગુમાવ્યો. એ પ્રમાણે દેવશર્મા વિલાપ કરતો હતો. વિલાપ કરતાં કરતાં તેણે પોતાના ઓળખીતા એક માણસને ત્યાં જોઈ તેને આ સર્વ વૃત્તાંત કહી કહ્યું.

દેવશર્મા—હે ભાઈ, નગરમાં જઈ કુંતાજીને આ સર્વ વૃત્તાંત કહેજે.

તે માણસે નગરમાં જઈ કુંતીને તે સર્વ વર્તમાન કહ્યા. તે સાંભળી દ્રૌપદી તથા યુધિષ્ઠિ-

ગદિ પ્રમુખ ચારે પુત્રો સહિત અશ્રુના યોગે માર્ગને કર્દમયુક્ત કરતી કુંતી વનમાં આવી. ફળ ફુલથી દેખાતા રમણીક વન ઉપર ભીમના વિયોગથી તેઓમાંના કોઇની પ્રીતિ થાય નહીં. નાગકેસરના વૃક્ષ નીચે બેસી જ્યાં દેવશર્મા શોક કરતો હતો, ત્યાં આવી દ્રોપદી તથા ચાર પુત્રો સહિત કુંતી શોક કરવા લાગ્યાં. તેઓ સર્વનાં નેત્રોમાં જળ આવી ગયાં. તે સમયે મહા નમ્ર થઈ દેવશર્મા યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો.

દેવશર્મા હે મહારાજ, વિશ્વની રક્ષા કરનાર તમે છો. મારા પ્રાણની રક્ષા કરવા સારૂં તમારો ભાઈ રાક્ષસનો ભોગ થઈ પડ્યો. એ તેણે બહુ ખોટું કર્મ કર્યું, અરે હું કુળદેવતાને નમસ્કાર કરવા શું કરવા ગયો? હું ત્યાં ગયો તે અવકાશનો લાભ લઇ દયાળુવૃતિનો તમારો ભાઇ મારી વતીનો રાક્ષસનો ભોગ થવા ચાલી નિકળ્યો, જો હું દેવતાને નમસ્કાર કરવાસારૂં ન ગયો હોતતો આમાંનું કાંઇ થાત નહીં. (તે સાંભળી યુધિષ્ઠિર બોલેછે)

યુધિષ્ઠિર હે બ્રાહ્મણ તું પશ્ચાતાપ પામીશ નહીં અને કાંઇપણ ભય ધરીશ નહીં. મારા ભાઇને રાક્ષસ કાંઇપણ કરી શકે એવું તે રાક્ષસનામાં સામર્થ્ય નથી. અંધકાર તે શું સૂર્યને દબાવી શકશે? હે બ્રાહ્મણ ભીમસેનના ભુજપાશમાં લીલામાત્રે કરી દબાઈ બકરાક્ષસ બગલાની જેમ જમપુરીમાં પોહોચશે એ વાત નિશ્ચય છે. એ પ્રમાણે યુધિષ્ઠિર દેવશર્મા પ્રત્યે બોલતા હતા એવામાં આકાશથી રમકારધ્વનિ કરતું પર્વતપ્રાય એક મસ્તક પૃથ્વી ઉપર પડ્યું. તેના પડવાથી પૃથ્વી અને પર્વત ડોલાયમાન થયાં, તથા સર્વ ક્ષોભ પામ્યા કે આ શું થયું? તે મસ્તકને વારંવાર જોતા હતા. તેમાં ભીમના મસ્તકનાં ચિન્હ દેખાતાં હતાં તે જોઈ સર્વે રોવા લાગ્યાં. યુધિષ્ઠિર તે મુસ્તક પાસે જઈ વિલાપ કરવા લાગ્યા.

યુધિષ્ઠિર—અરે હે પુરૂષ શ્રેષ્ઠ આ હેડંબને નિર્દંબન કરવાવાળા બળવાનને બક રાક્ષસે શી રીતે માર્યો! મહા મદોન્મત્ત હસ્તિ સમાન મોટા મોટા રાક્ષસોને જેણે મારી નાખ્યા તેણે આ બક રાક્ષસથી કેમ હાર ખાધી. અરે તું બક રાક્ષસને હાથે મર્ણ પામ્યો એ શું વિધાતાએ તને વિડંબન કર્યો? હા ભાઈ! માર્ગે ચાલતાં અમો થાકી જતા ત્યારે તું અમોને તારી ખાંધ ઉપર ચઢાવી આગળ ચાલતો તેવું હવે તારા વિના કોણ કરશે? સાગરરૂપી પંથમાં તું અમારે વહાણરૂપ હતો. હવે તાહારાવિના હમે શું કરશું? અરે ભાઈ ભીમસેન તેં આજ મારો ત્યાગ કર્યો તેથી જેમ ચંદ્રને રાહુ ગ્રહણ કરી પીડા કરેછે તેમ ક્રૂર દુર્યોધનરૂપી રાહુ અમોને પીડા કરશે. અરે વિરોધમાં સાવધાન વિધાતા તું શું દુર્યોધનરૂપે અમને થયો કે? એ પ્રમાણે રાજા યુધિષ્ઠિર વિલાપ કરેછે તે સમયે કુંતી પણ મુર્છીત થઈ પૃથ્વી ઉપર ઢળી પડી. તે જોઈ ચારે ભાઇઓ તેને વસ્ત્ર વડે વાયુ નાખવા લાગ્યા. થોડીવારે મૂર્છાથી સચેતન થઈ કુંતી રૂદન કરવા લાગી.

કુંતી—હા મારા સત્વોદર વૃકોદર પુત્ર મુનિઓએ તો તારૂં શરીર વજ્રતુલ્ય છે એમ કહ્યું હતું ત્યારે જેમ કમળના પુષ્પને કમળનાથીજ તોડી પાડેછે તેમ બક રાક્ષસે તારા મસ્તકને શી રીતે તોડી નાખ્યું. અરે તું જ્યારે ન્હાનો હતો ને પર્વતના શિખર ઉપરથી એકવાર ઢળી પડ્યો હતો ત્યારે તો પર્વતની શિલાઓને ચૂર્ણ કરી નાખી હતી. વળી પૂર્વે અંધારી રાત્રીમાં તું અમને નેત્રના પ્રકાશે પોતાની પીઠ ઉપર લઇને ચાલતો હતો અને હવે ઉત્તર કેમ આપતો નથી તથા તે નેત્રોએ કરી અમારી ભણી કેમ જોતો નથી? વારંવાર તારા મસ્તકને હું ચુંબન કરતી હતી તે મસ્તક આજ પૃથ્વી ઉપર આમ કેમ પડ્યું છે.

એ પ્રમાણે કુંતી વારંવાર રૂદન કરતી હતી. વળી તે મસ્તકને દ્રૌપદીએ પોતાના હૃદય સાથે લગાવીને ત્યાંથી થોડે દૂર બેશીને વિલાપ કરવા લાગી.

દ્રૌપદી—હે નાથ, હે પ્રિય, શત્રુઓને મર્દન કરવાવાળા મારા પ્રાણનાથ તમે મને ત્યાગીને ક્યાં ગયા. હે પ્રાણેશ આ જે તમારા કેશ છે તેનો હું સુંદર વેશ બનાવતી હતી તે કેશ આજ ધૂળી ધૂસર થઈ રહ્યાછે. જેમ અમૃત આસ્વાદન કરે તેમ મેં તમારા અધર આસ્વાદન કરેલા તે અધર આજ રજથી ભરાઈ ગયાછે. અરે વિધિ તને ધિકાર છે કે મારા નાથના મુખ કમળની શોભાને તેં મ્લાન કરી નાખી. હા સ્વામિ, જ્યારે તમને સૂવાની ઇચ્છા થતી હતી ત્યારે મારા ખોળામાં માથુ મેલી સુઈ જતા, તે આજ હવે નિરાંતવાળી નિશ્ચિંત થઈ પૃથ્વી ઉપર પડ્યા છો. હે નાથ, હમણાં હું તમારી પાસે આવીછું તે તમે જાણોછો!" એમ વિલાપ કરી દ્રૌપદી તે સમયે સહગમનાર્થે ચિતા રચવા લાગી." ભીમસેનવિના રાજ્યભ્રંશનું દુઃખ અને પ્રવાસ કરવો એ અતિ દુઃસહ છે "એવો નિશ્ચય કરી ધર્મરાજાદિક પાંડવો તથા કુંતી મરવા તૈયાર થયાં." વલી આ લોકોને આવું સંકટ પ્રાપ્ત થયું તેનો હેતુ હુંછું" એવો નિશ્ચય કરી દેવશર્મા પણ મરવા તઇયાર થયો. એવામાં તે વનની ગુફામાંથી મહાઘોર શબ્દ સંભળાવા લાગ્યો. તે સાંભળી યુધિષ્ટિરે વિચાર્યું.

યુધિષ્ઠિર—(મનમાં) ભીમસેનને મારીને અમને મારવા સારૂં એ રાક્ષસ આવેછે; પણ જો એ અહિંયાં આવશે તો ભાઇને માર્યાનું વૈર લીધાવિના રહીશું નહીં. અવશ્ય એ રાક્ષસનો શિરચ્છેદ કરી ભીમસેનનું ઇષ્ટ કરશું એમ વિચારી (ધનંજયને) હે પ્રિય અર્જુન, આ પેલો રાક્ષસ આવેછે એનો જીવ લેઇને તે જીવિતવડે ભીમસેનને આપણે સજીવન કરો.

યુધિષ્ટિરની એવી આજ્ઞા થતાંજ ધનુષ્ય ઉપર બાણ સંધાણ કરી જે દિશાભણીથી તે રાક્ષસ આવતો હતો તે દિશાભણી અનુલક્ષીને અર્જુન ઉભો. તે સમયે કુંતી મનમાં ચિંતન કરવા લાગી.

કુંતી—રાક્ષસાધમ બકાસુરના હૃદયમાંથી આ અર્જુન ભીમસેનનું આકર્ષણ કરેછે. આ

શત્રુ મરીને કીનાશદાસ (યમરાજાનો દાસ) થશે એટલે એના ઉદરમાંથી અત્યંત વત્સલ વૃકોદરને હું સુખે કરી શોધી કાઢીશ.

શ્યામમુખ થઈ ગયુંછે એવી દ્રૌપદી "આ રાક્ષસ મારા પતિઓને મારવા આવેછે." એવું વિચારી ભયભિત થઈ રૂદન કરવા લાગી.

દ્રૌપદી—શત્રુઓનું મર્દન કરનાર હે નાથ તમે ક્યાં ગયા? હવે મારી શી ગતી થશે? અરે હું પણ મરી જઈશ. આ પાપી મારા પ્રાણનાથોને મારવા સારૂં દોડ્યો આવેછે. અરે પણ જ્યાં ભીમસેનનું ભુજાબળ લોપ થઈ ગયું તો હવે અર્જુનની ચતુરાઈ શે કામે આવશે? જ્યાં સૂર્યનો રાહુએ ગ્રાસ કરી દીધો તો પછી ચંદ્રમાની કોણ ગણતરી છે? અરે દુર્બુદ્ધિ વિધાતાએ મારા ભર્તારોનો વધ કરવા આ પાપીને આજ્ઞા દીધીછે કે શું? મારાથી મારા ભર્તારોનો વધ થતો જોઈ શકાશે નહીં.

એવું વિચારી પોતે જ્યાં ચિતા ખડકી હતી ત્યાં જઈ તે આંખો મીચીને ઉભી રહી. તે સમયે દેવશર્મા પણ પોતાની સ્ત્રીપ્રત્યે કહેછે.

દેવશર્મા—હે પ્રિયા આ સર્વ ઉત્પાતનો હું નિબંધન થયોછું. આ પવિત્ર કુટંબના એક સંબંધીને તો મારાથી અદર્શપણે મારી નાખ્યો પણ આ લોકોનું મર્ણ હું કેમ જોઈ શકીશ? માટે કાં તો હું ફાંસી ખાઈ મરીશ અથવા તો એ રાક્ષસની સામે હું થાઉં. કાં એ મારો વધ કરેછે કે કાં તો આ પ્રતાપી પુરૂષોની સહાયતાથી હું એ રાક્ષસનું વિદિર્ણ કરૂંછું.

એ પ્રમાણે દેવશર્મા પોતાની સાવિત્રી નામની સ્ત્રી સાથે વાત કરેછે એવામાં કિલકિલારવ કરતો ભીમસેન ત્યાં પ્રગટ થઇ સર્વને દૃષ્ટિ ગોચાર થયો. ભીમસેનને જોઈ સર્વની રોમાવળી ઉભી થઈ અને સર્વ મહાઆનંદ પામ્યાં. તે સમયે યુધિષ્ટિર અતિ પ્રસન્ન થઈ બોલ્યા.

યુધિષ્ટિર—રાક્ષસની એવી શી પ્રબળતા હોય કે તે મારા ભીમસેન ભાઇનો તિરસ્કાર કરી શકે? અમો પાંચે ભાઇના પ્રત્યેકના જન્મ સમયે એવી આકાશવાણી થઈ હતી કે એ પાંચે ભાઈઓ અજય થશે. તે આકાશવાણી શું મિથ્યા હોય! વળી મુનિઓએ પણ અમારા વિષે ભવિષ્યવાણી કહીછે કે એ પાંચે ભાઇઓ પાંચમી ગતિને પ્રાપ્ત થશે; એવી મુનિની વાણી તે શું મિથ્યા કહેવાય?

એ પ્રમાણે યુધિષ્ટિર બોલેછે તે સમયે ભીમસેને આવી તેના ચરણકમળમાં શિર નમાવ્યું તથા કુંતીને પણ શિર નમાવ્યું. પોતાના બીજા નાહાના ભાઈઓને આલિંઘન આપ્યું. તે પછી હાસ્યે કરી પ્રફુલ્લિત જેનું મુખ છે એવો ભીમસેન સર્વને કુશળ પ્રશ્ન પુછતો હવો.

એવાં ભીમસેનનાં વચન સાંભળી અર્જુને તેને ત્યાંની સર્વ હકીકત કહી સંભળાવી. ભીમસેન તે સ્થળે દ્રૌપદીને જોઈ નહીં એટલે આમ તેમ દૃષ્ટિ ફેરવી શોધવા લાગ્યો તો ઘણે દૂર

જ્યાં ચિતા ખડકી હતી તે ચિતાની પાસે તેને ઉભી રહેલી જોઈ. ત્વરાથી ભીમસેન ત્યાં ગયો અને તેનાં આંસુ લુછ્યાં; પરંતુ દ્રૌપદી ભયવ્યાકુળ થએલી તેથી આ ભીમસેનછે એમ ન જાણતાં એ રાક્ષસ હશે એવું સમજી તિરસ્કાર પૂર્વક બોલી.

દ્રૌપદી—હે રાક્ષસાધમ, અરે દુરાચાર; તું મારાથી વેગળો રહે, આર્યપુત્ર ભીમસેનને તેં તારા બળવડે માર્યો છે માટે તને હું નેત્રથી જોવાની નથી. તારા સરખા અધમ પ્રાણીને ન જોવો એટલા સારૂંજ મેં આંખો મીચી રાખીછે. વળી તેં જે હાથે મારા પ્રાણનાથનો વધ કર્યોછે તે તારા પાપી હાથથી મને સ્પર્શ કરીશ નહીં. જ્યારથી તેં મારા સ્વામીને માર્યો છે ત્યારની હું મરીજ રહેલી છું. માટે હે દુરાત્મ તું મરેલીને હવે શું મારવા આવ્યો છે? હું તો મારા પ્રાણનાથ જ્યાં ગયા ત્યાં જવા તત્પર થઈ રહી છું, ને અધઘડી હું આ ચિતામાં પડી તે જ્યાં ગયા છે ત્યાં જઈ પહોંચીશ. હે પાપી મને સ્પર્શ કરી મારૂં અંગ મલીન કરીશ નહીં.

એવાં ભયાતુર દ્રૌપદીનાં વચન સાંભળી ભીમસેને મનમાં વિચાર્યું "કે હજી આ પ્રિયાને શત્રુનો ભય છે. શત્રુની ભ્રાંતિએ મને આ વચન કહેછે. માટે એની ભ્રાન્તિ નાશાર્થે, બોલવું એ ઠીક છે" એમ વિચારી તેના અંગપરથી હાથ લઈ લીધો અને બોલ્યો.

ભીમસેન—હે ભદ્રે તું કિંચિત્ માત્ર ભય ધરીશ નહીં; હું તો રાક્ષસનો ક્ષય કરનાર અને તારો પ્રીતમ છું.

એવાં ભીમસેનનાં વચન સાંભળી દ્રૌપદીએ દૃષ્ટિ ઉઘાડી જોયું તો પૂર્વે જે મસ્તક હતું તે તો અલોપ થઈ ગએલું, તેને બદલે ભીમસેનને સાક્ષાત્ ઊભેલો જોઇ મનમાં ઘણીજ પ્રસન્ન થઈ બોલી.

દ્રૌપદી—અહો મારો પ્રિયપતિ તો આરોગ્ય છે ને એ મસ્તક તો માયાવી હતું. અરે પણ મેં મારા પ્રિયપતિને મુવો જાણ્યો ?

એ પ્રમાણે વિચાર કરતી લજ્જા પામી અને હાવ ભાવ કટાક્ષે ભીમસેનનું મન રીઝવી તેને આલિંઘન દીધું. મેળાપસુખથી ભીમસેનનો યુદ્ધપરિશ્રમ સર્વ દૂર થયો. અત્યંત પ્રિય ભીમસેને આલિંગન કરેલી દ્રૌપદી શ્રેષ્ટ પ્રેમરસને પામી આનંદનો અનુભવ લેવા લાગી. એટલામાં બક વધ થવાથી દેવોએ અનેક પ્રકારનાં શંખાદિક વિજય વાજાં એ મિશ્રિત દુંદુભિ તેનો નાદ ભીમસેને સાંભળીયો! તેમ તે નાદ એક ચક્રાપુરીના રાજાએ સાંભળી અનુમાન કર્યું કે નિશ્ચય રાક્ષસ મરણ પામ્યો અને પુરવાસીઓ સહિત નાનાપ્રકારનાં મંગળ હાથમાં લેઈ પાંડવો જ્યાં હતા ત્યાં તે જવા નિકળીયો. ત્યારપછી ભીમસેન યુધિષ્ટિર પાસે આવી બેઠો તથા સેવા કરવા દ્રૌપદી પણ હાજર થઇ કુંતી પાસે જઈ બેઠી. બકરાક્ષસનો નિશ્ચય વધ થયો જાણી એક ચક્રાપુરીનો રાજા પ્રધાન, તથા સર્વ પ્રજા ભેટ સામગ્રી લેઈ લઇને એક કહે "હું આગળ જાઉં, અને બીજો કહે હું આગળ જાઉં" એમ પરસ્પર હર્ષવિવાદ કરતા યુધિષ્ટિર રાજાને મળવા

ત્યાં આવ્યા. ત્યાં આવી યુધિષ્ઠિરના ચરણ આગળ ભેટ ધરી યુવાન તથા વૃદ્ધ એઓ સર્વ બોલ્યા કે "હે મહાત્મ આજ તમે સર્વના કુટુંબોને મરણથી ઊગાર્યાં." એવું કહીં નગરના વૃદ્ધ લોકો યુધિષ્ઠિરને વસ્ત્રેકરી વાયુ ઢોળવા લાગ્યા. વળી કેટલીક સ્ત્રીઓ તો વસ્ત્રાલંકાર પેહેરી ધર્મરાજાના મોં આગળ નાચ કરવા લાગીઓ કેટલીક સ્ત્રીઓ પંચાર્તી લેઇ આરતી ઊતારવા લાગીઓ. કેટલીક તો કુંતીની સ્તુતિ કરવા લાગીઓ. કેટલીક તો ભીમસેનના પરાક્રમનું વર્ણન કરવા લાગીઓ. કેટલીક સ્ત્રીઓ હિંસક બકરાક્ષસને માર્યા તેથી બહુ સારૂં થયું એવી વાર્તા કરવા લાગીઓ. એમ સૌના મન વચ કાયામાં આનંદ પરિપૂર્ણ વ્યાપી રહ્યો. સામાન્યસુખ પ્રાપ્ત થવાથી આનંદ થાયછે તો પ્રાણદાન મળવાથી કોને આનંદ ન થાય! ત્યારપછી તે નગરીનો રાજાયુધિષ્ટિર પ્રત્યે બોલ્યો.

રાજા—હે મહાત્મ આ એકચક્રાનગરીની પ્રજાના પ્રાણદાનનું સદાવ્રત માંડી બેસનાર તારૂં કલ્યાણ થાઓ. (કુંતીભણી જોઇને) જ્યારથી આ માતા આ પુરીમાં આવ્યાંછે તે દિવસથી ધરોધર આનંદ વરતાઈ રહ્યોછે. ને વળી આ બકરાક્ષસને કીનાશદાસ (યમનોદાસ) કર્યો એટલે તો સર્વ પ્રજાને અધિકાનંદ થયોછે. આજથી હવે સર્વ પ્રજા પોતપોતાના પરિવાર ઉપર અધિક પ્રીતિ કરો, કુળદેવિઓનું પૂજન કરો તથા માતાઓનો પ્રેમ પોતાના પુત્રો ઉપર અનુપમ હો. માબાપો પોતપોતાની પ્રજાનું પાલણ કરો અને સર્વ ઘણાકાળ પર્યંત જીવો (સાવિત્રી ભણી આંગળી કરી) આ સાવિત્રી પોતાના પુત્રનું પાલણ કરી ઘણા વર્ષ જીવો (યુધિષ્ટિર ભણી દૃષ્ટિ કરીને) હે મહાત્મ તમારા પાંચમાંથી ઇંદ્રે જેમ પાકનો વધ કર્યો તેમ બકરાક્ષસનો કોણે વધ કર્યો?

યુધિષ્ટિર—(ભીમસેનને બતાવીને) સંપૂર્ણ આપત્તિઓને દુર કરનાર આ મારા ભાઇએ બકરાક્ષસને માર્યો.

તે સમયે આનંદથી જેઓના નેત્રોમાં જળ આવી ગયાંછે એવા તે લોકો ભીમસેનને જોવા ઊભા થયા. કરસંપુટ કરી મહા હર્ષિત થઈ ભીમસેનને તેઓ સર્વ પૂછવા લાગ્યા કે "હે મહાત્મ બકરાક્ષસનો તમે શી રીતે વધ કર્યો તે કહો" તેઓનો પ્રશ્ન સાંભળી ભીમસેન વિચાર કરવા લાગ્યો કે "મારા પરાક્રમની વાત હું પોતે વિસ્તારીને કહું તેમાં મારી લઘુતા છે." એમ ધારી તે કાંઈ બોલ્યો નહીં એવામાં એક તરૂણ તથા એક વૃદ્ધ એવા બે પુરૂષો આકાશથી ઉતરી પાન્ડવોની સન્મુખ આવી ઉભા. તે બેમાંથી જે વૃદ્ધ હતો તે યુધિષ્ટિર પ્રત્યે આ પ્રમાણે બોલ્યો.

વૃદ્ધ—હે મહાત્મ બકરાક્ષસનો દુર્બુદ્ધિ નામનો હું મંત્રિછું; અને આ યુવાન પુરૂષ છે તે બકરાક્ષસનો મહાબળ નામનો પુત્રછે. જે સમયે બકરાક્ષસ મરાયો તે સમયે તે લંકાપુરીમાં હતો. ત્યાંથી જ્યારે એ પાછો આવ્યો ને પોતાના પિતાને મુએલો જોયો ત્યારે મને પુછવા લાગ્યો કે "હે મંત્રિ આ મારા પિતાનો કોણે વધ કર્યો?"

દુર્બુદ્ધિ—હે મહાબલ, યુવાન, મહાબળવાન અને અતિકાય એવા એક પુરૂષને નિત્યનિયમ પ્રમાણે ભક્ષાર્થે પ્રાપ્ત થયો જોઈ તારા બાપે અમને આજ્ઞા કરી કે "આ પુરૂષને આપણા સ્થાનક ઉપર લાવો" એવી તેમની આજ્ઞા થતાંજ કોઈપણ પ્રકારે અમોએ તે પુરૂષને આપણા સ્થાનક ઉપર ભક્ષ કરવા ઉઠાવી આણ્યો. ત્યાર પછી થોડી વારે તે પુરૂષ મહા ક્રોધયુકત થઈ બોલ્યો કે "હે દુષ્ટ, હે નિર્લજ, હે નિસ્ત્રિંશ (મહાપાતકી) હે નિશાચર, વિના વિચારે અનાપરાધિ જીવોનો વિદ્ધંશ કરનાર હે પાપપંક, તારૂં આયુષ્ય માત્ર આજના દિવસનું છે. હવેથી લોકો સર્વ માત્ર તારૂં નામજ સંભારશે કે એ એક મહા દુષ્ટ હતો. હું તને કહુંછું કે પ્રથમ તું મારા ઉપર પ્રહાર કર. પ્રતિસ્પર્ધિ ઉપર પ્રથમ પ્રહાર કરવાની મારા ગુરૂએ મને ના કહીછે. તેથી હું તારા ઉપર પ્રથમ પ્રહાર નહીં કરૂં." એવાં તે પુરૂષનાં વચન સાંભળીને ક્રોધ કરી બકરાક્ષસે તે પુરૂષના વજ્ર કરતાં પણ કઠોર શરીર ઉપર ખડ્ગ પ્રહાર કર્યો. તે ખડ્ગ શતધા ચૂર્ણ થઈ ગયો. ત્યાર પછી તે પુરૂષ જેમ ચાણૂરને મારવા કૃષ્ણ દોડ્યા હતા તેમ બકાસૂરને મારવા દોડ્યો. અને તેણે વજ્રપ્રહાર તુલ્ય બળ સહિત મુષ્ટિ પ્રહાર કર્યા; તેથી જેમ પક્ષ સહિત પર્વત તૂટી પડે તેમ બકરાક્ષસ પૃથ્વી ઉપર તૂટી પડ્યો. તે પછી હે કુમાર, તારો પિતા મુર્છિછત થયો એટલે રક્ષ રક્ષ એવા ભાષણે કરી નાયકરહિત સૈન્ય વ્યાકુળ થયું. તે સમયે કપટે કરી એ પુરૂષના કુટુંબનો હું સંહાર કરીશ એવું વિચારી સુમાય નામના રાક્ષસને મેં મોકલ્યો. તે મારી આજ્ઞા ગ્રહણ કરી પોતાની કાર્યસિદ્ધિ માટે ગયો એટલામાં શીતોપચારે કરીને બકાસુર, જેમ ગાયના છાણાના ગોરે કરી અગ્નિ પ્રદિપ્ત થાયછે તેમ પ્રકાશમાન થઈ ઉઠ્યો. અને ક્રોધોદ્ધત થએલા બકે તે પુરૂષને પોતાના ભુજપાશે કરી ગરદનથી પકડી નીચે નાખી તેના વક્ષસ્થળ ઉપર ચઢી બેઠો. તેને મૃતપ્રાય થએલો જાણી બકાસુરે કિલકિલારવ કર્યો, તે જોઈ મારા મનોર્થ પ્રફુલ્લિત થયા જેવું લાગ્યું તેવારે તે પુરૂષનું કૃત્રિમ મસ્તક સુમાય રાક્ષસે ત્યાહાં નાખ્યું. અને અહીંયાં અમારા સ્વામિનું પરાક્રમ વધતું ચાલ્યું તે સમયે "લંકાપતિનું કુળ જયશીલજ છે" એવું મનમાં ધારી હું ઉત્સુક હતો અને અમારો સ્વામિ જય પામવાથી ત્રિલોકને તુચ્છ ગણતો હતો, એવામાં તો મૃતપ્રાય થઈ પડી રહેલા પુરૂષે પાસું ફેરવ્યું, ને તે ઉઠી ઉભો થઈ બકરાક્ષસને ગોલાંટ ખવડાવી તેની છાતી ઉપર ચઢી બેઠો. પછી તે મહા પરાક્રમી પુરૂષ મુષ્ટિ ઉગામી બક પ્રત્યે બોલ્યો કે "હે પાપી તારા પગમાં કાંટો વાગેછે તો તેનું તું તારા મનમાં દુ:ખ માનેછે ને લોકોના તો લીલાએ કરી નિત્ય પ્રાણ હરણ કરેછે. રાવણે અરુહત ધર્મે કરી પોતાનું કુળ અમર પ્રાય કર્યું તે કુળ તારા કર્મે કરી તું કલંકયુકત કરેછે. તોપણ જો આજથી તું આ દુષ્ટ કર્મ કરવાનું તજી દે તો હું તને અભય કરૂં. "હજી કાંઈ વહી ગયું નથી" એવાં તે પુરૂષનાં વચન સાંભળી જેમ ઉષ્ણ ઘૃતમાં શીતળ જળનું

બિંદુ પડવાથી ભડકો થઈ ઊઠે તેમ અમારો સ્વામિ મહા ક્રોધાયમાન થઈ આરક્ત નેત્રો કરી બોલ્યો.

બક—હે મૂઢ, આચાર્યની જેમ શું વાચાળપણું કરેછે? મારા શ્રવણને તારો ઊપદેશ સારો લાગતો નથી. હું સકુટુંબ ક્ષુધાતુર છું માટે હમણાં તને મારીને તારો ભક્ષ કરી પછી તને તારા સર્વ પ્રશ્નનો ઊત્તર દેઇશ. એમ કહી અમારા સ્વામિએ ઊઠવાનો પ્રયત્ન કર્યો અને અર્ધશરીર સુધી બેઠો થયો તે સમયે જોકે અમારા સ્વામિનો પ્રાણાન્ત સમય તો હતો ને તેથી અમો સર્વને મહા શોક થતો હતો કે હવે અમારો સ્વામિ બચશે નહી તોપણ તેના ઉઠી બેઠા થવાના પ્રયત્નને જોઈ અમને સર્વને હસવું આવ્યું. તેનો એવો પ્રયત્ન જોઈ અમારા સ્વામિપ્રત્યે તે પુરૂષ બોલ્યો કે "હે પાપી હવે તું તારા ઇષ્ટ દેવનું સ્મરણ કરી લે. માંસ મદીરા ખાનારની કદાપી કાળે કલ્યાણસંપદા થતી નથી." એવું કહી અનાથવત્ થઈ રહેલા અમારા સ્વામિના માથામાં તે પુરૂષે જોરથી મુષ્ટિપ્રહાર કર્યા, જેથી મસ્તક ભેદન થઈ તત્કાળ મરણ પામ્યો. સુમાય વીર પણ પોતાની વિદ્યાએ થયેલું વર્તમાન જાણી તત્કાળ ગરૂડ સરખા વેગે ત્યાંથી પાછો ફરી મારી પાસે આવ્યો. એવું તેનું પરાક્રમ સાંભળી પોતાના પિતાનું વૈર લેવા આ તેનો મહાબલ નામનો પુત્ર અહીંયાં આવ્યોછે. અહીંયાં આવતાં માર્ગમાં મેં એને સમજાવ્યુંછે કે "એ બળવાન પુરૂષો સાથે તારે યુદ્ધ કરવું યોગ્ય નથી; માટે ભકિતએ કરીને તું તારી કુળદેવિની પૂજા કરીને પ્રશ્ન પુછી નિશ્ચય કરી લે. "એ પ્રમાણે મેં બોધ કરયો; પછી એણે એકાગ્રચિત્તે દેવિની ઉપાસના કરી. તે સમયે દેવિએ પ્રસન્ન થઇને એને જે કહ્યુંછે તે આ મહાબળ પોતેજ તમારી પાસે કહેછે." પછી મહાબળ બોલ્યો કે મારી ઉપાસનાએ સ્વાધિન થએલી દેવિ મારી પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગી.

દેવિ—હે મહાબલ, હે વત્સ, તું ક્રોધનો ત્યાગ કર, ક્ષમાનું સેવન કર અને સદ્ભાવ કરી પાંડવોની પાસે જઈ તેઓને શાંત્વન કર, એ પાંડવો છે તે મહા બળવાન શત્રુઓના સમુદાયનો નાશ કરનારા છે, માટે એમને પ્રસન્ન કરવાથી તને ભુકિત મુકિત બન્ને પ્રાપ્ત થશે. તારા પિતાને પણ મેં શિક્ષા દીધી હતી કે તું પાંડવોનો પ્રતિપક્ષિ કોઈવારે ન થઇશ. અને ભકિતએ તેઓની સેવના કરીશ તો જેમ કલ્પવૃક્ષથી મન વાંચ્છિત ફળની પ્રાપ્તી થાયછે તેમ પાંડવો પાસેથી તને ફળ મળશે, પરંતુ જો તેઓનો તું પ્રતિપક્ષી થઇશ તો તેઓ તને વિષવૃક્ષતુલ્ય થશે. તારો પિતા મનુષ્યવધનિયમ છોડી દેવા કબુલ થયો હોત તો ભીમસેન તેને મારત નહીં. પરંતુ જે બનવાનું હતું તે બન્યું. હવે તું અતિ નમ્ર થઈ પાંડવોને પિતા તુલ્ય જાણી નમસ્કાર કર. તેઓ તને પુત્ર પ્રમાણે માનશે. કારણ, સંત પુરૂષોની સદા હિતપ્રકૃતિ હોયછે. જો વેરી શરણે આવે તો તેનું પણ હિત કરેછે.

એ પ્રમાણે દેવિએ પણ એને ઊપદેશ આપ્યો છે; માટે હું એને તમારી પાસે લઇ આવ્યો છું. હવે મારાં વચન સાંભળી આ કુમાર ઊપર દયા કરી તમે એનું રક્ષણ કરો, એ વાત યોગ્યછે

તે સાંભળી સમસ્ત પુરવાસીઓના સાંભળતાં તથા જોતાં ભીમસેન બોલ્યો કે "હે મહાબળ, તું મારા જેષ્ઠબંધુ યુધિષ્ઠિર પાસે જઇ પગે લાગ અને આજથી હવે મનુષ્યહિંસાનો ત્યાગ કર." ભીમસેનનાં વચન સાંભળી મહાબળે તતકાળ અધર્મરૂપ મનુષ્યવધકર્મનો પરિત્યાગ કરી યુધિષ્ઠિર રાજાને ચરણે લાગ્યો. તે સમયે યુધિષ્ઠિરે તેને આદર સહિત તેના બાપના રાજ્ય ઊપર સ્થાપન કર્યો. આ સર્વ ચરિત્ર એકચક્રાનગરીનો રાજા તથા સર્વ પ્રજા સાંભળતાં હતાં તથા જોતાં હતાં, તેઓને તે સમયે નિશ્ચય થયો કે "જેઓનું કીર્તિનૃત્ય પ્રસિદ્ધ થએલું છે એવા આ મહાન પુરૂષો તો પાંડવોજ છે" એવું જાણી તેઓ મહા આનંદ માનવા લાગ્યા. અને રાજા તથા પ્રજા સર્વ યુધિષ્ઠિરાદિક પાંડવોની વિજ્ઞાપના કરવા લાગ્યા કે હે મહાત્મા પુરભણી હવે પધારીએ." તે સમયે જે નગરીમાં જ્યાં ત્યાં સ્વસ્તિક સ્થાપન કર્યાં છે, તોરણ પંક્તિ યુક્ત બજાર જેમાં શોભી રહ્યાંછે, સુગંધોદકે સિંચન કરેલા સર્વ રાજમાર્ગમાં પ્રસરેલા પુષ્પ સમુદાયે કરી સુશોભિત અને આનંદકારક જેમાં સંપત્તિ છે, એવી એકચક્રાનગરીમાં મહાબળે આણેલા વિમાનમાં બેસી યુધિષ્ઠિર રાજા બંધુ સહિત પ્રવેશ કરતો હવો. નગરની સ્ત્રીઓ ભીમસેનને મહા પ્રેમ સહિત નિરખવા લાગીઓ અને પરસ્પર બોલવા લાગીઓ કે "આ નગરની પ્રજાને જીવતદાન આપનાર અને બકરાક્ષસનો વધ કરનાર એજ પુરૂષ શ્રેષ્ઠ છે." બિર્દાવળી કહેતાં બંદીજનો પણ ભીમસેનનાં વખાણ કરવા લાગ્યા. ત્યાર પછી એકચક્રાનો રાજા પાંડવોને મહા પ્રેમ સહિત પોતાના દરબારમાં લઈ ગયો. મહાબળને પાંચ છ દિવસ ત્યાં રાખી પછી યુધિષ્ઠિરે તેને તેના બાપના રાજમાં મોકલી દીધો.

मालिनी छंद.

परिचारितपदाब्जः स्वैरसातत्यसेवावसररसरभसानां नागराणां गणेन;
विपुलधृतिरनेकांस्तत्र मासान् किलैकं, दिवसमिव सबंधुर्धर्म्मसूनुर्निनाय ॥ १ ॥

અર્થ—સ્તંત્રપણે નિરંતર સેવામાં તત્પર એવા પુરવાસીઓના સમુદાએ કરી સેવાયલા છે ચરણ કમળ જેમના ને અતિ ધૈર્યવાન એવા યુધિષ્ઠિરે પોતાના બાંધવો સહિત તે સ્થળે કેટલાક માસ નિર્ગમન કર્યાં તે જાણે એક દિવસ નિર્ગમન કર્યો હોયના!

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे
महाकाव्ये जतुगृहविडंबबकवधवर्णनो नाम
सप्तमः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ ७ ॥

## અથ અષ્ટમ્ સર્ગ પ્રારંભ:

એક સમયે રાજા યુધિષ્ટિરે મનમાં વિચાર કર્યો કે હવે અહિયાં રેહેવું સારૂં નથી તેથી તેણે પોતાના બંધુઓની સાથે એકાંતમાં સલાહ કરી.

યુધિષ્ટિર—ભીમસેને બકરાક્ષસનો વધ કર્યા તેની કીર્ત્તિનો કોળાહળ સર્વત્ર પ્રસરી ગયોછે તેથી આપણે સર્વ અત્રે અવશ્ય જાહેરમાં આવશું. જેમ સન્નેપાત થએલાને તથા જ્વરે કરી દુ:ખી થએલાને દ્રાક્ષનો મદ્ય અહિત કર્ત્તાછે તેમ આપણી પ્રખ્યાતી હમણાં આપણને સર્વથા અહિતકારીછે. આપણી લાક્ષા ગ્રૃહમાંથી જીવતા નિકળ્યાની વાત જ્યારે જાણશે ત્યારે રાજ્યશ્રીએ અતિ ઉન્મત્ત થએલો દૂર્યોધન અહીંયાં આવી નિશ્ચય તે કાંઈ ઊપદ્રવ કરશે, માટે આપણે અહીંયાંથી કોઈ ન જાણે તેમ રાતો રાત ગુપ્તપણે ચાલી નિકળવાનો પ્રયત્ન કરવો જોઇએ. ષડ્ગુણને પ્રયોગ કરવાના કાલને જે જાણે તે સર્વવિદ કહેવાયછે માટે આપણે હવે જવું જોઇયે.

યુધિષ્ટિરનું કહેવું સર્વજણાએ માન્ય કર્યું. તે દિવસની રાત્રીએ કુંતી, દ્રૌપદી અને પોતાના ભાઇઓ સહિત રાજા યુધિષ્ટિર ત્યાંથી ચાલી નિકળ્યા. અરણ્ય માર્ગમાં પગલે પગલે તેઓ સર્વને ભીમસેન જેષ્ટિકા પ્રમાણે આધારભૂત હતો. જ્યારે ભીમસેન કુંતીને આ પ્રમાણે કહેતો કે "હે માતાજી તમને ચાલવાનો પરિશ્રમ પડેછે માટે મારા સ્કંધ ઉપર બેસો." ભીમસેનનું એવું કહેવું તે માન્ય કરે નહીં ત્યારે તેને બહુજ કલેષ થાય તેથી મુખમાં આંગળી ઘાલતો, તે તેનો અંગુલીક્ષેપ તે સમયે શોભા પામતો હતો. કુંતીતો "મારા ભારથી પુત્રને કલેષ થશે" એવા ભયે કરી સ્કંધ ઊપર બેસવાની ના કહે પણ ભીમસેનનેતો માતા પગે ચાલેછે તે જોઈ મહા ખેદ પ્રાપ્ત થવા લાગ્યો. તે સર્વ પાંડવ અને દ્રૌપદિ કુંતી એઓને રાત્રિને વિષે માર્ગ બતાવનાર ભીમસેન દીપક રૂપ થયો. ને ભીમસેનની હેડંબાએ આપેલી ચાક્ષુસી વિદ્યા તે સમયે કરદીપક પ્રમાણે થઈ. સ્કંધ ઊપર આરોહણ કરવાનું ભીમસેને કહ્યું તે દ્રૌપદીએ સાંભળ્યું નહીં તેણે કરી ક્રોધ જેને પ્રાપ્ત થયોછે એવા ભીમસેનને જોનારી દ્રૌપદી અધોમુખ કરી આગળ ચાલવા લાગી. પછી કેટલીક વારે તે દ્રૌપદી અતિ શ્રમિત થઈ ભીમસેનના કંઠે વળગી પડી. તે સમયે પતિનો પ્રેમભંગ થયો હતો તેનું જાણે પ્રાયશ્ચિત્ત કરતી હોયના એવી દ્રૌપદી દીસવા લાગી. આલિંગન એજ જાણે ભેટ (નજરાણો) ભીમસેનને સમર્પણ કરી સ્તબ્ધ રહેનારી દ્રૌપદી આજ્ઞાભંગે કરીને ક્રોધાયમાન થએલા પતિને સંતોષ કરતી હવી. પછી દ્રૌપદીએ પ્રેમરસે ભરેલા એવા સ્તનકળશે કરીને ભીમસેનના વક્ષસ્થળ પ્રત્યે અભિષેક કરીને તેનો સર્વ તાપ દૂર કર્યો. તે સમયે દ્રૌપદીએ પોતાની આજ્ઞાનો ભંગ કર્યો હતો તેથી ઉત્પન્ન થયેલો ક્રોધ નિવારણ કરી અત્યંત સંતુષ્ટ હોઇને પોતાના મોટાપણાને યોગ્ય એવું કૃત્ય ભીમસેન કરતો હવો.

માતાને જમણા સ્કંધ ઉપર ચઢાવી અને દ્રૌપદીને ડાબા સ્કંધ ઉપર ચઢાવી લઇ ભીમસેન આગળ ચાલ્યો. ભીમસેન પોતાના કુટુંબપ્રત્યે ક્યહાંક શિપાઈ રૂપે, ક્યહાંક મિત્રરૂપે, ક્યહાંક રસોઇઆ રૂપે અને ક્યહાંક રથરૂપે થઈ માર્ગના ક્લેષનું નિવારણ કરતો હતો. એવી રીતે ઘણો પંથ કપાયો. માર્ગમાં રજના ઉડવાથી સર્વનાં વસ્ત્ર મલીન થઈ ગયાં તથા મુખપણ મલીન થઈ ગયાં. આ વનથી પેલે વન એમ ચાલતાં ચાલતાં કેટલેક દિવસે પાંડવો દ્વૈતવનમાં આવ્યા. ક્યહાંક કોક, કુરરી અને કોકિલ. ક્યહાંક વૃક, શાર્દૂલ, શિઆળ અને સર્પ એમ અનેક જાતીનાં પ્રાણીઓથી તે વન વ્યાપ્ત થઈ રહેલું હતું. ક્યહાંક તો ચંપક, પુન્નાગ અને નાગકેસરનાં વૃક્ષો ઝૂકી રહ્યાંછે, કોઈ સ્થળે ઘુઅડ ઘુઘુકાર શબ્દ કરી રહ્યાછે, કોઇ સ્થળે આશ્રમમાં વાચાળ તપસ્વિઓ સ્વાધ્યાયધ્વનિ કરી રહ્યાછે, અને કોઈ સ્થળે પારધીઓ શિકારને તાકતા બેઠાછે. એવા દ્વૈતવનને જોઈ જ્યાં કંદ મૂળ ફળ મળવાને સુલભ છે, તેવે સ્થળે પાંડવોએ પોતાનો નિવાસ કર્યો. વનના રેહેનારા લોકોના જેવો વેષધારણ કરી તેઓ ઈચ્છાપૂર્વક ત્યાં રહેતા હતા; પરંતુ તેઓની શોભા લોપ થઈ નહીં. મણીને લાખમાં જડે તોય તે શું પોતાનું તેજ ત્યાગી દેછે? લીલાએ કરીને વનમાંથી મનોહર આહાર લાવી સર્વને જમાડી ભીમસેન તેઓને નિરંતર પ્રસન્ન રાખે. વલ્કલ બનાવવામાં મહા પ્રવીણ સહદેવ વૃક્ષોની કોમળ છાલોનાં સુંદર અને મનોહર વસ્ત્ર બનાવી પોતાના સંબંધીઓનાં વસ્ત્ર પૂરાં પાડે. પલાશ (ખાખરા) વૃક્ષનાં સુંદર અને કોમળ પાંદડાં લાવી તેનાં સુંદર પડીઆ અને પતરાળાં વિગેરે ખાવાનાં પાત્રો બનાવી પોતાના સંબંધીઓને સારૂં પોતાના કુળને યોગ્ય એવી નકુળ વ્યવસાઈ કરે. વનમાંથી કોઇ ક્ષુદ્ર જન આવી ઉપદ્રવ કરે તેના નિધન (નાશ) ને સારૂં ધનંજય કુંડળાકાર કોદંડ (ચાપ) કરીને સાવધાનપણે પોતાના સંબંધીઓની રાત દિવસ રક્ષા કરે. પોતાના પુત્રોનું કલ્યાણ વાંચ્છીને તેઓની શાન્તીને અર્થે શ્રી જિનેશ્વરના પદકમળનું કુંતી નિરંતર સ્મરણ કરે. એવી રીતે તેઓ સર્વ વ્યવસાઇ કરી પંચ પરમેષ્ઠિની સ્મૃતિમાં તલ્લિન થઈ દિવસ નિર્ગમન કરતાં હતાં. ઘરનું સર્વ કામકાજ દ્રૌપદી કરતી હતી. પાંડવો વનમાંથી નાના પ્રકારનાં સુંદર પુષ્પો લાવી તેના હાર, ગજરા, માળા પ્રમુખ બનાવી દ્રૌપદીને આપે. તે ધારણ કરવાથી દ્રૌપદી જાણે સાક્ષાત ઋતુઓની દેવતા હોયના! એવી શોભતી હતી. ભિલ્લ લોકોએ, હાથીના કુંભસ્થળનાં મોતી લાવી ભીમસેનને આપ્યાં; ભીમસેને તેનો મનોહર હાર બનાવી દ્રૌપદીને આપ્યો. દ્રૌપદીના વિનયે કરીને, અને તેની સેવનાએ કરી રાજયના સુખોપભોગને કુંતી કદી પણ સંભારતી ન હતી.

દ્રૌપદી સરખી પ્રિયા અને કુંતી સરખી માતા પોતાની સાથે હોવાથી પાંડવો પોતાને રાજ્યશ્રીથી પણ અધિક કૃતાર્થ માનવા લાગ્યા. તેમ દ્રૌપદી તથા કુંતી પણ પાંડવોને જોઇને એજ આપણું રાજ્ય અને એજ આપણા સર્વ સુખનુ મૂળ એમ માનવા લાગ્યાં. બંધુઓએ સેવા કરી

સંતોષ કરેલા યુધિષ્ટિર રાજા હસ્તિનાપુરના વાસ કરતાં આ દ્વૈતવનમાંની પ્રવાસસ્થિતિને અતિશ્રેષ્ટ ગણવા લાગ્યા. પૂજ્ય સહોદર યુધિષ્ટિરથી નિરંતર સેવા પ્રાપ્ત થયાથી ચારે ભાઇઓ પોતાના જન્મને કૃતાર્થ માનવા લાગ્યા. એક દિવસ સૂર્યનો તાપ ઘણો લાગ્યો તે સારૂં દ્રૌપદી, કુંતી અને પોતાના બાંધવો સહિત યુધિષ્ટિર રાજા તે વનમાં ફળ ફુલે કરી લચી રહેલા એક વૃક્ષ તળે જઇ આસન ઊપર બેઠા. ભીમસેન તેના ચરણ ચાંપવા લાગ્યો, દ્રૌપદી કુંતીના ચરણ ચાંપવા લાગી. વસ્ત્રનું છત્ર કરી રાજા યુધિષ્ટિર ઊપર સહદેવ છાંયા કરેછે, ચામર લેઇને નકુળ વાયુ નાખતો જાયછે. હાથમાં નેતરના દૃઢ દંડ સરખું દૃઢ કોદંડ ધારણ કરનારા અર્જુને દૂરથકી આવનારો કોઇએક પથિક ધર્મરાજાને બતાવ્યો. તે સમયે કમળની કેવળ બંધુજ હોયના! એવી પોતાની દૃષ્ટિ તેના ભણી કરીને પાર્થ પ્રત્યે ધર્મરાજા કહેછે.

ધર્મરાજા—હે પાર્થ, એ પ્રિયંવદ દૂત આવેછે કે શું? તે સમયે દ્રૌપદી હસીને કહેછે કે હે નાથ પ્રિયંવદ અહિંયાં ક્યાંથી હોય! શું એ અભાગ્યને વશ થઈ આપણી સાથે અહિંયાં આવી ભક્તિ કરશે? એટલામાં તો સર્વ જણોએ તેના ભણી દૃષ્ટિ પ્રસારી જોવા માંડ્યું. પ્રિયંવદ પણ તેઓની સમિપ આવ્યો. અર્જુને તે પ્રિયંવદ છે એમ જાણ્યું એટલે તેને સાથે લેઈ તે તથા અર્જુન બન્ને યુધિષ્ટિર જ્યાં બેઠા હતા ત્યાં આવ્યા. પ્રિયંવદે રાજા યુધિષ્ટિરને નમસ્કાર કરી શીશ નમાવ્યું. યુધિષ્ટિર રાજા તેને ઊભા થઇને પ્રીતિપૂર્વક દૃઢાલિંગન કરી મળ્યા. ધર્મરાજાની આજ્ઞાએ સહદેવે તેને ઉચિતાસન આપ્યું તે પર તે બેઠો. ત્યાર પછી પ્રિયંવદના ભણી અમૃતદૃષ્ટિ કરી રાજા યુધિષ્ટિર તેની પ્રત્યે બોલ્યા.

યુધિષ્ટિર—હે પ્રિય, અમારા પિતા આનંદમાં છે કે? અમારા ક્ષેમનું નિર્માણ કરવામાં દીક્ષિત અને નિરંતર કલ્પવૃક્ષની જેમ કલ્યાણ કરનાર અમારા કાકા વિદુર આનંદમાં છે કે? આનંદ આપનારા અને અમારા પરમપૂજ્ય ગુરૂ દ્રોણાચાર્ય કુશળ છે? સૌમ્ય પ્રકૃત્તિના અમારા પ્રિય ભિષ્મપિતા તે ક્ષેમ છે? પુત્રવત્સળ ધૃતરાષ્ટ્ર પિતા, કૃપાચાર્ય અને અમારી પૂજ્ય માતાઓ એ સૌ ક્ષેમ છે? અભિલાષા જેની પૂર્ણ થઈ છે એવો અમારો દુર્યોધન બાંધવ કુશળ છે! વળી લાક્ષાગૃહ બળ્યા પછી શું શું થયું તે કહે. અમે આ સ્થળે છૈએ એવું તેં શી રીતે જાણ્યું? એવા ધર્મરાજાનાં વચન સાંભળી પ્રિયંવદ બોલ્યો.

પ્રિયંવદ—હે મહારાજ, આપના હિતેચ્છુઓ અને આશ્રિતો આપનાવિના મહા ક્લેષિત થયાછે. તેઓ સર્વ માત્ર શરીરથી જીવેછે. જે સમયે અભ્રચુંબિત અગ્નિ પ્રકાશ થયો તે સમયે સર્વ લોકો" અરે પાંડવો બળેછે" અરે ધિક્કાર છે, અરે હાય!! એમ કહી મહા શોકાતુર થઈ અગ્નિ હોલવવા દોડ્યા, જેટલું જળ તે અગ્નિ હોલવવામાં વપરાયું તેના કરતાં બમણું જળ લો-

એના નેત્રોમાંથી પડયું. શોકાકુલ લોકો તમોને બળી ગયા જાણી મહા નિશ્વાસ નાંખતા હતા પણ હું તો પ્રદિપ્ત અગ્નિએ મારૂં કાંઈ બળતું નથી એવો વિચાર કરી ઊદાસિન વૃતિ ધરી બેઠો હતો અને કશું પણ દુઃખ માનતો ન હતો. એટલામાં તમારા સરખા બળવાન અને પુષ્ટ શરીરનાઓને લોકોએ અંદરથી મુવેલા બહાર ખેંચી કાઢ્યા. તે દગ્ધ થએલાઓ ભણી જોઈ લોકો બોલવા લાગ્યા.

લોકો—અરેરે, આ રાજા યુધિષ્ટિર છે, અરે એ મુએલાછે તોપણ મુખાંબુજ કેવું શોભેછે? અને પૂર્ણિમાના ચંદ્ર તેજતુલ્ય મુખ ઉપર રાજયશ્રી શોભેછે, અરે આ ભીમસેન જુઓ! એનું શરીર કેવું પુષ્ટછે. અરે આ અરજુન. એની પાસે આ નકુળ અને આ સહદેવ મૃત્યુ પામેલા પડ્યાછે. હિમાદ્રિના બરફ જેવી ઉજ્વળ જેની ગુણપંકિત અને જેને ત્રણે લોક નમસ્કાર કરતા હતા એવી આ જકતજનની કુંતી મરેલી પડીછે. પાંચ ભર્ત્તારોની ભાર્યા આ દ્રૌપદી દગ્ધ થઈ પડીછે.

એ પ્રમાણેનો સર્વ લોકોએ નિશ્ચય કરી જે સમયે તેઓ સર્વ રોવા લાગ્યા તે સમયે તેમનું રૂદન સાંભળી વૃક્ષોપણ રોવા લાગ્યાં હોયના! એવું દીસ્યું. તે સમયે જોકે મને તો એવો નિશ્ચય હતો કે તમે આરોગ્ય છો તેમ છતાં તેઓનું શોકવિવર્ધન રૂદન સાંભળી મારૂં ધૈર્ય રહ્યું નહીં. અને મારા ચિત્તમાં પણ વિકલ્પ થવા લાગ્યો. વળી હું મનમાં એમ વિચારવા લાગ્યો કે "પાંડવો તો સુરંગમાં થઈ ચાલ્યા ગયા હશે ને આ લોકો વૃથા વિલાપ કરેછે; માટે ચાલ તે જઇને જોઊંતો ખરો." પછી હું ત્યાં જઈ લોકોના કુતુહળમાં જોવા લાગ્યો તો તમો સાદૃશ્ય તે પાંચ મૃતકોને મેં જોયાં, અને મનમાં વિમાસણ કરવા લાગ્યો કે ધુમાડાથી આંખો રૂંધન થઈ ગઇ હશે તેથી મારા સ્વામિ પાંડવો સુરંગમાં જઈ શક્યા નહીં હોય; ને આ અગ્નિમાં ઇંધનરૂપ થયા હશે. અરે જેવી ભવિતવ્યતા તેવી માણસની બુદ્ધિ થાયછે. તમોને પ્રત્યક્ષ દગ્ધ થઇ પડેલા જાણી બીજા લોકોની પેઠ હું પણ ઊંચે સ્વરે હાહાકાર કરી રૂદન કરવા લાગ્યો, અને મને નિશ્ચય થયો કે મારા સ્વામિ પાંડવો આજ મરણ પામ્યા. એમ બહુ રૂદન કરી હસ્તિના પુરમાં ગયો. ત્યાં જઇ તમારી વાર્તા કહી એક દુર્યોધન વિના સર્વજનને મેં મારા સરખા શોકયુકત કર્યા. વિદુરે તથા પાંડુએ મને એકાંતમાં બોલાવી પુછ્યું કે હે ભદ્ર કેમ શું થયું તે કહે? તે સમયે જેવું મેં દીઠું હતું તે પ્રમાણે સર્વ વૃત્તાંત તેમને કહી સંભળાવ્યું. તેથી તેઓ હાહાકાર કરી પ્રથમતો તે બંન્ને મૂર્চ્છિત થયા, મેં તેઓને અનેક ઊપચારોએ કરી સાવધાન કર્યા. સાવધાન થઈ તેઓ અતિ વિલાપ કરવા લાગ્યા.

પાંડુ તથા વિદુર—હા વત્સ, તમો દગ્ધ થયા તેને બદલે અમે દુરાત્મા કેમ બળી ન મુઆ? અરે અમારી શિખામણ તમે કેમ ભૂલી ગયા? અરે જ્યારે વિધિ પ્રતિકુળ થાયછે ત્યારે બુદ્ધિવાન પુરૂષોની બુદ્ધિ પણ વિપરીત થાયછે. એ પ્રમાણે બન્ને જણા વિલાપ કરતા હતા. વિદ્વાન વિદુરે પાંડુને અનેક પ્રકારનો ઊપદેશ કરી શોકનું નિવારણ કરાવી ધીરજ દીધી ને પછી વળી તે બોલ્યા.

વિદુર—હે ભાઈ, આજ પિશૂનોના સર્વ મનોર્થ પરિપૂર્ણ થયા. પરંતુ હે પાન્ડુ ભ્રાત મને આ વાતમાં મોટો સંશય થાયછે. હું એમ જાણું છું કે કેટલાક દિવસ પછી પાંડવો છતા પડશે અને તેઓને જે આપદા છે તે ટળીને સર્વ સંપદા મળશે.

એવી વિદુરની વાણી સાંભળીને પાંડુનો શોક લગાર સમ્યો અને તે તેના બોલવાનો અંતરમાં વિચાર કરવા લાગ્યો. પરંતુ સત્યવતી પ્રમુખ રાજમાતાઓ તો મહાશોકે કરી આકુળ વ્યાકુળ થઈ ગઇઓ. માલતીની લતા દાવાનળની જ્વાળા શી રીતે સહન કરે? તમારી વિપત્તિ સાંભળી પાંડુ રાજા મરેલા જેવોજ હતો પણ વિદુરનાં આશ્વાસનવાળાં વચનોએ કરી તે જીવતો છે. એવામાં બકનો વધ કરવાથી ઊત્પન્ન થએલી અને ગંગાના પ્રવાહની જેમ સર્વ ભૂમિને પવિત્ર કરતી, ગૌરવરણી અને એક મેશ તથા બીજી સુધા એવી બે સખીઓને સાથે લઈ તમારી કીર્ત્તિ-રૂપી દૂતિ હસ્તિનાપુરમાં જઈ પહોંચી, જાતાં વેંત શત્રુઓના મુખ ઊપર મેશ લગાવી દીધી અને સ્નેહીઓના મુખમાં સુધા વરસાવી દીધી. શોકરૂપી ભરપૂર કાદવને પાંડુએ તમારા યશરૂપી જળ વડે ધોઈ નાખી તેનો છેક પરિત્યાગ કર્યો, તેથી મનમાં અહંકાર આણી શોકરૂપી કાદવે દુર્યો-ધનનો આશ્રય લીધો. એ શોકરૂપ કાદવ આશ્રિત થઈ રહ્યો તેણે કરી પ્રિયાને વિષે, શય્યાને વિષે, વનને વિષે, ઘરને વિષે, સ્થળને વિષે અને જળને વિષે તેને ક્વચિત્ પણ પ્રીતિ થાય નહીં. દુર્યોધનની એવી સ્થિતિ જોઈ શકુનિ તેની પાસે આવી બોલ્યો.

શકુનિ—હે ધરાધર (ભૂપતિ) તને કોણ આધિ વ્યાધિ ઉત્પન્ન થઈ છે! કે જેથી કરી દાવા-નળની જ્વાળાએ કરી દગ્ધ થએલા પર્વતના જેવું તારૂં શરીર શુષ્ક થઈગયું છે. તારૂં શુષ્ક શરીર જોઈ મને ક્લેષ થાય છે માટે તું એમ થવાનું કારણ કહે.

તેનાં એવાં વચન સાંભળી દુર્નયનું સ્થાન એવો દુર્યોધન શકુનિ પ્રત્યે બોલ્યો.

દુર્યોધન હે માતુલ, સર્વ સહન કરવાવાળો તથા અતુલ્ય બુદ્ધિવાન એવો તું માતુલ મને સહાય છે, તોપણ તું જોકે મારા સર્વ આરંભ નિષ્ફળ જાયછે. પાંડવો તો હજી જીવતા છે. અરે વિરોધી વિધાતા જ્યારે પ્રતિકૂળ હોયછે ત્યારે મનુષ્યના સર્વ મનોર્થ વ્યર્થ થાયછે. પાંડવોને વિષ તે પિયૂષનો કોગળો થઇ ગયા જેવું થયુંછે. લાક્ષાગૃહના અંગારાતો વર્ષાકાળના મેઘરૂપ તેમને થયા હોયના! વળી હેડંબ, બક અને કિર્મ્મીર એ ત્રણને પાંડવોએ માર્યાં તેથી તેઓની કીર્ત્તિનો ડંકો ત્રૈલોક્યમાં વાગી રહ્યોછે. અરે એવા પ્રતાપીઓની સાથે મારે તો જન્મથી વેર છે. તેઓને મારવાનો ઊપાય કર્યા છતાં હજી તેઓ જીવેછે! વનવાસથી આવીને ફરી તેઓ શું હસ્તિનાપુરમાં આનંદ ભોગવશે! હે શકુનિ એવી પાંડવો વિષેના ચિંતન સંબંધી મર્મને ભેદન કરનારી વ્યાધ મને તનમનથી દગ્ધ કરેછે. એ વ્યાધિનો ઉપાય કરનાર અપ્રતીમ વૈદ્ય તું થા.

એ પ્રમાણે વિદીર્ણ મનવાળા દુર્યોધનને ખેદ કરતો જોઇ નિરંતર દુર્નયનો દુર્ગંધ એવો ગંધારીનો ભાઈ શકુનિ બોલ્યો, કે હે રાજન, પાંડવો યમપુરીમાં પહોંચ્યા એમ તું જાણીને નિર્ભય રહે. વળી ક્યાં તું મંડળા ખંડળ (સાર્વભૌમ રાજા) અને ક્યાં ભિક્ષુક સરખા એ પાંડવો? ક્યાં ખદ્યોત ને ક્યાં સૂર્ય! ભુજા બળે કરી તેં જેટલું રાજ્ય મેળવ્યુંછે, તેના સોમા ભાગનું રાજ્ય યુધિષ્ટિર પાસે નથી. વળી જે રાજા ગર્વયુક્ત થઇ ધર્મરાજાની આજ્ઞા માનતા હતા તે રાજાઓ પણ હમણાં તારી આજ્ઞાને સ્વાધીન છે. હસ્તિરૂપ મલ્લની સાથે મલ્લયુદ્ધ કરનારા કેવળ પ્રતિમલ્લજ હોયના? એવા તો તારા હસ્તિઓ છે, સૂર્યાશ્વના કેવળ બાંધવ હોયના? એવા તારા અશ્વો છે, યુદ્ધને વિષે સંચાર કરનારા અને શત્રુઓના સમુદાયને સંકટદાતા એવાતો તારા રથોછે, અને અસંખ્ય પાયદળ છે. એવી ચતુરંગી સેના જેવી અંધકાર નાશ કરનારી કિરણપંક્તિ તે સૂર્યનીજ હોય તેવીતો તારીજ છે. આ સર્વ સંપત્તિ તારાવિના બીજા કોનેછે? તે તારી સંપત્તિ જો પાંડવો જુએ તોજ તે કૃતાર્થ થઇ જાણજે. કારણ જેઓની સંપત્તિ શત્રુઓ તથા મિત્રો જુએ તેઓનીજ સંપત્તિ કૃતાર્થ થઈ જાણવી. ગોકુળ જોવાના નિમિત્તે શોચ કરવા જેવી સ્થિતિવાળા પાંડવોને આ તારી સંપત્તિ બતાવવા દ્વૈત વનમાં ચાલ. તું રાજાધિરાજ છે ને તેઓ રાજ્યભ્રષ્ટ થએલા છે, તું ભોગયુક્ત છે અને તેઓ ભોગ રહિત થએલા છે, તું તારા સૈન્ય સહિત છે, ને તેઓને પરિવાર પણ સાથે નથી, તું પુષ્ટ છે ને તેઓ અતિ કૃશ છે. એવા પાંડવોને જયારે તું જોઇશ ત્યારે તું તારો વૈભવ જાણી અને તેઓની દુર્દશા જોઇ જેમ મધ્યાન્હ વિત્યા પછી સાંજ સમયે વનસ્પતિ ખીલી રહેછે તેમ તારૂ મુખ પ્રસન્ન થશે. અને તારી સંપત્તિ તથા વૈભવ જોઇને પાંડવો નિશ્ચય ક્લેશ પામશે. કારણ પૂર્ણિમાના ચંદ્રને જોઈ પોતાના દંતૂશળની ઓછી ઉજ્વળતા ભાસવાથી હાથીને ક્લેશજ થાયછે. વળી માનવંત પુરૂષ વિપતિમાં પ્રતિપક્ષિઓની સંપત્તિ જુએતો એ જીવતાં છતાં મરણ કરતાં પણ તેને અધિક દુખ લાગેછે. સત્યવંત યુધિષ્ટિરને તો તારા રાજ્યની અનપેક્ષા છે, પરંતુ જો ક્રોધ કરીને ભીમસેન અને અર્જુન કદાપી તારી સાથે યુદ્ધ કરશે તો જાણજે કે ભૂમંડળ અપાંડવ (અપાંડવી પૃથ્વી) થઈ જશે. કારણ પાંડવો એકાકી છે અને તારી સાથે તો મહાર્ણવ જેવું સૈન્ય છે. એવો શકુનિનો સંમત કર્ણ તથા દુઃશાસનને પણ યોગ્ય લાગ્યો. કારણ એ ત્રણેય દુષ્ટાત્મા હતા. એ પ્રમાણે સમાચાર કહીને રાજા યુધિષ્ટિર પ્રત્યે પ્રિયંવદ કહેછે.

પ્રિયંવદ—હે રાજન, શકુનિના સંમતથી દુર્યોધન કદાચિત્ આ દ્વૈત વનને વિષે તમારી પાસે આવશે. આ સર્વ વાતથી તમને માહિત કરવા વિદુરે મને મોકલ્યો છે. માટે તમે નિરંતર સાવધાન રહેજો. પ્રથમ મેં વિદુરને પુછ્યું કે હમણાં પાંડવો ક્યાં છે? તે સાંભળી તેમણે મને કહ્યું

કે ગઈ કાલે દુર્યોધનની સભામાં એક ચક્રાનગરીથી આવેલા દૂતે આવી પાંડવોનું સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું છે કે, પાંડવોએ એકચક્રાના લોકોને પ્રાણદાન આપ્યું છે. ત્યાંના રહેવાસી લોકો એવું કહેછે કે "અહો પાંડવો ઘણા કાળ સુધી જીવો, સૂર્ય ચંદ્ર આ પૃથ્વી ઊપર જ્યાં સુધી તપે ત્યાં સુધી તેઓનું રાજ તપો અને એમનાથી અમારૂં પ્રતિપાલન થાઓ. ધન્ય છે કુંતીને કે જેની કુક્ષીરૂપ સરોવરમાંથી પાંડવો રૂપી કમળ ઊત્પન્ન થયાં છે. જેઓની કૃપાએ જગત સર્વ આનંદ પામેછે. પ્રાણનો હરનાર અને પાંપ પંક (પાપનો કાદવ) રૂપ બક રાક્ષસ તેને પાંડવવિના કોણ મારી શકે! અમારા પરિપંથીઓનો એઓએ ક્ષય કર્યો તો એઓના વિપક્ષીઓનો પણ ક્ષય થજો. અહો મહાત્મા પાંડવો જે નગરમાં રહેછે ત્યાં (અતિ વૃષ્ટિ અનાવૃષ્ટિ ઈત્યાદિક) ઉપદ્રવ થતો નથી, કોઇને વ્યાધિ થતો નથી, અકાળ મૃત્યુ થતું નથી, પરચક્રનો ભય થતો નથી અને દુર્ભક્ષપણ થતો નથી. મહામારી (મરકી) નો ભય નથી. સર્વ પ્રજાને કેવળ સુખ સંપત્તિ છે અને સર્વ અતિ આનંદ ભોગવે છે. હાલ તેઓ નગ્ર તજી વનમાં ગયા છે તો ત્યાંપણ વનનાં વૃક્ષો તેઓના આગમને કરી નવપલ્લવ થઈ ફળફૂલથી લચી રહ્યાં છે અને નિરંતર વૈર ધારણ કરનારાં એવાં ગૌ વ્યાઘ્રાદિક પણ પરસ્પર કલહ કરતાં નથી, અને વનમાંનાં ફળ પણ ઉત્તમ પ્રકારનો રસ ધારણ કરેછે. હે રાજન, એવાં દૂતનાં વચન સાંભળી સભાજનોએ તેઓને પુછયું કે પાંડવો હમણાં કયાં રહેછે?

દૂત—હમણાં તેઓ દ્વૈતવન ભણી નિકળ્યાછે. ત્યાં તેઓ ભિલ્લ લોકોના સમુહમાં રહેલા છે તમને મેં નિશ્ચયે કરીને જોયાછે. આમ્રવૃક્ષના મૂળ પાસે ઉત્તમ આસને રાજા યુધિષ્ટિર બિરાજે છે. માત્ર વિનયે કરીનેજ નહીં પણ બીજાં સર્વ કામ દૂર મૂકી ભીમાર્જુનાદિક ભાઈઓ તેની સેવા કરેછે. બીજાં તો શું પણ વનનાં પશુઓ સુદ્ધાં પણ ધર્મ રાજાની ઉપાસના કરેછે. ધર્મરાજાને સભા ભરવા યોગ્ય પર્ણકુટિના બારણા પાસે રહેલા આમ્રવૃક્ષની છાંયા કદી નાશ પામતી નથી.

સ્વતાં પ્રસિદ્ધિ પામનારાં, એવાં તેઓનાં અદ્ભુત લક્ષણોનું જો સહસ્ત્ર જીભ્હા હોય તો-પણ યથાસ્થિત વર્ણન થઈ શકે નહીં.

પાંડવોનું વૃત્તાંત સાંભળી દુર્યોધનનું મુખ ઉપર જાણે મેશ ચોપડી હોયના! અથવા તો મેશે સ્નાન કર્યું હોયના! કે ગળીએ રંગ્યું હોયના! એવું થઈ ગયું; ને તે મહા દુ:ખી થઈ સભામાંથી ઉઠી ગયો. કારણ, શત્રુઓની પ્રસન્નતા સાંભળી જે દુ:ખ થાયછે તે દુ:ખે કરી કાંઈ પણ સારૂં લાગતું નથી. આ સર્વ વાત મને વિદુરે કહી અને કહ્યું કે હે પ્રિયંવદ જ્યાં પાંડવોનું સ્થાન હોય ત્યાં જઈ તેઓના તું સમાચાર લઈ આવ. વિદુરની આજ્ઞાથી તમારા હિતાર્થે હું ઈહાં આવ્યો. એક ચક્રાનગરીમાં તમારી ભાળ કાઢી અને ત્યાંથી ક્રમે કરીને અહીઆં તમારો મને સમાગમ થયો.

સર્પ અને નોળિયા હરણ અને સિંહ એ સર્વ સાથે ક્રીડા કરતા મેં વગળેથી જોયા તથી મેં જાણ્યું કે અહિંયાંજ પાંડવો છે. એ રીતે પ્રિયંવદે સર્વ સમાચાર કહ્યા તે સાંભળી અત્યંત પ્રીતિ પૂર્વક યુધિષ્ટિર રાજાએ તેને પુછ્યું.

યુધિષ્ટિર—હે પ્રિયંવદ દુર્યોધન રાજા દેશનું કેવી રીતે પ્રતિપાલન કરે છે? ને પ્રતિપાલન કરેછે તો ન્યાયથી કે અન્યાયથી? ભીષ્મ દ્રોણાદિક, દુર્યોધન ઉપર પ્રીતિ કરેછે કે? તથા તેઓ દુર્યોધનને કોઈના ઉપર અન્યાય કરતાં વારેછે કે?

એવાં યુધિષ્ટિરનાં વચન સાંભળી જેવું દીઠું હતું તેવું પ્રિયંવદ કહેછે.

પ્રિયંવદ—હે રાજન કુરૂવંશમાંના દુર્યોધન રાજાના રાજમાં નીતિ અનીતિ જેવી મેં જોઇછે તેવી કહુંછું. જેમ પિતા પુત્રનું પાલન કરેછે તેમ એ રાજા સર્વ પ્રજાનું પાલન કરવામાં તત્પર રહેછે અને અન્યાયી પુરૂષોને શિક્ષા દેછે, સંપૂર્ણ પુરૂષાર્થે આવીને દુર્યોધનને ત્યાંજ નિવાસ કર્યોછે. જેટલા મંડળીક રાજાઓ છે તેઓ પરસ્પર કોઇને પીડા ન દેતાં પ્રીતિયુક્ત થઈ વરતેછે. અમૃત તુલ્ય ફળ દેનારી સેવા જાણી સંપૂર્ણ પ્રજા તેની સેવા વિષે નિરંતર તત્પર રહેછે.

તમારૂં મૃત્યુ સાંભળી મનમાં નિરાશ થઈ ભીષ્માદિકોએ દુર્યોધનનોજ આશ્રય લીધોછે. તેઓનો દાન કરી અને વિનયે કરીને દુર્યોધને અતિ સતકાર કર્યોછે, અને તે તેઓનું બહુમાનથી પ્રતિપાલન કરેછે; જેથી તેઓ દુર્યોધનને માટે પ્રાણ દેવો પડે તો પ્રાણ દેઇને પણ હિત કરી શકે એવા તેને સેવાધીન થઈ રહ્યાછે. ભીષ્મદ્રોણાદિકના પ્રતાપે કરી દુર્યોધન મનમાં એમ સમજેછે કે છ ખંડનો ચક્રવર્ત્તિતુલ્ય હું રાજાધિરાજ છું; તથાપિ અંતઃકરણમાં તેને તમારો ભયછે. અર્જુનનું માત્ર કોઈ નામ લેછે, તેજ સમયે અર્જુનના પરાક્રમનું તેને સ્મરણ થાયછે ને ભયભીત થઇ નિશ્વાસ મૂકી વારંવાર કંપેછે. વનમાં મૃગાયાર્થ ગયો હોય ને કોઈપણ ઠેકાણે વૃકોદાર (વરૂ) ને જુએતો વૃકોદરનું સ્મરણ થાયછે ત્યારે અતિ ભયાતુર થઇ તે કંપેછે. ભીમસેન અને અર્જુનને સ્વપ્નમાં જોઇ ભયથી જાગી ક્ષોભ પામેછે. તેને ક્ષોભિત જોઇ તેની સ્ત્રી ભાનુમતી પણ ક્ષોભ પામેછે.

એવાં પ્રિયંવદનાં વચન સાંભળી રાજા યુધિષ્ટિર બોલ્યા.

યુધિષ્ટિર—હે પ્રિયંવદ, જેવું હું તને કહુંછું તેવું જઇને ભીષ્મપિતાને તથા વિદુરને કહેજે કે હે તાત, પૃથ્વીપર મસ્તક નમાવી અહીંયાંથી તમને અમે દંડવત કરીએ છેએ. અમારો આપત્તિ કાળ જાણી સ્નેહે કરીને તમો મનમાં કાંઈ ઓછું લાવશો નહીં. તમ સરખાની કૃપાએ કરી અમારા પ્રતિપક્ષિઓ પ્રબળ થઈ નહીં શકે. કૃકલાશ (કાકીડો) કદી ઊંચા શિખર ઉપર બેસે પણ તેનાથી સૂર્યને કાંઈ હાની પહોંચવાની છે? એ પ્રમાણે પ્રત્યુઊત્તર કહીને વનના ફળાદિકોએ

સંતોષીને પ્રિયંવદને ત્યાંથી વિદાય કર્યો. તેના ગયા પછી દુર્યોધનનું દુઃશ્રવ દુષ્ટપણું સાંભળી સ્ત્રીજાતીની મર્યાદાનો પરિત્યાગ કરી દ્રુપદનંદની બોલી.

દ્રૌપદી—કપટ કરીને મેદની જીતી, મારા કેશનું કર્ષણ કર્યું, અને વનવાસ દીધો તોપણ એ શત્રુ હજી તૃપ્ત થતો નથી. આપણ વનમાં રઝળીએ છીએ તો અહિંયાં પણ આપણને હનન કરવા આવશે. કોઈપણ નહિં કરવા યોગ્ય કામને વિષે એને મર્યાદા છેજ નહી. મત્સરે કરી એનું ચિત્ત વ્યાપ્તછે. (કુંતીને)—હે કુંતીદેવિ તું વાંઝણી જેવીછે. અથવા તો તને પ્રસવજ થયો નથી!! જેટલી પુત્રવંતી માતાઓ છે તેમને તું લજાવનારી છે. કારણ તેં ક્લીબ પુત્રોને પ્રસવ્યા છે. અહો અતિ આશ્ચર્ય કે જેઓની બળવાન ભુજાઓ અને જેઓ મહા તેજવાન એવા પાન્ડુના પુત્રો, તેઓના દેખતાં દેખતાં તેઓની પ્રિયાને કેશથી પકડી શત્રુએ સભામાં આણી. એવાં દ્રૌપદીનાં વચન સાંભળી કુંતી કહેછે.

કુંતી—હે દ્રૌપદી તું સત્ય કહેછે. શત્રુઓ આવી રીતે પરાભવ કરેછે તોપણ આર્યપુત્ર યુધિષ્ઠિર તે વિષે અન્યથા ક્ષમા કેમ કરેછે? આવી રીતે એ ક્ષમા કરેછે ત્યારે કુરૂવંશને પણ ધિક્કાર છે, અને શૂરાઓનાં શૂરપણાનો પણ આજથી પ્રસિદ્ધ રીતે નાશ થયો! અરે રાજા યુધિષ્ઠિરના મનમાં લેશ માત્ર પણ ક્લેષ થાયછે! (એમ કહી કુંતી ધર્મ રાજા પ્રત્યે બોલેછે.) હે પુત્ર તારા મનમાં એમ આવતું નથી કે મારી પ્રિયા અમારી સાથે મહા દુઃખી થતી વનમાં ચાલી આવેછે. વળી જેઓ સૂક્ષ્મ અને દિવ્યાંબર ધારણ કરવા વાળા બાંધવો તેઓએ વલ્કલ ધારણ કર્યાંછે, તે જોઈ તને કેમ લાજ નથી આવતી? લીલા સહિત હાથીઉપર આરૂઢ થઈ ક્રીડા કરનારા ભાઈઓ તે આજ પગે ચાલેછે તે જોઈ તને કંઈ દુઃખ નથી થતું?

એવી રીતે સ્નેહ કરીને મોહિત થઈ રહેલી કુંતી પણ ક્લેષને પ્રાપ્ત થઈ ધર્મ રાજાના ક્રોધને ઉદ્દબોધન (જગાવવું) દેતી હવી. વળી તે સમયે દ્રૌપદી યુધિષ્ઠિરને કહેવા લાગી.

દ્રૌપદી—હે નાથ તમે આમ નિશ્ચિંત થઈ કેમ રહ્યા છો? તમારા રિપુઓ તમને ઝંપી બેસવા દેનાર નથી માટે ઉઠો સાવધાન થાઓ અને આયુદ્ધ ઊપર દૃષ્ટિ કરો તમે જો તમારી પ્રતિજ્ઞા ભંગ થયાના ભયથી સંકોચ પામતા હો તો ભીમસેન અને અર્જુનનેજ આજ્ઞા આપો. દ્રૌપદીનાં એવાં અનુકૂળ વચન સાંભળી ભીમસેન બોલ્યો.

ભીમસેન—હે આર્ય, તમારી આજ્ઞા એજ મારે એક બંધન રૂપ થઈ છે. તમારી આજ્ઞા શિરસાવંદ્ય જાણી પૂર્વે મેં શત્રુઓને માર્યા નહીં, પણ જો તેઓ અહિંયાં આવશે તો હવે તેઓનું ઉન્મદપણું હું સહન કરીશ નહીં. હે દેવ હું હાથ જોડી તમારી કૃપા માગુંછું કે જો દુર્મતિ શત્રુઓ અહિં આવશે તો તે સમયે તમે મારા ગુરૂ નથી ને હું તમારો આજ્ઞાંકિત નહીં. હસ્તિનાપુરના સામ્રાજ્યે કરી ગર્વ પર્વત ઊપર બેઠેલા દુર્યોધનને લીલાએ કરી જીત મેળવી નીચે ઢાળી પાડીશ.

એવી ભીમસેનની વાણી સાંભળી અર્જુને પણ કહ્યું કે ભીમસેન કહેછે તેમ કરવું યોગ્ય છે. એ પ્રમાણે સર્વનો એક સંમત સાંભળી યુધિષ્ટિર કહેછે.

યુધિષ્ટિર—વાહ ધન્યછે! ક્ષત્રિઓના વંશજોનાં એ ઊચિત વચનો છે, પરંતુ મારા અનુરોધે કરી આપણે થોડાં વરસ વનવાસ ભોગવવાનું છે; માટે કાંઈપણ ઉત્પાત કર્યા વિના રહો તો બહુ સારૂં. વનવાસની અવધ પૂર્ણ થશે ને મારી સત્ય પ્રતિજ્ઞા પરિપૂર્ણ ઉતરશે એટલે પછી તમ સરખા સમુદ્રોનો પાર કોનાથી લેવાઈ શકાશે? તે સમયે તો ભયંકર રણમાં ભીમસેનથી દુ:શાસન સહિત દુર્યોધનને કૃષ્ણાના કેશકર્ષણનો નિસ્કય પ્રાપ્ત થાઓ. હમણાં તો જ્યાં વિવિધ પ્રકારના વૃક્ષોની ઘટા અને જ્યાંની પવિત્રભૂમી એવા ગંધમાદન પર્વત ઉપર જઈ નિવાસ કરીએ. જેથી કરી પોતાની શ્રીવડે ગર્વિત થએલો શત્રુ ત્યાં આપણે દેખશું નહીં, તેમ વનવાસથી કૃશાંગ થએલા આપણને તે પણ જોઈ શકશે નહીં.

ભીમસેનાદિકો મોટાભાઇની આજ્ઞાને તાબે થયા. જેઓની બુદ્ધિ અતિ સૂક્ષ્મ થઈ નથી; તેઓને ગુરૂની આજ્ઞા નવીન અંકુશરૂપ છે. ત્યાર પછી પરિવાર સહિત હાથી જેમ બીજે સ્થળે જાયછે તેમ યુધિષ્ટિરે માતા, પ્રિયા અને બંધુ સહિત ત્યાંથી ચાલવાનું પ્રયાણ કર્યું. માર્ગમાં જ્યાં તીર્થ આવે ત્યાં તેની ઉપાસના કરે અને ચારણ મુનિઓને વંદના કરે. એવી રીતે નાના પ્રકારની વિચિત્ર રચનાઓ જોતા જોતા તેઓ પૂર્વોત્તર દિશા તરફ (ઇશાનદિશા ભણી) જતા હતા. ક્રમે કરી તેઓ ગંધમાદન પર્વત ઉપર જઈ પહોંચ્યા. ત્યાં સુંદર વન, જળથી પરિપૂર્ણ સરોવરો અને અહીં તહીં નિર્મળ જળથી વહેતી નદીઓ જેમના તરંગો ધુધુધુ શબ્દો કરી રહ્યા છે, અપ્સરાઓનાં યૂથ પ્રિતમો સહિત ત્યાં લીલા કરેછે, વૃક્ષો ઉપર સુંદર અને મિષ્ટ ફળો લચી રહ્યાંછે તે વનમાં પોતાને વસવા સારૂં પાંડવોએ સ્થાનક કર્યું. સર્વ ઋતુઓને વિષે જે વનની રચના સુંદર અને રમણીક લાગે એવા વનમાં પાંડવોએ પોતાનો આશ્રમ બાંધી રહેવા માંડ્યું, તેથી કરી શત્રુઓને પરાભવ કરવાની વાત તેમને વિસારે પડી. ત્યાંની વ્યવસાઇએ કરી કુંતી હસ્તિનાપુરનું રાજ.સમૃદ્ધિ સુખ વિસરી ગઈ. ત્યાં વસતાં તેઓના જાણવામાં આવ્યું કે ઇંદ્રકીલ નામનો શૈલરાજ અહિંયાંથી પાસે છે. સવ્યસાચી (અર્જુને) તે પર્વતનો રાજા યુધિષ્ટિરને વિસ્મય પૂર્વક વર્ણન કરી બતાવ્યો ને કહ્યું.

અર્જુન—હે દેવ, એ પર્વત ઉપર ઇંદ્રરાજા ઇંદ્રાણી સહિત નિરંતર ક્રીડા કરેછે તેથી કરી એ પર્વતનું ઇંદ્રકીલ નામ પ્રાપ્ત થયું છે. ખેચરો જ્યારે ખેદને પ્રાપ્ત થાયછે ત્યારે એ પર્વતના વૃક્ષોની શીતળ છાયા નીચે બેસી સર્વ ખેદને દુર કરેછે; કારણ એ પર્વતના વૃક્ષોની છાયા તળે બેસવાથી સૂર્યકિરણો તે જાણે ચંદ્રકિરણો હોયના! એવાં શીતળ લાગેછે. વળી તે પર્વતમાંના

વૃક્ષોની ઘટા એવી છે કે સ્ત્રીઓ પોતાના પ્રતિબિંબને અન્ય સ્ત્રી જાણી નિજ પ્રિતમને વિષે શંકા ધારણ કરેછે; અને આસૂયાભાવથી કોપ કરેછે. વૃક્ષોને અથડાઈ પવન અંગને સ્પર્શ કરેછે તેથી તે સ્ત્રીઓ પ્રમોદમય થઈ રહેછે. જેમ સાધુ અસાધુ પુત્રથી પિતાને હર્ષ તથા શોક થાયછે તેમ એ પર્વત ઉપર રાત દિવસ શશિકાંતાથી તથા સૂર્યકાંતાથી શીત અને તાપ થાયછે. આકાશમાં સૂર્ય ભ્રમણ કરેછે તે જાણે કિન્નરીઓને ભ્રમણ કરાવતો હોયના! કે સૂર્યકાંતા કઈ અને શશિકાંતા કઈ! હે ભાઈ એવો એ પર્વત છે. પૂર્વે તમારી આજ્ઞાથી હું એ પર્વત ઉપર આવ્યો હતો, ને ગુરૂ પાસે ખેચરવિદ્યા આરાધન કરી હતી. ફરી ત્યાં જઇને તે વિદ્યાનું પુનરાવલોકન કરીશ.

પછી યુધિષ્ઠિરને પુછીને, કુંતિને વિનયથી પ્રણામ કરીને અને દ્રૌપદીને કહીને અર્જુન તે પર્વત ઊપર ગયો. ત્યાં તેણે મણીમય અને ઊત્તમ એવું અરહત પ્રાસાદ (જિન મંદિર) જોયું. તે જાણે બીજો પર્વતજ હોયના! વળી તે મંદિરની જમણી બાજુ ભણી, ચંદ્રકાંતા મણીઓથી જડિત્ર જેનાં પગથીયાંછે, સુંદર કમળ જેમાં પ્રફુલ્લિત થયાંછે, અને જેમાં અતિ નિર્મળ જળ છે એવી એક વાવ્ય દીઠી. તે વાવ્યમાં સ્નાન કરી તેમાંથી વિકસિત કમળપુષ્પો લઇને તે જિન મંદિરમાં જઈ જિનેશ્વરની પૂજા કરી તે પુષ્પો ચઢાવ્યાં, અને સ્તોત્રથી સ્તુતિ કરી અષ્ટમતપ કરવા લાગ્યો. કારણ તીર્થને વિષે તપ કરવાથી ઇષ્ટની સિદ્ધિ થાયછે. ત્યારપછી અર્જુને તે જિન મંદિરની પાસે પવિત્ર અને સુંદર અવની ઊપર બેસી પોતાની વિદ્યોપનિષદને પરાવર્તન કરવા લાગ્યો. તે સમયે ફરી તે વિદ્યાના દેવતા ત્યાં પ્રગટ થઇ અર્જુન પ્રત્યે બોલ્યા કે હે વત્સ, તારી શી આજ્ઞા છે! એવું જગતમાં કોણ છે કે જે ભક્તિથી વશ ન થાય!

અર્જુન—હે મહારાજ, જ્યારે મારા પરિપંથીઓનું હું મંથન કરૂં ત્યારે હું તમોને સંભારૂં કે સત્વર સહાય કરવા આવજો.

એવી રીતે તે સર્વ વિદ્યાઓનાં અધિષ્ટાતા દેવતાને વિજ્ઞાપના કરી અર્જુને વિદાય કર્યાં. તે દેવો ગયા પછી અર્જુન પણ તે શૈલરાજની સર્વ લક્ષ્મી જોવાની ઇચ્છાએ ઇંદ્રના નંદન વન સરખા તે વનમાં ફરવા લાગ્યો. એવામાં બાણે કરી ઘવાએલો અને મદોન્મત્ત પાડા તુલ્ય એક વરાહને અર્જુને પોતાની સન્મુખ આવતો દીઠો. "મહાક્રોધથી એ વરાહ મારો નાશ કરવા આવેછે" એવું વિચારી ધનુષ્યમાન્ અર્જુને ધનુષ્ય સંભાળ્યું. અને લક્ષીને તે વરાહના પ્રાણમાર્ગનું રૂંધન કરનારૂં બાણ મૂક્યું. પ્રાણદાન કરી વરાહ પણ કૃતાર્થ થયો. પછી તે વરાહના શરીરમાંથી બાણ ખેંચી લેવાના હેતુએ અર્જુન તેની પાસે ગયો. એવામાં કઠોર દૃષ્ટિવાળો કોઈ ભિલ્લ કે કોઈ દુર્જન તે સ્થળ ભણી દોડતો આવતો અર્જુને દીઠો. યમના ભ્રૂભંગને પણ નાશ કરનારૂં એવું ચાપ તેણે ચઢાવેલું હતું, અને તીક્ષ્ણ બાણ હાથમાં લીધાં હતાં. એવો તે

વરાહની પાસે આવ્યો. તેના દેખતાં વરાહના શરીરમાંથી અર્જુન પોતાનું સુવર્ણપંખ બાણ કાઢતો હતો તે જોઈ તે ભિલ્લ અર્જુન પ્રત્યે બોલ્યો.

ભિલ્લ—હે સૌમ્ય, તારો આચાર તો શ્રેષ્ઠ જણાયછે પણ કર્મ વ્યભિચાર જણાયછે. અરે ક્યાં તારી પુણ્યમૂર્તિ અને ક્યાં આ તારૂં ચૌરકૃત્ય. મહાત્માઓ તો પોતાના પ્રાણને તૃણતુલ્ય ગણીને ત્યાગે પણ આવું મલિન કર્મ કરે નહીં. સત્પુરૂષોને તો સદાચારના યોગે ભિક્ષા માગી નિર્વાહ કરવો સારો પણ આવા અનાચારના યોગે સંપતિ પણ તેમને શ્રેષ્ઠ નથી. તે માટે અરણ્યમાંના પશુઓના રકતને પ્રાશન કરનાર અને વિષે કરી જેનું મુખ લિપ્તછે એવા મારા બાણને વરાહના શરીરમાંથી કાઢવાને તું યોગ્ય નથી. હે કુરૂચંદ્ર, તારો દ્રોહ કરવા આ વરાહ આવતો હતો; એમ જાણીને જેમ ચંદ્રને પીડા કરનાર રાહુનું બુધ નિવારણ કરેછે તેમ મેં એનું નિવારણ કર્યું છે. તે મારા ઉપકારના પ્રત્યુપકારને માટે આ મારો રત્નમય બાણ કાઢવાનો આમ પ્રયત્ન શા માટે કરેછે? રિપુહનન એજ એક પણરૂપ દ્રવ્ય, તે પણરૂપ દ્રવ્યથી ખરીદેલો મારો તું મિત્ર થઈશ એવી મારી આશા હવે દૂર થઈ અને તેને બદલે હવે તો તું મારો શત્રુ થયો. તુજ સરખા પુરૂષો જ્યારે અવળે માર્ગે ચાલે ત્યારે સાધારણ પુરૂષ ચાલે તેમાં શી નવાઈ? તે કહે. વળી તેમ છતાં તારે એ બાણ લેવાની ઇચ્છા હોય તો તારી મિત્રતાની અભિલાષા કરી ઉભેલો જે હું તેની તું કેમ પ્રાર્થના કરી માગતો નથી. મારો નિયમછે કે અર્થિઓની પ્રાર્થનાનો કદી પણ ભંગ કરવો નહીં. વળી તારા જેવા અર્થિઓ મહા પુણ્યવડે મળવા પણ દુર્લભ, છતાં તું હઠ કરી એ બાણ લેવાનું કરશે તો તારૂં સામર્થ નથી કે તું મને જીતીને એ બાણ લઈ જઈશ. એવાં ભિલ્લનાં વચન સાંભળી અર્જુન બોલ્યો.

અર્જુન—હે ભિલ્લ આ તારૂં બોલવું સર્વ અસત્ય છે તેમ છતાં સત્ય સરખું કહેછે. હું મારો બાણ ખેંચી લેઊંછું તેમાં તારે લાંબી લાંબી વાતો કરી મારી નિંદા કરી ઉપહાસ કરવાનું શું કારણ છે? જેઓ દુર્જનછે તેઓ સજ્જનોની મર્યાદાનો લોપ કરેછે એમાં આશ્ચર્ય નથી. દુર્જન અને કાલકુટ એ બંને સહોદર છે એવું હું જાણુંછું, પણ એ બેમાંથી અગ્રજ (આગળ જન્મેલો) કોણ અને અનુજ (પછીથી જન્મેલો) કોણ તે મને ખબર નથી. ચોરી કરીશ નહીં એવું આક્રોશ કરી વારંવાર તું મને કહેછે અને તુંતો વારંવાર કુરચિત્ત કરેછે એમ પ્રગટ અમિત્રછું તેમ છતાં આવા કર્મ કરી તું મારો મિત્ર શી રીતે થઇશ? નીચ માણસની સાથે સારા માણસને મિત્રાચાર શાનો? સૂર્યને નેં અંધકારને કદિ મિત્રતા હોય? તેં જે મને દુર્વાક્ય કહ્યાંછે તે દુર્વાક્યે કરી હું મારા મનમાં ક્ષોભ પામતો નથી; કારણ શિઆળના બોલવાથી સિંહ શું મનમાં ક્ષોભ પામે? આ હું મારા બાણને પાછું ખેંચી લેઊંછું. જેના ભુજદંડમાં સામર્થ હોય

તે મને એ બાણ લેતાં વારે. તું નરેંદ્ર નથી, દેવેંદ્ર નથી કે ખેચરેંદ્ર નથી. તે કારણથી તારી સામે ધનુષ્ય ઊઠાવતાં મારા ધનુષ્યને લજ્જા થાયછે.

ભિલ્લ—હે સૌમ્ય, તું મિથ્યા વિવાદ શામાટે કરેછે? મોટા મોટા કુકુઆટા મારીને સર્પ ગરૂડને શું કરવાનો છે? તું તારૂં શૂરવીરપણું હવે ત્યાગીશ નહીં.

એવું કહી તે બળવાન ભિલ્લે અર્જુન સામા પોતાનું બાણ અનુસંધાન કર્યું, તેનું સર્વ સાંભળી લઈ અર્જુન પછી ધીમે ધીમે પોતાના ધનુષ્યમાં વરાહના રક્તે લાલ એવા બાણને સંધાન કરતો હવો. તે સમયે અહંકાર સહીત ધનુષ્યટંકાર કરી અર્જુન અને તે ભિલ્લ જાણે યુગાંત થતો હોયના? એવું મહાયુદ્ધ કરવા લાગ્યા. વળી તે સમયે હાથી ઘોડાના સૈન્યે કરીને તે ભિલ્લ યુક્ત થયો. તે સેનાના પ્રતિભટો ઉપર અર્જુને બાણ મૂક્યાં જેથી કરી તેજક્ષણે તેઓની અવ્યવસ્થા થઈ અને તે સૈન્ય ક્યાં ગયું તે પણ જણાયું નહીં. સૈન્યના ભંગાણ પછી તે ભિલ્લે પોતાનું યુદ્ધકૌશલ્ય અર્જુનને બતાવ્યું. વ્યોમચારીઓ વૈમાનમાં બેશી અર્જુનનું અને ભિલ્લનું યુદ્ધ જોવા લાગ્યા, તે સમયે આકાશની શોભા એક સરોવર જેવી બની રહી હતી, તેમાં દેવતાઓરૂપી કમળો ખીલી રહ્યાં હતાં; અર્જુન જે બાણ મૂકે તે બાણને તે ભિલ્લ અર્ધ માર્ગે આવતાંજ ખંડિત કરે, તે જોઈ અર્જુનના મનોર્થ પણ નિશ્વાસ લેવા લાગ્યા. પછી અર્જુને મોટું તેજપુંજ અગ્ન્યાસ્ત્ર બાણ છોડ્યું. તે બાણના પ્રભાવે કરી સર્વસ્થળે અગ્નિનો પ્રસાર થયો, તેને સમાવવા સારૂં જાણે વર્ષાકાળનો મેઘ વરસતો હોયના! એવું વરૂણાસ્ત્ર ભિલ્લે સામુ મૂક્યું. શસ્ત્રાસ્ત્રમાં તેને દુર્નિવાર જાણી અર્જુન ધનુષ્ય બાણ તજીને તેની સાથે મુષ્ટામુષ્ટિએ કરી યુદ્ધ કરવા પ્રવર્ત્ત થયો. કળાનિધિ ભિલ્લ પણ ધનુષ મૂકી દઈ અર્જુનની સાથે મુષ્ટિયુદ્ધ કરવા આરંભ કર્યો. મદે કરી ઉન્મત્ત થએલા તે બંને, ભૂજાઓનું આસ્ફોટન કરવા લાગ્યા, તેના ટંકાર તે જાણે પર્વત ફાટતો હોયના! એવા થવા લાગ્યા. હાથીઓ જેમ દંતુશળથી પરસ્પર લઢેછે તેમ તે કિરાત અને કિરીટ લઢવા લાગ્યા, અને તેઓ એટલા બધા ઉદ્ધત થઇ યુદ્ધ કરવા લાગ્યા કે વ્યોમચારી દેવતાઓ પણ પોતાના વિમાનમાં બેઠા છતાં તે આસન ઉપરથી ઉઠી નીચાં મોઢાં કરી આતુરતાએ જોવા લાગ્યા. અર્જુને લાગ જોઈ તેને પગમાંથી ઝાલીને લીલાએ કરી માથા ઉપર ફેરવી જેવો એક શિલા ઉપર પટકવા જાયછે એટલામાં તે ભિલ્લને તો દિવ્યરૂપ ધારણ કરી પોતાની સન્મુખ ઉભેલો અર્જુને દીઠો. તે સમયે અર્જુન મહા વિસ્મય પામી મનમાં વિચારવા લાગ્યો કે આ ઇંદ્ર જાળની વિદ્યા જેવું શું? અર્જુનને વિસ્મય પામેલો જોઇ તે ભિલ્લ કૃતાંજલિ કરી બોલ્યો.

ભિલ્લ—હે અર્જુન, તારૂં પુરૂષાર્થ જોવા મેં આ સર્વ માયા રચી હતી. તારા પરાક્રમે કરી હું હમણાં સંતુષ્ટ થયોછું માટે તારે જે માગવું હોય તે માગ, સંપૂર્ણ વિદ્યાએ હું પરિપૂર્ણ છું,

પરિપૂર્ણ વૈભવ મને પ્રાપ્ત છે. હું વિશાલાક્ષનો ચંદ્રશેખર નામનો પુત્ર છું. શત્રુપિડિત મારા મિત્રના કામ સારૂ, તપ્ત થએલા જેમ જગતના કાર્ય સારૂ મેઘ ક્ષીર સમુદ્રપાસે જાયછે તેમ તારી પાસે મારૂ આગમન થયુંછે.

અર્જુન—હે ચંદ્રશેખર, મારે કામ પડશે ત્યારે હું તમારા વરની પ્રાર્થના કરીશ, પરંતુ તમે કહો કે તમારે મારી શી સહાયતા જોઇએ છૈએ?

ચંદ્રશેખર—અહીંયાંથી પાસેજ વૈતાઢ્ય પર્વતને ભૂષણભૂત અને પૃથ્વીરૂપી વનિતાના પગનું જાણે રત્ન નેપુર હોયના? એવું રથનુપુર નામે નગરછે. તે નગરનો, શત્રુઓની મૃગાક્ષિઓના અખિલ મંડળને ક્ષપણ (નાશ) કરવાવાળો વિદ્યુતપ્રભ નામે એક રાજા થઇ ગયો. તે રાજાને તીવ્ર તેજવાળા અને વિપુલ યશવાળા બે પુત્રો થયા. એકનું નામ ઇંદ્ર અને બીજાનું નામ વિદ્યુનમાળી હતું. ઇંદ્રને રાજપદ અને વિદ્યુનમાલીને યુવરાજની પદવી આપી તે રાજાએ સંસારથી વિરકત થઇ પ્રવજ્યાં લીધી, પછી વિરકત મુનિઓ જે માર્ગ ગ્રહણ કરેછે તે માર્ગનું ગ્રહણ કરી તે રાજા પરમપદને પામ્યો. તેવાર પછી ઇંદ્ર અને વિદ્યુનમાલી એ બંને રાજ ચલાવવા લાગ્યા. ઇંદ્ર એ નામે કરીનેજ જાણે સંપદા વધતી હોયના! તેમ તેની સંપદા વધતી ચાલી. તેની સંપત્તિ વધતી જોઈ સર્વ લોકો તેને ઇંદ્રતુલ્ય ગણવા લાગ્યા. રાજ્ય કારભારનો સર્વ ભાર પોતાના ભાઇ વિદ્યુનમાલીને ઇંદ્રે સોંપ્યો. રાજાની એવી કૃપાનો લાભ લેઈ વિદ્યુનમાલી અતિ ઉદ્ધત થઈ દુષ્કર્મ કરવા લાગ્યો. પ્રજા લોકોની સુંદર સ્ત્રીઓનું હરણ કરી તેઓની લાજ લુટવા માંડી, અને નગ્રનિવાસીઓને પણ મહા દુઃખ દેવા લાગ્યો. એવી તે વિદ્યુનમાલીની અનીતિથી સંતપ્ત થઈ પુરવાસીઓએ ઇંદ્રરાજા પાસે તે વિષેની રાવ કરી. ઇંદ્રે વિદ્યુનમાલીને એકાંતમાં બોલાવી અનીતિ નહીં કરવા સંબંધી ઘણી શિખામણ દીધી, તોપણ તે દુર્મદ વિષયલુબ્ધ થએલો તેથી તેણે તેની શિક્ષા માની નહીં. સર્પને અમૃત પાઇ ઉછેર્યા હોય તોપણું તેનામાં વિષ ઉત્પન્ન થાયછે. તેમ તે ઉલટો તેના ઉપર મહા ક્રોધ આણી નગર બહાર નિકળ્યો. નગર બાહાર નિકળી તે દુરાત્માએ એવો વિચાર કર્યો કે "આપણા વંશરૂપી આકાશમાં ચંદ્રરૂપ ઇંદ્રછે તેને નિશ્ચયે કરી હણવો. સુવર્ણપુરના અને ખરદૂષણની વંશમાં ઉત્પન્ન થએલા નિવાત કવચ નામના રાક્ષસો વિદ્યુનમાલીના મિત્રો છે, તે રાક્ષસો અતિ બળવાન અને યમથી પણ નિર્ભય છે. એઓનો લોકોમાં એટલો બધો ત્રાસછે કે લોકો સર્વ તેમને કાલકેતુના નામથી ઓળખેછે. એક તાળવામાં, અને એક હાથમાં એમ તેઓના અંગના બે ભાગમાં એકજ ફેરે સાથે વેધન કરે તોજ એ મરે તે ઉપરથી લોકો તેમને તલતાલવ પણ કહેછે. તેમની મિત્રતાએ કરી વિદ્યુનમાલી તેઓની સહવર્તમાન ઇંદ્રની નગરીને વારંવાર ઘેરો ઘાલી નિરંતર ભય બતાવવા લાગ્યો. ઇંદ્ર રાજાએ દુષ્ટ ભાઈનાથી

નિરંતર ભયભીત રહેછે. વિદ્યુનમાલીના નાશવિષે અપ્રાપ્ત છે બાહુબળ જેને એવો ઇંદ્ર નગરનાં દ્વાર બંધ કરીને અતિશય ભય પામી રહ્યો છે. રાજમા ઊપદ્રવ થએલો જોઈ બુદ્ધ નામના નિમિત્ત જાણનાર નૈમિત્તિકશિરોમણીને રાજાએ તેડાવીને પૂછ્યું કે હે મહારાજ આ દુર્નિવાર અને દુર્જય એવામારા શત્રુઓનો ક્યારે નાશ થશે? તે કહો.

બુધ—હે દેવ તારા શત્રુઓને અર્જુન માત્ર જીતશે, બીજા કોઈનું એવું સામર્થ નથી કે તારા શત્રુને જીતે. ત્રૈલોક્યમાં અવિલોકતાં અર્જુન જેવો કોઈ ધનુષ્યધારી નથી, માટે જો અર્જુનનાં બાણ એક વખત તેઓના ઉપર ચાલશે તો અવશ્ય તારા તે શત્રુઓનો પરાભવ થશે. હમણાં તે અર્જુન વિદ્યાને પ્રસન્ન કરતો ઇંદ્રકીલ પર્વત ઉપર રહ્યોછે. ત્યાં જઈ એ પાર્થની પ્રાર્થના કરો. તે મહા નમ્રછે તમારી પ્રાર્થના સાંભળશે. એવાં તે જોશીનાં વચન સાંભળી તેને આદરપૂર્વક સંતોષ્યો, અને પછી તે ખેચરેશ્વર ઇંદ્રે મને બોલાવી કહ્યું.

ઇંદ્ર—હે સખે, તું અર્જુન પાસે જા અને તેને કોઈપણ પ્રકારે કરી અહીંયાં લાવી મારો ખેદ દૂર કર. જેમ ઉન્મત્ત હસ્તિ પાસે વૃક્ષને થડમૂળથી ઉખેડી નંખાવીએ તેમ શત્રુઓનો તું અર્જુન પાસે નાશ કરાવ. વળી અર્જુનની સાથે તારી મિત્રતા પિતૃસંબંધિ છેજ. કારણ તારો પિતા વિશાલાક્ષ બદ્ધ થએલો તેને પાંડુએ મુક્ત કરચો હતો, માટે હે ભાઈ તું જા અને અર્જુનને અત્રે તેડી લાવ; બાપના સંબંધે કરી અર્જુન સાથે તારે મિત્રતા થશે.

એવાં ઇંદ્રનાં વચન સાંભળી અને તને પાસે આવેલો જાણી હું તને બોલાવવા આવ્યો છું. ત્યાં આવી ઇંદ્રના શત્રુઓનો પરાભવ કરી તેના પિતૃઓના રાજમાં તેને નિર્ભય કર. આ તારી આંગળીએ જે શોભાયમાન્ અંગુઠીછે તે વિશાલાક્ષની અને પાંડુરાજાની પરસ્પર પ્રીતિ વિષેની સાક્ષીભૂત છે. તેઓની પરસ્પર મિત્રાઈ થયા પછી તે મારા પિતા વિશાલાક્ષે પોતાની ઉપર જેણે મોટો ઉપકાર કરચોછે એવા તારા પિતા પાંડુ રાજાને કહ્યું કે આ અંગુલીયક (વીંટી) ના સામર્થ મને વ્રણસંરોહ (ઘા રૂઝવો) અને આકાશ ગમનાદિક ગુણ વારંવાર પ્રાપ્ત થયાછે. એવી રીતે મારા પિતાએ કહ્યું. આ વીંટીનો એવો ગુણછે; તે માટે ગુણ માણિકચે ભૂષિત એવું જે તારૂં શરીર તે હમણાં વ્રણયુકત છે તેને દિવ્યૌષધીસ્વરૂપ આ અંગુલીયોદકે સ્નાન કરી વ્રણ રહિત કર.

એ પ્રમાણે તેના બોલી રહેવા પછી આશ્ચર્ય રહિત થઇ અર્જુને જાણ્યું કે જેની સાથે મેં વિવાદ કરચો તે તો મારો જેષ્ટબંધુ જેવોછે. એવું વિચારી અર્જુન ચંદ્રશેખર પ્રત્યે આલિંગન દેઈ બોલ્યો.

અર્જુન—હે ભદ્ર, જેવી જેષ્ટબંધુ યુધિષ્ઠિરની આજ્ઞા તેવીજ પરોપકારરૂપ પુષ્પોએ કરી સુગંધીવાળી તારી આજ્ઞા મારા મસ્તક ઉપર માળારૂપ થાઓ. મને એ પૂર્વવાતનું સ્મરણ છે, અમે જ્યારે વનવાસ નિકળ્યા ત્યારે પાંડુ પિતાએ આ અંગુઠી ધર્મરાજાને આપી અને કહ્યું કે "એ

અંગુઠી મને વિશાલાક્ષે મિત્રાચારીમાં ભેટ આપી હતી, એ વીંટી અતિ પ્રભાવવાળી છે માટે નિરંતર એને પાસેજ રાખજે." વનવાસમાં તો એ અંગુઠી અમારા પાંચમાંથી જેની તેની પાસે રહેતી પણ જ્યારે હું આ દિશાભણી એકલો આવવા નિકળ્યો ત્યારે યુધિષ્ટિર રાજાએ મને પેહેરાવીછે. કારણ નાના ભાઈ ઉપર મોટા ભાઈનો અતિ પ્રેમ હોયછે. પાંડુ અને વિશાલાક્ષને પરસ્પર જેવો નિઃપ્રત્યૂહ સ્નેહ હતો તેવો સ્નેહ તેમના પુત્રોમાં પરસ્પર થાઓ.

એવું કહી ધાવના સમૂહ જેના અંગને વિષે પ્રાપ્ત થયેલાછે એવા અર્જુનને પછી રથ ઉપર બેસાડીને ચંદ્રશેખર તેનો સારથી થઈ અશ્વોને પવનવેગે ચલાવવા લાગ્યો. બહુ સુખકારક રથમાં બેસી આકાશ માર્ગે જતાં જતાં વૈતાઢ્ય પર્વત જ્યારે દૃષ્ટિગોચર થયો ત્યારે ચંદ્રશેખર અર્જુનને તે પર્વત બતાવવા લાગ્યો કે હે અર્જુન, ભારતભૂમિરૂપી સ્ત્રીનો સીમંતરૂપ આ પર્વતછે તે તું જો. વિદ્યાધરીઓનાં વૃંદ આનંદે કરી એ પર્વત ઉપર તારા યશનું ગાયન કરેછે. એ પર્વતનો વિસ્તાર પચાશ યોજન છે અને ઊંચાઈ પચીશ યોજન છે. તારા યશરાશી સરખો સ્વચ્છ આ રૂપાનો પર્વત શોભેછે. આગળ દશયોજન પર્વત ઉપર જઈશું ત્યારે પર્વતની પાસે દશયોજન વિસ્તારવાળી બે વન પંક્તિ છે તે આવશે. તેમાંની દક્ષિણ દિશાભણીની શ્રેણી ભણી મહાવેગે આપણ આવ્યા છેએ. બે ચક્રરૂપી ભૂજાઓએ રથ જાણે પૃથ્વીને આલિંગન દેતો હોયના! એવું દીસેછે, તેતું જો. હે પાર્થ, આ માર્ગ રથનુપુર ભણી જાયછે. જે રથનુરપુરમાં ઉત્સુક થઇને તને જોવા સારૂ વાસ્તોષ્પતિ (ઇંદ્ર) બેઠો છે. આ ડાબા હાથ ભણીનો માર્ગછે, તે માર્ગ યુદ્ધમાં તત્પર એવા તારા તલતાલવ શત્રુઓ જે નગરમાં રહેછે તે નગરભણી જાયછે. (તે સાંભળી અર્જુન ઉત્સાહપૂર્વક બોલ્યો).

અર્જુન—હે ચંદ્રચૂડ, શત્રુઓનાં મુખ જોયાવિના ઇંદ્રનું મુખ જોવાની મારે ઇચ્છા નથી; માટે હે ચંદ્રચૂડ, જે દિશાભણી મારાં શત્રુઓનો માર્ગ જાયછે તે દિશાભણી રથને લે. હું જાણુંતો ખરો કે મારા શત્રુઓ કેટલા છે.

ચંદ્રશેખર—હે પાર્થ, હમણાં તારે ત્યાં જવાનું શું પ્રયોજન છે? શત્રુઓ લક્ષાવધિછે અને તું તો માત્ર બાહુવીર્યસાહિત્યે યુક્ત એકલોજ છે. જો તું હમણાં શત્રુના સૈન્યમાં એકલો જઇશ તો સમુદ્રમાં મુઠીભર સીપો નાખવા પ્રમાણે તારૂં જવું વ્યર્થ થશે, અને તેથી કરી મારા મનોરથ પણ અરણ્ય રૂદન સરખા વ્યર્થ થશે; માટે હમણાંતો હે કપિધ્વજ તું ઇંદ્રપાસે ચાલ અને ઇંદ્રે આજ્ઞા કરેલી એવી સેના લેઇને પછી શત્રુઓનો નાશ કરવા ચઢાઈ કરજે, એવો મારો સંમતછે.

અર્જુન—હે ચંદ્રચૂડ સેનાએ શું થવાનું છે? મત્તગજેંદ્રોના કુંભસ્થળ ઉપર બેસી સિંહ જ્યારે તેઓનો વધ કરેછે ત્યારે તે કોની સાહતા લેછે?

એવાં અર્જુનનાં વચન સાંભળી હર્ષયુક્ત થઈ ચંદ્રશેખરે પરાક્રમના કેવળ ધ્વજરૂપ એવા

કાલકેતવ જે દિશા ભણી રેહેતા હતા તે દિશાભણી રથ હાંકચો. તે રથને જોઈ શત્રુઓ વિવિધાયુધ સજી અને કવચ ધારણ કરી તયાર થયા ને પરસ્પર કહેછે કે "ચંદ્રશેખર સારથી છે એવો ઇંદ્રનો રથ આપણા ભણી આવેછે. અમારૂં મૃત્યુ આ અર્જુનથી છે એવું જોશીઓના કહેવાપરથી જાણી ઇંદ્રે સહાયતા સારૂં ચંદ્રશેખરદ્વારા અર્જુનને તેડાવ્યોછે, તે એ રથમાં બેઠલો અર્જુનજછે. હવે આ અર્જુનજ અમને મારનાર છે તો અહો શું આશ્ચર્ય! એ અમારો હર્તા જાણી અમને હસવું સમાતુ નથી." એવું કહી સર્વ જણોએ અસ્ત્ર શસ્ત્ર સજયાં ને તેઓ સર્વ પરસ્પર બોલવા લાગ્યા કે "સંપૂર્ણ બાહુબળે અને માયાએ કપટે અથવા કોઈપણ પ્રકારે એ શત્રુને મારી નાખવો" એવું બોલી અને અર્જુન ભણી જોઈ પછી તેઓ જેમ કુકુઆટા મારી ગરૂડને સર્પ મારવા ધાય તેમ અર્જુનને મારવા પ્રવૃત્ત થયા. તે સમયે તેઓની સેનામાં દુંદુભી અને રણવાદ્ય વાગવા લાગ્યાં તે જાણે સાક્ષાત્ યુદ્ધસ્થાને જમના પ્રવેશસમયે વાગનારાં દુંદુભીજ હોયના! એવું લાગ્યું. થોડી વારમાં તેઓએ અર્જુન ઉપર બાણવૃષ્ટિ કરી તે બાણ વૃષ્ટિએ કરી આકાશ પણ છવાઈ ગયું; સૂર્યપણ ઢંકાઈ ગયો. અર્જુને સર્વનાં બાણોને પોતાના બાણે કરી કાપી નાખ્યાં. જળમાં, સ્થળમાં કે આકાશમાં એમ જ્યાં રહીને જેમ જેમ તેઓ યુદ્ધ કરવા લાગ્યા તેમ તેમ અર્જુન પણ રથ ઉપર સ્થિત થઇને તેઓનો સામે યુદ્ધ કરવા લાગ્યો. અહો તે યુદ્ધમાં અર્જુનનાં, ઘોડાનાં અને તેના સારથીનાં શું વખાણ કરીએ! તેઓનું પરાક્રમ જોઈ ખેચરો પણ સર્વ મોહવશ થઈ ગયા. અર્જુનનું યુદ્ધ ચાતુર્ય જોઈ તેઓ વિચારવા લાગ્યા કે જેમ પૂર્વ મંદ્રાચળ વડે સમુદ્રનું મંથન કરી દેવતાઓએ ઇંદ્રને રત્ન આપ્યાં હતાં તેમ આ યુદ્ધરૂપી સાગરને રથરૂપી મંદરાચળ વડે મંથન કરી સર્વશ્રી અર્જુન ઇંદ્રને આપશે." અતિ બળિષ્ટ, અત્યંત જેનું યુદ્ધ કૌશલ્યછે અને જેની કુમારવસ્થા છે પરંતુ શત્રુઓની સામા એનું પરાક્રમ અતિશયછે એવા અર્જુનને યુદ્ધ કરતો જોઈ ચંદ્રશેખર પણ બહુજ આનંદ પામ્યો. જયશ્રીના સ્નિગ્ધ બંધુ અને અર્જુનના મન પ્રમાણે શત્રુના સૈન્યમાં ગમન કરનારા એવા ઇંદ્રના અશ્વ શોભતા હતા. શત્રુઓનાં અસંખ્ય બાણોને પોતાના તીવ્ર બાણોવડે અર્જુન એકલો કાપી નાખતો હતો. જેટલા શત્રુઓ હતા તેઓ સર્વને એમ ભાસ્યું કે આપણા પ્રત્યેકની સામે અર્જુન યુદ્ધ કરેછે. અર્જુન પોતાના શત્રુઓને લક્ષીને નહી પણ જેમ તેમ બાણ મારતો હતો. તેથી તેઓના પ્રાણનું વેધન થતું ન હતું, માત્ર તેણે શત્રુઓનાં જેટલાં બાણ આવે તેને કાપી નાખવાનો પ્રારંભ કરચો. અને એટલાં બધાં તેઓનાં બાણ માત્ર કાપી નાખ્યાં પણ અર્જુને સામાં બાણ મારચાં નહી. તે જોઈ નિતકાશી શત્રુઓએ અર્જુનના ઉપર બાણોની અતિ વૃષ્ટિ કરી. સર્વ શત્રુઓને એકત્ર થએલા અને વારંવાર પ્રહાર કરનારા જોઈ અર્જુન ચંદ્રશેખર પ્રત્યે કાંઈ ઉત્સુકપણે બોલ્યો.

અર્જુન—હે ચંદ્રચૂડ, આ શત્રુઓ મહા પ્રૌઢ બુદ્ધિ, યુદ્ધનિપુણ ને દુર્જય છે, માટે રથને રણભૂમિથી થોડોએક પાછો હઠાવ.

ચંદ્રશેખર—હે અર્જુન, આ જે તું વચન કહેછે તે વચન કહેવું તારા સરખાને યોગ્ય નથી. આ રથ ઇંદ્રના શત્રુઓનો વધ કરવામાં આળસ રહિત અને યુદ્ધ વિષે કુશળ છે. રણ કર્મમાં પંડિત એવાં આ રથનાં ચક્રોએ આગળ રણભૂમિનો આક્રમણ અભ્યાસ કરચો છે, પાછા હઠવાનો અભ્યાસ કદાપિ કાલે કરચો નથી, ને આ સમયે તારા સરખો યુદ્ધમાં અગ્રગામી પુરૂષ કહેછે કે રથને પાછો હઠાવ તે ઉપરથી હું એમ જાણુંછું કે શત્રુઓનું ભાગ્ય પ્રબળછે.

અર્જુન—હે ચંદ્રચૂડ, હું કાંઇ થોડાય વિશ્રામની અપેક્ષા રાખતો નથી, તોપણ હું તને હાથ જોડી કહુંછું કે તું રથને થોડોક પાછો હઠાવ. હમણાં તારી આવી વાણી મારા કર્ણમાં પ્રાપ્ત થતી નથી તે માટે પૂર્વે તેં મને કહ્યુંછે કે "તું કાંઈ મારી પાસે વર માગ" તો હમણાં હું એજ વર માગુંછું કે રથને થોડો પાછો હઠાવ. અર્જુનનો એવો આગ્રહ જોઈ ચંદ્રશેખરે રથને થોડો પાછો હઠાવ્યો. તે સમયે શત્રુઓ હવે આપણો જય થયો એવું જાણી મુછોપર હાથ દેઈ મહોટો સિંહનાદ કરી અર્જુનના રથની સન્મુખ ધસ્યા. અર્જુને તો યુદ્ધથી થોડો પાછો હઠી દ્રોણગુરૂએ આપેલા મંત્રનું સ્મરણ કરી શત્રુઓના પ્રાણને હરનારાં અને અનેક બાણ ઉત્પન્ન કરનારાં બાણ મૂક્યાં. એક બાણ આગળ જતાં જેમ એક અંગારામાંથી હજારો તણખા ઉડેછે તેમ જેટલા શત્રુઓ હતા તેટલાં બાણ થઈ તાલુ અને હાથનું લીલામાત્રે સાથે વધન કરી તેમના પ્રાણને સાથે લઈ આગળ જઈ પૃથ્વી ઉપર પડ્યાં. વજ્રપ્રહારરૂપી બાણપ્રહારે કરી મૃત્યુ પામેલા શત્રુઓનાં પર્વતપ્રાય મસ્તક પૃથ્વી ઉપર પડ્યાં કે અર્જુનના મસ્તક ઉપર આકાશથી પુષ્પવૃષ્ટિ થવા લાગી. અર્જુનનું અદ્ભુત પરાક્રમ જોઈ અને આકાશમાં દેવનાં દુંદુંભી વાગતાં સાંભળી સારથીનું મુખ કમળની પેઠે પ્રફુલ્લિત થયું. પછી પ્રસન્ન થઈ સારથી અર્જુન પ્રત્યે બોલ્યો.

ચંદ્રશેખર—હે ધનંજય, હે મહાબાહો, હે ચિરંજય, મહા બળવાન શત્રુઓને તેં લીલાએ કરીને જીતી લીધા. એવું કહી અર્જુનને વારંવાર સત્કાર કરી આલિંગન દેવા લાગ્યો. તે સમયે અર્જુનની આનંદે કરી રોમાવળી ઊભી થઇ. વળી તે સમયે આકાશમાર્ગે વિમાનમાં બેસી હર્ષથી આવનારા ઇંદ્રને જોઇ ચંદ્રશેખરે તેના ભણી આંગળી કરી અર્જુનને બતાવ્યો.

ચંદ્રશેખર—હે અર્જુન, આ વિમાનમાં બેસી વિદ્યાધરો સહિત ઇંદરાજ આવેછે. તું દિવ્યદૃષ્ટિ કરીને તેના ભણી જો.

એટલામાં વિમાન પાસે આવ્યું. અને રથ ઉપર સ્થિત થએલો અર્જુન સંતુષ્ટ થઈ ઇંદ્રના વિમાનની પાસે ગયો. તેને ઇંદ્રે પોતાના વિમાનમાં લીધો. પછી સ્નેહ સહિત આલિંગન દેઈ

અને પોતાના અર્ધાસન ઉપર બેસાડી કૃતાંજળિ કરી ઈંદ્ર અર્જુન પ્રત્યે આ પ્રમાણે બોલ્યો.

ઈંદ્ર—હે અર્જુન, તારા ઉપર પ્રત્યુપકારતા મારાથી કોઈ રીતે થઈ શકે નહીં, કારણ, ઉપકાર કરનારો તું તે કોઈ સંકટમાં પડ્યાવિના મારાથી પ્રત્યુપકાર થવાનો નહીં, માટે તું કદી સંકટમાં આવીશ પણ નહી નેં મારે હાથે તારો પ્રત્યુપકાર થાઓ પણ નહીં. તારી સ્તુતિ કેટલી કરીએ? પરંતુ હમણાં આ રાજ્ય અને મારો પ્રાણ, એ બેને જ્યાં તારી ઈચ્છામાં આવે ત્યાં વેચ. અને તારા મનમાં આવે તેમ કર. હું તારો બીજો પ્રત્યુપકાર શો કરૂં? તને જોવા સારૂં મારા નગરના નાગરિકો અતિ આતુર થઈ રહ્યાછે; માટે હમણાં તો મારી સાથે મારા રથનુપુર નગરમાં ચાલ; ત્યાં ખેચરો મંગળકારક આચારે કરી તારી સ્તુતિ કરશે તે જોઇ અમને આનંદ થશે; પછી પોતાના પિતા પાંડુની સમાન વયના ઈંદ્રને જોઈ અર્જુન તેને નમસ્કાર કરી ભક્તિપૂર્વક બહુ નમ્ર થઈ બોલ્યો.

અર્જુન—હે મહારાજ આપતો મારા પિતાતુલ્ય છો. તમે કહ્યું કે મારી સાથે મારા નગરમાં આવ, પરંતુ પ્રથમતો તમારા શત્રુ જે રાક્ષસો તેઓની રાજધાની જોવાની મારી ઈચ્છા છે. તથા અહીંયાં પ્રસિદ્ધ સિદ્ધાયતનકુટ છે, તે પણ જોવાની મને કૌતુક સહિત ઈચ્છા છે.

એ પ્રમાણે વિનયથી વિજ્ઞાપના કરી અર્જુન છાનો રહ્યો. તે સમયે આકાશમાર્ગે ક્ષણમાત્રમાં ઈંદ્રરાજા તે નિવાતકવચની રાજધાનીમાં વિમાન લઈ ગયો. તે નગરીની દુર્દશા જોઇ અર્જુન પ્રત્યે પ્રીતિયુક્ત થઈ ઈંદ્ર કહેછે.

ઈંદ્ર—આ નગરીમાંના રાજાઓનાં છત્રો તેં તોડ્યાં એટલે ગૃધ્ર પક્ષિઓ એઓના ઉપર છાયા કરેછે. યુદ્ધની ગરદીમાં ધૂળ પ્રાપ્ત થઈ તે ચંદનરૂપ અને લોહી કેસરરૂપ થયેલું છે. આ પ્રમાણે તું ક્રોધાયમાન છતાં પણ આ શત્રુઓને તેં અંગ પ્રસાદન આપેલું છે. તેં યુદ્ધ કર્યું તેથી શત્રુઓના શબને શિઆળરૂપી તેમની સ્ત્રીઓ પ્રથમ મળેછે, પછી સુંઘેછે, ત્યારપછી નખેવતી વિદીર્ણ કરી લાડ કરેછે. વિદ્યુનમાલી સરખો મારો ભાઈ તારા બાણે કરી પ્રાણરહિત થઈ પડ્યો છે તે મને બહુ વ્યથા કરેછે, પરંતુ કુસંગનો સંસર્ગ કરી આ અવસ્થાને કોણ પામતું નથી! અમૃતની ગાગરમાં એક બિંદુ વિષનું પડ્યું હોય તો તેનું કોઈ ગ્રહણ કરે નહીં, નેં સુતરનો તાંતણો પુષ્પની સંગતીએ કરી શિર ઉપર ધારણ કરાયછે, તે ઉપર કહેવત છે કે "સોબત તેવી અસર ને કર્મ તેવાં ફળ." હે અર્જુન તું જો. આ તેમનું સુવર્ણગૃહયુક્ત સુવર્ણપુરછે. અહિયાં રહેલા વિદ્યુનમાલી અને કાળકેતવાદિક મને નિરંતર ઉપદ્રવ કરતા હતા, પણ તેં યુદ્ધમાં ઉપાધ્યા થઈને શત્રુઓને મારી તેઓની સ્ત્રીઓને પણ શોકરૂપ શિક્ષા શિખવાડી. તું જો કે તેઓ મહા શોકાતુર થઈ કેવીઓ ફૂતકારે કરી (શ્વાસ નાખી) રૂદન કરેછે! કેટલીક સ્ત્રીઓ પોતાના કેશ સમુહને વારંવાર તોડતી રૂદન કરેછે, કોઈક તો મોઢું વિકાસી રૂદન કરેછે, કોઈ તો છાતી કુટેછે, કોઈ તો ભીંત સાથે મ-

સ્તક અફાળે છે, કોઇ તો નેત્રોમાંથી નિકળતા અશ્રુપ્રવાહની પંક્તિને દૂર ફેંકે છે; કોઇતો ગળામાંથી હાર ઉતારી ફેંકી દેછે, કોઇતો ભાર માનીને પોતાના ચીરના પાલવને ફાડીને દૂર ફેંકે છે, કોઈતો પોતાના સ્વામિને નેત્ર ભરી નિરખે છે, કોઈ મુખ સાથે મુખ લગાડે છે અને કોઈતો સ્વામિના વક્ષસ્થળ ઉપર મસ્તક મૂકી ઉંચ સ્વરે કરૂણામય રૂદન કરેછે. એમ સર્વ સ્ત્રીઓને હે અર્જુન, તેં શોકાંબર ઓઢાડ્યું છે. રૂદનોદકે કરીને સ્ત્રીઓના સ્તનોની પત્ર રચના ધોવાઈ ગઇ છે, હવે આપણે હમણાં વિમાનની અતિ વેગવાળી ગતિએ કરી સિદ્ધાયતન ઉપર જ્યાં મનને આનંદ પમાડનાર અરહત મંદિર છે ત્યાં જઇયે છૈએ. એવું કહેતાં કહેતાં તો વિમાન ધારેલ સ્થળે આવી પહોચ્યું. વિમાનમાંથી નીચે ઉતરી સર્વ શ્રધાળુ ચિત્તવાળાઓ તે શાશ્વતતીર્થેશ શ્રી વર્ધમાન તીર્થંકરની વંદના કરવા લાગ્યા. જિનનું દર્શન દુષ્પ્રાપ્ય જાણી સ્નાનપૂર્વક પૂજન કરી અર્જુન વારંવાર સ્તુતિ કરવા લાગ્યો. જિન ઉપાસનાની વાસના છે તે પાપ પંકને દુર કરવા વિષે સ્વચ્છ ગંગા સમાન પવિત્ર કરનાર છે, તે માટે અર્જુન તે પવિત્રાશ્રમે કેટલાક દિવસ રહ્યો. ત્યારપછી વિમાન ઉપર બેસી બંદિજનોએ કીર્તિમાન થએલો જાણે બીજો સૂર્ય હોયના? એવા અર્જુને, જેમાં ઠામ ઠામ ધ્વજાઓ બંધાઈ છે, અને ઘરોઘરનાં આંગણાંને શોભાવવાને અર્થે ફૂલ જેમાં પથરાયલાં છે, અને રણતૂર જેમાં વાગેછે એવી ઇંદ્રની રાજધાનીમાં પ્રવેશ કર્યો. આનંદ સહિત ખેચર સમુદાયે ડાંગરની ધાણી, અક્ષત વિગેરે મંગળિક વસ્તુએ વધાવી લઇ આદરે કરી જેના શરીર સૌંદર્યનું અવલોકન કર્યું છે એવો અર્જુન રાજમંદિરના દ્વારમાં પ્રવેશ કરવા લાગ્યો. તે સમયે જેનાં ચંચળ લહેરી સરખાં ચપળ નેત્રો છે એવી સ્ત્રીઓએ સ્તુતિ કરેલા અર્જુનની મંગળારતી ઇંદ્રની રાણી પોતે કરવા લાગી. ઇંદ્રે અર્જુનને પોતાના સિંહાસન ઉપર બેસાડી તેની સન્મુખ સંગીત મંગળ તથા નૃત્ય કરાવવાનો આરંભ કર્યો. અર્જુન તે સ્થળે થોડા દિવસ રહ્યો એટલામાં તો ખેચરાસ્ત્ર શસ્ત્રની વિદ્યા, મુકુટ અને કવચ વિગેરેની ઉત્તમ ભેટ ઇંદ્રે તેને આપી અને પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. અને સર્વપુત્રોમાં આ અર્જુન મારો જેષ્ટ પુત્ર છે એવી આણ ફેરવાવી સર્વત્ર પ્રખ્યાત વાત કરી. વળી અર્જુનની પ્રત્યે તે બોલ્યો.

ઇંદ્ર—હે અર્જુન, થોડા કાળ અહિયાં રહી મારી લક્ષ્મી કૃતાર્થ કર. ઇંદ્રનાં વચન સાંભળી અર્જુન ત્યાં રહ્યો. ઇંદ્રના પુત્રોની સાથે અર્જુન પોતાના ન્હાનાભાઇઓની જેમ વર્તવા લાગ્યો. તેઓને અનેક પ્રકારે આનંદ પમાડે, પોતે પણ આનંદપૂર્વક તે નગરમાં વિહાર કરે. નગરની સ્ત્રીઓ અર્જુનનું અપૂર્વરૂપ જોઇ કામાતુર થઈ ગઇઓ, પરંતુ જિતેંદ્રિય અને નિજાનંદે સંતુષ્ટ એવો અર્જુન તેઓની ઇચ્છા કરતો ન હતો. કેટલીક સ્ત્રીઓ તો તેની પાસે આવી અતિ પ્રીતિપૂર્વક કહેકે તું અમારો પતિ થા, પણ અર્જુન તો પોતાના બંધુઓ વનમાં કલેશ

પામતા હશે તે વિષેનું ચિંતન કરી તેઓની ઇચ્છા કરે નહીં. ચિત્રાંગદ, વિચિત્રાંગ એમ ચિત્રસેનાદિક એકશો ખેચરો અર્જુનને જોવા સારૂં આવ્યા. તે ખેચરોએ જેવા ગુણ ચંદ્રમામાં છે તેવા ગુણ અર્જુનમાં જોઈ ધનુર્વિદ્યાદિક શિક્ષાને વિષે તેને પોતાનો ગુરૂ ઠરાવ્યો. સર્વ ખેચરોને અર્જુને થોડા કાળમાં પોતાની સર્વ વિદ્યા શિખવી ને વિદ્યાદાતા ગુરૂ દ્રોણાચાર્યને પણ લજ્જિત કરચા. તે વિદ્યામાં અંતે તે ખેચરો પારંગત થયા. વિદ્યારૂપી સાગર પાર ઊતરવાનેસારૂં ગુરૂરૂપ કર્ણધાર અર્જુન તેઓને થયો. વિદ્યાના પરિપારગામી થયા પછી ખેચરોએ ગુરૂદક્ષણામાં પોતાનું સર્વસ્વ અર્જુનને આપવા માંડચું, તેનું અર્જુને બળત્કારે નિવારણ કર્યું. એક તરફ ખેચરો સર્વ ગુરૂદક્ષણામાં સર્વસ્વ આપવાનો આગ્રહ કરે અને એક તરફ અર્જુન તે ગ્રહણ કરે નહીં જેથી તે વિષે ગુરૂ શિષ્યોનો પરસ્પર વિવાદ થયો. અંતે અર્જુને તેઓ પાસેથી કાંઈ પણ ગ્રહણ કરવાની નાજ કહી ત્યારે ખેચરોએ વિચાર કીધો કે જ્યારે એને જરૂર પડશે ત્યારે આપણો પ્રાણ આપવો પડશે તો તે પણ ગુરૂદક્ષણામાં આપશું. એવો નિશ્ચય કરી તેઓએ બીજું કાંઈ આપવાનો આગ્રહ કર્યો નહીં. અર્જુનની અને તે ખેચરોની પરસ્પર એવી દૃઢ પ્રીતિ બંધાઈ કે તેનું વર્ણન થઈ શકેજ નહી. છાયા જેમ કાયાને તજી વેગળી થતી નથી તેમ તે ખેચરો અર્જુન જ્યાં જાય ત્યાં સાથેના સાથેજ રહે. ચિત્રાંગદગંધર્વ અર્જુનની ગીતાદિકે કરી આરાધના કરી તેથી તે ચિત્રાંગદની ઉપર અર્જુનની ઘણીજ પ્રીતિ થઇ. ઇંદ્રના વાત્સલ્યે અને શિષ્યોની સેવનાએ જેમ લીલામાત્રમાં એક દિવસજ વીતો હોયના! એમ ઘણા દિવસ અર્જુન ત્યાં રહ્યો. કોઈ સમયે તેને પોતાના બંધુઓ સાંભરી આવ્યા ને તેઓની પાસે જવાનું મન થયું, તેથી તેણે જવાસારૂ ઇંદ્રરાજાની આજ્ઞા માગી. તે સમયે વિમાન તથા દિવ્યરથ અને ચંદ્રચૂડ સારથી આપી દુઃખાશ્રુએ જેનાં નેત્ર વ્યાપ્ત થયેલાં છે એવા ઇંદ્રે અર્જુનને વિદાય કરચો. તે સમયે મનસરખો જેનો વેગ છે એવા વિમાનમાં બેસનારા અને ચિત્રાંગદ જેઓમાં મુખ્ય એવા વિદ્યાધરોએ અનુગત એવા અર્જુને પ્રસ્થાન કરચું. કેટલેક દુર આગળ જઇ પોતાને વળાવવા આવેલા અને જેને અતિશય સ્નેહ પ્રાપ્ત થએલો છે એવા ઇંદ્રને પોતે પણ નેત્રમાં અશ્રુ લાવી અર્જુને બળાત્કારે પાછા ફેરવ્યા. અર્જુન અને ચિત્રાંગદ એક વિમાનમાં બેસી પરસ્પર વાર્તા વિનોદ કરતા આગળ વધ્યા. સર્વ વિદ્યાધરોએ યુક્ત એવો અર્જુન અરહંત પદે કરી પવિત્ર એવા પર્વત ઉપરનાં સંમેતશિખરાદિક તીર્થોને વંદન કરતો હતો. કોઈ ચારણ શ્રમણ સામો મળે તો આકાશમાર્ગેથી અર્જુન તેઓને નમન કરતો, એમ ક્રમે કરી લવંગ અને આંબળાદિક બહુ પ્રકારની વનસ્પતિથી સુગંધિત થયેલા ગંધમાદન પર્વત ઉપર અર્જુન આવી પહોંચ્યો. ખેચરોએ આગળથી આકાશ માર્ગે જઇ કુંતીને અર્જુનના આગમનની ખબર કરી. પુત્રનું આગમન સાં-

ભળી કુંતી મનમાં મહા આનંદ પામી અને તેની રોમાવળી હર્ષે કરી ઉભી થઇ. યુધિષ્ટિર પણ પોતાના લઘુબંધુઓ સહિત સુધાબંધુ સરખી અર્જુનની લક્ષ્મી આનંદપૂર્વક નિમેષરહિત નેત્રોએ જોવા લાગ્યો. દ્રુપદનંદની તો જેમ કમલિની પ્રફુલ્લિત થાયછે તેમ અર્જુનનો વૈભવ જોઇ મન પ્રફુલ્લિત કરી તેના ઉત્સંગના સંગમની ઇચ્છા કરવા લાગી. મહા વેગે અર્જુને ઉત્તરાભિમુખ કરી વિમાનથી ઉતરી ખેચર સહિત માતાજીના ચરણકમળમાં મસ્તક નમાવ્યું. કુંતીએ પણ અર્જુનના મસ્તક ઉપર ચંદ્ર સરખા શીતળ કર વારંવાર ફેરવી તેને નેત્રોના આનંદાશ્રુથી સ્નાન કરાવ્યું. ને બંને હાથે બળાત્કારે તેને ઊંચકી છાતી સરસો ચાંપી તેના મસ્તકનું અવઘ્રાણ કર્યું. ત્યારપછી અર્જુને યુધિષ્ટિર અને ભીમસેનને નમસ્કાર કર્યો, તેમ નકુળ સહદેવે અર્જુનને નમસ્કાર કર્યો. પાર્થની આજ્ઞા પામી ખેચરોએ પણ કેવળ જાણે તપમૂર્તિજ હોયના! એવા યુધિષ્ટિર રાજાને નમસ્કાર કરી પગે લાગ્યા. લજ્જારૂપી સીમાનો પરિત્યાગ કરી હાવભાવથી દ્રુપદનંદની અરજુનને બહુ પ્રેમ દૃષ્ટિથી જોવા લાગી. ત્યારપછી જેટલા વિદ્યાધરો અર્જુનની સાથે આવ્યા હતા તેઓની સાથ થોડીવાર વાર્તાલાપ કરી યુધિષ્ટિરે કહ્યું કે હે વિદ્યાધરો, અમે જ્યારે તમારૂં સ્મરણ કરીએ ત્યારે તમે આવજો. એમ કહી પછી તેઓ સર્વેને વિદાય કર્યા.

અર્જુને યુધિષ્ટિરાદિક પોતાના બંધુઓને વિનયપૂર્વક પુછ્યું કે મારા વિયોગે તમોએ શી રીતે કાલક્ષેપ કર્યો? તે સાંભળી યુધિષ્ટિર રાજા બોલ્યા કે જે જે તીર્થ દૃષ્ટિએ પડે ને તે તીર્થને નમસ્કાર કરીએ અને તીર્થની કથા શ્રવણ કરીએ, એમ કરી તારા વિયોગના દિવસો અમોએ વ્યતીત કર્યા. ત્યાર પછી સ્મરવ્યાપારનિપૂણ દ્રૌપદી ઘણા દિવસ અર્જુનના વિયોગે કરી સંચય કરી રાખેલું ઇંદ્રિયજન્ય સુખ તે અર્જુન પાસેથી યથેચ્છ લેવા લાગી. ઘણા દિવસ સુધી પોતાના પ્રિયભર્તારોની સાથે વિહાર કરતાં કરતાં એક સમયે દ્રૌપદીના ખોળામાં પવને કરી ઊડતું કમળપુષ્પ અકસ્માત આવી પડ્યું. દ્રૌપદી તે કમળ હાથમાં લઇ ફેરવી ફેરવીને તેનાં પ્રત્યેક પત્ર જોવા લાગી. તે સમયે તે કમળ અને દ્રૌપદીનું મુખકમળ જોઇ એમાંથી શ્રેષ્ટ કોણ તેનો પાંડવો નિશ્ચય કરવા લાગ્યા તો વાયુના યોગે કમળમાં અનપરાગતા (રેણુનું ન હોવાપણું) અને દ્રૌપદીના મુખકમળમાં અનપરાગતા (સ્વતંત્રતાનું ન હોવાપણું) એમ બંને ગુણમાં સરખાં હતાં તથાપિ તેઓ તે કમળના કરતાં દ્રૌપદીના મુખકમળનું સૌંદર્ય વધારે માનવા લાગ્યા. પછી દ્રૌપદીને તેવાં બીજાં પુષ્પની વાસના થઇ, તેથી દૃષ્ટિસંકેતે કરી તે લાવી આપવા માટે તેણે ભીમસેનની પ્રાર્થના કરી કે હે પ્રાણનાથ મને આવાં બીજાં કમળપુષ્પ લાવી આપો.

તે સમયે બુદ્ધિવાન ભીમસેને પ્રિયાના મનોરથને જાણ્યો, કારણ નિરંતર હૃદયમાં વાસ કરનારો પુરૂષ મનોગત ભાવને જાણેછે. ત્યાર પછી બળવાન એવો વૃકોદર (ભીમસેન) યુધિષ્ટિરની

આજ્ઞા લઇને જે દિશા ભણીથી કમળપુષ્પની સુગંધી આવતી હતી તે દિશા ભણી ચાલ્યો. નદી અને પર્વતોએ કરી દુસ્તર એવા માર્ગને ઓલંઘી જેમાં ઘણાં કે થોડાં કમળ પુષ્પ હોય એવું એકેય સરોવર ભીમસેને જોયું નહીં. ફરતાં ફરતાં ભીમસેનનો ઘણો કાળક્ષેપ થયો. પાછા આવતાં ઘણી વાર થઇ તેથી યુધિષ્ઠિર રાજાદિ અદીનસત્વ (મહા ધૈર્યવાન) છે તોપણ આગળ તેઓને જે દુઃખ પડવાનુંછે તે દુઃખસૂચક દુર્નિમિત્ત થતાં જાણી પોતાના સંબંધીઓને સાથે લેઇ ભીમસેનની શોધને સારૂ યુધિષ્ઠિર સત્વર તે જ્યાં હતો ત્યાં જવા નિકળ્યો. ને બંધુઓ પ્રત્યે બોલવા લાગ્યો.

યુધિષ્ઠિર—ભીમસેન અમારી પાસે હોયતો જેમ નાવે કરી મહાનદીઓ દુસ્તર નથી તેમ અમને કોઈ વિપત્તિ દુસ્તર નથી. વળી ભીમસેન અમારી પાસે હોય તો જેમ હાથીના યૂથમાં કલભ હોય તેનો કોઈ તિરસ્કાર કરી શકે નહીં. તેમ અમારો પણ તિરસ્કાર કોઈ કરી શકે નહીં. માટે આપણે સર્વ ચાલો તેની શોધ કરીએ.

રાજાની આજ્ઞા થવાથી સર્વે ચાલ્યાં. ભીમસેને જતાં જતાં માર્ગમાં મોટાં મોટાં વૃક્ષો ફાંસી નાખેલાં હતાં. તે એંધાણીથી તેઓને માર્ગ પૂછવો પડ્યો નહીં. પર્વતના વિષમ માર્ગમાં આગળ ચાલતાં એક મહાનદી આવી તેને જોઈ યુધિષ્ઠિર રાજા ખિન્ન મન કરી બોલ્યા.

યુધિષ્ઠિર—અગાધ જળવાળી આ નદી આવીછે; પણ જો ભીમસેન હોતતો આપણને ગોપદ સમ પાર ઉતારત. આ નદીથી પાર ઉતારી અમોને હવે ભીમસેનની સાથે કોણ મેળવશે?

એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળી અર્જુન બોલ્યો કે હે માહારાજ, મને આપ આજ્ઞા કરો. મારે સ્વાધીન ઘણી વિદ્યાછે, તેમાંની એક પણ વિદ્યાનું સ્મરણ કરી તેના બળે હું તમને પાર ઉતારૂં.

યુધિષ્ઠિર—હે વત્સ, જે વિદ્યા અદ્ભુત કાર્યો કરી શકેછે તે વિદ્યાને આવા સ્વલ્પ કાર્યાર્થે બોલાવવી શા માટે જોઇએ? પરંતુ પૂર્વે માર્ગને વિષે હેડંબા સહાય કરતી તેમ આ વખતે પણ તે આપણને સહાય કરશે. માટે હમણાં તેનું સ્મરણ કરવા મારૂં મન ઇચ્છા કરેછે.

એમ કહી યુધિષ્ઠિરે હેડંબાનું સ્મરણ કર્યું. તે સમયે તે તરતજ પોતાના બાળક સહિત ધર્મરાજ આગળ આવીને ઉભી. હેડંબાને બાળક સહિત પોતાની પાસે આવેલી જોઈ અમૃતની લહરીની સખીજ હોયના! એવી દૃષ્ટિએ સિંચન કરતો રાજા યુધિષ્ઠિર બહુ હર્ષ પામ્યો ને તે પ્રત્યે બોલ્યો.

યુધિષ્ઠિર—હે વત્સે, ગુરૂની આજ્ઞા માનવામાં તત્પરા, તું કુશળ છે? આ તારી પાસે જે બાળક છે તે બીજો ન્હાનો ભીમસેનજ હોયના! એવો કોણ છે?

હેડંબા—હે દેવ, જ્યારે તમે એકચક્રા નગરી આગળના વનથી મને મારા પિતાને ઘેર જવાની આજ્ઞા આપી તે સમયે હું ગર્ભવતી હતી. પિતાને ઘેર ગયા પછી પૂરે માસે આ પુત્રનો

મને પ્રસવ થયો. એના જન્મથી મને અત્યુત્સાહ થયો. જેમ જેમ એ મોટો થતો ગયો તેમ તેમ સર્વ વિદ્યા ભણીને પ્રવીણ થયો છે. વળી જોશીઓએ એના ભવિષ્ય ગુણોનું વર્ણન કરી કહ્યું છે કે આ પુત્ર એના પિતાના શત્રુઓનો નાશ કરશે. મારા સંબંધીઓએ એનું નામ ઘટોત્કચ પાડ્યું છે. કેટલીક કળાઓ એ શિખ્યો છે, અને કેટલીક શિખવાની છે તે હમણાં શિખેછે." એવાં હેડંબાનાં વચન સાંભળી તનયસ્નેહની લહરીએ જેઓનાં ચિત્ત હરણ કરેલાં છે એવા તે પાંડવો તે બાળકને પ્રેમથી આલિંગન દેઈ રમાડવા લાગ્યા. રોમાંચિત થએલી હેડંબાએ ભક્તિ સહિત કુંતી અને દ્રૌપદીને પ્રણામ કર્યો. તેમ કુંતીએ અને દ્રૌપદીએ હેડંબાને પ્રીતિપૂર્વક કુશળતા પુછી. એટલામાં તેજ સ્થલના અગ્રભાગે જેમાં નવિન કમળ પ્રફુલ્લિત થયાંછે એવા સરોવરને અવલોકન કરી અને તે સરોવરમાં ભીમસેનને જોયો એટલે હેડંબાને સ્વસ્થાનકે જવા સારૂ ધર્મ-રાજાએ આજ્ઞા કરી. પછી તે સરોવરની આશ્ચર્યકારક લહેરોથી બહાર નીકળી ભીમસેન પોતાનાં બંધુઓ પાસે આવ્યો, અને તેઓને તે સરોવરની શોભા દેખાડવા લાગ્યો, કે હે બંધુઓ, આ સરોવર ઊપર કમળના સુગંધને મોહિત થઈ પ્રાપ્ત થએલી ભ્રમરોની મેઘવર્ણ સરખી ભરચક પંક્તિ તે જાણે આ તડાગરાજના મસ્તક ઊપર મેઘાડંબર છત્રજ હોયના? એવું દેખાય છે તે જુઓ. વળી જાણે દ્રૌપદીના મુખ કમળે જીતાયલાં હોયના! એવાં અને જળના ચંચળ તરંગે કરી વારંવાર અંતર્ધાન પામનારાં શતપત્રો (કમળ) તમે જુઓ. એવી ભીમસેનની વાણી સાંભળી પણ તે સમયે દ્રૌપદીની જમણી આંખ ફરકવા લાગી. તેણે કરી દ્રૌપદીને ભીમસેનને જોવાથી આનંદ અને આંખ ફરકવાથી ખેદ પ્રાપ્ત થયો. પુરૂષમધ્યે શ્રેષ્ઠ એવા તે યુધિષ્ઠિર રાજા પુન્નાગવૃક્ષની નીચે બેસી કુંતીના ચરણ પોતાના ખોળામાં લેઈ ચાંપવા લાગ્યો. તે સમયે ભીમસેનાદિક શેષ પાંડવો જેમાં ફળપુષ્પાદિ સંપત્તિ વૃદ્ધિ પામેલીછે, એવી વનપંક્તિમાં દ્રૌપદિ સહિત યથેચ્છ ક્રીડા કરવા લાગ્યા. મોટા વૃક્ષ ઊપર બેસી પુષ્પ તોડીને દ્રૌપદીને તેઓ અર્પણ કરતા હતા. તેણે કરી દ્રૌપદી સંતુષ્ટ થઈ તે પાંડવોને આલિંગન દેઈ હર્ષ પ્રાપ્ત કરતી હતી. ત્યાર પછી કોઈએક સમયે દ્રૌપદીએ કૌતુક કરીને પોતે પુષ્પ તોડવાની ઇચ્છા કરી, ત્યારે ભીમસેન દ્રૌપદીને પોતાના સ્કંધ ઉપર બેસાડી તેના મનોર્થ પુર્ણ કરતો હવો. એવી રીતીએ તે પાંડવો નાના પ્રકારના પુષ્પોની શય્યા રચીને અને તે શય્યામાં દ્રૌપદીને શયન કરાવી પરમ-સંતોષ ઊત્પન્ન કરાવતા હતા. ત્યાર પછી દ્રૌપદીએ કેતકી પત્ર જેવડું દીર્ઘ કટાક્ષ કરી ભીમસે-નને કમળપુષ્પ આણવા સારૂ મોકલ્યો. તરવામાં અતિ કુશળ એવા ભીમસેને તે સરોવરના જળમાં તરવાનો વિચાર કરી ગદાને કાંધ ઊપર મૂકી, અને પછી તે અંદર પડ્યો. જાણે સમુદ્રનું મંદ્રાચળે કરી મથન થતું હોયના! તેમ ભીમસેન તે જળમાં ક્રીડા કરતો હતો. વિચિક્ષણ ભીમ-

સેન ક્ષણમાં ડુબકી મારે, ક્ષણમાં ડુબકી મારી ઘણે દૂર નિકળે. એમ પોતાના બંધુઓને તે તરવામાં પોતાનું કૌશલ્ય બતાવી તેઓના હર્ષને માટે જળવિહાર કરવા લાગ્યો. જેમ જેમ કમળપુષ્પ હાથમાં આવતાં ગયાં તેમ તેમ નાળ સહિત ચૂંટી લઈ કિનારાપર ફેંકવા લાગ્યો. પ્રસન્નવદની દ્રુપદનંદનીએ તે પુષ્પ એકઠાં કર્યાં. ત્યાર પછી એકવાર ભીમસેન ડુબકી મારી ઘણીવાર સુધી જળમાં રહ્યો પણ ઉપર આવ્યો નહીં, ને અકસ્માત બુડી ગયો. તે જોઈ સર્વ બાંધવો તે સમયે અતિ ઉદાસ થઈ ગયા. પ્રાણનાથને જળકેલી કરતાં થાકી જઈ ડુબી ગયેલા જાણી વ્યાકુળ થઈ દ્રોપદી પણ ઉંચે સ્વરે આક્રોશ અને હાહાકાર કરવા લાગી. કુંતીપણ હાહાકાર કરી અર્જુન પ્રત્યે કહેછે. કે હે અર્જુન, હે અર્જુન, દુષ્ટ વાસનાએ કરી કોઈ ગ્રાહે ભીમસેનને ગ્રહ્યો હશે જેથી તે પાણીના ઉપર આવી શક્યો નહીં હોય, માટે તું તેની સાહ્ય કરવા વેગથી દોડ.

એવી કુંતીની વાણી સાંભળી શત્રુનિગ્રહને વિષે સમર્થ એવા અર્જુને જેમ દીપકમાં પતંગ પડે તેમ જળમાં ઝંપલાવ્યું, અને વૃકોદરની જેમ તે પણ જળમાં મગ્ન થઈ ઘણી વાર સુધી બહાર આવી શક્યો નહીં. ત્યારે "ભીમસેન અને અર્જુન એક બીજાનો હાથ ઝાલી પાણીમાંથી બહાર આવ્યા નહીં." એવું બોલી ભાઈઓના પ્રેમે વ્યાપ્ત થએલો એવો નકુળ પણ પાણીમાં પ્રવેશ કરતો હવો. એ પ્રમાણે તે નકુળની પણ ઉદકમાં પ્રવેશ કરવાની વાસનાજ થઈ, અવાસના ન થઈ. કારણ નિશ્ચયથી, ભિન્નપણે ચાલનારા પુરૂષને તેનું દૈવયોગે કરી ફળ પણ વિપરીત પ્રાપ્ત થાયછે. નકુળ પણ જળમાંથી ઘણીવાર પર્યંત બહાર આવ્યો નહીં. ત્યારે જળમાં બુડેલા મારા બંધુઓ ઘણી વાર કેમ બહાર આવતા નથી. "એવું બોલનારો સહદેવ તેઓનો શોધ કરવા મહા વેગે કરી જળમાં પડ્યો. તે પણ જળમાં બુડી જઈ પોતાના બંધુઓની દશાને પ્રાપ્ત થયો. તે સમયે તેઓની વાર્તા સરખી પણ કોણ કહે? અરે વિધાતા જ્યારે પ્રતિકુળ થાયછે ત્યારે માણસનાં સર્વ કાર્ય વિપરીત થાયછે; તેમ બુદ્ધિ પણ વિપરીત થાયછે. તે સમયે નરેંદ્ર જેષ્ઠ યુધિષ્ટિર રાજા તે કુંતી સહવર્ત્તમાન દ્રોપદીની પાસે આવીને બોલ્યો. કે તમોને બંને એકલાં મૂકી સંબંધીઓની શોધ લાવવા હું શી રીતે જાઉં? હમણાં મારે શું કર્ત્તવ્ય છે ને શું અકર્ત્તવ્ય છે? તે વિષે મને કાંઈ સુઝતું નથી. અરે હું મહા સંકટમાં પડ્યો છું.

કુંતી — હે વત્સ. તું તારા બંધુઓની શોધને માટે જા અને તેઓને સંકટ મુક્ત કર. અમારી કશી ચિંતા ધરીશ નહીં. અમારા મનરૂપી ગુફામાં પાંચ પરમેષ્ટિરૂપ સિંહ વિરાજમાન છે; તેઓને જોઈ વિપત્તિરૂપ હસ્તિઓનાં યુથ દશે દિશાઓ ભણી નાશી જશે. તારા હૃદયમાંથી ક્ષણમાત્ર પણ પંચ પરમેષ્ટિનુ સ્મરણ કદી બહાર નિકળો નહીં. અને કુરૂવંશરૂપ સૂર્ય ઘણા કાળ પર્યંત કલ્યાણરૂપ પ્રકાશ પામો. સૂર્યાસ્ત પહેલાં તારા બાંધવોની શોધ કરી તેઓ સહિત

અહિંયાં આવી વિજયિ થઈ અમને તું સનાથ કર. આકાશમાં આકાશમણી (સૂર્ય) જ્યાં સુધી અસ્ત નથી થયો ત્યાં સુધી અમે તારાવિના માત્ર તારા આવવાની વાટ જોઇને પ્રાણ ધારણ કરશું.

કુંતીની એવી શિક્ષાને નમ્રતાયુક્ત અને અતિ દક્ષ ધર્મરાજા સ્વિકારતો હવો. કારણ ગુરૂજનની આજ્ઞાવિષે એકાગ્ર ચિત્તતા મહાન પુરૂષોને સ્વાભાવિક હોય છે. ત્યારપછી પંચ પરમેષ્ટિનું સ્મરણ કરી માતાને વંદના કરી વિલંબ કર્યાવિના તે સરોવરમાં યુધિષ્ટિરે પ્રવેશ કરચો. તે સમયે તે ધર્મરાજા પણ કુંતી અને દ્રૌપદી દુ:ખાશ્રુએ પરિપૂર્ણ થએલાં નેત્રોએ જોતાં જોતાં તે સરોવરમાં નિમગ્ન થયેલા ચાર પાંડવોનો પાંચમો સોબતી થયો. તે સર્વ પાંડવોનું ઘણીવાર સુધી આવવું ન થવાથી કુંતી અત્યંત વ્યાકુળ થઈ. તેને વ્યાકુળ થએલી જોઈ દિવસ પણ અત્યંત કૃશ થયો, તેમ પાંડવોને બુડેલા જોઈ દુ:ખિત થતો સૂર્ય પશ્ચિમદિશાપ્રત્યે સમુદ્રમાં પડવા માટેજ જાણે ગયો હોયના! અર્થાત્ સૂર્ય પણ અસ્ત થયો. તે સમયે દુ:ખિત થએલી કુંતી બોલી કે "ગ્રહોને વિષે શ્રેષ્ઠ એવો સૂર્ય તે પણ મહાર્ણવને વિષે ડુબ્યો, એ હવે કહીંએય દેખાતો નથી, અરે કાળક્રમનું ચક્ર મહા દુરાતિક્રમ છે" હવે સૂર્યાસ્તને સમયે ઉત્પન્ન થનારા અંધકારે અને કુંતી તથા દ્રૌપદીના વિસ્તિર્ણ શોકે કરી દશે દિશાનાં મુખ વ્યાપ્ત થયાં, અને સૂર્ય વિકસિત કમળો તથા દ્રૌપદી અને કુંતીનાં મુખ કમળ પણ શોકે સંકોચ પામ્યાં. એ રીતે કહી શકાય નહીં એવા પાંડવોના વિયોગે કરી શોક પ્રાપ્ત થવાથી દ્રૌપદી અને કુંતી દિવસના કર્મ સહિત મુર્ચ્છાને પ્રાપ્ત થયાં. ફરી મુર્ચ્છાંથી સાવધાન થયા પછી બહુ શોક કરવા લાગીઓ.

કુંતી—ત્રૈલોકના પ્રાણનું રક્ષણ કરવાને આનંદયુક્ત અને જળમાં યથેચ્છ સંચાર કરનાર મચ્છ કુર્માદિક કરતાં પણ તરવામાં અતિ કુશળ એવા તમારા બાહુ, તે અપુનરાવૃતિરૂપ મોટી દુર્દશાને પ્રાપ્ત થયા શું? તે સમયે દ્રૌપદી પણ વિલાપ કરવા લાગી.

દ્રૌપદી—હે મારા પ્રાણનાથ, તમે મને તજીને ક્યાં ગયા? તમો પાંચે પતિ વિના આ હું સ્ત્રી તે આ રાત્રી શી રીતે નિર્ગમન કરીશ? અરે જે તમોએ દીધેલી પુષ્પમાળા તે પણ યદ્યાપિ મ્લાનતા પામી નથી હજી તેવીને તેવીજ છે, એટલામાં તમે હા દૈવ, દૈવવશે કરીને આ દશાને પ્રાપ્ત થયા?" કુંતી અને દ્રૌપદીના રૂદનની સાથે તે સરોવરની પાળ ઊપરના વૃક્ષોપર માળા બાંધી રહેલાં પક્ષીઓના સામટા શબ્દે કરી જાણે સંધ્યા રૂપી સ્ત્રી પાંડવોના સ્નેહે કરી રૂદન કરતી હોયના! એવી દીસવા લાગી. તે સમયે કુંતી દ્રૌપદીને ધીરજ આપેછે.

કુંતી—હે દ્રૌપદી તું તારા હૃદયમાં ધૈર્ય ધર, ઊંચે સ્વરે રોઇશ નહીં પણ શોકનો સંકોચ કર. મુખ કમળે કરી કમળોનો તિરસ્કાર કરનારી હે દ્રૌપદી, હજી તારા પતિઓ જીવતા છે. તેઓ

આ વિપત્તિથી પાર પામી ફરી રાજ્ય વૈભવ પામશે એવું મોટા મુનિઓએ પણ ભાખેલું છે. પરંતુ કોઈ આપત્તિમાં પડ્યાછે માટે હમણાં તો તેઓના રક્ષણને માટે આપણે બંને જણીઓએ કાંઈ પ્રયત્ન કરવો જોઇએ. વિપત્તિરૂપ વૃક્ષના અંકુરને છેદન કરવાવાળો માત્ર એક ધર્મજ સમર્થ છે; માટે હવે આપણ નિષ્કપટ ધર્મયુક્ત જે કર્મ છે તે કર્મ કરીએ. એવું કરશું તો આપણા મનોરથ સિદ્ધ થશે. એવું કહી કુંતી છાની રહી. તે સમયે દ્રૌપદી બોલી.

દ્રૌપદી--હે માત, તમે સત્ય વાત કહી, પણ મારાજ અપરાધથી મારા પતિઓની ઉપર આ આપત્તિ આવી પડીછે, એવું વિચારી મને બહુ ક્લેશ થાયછે. ભીમસેનને કમળ લાવવાનો મેં આગ્રહ કર્યો તેથીજ આ અનર્થ પ્રાપ્ત થયો, એવું વિચારી મારૂં મન વારંવાર દગ્ધ થાયછે.

કુંતી--હે વત્સે, એમાં તારો કિંચિત પણ દોષ નથી, અવશ્ય જે ભાવી બનવાનું છે; તેને કોઈ પણ નિવારી શકે નહીં.

એમ પરસ્પર તેઓ વાર્તા કરેછે એવામાં ચંદ્રે તેઓના ઊપર શીતળ છાંયા કરી પોતાનું સુજનપણું બતાવ્યું, તે જાણે કિરણ રૂપ વસ્ત્રે કરી શોકયુક્ત તેમનાં મુખનું માર્જન કર્યું હોયના! તેઓના શોકે કરી મિચાઈ જઇ કમળોએ પણ પોતાનું સુજનપણું દરશાવ્યું. જાણે સહસા હાસ્ય કરતાં હોયના, તેમ કુમુદગણોએ પ્રફુલ્લિત થઈ દ્રૌપદી અને કુંતી પ્રત્યે પોતાનું દુર્જનપણું જાહેર કર્યું. પછી કુંતી આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગી.

કુંતી --મારો અરહત દેવ હોય, ગુરૂ મારા સુસાધુ હોય તો હે સમ્યક્દર્શી દેવો તમે મારા પુત્રોનાં સર્વ વિઘ્નો દુર કરો." એવું કહી પંચપરમેષ્ટિનું સ્મરણ કરી પોતાની ભુજવલ્લિ પ્રસારી કાયોત્સર્ગમાં સ્થિત થઈ, તે જોઈ દ્રૌપદી બોલી.

દ્રૌપદી--હે દેવ, કિન્નર અને ખેચરો વિગરે તમે સર્વ પોત પોતાનો વ્યાપાર છોડી મારી વાત સાંભળો. ચંદ્રાંશુ જેવું મારૂં સ્વચ્છ શીલ તમે જાણતા હો તો મારા પ્રિયપતિઓની સર્વ આપત્તિ દૂર કરવામાં સહાય કરો.

એવું કહી તે પણ અંતઃકરણને વિષે જિનેશ્વરનું ધ્યાન કરવા લાગી ને પથ્થરવત્ કાયોત્સર્ગમાં સ્થિત થઈ ગઈ. તે સમયે દ્રૌપદી અને કુંતીનું અભિષ્ટ કરવા સારૂં વનનાં શ્વાપદો પણ વૈરભાવ ત્યાગી તથા જળપાન કરવું ત્યાગીને કુંતી તથા દ્રૌપદીની આશપાશ વૃક્ષની પેઠે સ્તબ્ધ થઈ ઊભાં જાણે તેઓપણ મનમાં પ્રાણાયામ કરતાં હોયના! અથવા દેવતાનું ધ્યાન કરતાં હોયના! વળી કુંતીનું તથા દ્રૌપદીનું એવું મહાત્મ જોઈ જંતુઓનો સંહાર કરનારા રાક્ષસો તે પણ સંહારનો પરિહાર કરી તેઓની આશપાસ સ્તબ્ધ થઈ ઊભા. તે દ્રૌપદી અને કુંતીના દુઃખની સાક્ષી, શોકને ઊત્પન્ન કરનારી અને જંતુના શબ્દે કરી આક્રંદ કરનારી એવી રાત્રી પક્ષીઓના

શબ્દે કરીનેજ જાણે નાશ પામી હોયના? તેમ નાશ પામી. અંધકાર નષ્ટ થઈ ગયો તેના મિષે કરીનેજ જાણે બંનેનાં દુષ્કર્મ નષ્ટ થઈ ગયાં હોયના! અને પ્રભાત થઈ સૂર્યના તેજનો પ્રભાવ ચાલ્યો તે જાણે બંનેના પૂણ્યોદયનો પ્રભાવ આરંભ થયો હોયના! તે સમયે દ્રૌપદી તથા કુંતીની પાંડવોના વિયોગે કરી મ્લાનમૂર્તિ થએલી જોઈ ચંદ્ર અસ્ત થયો તે જાણે પાંડવોની શોધ કરવા ગયો હોયના! પ્રાતઃકાળ થયો એટલે પવનના પ્રહારે કરી તે સરોવરમાં જળની લેહેરો ઉપરા ઉપરી થવા લાગી ને પાળ ઉપર જ્યાં કુંતી અને દ્રૌપદી બેઠાં હતાં ત્યાં તેઓના ચરણોને સ્પર્શ કરવા લાગીઓ તે જાણે સરોવર પોતાના અપરાધની તેઓ પાસે ક્ષમા માગતું હોયના? મોટા મુનિંદ્રોથી પણ જે ધ્યાન દુઃસાધ્યછે તે ધ્યાને કરી નિશ્ચળતાને પ્રાપ્ત થએલાં કુંતી તથા દ્રૌપદીને જોવા સારૂં સૂર્ય પણ ઊદયાચળ ઉપર આવી ઊભો. રાત્રી વીતી એટલે સમગ્ર શ્વાપદો સાવધાન થયાં. તે સમયે નિર્મળ જળવાળા તે સરોવરમાંથી તેજ બાહાર પડ્યું અને કર્ણને પ્રિયકર એવા ક્ષુદ્રઘંટિકાના શબ્દ સંભળાવા લાગ્યા. થોડીવારે સુવર્ણ સ્થંભવાળુ અને જેમાં અમુલ્ય મણીરત્નો જડેલાંછે, એવું એક વિમાન સરોવરમાંથી બાહાર નિકળ્યું; તે જાણે બીજું સ્વર્ગજ હોયના! તે સમયે તે મોટી શોભાવાળું સરોવર પણ કૌતકે કરી નિમેષરહિત કમળરૂપી કોટ્યાવધિ નેત્રો ધારણ કરી તે વિમાનને જોવા લાગ્યું હોયના! તેમ દીસવા લાગ્યું. તે વિમાનમાંથી ઊતરીને, મોટા વિપતિરૂપ સમુદ્ર જેઓએ તર્યો છે એવા તે પાંડવોએ કુંતીના ચરણકમળને પ્રણામ કર્યો. તે સમયે પાંડવોની સાથે એક દિવ્ય મૂર્તિધર, યુવાવસ્થાવાળો અને પાંડવોની ઉપર બહુ પ્રીતિ કરનારો દેવ આવ્યો હતો તે હાથ જોડી કુંતી પ્રત્યે બોલ્યો કે "હે પૃથા તારો ધર્મ સફળ થયો તે બહુ સારી વાત થઈ. હવે તું તારા આ લીધેલા વ્રતનું પારણુ કર. આ તારા પુત્રો નમ્ર થઇ તારા ચરણપર મસ્તક નમાવી રહ્યાછે.

તે સમયે કુંતી કાયોત્સર્ગ વૃતનું વિસર્જન કરી અતિશય આનંદ પામી પોતાના પુત્રોના સર્વાંગ ઉપર હસ્તકમળે કરી મૃદુસ્પર્શ કરવા લાગી; અને તેણીએ દ્રૌપદીનો હસ્ત ઝાલી તેને પણ સમાધીથી વિરકત કરી. જળપાન કરી શ્વાપદો પણ વનનો માર્ગ લઇ પોતપોતાને સ્થાને ગયાં. ત્યાર પછી પાંડવોની સાથે આવેલા દેવની પાસે, જીતેલાંછે કમળનાં વન જેમના મુખોએ એવાં કુંતી, દ્રૌપદી અને પાંડવો એ સૌ જઈ બેઠાં. ત્યાં કુંતીએ પોતાના પુત્રોની દિવ્ય કથા તે દેવને પુછી. તે દેવ પણ આનંદ સહિત પ્રફુલ્લ નેત્ર કરી પાંડવોની દિવ્ય કથા કહેવા લાગ્યો.

દેવ—હે કલ્યાણી, કેવલી મુનિને વાંદવાને અર્થે વિમાનમાં બેશી આકાશમાર્ગે ઇંદ્ર અહીંયાં થઇને જતા હતા. એવામાં આ ઠેકાણે તેના વિમાનની ગતિ છેક બંદ થઈ ગઈ, તે જોઇ તેને અતિ ક્રોધ વ્યાપ્યો ને બોલ્યો.

ઇંદ્ર—એવો કોણ મુર્ખ છે કે જેણે મારૂં વિમાન નીચેથી ઝાલીને ખેંચ્યું છે. જો તે મારી દૃષ્ટિએ પડશે તો તેના મસ્તક ઊપર વજ્રનો પ્રહાર કરીશ.” એમ કહી મહા ક્રોધોદ્ધત થઇ વજ્ર-પાણિએ હાથમાં વજ્ર લીધું, ને ચારે દિશાઓ ભણી દૃષ્ટિ કરી જોવા લાગ્યો પણ વિમાનની ગતિ મંદ પાડનાર કોઇને પણ તેણે જોયો નહીં. માત્ર નિરૂપાધિ સમાધિને વિષે સ્થિત થએલીઓ તમો બંનેજણીઓને તેણે સાક્ષાત દીઠાં. તે સમયે તે પ્રફુલ્લ નેત્ર કરી મારી પ્રત્યે બોલ્યો.

ઇંદ્ર—પુત્ર અને પ્રિતમોના વિયોગે કરી દુઃખિત થઈ સમાધિ લઈ આ બે જણીઓ સ્થિત થએલીઓ છે; તેમની સમાધિના પ્રભાવે કરી મારૂં વિમાન આગળ ગતિ કરી શકતું નથી. આ બંને સ્ત્રીઓ દેવોને પણ માન્ય છે. આ બંનેમાંથી એકતો પાંડવોની માતા કુંતી છે અને બીજી પાંડવોની સધર્મિણી (સ્ત્રી) છે. કુંતીનું સમ્યક્‌ત્વરૂપ રત્ન અત્યંત તેજઃપુંજ હોઇને વિપત્તિ રૂપી કાદવમાં પણ અધિક પ્રકાશ પામેછે. સર્વ પાપરૂપ અંધકારને નાશ કરનારૂં અને ધ્યાન સમયે જેમાં સર્વ તીર્થંકરોએ એક સમય આશ્રય કરેલો એવું એનું માનસિક તીર્થ છે. વળી આ દ્રૌપદી પણ પોતાના મહિમાએ શોભનારી છે અને પંડિત પુરૂષો એને પતિવ્રતરૂપ તેજજ હોયના! એવું કહેછે. તે માટે તું સત્વર જઈને વિપત્તિરૂપ કાદવથી પાંડવોનો ઊદ્ધાર કર, એટલે આ બંને મહા સતીઓના મનોરથ પૂર્ણ થશે. આ સાગરનો સહોદર હોયના! એવું સરોવર નાગેંદ્રનું છે. જો કોઈ આ સરોવરનું મથન કરેતો તે નાગેંદ્ર સહન કરી શકતો નથી. દ્રૌપદીએ ભીમસેનની પાસે કૌતક કરી કમળપુષ્પને સારૂ પ્રાર્થના કરી હતી, તેથી કમળ લેવા સારૂ ભીમસેને આ સરોવરમાં પ્રવેશ કર્ચો હતો; તેને નાગદેવોએ અધોભાગે આકર્ષણ કરી હરણ કર્ચો. “હા ભીમસેન જ-ળમાં બુડી ગયો” એમ સમજી અર્જુનાદિક ચારે બંધુઓ આકુળ વ્યાકુળ થઈ તેની શોધ કરવા સારૂં અનુક્રમે સરોવરમાં પ્રવિષ્ટ થયા. તેઓને પણ દુષ્ટ ચિત્તવાળા નાગદેવોએ નાગપાશે બંધન કરી નાગેંદ્રની પાસે લઈ ગયા છે; તે માટે હે સેનાપતે, તું સત્વર તે સ્થળે જા, અને પાંડવોને એ આપત્તિથી મુક્ત કર. નાગરાજ પણ “આ પાંડુપુત્રો છે” એમ જાણશે ત્યારે તેઓનો બહુ સત્કાર કરશે.

એવાં ઇંદ્રનાં વચન સાંભળી પ્રીતિયુક્ત થઇ તેની આજ્ઞાએ હું તરતજ તે નાગરાજની રા-જ્યધાનીમાં ગયો. તે સ્થળે દૃઢ નાગપાશે બંધાયલા, લજ્જિત થઈ અધોમુખ કરી બેઠેલા, શોકે કરી કૃશ થએલા અને શોકાશ્રુએ કરી નેત્રો ભરાએલાં એવા તારા પુત્રોને હે કુંતી જે સમયે મેં જોયા તેજ સમયે મહા બળવાન, દુઃખ રહિત અને સ્વરૂપવાન એવા તારા પુત્રોને નાગરાજે પણ બહુ પ્રેમયુક્ત દૃષ્ટિએ જોયા. તે સમયે નમ્રતાયુક્ત એવા નાગરક્ષકોએ નાગરાજની પ્રાર્થના કરી કે, “હે દેવ, તમારા સરોવરનું મંથન કરનારા આ કોઈ મનુષ્યો છે. એમણે પાડાની જેમ

રૂમીને સરોવરનું જળ અતિશય ડ્હોળી નાખ્યું. અને ઘણાં કમળ મૂળથી ઉખેડી નાંખ્યાં." આ પ્રમાણે તે રક્ષકોએ પ્રાર્થના કરેલો નાગેંદ્ર પણ પાંડવો ભણી જોઇ સ્તબ્ધ થઈ ગયો; અને મનમાં કાંઇ ચિંતન કરવા લાગ્યો કે આવા મહા બળવાન પુરૂષો કોણ હશે? તે સમયે લાગ જોઇને હું તે નાગેંદ્ર પ્રત્યે બોલ્યો કે "હે નાગેંદ્ર, તમે આ પુરૂષો સંબંધી કાંઈ વિચાર કરશો નહીં. જેઓનો ત્રૈલોક્યમાં પ્રખ્યાત યશ છે એવા આ પાંડવો છે. એઓમાંથી કોઇએ પણ તમારો અપરાધ કરચો નથી; એવું જાણી એઓને બંધન મુક્ત કરાવવાસારૂં ઇંદ્રે તમારી પાસે મને મોકલ્યો છે. હે નાગરાજ આ તારા શેવકો જળચરોમાં જેવો ગ્રાહ દુષ્ટ છે તેવા દુષ્ટછે એ માટે જળક્રીડા કરનારા આ આયુધ રહિત પાંડવોને એઓએ કપટે કરી બંધન કરયાછે. હવે આ પાંડવોને શું કરવું? તે વિષે જે યોગ્ય કર્તવ્ય તે તું જાણેછેજ. કારણ અમાવાસ્યાને ઠેકાણે પ્રાપ્ત થએલા ચંદ્રનો સૂર્ય સત્કારજ કરેછે." એ પ્રમાણેની મારી વાણી સાંભળી તે નાગેંદ્રે સંતુષ્ટ થઈ પોતે મહા ત્વરાથી ઊઠીને તારા પુત્રોને નાગપાશથી મુક્ત કરચા. અને પોતાના આસન સરખા બીજા આસનો ઉપર બેસાડી સત્કાર કરચો વળી તે નાગેંદ્રના જે સેવકોએ તારા પુત્રોને બંધન કરી આણ્યા હતા તે સેવકોને તે નાગેંદ્રે બહાર કાઢી મૂક્યા. ત્યાર પછી તે નાગેંદ્રે તારા પુત્રોને અનુક્રમે નામાદિક પૂછી આ ધર્મરાજા, આ ભીમસેન, આ અર્જુન એમ અનુક્રમે નાના મોટા કોણ? તે જાણી લીધું. પછી તે પાતાલ પ્રભુ (નાગેંદ્ર) ધર્મરાજાને આલિંગન કરી બોલવા લાગ્યો.

નાગરાજ—હે ક્ષમાપાલ યુધિષ્ટિર રાજા, મારા શેવકના એક અપરાધને ક્ષમા કરવા તું યોગ્યછે. કારણ કદી અજાણતાં પામર જનથી અવજ્ઞા થાયતો મહાત્મા પુરૂષો તેના ઉપર ક્રોધ કરતા નથી. સ્થાવર (વચ્છનાગાદિક) અને જંગમ (સર્પાદિક) તેના સર્વ વિષને દૂર કરેછે, એવી આ મણીમાલાછે તે હું તમને આપુંછું" એમ કહી તે મણીમાળા ધર્મરાજાને અર્પણ કરી, અને દ્રૌપદીને કર્ણાભૂષણ સારૂં એક નીલુ કમળ આપી કહ્યું કે પાંચે પતિઓને કલ્યાણ હશે ત્યાંસુધી એ કમળ અત્યંત પ્રફુલ્લિત રહેશે અને પતિઓને જો કદિ અક્ષેમ હશે તો આ કમળ મ્લાનત્વ પામશે" એવું કહી તે નાગરાજ ધર્મ રાજાની પ્રશંસા કરવા લાગ્યો કે, હે યુધિષ્ટિર રાજા, તારા ભીમસેન અને અર્જુન બંધુઓએ કીર્મ્મિરાદિક રાક્ષસોનો નાશ કરચો તેનાં અદ્ભુત ચરિત્રોનું અહીંની નાગસ્ત્રીઓ નિરંતર હીંચતાં સમયે ગુણગાન કરેછે; માટે હે રાજન, બંધુઓ સહિત થોડાક દિવસ અહીંયાં નિવાસ કરી અમારા પાતાળ લોકને પવિત્ર કરવાને તું યોગ્ય છે. એવું સાંભળી ધર્મરાજા બોલ્યો કે હે નાગેંદ્ર જે અમારી માતા કુંતી કે જેણે અમોને દુધ વિગેરે પાઇને અમારા ક્લેશનો નાશ કરચો, તે હમણાં અમારા વિયોગે કરી દ્રૌપદી સહિત અતિ દુઃખે કરી પ્રાણ સંકટમાં પડી હશે, માટે તે બંનેને જે રીતિએ હું જીવતીઓ જોઊં તેવો તમે ઊપાય કરી મને વહેલો વિદાય કરો.

યુધિષ્ટિરનો એવો આગ્રહ જોઈ તે નાગપુંગવ બહુ આદર સત્કારથી પાંડવોને વિદાય કરવા લાગ્યો, અને પોતે વળાવવા સારૂં ઘણે દૂર સુધી પાછળ આવ્યો. તે સમયે નમ્રતાયુક્ત રાજા યુધિષ્ટિર તે નાગરાજ પ્રત્યે બોલ્યા કે."હે નાગેંદ્ર આપે અમારે માટે સરોવર રક્ષાને સારૂં રહેલા જે નાગરક્ષકોને દૂર કર્યાછે તેઓને કૃપા કરી ફરી આપ આપની સેવામાં રાખો." એવાં યુધિષ્ટિરનાં વચન સાંભળી તે નાગપુંગવ બોલ્યો કે હે ધર્મરાજ એ શંખ ચૂડાદિક તડાગરક્ષકો જે સમયે કર્ણાર્જુનનું યુદ્ધ થશે તે સમયે અર્જુનને તેઓ સહાય કરશે, ત્યારપછી તેઓને મારી સેવામાં રાખીશ.

એવો નાગરાજનો ઊત્તર સાંભળી રાજા યુધિષ્ટિરે તેને પ્રણામ કર્યો ને તેને પગે લાગી તે નાગેંદ્રના વિયોગે નેત્રોમાં આંસુ લાવી બળાત્કારથી પાછા વાળ્યા. (એ વાત કહી તે પુરૂષ કુંતીને કહેછે,) હે કુંતી તારા પુણ્ય પ્રભાવે કરી અને ઇંદ્રની આજ્ઞાએ કરી તારા પાંચે પુત્રોને આણીને મેં તારે સ્વાધીન કર્યા. એટલું કામતો મેં ઇંદ્રની આજ્ઞાથી કર્યું. હું સ્વતાં તમારી એટલીજ સેવા કરી શકીશ કે તમારે જ્યાં જવું હોય ત્યાં વિમાનમાં બેસાડી લઇ જઇશ તે સાંભળીને અતિ નમ્રપણે કુંતી બોલી કે હે સૌમ્ય, તારા મહાત્મનું ક્યાં સુધી વર્ણન કરીએ? તેં અમારા ઘણા ઊપકાર કર્યાછે. હમણાં અમને સર્વને અહીંયાંથી દ્વૈત વનનેવિષે તું ત્વરાથી લઈ જા.

કુંતીનાં વચન માન્ય કરી તે પુરૂષ સૌને વિમાનમાં બેસાડી દ્વૈત વનમાં લઇ ગયો. ત્યાં મૂકીને પછી પાંડવોની આજ્ઞા લઇને તે પુરૂષ જે સ્થળેથી આવ્યો હતો ત્યાં ગયો. ત્યારપછી અહીં તહીં વનમાં ફરતાં પાંડવોનાં પાંચ વર્ષ વીતી ગયાં અને હવે સંબંધીઓ સહિત રાજા યુધિષ્ટિર દ્વૈત વનમાં રહ્યા. નાગરાજે આપેલી મણીમાળા યુધિષ્ટિરે પોતે પહેરી; ને કમળ હતું તે કર્ણાભૂષણમાં દ્રૌપદીને પહેરાવ્યું. ને તેઓ સર્વે માતાની અને પ્રિયાની સમાધીના અદ્ભુત પ્રભાવનું વારંવાર સ્મરણ કરી આનંદ પામવા લાગ્યા. કદિક ઇંદ્ર વિદ્યાધરની પ્રીતિનું અને કદિક નાગેંદની પ્રીતિનું સ્મરણ કરી સુખે કાળ નિર્ગમન કરવા લાગ્યા.

शिखरिणी वृत्त.

कदाचित्जैनेंद्रस्तवननवगुंफव्यतिकरैः,
कदाचिन्मार्गस्थ श्रमणचरणोपास्तिविधिनाः,
कदाचिन्निर्णीतस्वसमयविचारोपनिषदा,
दिनानि स्वान्येते, किमपि चरितार्थान्यरचयन् ॥

અર્થ—જિનેંદ્રના સ્તવનો વિષે અને નવી નવી પર્ણકુટિ (ઝૂંપડી) ઓને વિષે તે એમ કે ક્યાં બાંધવી ક્યાં ન બાંધવી વિગેરેના પરસ્પર એક બીજાના જે વિચાર તેણે કરી, ક્યારે ક્યારે માર્ગમાં જતા આવતા શ્રમણયતિની ચરણોપાસના વિધિએ કરી, પ્રતિ દિવસે અમુક

વખતે અમુક કામ કરવું, એમ પોતાનો નિર્ણય કરેલો કાળ તેને વિષે તે તે કર્મ વિચાર પૂર્વક કરવું તેણે કરી અને ઉપનિષદ શ્રવણાદિક તેણે કરી તે પાંડવોએ કંદ મૂળ ફળાદિક વડે નિર્વાહ કરી પોતાના ઘણા દિવસ કાઢ્યા.

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये किरातार्जुनीय तलतालुवध कमलाहरगवर्णनो नामाष्टमः सर्गस्तस्य भाषांतरं समाप्तम् ॥ ८ ॥

## અથ નવમ્ સર્ગ પ્રારંભઃ

ત્યારપછી તે વનમાં પાંડવો વાસ કરીને સુકૃત સંપાદન કરતા હતા, એવામાં કોઇએક સમયે દુર્યોધનની સ્ત્રી ભાનુમતી ત્યાં આવી. ત્યારે દુરથી દ્રૌપદીએ તેને જોઈ અને સામી જઈ સત્કાર કરી પોતાની સાથે આશ્રમમાં આણી. તે સમયે જેનું અતિશય મ્લાન મુખ થઈ ગયું છે એવી તે ભાનુમતી કુંતીને અને ધર્મરાજાને વંદન કરવા લાગી. ભીમસેનાદિકોએ તેનો સત્કાર કરવા માટે જેને સૂચના કરેલી છે એવી દ્રુપદનંદનીએ આપેલા આસનનો સ્વિકાર કરી ધર્મરાજાના મોંઢા આગળ તે ભાનુમતી ખોળો પાથરી કરગરવા લાગી. તે સમયે અધોમુખ જેણે કરેલું છે, જેનું મેશ સરખુ શ્યામ વદન થઈ ગયુંછે, વાણીની ગતિ જેની ગદ્ગદ થઈ ગઇ છે, અને જેણે નેત્રોમાંથી મોતીના દાણા જેવાં વેહેનારાં અપાર આંસુએ પ્રસારેલા અંચળને સંપૂર્ણ ભીંજાવી નાખ્યું છે એવી ભાનુમતી પ્રત્યે જોઇને ધર્મરાજા બોલ્યા.

ધર્મરાજા—હે વત્સે. આ તને મહાભય સૂચક શું થયું છે?

એવી ધર્મરાજાની વાણી સાંભળી ભાનુમતી ઉંચ સ્વરે રૂદન કરવા લાગી. તે સમયે તેનું દુઃખ જોઈ નેત્રોમાં જેને આંસુ આવી ગયાં છે એવી કુંતીએ ઉઠીને પોતે તેનું આશ્વાસન કર્યું એટલે આકાશ અને ભૂમિને વ્યાપ્ત કરનાર જે આક્રંદ તેને ધીમે ધીમે તે ઓછું કરવા લાગી. તે સમયે દ્રૌપદીએ વલ્કલે કરી તેનાં આંસુ લુછયાં છતાં નૈત્રરૂપ તળાવડીમાંથી ફરી અધિકાધિક અશ્રુ વહેવા લાગ્યાં; તે જોઈ "હે વત્સે તેં કોણ કારણ માટે મારા મોંઢા આગળ ખોળો પાથર્યો છે? એવું જ્યારે ધર્મરાજાએ પુછ્યું ત્યારે તે ભાનુમતી બોલી કે હે દેવ, જેનું કોઈપણ રક્ષણ કરનાર છે નહીં એવી હું ભરથારની ભિક્ષા માગવા સારૂં તમારી પાસે ખોળા પાથરૂંછું.

યુધિષ્ટિર—મારા દુર્યોધનાદિક બંધુઓ શું ત્યારે કોઈ વિપત્તિમાં પડ્યા છે કે?" એવું જ્યારે યુધિષ્ટિરે પુછ્યું ત્યારે તે ભાનુમતી ફરીથી બોલી.

ભાનુમતી—હે દેવ, પોતાના અવિલોકને કરી ગાયોનાં વૃંદને કૃતાર્થ કરતા તમારા દુર્યોધનાદિક બંધુઓ સહજ આ દ્વૈત વનમાં આવ્યા. પછી કોઇએક સમયે આસપાસના વનમાં

પોતાના સેવકોને ઉતરવાની જગ્યા જોવા સારૂં તેમણે દૂતને આજ્ઞા કરી. તે દૂત જગ્યા જોઇને પાછો આવી રાજા પ્રત્યે પ્રાર્થના કરવા લાગ્યો.

દૂત—હે દેવ, આ વનની સ્પર્ધા કરનારૂં એવું એક બીજું મહા સુંદર વન અહીંથી પાસે-જ છે, તે વનમાં એક સુંદર મેહેલ છે; તે એવો શોભાયમાન છે કે તેવો મહેલ દેવાદિકોનો પણ નહિ હોય; પરંતુ ત્યાં રક્ષકોના ભયે કરી અમારો પણ પ્રવેશ થતો નથી." એવી તે દૂતની વાણી સાંભળી તમારા બંધુએ મહાક્રોધ કરચો ને તે દૂતને આજ્ઞા આપી કે યુદ્ધમાં કુશળ એવી ચતુરંગ યુક્ત સેના સાથે લઇને તમે જાઓ અને ત્યાં જે કોઇ તમારો નિષેધ કરવા પ્રવૃત થાય તેનો તમે વધ કરજો" એવી દૂર્યોધનની આજ્ઞા થઇ એટલે સેના સહીત તે દૂતે ત્યાં જઇ બળાત્કારથી તે રક્ષકોનો નિગ્રહ કરચો, પછી તમારો બંધુ તે મેહેલમાં જઇને રહ્યો. તેની આશપાશ જેમ ચંદ્રની આશપાશ ઉપગ્રહો રહેછે તેમ કર્ણ દુઃશાસનાદિક જુદાજુદા નિવાસ કરી રહ્યા. ઇંદ્ર જેમ નંદનવનમાં ક્રીડા કરેછે તેમ તમારા ભાઇએ વૃક્ષ સમુદાયે સુશોભિત તે વનમાં ક્રીડા કરવા માંડી. લીલાએ કરી ક્યારેક પર્વતના શિખર ઉપર ચઢી જાય, ક્યારેક વન ઉપવનમાં જઈ ક્રીડા કરે, અને ક્યારેક સરોવરને વિષે જળ વિહાર કરે. અને ઉછંકળ એવા સેનાના માણસો જેમ કમળના વનનું હસ્તિ મર્દન કરે તેમ તે વનનું મર્દન કરવા લાગ્યા. બીજે દિવસે આકાશને વિષે જ્યાં ત્યાં અસંખ્ય વિમાન વિમાન દીસવા લાગ્યાં, તેમાં વિવિધાયુધ ધારણ કરી બેઠેલા કોટિક સુભટો હતા, તેઓ ગર્જના કરી બોલ્યા કે અન્યાય માર્ગે ચાલનારો દુર્યોધન પંથી ક્યાં છે? આ વનનો સ્વામિ ચિત્રાંગદ, તેનો યત્નેકરી શોધ કરેછે. તે સમયે એ પ્રમાણે બોલતી વિદ્યાધરની સેનાને જોઈ તમારા ભાઇને તથા કર્ણાદિકને અને સર્વ સેનાને મહાક્ષોભ પ્રાપ્ત થયો. સેનાની સાથે આવેલા વણિક લોકો તો હાટ બંધ કરી અને પોતાનાં વાસણકુસણ ગાડામાં ભરી પોતાના બાળકોને લઇ સ્ત્રીઓને આગળ કરી કેડ બાંધી પલાયન કરવા લાગ્યા; તેઓની સ્ત્રીઓ અતિ વ્યાકુળ થવા લાગીઓ. સેનાના માણસો પરસ્પર કેહેવા લાગ્યા કે "ઉતાવળે કવચ પેહેરો, ઉતાવળે કવચ પેહેરો," ધનુષ્ય ધારણ કરો "એવી અમારી સેનાની ઊંચસ્વરે વાણી સાંભળવામાં આવી અને મંડળિક રાજાઓના નિવાસમાં મદે કરી મોટી ગર્જના કરનાર હાથીઓ બંધન તોડવા લાગ્યા છતાં મહાવતોએ અતિ પરિશ્રમે તેઓને ઝાલીને લઢાઇને માટે સજ્જ કરયા પછી કોઈ તો હાથી ઉપર સ્વાર થાયા, કોઈ તો કાંબોજ દેશમાં ઉત્પન્ન થએલા અશ્વો ઉપર સ્વાર થયા, કોઈ સાધારણ અશ્વ ઉપર સ્વાર થયા, કોઈ બાહલીક દેશી અશ્વો ઉપર સ્વાર થયા એમ સર્વ સત્વર તત્પર થઈ ગયા. વિદ્યાધરનું તથા તમારા ભાઈનું સૈન્ય એવી રીતે થોડી વારમાં સજ થયું એટલે દુર્યોધનના સેનાપતિઓ વિદ્યાધરોને કહેછે.

સેનાપતિ—હે વિદ્યાધરો, અમારો સ્વામિ આ વનમાં યથેચ્છ ક્રીડા કરેછે તેમાં તમોએ આવીને વિઘ્ન કરચું; માટે તમારી ભુજાઓ ચળવળેછે તે ચળવળાટ અમે હવે દૂર કરશું. એવું કહી તે મહાવીરો વિદ્યાધરોની સેના ઉપર ઉર્દ્ધમુખી તીક્ષ્ણ બાણોની વૃષ્ટિ કરીને તે બાણોએ શત્રુઓનું આતિથ્ય પ્રખ્યાત કરવા લાગ્યા; પણ તમારા ભાઈની સેનાના સુભટોનાં બાણો વિદ્યાધરોના સૈન્ય સુધી પહોંચી શક્યાં નહીં; ને જેમ તુટેલું ફળ જમીન ઉપર પડેછે તેમ તેઓના મનોરથ સહિત વ્યર્થ થઈ તે બાણો પૃથ્વી ઉપર પડ્યાં, અને વિદ્યાધરોએ કરેલી બાણ વૃષ્ટિએ કરી જેમ આકાશથી મેઘ વૃષ્ટિએ કરી કર્દમ (કાદવ)નો નાશ થાયછે તેમ તમારા ભાઇની સેનાનો નાશ થયો; સેનાનું નામ સુદ્ધાં પણ રહ્યું નહીં. તે સમયે સોમદત્ત, કલિંગ, ભગદત્ત, જયદ્રથ, વિશલ્ય, ભૂરિશ્રવા, ચિત્રસેન, વૃહદ્બલ, શુશર્મા અને કૃતવર્મા વિગેરે બીજા અનેક રાજાઓએ તે વિદ્યાધરોની સાથે યુદ્ધ કરવા પ્રવૃત થઈ દુંદુભિ વગડાવ્યાં. પછી પરસ્પર તે રાજાઓનું તથા વિદ્યાધરોનું યુદ્ધ ચાલ્યું. રાજાઓએ વિદ્યાધરોની સેના ઉપર શક્તિ, બાણ, શલ્ય અને ત્રિશુળાદિક આયુધોની તેમાં કેટલાંક યંત્રે કરી છોડેલાં અને કેટલાંક હાથે કરી છોડેલાંની વૃષ્ટિ કરી. તે વૃષ્ટિએ કરી વિદ્યાધરોનાં વિમાન વિદ્ધ થએલાં છતાં તેઓના ભણી જયલક્ષ્મીએ દૃષ્ટિ કરી તેણે કરી રોમાંચ થયાં હોયના! એવાં શોભવા લાગ્યાં. રાજાઓનું તથા વિદ્યાધરોનું પરસ્પર યુદ્ધ થયું પણ તે ન્યાય યોગ્ય થયું કહેવાય નહીં; કારણ રાજાઓ ભૂમિ ઊપર રહી લડનારા અને વિદ્યાધરો આકાશ માર્ગે રહી યુદ્ધ કરનારા હતા. તે સમયે વિદ્યાધરોના સેનાપતિએ પોતાના સુભટોને આ પ્રમાણે કહ્યું કે હે સુભટો, આ આપણો શત્રુ દુર્યોધન પોતાની ચતુરંગ સેનાએ કરી આપણા વિમાનોને વિદ્ધ કરી હમણાં પૃથ્વીને વિષે ઇંદ્ર સરખો પરાક્રમી થયો છે, માટે આપણે કોઈ પણ ઊપાય કરવો જોઇએ. એવું કહી અમારી સેનામાંના રાજાઓને મોહનાસ્ત્રનો પ્રયોગ કરી સંમોહ ઉત્પન્ન કરતો હતો. તે પ્રયોગે કરી તે સમયે તે રાજાઓ પોતાના હાથમાંથી શસ્ત્રાસ્ત્ર પડી જાયછે તે પણ ન જાણતા હતા. એ પ્રમાણે રાજાઓનો પરાજય થયો સાંભળી ગર્વ કરી જેના ઉન્મત્ત બાહુ દંડછે એવો કર્ણ મહા ગર્વ આણી સેનાને મોખરે થઈ યુદ્ધ કરવા સારૂં પ્રવૃત થયો. યુદ્ધને વિષે રાધેય (કર્ણ) પ્રાપ્ત થયો તે જોઈ વિદ્યાધરેશ્વર મનમાં આનંદ પામી કર્ણ પ્રત્યે બોલ્યો કે હે રાધેય, તું મહા ઈર્ષાએ યુદ્ધ કરવા ઉદ્યુક્ત થયો છે તો હવે તારૂં સર્વ યુદ્ધ કૌતુક બતાવ. ચંડ ગાન્ડીવધન્વા (અર્જુન) ની તું નિરંતર સ્પર્ધા કરેછે તો આજે તારૂં પરાક્રમ હું જોનાર છું," એવી વિદ્યાધરેશ્વરની વાણી સાંભળી વિધિવત્ ધનુર્વિદ્યા જાણનારા કર્ણે "મારૂં તું પરાક્રમ જો" એવું કહી તીવ્ર બાણ છોડવા માંડ્યાં. તેની બાણ મૂકવાની, બાણ યોજવાની અને તે વિના તેની ઘણા પ્રકારની હસ્ત લાઘવતા જોઈ તે વિદ્યાધરાધીશ અહીં તહીં હર્ષયુક્ત દૃષ્ટિ કરવા લાગ્યો. પછી

તે વિદ્યાધરાધીશે પણ પોતાની હસ્ત લાઘવતા કર્ણને દરશાવી. તે બંને સુભટોનું મહાવીર પુરૂષોએ ઇચ્છા કરવા યોગ્ય એવું પરસ્પર ઘોર યુદ્ધ થયું. તે સમયે મહારણની મધ્યમાં જયશ્રી ઊભી રહી વિચારવા લાગી કે કર્ણની ભણી જાઉં કે વિદ્યાધરેશ્વર ભણી જાઉં? પછી વિદ્યાધરેંદ્રે કર્ણને મર્મસ્થાનમાં બાણે કરી તાડિત કર્યો તેણે કરી નવિન પલાયન કળાને કર્ણ શિખવા લાગ્યો, અર્થાત પલાયન કરી ગયો. દુર્જય શત્રુને જીતાયો જાણી સર્વ વિદ્યાધરો જય પ્રાપ્ત થઈ તેણે કરી પ્રકાશમાન થયા. કારણ દુર્જય શત્રુ જીત્યો હોયતો સર્વ લોક આનંદ માને છે. અહીંયાં યુદ્ધમાંથી કર્ણને નષ્ટ થએલો જાણી તમારા ભાઇએ અતિ ક્રોધ આણી પોતાના સર્વ બંધુઓ અને શકુનિ આદિ બીજા વીર પુરૂષો સહિત વિદ્યાધરેશ્વરની સાથે લઢવાનો નિશ્ચય કરી દુંદુભિ વગડાવ્યાં ને તેઓ સર્વ સજ થઈ યુદ્ધમાં ઊભા. નવિન કવચ અંગમાં ધારણ કરેલા દુર્યોધનને સબંધુ યુદ્ધમાં જોઈ હાસ્ય મુખ કરી મોટો ગર્વ આણી તે વિદ્યાધરેશ્વર બોલ્યો.

વિદ્યાધરેશ્વર—હે દુર્યોધન, આ તને બાહુમદ પ્રાપ્ત થયો છે કે લક્ષ્મીનો મદ પ્રાપ્ત થયો છે? જેથી કરી મારા ક્રીડાવનનું, મારા મેહેલનું અને મારા ક્રીડા સરોવરનું તેં વિમર્દન કર્યું; તને આ મદરૂપી રોગ ઉત્પન્ન થયોછે તેનો હું મારા શસ્ત્રૌષધે કરી નાશ થવાનો ઉપાય કરૂંછું.

દુર્યોધન—હે વિદ્યાધર, તું ઉપાલંભ (ઉપહાસ અથવા વાચાળપણું) શા માટે કરેછે? જેની શક્તિ તેનું ત્રિલોક એ નિશ્ચય છે. આ તારૂં ક્રીડાવન, મેહેલ, સરોવર વિગેરેનું મર્દન કર્યું તેમાં તે શું પણ તારી શ્રી સહિત તારૂં જીવિતવ્ય પણ આ ક્ષણે લેઉંછું.

એ પ્રમાણે જલ્પના કરી તે વિદ્યાધર રિપુને સો તીવ્રબાણ માર્યાં. તમારા કુળની એવી રીતીછે કે પ્રતિપક્ષિની ઊપેક્ષા ન કરવી. તે વિદ્યાધર પણ સર્વ પ્રકારે શસ્ત્રાસ્ત્રથી યુદ્ધ કરવા લાગ્યો. એવો કોણ છે કે બળવાન શત્રુ આવી ઉપદ્રવ કરે તે સમયે તેનો પ્રમાદ કરે? દુર્યોધનના બાણ ઘાતે કરી આંધળું થયું છે જેઓનું પરાક્રમ એવા વિદ્યાધરો સર્વે કાયર થઈ યુદ્ધમાંથી એક ક્ષણ માત્રમાં પલાયન કરી ગયા. માત્ર સેનાપતિ યુદ્ધ ભોમિમાંથી પલાયન ન કરતાં છતાં ત્યાં ઊભો રહ્યો. તે એકાકી શત્રુને પકડવા સારૂં આયુધ ધારણ કરેલો તમારો ભાઈ બંધુ સહિત તેની સામે ધસ્યો; પરંતુ એટલામાં તો પાછા ફરીને શ્વાન સમુદાય જેમ વરાહને ઘેરી લે તે પ્રમાણે બાણે કરી યુદ્ધ કરનાર અને અતિ શૌર્યવાન એવા તે દુર્યોધનને વિદ્યાધરોએ ઘેરી લીધો. ત્યારે તે ઘણાઓની સાથે યુદ્ધ કરતાં છતાં ખેચરોની સેનાએ ઐક્યતા કરી તમારા ભાઇને મહા ખિન્ન કરી અને આખરે બંધુઓ સહિત બંધન કરી ગ્રહી લીધો. સર્વને પ્રથમ દૃઢ લોહ સાંકળે પગ બંધન કરી પછી તેઓના સર્વના ગળામાં એક લોહ સાંકળ પેહેરાવી. ત્યાર પછી તે વિદ્યાધરેશ્વર પગે ચાલનારા તમારા બંધુ સહિત દુર્યોધનને આગળ કરી તે મેહેલમાં આવી ત્યાં રહ્યો. સર્વના દેખતાં તેણે

તેમની રાજશ્રી હરણ કરી લીધી. અને તે સમયે તમારા બંધુઓને દુઃસહ એવા સૂર્યના તડકામાં સ્થાપન કર્યા. પતિને તથા દેવરોને બાંધીને બંદીવાન કરેલા જોઈ હું આક્રંદ કરતી રણક્ષેત્રમાં જઈ કલ્પાંત કરવા લાગી; અને તે સ્થળે તેજ રહિત થએલા મોટા મોટા રાજાઓને જોઈ હું બોલી કે હે જયદ્રથ તારો યુદ્ધ રથ ક્યાં? હે બૃહદ્બલ તારૂં બળ ક્યાં ગયું? કલિંગ રાજાને જોઈ મેં તેમને કહ્યું કે હે કલિંગેશ, તમારા સ્વામિને બંધન કરી વિદ્યાધર લઈ ગયો તેની તમને લેશ લજ્જા નથી આવતી" મારાં એવાં વચન સાંભળી તેઓ સર્વ અધોમુખ કરી અવળા ફરી બેઠા અને ત્યાંથી દૂર કોઈ વિષમ પૃથ્વી ભણી જઈ વાસ કરીને રહ્યા. તમારા અનુજોને નિત્યે વિમાનમાં બેસાડી ખેચરો સર્વ સેનામાં દેખાડે ને કહેકે જેઓની ભુજાઓમાં બળ હોય તેઓ આ તમારા સ્વામિ સબંધુ દુર્યોધનને અમારા સ્વામિએ બળાત્કારે બાંધ્યો છે તેને છોડાવે. એવી રીતે નિત્ય અપમાન થવાથી તમારા બંધુપણ પોતાના મંડળિક રાજાઓના સમુદાય ભણી પોતાને મુકત કરવા વિષે સૂચક એવી દુઃખાશ્રુએ ભીંજેલી દૃષ્ટિ કરતા હતા. તે સમયે તે રાજાઓ દુર્યોધનને બંધન થએલો જોઈ નીચું મુખ કરી લજ્જાયમાન થયા. અને વારંવાર "આપણા આ વિદ્યાધરેશ્વર શત્રુનો નાશ શી રીતે થશે? તે વિષે વિચાર કરવા લાગ્યા. મારો પ્રભુ બંદીગ્રહમાં છે ને મારો પરાજય થયો છે એવું જાણી હમણાં કર્ણ પોતાને જીવતો મુવો જાણે છે. દુર્યોધનને બંધન જાણી ધૃતરાષ્ટ્રને રાજ સોંપી ભીષ્મપિતા, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય પોતે આ દ્વૈતવનમાં આવ્યા. તેઓની પાસે દુઃખથી અધોમુખ કરી હું ઊંચસ્વરે રૂદન કરવા લાગી. તે સમયે ભીષ્મપિતા ગદ્‌ગદ થઈ બોલ્યા.

ભીષ્મપિતા—હે વત્સે, તું રોઈશ નહીં. એવીજ ભવિતવ્યતા હશે. તારા ભર્તાર વિષે તું કાંઈ ચિંતા કરીશ નહીં. તેઓને આ બંધનમાંથી મુકત કરાવવા માત્ર પાંડવો સમર્થ છે. માટે તું તેમની પાસેં જા, સાધુ પુરૂષો વિશેષે કરી, નિરંતર પોતાનો અપકાર કરનારા પુરૂષોપર પણ ઉપકાર કરેછે. એવાં ભીષ્મપિતાનાં વચન સાંભળી હું તમારી પાસે આવીછું. તે ખેચરેશ્વર હમણાં પોતાના નગરમાં જવાનો છે. હે મતિ સાગર, હે દેવ, એ કારણ માટે આ પ્રસંગે જેમ યોગ્ય લાગે તેમ તમે કરો. કુળમાં વ્યોમમણી રૂપ તમે છો માટે તમારા અનુજના બંધનથી તમારાજ તેજની હાની છે. એવી ભાનુમતીની વાણી સાંભળી ધીમેથી દ્રુપદનંદનીનો ભાનુમતી ન જાણે તેમ હાથ દાબી ભીમસેન પ્રફુલ્લ લોચન કરી તેની પ્રત્યે બોલ્યો.

ભીમસેન—હે દેવી તેં સાંભળ્યું કે? તારા કેશ ગ્રહણ કરવાથી ઉત્પન્ન થએલું ફળ દૈવયોગે મારા દેખતાં તેઓને હમણાં નિશ્ચયે કરીને મળવાનો આરંભ થવા લાગ્યો. જેઓ નિરર્થક વૈર કરેછે તેનું તેઓને દૈવ ઉતાવળેજ ફળ આપેછે. જે સમયે તારા કેશનું ગ્રહણ તેઓએ કર્યું તે સમયેજ તે દુર્યોધનનો વધ કરવા હું ઉત્સુક થયો હતો પણ તે સમયે આર્ય યુધિષ્ઠિરે મને વારી

રાખ્યો. મોટાભાઇની આજ્ઞા શિરસાવંદ્ય છે; એવું જાણી તે સમયે હું ગમ ખાઈ ગયો. હે દેવિ, હમણાં શત્રુઓ વિપત્તિ ગ્રસ્ત થયાછે તેમને વિપત્તિ મુક્ત કરવા આર્ય યુધિષ્ઠિર આજ્ઞા કરશે તો એથી આપણું શું શ્રેય થવાનું છે? હું એમ ધારૂં છું કે હમણાં ઉદાસિન વૃતિવાળા ધર્મરાજા શત્રુઓને મુક્ત કરવાની આજ્ઞા આપશે નહીં. કારણ જે સ્નેહે કરી દુર્યોધન આ દ્વૈતવનમાં આવ્યોછે તે સ્નેહ આર્ય યુધિષ્ઠિરને પ્રિયંવદ નિવેદન કરી ગયોછે; તેથી તેઓને વિપત્તિ મુક્ત કરવાની આજ્ઞા આપતાં તે સ્નેહને તે નિશ્ચય સંભારશે. એવો ભીમસેને નિશ્ચય કરચો, પરંતુ ભાનુમતી પ્રત્યે સ્નેહ ગલિત થએલા મનવાળા આર્ય યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું કે, "હે વત્સે મારા બંધુને પણ કેવો મહા ખેદ આવી પ્રાપ્ત થયોછે? હું મારા ભાઇને છોડાવીશ એમાં સંશય નથી. ગમે તેવો તેનો અપરાધ હો પણ એ મારો બંધુછે; તેથી એ બંધાયો જાણી મને બહુ ક્લેશ થાયછે" એ પ્રમાણે એકાંતમાં બોલાતી ભાનુમતીનું આશ્વાસન કરીને પછી આર્ય યુધિષ્ઠિર, ભીમસેન અને દ્રૌપદીના દેખતાં અર્જુન પ્રત્યે કહેછે કે હે ભ્રાત, કોઈ દુષ્ટ ખેચરે આપણા દુર્યોધન બંધુને બાંધી લીધોછે તેને છોડવવા સારૂં તું ઉતાવળો જા. યુધિષ્ઠિરને આજ્ઞા કરતાં જોઈ ભીમસેન બોલ્યો.

ભીમસેન—હે આર્ય, તમે આપણું અપ્રિય જુઓછો કે શું? આ દૈવ આપણું હિત કરચું તે પણ તમે સહન કરી શકતા નથી? ઝેર દીધું, જળમાં બુડાડ્યા, કપટ દ્યુતમાં પ્રિયાને જીતી લઈ કેશ પકડ્યા, ઇત્યાદિક અનેક પ્રકારે આપણો એ લોકોએ અપકાર કરચોછે તે હે આર્ય, તમે કેમ વિસરી ગયા?

યુધિષ્ઠિર—હે વત્સ, નાનાભાઈ ઊપર જો કોઈ આપત્તિ આવે તો તે આપત્તિ મનેજ આવી એમ જાણવું. સંત પુરૂષો પોતાના જનો ઊપર આપત્તિ આવેલી જોઈ ઊપેક્ષા કરતા નથી. સૂર્ય છે તે કમળની વિપત્તિ પ્રતિ દિવસ પ્રાતઃકાળમાં હરણ કરેછે. વળી પોતાના ગોત્રની અહોરાત્રિ રક્ષા કરવી એ કુલિન પુરૂષોનો ધર્મ છે. પૂર્વના રૂષિઓએ, કુલિન છતાં પણ દ્વેષાદિક કરી પોતાના ગોત્રનો ઘાત કરનારા પુરૂષને અકુલિન કહી વરણવ્યો છે. જો કે પોતાનો સંબંધી દુર્વૃત્તિવાળો હોય તોપણ તેની મહાજનો રક્ષા કરેછે. મેઘ છે તે પોતાની પાસે રહેનારી વિજળીરૂપ અગ્નિની જળની જેમ વૃષ્ટિ કરી ત્યાગી ન દેતાં રક્ષણ કરેછે. વળી પ્રત્યેક પૂર્ણિમાએ ચંદ્ર પોતે પૂર્ણ કળાવાન થઈ સૂર્યનો અસ્ત જો કે જુએછે તોપણ અમાવાસ્યાને દિવસે ક્ષીણ કાંતીવાળો થઈ પોતાની પાસે આવેલા ચંદ્ર ઉપર સૂર્ય ઉપકારજ કરેછે. એ દુર્યોધનાદિક સો અને આપણ પાંચ પાંડવો તે પરસ્પર વિવાદ ભલે કરીએ, પણ જો કોઈ પ્રતિપક્ષિ ઉભો થાય તો તેની સામા આપણ એકસોને પાંચ એક જાણવા. માટે આ અર્જુન, દુર્યોધનને બંધન મુક્ત કરાવવા જાય. વળી બંધુ ઊપર ઊપકાર કરવાનો આવો અવસર ફરી ક્યાંથી મળશે? એ પ્રમાણે જ્યેષ્ઠ બંધુની આજ્ઞાએ

કરી અર્જુને એકાંતમાં બેસી વિદ્યાદ્વારે ખેચરાધિશ ઇંદ્રની પ્રાર્થના કરી. તે સમયે ખેચરસુભટોની બહુ સેના આપી ઇંદ્રે ચંદ્રશેખરને અર્જુનની પાસે મોકલ્યો. તે ચંદ્રશેખર ઇંદ્રના વિમાનમાં બેસી ખેચરોની સેના સહિત અર્જુનની પાસે આવ્યો. અર્જુને તેને નમસ્કાર કર્યો. એટલામાં તો અલંકૃત થએલા અને શસ્ત્રાસ્ત્ર સજેલા એવા વિદ્યાધરોનાં વિમાનો ત્યાહાં થઇને દ્વૈત વનમાંથી દૂર નિકળી ચાલ્યાં; તે, અર્જુનની સેનામાંના સુભટોએ જોયાં; તો તેમાં બંધુ સહિત બંધન કરેલા અને સેનાની મધ્યમાં રાખી રક્ષણ કરેલા દુર્યોધનને દીઠો. તે સમયે અર્જુન પણ તેને બંધન કરેલો જોઈ મહાવેગે છોડાવવા સારૂં ધાયો. વળી અર્જુનના સેનાધિપતિએ વિદ્યાધરેશ્વરને કહ્યું કે, દુર્યોધનનો બંધુ અને તમારો શત્રુ તમારી લગભગ આવ્યો છે માટે ઉભા રહો, ઉભા રહો. આ વચન ખેચરેશ્વરને વિષ તુલ્ય અને દુર્યોધનને પિયૂષ ગંડૂષ (અમૃતના કોગળા) તુલ્ય લાગ્યાં. એકજ કાળ અને એકજ વચન છતાં ભિન્ન અધિકારીઓના ભેદે કરી તે વચનનો એવી રીતે રસ ભેદ થઈ ગયો. પછી અર્જુનનો સેનાધિપતિ દુર્યોધનના બંધનને જોઈ તે ખેચરોની સાથે તીવ્ર બાણે કરી યુદ્ધ કરવાનો આરંભ કરવા લાગ્યો. તે સમયે પોતાના સ્વામિની સંપૂર્ણ કીર્તિનું ફળ એવા દુર્યોધનને ન છોડવા સારૂં મહા અભિમાની સર્વે ખેચરો અતિ શૌર્યથી અર્જુનાદિકના સાથે યુદ્ધ કરવા પ્રવૃત થયા. એ પ્રમાણે આગળ ઉભેલી સેનાનું યુદ્ધ શરૂ થયું એટલે આયુધ ધારણ કરનારા કપિધ્વજ અર્જુને બંધન કરેલા દુર્યોધનને સમિપ ભાગે જોયો. તે સમયે દુર્યોધન, અર્જુનને જોઈ મહા ખેદયુક્ત થયો. મુખ પણ મલિન થઈ ગયું. અને તે એવી ચિંતા કરવા લાગ્યો કે "હે દૈવ, તું મારા ઉપર કોપ કરીને સાંપ્રતકાળે મને મોત કાં આપતો નથી! આ બંદીગ્રહથી અર્જુનદ્વારા મારૂં બંધન મુક્ત થવું તે નિરંતર મારા હૃદયને વિષે મર્મ ભેદન કરનારૂં અને મૃત્યુ કરતાં પણ અધિક થશે." એ પ્રમાણે ક્રોધે કરી ચિંતાતુર થએલા દુર્યોધનની પાસે તે ખેચરેશ્વર પણ આવ્યો અને જુએછે તો ત્યાં અર્જુનને દુર્યોધન પાસે ઉભેલો તેણે દીઠો. તે સમયે તે ખેચરેશ્વરે પોતાના સુભટોને દુર્યોધનના દેખતાં યુદ્ધ કરતા બંધ રાખ્યા. અને પછી તે ખેચરેશ્વર, અર્જુનના ચરણ કમળને વંદના કરવા લાગ્યો. તેને ઉઠાડીને અર્જુને દૃઢ સ્નેહાલિંગન દીધું. ત્યાર પછી ચિત્રાંગદ અતિશય નમ્રતા પૂર્વક અર્જુનની પાસે આસન ઉપર બેઠો. તે સમયે અર્જુને ચિત્રાંગદને પુછ્યું કે હે ચિત્રાંગદ, આ કેમ વારતા બની છે? તે મને કહે? એવી અર્જુનની વાણી સાંભળી દુર્યોધન સાંભળતાં ચિત્રાંગદ અર્જુન પ્રત્યે બોલ્યો કે "હે કુમાર, પૂર્વે તમોને વિદાય કરી હું મારી નગરી ભણી જતો હતો. જતાં જતાં માર્ગમાં મને નારદમુનિ મળ્યા. તેમને મેં વંદના કરી; ત્યારે મારા મસ્તક ઉપર હાથ ફેરવી તે મારી પ્રત્યે આનંદ પૂર્વક બોલ્યા કે "હે ચિત્રાંગદ આટલા દિવસ તું ક્યાં હતો? તને જોઈ મારૂં મન બહુ પ્રસન્ન થયું છે." એવાં મુનિનાં વચન સાંભળી

હું બોલ્યો કે "હે મુનિનાથ, આદિનાથને વંદના કરવા ઇંદ્રકીલ પર્વત ઉપર હું ગયો હતો, ત્યાં મેં અર્જુનનો કિરાત વિજયનો કોળાહુળ સાંભળ્યો, તેથી હું તેને જોવા સારૂં રથનુપુર નગરમાં ગયો. ત્યાં જઈ તેને જોયો એટલે હું અતિ વિસ્મિત થઈ મારા બંધુઓને પણ વિસરી ગયો. પછી એ અર્જુન મારો ગુરૂ થઈ મને ધનુર્વિદ્યા શિખવવા લાગ્યો; અને મને ધનુર્વિદ્યા પારાયણ કર્યો. ધનુર્વિદ્યા શિખવા બીજા શેંકડો ખેચરો એના શિષ્ય થયા. એ સર્વમાં અર્જુન મારા ઉપર વિશેષ પ્રીતિ રાખેછે. પૂર્વે અર્જુન અમારે ત્યાં ઘણા દિવસ રહીને પછી પોતાના બંધુઓને મળવા સારૂં ગયો. હમણાં તે અર્જુને આજ્ઞાપિત એવો હું પણ મારી નગરીને વિષે જાઉંછું." એવી રીતે મારૂં વૃત્તાંત સાંભળી તેઓ બોલ્યા કે હે ચિત્રાંગદ, સંબંધીઓને સાથે લેઈ દુર્યોધન તારા ગુરૂ અર્જુનને મારવા આવે છે. તે મારશે તો ગુરૂપ્રીતિએ કરી તેનો તને પછીથી શોક થશે, માટે હમણાં તેનો તું પ્રતિકાર કરવાનો વિચાર કર." એવી રીતે નારદ મુનિ બોલતા હતા, એવામાં મારા એક ખેચર અનુચર આવીને મને સમાચાર કહેવા લાગ્યો. તે સમાચાર મારી ક્રોધાગ્નિમાં સમિધ રૂપ થયા.

અનુચર— હે દેવ, દ્વૈતવનની પાસેજ જે આપણું કેલિવન છે, તે વનમાં વિરોધી દુર્યોધને આવીને બહુ ઉપદ્રવ કર્યો છે. તમારી પ્રિયા સુદ્ધાંએ પણ જે વનનાં પલ્લવ સરખાં પણ તોડ્યાં નથી, તે વનને તે પંદ દુર્યોધને છિન્ન ભિન્ન કરી નાખ્યું. જે વૃક્ષોના પુષ્પોની સુગંધી તમારૂં મસ્તકજ જાણે છે, એવાં સુગંધમય પુષ્પોએ પુષ્પિત થએલાં વૃક્ષો તેણે મૂળથી ઉખેડી નાખ્યાં. અને જેની ડાળીઓ તોડી નાખેલીઓ છે એવાં ચંપક વૃક્ષો હમણાં દીન સરખાં થઈ પડ્યાં છે. જેને તમે પુત્ર સમાન ગણી જળ સિંચનાદિક લાલન પાલન કરી ઉછેર્યું હતું, તે કદલી વન હમણાં નાશ પામ્યું છે. વળી જે વનમાં દેદીપ્યમાન રત્નના સ્થંભ અને સ્ફાટિકમણીની જેને ભીંતોછે, એવું રાજગૃહ છે; તે વનમાં બળાત્કારે રક્ષકોને મારીને તથા કાઢી મૂકીને દુર્યોધન હમણાં રહેછે, હું તો આકાશ માર્ગે ઉડીને આ સ્થળે તમોને સમાચાર કહેવા આવ્યો છું; માટે હે દેવ, આ સમયે જે યોગ્ય હોય તે કરવાને તમે યોગ્ય છો.

એ પ્રમાણે નારદની અને તે દૂતની વાણી સાંભળી દુર્યોધનને મારવા સારૂ હું મહા ઉત્સુક થઈ ક્રોધ કરીને ધાયો. આ દુર્યોધને, ધર્મરાજાને ઉદ્વેગ કરાવ્યો તે પાપેજ બંધન પામ્યો, નહીં તો એના આગળ મારૂં પરાક્રમ કોણ ગણતીમાં? તે સાંભળી અર્જુન બોલ્યો કે હે ચિત્રાંગદ, તારી પાસેથી દુર્યોધનને ધર્મરાજાની આજ્ઞાએ મેં બંધન મુકત કરાવ્યો; તેનું કારણ એ કે દુર્યોધનની સ્ત્રી ભાનુમતી ધર્મરાજાની આગળ રૂદન કરતી શરણે આવી પતિભિક્ષા માગી ખોળા પાથરી કરગરવા લાગી, તેથી દયા લાવી ધર્મરાજાએ દુર્યોધનને છોડાવાની આજ્ઞા કરી.

એવી અર્જુનની તથા ચિત્રાંગદની પરસ્પર વાણી સાંભળી દુર્યોધન મનમાં ચિંતન કરવા લાગ્યો કે આ બંનેનું બોલવું મને પાકાક્ષત ઉપર ખારૂ પાણી છાંટ્યા સરખું અતિ દુઃખદ લાગે છે. અરે મારા દેહને ધિઃકાર છે. તે પછી ચિત્રાંગદ અર્જુન પ્રત્યે કહેછે.

ચિત્રાંગદ—હે અર્જુન, રાજા યુધિષ્ઠિરની આજ્ઞા, પ્રસાદ પુષ્પ પ્રમાણે મને શિરસાવંદ્ય છે. માટે હવે આર્ય યુધિષ્ઠિરનો મુખચંદ્ર પૂર્ણ ચંદ્રની કાંતી તુલ્ય દૈદીપ્યમાન નિશ્ચયે કરીને કરૂંછું.

ત્યારપછી પ્રથમ રાજા યુધિષ્ઠિરને નમસ્કાર કરવાનું કબુલ કરાવી પછી દુર્યોધનને બંધનમુક્ત કરી ચિત્રાંગદ સહિત અર્જુન યુધિષ્ઠિર પાસે આવવા નિકળ્યો. થોડીવારે વિમાનની ક્ષુદ્રઘંટિકાનો નાદ સાંભળી સન્મુખ થએલા અને અલ્હાદકારક શબ્દ કરનારા બંધુઓ સહિત રાજા યુધિષ્ઠિર આકાશ માર્ગે આવનારા દુર્યોધનને જોવા લાગ્યા. ત્યાં શેકડો વિમાનોએ યુક્ત થએલા અર્જુનને, સ્નેહે કરી પ્રાપ્ત થએલી આનંદાશ્રુની લહરીએ નિમેષોન્મેષ રહિત એવા ધર્મરાજાદિક બંધુઓએ અને કુંતીએ તથા દ્રૌપદીએ જોયો. તે સમયે મહા તેજસ્વી અર્જુનને અને અતિ નિસ્તેજ એવા પોતાના દુર્યોધન સ્વામિને જોઈ ભાનુમતીનું મન સુખદુઃખ યુક્ત મિશ્રરસે કરી વ્યાપ્ત થયું. સર્વ ગંધર્વાદિક વિમાનથી નીચે ઉતરી ધર્મરાજાને વંદન કરતા હવા. માત્ર દુર્યોધન તે સમયે ફરી નમસ્કાર નહિ કરવા નિશ્ચયયુક્ત ચિત્તવાળો હતો. કારણ તેના શરીરમાં પગથી તે મસ્તકપર્યંત દુષ્ટસ્વભાવ વ્યાપ્ત થઈ રહ્યો હતો તેથી કરી મહાત્મા ધર્મરાજાને વિષે પણ તેને નમ્રતા થઈ નહીં. મોટા બંધનના દુઃખે કરી ચાલવાને અસમર્થ, તેથી તે દુર્યોધનને વિમાન ઉપરથી ઉચકીને લીધો, અને ધર્મરાજાની આજ્ઞા પ્રમાણે તેને ત્યાં લાવીને અર્પણ કર્યો. તે સમયે કુંતી ઉતાવળે તેની પાસે આવી તૃણ, ધાન્ય, અક્ષત અને તાંદુલે વધાવી લઈ બહુ પ્રકારે આશિર્વાદ દેઈ તેનો સત્કાર કરતી હવી. તેમજ ધર્મરાજા, પોતાને નમસ્કાર નહીં કરનારા એવા દુર્યોધનને અતિ પ્રીતિએ આલિંગન દેવા લાગ્યો. કારણ પોતાના માનાદિકની ઈચ્છા ન કરતાં સાધુજનો પોતાના શત્રુનું પણ હિત કરેછે. ત્યારપછી ધર્મરાજા દુર્યોધન પ્રત્યે બોલ્યો.

યુધિષ્ઠિર—હે વત્સ, તેજસ્વી એવા ચંદ્રસૂર્યને પણ પ્રસંગોપાત રાહુના બંદિગ્રહમાં વાસ પ્રાપ્ત થાયછે, પરંતુ તેમનો તે વાસ્તવિક પરાભવ નથી. તેમજ આ વિદ્યાધરથી તારો સ્વલ્પ પરાભવ પણ થયો નથી એવું અમો સર્વ જણોએ અવશ્ય જાણવું જોઈએ. એવું જો ન જાણીએ તો અમારા પાંચમાંથી તો કોઈ જવાનું નથી પણ પરાભવના ખેદે કરી આ દ્વૈત વનથી તું પણ હસ્તિનાપુર પાછો ન જાય તો બહું ખોટું થાય. કારણ સાંપ્રતકાળે સર્વ કૌરવો અનાથ હોઈને દુઃખ પામતા હશે, માટે તું પાછો હસ્તિનાપુરમાં જઈ તે સર્વ કૌરવોને સનાથ કર.

એ પ્રમાણે ભાષણ કરી વન મધ્યે ઉત્પન્ન થએલી વસ્તુએ દુર્યોધનનો આદર સત્કાર કરી

થોડો ઘણો દુઃખિત થઈ બંધુ સહવર્તમાન તેને યુધિષ્ઠિર રાજા હસ્તિનાપુરને વિષે મોકલતો હવો. દુર્યોધન પણ ત્યાંથી કાળુ મોઢુ કરી ઉઠીને જવા લાગ્યો. મારવાડ દેશમાં વૃષ્ટિ થએલું જળ જેમ સ્થિર રહેતું નથી તેમ દુષ્ટબુદ્ધિ પુરૂષને કરેલા ઉપકાર તેના મનમાં સ્થિર રહેતા નથી ને નિષ્ફળ જાયછે. ત્યારપછી ધર્મરાજા, ચંદ્રશેખરને તથા ચિત્રાંગદ ગંધર્વને વિદાય કરી અર્જુન સહવર્તમાન નાનાપ્રકારના વાણી વિનોદ કરતા ત્યાંજ રહ્યા. આ ચરિત્રમાં આર્ય પુત્ર યુધિષ્ઠિરની દયા દુર્યોધનની કથા, અને દુઃશાસનાદિ બંધુઓનો ઉપહાસ એ સર્વેનું વર્ણન કરચું.

અહીંયાં દ્વૈતવનમાં તે પાંડવો આનંદે કરી રહેતા હતા. એકદિવસ પ્રાતઃકાળમાં આકાશમાં પ્રસરેલી રજ તેઓના જોવામાં આવી. તેનું કારણ શોધતાં તેઓને માલમ પડચું કે હસ્તિનાપુરથી ચતુરંગસેના લેઈને જયદ્રથ દ્વૈતવનમાં આવ્યોછે. તેની સાયુધ વીર, હસ્તિ, સ્વાર અને રથાદિક વાળી સેનાના ચાલવાથી ઉડેલી રજે કરી આકાશ વ્યાપ્ત થઈ રહ્યુંછે. થોડીવારમાં તો દુઃશલાનો પતિ જયદ્રથ પોતાના પરિવારસહિત કુંતીને નમસ્કાર કરવાસારૂ તે સ્થળે આવ્યો અને જ્યાં કુંતી બેઠી હતી ત્યાં જઈ તેને વંદન કરવા લાગ્યો. તે સમયે કુંતીએ ઊત્તમ આશિર્વાદ કરી તેને પરમ સંતોષ પમાડી તે જયદ્રથ જમાઈ થાય તેથી કરી બહુ હર્ષ અને માને કરી કેટલાક કાળ પર્યંત તેને ત્યાંજ આગ્રહથી રાખ્યો. માતાની આજ્ઞાથી અર્જુને મંત્રવડે પ્રાપ્ત કરેલી પકવાનાદિ રસવતીએ કરી જયદ્રથની ખાનપાનાદિકની સારી આગતા સ્વાગતા કરી.

એક સમયે સર્વે પાંડવો વનમાં જાંબુક્રીડા કરવા ગયા. તે લાગ જોઈ જેમ રાવણે જાનકીનું હરણ કરચું હતું તેમ જયદ્રથે કપટે કરી દ્રૌપદીનું હરણ કરચું. દુરાત્મા પુરૂષો સુકૃત પુરૂષોની સાથે સદાય વૈર સાધે છે. અમૃત પાઇને ઊછેરેલો સર્પ અમૃત પાનારને પણ ડંખ માર્યાવિના રહે નહી. જે સમયે દ્રૌપદીને લઈ જયદ્રથ ચાલ્યો તે સમયે તે દ્રૌપદી પ્રત્યેકનું નામ લઈ પોતાના પાંચે પતિઓને પોકાર મારતી ઊંચે સ્વરે રૂદન કરતી હતી. ભીમસેન અને અર્જુન એટલામાં પાસેજ હતા તેઓ અતિ પ્રિય એવી દ્રૌપદીનું રૂદન સાંભળી મહા ક્રોધ કરી દોડતા ત્યાં આવ્યા. આશ્રમમાં કુંતી હતી તેણે ભીમાર્જુનને કહ્યું કે જો જયદ્રથને જીવથી મારશો તો દુઃશલા વિધવા થશે; માટે એની જીવ રક્ષા કરજો. ભીમાર્જુન ત્યાંથી જયદ્રથની પછવાડે મહા વેગથી ધાયા. યુદ્ધમાં જેઓના બાહુઓ કુશળ છે એવા તે બેયને આવતા જોઈ સેનાનો ભયંકર વ્યૂહ રચી યુદ્ધ કરવા જયદ્રથ સન્મુખ થયો. તે સમયે ભીમસેને જેમ પર્વત ઊપર વજ્ર પ્રહાર પડેછે તેમ જયદ્રથની સેનાના હાથીઓ ઊપર ગદા પ્રહાર કરી ઘણા હાથીઓ પૃથ્વી ઊપર પાડચા. મહા વિષમ બળે ભીમસેને રૌદ્ર રૂપે થઈ જયદ્રથની કેટલીક સેનાનો નાશ કરચો. અને કેટલીક સેના પલાયન કરી ગઈ. તે સમયે એકાકી જયદ્રથને જેમ ચોરને બાંધીએ તેમ અર્જુને તેનાજ પ્રાવરણ વસ્ત્રે કરી બાંધી લીધો,

ભીમસેને અર્જુનના ભાથામાંથી એક તીક્ષ્ણ બાણ લઈ તેની વડે જયદ્રથના મસ્તકનું મધ્યભાગથી મુંડન કરી તેની ઉપર પાંચ શિખા કરી. પછી દ્રૌપદીને પોતાના બાહુમાં લઈ વૃકોદર જયદ્રથ પ્રત્યે બોલ્યો કે હે અધમ. કુંતી માતાની આજ્ઞાએ તને જીવતો મૂકુછું; માટે હવે અહીંથી જા. એવી રીતે પાંચાળી દેખતાં તેની દુર્દશા કરી. ત્યારે તે લજ્જાયે કરી અધોમુખ ભીમસેન પ્રત્યે કહે છે.

જયદ્રથ—હે બળના ગર્વવાળા પીનોદર (મોટા પેટવાળા) વૃકોદર. વિવેકનો ટેક છેક દૂર કરી મારી આ દશા કરી. પણ સાંભળ. તમો પાંચેના મૃત્યુ હેતુ આ પાંચ શિખા ધૂમકેતુરૂપ જાણજે.

જયદ્રથનું વચન ભીમાર્જુને નિર્ભયતાથી સાંભળ્યું અને ત્યાંથી દ્રૌપદીને સાથે લઈ આર્ય યુધિષ્ઠિર પાસે આવ્યા. તેમને જયદ્રથનું સર્વ વૃત્તાંત કહ્યું. તે સાંભળી સર્વ પાંડવોને પરસ્પર હસવા વિષે કારણ રૂપ થયું. કોઈ સમયે તેમના આશ્રમે સર્વ પાંડવો એકત્ર છતાં ત્યાં નારદમુનિ આવ્યા. તેમનો આદર સત્કાર કરી આસન ઉપર બેસાડી તેમને ભીમસેન પુછવા લાગ્યા કે હે મુનિંદ્ર. આપ હમણાં ક્યાંથી આવોછો? તે સાંભળી નારદ આનંદિત થઈ બોલ્યા કે, હે ભીમસેન. દુષ્ટ દુર્યોધનને તમે કૌતુકે કરી બંધન મુક્ત કરાવી અહીંથી મોકલી દીધાનું વૃત્તાંત સાંભળી હું અહીં આવ્યો છું.

ભીમસેન—(સ્મિત હસીને) હે મુનિ પુંગવ. અહીંયાંથી દુર્યોધન શી રીતે ગયો? હમણાં તે ક્યાંહાં છે? તે સર્વ વાત કૃપા કરીને કહો.

નારદ—હે પાંડવ, જ્યારે અહીંથી તે જવા નિકળ્યો ત્યારે પગમાં બેડીઓ ઘાલેલી તેના કાપા પડેલા તેથી ચલાય નહીં એવો. અંતઃકરણમાં જેને અતિ ક્રોધ થયો છે અને જેણે એને બાંધેલો તેની સાથે તમારે મિત્રાચારી છે એમ ચિંતન કરી ક્લેશ પામતો એવો દુર્યોધન, દુઃશાસનના સ્કંધ ઉપર પોતાની ભુજાઓ મેલી ચાલતો હતો. તે સમયે માર્ગમાં પોતાના કનિષ્ટ બંધુઓ પણ પોતાના સરખુંજ બંધન પામીને ચાલવા માટે અશક્ત થએલા મોટા સંકટે કરી કોઈ પગે લંગડાતા અને કોઈ બીજાના સ્કંધ ઉપર હાથ મેલી ચાલતા જોઈ દુર્યોધન બહુ દુઃખી થયો. અર્ધપંથે જતાં શીમળાનું એક વૃક્ષ આવ્યું. તે વૃક્ષની નીચે દુર્યોધનને ધીમે ધીમે લેઈ જઈને એકાંત સ્થળમાં દુઃશાસને બેસાડ્યો. ત્યાં તેનું સર્વ વૃત્તાંત દુર્યોધનના અંગરક્ષકોની પાસેથી સાંભળી કર્ણ મહા ખેદ યુક્ત થયો. કર્ણ ઉદાસ થએલો છે તો પણ તે દુર્યોધનનું ધીમે ધીમે શાન્ત્વન કરવા લાગ્યો.

કર્ણ—હે દેવ, ચિત્રાંગદ રૂપ દુસ્તર મહાપદાથી પાંડવોએ તને વિમુક્ત કર્યો તેમાં આપણી લેશ માત્ર પણ ન્યૂનતા નથી. કર્ણની વાણી સાંભળી શોકસંકુલ દુર્યોધન તિરસ્કાર યુક્ત બોલ્યો.

દુર્યોધન—હે સુત પુત્ર, જય અથવા પરાજય તને તું જીવીશ ત્યાં સુધી સરખોજ છે.

તેમાં કાંઈ ન્યૂનતા તારે છેજ નહીં. પૂર્વે આવો મારો તિરસ્કાર કદી પણ થયો ન હતો તે હવે થયો. તે માટે પરાભવે મલિન થએલા પ્રાણે જીવીને શું કરવું છે? ચિત્રાંગદે મને બાંધ્યો તે દુઃસહ, તેમાં વળી અર્જુને છોડાવ્યો તે તો અતિ દુઃસહ. તે કારણ માટે હું તો હવે અહીંયાંજ બેસીને પ્રાયોપવેશ કરીને (એટલે અન્નોદકાદિ સર્વ વિષયનો ત્યાગ કરી મરણ આવે ત્યાંસુધી પરમાત્માનું સ્મરણ કરતાં એકાસને જેમ કોઈ બેસે તેમ હું બેસુંછું. તમારૂં કલ્યાણ થાઓ. હવે તમે સર્વ જઇને હસ્તિનાપુરને સનાથ કરો.

કર્ણ—હે દેવ તું શા માટે ખેદ કરેછે! રણભૂમિમાં ઘણા શૂરા પુરૂષો કદીક જય પામેછે, કદીક પરાજય પામે છે. તને અર્જુને બંધન મુક્ત કર્યોછે તેમાં એઓએ શો ઉપકાર કર્યોછે? તેઓ જ્યારે તારી ભૂમિમાં રહેછે ત્યારે તને છોડાવવોજ જોઇએ. કુલીનજનો જે રાજાની ભૂમિમાં રહીને તે રાજાના ઋણી છતાં તે રાજાને અન્ય રાજશત્રુથી ઉપદ્રવ થાય તે સમયે તેઓ જો સહાય ન કરે તો તેમાં તેઓનું કુલીન પણું શું? માટે હે બંધુ, બંધન થયાની કે બંધન મુક્ત કરાવ્યાની વાત તારે સંભારવીજ નહીં, વિપત્તિનું સ્મરણ કરે તો માણસને પગલે પગલે દુઃખ થાયછે.

એ પ્રમાણે કર્ણે કહ્યું એટલે પૂર્વે પરાભવ પામેલા સર્વ રાજાઓએ પણ દુર્યોધનના મનનું સમાધાન કરી તેને હસ્તિનાપુરમાં લઈ ગયા. ત્યાં જઈ રમત ગમતનો ત્યાગ કરી લજ્યા પૂર્વક અધોમુખે શય્યામાં સુઇને કેટલાક દિવસ તેણે દુઃખે નિર્ગમન કર્યા. મંત્રિઓએ તેને ઉત્સાહ આણવા ઘણો પ્રયત્ન કર્યો. હસ્તિનાપુરની પોળે પોળે અને શેરીએ શેરીએ એવો ઢંઢેરો પીટાવ્યો કે "પરિપંથિ પાંડવોને શસ્ત્રથી, અસ્ત્રથી, મંત્રથી કે તંત્રથી જે કોઈ સાત રાત્રીમાં મારી નાખી દુર્યોધનને સંતોષ પમાડશે તો દુર્યોધન તેને પ્રસન્ન થઈ ગજ જેમાંછે એવી સંપતિએ મનોરમ એવું પોતાનું અર્દ્ધરાજ આપશે" એવી રીતે ઢંઢેરો ફરતો હતો તેને ક્રુર ચિત્તવાળો એવો પુરોચન નામના પુરોહિતના પુરોચન ભાઇએ આદરસહિત બંધ રખાવી કહ્યું કે "હું તે કામ કરવા સમર્થ છું." તે ઉપરથી દાંડી પીટનારાએ તેને દુર્યોધન સન્નિધ (પાસે) આણ્યો. તે સમયે તે ઉદ્ધત, દુર્યોધન પ્રત્યે બોલ્યો કે હે રાજન એ કામ કરવા હું સમર્થ છું. હે મહારાજ, પૂર્વે મેં એક કૃત્યા રાક્ષસીની ઉપાસના કરી આરાધના કરીછે. તે કૃત્યા જો કદી ક્રોધ કરે તો સમગ્ર પૃથ્વીને ખાઈ જાય; તો પછી તૃણતુલ્ય પાંડવો કોણ માત્રમાં? તમારૂં અભીષ્ટ થવા હું તેઓને સાતમે દિવસે નિશ્ચય મારી નાખીશ. પૂર્વે પાંડવોએ મારા પુરોચનભાઇનો વધ કર્યોછે; તે કારણે પણ તેઓ મારા શત્રુછે. એવી તેની વાર્તા સાંભળી દુર્યોધને પ્રસન્ન થઈ દાનમાં તેને ઉત્તમ બક્ષીસ આપીને હર્ષિત કર્યો. તે લેઈ પોતાને ઘેર જઈ ઉત્તમ ઉપચારોએ કરી તે કૃત્યાનું જપ તપ આરાધના વિગેરે કર્મ હમણાં તે બ્રાહ્મણ કરેછે. હે ભીમસેન, તમોને અતિ દુઃખ પ્રાપ્ત ન થાય તેથી વજે

કરી તમોને આ વૃત્તાંત જાણ કરવા હું આવ્યો છું. એ દુષ્કૃત્યાં કૃત્યાનું એ પુરોચનના ભાઇએ જન્મથી આરાધન કર્યુંછે; ને તે કૃત્યા પણ અતિ દુર્જયા છે, તેની મનોવૃત્તી અતિ રૌદ્ર છે, તે બીજા રાક્ષસો કરતાં વિલક્ષણા છે, તેનું ભીષ્મત્વ અદ્વિતીય છે અને તે ત્રિભુવનમાં પ્રખ્યાત છે. તે કૃત્યાનો એ વિપ્ર ઉપાસક છે. દુર્વિદ્યાદિમાં અને ક્ષુદ્ર કર્મને વિષે તે પુરોહિત મહા કુશળ છે. તેથી જો આરાધના સંપૂર્ણ થશે તો તમારા પ્રાણ હરણમો મને નિશ્ચય સંદેહ થાયછે. એ દુરાત્મા બ્રાહ્મણથી તમને મહા ઉપદ્રવ પ્રાપ્ત થવાનો આરંભ થયો છે. પિશૂન હોય તે મહાત્મા જનોમાં પણ વૃથા વેર વસાવે છે અને સાધુ હોય તે તે વિપત્તિનો નાશ કરવાવિષે યત્ન કરે છે. માટે હે સૌમ્ય, એ કૃત્યાના પ્રતીકારાર્થે તમારે કાંઇ ત્વરિત યત્ન કરવો જોઇએ.

એવું કહીને નારદમુનિ ત્યાંથી વિદાય થયા. તે સમયે ગદાપાણિ વૃકોદર ત્વરાએ ગદાને ઊંચી કરી, જ્યેષ્ટ બંધુ યુધિષ્ટિર પ્રત્યે બોલ્યો કે હે આર્ય, તે કૃત્યા અહીં આવતી જોઇશ કે તરતજ આ ગદાવડે તેના ખંડ ખંડ કરી નાખી તમારૂં રક્ષણ કરીશ.

યુધિષ્ટિર—હે ભાઇ, તું કહેછે તે સત્ય છે. પરંતુ એ તને દૃષ્ટિગોચર થશે ત્યારે તું એને મારીશ ના! પણ એતો રાક્ષસજાતી, અનેકપ્રકારના છળ કપટ જાણનારી અને અદર્શ વૈરીણી છે. ગુપ્ત વૈરીને મારવા સમર્થ હોય તે પણ અસમર્થ થઈ જાયછે. માટે સર્વ અપાયના નિવારણાર્થ એક ઉપાય હું બતાવું તે તું સાંભળ. સર્વ વિપત્તિઓને કર્મ દૂત લાવે છે; ને તે સમગ્ર વિપત્તિઓનો નાશ પણ ધર્મ કર્મથીજ થાયછે; માટે તેજ એક ધર્મ આ સમયે આપણે ચિત્તને વિષે ધારણ કરવો જોઇએ. એ ધર્મરૂપ કર્મ તે વિપત્તિ રૂપ વૃક્ષનાં મૂળને કાપી નાખેછે, તેજ ધર્મનો સાંપ્રતકાળે આપણે સંચય કરવો યોગ્યછે.

એવાં યુધિષ્ટિર રાજાનાં વચન શિખામણી તુલ્ય ગણી સર્વ જણોએ સુકૃત્ય ચર્યાને વિષે પોત પોતાના મનને જાગૃત કર્યું. ખાવું, પીવું નિદ્રા વિગેરે સર્વ વૈભવનો ત્યાગ કરી નિર્જન પૃથ્વીયે જઇ, પૃથક પૃથક સ્થળે, પ્રલંબિત ભુજાઓ કરી, દૃઢ મનથી, એકાગ્ર ચિત્તે કરી, ઇંદ્રીઓ વશ કરી ઉત્કટિકા આસન કરી આત્મારામમાં મનની સ્થિરતા કરી, શ્રી પાંચ પરમેષ્ટિનું સાત દિવસ સુધી નાશાગ્ર ધ્યાન કરવા લાગ્યા. કિંચિત કાળ પણ આસન તજે નહીં. એવી રીતે દુષ્ટ કર્મનો ક્ષય કરવા અરહત તત્વમાં સર્વ લીન થઈ ગયાં. સંસારની સર્વ વ્યવસાઇ તજીને કાય ક્લેષ સહન કરી બ્રહ્મચર્યવ્રત ધારણ કરેલા પાંડવોના પંચપરમેષ્ટિના ધ્યાનમાં છ દિવસ વ્યતીત થયા. અર્જુને એક પગ ઊપર ઊભા રહી કાઉસ્સગ્ગ ધ્યાને નવકાર રૂપ મહા મંત્રના જપ વિષે એકાગ્ર ચિત્ત થઈ છ દિવસ કાઢ્યા. તેમજ ભીમસેન, નકુળ; સહદેવ, કુંતી, કૃષ્ણા અને યુધિષ્ટિર એ સર્વના આદર સહિત અને નિષ્ટા સહિત અનુષ્ટાનમાં છ દિવસ વ્યતીત થયા. સાતમે દિવસે કૃત્યાથી ભય ઉત્પન્ન થનારછે

એમ જાણી શંકતિ થએલા સર્વે પાંડવો પોત પોતાની પાસે શસ્ત્રાસ્ત્ર રાખી ધર્મયુક્ત ધ્યાન કરવા લાગ્યા. તે સમયે જાણે શાંત ચિત્ત એવાં પાંડવોએ ઘણીવાર સુધી સ્તુતિ કરેલો વીરરસ શસ્ત્રરૂપે કરી પાંડવોના આશ્રય કરી પાસે રહ્યા હોયના! એવો શોભતો હતો. ત્યારપછી આસપાસ પ્રસરનારો અને ઉંટના કંઠ ઉપરના કેશ સરખા ધુમ્રાકાર એવો ધૂળનો સમુદાય ઉડતો પાંડવોએ જોયો. વળી અતિશય વેગે ધાવનારી અને વિસ્તીર્ણ આકાશ જેણે વ્યાપ્ત કરી લીધું છે એવી મોટી ઘોડાની સેના તેઓએ જોઈ. તે પછી બીજી સેનામાં વિજળીના સમુદાયને જેઓએ જીત્યો છે અને મેઘ સરખું સ્થૂળ અને ઝરતાં ગંડસ્થળ જેઓનાં એવા હાથીઓ પાંડવોએ જોયા. પછી હાથમાં જષ્ટિકા ધારણ કરનારા અને અતિ ભયંકર એવા તે સેનાના દ્વારપાળો પાંડવો પાસે આવી એવી રીતે ભાષણ કરવા લાગ્યા કે હે વનચરો. આ સ્થળ તમે ઉતાવળે છોડી જાઓ. અહીંયાં ધર્માવતંસ રાજા આવીને નિવાસ કરશે. એ પ્રમાણે તેઓનાં દુર્વચનોએ કરી ભીમસેન અંતઃકરણમાંથી બળાત્કારે શાંતિને દૂર કરી તત્ક્ષણ મહા ક્રોધ વાળો થયો. અને અકસ્માત તિરસ્કાર થયો જોઈ રૌદ્રાકાર બની યુદ્ધ વિષે સજ્જ થએલા અને ક્રોધે કરી કંપિત એવા બાહુ દંડમાં ગદા ધારણ કરી વૃકોદર બોલ્યો કે "હે દુષ્ટો. તમારામાંથી કોના ઉપર કાળે કટાક્ષ કર્યો છે? તક્ષક નાગેંદ્રના મસ્તકનો મણી બળાત્કારે હરણ કરવા કોણ પુરૂષ ઇચ્છા કરેછે? અમે અહીંયાં સુખે બેઠેલાઓને કોણ કાઢી મૂકનાર છે? અમે અહીંયાં રહીએ છીએ માટે તમોનેજ અમે કાઢી મેલીએ છીએ." એમ કહી મહા ક્રોધોદ્ધત થઈ ભીમસેન ઉઠ્યો અને તે સર્વેને ગળેથી ઝાલીને દૂર ફેંકી દીધા. ગેડીના મારથી જેમ દડો દૂર જઈ પડેછે તેમ તે કોશ કોશ જેટલે અંતરે દૂર જઈ પડ્યા અને આક્રોશ કરવા લાગ્યા. પછી વળી તે ફરીને પોતાની સિદ્ધ થએલી સેના પ્રત્યે ગમન કરી અને અર્ધ નિમેષમાં તે સેનાને પાંડવોની પાસે આણીને પાંડવોને ઘેરી લીધા. અહીંયાં અતિશય તપના તેજે કરી પ્રકાશમાન થએલા પાંડવોએ પણ "આપણી વિનાપરાધે અવજ્ઞા કરી" એવું માની પોત પોતનાં આયુધ લીધાં. પછી સંગ્રામ વિષે જેઓએ મોટો ઉદ્યોગ કર્યો છે અને જેણે શસ્ત્રાસ્ત્ર ધારણ કરેલાં છે એવી તે સેનામાંના વીરોની આગળ કરેલી સેના. પાંચ સિંહોથી જેમ હસ્તિઓની સેના નાશ પામે તેવી રીતે નાશ પામીને પલાયન કરવા લાગી. તે સમયે તે સેનની પાછળ પાંડવો ધાયા એટલે અહીંયાં આશ્રમમાં રાજ ચિન્હ ધારણ કરનારો કોઈ પુરૂષ આવી પ્રવેશ કરવા લાગ્યો. ત્યારે ધર્મમાં તત્પર અને છ દિવસનાં અપવાસી એવાં કુંતી અને દ્રોપદી બંને જણીઓ તે પર પુરૂષને જોઈ મહા ક્ષોભ પામી પાંડવો પાસે ન હોવાથી અત્યંત ભયભીત થઈ પોતાનાં નેત્ર મીંચી જઈ હૃદયમાં જિનેશ્વરનું સ્મરણ કરવા લાગીઓ. એટલામાં તો તે નરેંદ્ર ભુજા પસારી દ્રોપદીને બળાત્કારે ઝાલીને અશ્વની ઉપર બેસારી અને પોતે બીજા

અશ્વની ઉપર બેસી લઈ ચાલ્યો. તે સમયે દ્રૌપદીએ હૃદય વિદીર્ણ થાય એવું અતિશય ઉંચસ્વરે રૂદન કરવાનું આરંભ્યુ; તે પાંડવોએ સાંભળ્યું. ત્યારે તે સેનાની સાથે યુદ્ધ કરવું મૂકી દેઇ દ્રૌપદીનું હરણ કરનારા તે પુરૂષની ભણી મહા વેગથી ધાયા. પાંડવો આવે એટલામાં તો તે પુરૂષ દ્રૌપદીને લઈ અતિ વેગવાન ઘોડાના યોગે કરી પોતાની સેનામાં આવતો રહ્યો. હવે એક તરફ તે રાજાનું સર્વ સૈન્ય અને એક તરફ પાંચ પાંડવો: તથાપિ તે બળશાળી પાંડવોને કિંચિત પણ ક્ષોભ થયો નહીં. "અમારી પ્રિયાનું હરણ કરી તું ક્યાં નાશી જાયછે! ક્યાં નાશી જાયછે!" એવું કહી તેના ઉપર અર્જુને બાણવૃષ્ટિ કરવા માંડી. અને તે રાજાની સેનારૂપ સપ્ત સમુદ્રને પોતાના બાણે કરી શુષ્ક કરી નાખવા અર્જુન અગસ્તરૂપ આચરણ કરતો આગળ વધ્યો. એ પ્રમાણે જ્યારે પાંડવો યુદ્ધ કરતા કરતા સમિપ આવ્યા ત્યારે તે રાજા દ્રૌપદીને ચાબકાના મારે તાડન કરવા લાગ્યો. એવા તે તિરસ્કારરૂપી તાપે કરી, સૂર્યના તાપે કરી અને તપશ્ચર્યાએ કરી તે પાંડવોને તાલુને શોષણ કરનારી તૃષા પ્રાપ્ત થઈ. તે તૃષાના અતિશયે કરી અત્યંત ગ્લાન થએલો ધર્મરાજા પોતાના બંધુઓ પ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે હે વત્સો, મને તૃષા બહુજ પીડા કરે છે. કોમળ તૃણસરખી પત્રોની પંક્તિએ કરી જે "જળ પાસેજ છે" એમ સૂચન કરનારૂં એવું અતિ પાસે ડાબી બાજુ ભણી વટવૃક્ષ છે તે તમે જુઓ! ઇંદ્રનીલમણી સરખાં નેત્રને પ્રિયકર પત્રોએ કરી યુક્ત એવું આ વટવૃક્ષ દૂરથી જોતાં મને બંધુ સરખુ સંતુષ્ટ કરેછે. એ વૃક્ષની ડાબી બાજુએ પંથિજનોના આશ્વાસન હેતુ સેતુ (પાળ) રચેલો છે. તે સેતુ, "પાસેજ વિસ્તીર્ણ સરોવર છે" એવું તૃષાર્તિજનોને સૂચવેછે. વળી વંજુલ કપુતર, ચકોર, અને કાક એવાં વિવિધ જાતીનાં અને વિવિધરંગનાં વિહંગો એની આસપાસ કુંજારવ કરેછે; તે જાણે જળ વૈભવના બંદીજન હોયના! એવા ભાસેછે. વળી એ સરોવરમાંથી મૃગનાં ટોળાં કેટલાંક નિસરે છે અને કેટલાંક પ્રવેશ કરેછે. તે માટે એ સરોવરનું જળ નિર્મળ, સ્વાદિષ્ટ, નિર્દોષ અને પીવાયોગ્ય હશેજ. આપણને જોઈ દ્રૌપદીનું હરણ કરનારો આ ચોર પુરૂષ જ્યાંસુધી વિલંબ કરે છે, તેટલા સમયમાં તમે જળ લઈ આવો. હું જળપાન કરી તૃષા રહિત થયા પછી બાહુ બળે કરી એ શત્રુને નિશ્ચય યમપુરીમાં પોચાડી આપણી પ્રિયાને પાછી લાવીશ.

એવું કહી તે સરોવરમાંથી ઉતાવળે જળ આણવા સારૂ યુધિષ્ઠિરે નકુળ અને સહદેવને મોકલ્યા. પછી તે બંને જણે ઉતાવળે તે સરોવર પ્રત્યે જઈ યથેચ્છ જળપાન કર્યું, અને કમળ પત્રના દડીઆ કરી તેમાં જળ ભરી લેઇ પાંચ છ ડગલાં આગળ ચાલ્યા. પછી તેઓ પ્રાપ્ત થએલી મૂર્છાને ન સહન કરનારાં હોઇને પૃથ્વી ઉપર ઢળી પડ્યા. વિદારણ કર્યું છે જેણે મર્મસ્થાન એવાં કર્મો પ્રાણી માત્રને વિડંબના કરેછે. પાણી લાવતાં વાર થઇ તેથી રાજા યુધિષ્ઠિર અર્જુન

પ્રત્યે બોલ્યો કે હે વત્સ તું વેગથી જા, જળ આણવા સારૂં મોકલેલા કનિષ્ટ બંધુઓને કેમ વાર લાગી? તે વૃત્તાંત તું જાણ અને ઉતાવળો ત્યાં જઈ પાણી લાવીને મારી તૃષા હરણ કર. એવાં યુધિષ્ટિરનાં વચન સાંભળી અતિ ઉતાવળે ગમન કરનારો અર્જુન તે સરોવર પ્રત્યે જઈ પોતાના બાહુ સરખા પ્રિય એવા નકુળ સહદેવને મૂર્છિત થયેલા દીઠા. તેઓને મૂર્છિત જોઈ અર્જુન અતિશય ડુસકાં ભરી વિલાપ કરેછે.

અર્જુન — હે વત્સો, તમોને આ દશાએ કોણે પ્રાપ્ત કરચા? હે વત્સો, તમે વેહેલા ઉઠો, આર્ય યુધિષ્ટિર બહુ ખેદ પામેછે; તે માટે તેને સત્કાર પૂર્વક જળ સમર્પણ કરો. હા વત્સો, આ અબોલાપણુ તજી મને કહો કે તમોને આ મહાભય કોણે ઉત્પન્ન કરચું! જો તે મને કહો તો હું તેને શાસન કરૂં. કિંવા ધર્મરાજાની પ્રથમ તૃષા મટાડી પછી આ વિપત્તિને યત્ને કરી પ્રતિકાર કરીશ એવું વિચારી, નાશિકામાંથી અને નેત્રોમાંથી પાણી ઝરેછે એવો અર્જુન, સરોવરમાં જઈ યથેચ્છ જળપાન કરી યુધિષ્ટિરને માટે જળ લઈ થોડેક દૂર ચાલ્યો. અને અશ્રુજળ વહેછે તથા હાથમાં પાણી લીધુંછે એવો અર્જુન, નકુલ અને સહદેવની પાસે આવ્યો; એટલે તે પણ ત્યાં મૂર્છિત થઈ એની પાસે ત્રીજો પણ પડ્યો. તેને આવતાં ઘણીવાર થઈ ત્યારે ધર્મરાજા ભીમસેન પ્રત્યે બોલ્યા.

યુધિષ્ટિર — હે વત્સ, નકુલ સહદેવની શોધ આણવા અર્જુનને મોકલ્યોછે તેને ઘણીવાર કેમ થઈ? માટે સ્વભાવિક પ્રીતિએ શોભનારા કનિષ્ટ બંધુવર્ગનું વૃત્તાંત ત્યાં જઇને તું જાણ અને પાણી આણીને મને તૃષા રહિત કર.

એવાં જેષ્ટબંધુ યુધિષ્ટિરનાં વચન સાંભળી ભીમસેન તે સરોવરની તીરે ગયો. ત્યાં પોતાના બંધુઓને મૃતક તુલ્ય થઈ પડેલા જોઈ ભીમસેન વિલાપ કરવા લાગ્યો કે "હે વત્સો, તમને આ અવદશા ક્યાંથી પ્રાપ્ત થઈ! અહીંયાં તમોને આવી અવદશા પ્રાપ્ત થઇછે અને ત્યાં રાજા યુધિષ્ટિર તૃષાર્ત છે તેથી કલેષ પામેછે. વળી કોઈએક આપણા શત્રુએ દ્રૌપદીનું હરણ કરચું છે, અને કુંતીમાતા એકાકીછે. એમ એક પછી એક દુઃખ પછવાડે આવી રહેલાં છે. અરે જે કારણે આવી રીતે આપણી સાથે દૈવ દ્રોહ કરી દુઃખ ઉત્પન્ન કરેછે તે કારણ શું હશે? તે હું જાણતો નથી. પરંતુ હે વત્સો પ્રથમ આ પાણીના યોગે યુધિષ્ટિર રાજાની તૃષા મટાડી પછી તે દૈવનો પણ પ્રતિકાર કરીશ. એવી રીતે શોક કરીને પછી ભીમસેન તે સરોવરમાં જઈ તરસને મટાડનારૂં પાણી પીને અને યુધિષ્ટિર સારૂં તે પાણી લઇને જ્યાં પોતાના કનિષ્ટ બંધુઓ પડ્યા હતા ત્યાંસુધી આવ્યો એટલે તે પણ મૂર્છિત થઈ બંધુઓના સરખી અવસ્થાને પામ્યો. પછી ભીમસેનને પણ ત્યાં ઘણીવાર થઈ જાણી યુધિષ્ટર રાજા વિચારેછે કે ભીમસેન પણ આવવામાં વિલંબ

લગાડેછે તો આવી રીતે ભીમસેનથી મારો કેમ અનાદર થયો? માટે સર્વ આચરણોને વિષે ચતુર અને શૌર્યરૂપ લક્ષ્મીની ઉત્પત્તિ હેતુ સમુદ્રજ હોયના! એવા તે મારા ચાર બંધુઓનો હું પોતે જાતે જઇને હવે શોધ કરૂંછું. એવો વિચાર કરી શોકે કરી જેનું ચિત્ત વ્યાપ્ત છે એવો કુંતીના પુત્રોમાં અગ્રજ તે ધર્મરાજા, સરોવર તીરે જઈ ત્યાં ચારે ભાઈઓની મૃત્યુતુલ્ય અવસ્થા થએલી જોઈ ઊંચે સ્વરે વિલાપ કરવા લાગ્યો અને અત્યંત વિહ્‌વલ થઈ ભાષણ કરવા લાગ્યો.

યુધિષ્ઠિર— હે વત્સો. તમે ચારે જણોએ આ વનનેવિષે મને એકાકી કેમ તજ્યો? શત્રુરૂપ પર્વતોને ભેદન કરનારા તમે ચારે કેવળ દંતજ હોના! અને તેણે કરી હું ઇંદ્રના ઐરાવત સરખો તાપ રહિત હતો. વળી જેમ મર્યાદાસહિતના ચાર સમુદ્રોએ વેષ્ટિત એવી પૃથ્વીનો દેહ અલંધ્ય છે તેમ તમો ચાર મર્યાદશીળ ભાઇઓથી વેષ્ટિત થએલો હું શત્રુઓએ અલંધ્ય હતો. હા વત્સ ભીમસેન, મારો ત્યાગ કરી સાંપ્રત આ નિદ્રાએ તું કેમ સૂતોછે? હું દુઃખીઆરાની ઉપેક્ષા કરવી તને યોગ્ય છે? અરે હજી તેં તારી ગદાએ કરી દુર્યોધનનો ઉરૂભંગ કરચો નથી; અને દુઃશાસનના વક્ષસ્થળનું ગદાએ કરી વિદીર્ણ કર્યું નથી· ને તે પેહેલાં તેં મારો કેમ ત્યાગ કરચો? જે પુરૂષાર્થ કરી તેં હેડંબ, બક અને કિર્મ્મીરને યમના ઘરના અતિથિ કરચા, તે તારૂં પુરૂષાર્થ (પરાક્રમ) હમણાં ક્યાં ગયું? તું સિંહ જેવાએ મને વનપ્રદેશમાં તજ્યો, તેથી હવે વૈરીરૂપ મૃગો મારૂં આક્રમણ કરશે. અરે હે વત્સ અર્જુન, તું મારા પ્રાણ સાથે રેહેનારો છતાં હું જીવતાં તારી આવી અવસ્થા કેમ થઈ? (અથાત્ તારા વચ્ચે અને મારા પ્રાણ વચ્ચે ભિન્નત્વ નથી એટલે તું અને મારો પ્રાણ એકજ છો.) હે વત્સ તું ખળજનોના મનોર્થ શીદ પૂર્ણ કરેછે? જે ગાન્ડીવ ધનુષ્યે કરી તલતાલવ રાક્ષસોને મૃત્યુની સાથે આલિંગન કરાવ્યું તે ગાન્ડીવ ધનુષ્યનો તેં ત્યાગ કેમ કરચો? એની ઉપર અપ્રીતિ કરવાનો સમય ન છતાં તારી પ્રીતિ કેમ નથી? અદ્યાપિપર્યંત દ્રૌપદીનો પરાભવ કરનારા કૌરવાદિ શત્રુઓનો નાશ કરચો નથી. હે વત્સ, શત્રુઓની ઉપર પરાક્રમ કરવાનું વિસરી જઈ તું કેમ સુતો છે? હમણાં પણ પ્રાણપ્રિયાનું કોઈ શત્રુએ હરણ કરચુંછે તેની પાસેથી તેને છોડાવ્યાવિના તને ઘોરનિંદ્રા કેમ આવીછે? હે વત્સ બાર સંવત્સરની આપત્તિ પૂર્ણ થઇને હવે સમુદ્ર ઉતરી ગૌપદમાં કેમ બુડેછે? અરે! તું દૈવયોગે આ દશાને જ્યારે પ્રાપ્ત થયો, ત્યારે હવે કર્ણના સર્વ મનોર્થ સફળ થયા. હા વત્સો નકુલ સહદેવ, તમોને આ અવસ્થામાં પડેલા જોઈને તો મારૂં હૃદય વિદીર્ણ થઈ જાયછે. વનવાસની અવધ પૂરી થયે જ્યારે પાછો હું નગરમાં જઇશ ત્યારે માદ્રીમાતાને શો ઉત્તર દેઇશ?" એવી રીતે વિહ્‌વલ થઈ યુધિષ્ઠિર રાજા વિલાપ કરતો હતો, તેને જોઈ કોઈએક ભિલ્લ તેની પ્રત્યે બોલ્યો કે, "હે કુત્સિત પુરૂષ, તારી પ્રિયાને જે કોઈ લઈ ગયોછે તે તેનું ઓઢવાનું વસ્ત્ર ઉતારી તને ચાબકાનો માર

મારેછે, અને તેથી તે તારી પ્રિયા "હે આર્ય પુત્ર, હે આર્ય પુત્ર" એમ કહી રૂદન કરેછે. આ તારા ચારે બંધુઓ કોઇએક કારણે મૂર્છિત થઈ પડ્યા છે પણ એ તો સરોવરના પવનના સ્પર્શે કરી એમની મેળે અનુક્રમે ઊઠશે; માટે સાંપ્રત તો તું તારી પ્રિયાને શત્રુ પાસેથી ઉતાવળે છોડાવ. પોતાની સ્ત્રીનું રક્ષણ ન કરવું એ પુરૂષોને મોટું કલંક છે." એવાં તે ભિલ્લનાં વચન સાંભળી ક્રોધે કરી સંતપ્ત થઈ સરોવરમાં જઈ જળપાન કરી યુધિષ્ઠિર રાજા મહા વેગથી પોતાની પ્રિયાને છોડાવવા સારૂં ધાયો; પણ જયાં ભીમસેનાદિક મૂર્છિત પડ્યા હતા ત્યાં આવ્યો કે તે પણ તેઓની પેઠેજ મૂર્છિત થઈ પૃથ્વી ઊપર પડ્યો. એ પ્રકારે તે પાંડવોને અતિશય મૂર્છા પ્રાપ્ત થઇ, તે જોઇ આકાશમાં સંચાર કરનારા દેવોએ "પાંડવોને મૃત્યુજ પ્રાપ્ત થયું" એમ જાણ્યું. વળી તેઓને મૂર્છિત જોઈ અરણ્યનાં સર્વે પશુ પંખીઓ ચારો તજીને તે સ્થળે એકઠાં થઈ શોકાશ્રુ નાખવા લાગ્યાં. તે સમયે સમસ્ત જીવો પણ આનંદ રહિત થયાં. કેટલોક કાળ વીતી ગયા પછી સમસ્ત પ્રાણીમાત્રોના આનંદ રૂપ નૂતનાંકુરે સહવર્તમાન પાંડવો મૂર્છાથી સાવધ થઈ નેત્રો ઊઘાડી જોવા લાગ્યા તો રત્નમાળા જેમાં છે તેણે કરી સુશોભિત અને પવિત્ર એવા કમલિની પત્રના દડીઆમાં જળ ભરીને તે જળે કરી દ્રૌપદી પ્રત્યેક પાંડવ ઊપર સીંચન કરે છે, તથા વસ્ત્રના પાલવે કરી કુંતિ વારંવાર વાયુ ઢોળે છે ને નેત્રાંશ્રુએ સિંચન કરેછે. એવી કુંતિને પોતાના અગ્રભાગે તેમણે જોઈ. વળી તે સમયે રૂદનાશ્રુએ નેત્ર જેઓનાં પરિપૂરિત થયાં છે એવા સ્વજન સરખા આકાશ ચારિઓ અને વનચરોએ કરી આકાશ અને ભૂમિ વ્યાપ્ત થએલાં તેમણે જોયાં. પછી પાંડવો ઊઠી બેઠા થયા ત્યારે કુંતિએ બહુ હર્ષે કરી પોતાના વસ્ત્રના પાલવે તેઓના શરીર ઊપરની રજ ખંખેરી નાખી. એવા તે પાંડવો સર્વે દિશાભણી અવલોકન કરતાં છતાં પોતાની પાસે ઊભેલી દ્રૌપદીને બહુ નિંદા પૂર્વક પૂછવા લાગ્યા કે હે પ્રિયા. તારૂં હરણ કરનાર પાપીશિરોમણી પુરૂષ ક્યાં ગયો ? ને સુંદર પુષ્પમાળા ધારણ કરનારી તું કમળ પત્રના દડીઆમાં રત્નમાળા નાખી તેમાં પાણી ભરી તે પાણીએ અમારા ઊપર સિંચન કેમ કરેછે? તે વૃત્તાંત અમને ઉતાવળે કહે. તે સમયે સર્વે સમક્ષ દ્રૌપદી યુધિષ્ઠિર પ્રત્યે બોલી.

દ્રૌપદી—જે સમયે તમે જ્યારે પાણી પીવા અહીંયાં આવ્યા તે સમયે તે રાજાને તથા સેનાને ત્યાં મેં દીઠાં નહીં. તે કોણ હતો અને શું થયું તેની પણ મને ખબર પડી નહીં. વનમાં હું પોતાને એકાકી દીસવા લાગી. અને સર્પોના ફુતકાર શબ્દ સાંભળી હું ભયાતુર થઈ; તેથી હે આર્યપુત્ર તમે ક્યાં ગયા ! મારૂં રક્ષણ કરો" એમ પોકાર મારનારી હું તે ઘોર અરણ્યમાં અહીં તહીં ફરવા લાગી. એવામાં કોઇએક દયાળુ ભિલ્લ કે જેના હાથમાં ધનુષ્ય અને પાંચ છ બાણ હતાં તથા શરીરે વૃદ્ધ હતે. તે મારી પાસે આવીને બોલ્યો કે "હે ભદ્રે આ

શૂન્યવનના ભયંકર માર્ગનેવિષે શા માટે ભમેછે? તું મારી સાથે આવ્ય, તારા પ્રાણવલ્લભો અહીંથી પાસેજ મૃતપ્રાય થઈ પડ્યા છે તે તને હું દેખાડું." એવું કહી મને તેણે તમારી પાસે આણી. વળી કુંતી માતાને પણ તે ભિલ્લ અહીંયાં લઈ આવ્યો. તે સમયે તમોને મૃતપ્રાય જોઈ કુંતીને અને મને નેત્રોમાં અશ્રુ આવ્યાં. અને અતિશય શોક કરી અમે વ્યાપ્ત થએલી હતીઓ એટલામાં સહસા કિલકિલારવ અમારા સાંભળવામાં આવ્યો: ને જોઇએ છૈયે તો, પહોળું મુખ કરી દાઢ કકડાવતી હતી તેણે કરી ભયંકર, પિંગળનેત્રવાળી, પીળા કેશવાળી, શ્યામવર્ણી અને ફુતકારે કરી કર્ણને અત્યંત દુ:ખદાયક એવી એક રાક્ષસણીને ત્વરાથી અંતરિક્ષ માર્ગે આવતી અમે દીઠી. દૂરથી તેનો અત્યંત ભૈરવાકાર જોઈ અમે અતિશય ભય પામેલીઓએ નિશ્ચય કર્યો કે તેજ કૃત્યા આવી. તે સમયે અમે અત્યંત ભયાતુર થઈ કંપવા લાગીઓ. અમને કંપતીઓ જોઈ સ્નેહે કરી જેનું સદ્દગદિત ચિત્ત થયું એવો તે પિતાતુલ્ય દયાળુ ભિલ્લ અંતર્ધાન થઈ અમારૂં હિત કરવા વિષે ઉદ્યુક્ત થયો; એટલામાં કૃત્યા નજીક આવી, તેણે તમોને મૃતપ્રાય જોઈ પોતાની પાસે રહેનારી બીજી પિંગળા નામની રાક્ષસી પ્રત્યે ભાષણ કરવા લાગી કે હે પિંગળા, આ મરણ પામેલા પાંડવોને મારવા સારૂંજ તે દુરાત્મા બ્રાહ્મણે મને મોકલી છે કે શું? માટે આ પાંડવોનું મરણ નિષ્કપટછે કે કૃત્રિમ છે? તે તું તેમની પાસે જઈ સારી રીતે જાણ." એવાં સ્વામિનીનાં વચન સાંભળી તમોને જોવા સારૂં તે પિંગળા, પાસે આવી. તે સમયે તે દયાળુ ભિલ્લ તેની પ્રત્યે બોલ્યો કે હે પિંગળે, મૃતકને સ્પર્શ કરવો તને મંગળકર્તા નથી. આ પુરૂષો તો સરોવરમાં વિષપાન (જળપાન) કરી મરણ પામ્યા છે, એમાં સંશય નથી. વળી હે ચંડી, પાંડવો જો કિંચિત પણ જીવતા હોત તો પોતાના વિપક્ષિઓનો ક્ષય કરવા તેઓ નિશ્ચયે કરી પરાક્રમ કરત. વળી હે ચંડી, શિઆલણી અને કુતરી ઇત્યાદિક નિંદ્ય શ્વાપદો, મૃતક ઉપર જઈ બેસેછે અને માંસ ખાયછે; પણ સિંહવધુ તો જીવતા હસ્તિઓના કુંભસ્થળો ઉપર જઈ બેસેછે." એ પ્રમાણેનાં ભિલ્લનાં યુક્તિવાળાં વચન સાંભળી પિંગળારાક્ષસી આકાશમાર્ગે કરી પાછી જઈ કૃત્યાને તે વર્તમાન કહેવા લાગી. તે સમયે તે કૃત્યા પોતાને ઉત્પન્ન કરનાર બ્રાહ્મણનો નાશ કરવા ત્યાંથી પાછી ફરી. દુષ્ટપુરૂષે કરેલો પ્રયોગ તે પ્રયોગ, કરનારા દુષ્ટપુરૂષનોજ નાશ કરેછે. તે કૃત્યાના ગયા પછી કુંતી તથા હું બંને જાગીઓ તમારી પાસે આવીઓ; અને રૂદન કરવા લાગીઓ. તે સમયે નાગરાજનું વચન મને સાંભરી આવ્યું; તે મેં તરતજ કુંતી માતાને કહ્યું કે હે દેવિ, મારા, કર્ણભૂષણનાં કમળ છે તે અદ્યાપિ પ્રફુલ્લ છે, માટે આ તમારા પુત્રોના પ્રાણવિયોગ થયો નથી. પરિણામ પામનારા કોઇએક વિપત્તિરૂપ વમળે કરી આ પાંડવો માત્ર મૂર્છિત થયા છે. માટે એઓની મૂર્છા ટળે એવો કોઇ ઉપાય આપણે શોધવો જોઇએ. એવું બોલનારી જે

હું તે મારી પ્રત્યે તે દયાળુ ભિક્ષ ફરી આવીને બોલ્યો કે "હે ભદ્રે, તું શા માટે ચિંતા કરેછે? રાજાના કંઠનું અવલંબન કરી રહેલી રત્નમાળા છે તે લે, અને સરોવરના જળમાં બોળી બોળી એ માળાવડે એઓના ઉપર જળસિંચન કર." એવાં તે ભિક્ષનાં વચન સાંભળી આ રત્નમાળાએ કરી તમારા ઉપર જળસિંચન કરૂંછું. તેણે કરી તમારામાં ચૈતન્ય લાભ થવાથી મારા સર્વ મનોરથ સફળ થયા. "વિના કારણે પરોપકાર કરનાર તે દયાળુ ભિક્ષ હમણાં ક્યાં ગયો છે?" એવું દ્રૌપદીને રાજા યુધિષ્ઠિરે આનંદ મન કરી પુછ્યું. તે સમયે "તે ભિક્ષ અત્યાર સુધી અહિંયાં હતો ને હમણાં કોણ જાણે ક્યાં ગયો!" એવું દ્રૌપદીએ કહ્યું. ત્યારે ફરી ફરીને અહીં તહીં સર્વ દિશાભાગો તે ભિક્ષનો યુધિષ્ઠિર રાજા શોધ કરવા લાગ્યા. તે સમયે નહીં ત્યાં તે ભિક્ષ, નહિં સરોવર, નહિં વટવૃક્ષ, નહિં વન, નહિં આકાશચારી કે નહિં તે રાજા, એમ સર્વ અલોપ થએલું દીઠું, અને પોતે આશ્રમનેવિષે પર્ણકુટીની પાસે હર્ષયુક્ત થઈ બંધુસહિત તપશ્ચર્યા કરતા બેઠા છે; એવું જોયું. અને ત્યાંજ અગ્રભાગે, કાંચનની દ્યુતિ સરખો જેના અંગનો વર્ણ છે અને માણિક્યના તાટંક જેના કર્ણમાં ચલન પામેછે (અર્થાત પ્રકાશે છે) એવા એક દિવ્ય મૂર્તિવાળા પુરૂષને યુધિષ્ઠિર રાજાએ જોયો. તેને જોઈ આનંદે કરી પૂજા વંદણાદિ વિસરી જઈ સ્તબ્ધ થનારા એવા ધર્મરાજાપ્રત્યે પ્રસન્નતાયુક્ત જેનું મુખછે એવો તે પુરૂષ બોલ્યો કે "હે રાજન, તેં એકાગ્રહચિત્તે જે ધર્મોપાસના કરી હતી, તેનો આ બધો પ્રભાવછે એમ જાણ જે. હું સૌધર્મદેવલોકમાં નિવાસ કરનારોછું. હું સૌધર્મ ઇંદ્રનો વલ્લભ દેવછું અને મારૂં નામ ધર્માવતંસ છે. ધાર્મિકોનું હું પ્રતિપાલન કરનારો છું. તમો તપનિયમશાલીને કૃત્યા રાક્ષસીથી બાધા પ્રાપ્ત થનારીછે એવું અવધિજ્ઞાને જાણી લઈ તેનો નાશ કરવા મહાવેગે આ સ્થળે હું આવ્યો. અને કૃત્રિમ સેના કરી મેં તમારી પ્રિયાનું હરણ કરચ્યું. તથા મેં કશાઘાત (ચાબકાના માર) ના નિમિત્તે કરી કલ્પવૃક્ષના પુષ્પોની માળાએ પૂજા કરી. વળી અમૃત સરખા જળવાળા સરોવરને ઉત્પન્ન કરી માત્ર તમારે વિષેજ મેં તે સરોવરને વિષતુલ્ય કરચ્યું. પછી ભિક્ષ પણ હુંજ થયો. સાંપ્રત તમો તમારૂં દુષ્કૃત ભોગવી છૂટચા. તમારા સર્વ અનિષ્ટનું નિવારણ થયું તે માત્ર તમારા તપના પ્રભાવે કરી થયુંછે એમ જાણજો. કારણ, તપ છે તે આ લોકને વિષે પણ પ્રભુત્વ પમાડનાર છે. હવે મને સ્વર્ગમાં પાછા જવાની આજ્ઞા આપો. હું તમારો સહાયકારકછું; એવું મને તમે જાણજો." એમ કહી તે દેવ જ્યારે ત્યાંથી ગયો; તે સમયે સૂર્ય પણ અસ્ત પામ્યો. તે જાણે સતપુરૂષોનો પરોપકાર જોઇને હર્ષમાંજ નિમગ્ન થયો કે શું? સૂર્ય અસ્ત થયો તે સમયે રાત્રીરૂપી સ્ત્રી આકાશરૂપી થાળમાં નક્ષત્રરૂપ અક્ષત ભરીને અને ચંદ્રરૂપ દહીં ભરીને મહાત્મા નરોને વધાવવા આવી હોયના! એવી શોભવા લાગી. દુર્યોધનના મત્સરપણાને, વિપ્રના મનની ક્રુરતાને, કૃત્યાના ભયંકરપણાને અને દેવ-

તાના સૌજન્યપણાને વારંવાર આશ્ચર્યયુક્ત ચિત્તે ચિંતન કરતા પાંડવોની તે રાત્રી ક્ષણમાત્ર સરખી વીતી ગઈ. પછી જાણે સાત દિવસના અપવાસી છતાં તેજ:પુંજ એવા પાંડવોને જોવા સારૂ સૂર્ય ઉદયાચળ ઉપર આવ્યો હોયના? એવો દીસવા લાગ્યો. અને તે પાંડવોને પારણાં કરવા સારૂં જાણે પ્રાર્થના કરતો હોયના! તેમ સૂર્ય વારંવાર પોતાના કિરણરૂપ હાથે કરી તેઓને સ્પર્શ કરતો હતો ત્યાર પછી દ્રૌપદીએ ફળ, ધાન્ય અને વનમાં ઉત્પન્ન થયેલાં મનગમતાં શાકાદિકે કરીને નવીન રસયુક્ત રસોઈ ઉતાવળે કરવા લાગી. પછી પોત પોતાના આસન ઉપર સ્થિત થએલા પાંડવોને કુંતીએ સર્વ ભોજન પીરસ્યું છતાં તે પાંડવોને એવી ચિંતા પ્રાપ્ત થઈ કે કહીંથી પણ આ સમયે કોઈ તપોમય સત્પાત્ર જો પ્રાપ્ત થાય તો અમે ભાગ્યની અનુકુળતા છે એમ જાણીએ. કારણ, જે પુરૂષને આવા ભોજન સમયે સત્પાત્ર પ્રાપ્ત થાય તે પુણ્યકર્મી પુરૂષ ધન્ય છે. અને જે પુરૂષ ન્યાયે સંપાદન કરેલું દ્રવ્ય સુક્ષેત્રને ઠેકાણે બીજની જેમ વાવેછે, તેનેજ મોટપણું પ્રાપ્ત થાયછે. આ પ્રમાણે તે પાંડવો ચિંતા યુક્ત હતા તેમાં વિશેષે ધર્મરાજા અતિથિની વાટ જોતા હતા. એવામાં સુચરિતનામક સૂરિ જાણે ચારિત્ર અને તપની કેવળ મૂર્તિજ હોયના એવા કોઈએક સંયમીમુનિ માસક્ષપણનું પારણું કરવા તે પાંડવોની સન્મુખ આવ્યા. તે લોકોત્તર ગુણ યુક્ત એવા મુનિને જોઈ આનંદ પામી અને પાંડવો પોતાના અંત:કરણમાં વિચાર કરવા લાગ્યા કે "આ ઇચ્છા કરવા યોગ્ય વસ્તુ, તેમાંય તપોમય પાત્ર એવા આ મુનિનો સમાગમ મહાસુકૃત વડે જેમ કુમુદનીનો ને ચંદ્રનો સમાગમ થાય તેમ થયોછે. નહિતો ક્યાં આ મૃગરાજના સંચારવાળી ઘોરકાંતાર ભૂમિ! અને ક્યાં મહા પુણ્યવડે પણ અતિ દુર્લભ આ મુનિકુંજર! વળી જે વૃક્ષ ઊપર કાગડો બેશી કુલ બોલી કરેછે એવાંજ જેમાં સમડીનાં વૃક્ષછે, એવા મારવાડ દેશમાં જેમ કલ્પવૃક્ષનો મેળાપ, તેમ આ મુનિરાજનો આપણને આ વનમાં મેળાપછે." એવો જેઓના મનમાં ઊત્સાહ થયોછે ને અંત:કરણ શુદ્ધ થએલું છે એવા પાંડવો પોત પોતાનાં ભોજનપાત્ર લઈ મુનિ સન્મુખ જઈ બોલવા લાગ્યા.

પાંડવો—હે પ્રભો, આજનો દિવસ સુપ્રભાત છે, આજે અમારૂં પુણ્યરૂપ વૃક્ષ પુષ્પિત થયું. હે મુનિ, તમો પગે ચાલી આ પર્ણકુટિના આંગણાને પવિત્ર કર્યું છે; તે માટે આ શુદ્ધ આહાર ગ્રહણ કરો; અને અમારી ઊપર અનુગ્રહ કરો. દૈવયોગે કરી નિર્ધન પુરૂષ પણ નિધિને પામે છે. એ પ્રમાણે પાંડવોએ પ્રાર્થના કરી એટલે તે મુનિ દ્રવ્યાદિકે કરી તે શુદ્ધ આહાર છે એમ જાણી ગ્રહણ કરતા હવા. કારણ, એવી રીતનો આહાર સંયમનો વિરોધ કરતો નથી. તે સમયે આકાશમાં દેવો દુંદુભિને વગાડવા લાગ્યા. વળી આનંદ લહરી જેઓને પ્રાપ્ત થઈ છે એવા તે દેવો વસ્ત્રનો ઉત્ક્ષેપ કરવા લાગ્યા વળી તે સમયે ઋષિનો સત્કાર પાંડવોએ કર્યો એ કારણે.

દેવોએ કરેલી સુવર્ણપુષ્પનીવૃષ્ટિ અને પુષ્પવૃષ્ટિ તથા સુગંધ જળની વૃષ્ટિ આકાશથી થઈ. તેણે કરી સર્વ પૃથ્વી સુગંધમય થઈ. તે સમયે આકાશ માર્ગે સંચાર કરતો પ્રસન્નતા યુક્ત કોઈ એક દેવ બોલ્યો કે હે પાંડવો તમે કરેલા આ દાનના પ્રભાવે કરી તમને સત્વર સંપત્તિ પ્રાપ્ત થશે. પરંતુ આ ગુપ્ત રેહવાને આગળ આવનાર વનવાસના તેરમા વર્ષને વિષે વિરાટનગરમાં વેશ અને કર્મ નવિન ધારણ કરી ગુપ્ત પણ રહેવા તમે યોગ્ય છો.

એવું કહી તે દેવ ક્ષણ માત્રમાં અંતર્ધાન પામ્યો. તેમ મુનિ અને સ્વર્ગિઓ પણ જેમ આવ્યા હતા તેમ ગયા. પાંડુ પુત્રોએ ત્યારપછી પ્રથમ પુણ્યમય પારણાં કરી પછી શરીર સ્થિત રહે એટલા માટે અન્નમય પારણાં કર્યાં. વળી જે જે અર્થિજનો આવ્યા તેઓને સુવર્ણ પુષ્પના અર્પણયોગે કરી તૃપ્ત કર્યા. સાધુ પુરૂષોની અને મેઘની સંપત્તિ તે સર્વ લોકોના હિત કરવા માટેછે.

वसंततिलका वृत्तम्.

सौरभ्यसारघनसारकणावदातै
र्लोकंपृणैर्मुनिपतेर्विमलैर्गुणौघैः
तत्रैवते विदधतो गहनाधिवासं
द्वित्राण्यहानि मुदिता गमयांबभूवुः

અર્થ — તેજ દ્વૈતવનમાં વાસ કરનારા તે પાંડવો તે મુનિશ્રેષ્ટના સુગંધના કેવળ સારભૂત અને મેઘ વૃષ્ટિના બિંદુ સરખા ઉજ્વળ તથા લોકોને આનંદ ઉત્પન્ન કરનારા એવા સ્વચ્છ ગુણ સમુદાયે કરી સંતુષ્ટ થઈ બે ત્રણ દિવસ ત્યાં કાડતા હવા.

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे
महाकाव्ये दुर्योधनमोचनकृत्योपद्रवनिवर्त्तनवर्णनो
नामनवमः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ ९ ॥

## અથ દશમ્ સર્ગ પ્રારંભ:

પછી તે દેવતાની વાણી સાંભળી દ્વૈતવનમાંથી પાંડુપુત્રો ગુપ્ત વેશ ધારણ કરી વિરાટનગરી ભણી ચાલ્યા. જાણે સાક્ષાત નીતિની મૂર્તિ હોયના! એવી કુંતીમાતાને આગળ કરી અને પછવાડે ચાલનારી દ્રૌપદી જાણે સાક્ષાત્ લક્ષ્મી હોયના! તેઓ સહિત ગમન કરનાર પાંડવો માર્ગમાં શોભવા લાગ્યા. પર્વત, નગર, ગ્રામ, નદીઓ અને ઉપવનોએ સંકુલ એવી ભયાનક સંચારવાળી પુષ્કળ પૃથ્વીને ઓલંઘી પાંડવો આગળ ચાલ્યા. ક્રમેકરી તે પાંડવો, વિરાટરાજાના નગર પાસે કેટલેક દિવસે નીલવર્ણું ઉપવનમાં તરંગયુકત સરોવરની પંકિતએ કરી મનોરમ એવા ઉપવનપ્રત્યે સંચાર કરતા હવા.

ત્યાં આરામબાગમાં સરોવર અને નાની નાની તલાવડીઓમાં પ્રાપ્ત થએલા સુંદરપણાને જોનારા પાંડવોનાં મન અત્યંત આનંદ પામવા લાગ્યાં. કોઇક સમયે પ્રફુલિત કમલિનીની પંકિત ધારણ કરનારા તે સરોવરમાં ઉદકપાનાદિકે કરી તે પાંડવો શ્રમ દુર કરવા લાગ્યા. તે સરોવરને તીરે નવાં પત્રોએ ઘટાટોપ થઈ રહેલા એક આમ્રવૃક્ષની નીચે પ્રથમ રાજા યુધિષ્ઠિર, પછી ભીમસેન અને પછી અર્જુન એમ અનુક્રમે સૌ બેઠા. પછી અજ્ઞાતવાસમાં શત્રુથી આપણો પરાભવ થશે કે શું! એવા સ્મરણે કરી દૈન્યયુકત અને ગદ્ગદ વાણીએ જેનાં નેત્ર અશ્રુએ ભીજી ગયાંછે, એવો યુધિષ્ટિર રાજા પોતાના બંધુઓ પ્રત્યે બોલ્યો.

યુધિષ્ટિર—હે વત્સો, તમે સામ્રાજ્યમાં સુગંધયુકત પદાર્થાદિકના સેવને કરી સૌંદર્યાદિક સુખનો અનુભવ લેનારા છતાં આ હું યુધિષ્ટિરે તમોને કેમ આ દશાને પમાડ્યા? તે માટે મનેજ ધિક્કાર છે. તેમાં વળી હે બંધુઓ, આ તેરમું વર્ષ તો આપણે બીજા રાજાના સેવાપરાયણ થઈ ગુપ્તપણે કાઢવું પડશે; તે માટે સ્વભાવે કરી સેવાના સર્વ પ્રકાર જેઓએ જાણ્યા છે એવા તમોને જળે કરી સંપૂર્ણ એવા સમુદ્રમાં મેઘ જેમ વૃષ્ટિ કરેછે તેમ હું સ્નેહપૂર્વક કાંઈ કહુંછું, તે તમે સાંભળો. જેમ હાથી, સર્વ રાજ્યમાં રાજાઓ પાસે માન્યતા પામીને પોતાને તૃણ ધાન્યાદિક ભોજન પ્રકાર કાવડિયા વિગેરે લોકોથી થાયછે એમ જાણી કદી પણ રોષ પામતો નથી. તેમ સેવા કરનાર પુરૂષે રોષાદિકનો ત્યાગ કરવો. જે પુરૂષ સામાન્ય વેશ ધારણ કરી પોતાની મર્યાદાનુરૂપ રાજાની પાસે બેસે છે અને રાજા પૂછે ત્યારે સત્ય તથા સ્પષ્ટ ઊત્તર દેછે, અને રાજા છાનો રહે ત્યારે પોતે પણ છાનો રહે પણ મિથ્યા વાચાળપણું કરે નહીં; તે પુરૂષ રાજાને અત્યંત પ્રિય થાયછે. અંત:પુરમાં જયાં રાજ્ય સ્ત્રીઓ વિગેરે બીજી સ્ત્રીઓ રહેછે તેઓની સાથે અને અંત:પુરમાં આવજાવ કરનારા સેવકાદિકોની સાથે અતિ ભાષણાદિ પ્રકાર જે પુરૂષ કરતો નથી અને રાજાના શત્રુની સાથે તો બીલકુલ સહવાસ કરતો નથી તે પુરૂષ ચતુર સમજવો. જેનો કોપ મહા દુ:ખદાતા

અને જેની કૃપા ઊત્તમ ફળ આપનારી છે, તે રાજાનું, સુજ્ઞ પુરૂષ, મન કાય અને વચનેકરી કદિ-પણ વિપરીત કરે નહીં. વળી રાજા પાસે કદિ જુઠું બોલે નહીં; કારણ, અસત્ય બોલનારા પુરૂષની રાજા લોક નિંદા કરેછે. પંડિતાઈ હોય નહીં ને પંડિતાઇનો જુઠો ઢોંગ કરી કહે કે હું પંડિતછું તો તેવાનું રાજા તતકાળ અપમાન કરેછે. અમ્લાન, બળવાન, શૂર, અનુગત, સદા સત્યવાદી, કોમળ અને ઇંદ્રિઓને વશ રાખનાર એવો શેવક રાજાની પ્રિયતાને પામે છે. બધી વાતોનો વિચાર કરી તેમાંથી સાર ગ્રહણ કરી સારી રીતીએ રાજાનો આશ્રય કરવો એટલે કલ્યાણ થાયછે. હે વત્સો, આપણને કોઈ દુઃખ પડે તે વખતે પરસ્પર બોલાવવા સારૂં જય, જયંત, વિજય, જયસેન અને જયદ્બલ એવાં અનુક્રમે નવાં સાંકેતિક નામ આપણ પાંચેનાં જાણવાં. એ પ્રમાણે જેષ્ટબંધુ યુધિષ્ટિરની આજ્ઞા સર્વ ભાઈઓએ માન્ય કરી અને પછી તેઓ જગત્‌માં ધનુર્ધારીઓવિષે શ્રેષ્ટ એવા અર્જુન પ્રત્યે બોલ્યા કે "હે અર્જુન, આપણને આયુધ સહિત જોઇને સર્વ લોકો દુઃખ દાયક જાણશે માટે આપણાં સર્વ આયુધો હમણાં કોઈ ગુપ્ત સ્થળે રાખવાં જોઇએ." તે સમયે જેણે વિજય નામ ધારણ કરચું છે, એવો અર્જુન બોલ્યો કે "અહીંયાંથી પાસેજ કોઇથી ન જીતી શકાય એવું સ્મશાન છે, તેની પાસે જેના પોલમાં સર્પ ફુતકારા મારેછે એવું એક જીર્ણ શમીવૃક્ષ છે. તે કરોળીઆ પ્રમુખ જીવોની જાળે કરી ભયંકર અને ઘણા પલ્લવ સમુદાયે કરી ઘોર એવા શમીવૃક્ષને વિષે આપણાં આયુધો મૂકશું તો કોઈ દેખશે નહીં." એવું કહી સંપૂર્ણ તેજની મૂર્તિ ધારણ કરનારાં એવાં આયુધો તે સમડીના વૃક્ષને વિષે અર્જુને મૂક્યાં. એવી રીતે આયુધો ઠેકાણે કરચા પછી જેમ પર્વતની ગુફામાં સિંહ પ્રવેશ કરેછે તેમ પાંચે પાંડવો વિરાટરાજાના નગરમાં પ્રવેશ કરતા હવા. પ્રથમ યુધિષ્ટિરરાજા દ્વાદશાંગે તિલક કરી, હાથની આંગળીઓમાં દર્ભની પવિત્રિઓ પેહેરી, ડાબે ખાંધે સુંદર યજ્ઞોપવિત ધારણ કરીને અને ચંદ્રના જેવાં શ્વેત વસ્ત્રોએ શરીર દીપાવી બ્રાહ્મણને વેષે રાજ્ય દરવાજામાં જઈ ઊભા. પછી "કોઈ બ્રાહ્મણ તમને જોવાની ઇચ્છા કરેછે" એવું કહી રાજ સભામાં પ્રવેશ કરવા દ્વારપાળદ્વારા રાજાની આજ્ઞા મગાવી. તે સાંભળી વિરાટરાજા તે બ્રાહ્મ-ણને પૂજા દાનાદિકે કરી સભામાં પ્રવેશ કરાવતો હવો. તે સમયે તેને જોઈ વિરાટ રાજા વિસ્મય પામી મનમાં ચિંતન કરવા લાગ્યો કે "આ ધર્મ પોતેજ પૃથ્વી ઊપર આવ્યો કે શું? બ્રાહ્મણ મા-ત્રની આવી આકૃતિ મેં કદી જોઈ નથી. આ બ્રાહ્મણ તો સમુદ્રવલયાંકિત પૃથ્વીનું પાલન કર-વાને યોગ્ય છે." એવી રીતે ચિંતન કરેછે એટલામાં યુધિષ્ટિર રાજા, વિરાટ રાજાની પાસે આવ્યો, તે સમયે તે વિરાટ રાજાએ તેને શીશ નમાવ્યું; એટલે આગળ આવી ધર્મરાજાએ તે રાજાને ઘણાજ આશિર્વાદ દીધા. પછી બ્રાહ્મણવેષ ધારણ કરેલા યુધિષ્ટિરને પરમ પ્રીતિપૂર્વક વિરાટ રાજાએ પોતાની પાસેના બીજા આસન ઊપર બેસાડચો અને તેની પ્રત્યે બોલ્યો કે "હે બ્રાહ્મણ,

નિષ્કપટ વેદાધ્યયનના સમુદ્રજ એવા તમે તે તમારૂં આગમન અહી ક્યાંથી થયું? જગતને પાવન કરનારા તમે કોણ છો!" એવાં વિરાટ રાજાનાં વચન સાંભળી અજાતશત્રુ ધર્મરાજા બોલ્યા કે "હે રાજન્, હું કંક નામનો બ્રાહ્મણ છું. પૃથ્વીપાલક યુધિષ્ટિર રાજાનો હું પ્રિય મિત્ર પુરોહિત છું. તે ધર્મરાજા દ્યુત રમવા લાગ્યો છતાં સભામાં તેની સાથે દ્યુત રમનાર હું હતો. મારા જેવો બીજો કોઈ તે સભાને વિષે દ્યુત રમવામાં કુશળ ન હતો; પણ જ્યારે હું ગ્રામાંતરે ગયો ત્યારે કપટનું કેવળ ઘર એવા કૌરવોએ ધર્મરાજાને પોતાના પુરમાં બોલાવીને તેની સાથે દ્યુત રમીને તેમાં તેની સર્વ પૃથ્વી જીતી લીધી. તે દિવસથી પાંડવો વનવાસી થયા. તેઓને ફરી પાછું રાજ્ય મળશે, એવી અશાએ મેં આટલાં વર્ષ જેમ તેમ નિર્ગમન કર્યાં; પણ દુર્યોધન માયાવી એટલે કપટી છે એવું જાણી મેં તેનો આશ્રય કર્યો નહીં. હમણાં પાંડવોની વાર્તા સરખી પણ કોઈ ઠેકાણે સાંભળવામાં આવતી નથી. તેથી તથા તમે ધર્મ, ન્યાય, સદાચાર, વિવેક અને વિનયાદિ ગુણોએ વ્યાપ્ત છો એમ જાણી તમો પ્રત્યે હું પ્રાપ્ત થયો છું." એવી તેની વાણી સાંભળી વિરાટરાજા બોલ્યા કે "હે કંક, તમે અહિંયાં પણ પૂર્વે જેવી રીતે યુધિષ્ટિર રાજા પાસે આનંદ મને સહિત અને નિઃશંકતાએ રહેતા હતા. તેવી રીતે મારી પાસે સુખે રહો. તમારા જેવો મિત્ર ક્યાં મળનાર છે? રાજા યુધિષ્ટિરને ધન્ય છે કે જેને તમારા સરખો મિત્ર છે. રાજ્યશ્રી મળવી સુલભ છે પણ અદ્‌ભુત મિત્ર મળવો મહા દુર્લભ છે." એવું કહી વિરાટ રાજાએ તેની સુવર્ણ પુષ્પોએ પૂજા કરી હાથ જોડી કંક નામ ધારણ કરનારા યુધિષ્ટિરને સભાસ્તાર એટલે સભાસદ કર્યો. ત્યાર પછી બીજી વખતે રાજમાર્ગમાં ગમન કરનારા વિરાટ રાજા માટે મહા બળી ભીમસેન શરીર શોભાએ દેદીપ્યમાન, અને હાથમાં કડછો તથા રવૈયો ધારણ કરી વેગળેથી આવતો હતો. તે જાણે અતિશય ઊંચ અને હાથમાં તરવાર ધારણ કરી જંગમ પર્વત આવતો હોયના? તેના જેવો દેખાતો હતો. તે સમયે વિરાટ રાજા દૂરથી તે ભીમસેનને જોઈ અને તેના માંસે કરી પુષ્ટ એવા સ્કંધોને જોઇને આ રથનું ધુસરૂં તો નહોય!!! એવું માની હર્ષે કરી દ્વારપાળને કહી તત્કાળ તેને પોતાની પાસે બોલાવ્યો. અને તેને "તું કોણ છે!" એવું રાજાએ જ્યારે પુછ્યું ત્યારે તે પોતાની કથા આ પ્રમાણે કહેવા લાગ્યો કે "હે રાજન, હું યુધિષ્ટિર રાજાનો વલ્લવ નામનો રસોઇઓ છું. માત્ર રસોઈયાપણું એજ મારૂં ભૂષણ ન હતું પણ ધર્મ રાજાના મલ્લ સમુદાયને વિષે મને શ્રેષ્ટત્વ હતું. પરંતુ તે ધર્મરાજાના રાજ્યભ્રંશે કરી જ્યહાં ત્યહાં સંચાર કરતાં તમોને સર્વ કળાના જાણનારા જાણી હું તમારી પાસે આવ્યોછું." એવાં તેનાં વચન સાંભળી રાજા બોલ્યો કે "હે વલ્લવ, આ આકૃતિને ઠેકાણે રસોઇયાપણું યોગ્ય નથી. મદોન્મત્ત હાથીને પીઠ ઊપર ઘાસનો ભાર ભરી આણવા માટે કોણ રાખે છે? હે વલ્લવ, તારી મહા બલાઢ્ય ભુજાઓ તો પૃથ્વીનું રક્ષણ કરવાને સમર્થ જણાય છે; તથાપિ હમણાં

જો તારી ઇચ્છા પાકશાળામાંજ રહેવાની હોય તો પાકશાળામાં રહે." એવું કહી રાજા, સુવર્ણ સમુદાયે ભીમસેનનો આદર સત્કાર કરી તેને પોતાની પાકશાળાના સર્વ રસોઈઆઓનો અધિપતિ કરતો હવો. આણી તરફ અર્જુને પોતાનું કવચ ઊતારચું, કંચુકી પહેરી લીધી, મોટો અંબોડો વાલ્યો, કર્ણમાં કુંડળ પહેરચાં, નેત્રોમાં અંજન આંજ્યુ અને બીજા પણ સ્ત્રીને યોગ્ય એવા વેશ ધારણ કરી રાજાના રાજ્યગૃહમાં પ્રવેશ કરતો હવો. તે સમયે આશ્ચર્ય કરી હર્ષયુક્ત થયેલા નગરના લોકોએ અર્જુનને જોયો. રાજાએ પણ તેને દૂરથી જોઈ વિસ્મિત થઇ "આ સ્ત્રી ગીત, નૃત્ય અને વાદ્યકળામાં કુશળ હશે." એવું અનુમાન કરી તેને પોતાની પાસે બોલાવી આણવા છડીદારને આજ્ઞા કરી. તપરથી છડીદારે અર્જુનને રાજા પાસે બોલાવી આણ્યો. તે સમયે રાજા અર્જુનને પુછેછે કે "હે ભદ્રે, તું સ્ત્રીછે તો વક્ષસ્થળ સ્તનયુક્ત કેમ નથી? જો તું પુરૂષ છે તો તારે સ્ત્રીનો વેષ કેમ ધારણ કરવો પડ્યો છે? તારી આ આકૃતિ એવી છે કે તું સ્ત્રીછે કે પુરૂષ છે તે વાતનો નિશ્ચય કરવા લોકોને ભ્રાંતિ થાયછે. તું જો સ્ત્રીછે તો અહિંયાં આવી જેમ કોઈ વિરહાતુર રહે તેમ કેમ રહેલી દેખાય છે!" એવાં રાજાનાં વચન સાંભળી વૃહન્નટ નામ ધારણ કરેલો અર્જુન બોલ્યો કે "હે રાજન, હું સ્ત્રી નથી તેમ પુરૂષ પણ નથી; હું તો વૃહન્નટ નામનો પંઢછું. હું સ્ત્રીનોજ વેષ ધારણ કરી પૃથ્વી ઊપર ફરૂંછું. નાટ્ય અને વાદ્યકળામાં કુશળતાએ કરી હું રાજા યુધિષ્ટિરના રાજ્યને ભૂષણરૂપ હતો. ગીત, નૃત્ય અને વાદ્ય એ ત્રણેનું રહસ્ય જાણવામાં હું નિશ્ચયે કરી ચતુર ગણાઊં છું. વળી ત્રૈલોકને આરાધના કરવા યોગ્ય એવી સરસ્વતી દેવિની મેં બહુ આરાધના કરીછે."

એવાં અર્જુનનાં વચન સાંભળી રાજા ખુશી થઇને તેનો નાનાપ્રકારના સુવર્ણાલંકારોએ કરી આદર સત્કાર કરી પોતાની ઊત્તરા નામની કુંવરીને ભણાવવા માટે તેના સ્વાધિન કરી. વિરાટરાજાએ રાજગૃહથી ઉત્તરદિશા ભણી પોતાની પુત્રિને ગીત નૃત્યાદિક કળા શિખવવાના હેતુથી એક ઉત્તમ નાટ્યશાળા પણ બાંધી. બીજે દિવસે રાજા હયશાળામાં જઈ જેની સૂર્યના રથના ઘોડા જેવી કાંતીછે એવા અશ્વને કુંડ પાડી ખેલાવતો હતો. તે સમયે ત્યાં અશ્વશાળાની બહારની બાજુએ ઘોડા ફેરવવાની જગ્યાની બાહ્ય પરિધિએ અશ્વોને વિચિત્ર ગમન ક્રિયા શિખવનારો, માંસયુક્ત બાહુસ્થળને વિષે ઓઢવાના વસ્ત્રે કરી મુકુટ જેણે બાંધી લીધો છે, જેના પગ લોમરહિત છે, હાથમાં કેશમય ચાબકો જેણે લીધો છે, જેણે ખુબ કસીને કટિ બાંધી લીધી છે અને કુલપર્વત જેવી જેની મૂર્તિ છે એવો નકુળ, રાજાના નેત્રપંથને વિષે પ્રાપ્ત થયો. પછી રાજાએ વિસ્મય પામી છડીદારદ્વારા તેને પોતાની પાસે તેડાવીને પુછ્યું કે તમો કોણ છો? તે સમયે નકુલ બોલ્યો કે "હે રાજન, યુધિષ્ટિર રાજાને ત્યાં હું સર્વ અશ્વની પરીક્ષા કરનાર હતો. મારૂં નામ તંતિપાલ છે. અમુક ઘોડો કોયા દેશનો, કેટલા વર્ષનો, એની વહનશક્તિ કેવી છે? તે; તથા

ઘોડાનાં શુભાશુભ લક્ષણ જાત વિગેરે સર્વ હું જાણુંછું. વળી કોઈ ઘોડાને રોગ થયો હોયતો તે રોગ કીઓ? અને તે મટાડવાનું ઔષધ કીયું? અને કીયા ઔષધે કરી અશ્વ શક્તિમાન થાય! એ સૌ હું જાણુંછું" તે સાંભળી વિરાટરાજા કહેછે કે "ઘડામાં પાણીછે કે નહી! તેનો નિશ્ચય જેમ ઘડાને ઉપરથીજ ભીંજેલો કે કોરો જોવાથી થાયછે, તેમ તારી દેહાકૃતિ ઉપરથીજ જણાય છે કે તું મહા ચતુર હોઈશ" એવું કહી તત્કાળ તેને અશ્વ પરીક્ષામાટે અશ્વશાળાનો અધિપતિ કરચો.

બીજે દિવસે, અર્ધ વસ્ત્ર પહેરી બાકીના અર્ધ વસ્ત્રે જેણે કસીને કેડ બાંધી છે, હાથમાં મોટી જેષ્ટિકા જેણે લીધી છે, વૃષભસ્કંધ જેવી જેની બળવંત ભુજાઓ છે અને વલ્લિના યોગે જેણે પોતાના કેશ બાંધી લીધા છે. એવા સહદેવને ગૌશાળામાં રાજાએ દીઠો. તેને જોઈ વિસ્મય પામી રાજા તે પ્રત્યે બોલ્યો કે "હે ભદ્ર, તું કોણછે? આ ઠેકાણે તું ક્યાંથી આવ્યો?" તે સાંભળી સહદેવ બોલ્યો કે "હે રાજન, યુધિષ્ટિર રાજાનાં ગૌવૃંદ ઘણાં હતાં. પ્રત્યેક વાડામાં એક લાખ ગાયોની સંખ્યા હતી. તે સર્વ વાડાનો હું અધિપતિ હતો. ગાળીયાં ઉપરથી તેઓની મેં સંખ્યા ગણીછે. ગ્રંથીકા ઉપરથી સંખ્યાકાર કહ્યો તેથી મારૂં નામ ગ્રંથીક રાખ્યું છે. અને યુધિષ્ટિર રાજાએ સર્વ ગોવાળાઓનો મને અધિપતિ કરચો હતો. ગાયોને ગર્ભ ધારણ કરવાનો સમય, ગર્ભમોચન થયાનો સમય, એ સર્વ હું જાણુંછું અને તેનો ઉપાય પણ કરી જાણુંછું. ગાયોના શરીરનાં લક્ષણ તથા વ્યાધિ એ સર્વનો હું પરીક્ષક છું, તથા વ્યાધિનુરૂપ ઔષધે કરી વ્યાધિ ટાળનારો છું." એવાં સહદેવનાં વચન સાંભળી આનંદને વશ થઈ રાજાએ તેને ગોકુલાધિપ કરચો. ત્યારપછી પ્રવાસમાં ધારણ કરવાને યોગ્ય ભૂષણાદિક ધારણ કરી શોભનારી, અને રૂપ, લાવણ્ય તથા સૌભાગ્યે કરી રતિનો પણ ગર્વ ઉતારનારી એવી દ્રૌપદી, સુદેષ્ણાદેવિના મેહેલની પાસે કોઈ સમયે આવી. તે સમયે સુદેષ્ણાદેવિની દાસીઓ એટલામાં પાસેજ વિનોદ કરતી હતીઓ, તેઓએ દ્રૌપદીને જોઈ વિસ્મયવશ થઈ તેના સમાચાર સુદેષ્ણાને નિવેદન કરચા. તે સમયે કૌતુકયુક્ત થઈ સુદેષ્ણાએ તેને પોતાની પાસે બોલાવરાવી. તે આવી એટલે તેને પોતાની પાસે સુંદર આસન ઉપર બેસાડી તાંબુલાદિકે આદરસત્કાર કરી તેની પ્રત્યે સુદેષ્ણાદેવિ બોલી કે "હે શુભે, તારી આકૃતિ ઉપરથી એમ જણાયછે કે, તું પૃથ્વી ઊપર રહેવાને પણ જ્યારે યોગ્ય નથી, ત્યારે આમ પગે ચાલી પરદેશગમન કરવાને તો યોગ્ય નથી તેમાં શું કહેવું? એ માટે હે શુભે, તું કોણ છે? ક્યાંથી આવેછે? કીયા રાજવંશીની તું રાજપત્નિ છે? અને દેશાંતરમાં પ્રવાસ કરાવનારી એવી આ અવસ્થા કેમ તને પ્રાપ્ત થઈ? તે કહે. એવાં સુદેષ્ણાદેવિનાં વચન સાંભળી સ્મિતહાસ્ય કરી પાંડુરાજાની સ્નુષા દ્રૌપદી બોલી કે "હે દેવિ, હું બીજાને ઘેર રહેનારી માટે સૈરંધ્રી માલિનિ નામની, દ્રૌપદીની દાસી છું. હું કાંઈ રાજપત્ની નથી. દ્રૌપદી પૂર્વે મારી ઊપર બહુ વિશ્વાસ કરતી હતી; તેમ કૃષ્ણની પટરાણી સત-

ભામા, તે પણ મારા ઉપર આનંદવૃત્તિ ધારણ કરતી હતી." એવાં તેનાં વચન સાંભળી વિરાટ રાજાની સ્ત્રી સુદેષ્ણાદેવિ બોલી કે "હે સૈરંધ્રિ, તું જે બોલી તે બોલી પ્રમાણે હું તને મારી પાસે રાખીશ, પરંતુ કદાચિત્ વિરાટરાજા તને દાસીઓની પંક્તિમાં ઊભેલી જોઈ, હું તેની પ્રિયા છું છતાં મારો તે મનથી પણ સ્પર્શ નહી કરે." તે સાંભળી દ્રૌપદી બોલી કે "હે દેવિ, એ વાતની તમે ચિંતા કરશો નહીં. મારા પાંચ ગંધર્વ પતિઓ છે તેઓ ગુપ્ત રહીને મારી નિરંતર રક્ષા કરેછે. જો મારી ભણી કોઈ કુદૃષ્ટિથી જુએ તો તે મારા ગંધર્વ પતિઓ કુદૃષ્ટિએ જોનારા પુરૂષનું જીવિતવ્ય રહેલું સહન કરી શકતા નથી. વિદ્યાના પ્રભાવે કરી તે મારા ગંધર્વ પતિઓ ગુપ્ત રહેછે પણ સર્વત્ર સંચાર કરેછે. તેઓના બળ આગળ સિંહ સરખાની ગણના નહીં તો પછી રાજા તે કોણ માત્રમાં છે" એવાં માલિનીનાં વચન સાંભળી સુદેષ્ણાદેવિ બોલી કે "હે માલિનિ, ત્યારે તો મારી સર્વ લક્ષ્મી પણ તારીજ છે. તેનો તું યથેચ્છ ઊપભોગ કર." એમ કહી તેને વસ્ત્રાભૂષણ આપ્યાં અને તેને પોતાની પાસે રાખી લીધી. મુખ વાસ તૈયાર કરનારી, પિયળ તથા વેણીમાં ઘાલવા સારૂં સુંદર પુષ્પમાળા વિગેરે કરનારી અને તે તે સુગંધી દ્રવ્યે કરી અંગરાગ ચર્ચન કરનારી એવી સૈરંધ્રી, સુદેષ્ણાદેવિને મહા હર્ષ ઉત્પન્ન કરવા લાગી. તેમ તે કંકાદિનામ ધારણ કરી રહેલા પાંડવો પણ પોત પોતાને સોંપેલા અધિકાર પ્રમાણે કામ કરી વિરાટ રાજાપ્રત્યે પ્રતિક્ષણે પ્રીતિરૂપનટીને નચાવતા હતા. અર્થાત્ પોતાવિષે વિરાટરાજાને પ્રીતિ ઉત્પન્ન કરાવતા હતા. કુંતીને કોઈ ઘરમાં રાખી આવ્યા હતા, ત્યાં કોઇ ન જાણે તેમ રાત્રીને સમયે જઈ પાંડવો તેના ચરણકમળની વંદના કરતા હતા. રાજાના સંતોષે તુષ્ટિદાનમાં પ્રાપ્ત થએલા શીરપેચાદિક ભૂષણોએ ભૂષિત થઈ પાંડવો વિરાટરાજાને પરમ સંતોષ પમાડતા હતા; અને પોતે પણ એક બીજાની પ્રસંશા કરતા હતા. એ પ્રમાણે સર્વ પ્રકારે કરી પરસ્પર તે પાંડવો એક બીજાના ઉપકાર કરતાં છતાં તેમના મનને સેવારૂપ દુઃખે કરી તાપ પ્રાપ્ત થયો નહીં. એવી રીતે વિરાટરાજાના નગરમાં રેહતાં પાંડવોને તેરમા વર્ષના અગીયાર માસ વીતી ગયા; અને હવે તેર વર્ષના વનવાસની અવધમાં માત્ર એક માસજ બાકી રહ્યો. પછી કોઇ એકસમયે સુદેષ્ણાદેવિનો સગોભાઈ કીચક હતો; તે દ્રૌપદીનું રૂપ જોઈ કામવશ થઈ ગયો ને મનમાં વિચારવા લાગ્યો કે "કામદેવના દેહનો દાહ થયો, તે દુઃખથી સ્વર્ગલોક તજીને રતિ અહિયાં ભૂમિ ઉપર આવી કે શું? પરંતુ રતિનું પણ આવું સ્વરૂપ નહીં હોય, ત્યારે શું વિધાતાએ રસાયન સ્વિકારી કરી પોતે યુવાન થઈનેજ આ સ્ત્રીને ઉત્પન્ન કરીછે? નહી તો વૃદ્ધપણાએ કંપાયમાન થનારો વિધિ આવું સ્વરૂપ નિર્માણ કરવા સમર્થ નથી. આ સ્ત્રીના શરીરના સ્પર્શરૂપી શીતળ જળનું સિંચન મારા ઊપર નહીં થાયતો કામાગ્નિ વિષે મારૂં આ શરીર હોમરૂપ થશે. વળી જો આ સ્ત્રીનું અને મારૂં એક ઠેકાણે

રહેવું થશે તો મદનાગ્નિએ ક્રીડારૂપ રસની પરિપકવતા થશે અને બ્રહ્માનો રૂપ નિર્માણ કરી પોતાની ચતુરાઈ બતાવવાનો અભિપ્રાય પણ સફળ થશે.” એવું ચિંતન કરી, કામદેવના બાણે જેનું મન વિદીર્ણ થયુંછે; એવા કીચકે, એક મહા ચતુર અને મધુર વચન બોલનારી દૂતિને દ્રૌપદી પાસે મોકલી. તે દૂતિ ક્ષણવારમાં દ્રૌપદીની પાસે આવીને દીનપણે બોલી. કે “હે ભદ્રે, જગતમાં પ્રખ્યાત એવા તારા પતિવ્રતને હું જાણુંછું; અને એજ કારણથી હું તારી પાસે આવીછું. તું જાણેછે કે કીચક, સુદેષ્ણાદેવિનો સગો ભાઇછે? તે કીચકનું શરીર આજ કોઇએક કારણે કરી અત્યંત અસ્વસ્થ થયુંછે. કોઈપણ ઉપાયે કરી તે કીચક સ્વસ્થતા પામતો નથી; પરંતુ હું જાણુંછું કે તારા હાથના સ્પર્શે કરી કીચકની સર્વ વ્યથા શાન્ત કરશે. કારણ, પતિવ્રતનું સામર્થ સર્વ દોષરૂપ શત્રુનો નાશ કરવાવાળું છે. માટે હે કલ્યાણી તું ઊતાવળે ચાલ, અને તું પોતાના સ્પર્શરૂપ અમૃતરસે કરી તે કીચકનો સંતોષ કરવાવિષે પ્રસન્ન થા. તારા સરખી પતિવ્રતાઓ છે તે, લોકો ઉપર દયા કરનારીઓ હોયછે.” એવાં બાહ્યદૃષ્ટિએ જોતાં સુંદર અક્ષરોના ઉચ્ચારે કરી મધુર, અને અંતર્ભાગે દુષ્ટઅભિપ્રાયસૂચક, એવાં દૂતિનાં વચન સાંભળી દ્રૌપદી મનમાં મહા ક્રોધેકરી સંતપ્ત થઈ. અને પછી તે દૂતિ પ્રત્યે બોલી કે “હે શ્રેષ્ટ દૂતિ, જેવું વિષયુકત અન્ન હોય એવાં તારાં આ વચનો છે. વિષયુકત મિષ્ટ અન્ન છે તે પ્રથમ ખાતાં તો સારૂં લાગે છે; પણ પેટમાં ઉતરચા પછી પ્રાણ હરણ કરેછે. તેવાં તારાં આ વચનો સાંભળતાં તો મધુર લાગે છે, પરંતુ તે પ્રમાણે આચરણ કરચું હોય તો શીલરૂપ પ્રાણનો તે નિશ્ચયે કરી હરણ કરે. મારા હાથના સ્પર્શની કીચક ઇચ્છા કરેછે તો તે મરવાનીજ ઇચ્છા કરેછે એમ તું જાણજે. સિંહણીના કરસ્પર્શની ઇચ્છા કરી શિયાળવું શું જીવેછે? આ વાત જો મારા ગંધર્વ પતિઓ જાણશે તો તે કારણે તે કીચકના આયુષ્યની વાર્તા પણ અવશેષ રહેનાર નથી. આ પ્રમાણે ઊંચ શબ્દે આક્રોશ પૂર્વક ભાષણ કરી અને તે દૂતિને ગળચીથી ઝાલી ધક્કો મારી તિરસ્કાર કરચો. તેથી તે દૂતિ નિરાશ થઈ વિહીલે મુખે ત્યાંથી પાછી ફરી કીચકની પાસે આવી; અને તે સર્વ વાત તેને નિવેદન કરી. ત્યારપછી દ્રૌપદીને ભોળવવા સારૂં કીચકે અનેક પ્રકારની યુક્તિઓ કરી, ઘણા દ્રવ્યની લાલસા બતાવી; તોપણ દ્રૌપદી, તેની સાથે ક્રીડા કરવાસારૂં વશ થઈ નહીં. પછી બીજે દિવસે કીચકે એકાંત સ્થળે દ્રૌપદીને, જેમ હાથી કમલિનીને ઝાલી લેછે તેમ બળાત્કારે ઝાલી લીધી. તે સમયે કીચકનો કરસ્પર્શ અંગારાવત્ લાગી તત્કાળ માલિનીનું મુખ અત્યંત ક્રોધે કરી લાલચોળ થઈ ગયું; પણ માત્ર કીચકને તેના અંગનો સ્પર્શ, સ્ત્રીસ્પર્શ સરખો લાગ્યો. વળી કીચકનાં મિષ્ટ વચન માલિનિને વિષવૃષ્ટિવત્ લાગ્યાં. તે સમયે તે માલિની, કીચકનું કાંડુ બળાત્કારે તરછોડી બહુ આક્રોશ કરતી રાજસભાભણી નાઠી. ત્યારે આશ્ચર્યયુકતમને કરી દુરાત્મા કીચક ગમન

કરનારી માલિનીના બરડામાં પાછળથી જઈ લત્તાપ્રહાર કરચ્યો. તેથી તે પૃથ્વી ઉપર પડી ગઈ. વળી ત્યાંથી ઉઠીને, દીનમુખી, અધોમુખી અને અશ્રુએ કરી જેનાં નેત્ર પરિપૂર્ણ થયાંછે એવી માલિની, રાજસભામાં આવી ઉંચસ્વરે આક્રોશ કરી રાજાપ્રત્યે ભાષણ કરવા લાગી કે "હે રાજન, અન્યાયરૂપ દાવાનળને શાન્ત કરનારા વર્ષાઋતુના મેઘ જેવા આપછો, અને આ સર્વ ભુવનમાં દુષ્ટોને શાસન કરનારા તમેજ છો. અરે!! જેને આશ્રયે જઈ રહ્યાં તેની ભણીથીજ જ્યારે ભય પ્રાપ્ત થાય ત્યારે કોની પાસે જઈ આપણું દુઃખ કહીએ? હે ધરાધીશ, તમારા નોકરો મહા અન્યાય કરેછે. વળી હે રાજન આપ સાંભળો. પોતાની પ્રતિજ્ઞાનો નિભાવ કરવામાં પ્રવિણ, સત્યવાદી, પરોપકારી, પૃથ્વીઉપર ગુપ્ત સંચાર કરનારા, મહાબળવાન ભુજાઓવાળા, અધર્મિઓનો સંહાર કરનારા અને ધર્મનું સ્થાન, એવા મારા પાંચ ગંધર્વપતિઓ ક્રોધયુક્ત સિંહ સરખાછે. અને અપરાધરહિત તથા પતિવ્રતા એવી હું તેને દુર્મદ અને પાપી કિચકે બરડામાં લત્તાપ્રહાર કરચ્યો. હમણાં તે મારા પતિઓ કોઈપણ ઠેકાણે છે; પણ મારી આગળ નથી. પણ જો તેઓ આ સમયે હોતતો, મારાઊપર લત્તાપ્રહાર કરનારાને આ સમયેજ શાસન કરત." એવું દ્રૌપદીનું ભાષણ સાંભળી, અને તેની તે દુઃખદશા જોઇને ભૃકુટિના ચઢાવવે કરી જેનું મુખ મહા ભયંકર છે, એવો ભીમસેન, ક્રોધે કરીને તે કીચકને મારવાસારૂ ઉઠવાનો ઉદ્યોગ કરવા લાગ્યો. તે સમયે ધર્મરાજાએ દૃષ્ટિસંકેતે કરીને તેનું નિવારણ કરચ્યું. તે સમયે વિરાટરાજાને "આ કીચક મારો સંબંધી હોઇને વળી રાજ્યકારભારમાં બહુ ચતુર છે અને આ માલિનિતો એ કીચકના અપરાધ વિષે આવું બોલેછે, ત્યારે આ સમયે મારે શું કરવું?" એવો મોહ પ્રાપ્ત થયો. તેથી કરી કાંઇજ ન કરતાં એમજ સ્તબ્ધ રહ્યો. એવું, તે રાજસભાને વિષે વિરાટરાજાનું કૃત્ય જોઇને અસંતુષ્ટ સરખો ધર્મરાજા ઉઠીને ઉદાસીનપણુ સેવન કરનારી વાણીએ સૈરંધ્રીપ્રત્યે ભાષણ કરવા લાગ્યો. કે "હે સૈરંધ્રી, તું કહેછે તેવા તારા પાંચ ગંધર્વ પતિઓ જ્યારે દેવ તુલ્ય બળવાન છે ત્યારે તેઓ, તારો કોઈપણ શત્રુએ અન્યાય કરચ્યો છતાં તે અન્યાય સહન કરનારા નથી. માટે હે સૈરંધ્રી તું જા જા, શા માટે અમસ્તતી રૂદન કરેછે? જો કીચકે તારા ઉપર અન્યાય કરચ્યો છે તો તે અન્યાયરૂપ દાવાગ્નિ, તે જેમ દાવાગ્નિ વાંસમાં પ્રગટ થઈ વાંસનેજ દગ્ધ કરી નાખે છે તેમ કીચકને દગ્ધ કરી નાખશે." એ પ્રમાણે ધર્મરાજાએ ઉદાસિનવૃત્તિએ શિખામણ દીધેથી સૈરંધ્રી પોતાને પ્રાપ્ત થએલા શોકના આવેશનો ઉપસંહાર કરીને પછી ત્યાંથી અંતઃપુરમાં ગઈ. પછી કીચકનો અન્યાય થયો છતાં તેને કાંઇપણ શિક્ષા ન કરતાં વિરાટ રાજા પણ આંખ આડા કાન કરી મુગો મુગો રાજસભામાંથી ઉઠીને રાજગૃહમાં ગયો. તે દિવસની રાત્રીએ કોઈ ન જાણે એમ ધીરે ધીરે પગલાં માંડતી દ્રૌપદી પાકશાળામાં જ્યાં ભીમસેન હતો ત્યાં તેની પાસે ગઇ ને

જુએછે તો, ભીમસેન મહા સુખથી સુતોછે; તેથી તેના પગનો અંગૂઠો ધીમે ધીમે દાબીને તેને જગાડ્યો. તે સમયે દ્રૌપદીને ત્યાં આવેલી જોઈ ભીમસેન તેની પ્રત્યે બોલ્યો કે "હે દેવિ, દીર્ઘ શ્વાસોશ્વાસ મૂકીને અને ડુસકાં ખાઈ ખાઇને તું શામાટે રૂદન કરેછે? અને તું આમ ગદ્દ ગદ્દ સ્વરે કેમ ઉચ્ચાર કરેછે?" એવાં ભીમસેનનાં વચન સાંભળી દ્રૌપદી બોલી કે "હે પ્રાણનાથ, જાણે કશું જાણતાજ ન હો, એમ મને શું પુછોછો? દુષ્ટ કીચકે, મારી પ્રત્યે આટલો બધો અવિવેક કર્યો; તે શું તમે તમારી નજરે જોયો નથી? તમો સર્વના દેખતાં તમારી પ્રાણપ્રિયાનો તિરસ્કાર કર્યો; તોપણ તમે હજી એમ માનોછો કે અમે જીવીએ છૈએ!!! હું તો એમ સમજુંછું કે તમારૂં શૌર્ય, સત્વ, અહંકાર અને પ્રચંડ ભુજાદંડનો પ્રતાપ, એ સર્વ, તમારી રાજ્યલક્ષ્મીની સાથેજ ગયાં; નહીં તો પોતાના દેખતાં પ્રિયાનો કોઈ તિરસ્કાર કરે તે પંખી પણ સહન કરી શકતાં નથી, તો જે શૂર અને માનશાલી છે, તે પ્રિયાનો કોઈનાથી થતો તિરસ્કાર સહન કરી શકે?" એવાં દ્રૌપદીનાં વચન સાંભળી ભીમસેન, શત્રુએ કરેલા અન્યાયે કરી સંતપ્ત થઈ, ધીમે ધીમે દ્રૌપદી પ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે "હે દેવિ, તે દુરાત્માનો અપરાધ હું અત્યારસુધી કેમ સહન કરૂં? મેં તો અપરાધ સમયેજ એ કીચકનો સંહાર કર્યો હોત; પણ આર્યયુધિષ્ઠિરે, ભ્રૂકુટિસંજ્ઞાએ નિવારણરૂપ વિઘ્ન ઉત્પન્ન કર્યું. તોપણ હવે જો પ્રાતઃકાળમાં એ કીચકને યમનો દાસ ન કરૂં તો મારા પુરૂષાર્થની તું નિંદા કરજે. તે કીચક કેવળ કામાતુર છે, તેથી તને ભોળવવા સારૂં સવારે ફરી પ્રયત્ન કરશે. કારણ, કામીપુરૂષોનું, સ્ત્રીપ્રાપ્તિવિષે અત્યંત વિલક્ષણપણું છે. એ માટે તે કીચક તારી પ્રાર્થના કરે તો હે મનસ્વિની, તું તેનું કહેવું કાંઇક માન્ય કરજે. કારણ, મચ્છને મારવાની જેની ઇચ્છા હોયછે તે માણસ, પ્રથમ તો તેની પ્રાપ્તિ સારૂ, કંટક ઉપર આમિષ (માંસ) ઘાલેછે. તેમ હે શીલશાલીનિ, તું અર્જુનની નાટ્યશાળામાં મધ્યરાત્રિએ કીચકની સાથે ક્રીડા કરવાનો સંકેત કરજે; એટલે હું પ્રથમથી તારો વેશ ધારણ કરી ત્યાં જઇને બેસીશ, અને એ આવશે એટલે દૃઢાલિંગનના મિષે કરી તેનો પ્રાણ હરણ કરીશ."

એ પ્રમાણે તેની સાથે એકાંતે સલાહ કરી ભીમસેને તેને વિદાય કરી. પછી દુગ્ધાદિકે કરી પૂર્ણ એવી તે પાકશાળા, તેમાંથી નિકળીને દ્રૌપદી પોતાના સ્થાનકે ગઈ. બીજે દિવસે પ્રાતઃકાળમાં, અપ્સરાને પણ જીતનાર એવી ભૂષણની પહેરવાની છટાએ કરી અતિશય શોભનારી, વિશેષે કરી કામીનિ સ્ત્રીઓનાં પણ મન આકર્ષણ કરનારી અને કીચકના મનને નીલકટાક્ષના અવલોકને કરી કામોદ્દીપન કરનારી; એવી દ્રૌપદી, રાજાના બાગમાં તળાવની પાસેના દરવાજા આગળ ઉભી રહી. અહીંયાં કીચક, તે દ્રૌપદીને જોઈ પ્રાપ્ત થયું છે સ્તંભન જેને એવો તે, એક ડગલું પણ આગળ ચાલી ન શક્યો. તે જાણે દ્રૌપદીને લત્તાપ્રહાર કર્યો; તે પાપે આવી તેને ઘેરી લીધો હોયના!

વળી દ્રૌપદીને જોઈ તેને સર્વાંગ પ્રસ્વેદ થયો; તે પ્રસ્વેદના બિંદુસંદોહ તે જાણે દ્રૌપદીના સ્પર્શ પાપે કરી તેને ફોલ્લા થયા હોયના! અને તેને જોઈ તેનું અંગ રોમાંચિત થયું; તે જાણે પરસ્ત્રીલંપટના પાપે આગળ પ્રાપ્ત થનાર નરકમાં સોયોના સમુદાયે કરી અહિંયાંજ વિદ્ધ થયો હોયના! એવો દેખાતો હતો. દ્રૌપદી પણ તેને હાવભાવથી અને મૃદુ કટાક્ષથી નિરખવા લાગી; તે એવી કે તે કીચક "આ દ્રૌપદી મારી પ્રત્યે અતિસ્નેહયુક્ત છે" એવું માને. પછી હળવે હળવે કીચક, દ્રૌપદીની પાસે આવી દીન કરતાં પણ દીન એવાં વચનોએ કરી દ્રૌપદીની પ્રાર્થના કરવા લાગ્યો. તે સમયે દ્રૌપદી, તેની વાણીના સત્કાર કરી ભાષણ કરવા લાગી કે "આજ મધ્ય રાત્રીએ હું નાટ્યશાળામાં જઇને રહીશ; તેજ સમયે તમે પણ ત્યાંજ આવજો."

એ પ્રમાણે તે કીચકની સાથે સંકેત કરીને દ્રૌપદી અંતઃપુરમાં ગઈ. કીચક પણ અત્યંત પ્રીતિયુક્ત થઈ વિરાટરાજાના સમિપભાગે ગમન કરતો હવો. નાનાપ્રકારના દેવતાના આરાધને કરી પોતાના મનોરથની સિદ્ધિની ઇચ્છા કરનારા કીચકનો તે દિવસ જઇને; તેને જેમ કોઈ પ્રીતાળુ સ્વજન આવી મળે તેમ તે દિવસનો અંત આવી મળ્યો. તે સમયે સુદેષ્ણાના બંધુ, કીચકની આગળ આવી પડનાર આપત્તિને જોવા વિષે શંકા લાવીનેજ સૂર્ય અસ્ત પામ્યો કે શું? અને જેમ જેમ અંધકારની લહેરી પુષ્ટ થવા લાગી. અર્થાત્ ઘોર અંધકાર થવા લાગ્યો; તેમ તેમ કીચકનો હર્ષ પણ પુષ્ટતા પામવા લાગ્યો. અર્થાત્ હર્ષ વધવા લાગ્યો. અહીંયાં વૃકોદરે (ભીમસેને) મનમાં મહા અહંકાર આણી અંધઃકાર થયાં પછી માલિનીનો વેષધારણ કરી નાટ્યશાળામાં પ્રવેશ કરચો. તેમ અંધકારના સમુદાયના તાંડવનૃત્ય સંબંધી વાદ્યધ્વનિ, એટલે અંધકાર બહુજ થયા પછી તમરાં પ્રમુખ જીવો જે ધ્વનિ કરેછે; તેણે કરી ભયંકર, એવી તે મધ્યરાત્રીના સમયને વિષે પોતાના શરીરની સુગંધિએ કરી સર્વ દિશાઓને સુગંધમય કરતો કીચક નાટ્યશાળા ભણી ચાલ્યો. ત્યાં આવી દરવાજામાં ઉભો રહી નખવતી બારણું ઠોકી સંકેત કરચો, અને પોતે આવ્યો છે એવું સૂચવ્યું. અંદર ગુપ્ત થઈ રહેનારા ભીમસેને પણ ધીમે ધીમે હુંકાર શબ્દ કરચો; તે સાંભળી અતિ કામાતૂર એવો પાપબુદ્ધિ કીચક, મહાહર્ષ પામી સૈરંધ્રીનો વેશધારણ કરી બેઠલા ભીમસેન પ્રત્યે બોલ્યો કે "હે દેવિ સૈરંધ્રિ, આવ આવ. અને તારા હિમોપમેય બાહુરૂપ કમળતંતુઓએ કરી કામદેવે જ્વલિત થએલા મારા શરીરને આલિંગન કરી શીતળ કર." એવું ભાષણ કરનારા, અને ભીમસેને દ્વાર ઉઘાડચું એટલે અંદર આવનારા તે કીચકના સમિપભાગે આવી, ભીમસેને તેને એવું પ્રેમ સહિત આલિંગન દીધું કે, તે આલિંગને કરીનેજ તેનો પ્રાણ નીકળી ગયો. પછી તેના હાથ, પગ અને માથું વિગેરે સર્વ અંગનું એકત્ર રોધન કરી તેનો દેહ માંસપિંડરૂપ કરીને નાટ્યશાળાના ઝરૂખામાંથી તેને બહાર ફેંકી દીધો. ત્યારપછી જાણે પોતાના શત્રુનો

ઘાત કરચો છે; એવો ભીમસેન, મહા આનંદ પામી પાકશાળામાં આવી શયન કરતો હવો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં કીચકના મરણ પામવાના સમાચાર લોકોને મોઢેથી સાંભળીને તેના સોએ ભાઇઓ શોક લહરીને વશ થઈ ત્યાં આવી; મરણ પામેલા, ભૂમિ ઉપર મૃતિકાને વિષે રગદોળેલા અને માંસપિંડરૂપ થએલા કીચકને જોઈ શોકવિહ્વલ થઈ મહાનિશ્વાસ નાખતા ઊંચસ્વરે રૂદન કરવા લાગ્યા. તેઓ સર્વના નેત્રરૂપી સરોવરમાં જે અશ્રુજળ, તેને બંધુવધ કારણના ક્રોધરૂપી ગ્રીષ્મરૂતુનો સૂર્ય, શોષણ કરવા લાગ્યો. તે સમયે તે સર્વ બંધુઓ, પોતાના ભાઇનો વધ કરનારા શત્રુને અહિંતહીં શોધવા લાગ્યા; પરંતુ તેનો કાંઇપણ પત્તો ન લાગ્યો, ત્યારે તેઓ સર્વ એકત્ર મળી પરસ્પર વિચાર કરવા લાગ્યા કે, "આ કીચકની, પૂર્વ માલિનીને વિષે પ્રીતિ હતી, એવું આપણે સાંભળ્યું છે. માટે કીચકના મૃત્યુને તે માલિનીજ કારણરૂપ થઈ હશે. એના ગુપ્ત સંચાર કરનારા ગંધર્વપતિઓએ આપણા ભાઇને મારચો છે; એમાં સંશય નહીં. પરંતુ તેઓ ગુપ્ત સંચારી છે, તેથી કોઈપણ ઠેકાણે એ આપણને મળશે નહીં, માટે આ સૈરંધ્રીનેજ કીચકની સાથે ચિતાગ્નિમાં બાળી નાખી, આપણો રોષ ઉતારો." એવો વિચાર કરી પોતાના બંધુ કીચકની સહુવર્તમાન માલિનીને ચિતાગ્નિમાં બાળી નાખવી; એવું મનમાં આણી તે બંધુઓ સર્વે, માલિનીની પાસે આવી તેને બાહુનેવિષે આકર્ષણ કરવા લાગ્યા. તે સમયે તે બંધુઓએ બળાત્કારે આકર્ષણ કરેલી માલિની, આ પ્રમાણે આક્રોશ કરી પોકાર મારવા લાગી કે "હે જય, હે જયંત, હે વિજય, હે જયસેન, હે જયદ્બલ, તમે ગમે ત્યાં રહો પણ મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. ચિતાગ્નિમાં નાખવાસારૂં આ દુરાત્માઓ મને ઝાલી જાયછે." એવી દ્રૌપદીની દીનવાણી સાંભળી ભીમસેન, ક્રોધયુક્ત થઈ પાકશાળામાંથી નિકળી ફાળ મારતો કીચકોની પાછળ ધાયો, અને થોડીવારમાં સ્મશાનના માર્ગમાં આવી કીચકોને કહેછે કે "હે કીચકો, તમે બળાત્કારથી આ સ્ત્રીને ક્યાં લઈ જાઓછો? એનું રક્ષણ કરવા સમર્થ પુરૂષ, કોઇપણ ઠેકાણે કોઈપણ નામનો કોઈ પણ હશેજ." તે સાંભળી કીચકો બોલ્યા કે "હે વલ્લવ, આ સ્ત્રી અમારા ભાઈ કીચકના મૃત્યુનો હેતુછે. એના વિના અમારા ભાઇને કોણે મારચો? તે અમે જાણતા નથી. જ્યારે એવો કોઈ શત્રુ મળતો નથી કે જેને મારી અમારૂં વૈર શાન્ત કરીએ; ત્યારે આ પુંશ્ચલિનેજ ચિતામાં નાખશું" એવાં કીચકોનાં વચન સાંભળી ભીમસેન બોલ્યો કે "હે કીચકો, તમારો ભાઈ પરસ્ત્રીની સાથે રમણ કરવાની ઇચ્છા કરવા લાગ્યો, એજ એણે મોટો, અન્યાય કરચો; માટે તેનું ફળ પણ પામ્યો. હવે તમે સ્ત્રી હત્યાના પાપથી બીહીનારા છો તેમ છતાં, આ બીજો અપરાધ શામાટે કરો છો? આ અપરાધનું ફળ તમને પ્રાપ્ત નહી થાય શું? કીચકના બંધુપણાએ કરી કીચકને વશ થએલો વિરાટરાજા તેના અન્યાયને સહન કરેછે, પરંતુ તે કીચકનો અન્યાય બીજા કોઇને પણ

શિરોવ્યથા ઉત્પન્ન કરનાર નથી શું?" એવાં ભીમસેનનાં વચન સાંભળી કીચકના બંધુઓ ક્રોધે કરી ભાષણ કરવા લાગ્યા કે "જેના ભુજદંડમાં શક્તિ હોય તે આ અમે ચિતાગ્નિમાં નાખીએ છેએ છતાં આ સ્ત્રીનું રક્ષણ કરે." એવાં કીચકોનાં વચન સાંભળી પછી ભીમસેને સમિપભાગના એક વૃક્ષને સમૂળુ ઉપાડી, તે વૃક્ષના એકજ પ્રહારે તે કીચકના સોએ બંધુઓને સાથે મારી નાખ્યા. તે વલ્લવના મારેલા, સુદેષ્ણાદેવિના બંધુઓ પૃથ્વી ઉપર પડ્યા. તે સમયે "એ દુર્વૃત્ત પુરૂષો મરણ પામ્યા તે ઘણી સારી વાત થઈ" એવી લોકવાણી પ્રસિદ્ધ થઈ. ત્યાર પછી સૈરંધ્રીને સ્વસ્થાનકે મોકલી; અને શત્રુઓરૂપી મત્ત હસ્તિઓનો સંહાર કરી ભીમસેનરૂપ સિંહ, પાકશાળારૂપી ગુફામાં નિર્ભયપણે પ્રવેશ કરતો હવો. પછી સર્વ સહોદર બંધુઓ મરાયા છે, તેણે કરી જેને મહા ક્રોધ ઉત્પન્ન થએલો, અને તે ક્રોધેકરી સ્ફુરણ પામનારા અધરોષ્ટે ભયંકર, તથા જેના નેત્રોમાં અશ્રુ પ્રાપ્ત થયાંછે, એવી સુદેષ્ણાદેવિ, વિરાટરાજા પાસે આવી ભાષણ કરવા લાગી કે "હે આર્યપુત્ર, તમારી જે મારાપર અત્યંત કૃપાછે પણ તે કૃપા નથી પણ વિડંબના છે. કારણ, તમારા શેવકે મારા સહોદર બંધુઓ માર્યાછે, છતાં તમે તે વાત મનપર લેતા નથી. એક કીચકને મારનાર શત્રુ કોણ? તે માત્ર જાણવામાં નથી, પરંતુ મારા બીજા ભાઈઓને મારનારો, યમસરખો નિર્દય અને પાપ કર્તા એવો આ વલ્લવ છે; માટે એ વલ્લવને તમે સર્વ સેના એકઠી કરી જો નહીં હણશો. તો હું ગળે ફાંસો ખાઈ પ્રાણઘાત કરીશ. એવાં સુદેષ્ણાનાં વચન સાંભળી, કોમળ કરતાં પણ અતિ કોમળ એવાં વાક્યોએ કરી શાન્ત કરી અને તેનાં નેત્રાંશ્રુ પોતાના હાથે કરી લુંછીને રાજા બોલ્યો; કે હે દેવિ, માત્ર તારા ચાતુર્યથી તારા બંધુઓનો મહાદુર્નય હું સહન કરતો હતો, માટે શું!! જે ભુજશાળી હોય તેણે પણ એઓનો અન્યાય સહન કરવો જોઇએ!! તથાપિ હે મૃગાક્ષિ, જે તું કહેછે તે હું કરૂં તો ખરો; પરંતુ એ વલ્લવ ક્રોધયુક્ત થયો છતાં આપણી સકળ સેનાનો લીલા માત્રમાં નાશ કરે એવો છે; માટે હે ભામિની, એ વલ્લવાના વધનો મેં બીજોજ ઉપાય યોજયોછે. દુર્જય શત્રુ પણ બુદ્ધિબળે જીતાયછે. મેં વલ્લવાના વધનો બીજો જે ઉપાય યોજયોછે તે એ કે, દુર્યોધન રાજાનો વૃષકર્પર નામનો મલ્લશ્રેષ્ટ હસ્તિનાપુરથી આપણા નગરમાં આવ્યોછે; તે અનેક મલ્લયુદ્ધમાં જયશીલ હોવાથી સર્વ મલ્લોનો તિરસ્કાર કરેછે; પરંતુ જેને બાહુબળનો ગર્વછે એવો વલ્લવ, તે મલ્લનું બળ સહન કરી શકતો નથી. તેથી તેઓ પરસ્પર મલ્લયુદ્ધ કરશે; ત્યારે મલ્લયુદ્ધમાં જેણે અભ્યાસ કર્યો છે એવો તે વૃષકર્પર મલ્લ, તે જેણે મલ્લયુદ્ધનો અભ્યાસ કર્યો નથી એવા દુરાત્મા વલ્લાને મારશે." એવાં મૃદુ મૃદુ પદોનાં વાક્યોએ કરી પૃથ્વીપતિ વિરાટરાજાએ સુદેષ્ણાદેવિનું ધીરે ધીરે શાન્ત્વન કરી તેને અંતઃપુરમાં મોકલી.

ત્યારપછી એક દિવસ વિરાટરાજાની રાજસભામાં આવી દુર્યોધન રાજાનો મલ્લ વૃષ કર્પર, સર્વ

મલ્લવર્ગનો તિરસ્કાર કરી બોલ્યો કે, મારો પ્રતિમલ્લ કોઈ છે?" એવાં તેનાં વચન સાંભળી વિરાટરાજાએ પાકશાળામાંથી વલ્લવને રાજસભામાં બોલાવ્યો. વલ્લવ, રાજસભામાં આવી રાજાની આજ્ઞા પામી વૃષ કર્પ્પરને, બીજે દિવસે વિરાટરાજાની પાસે બોલાવ્યો. પછી બીજે દિવસે તે બંનેના બાહુ યુદ્ધનું કૌતુક જોવાની ઇચ્છા કરનારા વિરાટરાજાએ ચંદ્રસરખી સ્વચ્છ વેળુએ કરી યુક્ત એવી રંગભૂમિ કરાવી, અને તેની આસપાસ ઇંદ્રના ઘરના મંચકો જેવા મંચકો અન્ય રાજાઓને બેસવાસારૂ સ્થાપન કરાવ્યા. પછી રત્નમંડપની નીચે દિવ્ય એવા અન્ય મંચકનેવિષે મણીમય સિંહાસન ઉપર વિરાટરાજા બેઠો. પછી વિરાટરાજાની આજ્ઞા સ્વિકારી, મંડળીકરાજાઓ પોતાના સેવકાદિકોએ યુક્ત થઈ આસન ઉપર બેઠા. તે સમયે ધર્માદિકોએ, મને કરીને પણ "ભીમસેનનો પરાભવ થશે" એવો સંશય આણ્યો નહીં, તથાપિ તેઓ ભયયુક્ત ચિત્તે સભામાં આવી બેઠા. થોડીવારમાં ચંદ્રસરખાં ઉજ્વળ વસ્ત્ર પહેરનારા, કસ્તુરી અને પુષ્પના હારે ચિન્હીત સ્કંધને ધારણ કરનારા, અતિ સ્થિર, અને ચંદનાદિક સુગંધી પદાર્થોએ જેઓએ સર્વાંગ લિપ્ત કર્યું છે, તથા બે દિશાભાગીથી સંહ્યાદ્રિ અને વિંધ્યાદ્રિ આવતા હોયના! એવા મલ્લ શિરોમણી વલ્લવ અને વૃષ કર્પ્પર, એ બંને મલ્લ અખાડામાં આવ્યા. તે સમયે સર્વ લોકો પરસ્પર વિરાટરાજાની નિંદા કરવા લાગ્યા કે, "આ વલ્લવ કૃતાભ્યાસી નથી ને આ વૃષકર્પ્પર કૃતાભ્યાસી છે; માટે એ બંનેનું બાહુયુદ્ધ કરવાનું ઠરાવ્યું; તે વિરાટરાજાએ યોગ્ય કર્યું નથી, પણ પોતાના શાળાઓનો શત્રુ આ વલ્લવ છે; તેને કોઈ પણ પ્રકારે કરી મારી નખાવવો જોઇએ, એ કારણથી આ યોજના કરીછે." એ પ્રમાણે સર્વ લોકો વિરાટરાજાની નિંદા કરવા લાગ્યા. આણી તરફ પર્વતોની ગુફાઓનું પણ વિદિર્ણ કરે એવા બંને જણાઓના ભુજાટંકાર થવા લાગ્યા. તે ભુજા ટંકારે કરી તેઓ તે સમયે સર્વ જગતને કેટલીકવાર સુધી શ્રવણેંદ્રિય રહિત કરતા હવા. પદસ્થાપને કરી પૃથ્વીને કંપાયમાન કરનારા અને પરસ્પર તલહસ્ત દેનારા એવા તે બંને, નાના પ્રકારની રચનાએ મુષ્ટિ બંધ કરી કુંડાળે પડી અહીં તહીં કરી એક બીજાને લાગામાં આણવા પ્રયત્ન કરતા થકા મલ્લયુદ્ધ કરવા લાગ્યા. તે સમયે યદ્યપિ વલ્લવ, એક ક્ષણમાત્રમાં વૃષકર્પ્પરનો વિનાશ કરવા વિષે સમર્થ હતો; તથાપિ લોકોને તમાસો બતાવવા સારૂ તે વૃષકર્પ્પરને મારવામાં વિલંબ કરતો હતો. જેમ મહારણ્યને વિષે બે મત્ત હસ્તિઓનો યુદ્ધમાં જય પરાજય થાયછે; તેમ વલ્લવનો અને વૃષકર્પ્પરનો પરસ્પર સેંકડોવાર જય પરાજય થયો. કદીક વલ્લવ વૃષકર્પ્પરપર ચઢી બેસે, અને કદીક વૃષકર્પ્પર વલ્લવ ઉપર ચઢી બેસે. એ પ્રમાણે તે બન્નેની ઘણી વારસુધી કુસ્તિ ચાલી પછી અંતે વૃષકર્પ્પરને ભીમસેને પોતાના એકાદા પેચમાં આણ્યો; અને જોરથી તેને દાબ્યો, એટલે તે વૃષકર્પ્પર, પ્રાણપ્રયાણસમયે દીન થઈ પૃથ્વી ઉપર પડ્યો. તે

સમયે વલ્લવનો જય થયો જોઈ વિરાટરાજાનાં રોમાંચ સહવર્તમાન સર્વ લોકોનો મોટો કોલાહળ શબ્દ થયો. સર્વ લોકો હર્ષની તાળીઓ પાડવા લાગ્યા. પછી તે વિરાટરાજા, પોતાની પ્રિયાને એવી રીત શાંત્વન કરવા લાગ્યો કે "હે દેવિ, શત્રુભયે કરી કંપાયમાન એવો જે હું, તેને આ વલ્લવ સરખો સહાયકારક કોઈ ઠેકાણેથી પણ મળનાર નથી, માટે હે પ્રિયા, હું જેમ એ વલ્લવ ઊપર પ્રસન્ન છું; તેમ તું પણ એનાપર પ્રસન્ન થા." એમ કહી સુદેષ્ણાને શાંત કરી.

"વિરાટપુરના રાજાના રસોઇઆએ વૃષકર્પ્પરને મારચો" એવી વાત દુર્યોધને હસ્તિનાપુરમાં દૂતોને મોંઢેથી કેટલેક દિવસે સાંભળી. પછી દ્વેષયુકત જેની બુદ્ધિ છે એવો દુર્યોધન, કર્ણ, દુઃશાસન, ભિષ્મપિતામહ, દ્રોણગુરૂ અને શકુનિ એ સર્વને એકાંતમાં બોલાવી તેઓની સાથે મસલહત કરવા લાગ્યો; ને બોલ્યો કે, "પૂર્વે પાંડવોને મારવા સારૂં પુરોચન, જે કૃત્યારૂપ ઊપાય કરતો હતો; તેજ ઊપાય ઊલટો તે પુરોચનના નાશ વિષે થયો. એ માટે મેં આ તેરમા વર્ષને વિષે કોઈ પણ ઠેકાણે ગુપ્તરૂપે રહેનારા પાંડવોનો શોધ કરવા સારૂં વૃષકર્પ્પરને મોકલ્યો હતો. વજ્રના જેવા કઠોર અંગવાળા વૃષકર્પ્પરને મારનાર ભીમસેનવિના સમસ્ત અવનિતળમાં બીજો કોઈ સામર્થવાન નથી. કોઈ સ્થળે પણ ભીમસેન, ગુપ્તવેશે રહેતો હશે. તે ભીમસેનના બાહુનો અહંકારરૂપી દ્વનિ હું નિશ્ચયેકરી સહન કરી શકતો નથી. એ માટે મલ્લયુદ્ધપ્રસંગે યુદ્ધ કરવા ભીમસેનજ જો ઈચ્છા કરશે તો આ મારા વૃષકર્પ્પરને મારશે. તે સમયે એ વૃષકર્પ્પરનું મૃત્યુ આપણને અહિત છતાં પણ, ભીમસેનના પ્રગટપણાએ કરી સુખદાયક થશે. એવો અભિપ્રાય ધારણ કરી મેં એ મલ્લશ્રેષ્ટને મોકલ્યો તે સકળ પૃથ્વીને આક્રમણ કરતો કરતો વિરાટનગરમાં ગયો. તે નગરમાં, ત્યાંના રાજાના વલ્લવ નામના સૂપકારે (રસોઇઆએ) એ મલ્લને મારચો છે; એવું મેં સાંભળ્યું. તે ઊપરથી હું નિશ્ચય કરી કહુંછું કે, તે મારનારો ભીમસેનજ હશે. વળી જ્યાં ભીમસેન છે ત્યાંજ એના બીજા ભાઇઓ પણ હશેજ. કારણ, જ્યાં ક્ષયરોગ હોય ત્યાં–શ્વાસ, ઊધરસ અને શ્લેષ્મ પ્રમુખ પણ અવશ્ય હોય છે, તેમ ભીમસેન જ્યાં હશે ત્યાં બીજા પાંડવો પણ અવશ્ય હશે. પરંતુ તે પાંડવો, કોઈ પણ પ્રકારે જો સ્પષ્ટપણે હું જાણીશ તો તેઓનો વિદ્વંશ કરવા વિષે જે મારૂં અભિમાન છે તે સફળ થશે. વળી તે પાંડવો, વિરાટરાજાના નગરના પ્રતિબંધને વિષે રહેનારા છે તે છુપી વાતોને પ્રગટ કરનારા એવાં શ્રેષ્ટ પુરૂષોથી પણ છતા પડવાના નથી; તો પછી તેઓને પ્રગટ કરવા માટે દૂત વિગેરેની તો વાતજ શી? માટે તે નગરની દક્ષિણ અને ઊત્તર દિશાને વિષે ગાયોનું હરણ કરચું હોય તો તે ગાયો છોડાવવા સારૂં પાંડવો પ્રગટપણું સ્વિકારશે; કારણ તે દયાળુ ચિત્તવાળા છે. તેમાં આપણ ગોગ્રહણ કરવા માટે પ્રથમ એક દિશાભણી સૈન્ય લઈ ગયા છતાં, વિરાટરાજા પોતાની સર્વ સેના સહિત ગાયો છોડાવવા સારૂ

દોડશે; અને બીજી દિશાયે ગોગ્રહણ કરીએ, તે સમયે સર્વ નગર શૂન્ય પ્રાય હશે, એટલે કેવળ પાંડવોજ ગાયોને છોડાવવા સારૂ બાહાર નિકળશે. એ પ્રમાણે પાંડવો અત્યંત પ્રસિદ્ધ થશે એટલે તેઓનો ઊચ્છેદ કરવા સારૂં હું સેના સહવર્તમાન આરંભ કરીશ."

એવી રીતે તે સર્વની સાથે મસલહત કરી કાંઇએક શ્રેષ્ટ સેનાએ નાદયુક્ત દિશાઓ કરતો દુર્યોધન રાજા, વિરાટનગરની પાસે આવવા વિષે પ્રસ્થાન કરતો હવો. તે દુર્યોધનના સેનાસંબંધી અશ્વોના ચરણોત્ખાતે કરી ઉત્પન્ન થએલી ધૂળે મંડળ જેનું આચ્છાદિત થયું છે એવો સૂર્ય, તે દુર્યોધનનો અન્યાય ન જોવા સારૂંજ અદૃશતા પામ્યો કે શું! એવો છવાઈ ગયો. વળી જાણે મૂર્તિમાન અધર્મજ હોયના! એવી અશ્વસેનાથી ઉત્પન્ન થઈ પતન પામનારી ધૂળેકરી, સર્વે નદીઓ શુષ્ક થઇઓ. "કુરૂગોત્રનો પ્રદીપરૂપ તું દુર્યોધન-તેને સાંપ્રતકાળે ચૌર્ય કર્મ કરવું યોગ્ય નથી" એવું કહેવાને માટેજ જાણે હોયના! તેમ તે દુર્યોધનની સન્મુખ વાયુ આવવા લાગ્યો. "આ કર્મ સાક્ષી સૂર્ય જોતાં છતાં તને એ કર્મ કરવું યોગ્ય નથી" એવું કહેનારાજ જાણે હોયના! તેમ સૂર્યના અધોભાગે રહી શીયાળવાં બોલવા લાગ્યાં. પછી તે દુર્યોધન, થએલા અપશુકનોનો કાંઈપણ વિચાર નહી કરી, ઉતાવળે પ્રયાણ કરી, વિરાટરાજાના નગરની પાસે આવ્યો. પછી નગરની પાસે દ્રોણાદિક સહવર્તમાન આવેલા દુર્યોધનને જોઇને, વિરાટરાજાનો શ્રેષ્ટ દૂત, વિરાટરાજાની રાજસભામાં જઈ સદ્ગદિત કંઠે તે દુર્યોધન સંબંધી વૃત્તાંત કહેવા લાગ્યો. તે સાંભળીને પછી પોતાની સેનાના સમુદાયના ભારે કરી પૃથ્વીને જેણે એક બાજુ ભણીથી નમાવી નાખેલી છે, એવો વિરાટરાજા; દુર્યોધનપ્રત્યે યુદ્ધ કરવાસારૂ તૈયારી કરેછે; એટલામાંજ કૌરવવીરોના બાણે કરીને જેઓનાં સર્વ શરીર વિંધાઇને વ્રણયુક્ત થઈ ગયેલાં છે એવા ગોવાળ લોકો, વિરાટરાજાના દ્વારમાં આવી ઊંચ્ચસ્વરે પોકાર કરી ભાષણ કરવા લાગ્યા કે "હે રાજન, દુર્યોધનનો પક્ષપાતી એવો સુશર્મારાજા, તે પુષ્કળ સૈન્યસમુદાય ગ્રહણ કરી અમારી પાસે આવી અમો ઉપર બાણ પ્રહાર કરી, દક્ષિણદિશા ભણીની સર્વ ગાયો હરણ કરી લઈ જાયછે; માટે હે પૃથ્વીપતિ, ક્ષત્રિયધર્મને આગળ કરી ગાયોને પાછી વાળવાસારૂ વેગે ધાઓ ધાઓ."

એ પ્રમાણે ગોવાળાઓની કરૂણાયુક્ત વાણી સાંભળી વિરાટરાજા, તે ક્ષણે "પ્રાણ જતાં પણ ગાયોનું રક્ષણ કરવું" એવી ઇચ્છા કરવા લાગ્યો. કારણ, સાધુ પુરૂષો જેછે તેઓ ગાય, ઋષિ, બ્રાહ્મણ, બાળક અને સ્ત્રીઓ-એઓનું રક્ષણ કરવામાં પોતાના પ્રાણને પણ તૃણતુલ્ય માનેછે; તો તેઓને યશ કેટલો પ્રિય હશે!! પછી સંગ્રામરસની વાચાળ એવી સેનાએ કરી સર્વ દિશા વ્યાપ્ત કરતાં છતાં તે સર્વ સેના સાથે લેઈ વિરાટરાજા પ્રસ્થાન કરતો હવો. તે સમયે "તેની સાથે યુદ્ધમાં કૌતકવાન અને ગાન્ડીવ ધનુષ્યને નચાવનારો એવો અર્જુન સ્ત્રીવેષનો પરિત્યાગ

કરી યુદ્ધનેવિષે જો જાયતો ઉતાવળોજ પ્રગટ થાય" એવો વિચાર કરી કોઈપણ પ્રકારે કરી તે અર્જુનને ત્યાંજ મૂકી બાકીના સર્વ પાંડવો યુદ્ધને માટે નિકળ્યા. તે સમયે સહદેવે શમીવૃક્ષ ઉપરથી શસ્ત્રાસ્ત્ર ગ્રહણકરી પોતે પોતાનાં લઈ બાકીનાં તેમનાં તેઓને આપ્યાં. પછી વિરાટરાજાનું ઉદ્ધત્તપણે દોડનારૂં જે અશ્વસૈન્ય, તેણે વિદારણ કરેલી ભૂમિ, તે ધૂળના નિમિત્તે કરી વિષ્ણુપદને શરણ જતી હવી કે શું? અર્થાત તે ભૂમિની ધૂળ, વિષ્ણુપદ એટલે આકાશ-તેનો આશ્રય કરતી હવી. તે સમયે યમતુલ્ય એવા આ વિરાટરાજાને જોઈ સ્ત્રીરૂપ દિશાઓ હમણાં કંપાયમાન થશે, તેને માટેજ કે શું! તે ધૂળ દિશાઓને આચ્છાદન કરવા લાગી. અને તે વિરાટરાજાનો રણવાદ્ય ધ્વનિ, તે સુશર્માના કર્ણને વિષે અત્યંત પ્રવેશ કરવા લાગ્યો, તે જાણે "હે ચોર, ગાયો ચોરીને પલાયન કરી જઈશ નહીં," એવું તેને યથેચ્છ કહેવા લાગ્યો કે શું!

પછી વિરાટ રાજા, ઉતાવળે ગમન કરનારા સુશર્મા પ્રત્યે બીજા કોઈ અતિ વાચાળ, એવા ઉત્તમ ભાટને મોકલી તેને ઊભો રખાવ્યો. તે સમયે જેને સુખ પ્રાપ્ત થયું છે એવો સુશર્મા, સંપૂર્ણ ધેનુસમુદાયને પોતાની પછવાડે રાખી ઘણી સેનાએ વિરાટરાજાને મારવા સારૂં ઊભો રહ્યો. તે સમયે ઊભય સેનામાંના, પરસ્પર મારવાની ઇચ્છા ધારણ કરી સન્મુખ ગમન કરનારા મહા વીરપુરૂષોનું પરસ્પર બાણોના પ્રહારરૂપ મહા યુદ્ધ પ્રવૃત થયું. તે જાણે પીતવર્ણ સૂર્યકિરણોને, બાણે કરી આવરણ કરનારૂં પિંજરૂજ હોયના! એવું થયું. તે યુદ્ધ સ્થળને ઠેકાણે, તે સમયે બંને સેનામાંના ધનુર્ધારીની ધનુષ્યની પ્રત્યંચાને સ્પર્શ કરનારાં એવાં બંને બાજુનાં બાણો, પરસ્પર નિશાન થયાં. પછી પરસ્પરનાં બાણોએ કરી પરસ્પર ખંડિત થએલીઓ બાણ પંક્તિઓ, આકાશથી નીચે પડતાં અધોમુખી થઈઓ, તે જાણે ભૂમિરૂપ પર્યંકને વિષે સખેદ થઈ ઊંઘવા સારૂજ પડીઓ કે શું! એ પ્રમાણે બંને સેનાના બાણોએ કરી છિન્ન ભિન્ન થએલા અવયવોની પંક્તિઓ જેને વિષે છે એવો, અને લોહીનું વમન કરનાર વ્રણ જેને વિષે છે એવો: દુર્ધર રણસંગ્રામ થયો. તેમાં લોહીની નદી વહેવા લાગી; તે એવી કે, જેમાં કપાઇ પડેલાં વીરોનાં મસ્તકો કૂર્મરૂપે છે, કપાઈ પડેલા હાથ પગ તે જેમાં મચ્છરૂપ છે અને જેમાં સુભટોના કપાઇ પડેલા હાથના પંઝા તે કમળ રૂપછે; એવી તે વીરપુરૂષોના લોહીની નદી વહેવા લાગી. પછી વિરાટરાજાના યોદ્ધાઓએ સુશર્માની સેનાને જેમ સમુદ્રની લહેરી નદીની લેહેરને પાછી હઠાવે છે; તેમ પાછી હઠાવી. પછી થોડી એક રહેલી ઊત્કૃષ્ટ સેના સહવર્તમાન સુશર્મા પોતે યુદ્ધ કરવા ઊઠ્યો; તે જાણે શત્રુરૂપ તૃણને સંપૂર્ણ બાળવાની ઇચ્છા કરનારો દાવાગ્નિજ હોયના! સુશર્માએ પોતાના તિવ્ર શસ્ત્રોની જ્વાળાએ કરી ભયભીત કરેલા વિરાટરાજાના સૈનીક લોક, જેમ અગ્નિની જ્વાળાએ ભીતિ પામેલા પક્ષિઓ આક્રોશ કરી નાશ પામેછે, તેમ નાશ

પમાડ્યા; પરંતુ બાકીના વીરો, ધૈર્ય ધારણ કરી સુશર્માની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે બંને સેનાના વીરોમાંથી કોઇનો પણ નાશ ન થયો. અને જેમ આકાશનેવિષે બે પક્ષિઓનો સમાન સંગ્રામ થાય, તેમ મોટો સંગ્રામ થયો. તે સમયે જયલક્ષ્મી, હર્ષેકરી બાણ વૃષ્ટિ કરનારા અને તેજઃપુંજ એવા બંને સેનામાંના વીરોમાંથી કોઇને પણ પોતાને "મૃત્યુ પ્રાપ્ત થશે કે શું?" એવા ભયે કરી વરી નહીં કે શું? એ પ્રમાણે એક સેનામાંના વીરો, બીજી સેનામાંના વીરોને જીતવા લાગ્યા, ને દેવોએ તેઓના ઉપર પુષ્પવૃષ્ટિ કરી કે, બીજી સેનામાંના વીરોનાં બાણો, તે પુષ્પવૃષ્ટિને ન સહન કરનારાં થઈ તે વૃષ્ટિને પડતાં, માર્ગમાંજ તોડી નાખે. વળી બીજી સેનામાંના વીરો, પ્રતિપક્ષિ સેનાના વીરોને જીતવા લાગ્યા, ને દેવો, તેઓનાપર પુષ્પવૃષ્ટિ કરે કે, તરતજ તે સેનાના વીરો તેને અધવચ્ચ માર્ગમાંજ તોડી નાખે. એ પ્રમાણે તુમુલયુદ્ધ ચાલ્યું છતાં, વિરાટરાજા અને સુશર્મા એ બંને, પર્વતના શિખર જેવા ઉંચા રથ ઉપર બેસી યુદ્ધ કરતાં કરતાં પરસ્પરનાં સર્વ શસ્ત્રાસ્ત્ર સમાપ્ત થયાં. તે સમયે તે બંને પોતપોતાના રથઉપરથી ભૂમિઉપર ઉતરી, અતિ ક્રોધાયમાન થઈ મલ્લયુદ્ધ કરવા લાગ્યા. તે સમયે સુશર્મા, પોતાના ભયંકર બાહુદંડની ક્રીડાએ વિરાટરાજાને મર્મસ્થાનમાં પ્રહાર કરી ઝાલીને બાંધ્યો; અને પછી તેને પોતાના રથમાં સ્થાપન કરતો હવો.

તે સમયે કંક નામ ધારણ કરનારો યુધિષ્ઠિરરાજા, બદ્ધ થઈ ભય પામેલા વિરાટરાજાને જોઈને, ચાતુર્યનો કેવળ ક્ષીરસમુદ્ર, એવા ભીમસેનને પોતાની પાસે બોલાવી તેનીપ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે "હે વત્સ, આ વિરાટરાજાના આશ્રયે કરી આ તેરમું વર્ષ આપણે કાઢ્યું છતાં હમણાં તું આ વિરાટરાજાની કેમ ઉપેક્ષા કરેછે? માટે હે વત્સ, ક્રુરકર્મી આ સુશર્માને એક ક્ષણમાત્રમાં મારીને, પૃથ્વીપતિ વિરાટને છોડાવવા તું યોગ્ય છે; કારણ, સામર્થવાન પુરૂષે, અનુપકારી એવો અન્યપુરૂષ પણ એકાદા સંકટમાં નિમગ્ન થયો છતાં તેનો ઉધ્ધાર કરવો; તો પછી, સર્વસ્વ ઉપકાર કરનારા આ ઉદાર ચિત્તવાળા વિરાટરાજાને છોડાવવો, એમાં શું કહેવું?

એવી યુધિષ્ઠિરની આજ્ઞાએ કરી ભીમસેન, સુશર્માને મારવાસારૂ અને વિરાટરાજાને બંધનમુક્ત કરવાસારૂ પોતાના બે બંધુઓ સહવર્તમાન મહાવેગથી ધાયો. તે સમયે બાહુરૂપ શિખરનેવિષે ગદારૂપ વૃક્ષ જેણે ધારણ કરેલું છે, એવો, ગંડ શૈલ સરખા બંધુ સહવર્તમાન આ જંગમ પર્વતજ આવેછે કે શું! એવા ભીમસેનને આવતો જોઈ સુશર્માની સેનામાંના વીરો, દિશા દિશાઓ ભણી પલાયન કરવા લાગ્યા, તે જાણે કાગડાઓ, સંપાદન કરેલા જયરૂપ માંસને એકાંતે ભક્ષ કરવાસારૂ પલાયન કરવા લાગ્યા કે શું? એવા દીસવા લાગ્યા. પછી પર્વતોનો ભેદ કરનારો ઇંદ્ર, વજ્રે કરી જેમ પર્વતોનું ચૂર્ણ કરેછે, તેમ ભીમસેને સુશર્માના રથને ગદાથી ચૂર્ણ કર્યો. અને શત્રુપ્રત્યે ન ગમન કરનારી એવી સ્તુતિ, તેને પોતાના હસ્તેકરી આકર્ષણ કરવાસારૂંજ જીવતો

મૂકચો હોયના! તેમ ભીમસેને સુશર્માને જીવતો મુકચો. સારાંશ, શત્રુની કીર્તિ પોતાને હાથે આકર્ષણ કરી તે દુષ્ટને છોડી મૂકચો. ત્યારપછી ભીમસેન, વિરાટરાજાને શત્રુબંધનથી મુકત કરી ફરી પોતાના શૌર્યાદિક અને સ્વામિભકત ગુણોએ બંધન કરી રથ ઉપર બેસાડી લીધો. તે સમયે જેનું ચિત્ત પ્રીતિએ કરી નમ્ર થયુંછે, એવો વિરાટરાજા, પાંડવોએ સંપાદન કરેલાં તે અદ્ભુત ચરિત્રને જોઈ મનમાં ચિંતન કરવા લાગ્યો કે "આ શું કોઈ દેવતાઓ કૌતકે કરી પૃથ્વીઉપર અવતાર ધારણ કરી ઉત્પન્ન થયાછે!! અથવા તો શું બ્રહ્માયે આ યુગને વિસરી જઈ આ પુરૂષોને દેવ કરવા મૂકી ને મનુષ્ય કરી પૃથ્વીઉપર અવતારચા છે!! અથવા સતયુગમાંનાજ કેટલાક પુરૂષોને આ યુગમાં આણ્યા છે કે શું!!! કારણ આ પુરૂષોનું આ સામર્થ આ યુગના પુરૂષોના જેવુંછે, એમ કલ્પી શકાતું નથી. આ પુરૂષો આ યુદ્ધમાં જો મારા સહાયકારક ન હોત તો, ક્રુર શત્રુઓ મારી વાર્તાનો પણ લોપ કરી દેત. કારણ, મારા યશરૂપી ચંદ્રને સુશર્મારૂપી મેઘ, વૃષ્ટિ કરીને દ્રવિત કરી નાખત, પરંતુ એટલામાં આ વલ્લવરૂપ વાયુએ તે સુશર્મારૂપી મેઘનું નિરાકરણ કરી મારા યશરૂપ ચંદ્રનું પૂર્ણપણે રક્ષણ કરચું."

એ પ્રમાણે વિશેષ ચિંતન કરી, પ્રીતિએ કરી જેના નેત્રોમાં અશ્રુ આવ્યાંછે, એવો વિરાટરાજા, હસ્તકમળ સંપુટ કરી, તે પાંડવો પ્રત્યે ભાષણ કરવા લાગ્યો,

વિરાટરાજા—હે શ્રી કેલિપલ્યંક કંક, (સંપત્તિરૂપ સ્ત્રીની સાથે ક્રીડા કરવાના પર્યંકરૂપ) હે પ્રીતિ પલ્લવ વલ્લવ, હે દ્વિષત્કાલ તંતિપાલ, (શત્રુઓને કાળરૂપ તંતિપાલ) હે પ્રતિપંથિકા ગ્રંથિકા, (શત્રુઓને બાંધવા માટે બંધનરૂપ) આ લક્ષ્મી, આ રાજ્ય અને આ મારૂં સંપૂર્ણ આયુષ્ય-એ સર્વ આજથી તમારૂં છે. વિશેષ શું કહું? માત્ર તમારી ભૂજાના પરાક્રમરૂપી પાટીયે કરી, સાંપ્રત મારી કીર્તિ; સુશર્મારૂપ વિપત્તિસમુદ્રને તરીને પારાંગત થઈ.

એ પ્રમાણે ઊંચસ્વરે તેઓની સ્તુતિ કરી વિરાટરાજા, રોમાંચ દેહયુકત થયો. તે સમયે મુખ ઊપર પ્રસંશા સાંભળી લજ્જાએ કરી જેઓનું મસ્તક નમ્ર થયું છે એવા પાંડવો, વિરાટરાજા પ્રત્યે ભાષણ કરવા લાગ્યા; કે, હે રાજન્, અમે જે શત્રુને જીત્યો તે માત્ર તમારોજ પ્રભાવ છે. પ્રાતઃકાળમાં અરૂણ જે છે તે, સૂર્યના કિરણોએજ સર્વ અંધઃકારનો નાશ કરેછે.

એવું ભાષણ કરી, બીજા યોદ્ધાઓ, જેઓ લજ્જાયમાન થયા હતા; તેઓની લજ્જા દૂર થાય એવા ભાષણે કરી, તે યોદ્ધાઓની સંભાવના કરીને પછી, સંપૂર્ણ ગાયોને એકત્ર કરી ત્યાંથી સેનાને મોખરે કરી; અને પોતે વિરાટરાજાની આગળ થઈ, સેનામાંના વીરોના અવલોકન રૂપી કમળમાળાએ પૂજિત થએલા પાંડવો; સર્વ લોકોને આશ્ચર્ય ઊત્પન્ન કરતા, નગરી પ્રત્યે જવા નિકળ્યા. "નગરમાં શું થયું હશે?" એમ ચિંતન કરતો કરતો માર્ગમાં કોઈની સાથે કાંઈપણ

વાતચિત ન કરતાં મુગો મુગો વિરાટરાજા, નગરીને વિષે આવી, જેમાં પોતાનો પરિવારમંડળ ચિંતાએ વ્યાપ્ત થઈ બેઠેલો છે, એવા રાજમંદિરમાં ગયો. તે સમયે અંત:પુરની બહાર કંકાદિકને બેસાડી પોતે કાંઈ શંકાયુકતપણે અંત:પુરમાં ગયો. ત્યાં અતિશય ખેદયુકત થએલી પોતાની રાણી સુદેષ્ણાને જોઈ તે પ્રત્યે રાજા, ભાષણ કરવા લાગ્યો.

વિરાટરાજા—હે દેવિ, તારૂં મુખ, પ્રાત:કાળના ચંદ્રસરખું કાંતિરહિત કેમ થયુંછે? મારા જરાનો મંજરીરૂપ જે ઊત્તર કુંવર, તે ક્યાં ગયો છે? એવું રાજાનું બોલવું સાંભળી સુદેષ્ણા કહેછે.

સુદેષ્ણા—હે આર્ય, તમો ગાયો હરણ કરનારા શત્રુનીભણી ગાયો છોડાવવા સારૂં ગયા છતાં, અહીયાં; મધ્યાન્હ સમયે કોઈએક ગોવાળ આવી ઊંચસ્વરે પોકાર મારવા લાગ્યો; તેને પરાક્રમનું સ્થાન એવા ઊત્તર કુંવરે ખેદનું કારણ પુછ્યું. તે સમયે બાણેકરી જેનું શરીર વિંધાઈ ગયું છે; એવો તે ગોવાળ, મહા સંકટે ભાષણ કરવા લાગ્યો.

ગોવાળ—હે કુમાર, ઊત્તર દિશાભણી, કર્ણ, દુ:શાસન અને ભીષ્મપિતા સહવર્તમાન દુર્યોધને પોતે આવીને આપણી ગાયોનું હરણ કરચ્યું. તે સમયે સર્વ ગોવાળાઓ એકત્ર થઈ તે દુર્યોધનની સાથે યુદ્ધ કરવા લાગ્યા; પરંતુ તેઓ યુદ્ધમાં પોતાના પ્રાણત્યાગે કરીને ગાયોના ઋણથી મુકત થયા. તેઓની વાર્તા આણનારો હું એકલોજ માત્ર જીવતો છું. હજી સુધી તે ગાયો મરણ પામેલા ગોવાળાઓની આસપાસ પ્રીતિએ કરી વિંટાઈ રહીઓ છે.

એ પ્રમાણે તે ગોવાળ ભાષણ કરતાં છતાં હે પ્રાણનાથ, તમારા પુત્રને મેં એવું કહ્યું કે, “પ્રસિદ્ધ છે બાહુબળ જેનું; એવા હે કુમાર, આ સમયે તને જેમ યોગ્ય લાગે તેમ તું કર.” એવી મારી વાણી સાંભળી તે પુત્ર, કૌરવો ઊપર ક્રોધાયમાન થયો; અને શૂરપણાના આવેશે કરી રોમાંચયુકત થઈ ખેદ સહિત એવું ભાષણ કરવા લાગ્યો.

ઊત્તર—કર્ણ, દ્રોણાદિક સહવર્તમાન છતાં પણ દુર્યોધનની, મારી આગળ શી ગણતી છે? કારણ, બળીરાજા અને મુકુંદ ઈત્યાદિક યુકત, એવા સમુદ્રને, અગસ્તમુનિ એકલો પાન કરી ગયો. તેમ હું એકલો છતાં પણ એ સર્વનો પરાભવ કરીશ; પણ સારા સારથીવિનાં યુદ્ધ, જય દેનારૂં થાય નહીં. કારણ, સર્વ વિશ્વને દગ્ધ કરી નાખનારો અગ્નિ પવનવિના પ્રદીપ્ત થતો નથી.

એવાં ઊત્તર કુંવરનાં વચન સાંભળી, પછી મારા સમિપભાગે રહેનારી માલિની નામની સૈરંધ્રી તેની પ્રત્યે ભાષણ કરવા લાગી; કે હે ઉત્તર, તમારી બેહેનનો, ગીત નૃત્ય વાદ્ય શિખવનારો ગુરૂ, જે બૃહન્નટ છે; તેને તમે, સર્વ સારથીમાં શિરોમણી છે એવો જાણો. કારણ, કોટ્યાવધિ સ્થળે રથના ઘોડાઓને હાંકતો મેં એને આગળ જોએલો છે.

એવાં માલિનીનાં વચન સાંભળી “આ બૃહન્નટ તો નપુંસક છે.” એવી મહા આશંકા કરતો

છતાં, તેને બોલાવી આણી પોતાના રથઉપર સારથી કરેચો. પછી પોતાનાં શસ્ત્રાસ્ત્ર લેઇને, અને વૃહન્નટે જેના ઉત્તમ અશ્વો હાંકચા છે એવો ઊત્તર કુંવર એકલોજ, શત્રુઓને જીતવાસારૂ તેઓની સન્મુખ ગયો." એવી સુદેષ્ણાદેવિની વાણી સાંભળી, પુત્રવત્સલ વિરાટરાજા, યુદ્ધને માટે એકલા ગએલા પોતાના પુત્રનો વારંવાર શોક કરવા લાગ્યો.

. વિરાટરાજા—હા હા!! મમદુધ મલપુત્ર! માત્ર પોતાના ભુજાની સહાયતાવિના બીજી જેને સહાયતા નથી, એવો તું ક્યાં? અને શત્રુરૂપ સરોવરને ડોહોળી નાખનારી, એવી કૌરવોની સેના કચાં? તે કૌરવોની સેનામાં જે વીરોછે; તે એક એકવીરના પરાક્રમેકરી સિંહના મનમાં પણ, ભય વાસ કરેછે. કારણ, કીર્તિ જેછે, તે વીરોના બાહુ પરાક્રમરૂપ અગ્નિમાં શત્રુઓના આયુષ્યરૂપ હવન દ્રવ્યનો હોમ કરવાસારૂ નિરંતર જાગૃત છે. તે માટે હાય હાય હવે હું શું કરૂં!!! મારો પુત્ર તે યજ્ઞમાં પ્રથમ હોમ થશે." એ પ્રમાણે વારંવાર શોક કરતો વિરાટરાજા, અંતઃપુરથી બહાર આવ્યો, તે સમયે તેની પ્રત્યે માલિનીએ ઉત્તમ પ્રકારનું ભાષણ કરચું.

માલિની—હે રાજન, વૃહન્નટ જો સહાય છે, તો; તમારા પુત્રને કિંચિત્ પણ ભય નથી.

એવું માલિની બોલી કે તરતજ ધર્મરાજા બોલી ઉઠ્યો.

કંક—હે રાજન, જેમ પોતાની પાસે ગરૂડ હોયતો સર્પરાજનો પણ ભય નથી, તથા હાથમાં દેદીપ્યમાન સૂર્ય છતાં અંધકારના સમુદાયથી કોઇપણ ઠેકાણે ભય નથી, તેમ વૃહન્નટ પાસે છતાં તમારા કુંવરને કોઇનો ભય નથી. એ પ્રમાણેની બૃહન્નટની સ્તુતિવિષે નિપુણ એવી કંકવાણી સાંભળી વિરાટરાજા, કોપાયમાન થઇને કંકપ્રત્યે જેવો કાંઇ નિંદ્ય ભાષણ કરેછે, એવામાં તરતજ દોડતો દોડતો રાજમંદિરમાં સંચાર કરનારા દૂતે આવીને "ઉત્તર કુંવર જયશીલ થઇને આવેછે" એવું તેને કહ્યું એટલે સંતોષ પામીને વિરાટરાજા, ઉત્તરના આગમનનું જે શ્રવણ, તે રૂપી સુધારસ એટલે અમૃત, તેનો વિભાગ માગવાસારૂજ તેનાં નેત્ર, હર્ષેકરી કાનની પાસે જવા લાગ્યાં કે શું? એવો હર્ષિત દીસવા લાગ્યો. પછી વિરાટરાજાનાં નેત્રરૂપી ઘટિયંત્રે (રેંટે) કરી નિકળેલું જે આનંદાશ્રુરૂપ ઉદક, તેણે કરી પળલેલું જે વિરાટરાજાનું શરીરરૂપ ક્ષેત્ર; તે ક્ષેત્રમાં રોમાંચરૂપ અંકુર ઉત્પન્ન થયાં. ત્યારપછી વિરાટરાજા, મહા પ્રીતિએ કરી તે પુત્રની સામો જવાની ઇચ્છા કરવા લાગ્યો; એટલામાં તેજ પુત્ર, રાજાની પાસે આવી પિતાના ચરણને વંદના કરવા લાગ્યો. પછી તે સમયે વિરાટરાજાએ તે પુત્રને પગે પડતો ઉઠાડીને ગાઢ આલિંગન દેઈ; અને રણભૂમિવિષે જય કેવી રીતિએ પ્રાપ્ત થયો? તેનો વૃત્તાંત સવિસ્તર પૂછયો. તે વારે તે સભામાં કંકાદિક વિગેરે સર્વે માણસો પોતપોતાની જગ્યાએ બેઠા પછી, કરેલા ઉપકાર જાણનારા પુરૂષોરૂપી મુકુટ, તે મુકુટમાં માણિક્યરૂપ એવો ઉત્તર કુંવર, હાથ જોડી વિરાટરાજા પ્રત્યે કહેવા લાગ્યો.

ઉત્તર—હે તાત, જેનામાં કૃષ્ણવર્ણ, એવાં સ્ત્રીનાં આભૂષણના કપટે કરી વૃહન્નટ (મોટું નટપણું) કલ્પિતજ છે; એવો વૃહન્નટ, પાસે છતાં યુદ્ધનેવિષે બીજો જય વળી કીયો? એજ પોતે જયરૂપ મૂર્તિજ છે. વળી એ વૃહન્નટના એવા બાહુછે કે, જે બાહુએ કરી શત્રુઓ પરાજય થાયછે. અને એના હાથ, ઇંદ્રના ઐરાવત સુદ્ધાંને વિદારણ કરનારા એવા સિંહના પંઝાજ કે શું? એવા છે.

એવી ઉત્તર કુંવરની વાણી સાંભળી વિરાટરાજા મનમાં અતિ વિસ્મય પામી, મૂળથી માંડીને યુદ્ધનું વૃત્તાંત કહેવા તેણે પુત્રને પ્રશ્ન કરચો. તે સમયે ઉત્તર કુંવર બોલ્યો.

ઉત્તર—હે તાત, મને આ નગરમાં જ્યારે બીજો કોઈ સારો સારથી ન મળ્યો, ત્યારે તે નપુંસક વૃહન્નટને પણ સારથી કરી, હું રણાંગણમાં ગયો. ત્યાંહાં તો જેમાં, અનેક રથોના ભયંકર શબ્દે કરી આકાશ વાચાળ થઈ રહ્યુંછે, જેના થકી ઉપરતું આકાશ, મત્તગજેંદ્રોના સિંદૂરે કરી આરક્ત (લાલ) વર્ણ થઈ ગયુંછે, અશ્વોની ચરણ રેણુએ કરી જેના ઉપરના આકાશભાગમાં મેઘ અંકૂરિત થયોછે કે શું? એવું આકાશ છવાઈ રહેલું છે, શૂરપણાએયુક્ત એવા પાયદળના સિંહનાદે કરી ક્ષોભયુક્ત અને આસપાસ પ્રલયકાળના સમુદ્ર સરખું પૃથ્વીને બુરાડનારૂં, એવું તે કૌરવોનું સંપૂર્ણ સૈન્ય મેં જોયું. અને જયારે ત્યાં પાસે ગયો ત્યારે, "આ ભીષ્મપિતામહ, આ દ્રોણાચાર્ય, આ કર્ણ, આ શકુનિ અને આ દુર્યોધનાદિક." એવા સર્વને મેં વિશેષે કરીને જાણ્યા. તે સમયે મારૂં સત્વ (ધૈર્ય) હતું, તે નિ:સત્વ થઈ ગયું, મારૂં વિક્રમ હતું તે અવિક્રમ થઈ ગયું, મારૂં તેજ હતું, તે નિસ્તેજ થઈ ગયું; અને મારો ગર્વ હતો તે અગર્વતાને પામ્યો. તે સમયે જેમ પતિવ્રતા સ્ત્રી, પુરૂષની પાસેથી લજ્જાએ કરી સર્વના દેખતાં દૂર રહેછે; તેમ મારા શસ્ત્રાભ્યાસે પણ મારી પાસે રહેવાનું છોડી દીધું. અર્થાત્ શસ્ત્રાસ્ત્રની મને વિસ્મૃતિ થઈ; અને કુળની જેટલી લજ્જા હતી, તે સર્વ; મારા પૃષ્ટભાગે આવીને ઉભી રહી. અર્થાત્ હું અતિશય લજ્જાયમાન થયો. તે સમયે ભયસમુદ્રમાં બુડનારો જે હું, તેને કેવળ નૌકાસરખીજ હોયના! એવી પલાયન બુદ્ધિદૈવે કરી પાસેજ પ્રાપ્ત થઈ. પછી ભયેકરી કંપાયમાન એવો હું, વૃહન્નટ પ્રત્યે બોલ્યો.

ઉત્તર—હે વૃહન્નટ, અગ્રભાગને વિષે સમુદ્રસરખી શત્રુની સેના તું જુએછે ના!!! આ સેનાસમુદ્ર અત્યંત મોહોટો છે, તે કાંઈ મારા બાણરૂપ કળશે કરી શુષ્ક થનાર નથી. કારણ, આકાશરૂપ આંગણું, તે કાંઈ હાથે ઊચકીને લઈ જવામાં આવે શું? એ માટે હે વૃહન્નટ, હું યથેચ્છપણે પલાયન કરૂંછું. તું મારી સાથે કાંઈ બોલીશ નહીં. મારૂં પરાક્રમ, જોકે દાવાનળ સરખું બાળનાર છે; તોપણ વર્ષાઋતુના મેઘની વૃષ્ટિ સરખી આ શત્રુ સેનાઉપર કાંઈ ચાલવાનું નથી. એવું ભાષણકરી. હે તાત, હું પલાયન કરવા લાગ્યો છતાં, વૃહન્નટ મને હાથથી પકડીને મહા ગર્વથી ભાષણ કરવા લાગ્યો.

વૃહન્નટ—હે રાજપુત્ર, તું વિરાટરાજાનો પુત્ર થઇને તને યુદ્ધમાંથી આમ પલાયન કરવું યોગ્ય નથી. કારણ શત્રુનું સૈન્ય જોઈ પલાયન કરવું એ શૂર પુરૂષને અપકીર્તિનું કારણરૂપ છે. આ તારો પ્રાણ, તું આજ પલાયન કરી જઇશ તોપણ કોઇક દિવસે તો નિકળી જવાનો છેજ; ત્યારે નાશવંત એવા આ પ્રાણે કરી શાશ્વત (નિરંતરનો) યશ સંપાદન કરવો જોઇએ; તે ન કરતાં, તેં ઉત્તરે, "યુદ્ધમાંથી પલાયન કરચું" એવો તારો અપકીર્તિનો શબ્દ, તે કીર્તિરૂપ કોળાહળે કરી મગ્ન થયલા તારા વિરાટપિતાને તારનાર થશે નહીં. અર્થાત્; તેં સંપાદન કરેલી અપકીર્તિ, કીર્તિમાન વિરાટરાજાને મરણપર્યંત દુઃખ દેશે, અને પછી અધોગતિ દેશે. એ માટે, જો કે તું યુદ્ધને વિષે આનંદ રહિત છે તોપણ, હું તારી પાસેછું છતાં તું અહીંયાંથી પલાયન કરીશ નહીં. મારૂં બાહુ પરાક્રમ, શત્રુને જીતતાં જીતતાં જ્યાં સુધી શોભે ત્યાં સુધી તું અહીંયાંજ રહે. એ પરાક્રમ જ્યારે શોભવાને ક્ષોભ પામે ત્યારે પછી તું પલાયન કરજે. માત્ર ગાયો હરણ કરવાવિષેજ પરાક્રમી એવા આ શત્રુઓને, હું રથી થઇને જ્યાંસુધી જીતું ત્યાંસુધી તું મારો સારથી થા.

એવી એ વૃહન્નટની વાણીએ કરી અને ભયેકરી જેના નેત્રની કીકીઓ ચંચળ થએલીઓ છે, અને પ્રાપ્ત થએલી લજ્જાના ભારે કરી વ્યાપ્ત થએલો એવો હું, એ વૃહન્નટનું સારથ્ય કરતો હવો. હે તાત, "લોક આપણને હસશે" એવું જાણી કોઇપણ કાર્ય આરંભીએ. નહીં તો, પોતાનો નિર્વાહ સુદ્ધાં પણ થતો નથી. યુદ્ધને વિષે લજ્જા ધારણ કરીએ તો મૃત્યુ કિંવા પરાજય પ્રાપ્ત થાયછે. અધર્મમાં લજ્જા ધારણ કરીએ તો ધર્મે કરી શત્રુઓથી જય પ્રાપ્ત થાય છે. અન્યાયને વિષે લાજ ધારણ કરીએ તો ન્યાયને વિષે વર્તણુક થાયછે; માટે લજ્જા છે, તેજ માત્ર સર્વ સારા નરસાં કામના આરંભને કારણરૂપ છે. પછી તે વૃહન્નટે પોતાનો સ્ત્રીવેષ*ત્યાગ કરીને હાથમાં ધનુષ્ય ધારણ કરચું. તે સમયે એ વૃહન્નટને મહા આનંદે કરી તટસ્થપણે કોણે ન જોયો? અર્થાત્ એને સર્વ જણાએ જોયો. હું પણ તે સમયે એ દિવ્યમૂર્તિને જોઈ ચિંતન કરવા લાગ્યો કે, વૃહન્નટના વેષે આચ્છાદિત શરીરવાળો આ કોઈ ખેચર છે કે શું? અથવા આ મૂર્તિમાન ધનુર્વેદજ કે શું? અથવા સાક્ષાત્ વીરરસની મૂર્તિછે કે અથવા સર્વ મહા શૂર પુરૂષોના સામર્થ્યનુંજ આ એક શરીર બાંધ્યું છે!!! એ પ્રમાણે ચિંત્તન કરતાં આનંદયુક્ત મુખને વિષે જેનાં નેત્ર પ્રફુલ્લ થએલાં છે એવો હું, તે વીર વૃહન્નટને જોતાં છતાં તૃપ્તિને પામ્યો નહીં. એટલામાં તો તે વૃહન્નટે રાજાઓનાં મસ્તકોને તોડી નાખવા વિષે કુશળ અને શત્રુઓનાં વક્ષસ્થળરૂપ પાષાણોનું વિદારણ કરવાને ટાંકીજ હોયના! એવો ટંકાર શબ્દ કરનારૂં ધનુષ્ય વગાડ્યું. પછી શત્રુની સેનામાંના ભીષ્મપિતામહ અને દ્રોણાચાર્યાદિકોએ અતિશય ત્વરાએ સાવધ થઇ તેજ સમયે પરસ્પર ભાષણ કરચું કે "અરે આ જુઓ આપણી સામો અર્જુન!! એજ અર્જુન!!! બાણોની કેવી વૃષ્ટિ કરેછે!

તે કૌતુક તો જુઓ!!! અર્જુન વિના બીજા કોઈની પણ આવી ધૈર્ય સંપત્તિ અમે જોઈ નથી. એ માત્ર પોતાના બાહુબળનો આશ્રય કરી આપણીભણી જુએછે" એ પ્રમાણે તે વીરોનું પરસ્પર ભાષણ મેં સાંભળ્યું; અને તે સમયે "આ સામા દુષ્ટ શત્રુઓ છે, એઓની સાથે યુદ્ધ શી રીતે થશે? કિંવા યુદ્ધ કરતાં મૃત્યુ પ્રાપ્ત થશે કે શું?" એવી સર્વ આશંકા અને ભયને વિસરી જઈ હું કેવળ આનંદમય થયો. પછી મારા ચિત્તને વિષે "આ પાંડવ અર્જુન છે કે શું?" એવી શંકા પ્રાપ્ત થઈ; કારણ સાંપ્રતકાળને વિષે આ ભૂમિ ઉપર પાંડવો સરખા બીજા યોદ્ધા સાંભળ્યા નથી; ત્યારે આ પાંડવજ નટવેશ ધારણ કરી પોતાનો અજ્ઞાતવાસ કાઢેછે કે શું? એવું મેં માન્યું. સૂર્ય છે તે પણ રાત્રીને વિષે સમુદ્રમાં પ્રવેશ કરી પુન: પ્રાત:કાળે ઉદય પામે છે, તેમ પાંડવો પણ અજ્ઞાતવાસ પૂરોકરી પ્રગટ થશે. એ માટે હમણાં એનું મેં સારથ્ય કર્‌યું છતાં મને શત્રુથી કાંઈપણ ભય પ્રાપ્ત થનાર નથી; કારણ, પીઠ પાછળ સૂર્ય બેઠો છતાં અંધ:કારના સમુદાયે કરી સૂર્યના સારથી અરૂણનો પરાભવ થતો નથી. એવો વિચાર કરી નિ:શંકપણે ભયરહિત થઈ રણાંગણને વિષે એ બૃહન્નટના મન પ્રમાણે હું અશ્વ ચલાવવા લાગ્યો. તે સમયે એનો રથ, દીપક સરખો પ્રકાશમાન થઈ જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંથી શત્રુઓના વીર, અંધ:કાર સરખા લોપ પામવા લાગ્યા. એક તરફ માત્ર બાહુ સહાયવાન એ બૃહન્નટ, અને બીજી તરફ કોટ્યાવધિ શત્રુઓ; પણ તારાઓ જેમ ઉદય પામેલા સૂર્યને સહન કરી શકતા નથી તેમ તે શત્રુઓ, પ્રાપ્ત થનારા એ અર્જુનને સહન કરી શક્યા નહીં. તે સમયે જેમ કેશ ગ્રહણ ન્યાયમાં એટલે કેશ ગ્રહણ કરવાની રીતિ સમયે એક મુષ્ટિમાત્ર દેખાય છે, પરંતુ તે મુષ્ટિમાં ઝાલેલા અસંખ્ય કેશનું જ્ઞાન થતું નથી, તેમ અર્જુન શત્રુઓ ઉપર બાણ છોડવા માંડ્યાં પણ મેં તો માત્ર એનું બાણ સંધાણુજ જોયું; પરંતુ બાણ કેટલાં છોડ્યાં? તે મેં જાણ્યાં નહીં. વળી તે સમયે પૃથ્વીતળને વિષે પડનારા લક્ષાવધિ શત્રુઓ, કેવળ મુક્તિ વિષે માત્ર પ્રાણનુંજ સખ્ય કરનારાઓ મેં જોયા. અર્થાત્ તે સમયે તેઓને તે સંકટથી મુકત કરનાર તેઓના પોતાના પ્રાણ સિવાય બીજો કોઈ સહાયકારક હતો નહીં. તે સમયે શત્રુના તેજને પણ ન સહન કરનારા એવા અર્જુનને ઉષ્ણકિરણથી તાપ ન થવા માટે જાણે કૃપા કરીનેજ હોયના! તેમ એના બાણોએ સ્તંભ રહિત આકાશનેવિષે મંડપ કર્‌યો. વળી એ અર્જુનના ગાન્ડીવ ધનુષ્યથી છૂટેલાં બાણોએ ખંડિત થએલાં શત્રુનાં બાણો જાણે લજ્જાએ કરીને હોયના! તેમ પોતાના મુખને પૃથ્વીને વિષે ધૂળમાં સંતાડવા લાગ્યાં. એ પ્રમાણે એ અર્જુનનો પ્રતાપ, તે યુદ્ધાંગણને વિષે ક્રીડા કરવા લાગ્યો છતાં, ત્યાં ઉત્કૃષ્ટપણે કરી જેઓના શરીરમાંથી લોહીની ધારાઓ વહેછે; એવા શત્રુઓ, વૃષ્ટિના ગૃહને વિષે ગુલાબદાનીનો ધર્મ સ્વિકારવા લાગ્યા. અર્થાત્, અર્જુનનાં બાણો લાગવાથી શત્રુઓના શરીરમાંથી લોહીની ધારાઓ છૂટતી

હતી, તે જાણે અર્જુનનો પ્રતાપ ક્રીડા કરેછે, તે સમયે એકઠા મળેલા સમાજને તે ઘાયલ શત્રુઓ, પોતાના શરીરરૂપી ગુલાબદાનીમાંથી લોહીરૂપ ગુલાબજળ છાંટતા હોયના? એવો દેખાવ થતો હતો. તે સમયે શત્રુની સેનામાં જેટલા વીરો હતા, તેઓએ પ્રત્યેકે "આ અર્જુન મારી સાથે યુદ્ધ કરેછે" એવું માન્યું. વળી તે સમયે અર્જુને, કીર્તિરૂપ સ્ત્રીના કેશના સેંથાને વિષે જાણે ક્રીડા કરનારીઓજ હોયના! અને કેશરે કરી આરક્ત થયેલીઓ હોયના! એવી, રક્તરૂપ ઉદકે કરી કીનારાને તોડનારી મોટી નદીઓ નિર્માણ કરીઓ. અને તે યુદ્ધને વિષે તે લોહીની નદીઓ ઉપર કીર્તિરૂપ સ્ત્રીને સંચાર કરાવવા માટેજ જાણે હોયના! તેમ બાણના સમુદાયેકરી અર્જુને સેતૂ રચ્યો. વળી જેઓનાં મસ્તક અર્જુને બાણેકરી તોડી નાખ્યાં છે એવા, દેવાંગના સાથે સમાગમની ઇચ્છા કરનારા શત્રુ સેનાના વીરોનાં કબંધો જાણે હર્ષેકરીનેજ ઘણીવાર સુધી નૃત કરતાં હોયના. પછી કોઈપણ પ્રકારે, અર્જુને બાણ વૃષ્ટિ કરી વ્યાકુળ કરેલા દ્રોણાચાર્ય અને ભીષ્મપિતામહ-એ બંને જાણે યુદ્ધને મોંખરેથી યુદ્ધને છોડીને નિકળી ગયા. તે સમયે બાકીના વીરોએ પણ, મનને વિષે પ્રાપ્ત થએલા ક્ષોભેકરી વ્યાકુળ અને લજ્જાયમાન થઈ, પોતપોતાના રથ, યુદ્ધભોંમિથી વેગળા લીધા. અર્થાત્ લજ્જિત થઈ પલાયન કરી ગયા. એ પ્રમાણે અર્જુનના બાણ સમુદાયે કરી વૈરીની કેટલીક સેના નષ્ટ થઈ અને કેટલીક સેના પલાયન કરી ગઈ છતાં, તે દુર્યોધને ચકિતપણે જોઇને, કર્ણને અર્જુનની સાથે યુદ્ધ કરવા સારૂં આજ્ઞા કરી; પોતે ગાયોના સમુદાયને લેઇને સાશંક લૂટારૂ સરખો ધૃતરાષ્ટ્ર પુત્ર, હસ્તિનાપુર પ્રત્યે જવા સારૂં નિકળ્યો.

અહિંયાં કર્ણ અને અર્જુન-એ બંનેનો સર્વને આશ્ચર્યકારક યુદ્ધનો આરંભ થયો. ઘણીવારસુધી યુદ્ધ ચાલ્યું, પણ તેમાં કર્ણ કિંવા અર્જુન એ બેમાંથી એકના પણ જયનો કોઇથી નિશ્ચય થયો નહીં. યુદ્ધ કરતાં કરતાં બંનેનાં મસ્તક ઉઘાડાં થયાં અને કેશ ઉભા થઈ ગયા; તે જાણે તે બંને સમાન વીરનું યુદ્ધ લાઘવ, આશ્ચર્ય કરી અવલોકન કરવામાટેજ ઉભા થયા હોયના! તે બંને, એકમેકના બાણે કરી વ્યાપ્ત થઈ ગયા; તે જાણે પ્રથમથીજ યુદ્ધના આરંભે રોમાંચયુક્ત શરીર તેમણે ધારણ કરચાં હોયના! એવા શોભતા હતા. પછી આકાશનેવિષે જનારાં અને એક મેકને તોડનારાં એવાં એ બંને મહાવીરોનાં બાણોએ કરી અંતરિક્ષનેવિષે એક મોટો ઢગલો થયો. એટલામાં એક વીરના બાણે બીજા વીરના બાણને પ્રહાર કરી વધારે પ્રેરણા કરી છતાં, તે વેગે કરી તે બાણો, આકાશમાં ઊંચે ગમન કરી ત્યાં રહી જોનારા જે દેવો-તેઓને પણ જાણે નસાડવાનેજ જતાં હોયના! એવાં શોભતાં હતાં. પછી યુદ્ધની સમતા જોઇને મહા ક્રોધે કરી બાણ છોડનારા કર્ણના કરતાં અર્જુન, બમણાં બાણ છોડવા લાગ્યો. તે સમયે અર્જુનના બાણે કરી વ્યાકુળ થનારા કર્ણને, તેનો સારથી અવલોકન કરી, તે સારથી, કર્ણ પ્રત્યે હાથ જોડી નમસ્કાર કરી ભા-

ષણુ કરવા લાગ્યો; કે "હે કર્ણ, દુર્યોધન રાજા તો ગાયોનો સમુદાય લેઇને નિકળી ગયાછે; અને હવે તમે આમ આત્માને શામાટે ક્લેશ પમાડો છો? કારણ, હજી તમારે મિત્ર દુર્યોધનનાં અવશ્ય કર્તવ્ય કાર્ય ઘણાં કરવાનાં છે; એવું છતાં અકાળેજ તમે પોતાના દેહનો કાં વ્યર્થ નાશ કરોછો?"

એવું સારથીએ કહ્યું છતાં પણ શૌંડીર રસના ઉત્કર્ષે કરી યુદ્ધસ્થળથી પાછા ન હઠવાની ઇચ્છા કરનારા કર્ણના રથને તેજ સારથી, બળાત્કારે રણાંગણથી બહાર એક બાજૂએ દૂર લઈ ગયો. પછી અર્જુને જાણ્યું કે "કર્ણ પણ પ્રાણની આશાએ રણભૂમિથી નિકળી ગયો" એવું જોઇ, પોતાના બાહુવડે મને ઊત્સાહ ઊત્પન્ન કરી, મહા વેગથી રથ ચલાવવાની આજ્ઞા કરી ભાષણ કરવા લાગ્યો. કે હે ઉત્તર, દુરાત્મા દુર્યોધન, ગાયોને લેઇને મારી આગળથી ચાલ્યો જાયછે, માટે ઉતાવળો તું, તે જે સ્થળે છે તે સ્થળે આ રથને લઇ જા." એવું ભાષણ કરીને અર્જુન, દુર્યોધનની પછવાડે ગાયો છોડાવવાસારૂં મહા ત્વરાથી ધાયો. તે સમયે "અર્જુન આવેછે" એવું જોઇને દુર્યોધનના સૈનિકો, જેમ મહા વાયુથી તૃણ જયહાં ત્યહાં ઊડી જાયછે, તેમ જ્યહાં ત્યહાં પલાયન કરવા લાગ્યા. ત્યારપછી કેટલાએક સુભટોમાં ધૂરંધર એવો વીર દુર્યોધન, પોતાની પછવાડે ગાયો રાખી અર્જુનની સામે યુદ્ધ કરવા માટે સિદ્ધ થયો. તે સમયે "આ દુર્યોધન મારો ભાઈ છે," એમ જાણી દયાળુ ચિત્તવાળા અર્જુને પ્રથમ સાધારણ બાણ મારયાં છતાં, તે દુર્યોધને તો પોતાની સર્વ શક્તિના વેગે અર્જુનને તિવ્ર બાણ મારયાં; તથાપિ તે દુર્યોધનનાં બાણ અર્જુનના બાણ કરતાં અધિક સામર્થ્યવાન થયાં નહીં. કારણ, ગજેંદ્રની મહા ગર્જના, મેઘની ગર્જનાને જીતી શકતી નથી. ત્યાર પછી દુર્યોધનનું સાક્ષાત શૌર્યજ હોયના! એવો પતાકાયુક્ત ધ્વજદંડ, અર્જુને પોતાના બાણોએ કરી તોડી નાખ્યો; તથાપિ ગર્વરૂપ સર્પની દાઢમાં ચેતનારહિત એવો દુર્યોધન, પોતાનું હિત ન જાણતાં છતાં યુદ્ધ કરવા લાગ્યો; ત્યારે એ દયાળુ હૃદયવાલો અર્જુન, પ્રસ્વાપનાસ્ત્ર વિદ્યાનું સ્મરણ કરી બીજાનો પ્રાણઘાત ન કરનારાં અને શિઘ્ર નિદ્રા ઉત્પન્ન કરનારાં બાણ છોડવા લાગ્યો; તે સમયે દુર્યોધનના યશરૂપી ચંદ્રકાંતિના લીલાયુક્ત મુખના અસ્તપણાએ કરી, તતક્ષણ સર્વ દિશાને વ્યાપ્ત કરનારી એવી અંધઃકારની લેહેરી પ્રવૃત થઇ; અને તે સમયે સંચાર કરનારી, અર્જુનની પ્રતાપરૂપી વીજળીના ભયે કરીનેજ જાણે હોયના! તેમ દુર્યોધનના સર્વ સૈનિકોનાં નેત્ર નિદ્રાએ કરી મીચાવવા લાગ્યાં, અને સેના સહિત દુર્યોધનના હાથથી, જાણે લજ્જાયુક્ત થઇ પતન પામતાં હોયના! તેમ સર્વ આયુધો પતન પામવા લાગ્યાં. તે સમયે દુર્યોધનની સેનાના કેટલાક વીર પોતાના ધનુષ્યનો આશ્રય કરી ઊંઘવા લાગ્યા; તેમ કેટલાકતો રથનું આલિંગન કરી ઊંઘવા લાગ્યા; અને કેટલાક તો સારથીઓનો આશ્રય પામીને ઊંઘવા લાગ્યા. એમ નાના પ્રકારે કરી સર્વ વીરો નિદ્રાવશ થયા. તેમ દુર્યોધન પણ પોતાની ધ્વજાનો આશ્રય કરી નિદ્રિત

થયો છતાં, અહીંયાં અર્જુને, તે દુર્યોધનનાં ઉત્તરીયવસ્ત્રનું મારી પાસે હરણ કરાવ્યું. મેં તે દુર્યોધનનાં ઉત્તરીયવસ્ત્ર હરણ કર્યાં છતાં પણ, પ્રાપ્ત થએલો જે મોટો મોહ-તેણે કરી ભૂષિત એવો જે દુર્યોધન-તે કેટલીક વારસુધી તો લજ્જાના રસ જાણવાપણાને ન અનુભવતો હવો. પછી દયાએ કરી અર્જુને પોતાનું મોહનાસ્ત્ર ઉપસંહાર કર્યું ત્યારે શત્રુની સેનાને વિષે લજ્જા ઉત્પન્ન કરનારૂં, એવું ચૈતન્ય પ્રગટ થયું. પછી અતિશય ચકિત ચિત્ત એવો દુર્યોધન, ગાયોની ખરીઓથી ઉત્પન્ન થયેલી રજના સમુદાયે કરી શરીર વેષ્ટિત થયેલું અને આંખે આંધળા સરખો થયેલો હતો. ત્યારપછી પોતનાં વાછરડાંપ્રત્યે જવા સારૂં અત્યંત ઉત્સૂક થઇને આનંદિત થએલીઓ, અને જેઓના આંચળમાંથી દૂધ ઝરેછે એવી ધોળી ગાયોને લઇને અર્જુન પાછો ફર્યો. હે તાત, ચંદ્રકાંતિની સખીજ એવી પોતાની મૂર્તિમાન કેવળ કીર્તિજ હોયના! એવી ગાયોને અર્જુને દુર્યોધનને ન લઈ જવા દીધી; પણ પાછી ફેરવીને એ ગાયો મારે સ્વાધિન કરી. તે સમયે નગરથી બાહાર જનારા નાગરિક લોકોને મોઢેથી સ્તુતિને ગ્રહણ કરતો છતાં અર્જુને હે તાત, તમારા ચરણના સોગન દેઈ મારૂં આ રીતે નિવારણ કર્યું કે, "મેં (અર્જુને) આ યુદ્ધને વિષે શત્રુઓનો પરાભવ કર્યો," એ પ્રકાર વિરાટરાજાને તું કહીશ નહીં; પણ "મેંજ (ઉત્તર કુંવરે) પરાક્રમ કરી કૌરવોની સર્વ સેનાને જીતીને આ ગાયો પછી વાળી આણી છે," એવું કહેવું. એ પ્રમાણે અર્જુને મને કહ્યું, પરંતુ મારી આ જીહ્વા એવું મિથ્યા કહેવાને સમર્થ નથી. કારણ, પોતાની શકિત ઉપરાંતની વાત બોલનાર પુરૂષ, લોકોમાં ઉપહાસ પામેછે. હરણે કરેલો સિંહનો પરાભવ કોણ સત્ય માનશે? અર્થાત્ કોઇપણ માનશે નહીં. વળી જે તપેલીમાં કોડવભર ચોખા રંધાય તેમાં પ્રસ્તભર ચોખા રાંધવાનું કોઈપણ મનમાંજ આણે નહીં. હે તાત, તે અર્જુન, મને આપના પદનું દર્શન કરવા મોકલી હમણાં પોતે, ફરી પાછો સ્ત્રીવેષ ધારણ કરી નાટ્યશાળા પ્રત્યે ગયોછે,

તે સમયે વિરાટરાજા, કર્ણને અમૃતની વૃષ્ટિ કરનારી મેઘમાળાજ હોયના! એવી ઉત્તર કુંવરની વાણી સાંભળી પ્રફુલ્લિત મુખકમળ થઈ આનંદનેવિષે નિમગ્ન થયો. પછી વિરાટરાજા, નાટ્યશાળાને વિષે છડીદારને મોકલી, જાણે મૂર્તિમાન પરાક્રમજ હોયના! એવા ધનંજયને બોલાવી આણ્યો. નાટ્યશાળામાંથી આવનારા અર્જુનની, આનંદાશ્રુ અને રોમાંચઅંકુર સહવર્તમાન વિરાટરાજા, સામો ગયો. તેને રાજસભામાં આણીને પ્રથમ તે અર્જુનને વિરાટરાજા, હૃદય સાથે બાહુએકરી દૃઢાલિંગન કરી, પછી કાંઈક પરિહાસ પૂર્વક એટલે "હે અર્જુન, તમે મહા પરાક્રમી છતાં આ સ્ત્રીવેષ કેમ ધારણ કર્યો છે? હવે એ વેષનો ત્યાગ કરવો જોઇયે," ઈત્યાદિ ભાષણ કરી અર્જુનનો સ્ત્રીવેષ ઉતરાવી રત્નભૂષણે સહવર્તમાન ઉત્તમ વસ્ત્રાલંકારો પહેરાવી પોતાની પાસેના મોટા સિંહાસન ઉપર બેસાડવા લાગ્યો, અને કિંચિત હાસ્ય કરી અર્જુન પ્રત્યે ભાષણ કરવા લાગ્યો,

વિરાટરાજા—હે અર્જુન, સર્વ દિવસો કરતાં આ આજનો દિવસ વિશેષ સારો છે. કારણ, આ યુદ્ધમાં તુંજ એક સ્થિર યશનું સ્થાન છે. તારા આગમનનું આ મુહૂર્ત કેવળ અમૃતમય છે કે જે મુહૂર્તમાં હે વીરાવતંસ, તું કિરિટી છે એવું જાણી હું તને જોઉંછું. એ માટે સાંપ્રતકાળે હું પોતેજ સર્વ જગમાં સ્થિર યશનું સ્થાન થયોછું. કારણ, તું પોતાના આગમનરૂપ અમૃતેકરી મને આ રાજગૃહનેવિષે અભિષેક કરેછે. હવે હે વીરશ્રેષ્ટ, ઊત્તમ જય સંપાદન કરનારો એવો જે તું તે તારી પદરજે, આ વિરાટરાજાના રાષ્ટ્ર દેશને સ્પર્શ કર્યો, એટલે આ રાષ્ટ્ર (દેશ) આજ શત્રુ રહિત થયો. અને મારી ઊત્તરા કુંવરીને તેં ભણાવી તેથી તે પણ શ્રેષ્ટ ગુણી છે. કારણ જેને, સર્વ કળાઓનો કુળદેવ એવો તું, ગીત નૃત્ય વાદ્ય કળા શિખવનારો થયો. વળી સાંપ્રતકાળે હે ધનુર્ધર શ્રેષ્ટ અર્જુન, તેં મારા પ્રિયપુત્રના પ્રાણનું રક્ષણ કર્યું, તેથી તો તું મારા જીવનનો જીવન થયો છે. આ કંક, વલ્લવ, તંતિપાળ અને ગ્રંથિક—એઓનું ઋણપણ મારા પ્રાણે કરીને પણ કદી છોડાવાય એવું નથી. કારણ સાંપ્રતકાળે, દક્ષિણદિશાભણીથી સુશર્માદિક શત્રુઓએ ગાયો હરણ કરી છતાં તે શત્રુઓની સાથે યુદ્ધને સમયે શત્રુઓનો નાશ કરવામાં ચતુર એવા કંકાદિકોએ મારા યશનું અને મારા પ્રાણનું રક્ષણ કર્યું.

એવું વિરાટરાજાનું ભાષણ સાંભળી પછી આનંદયુક્ત એવો કપિકેતુ અર્જુન, સ્મિત હાસ્ય કરી બોલ્યો કે "હે રાજન, આ પાંડુપુત્રોનો શત્રુઓને વિષે જયરૂપ એવો કોઈ અખંડ સ્વભાવછે." એવું સંદિગ્ધ અર્જુનનું બોલવું સાંભળી આશ્ચર્યયુક્ત ચિત્તે વિરાટરાજાએ અર્જુનને પ્રશ્ન કર્યો કે હે અર્જુન, તું પાંડવોની વાત કહેછે માટે તું તો અર્જુનજ છે, તારે બાકીના પાંડવોની કેમ કવી વાર્તા છે? તે વિસ્તારપૂર્વક કહે. એવાં વિરાટરાજાનાં વચન સાંભળી અર્જુન રોમાંચ થઈ બોલ્યો.

અર્જુન—હે રાજન, જેને અરિવર્ગથી કિંચિત્ પણ ભય નથી એવો જે સાક્ષાત્ ધર્મરાજા, તે આ કંકછે, શત્રુરૂપ વહ્નિનો દાહ કરનાર કેવળ દાવાનળ, એવો જે ભીમસેન, તે આ વલ્લવ છે, જેણે શત્રુઓનાં કુળ અત્યંત છેદન કર્યાં છે અને તે યોગે કરીનેજ જેને નકુલ નામ પ્રાપ્ત થયું છે; એવો જે નકુલ, તે આ તંતિપાલ છે, શત્રુસુદ્ધાં પણ શરણે આવી જેની સેવા કરેછે; એવો જે સહદેવ, તે આ ગ્રંથિક છે અને સુદેષ્ણાદેવિને નાનાપ્રકારે હર્ષવૃદ્ધિ કરનારી માલિની નામક જે સૈરંધ્રિ, તે દ્રૌપદી છે.

એવી અર્જુનની વાણી, કાનને ભુષણપણું પામી છતાં જેની સંપત્તિ આનંદકારક છે એવો વિરાટરાજા, અતિશય આનંદી થયો. ત્યાર પછી તરતજ અર્જુન પણ, યુધિષ્ટિર રાજાના ચરણ કમળ પ્રત્યે ગમન કરી આનંદાશ્રુકણરૂપ મુક્તાફળેજ પૂજન કરતો છતો નમસ્કાર કરવા લાગ્યો. વિરાટરાજા પણ, ઉત્તમ વસ્ત્ર અને સુવર્ણાલંકારોએ સર્વ પાંડવોને અલંકૃત કરી યુધિષ્ટિર રાજાને

પોતાના ઉત્તમ સિંહાસન ઉપર બેસાડી પોતે અગ્રભાગે કૃતાંજળી કરીને બેઠો; અને મહાહર્ષની લહેરીએ કરી ગદગદવાણીથી વિજ્ઞાપના કરવા લાગ્યો.

વિરાટરાજા હે દેવ, પૂર્વે કદાચિત્ વચને કરી તમારી પ્રત્યે મેં જે કાંઈ અવજ્ઞારૂપ અપ્રિય ભાષણ કરયું હોય; તે તમે મનમાં આણશો નહીં. આજ આ મારા દેશને વિષે તમારી ચરણરેણુ પુણ્યરૂપ અમૃતની વૃષ્ટિ કરેછે, એ માટે અધર્મરૂપ વિષની વૃદ્ધિ થશે નહીં. આજપર્યંત હું ધાર્મિક છું એવી બુદ્ધિએ જોઈને જેઓને પાતક પ્રાપ્ત થયાંછે; એવાં મારાં આ નેત્રોને તમારા દર્શનરૂપ પ્રાયશ્ચિત્તની પ્રાપ્તિ થઇછે. આજ આ નગરને વિષે પુષ્પ કળિઓએ પ્રફુલ્લિત્ત એવાં કલ્યાણરૂપ વૃક્ષ ઉત્પન્ન થયાંછે. કેમકે, જ્યાં ગુણપંક્તિએ સુગંધકારક એવા તમે પોતે પ્રાપ્ત થયાછો. હે દેવ, તમારા પ્રસાદરૂપ અમૃતે કરી સિંચાએલી અને તમારા પ્રતાપરૂપ સૂર્યે તપાએલી માહારી આ સંપત્તીરૂપ વલ્લિ, પલ્લવે કરી શોભેછે. મારી કીર્તિરૂપ વલ્લિ, દુર્યોધનાદિક શત્રુઓરૂપ દાવાનળે દગ્ધ થઈ હતી, પરંતુ કાળે તમારા ખડ્ગના મહિમારૂપ જળે કરી સાંપ્રત નવાંકુરે યુક્ત થઇછે. પૂર્વે દક્ષિણગોગ્રહણ સમયે મેં તમારા વિષે એવું જાણ્યું હતું કે "પ્રાકૃત પુરૂષોનું આવું બાહુ સામર્થ્ય કહીં પણ દૃષ્ટિ પડતું નથી, તે માટે આ કોઈ પણ મહા પરાક્રમી પુરૂષો છે." તમોએ પોતાનાં નામરૂપ આચ્છાદન કરી વિપરીત નામવેશે કરી આ તમારા પોતાનાજ દરબાર જેવા મારા દરબારમાં આવીને રહેવાનું કરયું; તે જો મેં પ્રથમથી જાણ્યું હોત તો આ ઘરનેવિષે ગુપ્ત સ્થળે હું તમારી ભક્તિ કરતાં છતાં તમને કોણ જાણત વારૂ કે પાંડવો અહિંયાં છે? અર્થાત્ કોઇપણ જાણત નહીં. પરંતુ તમો પાંડવોની તેવી ભક્તિ કરવાને મારૂં ભાગ્ય ક્યાંછે? જો તે ભાગ્ય હોત તો ગુપ્ત સ્થળને વિષે રહેલા સમયે તમારા ચરણની સેવાને હું પામ્યો હોત. હવે તો હે દેવ, પોતાના પ્રતાપે ઉત્પન્ન કરેલી એવી આ સર્વ સંપત્તિને, ભાઇઓ સહિત ઉપભોગ કરી કૃતાર્થ કરો. ઇંદ્ર સરખા ભાઇઓ અને પદચર સરખો હું—એઓએ કરી તમને તે હસ્તિનાપુરની સંપત્તિ પણ દૂર નથી. અર્થાત તેપણ તમને સહજ પ્રાપ્ત થશે. તમે રાજ્ય કરતા હતા, તે સમય કરતાં પણ આ સમયે તમે અતિશય પરાક્રમ કરયું છે. કારણ અગ્નિ, પ્રથમ તેજઃપુંજ હોય, તોપણ સળગતી વખતે ભડકો થઈ અધિક પ્રકાશ પામેછે. તે માટે હે યુધિષ્ટિર, આ રાજ્ય અને જીવિતવ્ય એ તમોએ મને આપ્યુંછે, હવે એના કરતાં હું તમોને બીજી ભેટ શી કરૂં? પણ આ અર્જુને, મારી ઊત્તરા કન્યાને ગીત નૃત્ય અને વાદ્ય કળા શિખવેલી છે, તે કન્યાને આ અર્જુનને હું ભેટ કરીશ, પરંતુ જો તમે પ્રસન્ન થઈ આજ્ઞા કરશો તો આ વાત બનવાની છે.

એવું વિરાટરાજા બોલ્યો છતાં તે સમયે જ્યેષ્ઠ બંધુ યુધિષ્ટિર દેખતાં અર્જુન ભાષણ કરવા લાગ્યો કે હે દેવ, ઊત્તરા કન્યા મારી શિષ્યા થઇ, તે માટે તે મારે કન્યા તુલ્ય છે; પરંતુ વિરા-

ટરાજા પોતાની કન્યા કુરૂવંશમાં આપવી એવું સૌજન્ય ઇચ્છે છે, તો મારો પુત્ર સૌભદ્રેય (અભિમન્યુ) તે કન્યાને વરો." એવી અર્જુનની પ્રેમગર્ભિત વાણી સાંભળી, પ્રીતિના તરંગોએ કરી જેનાં નેત્ર ચંચળ થયાંછે એવો વિરાટરાજા, તે વાતનો અંગીકાર કરતો હવો.

ત્યારપછી સુભદ્રા, અભિમન્યુ અને કૃષ્ણ એઓને બોલાવવા સારૂં ઊત્કંઠિત એવો ધર્મરાજા, દ્વારકાંપ્રત્યે કોઇએક દૂતને મોકલતો હવો; અને પાંચાલીના પાંચ પુત્રો સહિત દ્રુપદ રાજાને વિરાટપુરમાં આણવા સારૂં ધર્મરાજાએ, બીજો દૂત કાંમ્પિલ્ય નગરમાં મોકલ્યો. ત્યારપછી તે કૃષ્ણ અને દ્રુપદરાજા, દૂતનાં વચનોએ કરી વિરાટરાજાના નગરમાં પાંડવો આનંદ યુક્ત છે, એવો વૃત્તાંત સાંભળી અત્યંત આનંદ પામવા લાગ્યા—અને ઘણી સેનાએ કરી સમુદ્રવલયાંકિત પૃથ્વીને વ્યાપ્ત કરતા કરતા તેઓ કૃષ્ણ અને દ્રુપદરાજા પોતપોતાના પરિવાર સહિત વિરાટરાજાના નગર પ્રત્યે ગમન કરતા હવા. અહિંયાં સેના સહવર્તમાન વિરાટરાજા સહિત અને ભીમસેનાદિક બંધુઓ સહિત યુધિષ્ટિરરાજા, સંતુષ્ટ ચિત્ત થઈ તે, કૃષ્ણ અને દ્રુપદરાજાની સામે જવા નિકળ્યો તે સમયે ધર્મરાજાનો આશ્રમ કરી વિરાટરાજાની સંપત્તિ, જેમ સમુદ્રનું પાણી મેઘના આશ્રયે કરી અતિશય મધૂર થઈ શોભેછે, તેમ શોભવા લાગી. પછી વિરાટરાજાના કહેવાથી કૃષ્ણ અને દ્રુપદ રાજાએ કમળો જેમાં પ્રફુલ્લિત છે એવા તે નગરના ઉપવનમાં નિવાસસ્થાનને વિષે ઉતારો કર્યો. તે સમયે સ્નુષા સુભદ્રા, ભક્તિનું મંદિર એવો અભિમન્યું અને પાંચ પાંચાળ પૌત્રો—એ સર્વ, કુંતીને વંદણા કરવા લાગ્યાં. અને પાંચ પાંડવોથી ઉત્પન્ન થએલા દ્રૌપદીના પાંચે કુંવરો પ્રથમ દ્રૌપદીને વંદન કરી પછી ધર્મરાજાદિક પાંચે પાંડવોને વંદન કરવા લાગ્યા. ત્યારપછી વીર જે અર્જુન, તેનેવિષે પ્રીતિએ કરી આસક્ત એવી દ્રૌપદી અને સુભદ્રા—એઓનો પરસ્પર પ્રેમાલિંગન પ્રકાર, પૂર્ણિમા અને અશ્વિની નક્ષત્રના મેળાપ પ્રકાર સરખો થયો. વળી તે સમયે જેના મુકુટે ભૂમિતળને સ્પર્શ કર્યો છે, એવો થઇને અભિમન્યુ દ્રૌપદીને વંદન કરી, પછી અનુક્રમે સર્વ પાંડવોને પણ વંદન કરતો હવો. તે સમયે જેને વિરાટરાજાએ, કુટુંબ સહવર્તમાન દેવતા સરખો સત્કાર કરેલો છે એવો ધર્મરાજા, કૃષ્ણનાજ નિવાસસ્થાનને વિષે રહેવાસારૂં આવ્યો. ત્યારે ઘણે દિવસે કૃષ્ણને મળેલા પાંડવો, જેમ કામદેવની સંગતીએ વસંત, ચંદ્ર, કોકિલ, આમ્રવૃક્ષ અને મલયસંબંધી વાયુ હર્ષ પામેછે, તેમ હર્ષ પામ્યા. ત્યારપછી કૃષ્ણાદિ સહિત પાંડવો અને પુરવાસી લોકો સહિત વિરાટરાજા, એ પરસ્પર પોતાનો આગળ થનારો જે પરસ્પર સંબંધ તેણે કરી હર્ષયુક્ત થઇ સંપૂર્ણ વિવાહસંબંધી કર્મનો આરંભ કરવા લાગ્યા. અહીં તહીં તે તે નાનાપ્રકારનાં કર્મ કરનારીઓ અને આનંદયુક્ત જેઓનાં ચિત્ત છે, એવી યાદવની સ્ત્રીઓના મંગળકારક શબ્દો ઊંચસ્વરે ઉત્પન્ન થયા. અર્થાત્ મંગળગાન કરવા લાગીઓ. તેમજ તે વિવાહસંબંધી કર્મને વિષે

આસક્ત એવી વિરાટરાજાની હરિણાક્ષિ રાણીઓ આનંદે કરી તરંગિત થતાં છતાં પોતાના શ્રમને પણ જાણતી ન હતી. તે સમયે કેવળ મદનગૃહને વિષે રહેનારો મૂર્તિમાન શ્રૃંગારજ છે કે શું? એવો અને અપ્સરાનો સમુદાય છે કે શું? એવી અને આનંદના ઉદ્ગારે કરી ચંચળ એવી યાદવની સ્ત્રીઓના સમુદાએ જેને પ્રીતિએ કરી સેવન કરેલો છે, જેણે નવીન વેષ ધારણ કરેલો છે, જેણે નવીન ભૂષણો ઘણાંજ ધારણ કરેલાં છે એવો દેવતુલ્ય થઇને, નાનાપ્રકારના વાહનોની ઊપર આરોહણ કરનારા સહચારી યાદવાદિકોએ યુક્ત એવો, વળી મહા પ્રતિધ્વનિએ કરી સર્વ દિશાઓમાં નાદ ઉત્પન્ન કરનારા એવા મહોત્સવનેવિષે જેનીસાથે ભેરી દુંદુભિ વાદ્ય પ્રમુખના શબ્દે કરી આકાશ બધિર થઈ રહ્યુંછે; તથા, પૂર્ણ ચંદ્રના સરખું મસ્તકનેવિષે જેણે છત્ર ધારણ કર્યું છે એવો અને સુપ્રતીક નામે દિગ્ગજ સરખા મદોન્મત્ત હાથી ઊપર અંબાડીમાં બેસનારો અને દ્રુપદ, કૃષ્ણ અને પાંડવો એઓએ વેષ્ટિત થએલો એવો અભિમન્યુ, પાણિગ્રહણ પર્વને વિષે પ્રસ્થાન કરતો હવો. તે સમયે જયહાં ત્યાં પ્રસરનારી રેણુએ કરી મલિન થઈ સર્વ લોકોની દૃષ્ટિ પોતાને જોવા વિષે અસમર્થ થઈ; તેને માટેજ કે શું? અભિમન્યુએ મુખ આગળ પુષ્પોનો ખૂંપ બાંધ્યો. વળી તે સમયે તે અભિમન્યુના યશની, બહાર જઈ ક્રીડા કરવા માટેજ કે શું? એવા વાદ્યના મહા ધ્વનિ આકાશ અને પૃથ્વીને સ્ફોટન કરતા ઉત્પન્ન થયા. પછી જે નગરને વિષે રાજમાર્ગની ધૂળ કેશરના પાણીના છંટકાવેકરી દૂર થઈ છે, અને તત્કાળ આસપાસ વિખરાએલો જે પુષ્પસમુદાય-તેના યોગે કરી જે ઊંચુ નીચુ ભાસનારૂં, નવીન સ્થાપન કરેલા ધ્વજપતાકાના સમુદાએ કરી જે નગરને વિષે સૂર્યનાં કિરણો નહિ સરખાં કર્યાં છે અને જે નગરમાં સ્થાપન કરેલાં સિંહાસનોએ દેવોના ગૃહનો અહંકાર પણ દૂર કર્યો છે; એવા વિરાટનગરમાં, એકઠી થએલી પુરવાસી લોકોની ચકોરનેત્રી સ્ત્રીઓના નેત્રરૂપી અંજળીએ જેના સૌંદર્ય સમુદાયનું અત્યંત પ્રાશન કર્યું છે; એવો તે અભિમન્યુ પ્રવેશ કરતો હવો. ત્યાં રત્ન વિશેષ જે પાચ, તેનો જે અંતર્ભાગ, તેણે યુક્ત જે સ્થળ, તે સ્થળને વિષે સ્થાપન કર્યાં છે, જેમાં પલ્લવનાં તોરણો, જેમાં સ્થાપન કરેલા કદલીસ્તંભોના પત્રોએ વાયુ નંખાએલા એવા સંચાર કરનારા લોકોછે, ગોમુખાકાર બાંધેલી, ગોમયે કરી લીંપેલી અને મોતીઓના સ્વસ્તિકે કરી સુશોભિત એવી જગ્યા જેમાં છે, અહીં તહીં ત્વરાએ સંચાર કરનારી વારાંગનાઓ અને સેવક લોકોના અવલોકને કરી કૂકેલું છે કૌતુક જેમાં અને આનંદેકરી કોમળ એવી સુદેષ્ણાદેવિએ જેમાં પૂજાદિ સાહિત્ય સ્થાપન કર્યાંછે એવા, વિરાટરાજાના ગૃહપ્રત્યે અભિમન્યુ પ્રવેશ કરતો હવો. ત્યારપછી તે સુદેષ્ણાદેવિના ગૃહનેવિષે અભિમન્યુ પોતાના દક્ષિણ હાથે ઉત્તરાનું પાણિગ્રહણ કરતો હવો. તે પાણિગ્રહણ, ઊત્તરા કુંવરીને જન્મથી ન પ્રાપ્ત થનારા એવા મહા આનંદને દેતું

હવું. અને અભિમન્યુ પણ તે વિવાહ સમયે એકઠી થએલીઓ અને નાના પ્રકારે કરી પરિહાસ વિગેરે કરનારી સ્ત્રીઓના કટાક્ષિત નેત્રસમુદાયે કરી ઉત્પન્ન થએલા આનંદનો અનુભવ લેવા લાગ્યો. તે સમયે સર્વ તેજસ્વી પુરુષોના તેજને પોતાના તેજે તિરસ્કાર કરી સર્વ જગતની શોભા હુંજ ગ્રહણ કરૂંછું, એવું કથન કરતોજ કે શું? અભિમન્યુ પોતાના હસ્તને વિષે ગ્રહણ કરેલી વિરાટરાજાની કન્યા સહવર્તમાન, પ્રદીપ્ત એવા અગ્નિને પ્રદક્ષણા કરવા લાગ્યો. તે વિવાહને વિષે કન્યાદાન સમયે વિરાટરાજા, અભિમન્યુને ઘણા હસ્તિસમૂહ, અને અશ્વસમૂહ, તેમજ ઘણા સુવર્ણ રત્નાદિક અને ઊત્તમ પ્રકારના વસ્ત્રોની પેરામણી દેતો હવો; અને યાદવ, પાંડવ, વિરાટરાજા, પુરવાસીલોક–એઓ, પરસ્પરના સ્થળાદિકનેવિષે ગમન કરવું અને પાછું આવવું એ વિષે ઊદ્યુક્ત થતા છતાં સર્વ લોકોને આનંદ દેતા હવા.

શાર્દૂલવિક્રીડિત છંદ.

आनंदैकमयाः सुधारसमयाः कल्याणसंपन्मया
लक्ष्मीकेलिमया महोत्सवमयाः कौतूहलश्रीमयाः ॥
एतेषां कतिचिद्विराटनगरेतस्मिन् ययुस्तस्थुषा
मन्योन्यप्रणयेन पुण्यदिवसेष्वग्रेसरा वासराः ॥ १ ॥

અર્થ—એ પ્રમાણે, તે વિરાટરાજાના નગરનેવિષે રહેનારા એ પાંડવોના અને એ યાદવોના, પરસ્પર પ્રેમે કરી, આનંદમય, અમૃતરસમય, કલ્યાણસંપત્તિમય, લક્ષ્મીક્રીડામય, મહાઊત્સાહમય અને કૌતુક શોભામય એવા પવિત્ર દિવસોમાં, પણ અગ્રેસર એવા કેટલાક દિવસો ત્યાં વિરાટનગરનેવિષે નિકળી ગયા. ॥ ૧ ॥

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे
महाकाव्ये विराटावस्थानगोग्रहवर्णनो नाम
दशमः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ १० ॥

## અથ એકાદશ સર્ગ પ્રારંભ.

ત્યારપછી પ્રીતિયુક્ત એવા કૃષ્ણ, મહા સત્કારે કરી બંધુઓ સહિત અને રાજાઓ સહિત યુધિષ્ઠિરને પોતાની દ્વારકાં નગરીમાં લઈ જાતા હવા. તે સમયે પરસ્પર સ્નેહે કરી માર્ગમાં એકરથની અંદર સાથે બેસનારી દ્રૌપદી અને સત્યભામા–એઓનો પરસ્પર સંવાદ ઉત્પન્ન થયો. તે એવો કે, સત્યભામા ઊંચ સ્વરે હાસ્ય કરી દ્રુપદનંદની પ્રત્યે બોલી.

સત્યભામા—હે સખિ, મને તારા વિષે બહુ આશ્ચર્ય લાગેછે. તે માટે હું તને પ્રશ્ન કરૂંછું, તેનો ઊત્તર તું, નિષ્કપટપણે ક્રોધ ન આણતાં કહે. અમ સરખી બહુ સ્ત્રીઓને એક પણ પતિનું આરાધન મહા દુઃસાધ્ય છે; અને તું તો પાંચે પતિઓની એકજ સ્ત્રી થઇને તેઓ પાંચે પતિઓ પ્રત્યે કેવી રીત વર્તણુક કરેછે? એવાં સત્યભામાનાં વચન સાંભળી ન્યાયે કરી તેજઃપુંજ એવી પાંડવોની પટરાણી દ્રૌપદી બોલી.

દ્રૌપદી—હે સખિ, પ્રિયને વશ કરવાના વશીકરણમંત્રનું પારાયણ તું સાંભળ. મારો દેહ મારી વાણી અને મારૂં મન–એ પ્રતિદિવસે પ્રિય પતિઓમાં લયલીન છે. તેઓને જે રૂચેછે; તેજ હું કરૂંછું, પ્રથમ તેઓને ભોજન કરાવી રહ્યા પછી હું ભોજન કરૂંછું, તેઓ પ્રથમ શયન કરે છે; ત્યારપછી હું શયન કરૂંછું, તેઓના જાગવા પેહેલાં હું જાગૃત થાઊંછું. એ પાંચે પતિઓ પ્રત્યેક બહારથી જ્યારે ઘરમાં આવેછે ત્યારે તેઓનું હું અભ્યુત્થાન (ઊઠીને આદરમાન આપવું તે) કરૂંછું. તેઓ જે વાત કહે તે હું નમ્રતાપૂર્વક હાથ જોડીને ધ્યાન દેઈ સાંભળુંછું. તેઓની અંગ શુશ્રૂષા હું પોતેજ કરૂંછું. અમારા પરિજનો ઊપર હું, પુત્ર પ્રમાણે વાત્સલ્ય કરૂંછું, અને પાંચે પતિઓમાંથી કોઇના ઉપર પણ હું ભિન્નભાવ રાખતી નથી. એ પ્રમાણે હું મારા પ્રાણપતિ-ઓની સાથે વરતુંછું; તેથી કરી તે મારા પાંચે પતિઓ મને નિરંતર પ્રાણ કરતાં પણ પ્રિય માનેછે.

એ પ્રમાણે સત્યભામા અને દ્રૌપદી, બંને જણીઓ પરસ્પર વાર્તા વિનોદ કરતાં કરતાં અનુક્રમે પુષ્કળ ભોંમિનું અતિક્રમણ કરી સર્વ દ્વારકાંની પાસે આવી પહોંચ્યાં. તે સમયે દ્વારકાંના દરવાજામાં ધર્મરાજા, સર્વને રથમાંથી નીચે ઊતરવા આજ્ઞા કરતો હવો. એટલામાં દ્વારકાંમાંથી સમુદ્રવિજયાદિક દશે દશાર્હ, સામા આવી ઊત્કંઠિત ચિત્ત એવા તેઓ–કુંતિની પાસે આવી પ્રણામ કરવા લાગ્યા. તે સમયે જેઓના નેત્રોમાં અતિશય આનંદાશ્રુ આવી ગયાં છે, એવા તે માતુલોને, જેઓ અતિ સ્નેહે વિહ્વલ થએલા અને જેઓ નાના મ-હોટાને પ્રથમ કે પછી મળવાનો અનુક્રમ વિસરી ગયાછે, એવા પાંડવો, વંદન કરવા લાગ્યા. પછી તેઓનો આદર સત્કાર કરી સમુદ્રવિજયાદિ દશાર્હ, પાંડવો પ્રત્યે બોલ્યા કે, "તીર્થયાત્રાના નિમિત્તે પૂર્વે જ્યારે અર્જુન અહિંયાં આવ્યો હતો, ત્યારે અમે એને સુભદ્રા સમર્પણ કરી છે;

હવે અવશેષ જે તમો ચાર પાંડવો-તેમને માટે, લક્ષ્મીવતિ, વેગવતિ, વિજયા અને રતિ-એ ચારે કન્યાઓ ભેટ કરીએ છીએ. એમ કહી હર્ષયુક્ત એવા તે દશાર્હોએ નગરમાં મહા ઉત્સાહ કરીને અનુક્રમે ચારે પાંડવોની સાથે અનુક્રમે ચારે કન્યાઓનું પાણિગ્રહણ કરાવ્યું. ત્યારપછી બંધુસહિત ધર્મરાજાનો આદર સત્કાર કરી કૃષ્ણ પોતે, દ્વારકાની શોભા, તે પાંડવોને દેખાડવા લાગ્યા. તે સમયે પાંડવોના અભિમન્યાદિક તથા પંચાલ કુંવરો, કૃષ્ણના પ્રદ્યુમ્નાદિક કુંવરોની સાથે વન, ઉપવન વિગેરે રમણીક સ્થળોમાં ક્રીડા કરવા લાગ્યા. પછી દુર્યોધને કરેલા ઘણા અપરાધને દ્રોપદી તથા ભીમસેન, સાશ્રુનેત્રે કૃષ્ણને કહેવા લાગ્યાં. તે સમયે તરતજ કૃષ્ણ પણ ક્રોધે કરી દુર્યોધનની પાસે મહાચતુર, બુદ્ધિમાન અને વક્તાપુરૂષોમાં શ્રેષ્ટ એવા દ્રુપદરાજાના પુરોહિતને દૂતકૃત્ય કરવાસારૂં હસ્તિનાપુરનેવિષે મોકલતો હવો. વક્તૃત્વનું તીવ્રપણુ અને કોમળપણુ ઇત્યાદિક ગુણે કરી યુક્ત એવો તે પુરોહિત, દૂતપણાને યોગ્ય એવા પરિવારને લેઈ હસ્તિનાપુરપ્રત્યે ગમન કરતો હવો. ત્યાં સેવા કરવા માટે પ્રાપ્ત થએલા જે રાજાઓ તેઓના નાનાપ્રકારના મણીભૂષણોએ શણગારએલા એવા મોટા અશ્વ, હાથી અને રથો-તેણે કરી જેના આંગણાનો પ્રદેશ વ્યાપ્ત થઈ ગયો છે, અને દ્વારમાં સંચાર કરનારી સ્ત્રીઓની ત્વરિત ગતિએ કરી શબ્દ કરનારાં પગનાં ઝાંઝર, તે ઝાંઝરના શબ્દોએ કરી જે ઠેકાણે કામદેવ અત્યંત જાગૃત છે, એવા રાજગૃહમાં તે પુરોહિત પ્રવેશ કરતો હવો. ત્યાં દ્રોણાચાર્ય, અશ્વત્થામા, ભીષ્મપિતામહ, શલ્ય, જયદ્રથ, કૃપાચાર્ય, કૃતવર્મા, ભગદત્ત, કર્ણ, વિકર્ણ, સુશર્મા, શકુનિ, ભૂરિશ્રવા, ચેદિરાજા અને પ્રચંડ બાહુદંડવાળા એવા પોતાના દુઃશાસનાદિક ભાઈઓએ તથા લક્ષ્મણાદિક પુત્રોએ આસપાસ વેષ્ટિત થએલો, એવો, તથા મધુર કંઠવાળા પુરૂષો ગાયનની ગર્જનાએ કરી જેના ગુણનું ગાન કરેછે, સ્તુતિ વિષે નમ્રતાયુક્ત જેઓની જીવ્હાછે એવા ઊત્તમ વૈતાલિકો (ભાટ ચારણો) જેની સ્તુતિ કરેછે, જેઓનાં નમ્ર મસ્તકો છે એવા પાસે ઊભા રહેલા આજ્ઞાધારક સેવકોએ જેનું મુખકમળ અવલોકન કરી જેની આજ્ઞા સ્વિકારી છે, નવરસ યુક્ત એવી સુધાતુલ્ય કવિતાઓ કવિશ્વરો જેને સંભળાવી રહ્યાછે, પુરાણીઓ જેને પૂર્વ રાજાઓનાં વૃત્તાંત સંભળાવી રહ્યાછે, સ્મૃતિ જાણનારાઓ જેના આગળ ધર્મની વ્યવસ્થા કથન કરી રહ્યા છે, રાજ્યનીતિ જાણનારા પંડિતો જેને સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ અને આશ્રય એ છ ગુણના રહસ્યને સંભળાવે છે, ઇંદ્રની સભાની શોભા અને વિલાસ-એઓનો ઊપહાસ કરનારી અને જ્યાં શત્રુ નથી એવી રચેલી સભામાં બેસનારો અને ભૂષણોએ ભૂષિત એવાં જે માણિક્ય તેની કાંતિએ જેનો દેહ શોભેછે, અને સ્વર્ગથી સાક્ષાત્ ભૂમિતળપ્રત્યે ઊતરેલો ઇંદ્રજ હોયના! એવો રાજાઓનો અધિપતિ ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન-તેની પ્રત્યે તેના અગ્રભાગે, જેની ઊત્તમ

પ્રકારની વાકદેવિ છે, સંધિવિગ્રહિકાનેવિષે પૂર્વેથીજ જે પ્રખ્યાત અને મહાચતૂર છે અને જેને વકતાપુરૂષોમાં સત્કાર પ્રાપ્ત થયોછે એવો તે પુરોહિત, બેસીને હાથ જોડી તે કૌરવપતિ દુર્યોધન પ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

પુરોહિત—હે રાજન, દૈત્યોનો શત્રુ અને શત્રુરૂપ ગજસમુદાયનો નાશ કરનાર સિંહ સરખો એવો જે દેવ કૃષ્ણ-તેણે અતિ સ્નેહે કરી તમારી પાસે કાંઈ કહેવા સારૂં મને મોકલ્યો છે; માટે હું કહુંછું તે તમે સાંભળો. યુધિષ્ટિર રાજાએ, પૂર્વે બાર વર્ષ વનવાસ અને એક વર્ષ અજ્ઞાતવાસ કરવાનો જે સ્વિકાર કરચો હતો; તેની સિદ્ધિ થવા સારૂ બંધુઓ સહવર્તમાન વનમાં અને વિરાટરાજાના નગરમાં ગુપ્તપણે રહ્યા. હમણાં તેરમા વર્ષને અંતે પોતાના બોલવાની અવધિ પૂર્ણ થઈ તેથી, ઉત્તમ છે બુદ્ધિ જેની એવો તે ધર્મરાજા ગ્રોગ્રહરૂપ પ્રકાશમાં સ્પષ્ટતા પામ્યો. અર્થાત્ પ્રગટ થયો. તેઓને વિરાટરાજા દેવસરખા જાણી રાત્રિ દિવસ સત્કાર કરી સાંપ્રતકાળે સેવક સરખો થઈ પોતાના પ્રાણે કરીને પણ આરાધન કરેછે. તે વિરાટરાજાના નગરમાં અનેક દ્રુપદાદિક રાજાઓએ જેમ ભ્રમરાઓ આમ્રવૃક્ષનો આશ્રય કરેછે તેમ આશ્રય કરનારા અને દયા કરનારા એવા યુધિષ્ટિરનો આશ્રય કરચો છે. ત્યાં અભિમન્યુએ વિરાટકુંવરી ઉત્તરાનું પાણિગ્રહણ કરચું; તે સમયે હું પોતે પણ મહા ઉત્સુકપણાએ ત્યાં ગયો હતો. પાંચાલ પ્રમુખ તે પાંડવોના પુત્રો, તેઓને તે વિરાટનગરમાં આવી મળ્યા; તથાપિ તે યુધિષ્ટિર, બંધુસહિત તારૂં મુખકમળ અવલોકન કરચું નથી તેથી ક્યારેય પણ સુપ્રભાત માનતો નથી; કારણ તે યુધિષ્ટિર કેવળ તારા વિયોગથી મનમાં નિરંતર કલેષ પામેછે. અહો મહાત્મા પુરૂષોનો બંધુસ્નેહ છે, તે ઘણો મૂલ્યવાન છે!! તે ધર્મરાજા, પોતે કરેલી વનવાસ ભોગવવાની અવધને સંપૂર્ણ કરી હમણાં તારા મેલાપ વિષે ઉત્કંઠપણાએ કરી ઘણો ચંચળ છે; પણ તારા મનમાં કાંઈ ખેદ પ્રાપ્ત ન થાય, તે સારૂ તે હસ્તિનાપુરમાં આવ્યો નહીં. વિચારી જોતાં યુધિષ્ટિરનેવિષે તને કાંઈ અભકિત નથી; અને યુધિષ્ટિર પણ તારેવિષે અવત્સળ નથી; એવું છતાં પણ તારી અને તેની ભેટ ન થતાં તેઓએ વનમાંજ રહેવું, એવી રીતિની દૈવગતિને ધિઃકાર હો. સાંપ્રતકાળે ધર્મરાજાની સત્યપ્રતિજ્ઞા પૂર્ણ થઈ છતાં તું તેને નાહિં બોલાવે તો તે હસ્તિનાપુરપ્રત્યે આવવાવિષે ઇચ્છા કરતો નથી. કારણ, જે મોટા પુરૂષો છે તે અભિમાની હોયછે. સાંપ્રતકાળે હર્ષે કરી, જેના દ્વારનેવિષે ઉત્તમ પ્રકારે તોરણો બાંધેલાં છે એવી દ્વારામતિપ્રત્યે ધર્મરાજા, વિરાટનગરથી મારી સાથે પોતાના બંધુઓને લઇને આવ્યો છેં. કારણ, સંબંધિપુરૂષને ઘેર ઘણા દિવસ રહેવું યોગ્ય નથી. એ માટે હે દુર્યોધન, તું સાંપ્રતકાળે તો તે પોતાના બંધુઓને હસ્તિનાપુરમાં બોલાવી લેવા વિશે યોગ્ય છે. કારણ, તમે બંને જણ બંધુ છતાં તમારામાં વિનાકારણે વિરોધ થવો ન જોઇએ. જે લોભી

પુરૂષછે તે, બંધુનિમિત્ત વૈર ઊત્પન્ન કરી બંધુની સંપત્તિ હરણ કરવાની ઇચ્છા કરેછે, પરંતુ જેઓ ઉદાર ચિત્તવાળાછે તેઓ, પોતાનું પેટ ભરવાવિષે વિપરીત આચરણ કરતા નથી. વળી ઉદારચિતપુરૂષને તો તે આનંદયુકત સ્વસ્થ બેઠો છતાં સંપત્તિ, નમ્રતાએ કરી આપો આપ આવી મળેછે, તેજ મહાપુરૂષનું વ્રતછે એમ સમજવું. હવે તું જો કોઈપણ કારણે ધર્મરાજાને હસ્તિનાપુરમાં નહિ તેડાવે તો જગતમાં મુખ્ય એવા તેના બંધુઓજ તેને બળાત્કારે હસ્તિનાપુરમાં આણશે; અને એવી રીતે આવેલા પાંડવો તારા કલ્યાણના હેતુ નથી. કારણ તેઓ પોતાના સામર્થે કરી કદાચિત્ તારા ભાગની અને તેઓના ભાગની સંપૂર્ણ ભૂમિને સ્વિકાર કરશે, તે સમયે યુદ્ધમાં તને અવશ્ય મરણનો પ્રસંગ પ્રાપ્ત થશે; કિંવા આ રાજ્ય સંપત્તિનો પરિત્યાગ કરી તારે પણ તેઓની જેમ વનમાં રઝળવું પ્રાપ્ત થશે. કદાચિત્ "તેઓ શકિતહીન છે" એવું તું કહેશે તો રાજયસત્તારહિત પરંતુ ઉત્સાહ બુદ્ધિએ શોભનારા એવા ધર્મરાજાને ન્યાયછે તે જેમ ધર્મછે તે સુખનો જામિન છે તેમ ન્યાય છે તે વિજયનો પણ જામિન છે. વળી મહારા જેવા તો ધર્મરાજાને ઘણા સહાયકારીછે; એ માટે મહાન જો ન હોય તથાપિ તે બહુ સહાયયુકત હોય તો રાજ્યલક્ષ્મી હસ્તગત કરેછે. કારણ, મેઘ જેને પોતાને સ્વાધિન છે, તેને જળ તે કાંઈ દુર્લભ નથી. તેમજ સાગર, આજ્ઞાંકિત છતાં તેને મોતી મોંઘાં નથી. હે દુર્યોધન, તું તો કેવળ પોતાનું ખળપણુ વધારે છે, તે જેમ ધુઅડપક્ષિ, સૂર્યની સાથે મિથ્યા વૈર વધારેછે; તેના જેવું છે.

એવી તે દૂતની વાણી સાંભળી જેના ક્રોધે કરી કંપાયમાન અધરોષ્ટ અને જેનાં લાલચોળ નેત્ર થઈ ગયાં છે; એવો દુર્યોધન બોલ્યો.

દુર્યોધન—હે બ્રાહ્મણ, આ તારી નિષ્કપટ વાગ્જલ્પના મને બોરડીના ફળની પ્રમાણે પ્રથમ કોમળ અને અંતે કઠણ લાગેછે; પણ આ મારા ભુજસ્થંભનેવિષે સ્થાપન કરેલી ભૂમિને કોણ નીચે ઊતારનાર છે? મગરે મુખમાં લીધેલા ગ્રાસને કોણ આકર્ષણ કરનાર છે? મારી આગળ કેશવ તે કોણ છે? અને પાંડવો પણ કોણ છે? સૂર્યની આગળ ચંદ્રની ગણતી નથી તો પછી નક્ષત્રોની શી ગણતી હોય? તેમ મારા આગળ કેશવની ગણના નથી તો પછી પાંડવોની તે શી વાત? રણભોમિનેવિષે, જો કે કૃષ્ણ સિંહ સરખોછે પણ મારાં ધનુષ્યથી છૂટેલાં બાણોએ વ્રણયુકત થઈ, મુખમાં બાણે કરી વિદારણ કરેલા શિયાળવત્ થઈ જશે; કિંવા તે ગરૂડધ્વજ કેશવ, મારાં બાણ સમુદાયે કરી યુદ્ધનેવિષે પક્ષિઓનો બળિદાન થશે.

એવી ઉચ્ચારણ કરેલી દુર્યોધનની વાણી સાંભળી બળાત્કારે મહા ક્રોધાયમાન થઈ તે દ્વિજશ્રેષ્ઠ બોલ્યો કે, હે દુર્યોધન, લક્ષ્મીનો ઉપભોગ કરનારા એવા કૃષ્ણની સાથે તારો ઉત્કર્ષ

કોણ જોનારછે? સૂર્યની સાથે આગીયાની સ્પર્ધાનો શબ્દ પણ કોણ સાંભળેછે? જે કૃષ્ણે પોતાના પ્રતાપરૂપ અગ્નિનેવિષે પ્રથમ અરિષ્ટાસુર, કેશી અને ચાણૂરાદિક યોદ્ધાઓની આહુતિ કરી તેમાં છેવટ કંસાદિકોને હોમીને પૂર્ણાહુતિ કરી; એવા સમગ્ર શત્રુરૂપ દાવાગ્નિનો નાશ કરનારા મેઘરૂપ કૃષ્ણ છે. તેમની વાતતો એક કોરે રહી; પણ યુદ્ધનેવિષે તિવ્રતાને વરનારા એવા પાંડવોને કોણ સહન કરનાર છે? તપ, શાસ્ત્રાધ્યયન અને ઇંદ્રિયનિગ્રહ એવા યુધિષ્ટિરરૂપ મેઘથી ઉત્પન્ન થએલો વિદ્યુતાગ્નિ (વિજળીરૂપ અગ્નિ) તે શત્રુઓની સ્ત્રીઓના સમુદાયના સેંકડો આંસુ જળના પૂરેકરીને પણ શાન્ત થનાર નથી. વળી જેણે હેડંબ, કિર્મ્મીર, બક અને કીચકાદિકના, યુદ્ધમાં પ્રાણ લીધા છે; એવો તે ભીમસેન, આ ભૂમિમાં યુદ્ધારંભનેવિષે કોનું સર્વસ્વ હરણ નહિ કરે! સુશર્મા. દક્ષિણ ગોગ્રહનેવિષે, જે ભીમસેનના બાહુકર્મનું અવલોકન કરીને તે સમયે તારૂં પ્રિય તે કેમ પ્રગટ ન કરતો હવો!!! જે ભીમસેને સહજ, દર્પયુક્ત વૃષકપર્વને મારીને પોતાનું મન અને તારૂં મૃત્યુ એ બંનેની પરસ્પર વાતો કરાવી. અર્થાત "આવીજ રીતે હું દુર્યોધનને ક્યારે મારીશ" એવું મનમાં આણ્યું. તેમજ જે ભીમસેનરૂપ સૂર્ય, કીચકરૂપ અંધકારનો નાશ કરી સુદેષ્ણાના મુખચંદ્રને મ્લાન કર્યો. શત્રુની કીર્તિરૂપ શ્વેતવર્ણ પોયણ (કુમુદની) ના વનને અર્જુનનાં બાણો મ્લાન કરી નાંખેછે. વળી જે અર્જુનને, કાલકેતાદિક શત્રુઓએ કરી તેજહીન થએલા ઇંદ્ર, પોતાના સ્થાનનેવિષે, જેમ અસ્તાચળે અસ્ત પામેલા સૂર્યને પહોફાટતી વેળા ઉદયપર્વત ઉપર જેવો સ્થાપન કરાય છે; તેમ સ્થાપન કર્યો. અને જે અર્જુન, ભાનુમતિ રૂદન કરતી છતી, પોતાના જેષ્ટબંધુ યુધિષ્ટિરની આજ્ઞાએ સિંહે ઝાલેલો જેવો હરણ છોડાવવો, તેમ તને ચિત્રાંગદ ગાંધર્વથી છોડાવતો હવો. વળી કાલ સવારનીજ વાત. તમે વિરાટરાજાની ગાયો હરણ કરી છતાં તારી પાસેથી કેવળ ગાયોજ પાછી લીધી; એમ નથી, પણ બાણ સમુદાયે કરી તમારાં શસ્ત્રોને અને વસ્ત્રોને તે અર્જુને આકર્ષણ કર્યાં; તે સમયે તારૂં બળ ક્યાં ગયું હતું? તે તું, "હું શત્રુનો નાશ કરીશ" એવું શું બોલ્યો? કારણ નકુળ અને સહદેવ છે તેપણ, શત્રુનો અને શત્રુસેનાનો નાશ કરવાવિષે કેવળ યમતુલ્ય છે; પરંતુ તેઓ ન્યાયયુક્ત છે, એ માટે શરણ આવેલો શત્રુ એવો જેતું દુર્યોધન, તેનું આયુષ્ય તેઓએ ન ગ્રહણ કર્યું. એ પ્રમાણે જેષ્ટ ભાઈ જે ધર્મરાજા, તેની આજ્ઞારૂપ મર્યાદાએ ધારણ કરેલા એવા ચાર કનિષ્ટ બંધુઓ ચાર સમુદ્રસરખાછે. તે ચારે પણ, ધર્મરાજાની આજ્ઞાએ તારા અહંકારરૂપી દ્વીપને ડુબાવી નાખતા નથી. તે માટે હું જાણુંછું કે, પાંડવોને વંદન કરી પાંડવોની ભૂમિ પાંડવોને સમર્પણ કરીશ તો તારૂં કલ્યાણ થશે. પરંતુ લોભછે તે મહાન પુરૂષોને પણ પ્રાણસંશયને પમાડેછે. અર્થાત્ તું લોભે કરી પાંડવોને રાજ્ય સ્વાધિન નહી કરશે તો તારો પ્રાણ ઉગરવો કઠણ પડશે.

એ પ્રમાણે જેની બુદ્ધિ અતિશ્રેષ્ઠછે અને વકતૃત્વવિષે જેનું પ્રૌઢપણુ છે એવા તે પુરોહિતે ભાષણ કર્ચું;તે સાંભળી દુર્યોધન અત્યંત ક્રોધના આવેશે ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—હે બ્રાહ્મણ, એક તો તું દૂત થઇને આવ્યોછે અને વળી બ્રાહ્મણ છે; એ કારણથી ક્ષત્રિયોને તું અવધ્ય છે; એ માટે જે તને સારૂં લાગે તે તું યથેચ્છપણે ભાષણ કર. નહીં તો દૂતને શત્રુના અગ્રભાગે શત્રુથી જો ભય હોય તો આવી વાક્જલ્પના કરનારી તારી રસનાજ તૂટી પડી હોત. હવે તારા મનમાં જો કાંઈ વિશિષ્ટત્વ હોય તો કૃષ્ણ સહવર્તમાન પાંડવોને કુરૂક્ષેત્રને વિષે મને બતાવજે. અર્થાત્ તેઓને યુદ્ધ કરવાનું સૂચવજે.

એવું ભાષણ કરી દેદીપ્યમાન થએલો જે કોપ, તેના આવેશે કરી જેનાં નેત્રો આરક્ત છે, એવો તે ભૂપતિદુર્યોધન, તે પુરોહિતને પોતાના શેવકોપાસે બળાત્કારે ગળેથી ગ્રહણ કરાવી સભામાંથી બહાર કાઢી મેલાવતો હવો. તે ગલહસ્તિત એવા બ્રાહ્મણને જોઇને સભામાં બેઠેલા વિદુરાદિકોએ "ભીમસેનની વધ પ્રતિજ્ઞા સિદ્ધ થઈ" એવું માન્યું. ત્યારપછી તે દૂત જે દ્વારકાંમાં બાળક પણ, શત્રુરૂપ ગરદીને નાશ કરનારૂં છે એવી દ્વારકાંપ્રત્યે ગમન કરી પાંડવોયુકત પુંડરીકાક્ષ (શ્રીકૃષ્ણને) ને તે જોતો હવો. સ્વસ્તિયુકત મુખકમળે કરી પછી કૃષ્ણના અગ્રભાગે આદર સત્કારપૂર્વક બેસીને તે પુરોહિતે દુર્યોધનનો વૃત્તાંત કહ્યો.

પુરોહિત—હે દેવ, અતિશય પ્રદીપ્ત થએલા દાવાનળનેવિષે ઉદકનો એક કુંભ જો રેડ્યો હોય તો તે જેમ વ્યર્થ જાયછે; તેમ, બાહુબળના ગર્વે કરી યુકત એવા દુર્યોધનનેવિષે ગમે તેટલો સામ કહ્યો છતાં તે નાશ પામેછે. અને ઉદ્ધતપુરૂષોને ઘણું કરીને સામશૌંડીરમા (સામનો પ્રતાપ) પ્રદીપ્ત કરેછે. કારણ, ઘૃતે કરીને અગ્નિને અત્યંત તૃપ્ત કર્યો છતાં પણ તે અત્યંત પ્રદીપ્તજ થાયછે. સર્વે રાજાઓએ જેની આજ્ઞા પોતાના મસ્તકે ધારણ કરેલી છે એવો દુર્યોધન, પાંડવોને અને તમને તૃણતુલ્ય માને છે; અને પાંડવોને પૃથ્વી ન આપતાં ઊલટી તેઓને મારવાનીજ ઇચ્છા કરેછે. વળી તે દુર્યોધને, દાન માન અને સત્કારે કરી રાજાઓને એવા તો પોતાને વશ કર્યા છે કે દુર્યોધનનેસારૂં પ્રાણ આપવો પડે તો પ્રાણ આપીને પણ તેઓ તેનું હિત કરશે. ભીષ્મપિતામહાદિકો પણ દુર્યોધનની ભકિતએ કરી લજ્જાયુકત રહેછે. અર્થાત "પાંડવોને પાંડવોની ભૂમિ પાછી દેવી" એવી ન્યાયયુકત વાત કહેવાને પણ ઉદ્યુકત થતા નથી. ભીષ્મપિતાદિકોનું વાત્સલ્ય કૌરવ અને પાંડવોવિષે જોકે સમાન છે, તોપણ સાંપ્રતકાળે તેઓ તેનોજ જય ચહાય છે. હાથી ઘોડા, રથ અને પાયદળની ચતુરંગીસેનાએયુકત થએલો દુર્યોધન, સર્વ વિશ્વમાં પોતે પોતાને અગ્નિસમાન તેજ:પુંજ માનીને નાકનાયક એટલે જે સ્વર્ગપતિ–તેની પાસેથી પણ કર લેવાની ઇચ્છા કરેછે. માટે સામ, દામ, ભેદ અને દંડ–એ ચારે ઉપાયે પણ તે તમોને સાધ્ય

થવાનો નથી. કારણ, સિંહબાળકને કોઈ પણ પુરૂષ કોઈપણ ઠેકાણે પ્રેરણા કરેછે શું? અર્થાત, સિંહ બાલક જેમ બીજા કોઈના કહેવા પ્રમાણે ચાલે નહીં, તેમ દુર્યોધન પ્રણ સામાદિક ઊપાયે કરીને પણ પાંડવોને પૃથ્વી આપવાની વાત સાંભળવાનો નથી. દુર્યોધનના હસ્તિનાપુરમાં તો ગજેંદ્ર શણગારચા છે, ઘોડાઓને ભૂષણ પહેરાવી તૈયાર કરચા છે રથને સાવધાન કરચા છે. અને પાયદળના સુભટોને તુષ્ટિદાન આપી સંતુષ્ટ કરચા છે. એ પ્રમાણે ચતુરંગસેનાની યુદ્ધની તૈયારી થઈ રહીછે. તેના સુભટો એક બીજા પ્રત્યે આવી રીત બોલેછે. એક કહેછે "હું કૃષ્ણને જીતી લઈશ" બીજો કહેછે; "હું અર્જુનને મારીશ." ત્રીજો કહેછે, "હું ભીમસેનને બંધન કરીશ." ચોથો કહેછે કે "હું યુધિષ્ઠિરરાજાને ઝાલી લઈશ." એ પ્રમાણે સેનાના વીરોએ પાંડવોને જીતવાનું કામ વેહેંચી લીધું છે. એ માટે યુદ્ધમાં બાહુપરાક્રમે કરીને પાંડવોએ, કિંવા હે દેવ, તમારા ચરણે જો ભૂમિ મેળવી તો મળનાર છે; અન્યથા મહા સંકટે પણ મળનારી નથી. એવું બોલીને તે દ્વિજશ્રેષ્ટ દૂત છાનો રહ્યો; તે સમયે કટાક્ષ દર્શનયુક્ત જેમનું મુખકમળછે એવા કૈટભારિ કૃષ્ણ બોલ્યા.

કૃષ્ણ—હે દ્વિજશ્રેષ્ટ, આ કામ દંડવિના થઈ શકવાનું નથી, એવું તો હું પ્રથમથીજ જાણતો હતો. માત્ર લોકાપવાદના ભયે અમે તમોને દૂત કરી સંધિ કરવાસારૂં દુર્યોધનની પાસે મોકલ્યા હતા. તે ધીર ધુરંધર એવો દુર્યોધન, તેને તે ગર્વિષ્ટપણું યોગ્ય છે; જે કારણ માટે યુદ્ધને વિષે અમારો અને તેનો મેળાપ થઈ કેવો રંગ થાયછે? તે જોવા સારૂં તે ઉત્સાહ પામેછે. પોતાના તથા વિપક્ષિઓના બાહુબળને રણક્ષેત્રમાં જોયા સિવાય જે પૃથ્વી આપવી, તે શૂરપુરૂષને મહા લજ્જાછે. અને તેણે આપેલી એ પૃથ્વીને ગ્રહણ કરનારા જે અમે-તે અમોને પણ રાજસભાને વિષે બાહુશૌર્ય અત્યંત હસે. માટે જેઓ બાહુબળીઆ હોય તેઓ બીજા કોઇએ જીતેલી સંપત્તિને તેણે આપી છતાં પણ ઇચ્છા કરતા નથી. કેમકે પોતે મારેલા મદોન્મત્ત હાથીઓનોજ સિંહ આહાર કરેછે.

તે સમયે ભીમસેન પણ મહા ઊત્સાહ પૂર્વક બોલ્યો કે "તે દુર્યોધને અમોને એમ ને એમ ભૂમિ ન આપવી એ બહુ સારૂં, જો તે એમજ ભૂમિ આપી દે તો મારો અને તેનો ઘોર સંગ્રામ કેમ થાય? એ માટે પૃથ્વીના મસ્તકનેવિષે ભારભૂત એવા એ શત્રુઓના રક્ત પ્રવાહે કરી પૃથ્વીનો ભાર હું હરણ કરીશ." એટલામાં આવેશે કરી જેને શરીરનેવિષે કંપ પ્રખ્યાત થયોછે એવો અર્જુન પણ, કોપે કરી ભાષણ કરવા લાગ્યો.

અર્જુન—દુર્યોધને પૃથ્વી સમર્પણ કરી નહી; એ મારૂં ભાગ્યજ ઉદયતાને પામ્યું. કારણ, મારા બાહુ, કૌરવોના યોગે કરી રણશ્રાદ્ધ કરશે ત્યારેજ તૃપ્ત થશે. જે હાથીઓ મહાન સરોવરમાં જઈ યથેચ્છ જળપાન કરી તૃપ્ત થનારા, તેઓ કાંઇ ખોબો ખોબો પાણી પીવાથી તૃપ્ત થતા નથી.

વળી દ્રૌપદીના કેશાકર્ષણ અને વસ્ત્રહરણના વૈરસહિત પૃથ્વી લઇએ તો ઠીક. કેવળ એમને એમ પૃથ્વી લઇએ તો શું અમોને લજ્જા લાગવાની નહીં? તે માટે શત્રુઓના જીવિતવ્ય સહિત તે પૃથ્વીને હરણ કરીએ તો અમારી ઉજ્વળ કીર્તિ, ઘણાકાળપર્યંત રહેશે.

એવી રીતે અર્જુનના બોલી રહેવા પછી, કાળરૂપ સર્પની જીવ્હાની જેમને ઉપમા છે; એવા નકુલ અને સહદેવ બોલ્યા, કે "આ અમારી ભુજાઓ શત્રુઓ પ્રત્યે યથેચ્છ સંહાર કરવાની ઇચ્છા કરેછે." ત્યારપછી રાજા યુધિષ્ટિર બોલ્યા.

યુધિષ્ટિર—બંધુવધ કરવામાટે મારૂં મન પણ ધાય છે શું? પરંતુ તે કાર્ય દૈવેજ બતાવ્યું છે તો હવે હું શું કરૂં? માટે સર્વ રાજાએ ધ્વજ, પતાકા અને સેનાદિક સર્વ, યુદ્ધની સામગ્રી સિદ્ધ કરવી; એટલે પછી આ હું યુધિષ્ટિર પણ બંધુવધપાતક જુઓ.

એ પ્રમાણે યુધિષ્ટિર રાજાની આજ્ઞાએ કરી રાજાઓએ, અસુરને જીતવા જેમ દેવતાઓ સજ્જ થાય; તેમ પ્રસ્થાન કરવાસારૂં સેનાની સિદ્ધતા કરવાનો આરંભ કર્યો.

બીજે દિવસે રાજા ધૃતરાષ્ટ્રનો સારથી પ્રખ્યાત જે સંજય-તે પ્રતિદૂતત્વ કરવાસારૂ યુધિષ્ટિરરાજા પાસે આવ્યો. તે બહુ શાન્તમયવચને કરી યુધિષ્ટિરપ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

સંજય—હે દેવ, ધૃતરાષ્ટ્ર પિતા મારી વાણીદ્વારાએ જે કહેછે, તે તમે સાંભળો. હે વત્સ, શંખ મુક્તાદિકની જેમ સમુદ્ર ખાણ છે, તેમ તું ધર્મ, ન્યાય, વિવેક અને વિનયાદિક શ્રેષ્ટગુણોની ખાણછે; તે માટે હું તને કૃતાંજળી કરી કહુંછું. કારણ મોટા પુરૂષો છે તે, સત્પાત્ર વરને જોઈ જેમ કન્યાદાન કરેછે, તેમ સત્પાત્રનેવિષેજ વાણીની યોજના પણ કરેછે. હે વત્સ, શઠનું સ્થાન એવા દુર્યોધનનેવિષે મારાં વચનરૂપી બાણો જેમ શિલાનેવિષે શિલિમુખ (બાણો) કુંઠિત થઈ જાયછે, તેમ કુંઠિત થઈ ગયાં. તે કારણથી એ પાતકી દુર્યોધનને અધ:પાત (નીચે પડવું) પ્રાપ્ત થયોછે. અર્થાત્ એની પડતી દશા આવીછેજ. એટલે કરી તેને મારૂં બોલવું રૂચતું નથી. કારણ, પિતજ્વર જેને પ્રાપ્ત થયો તેપિત્તને નાશ કરનારૂં ઔષધ ઇત્યાદિક-તેનો દ્વેષ કરી પિત્ત વૃદ્ધિ કરનારા પદાર્થનું સેવન કરેછે, તેથી તેનું કલ્યાણ થતું નથી. ઊંચો વધેલો અને અનમ્રત્વ શાળી એવો જે વાંસ-તે માત્ર બાહારથી ઘટ, પરંતુ અંદરથી છિદ્રયુક્ત હોયછે; તેથી તેનો પદે પદે ભંગ થાયછે; તેમજ તું મહાપુરૂષ થઇને અનમ્રપણુ સ્વિકારી સર્વ લોકોનેવિષે પોતાની અપકીર્તિ શામાટે પ્રસિદ્ધ કરેછે? મોટા પુરૂષોછે તે, અયશ ઉત્પન્ન કરનાર એવા પોતાના પ્રાણનો પણ ત્યાગ કરેછે. અજ્ઞાનના સંસર્ગે કરી શોભનારો એવા દેદીપ્યમાન વિવેકનો મોટો મહિમા પણ, અંધકારના સંપર્કે કરી શોભનારા સૂર્યના તેજ સરખો નાશ પામેછે. સારાંશ-સૂર્ય જેમ અંધ:કારનો સંપર્ક કરતો નથી, અને તેનું તેજ પણ કદી હીન થતું નથી, તેમ તારૂં તેજપણ અજ્ઞાનના સંપર્કે

કરી નાશ ન પામો. કારણ દુષ્ટ અને સાધુ-એઓમાં એટલોજ ભેદ છે કે, દુષ્ટછે તે લોભે કરી ધર્મનો વિરોધ કરેછે, અને સાધુ છે તે, ધર્મનેસારૂ લોભનો ત્યાગ કરેછે. વળી વનમાં સંચાર કરવો, ભિક્ષાટન કરવું, ભૂખ્યાં રહેવું કિંવા મરણ પામવું એ સારૂંછે; પરંતુ બંધુઓના સમુદાયના ઘાતપાતકે કરી સંયુક્ત એવી સંપત્તિ સારી નથી. કારણ, ધનની ઇચ્છાએ બંધુઓની સાથે દ્વેષ કરેછે, પરંતુ બંધુઓની સાથે દ્વેષ થયો છતાં ધનનો ક્ષય થાયછે. એ માટે બંધુઓની સાથે વિરોધ કરનારા પુરૂષનું ધન અને બંધુઓ એ બંનેય દૂર થાયછે. અને યુદ્ધની તો દૈવિ ગતિછે; ત્યાં જયનો નિશ્ચય શાનો! અર્થાત કોને જય પ્રાપ્ત થશે? તેનો કાંઈ નિયમજ નથી. કદાચિત, રણાંગણમાં તો બાહુ ધૈર્યના સ્ફુરતીમાન એવા વીર પુરૂષો પણ દુર્બળથી પરાજય પામે છે. વળી જેને સારૂં યુદ્ધ કરવું, તે સંપત્તિ તો કોકિલ સરખી કદીપણ સાશ્વત રહેનારી અમે જોઈ નથી. સારાંશ, કોકિલ જેમ માત્ર વસંતઋતુમાંજ પ્રગટ દેખાય છે તેમ સંપત્તિ પણ થોડાકાળ સુધી રહે છે. તે માટે હે વત્સ, તું પોતાની અપકીર્તિ કરશે તો તે અપકીર્તિ કાગપક્ષિવત્ નિરંતર રહેશે. માટે વિવેકનું સ્મરણ કરી, "કોણ કૃત્ય કરવું યોગ્ય છે!" એવો મનમાં વિચાર કરી હે યુધિષ્ટિર, બંધુઓની સાથે વિરોધનો ત્યાગ કરવા માટે તું યોગ્ય છે.

એવું સંજયનું ભાષણ સાંભળીને, શત્રુપંક્તિનેવિષે દુર્જય એવો ધર્મરાજા, હાસ્યયુક્ત અધરોષ્ટવાળો થઇને ભાષણ કરતો હવો.

યુધિષ્ટિર—હે આર્ય સંજય, ધર્મ અને ન્યાય એ બેનું જીવનઔષધ ધૃતરાષ્ટ્રપિતાએ નિર્ણય કરીનેજ કહ્યું છે; તે બહુ સારૂં છે. પરંતુ તેમાં શૂરપણાએ યુક્ત એવા પુરૂષોનો ધર્મ કહીં પણ કહ્યો નથી. જે શૂરપુરૂષોની ભૂમિ, તે શૂરપુરૂષોની સમક્ષ તેમના બાંધવરૂપ શત્રુઓએ સેવન કરી જાયછે. તે બાહુબળયુક્ત પુરૂષે "બંધુવધવિષે ઊદ્યોગ કરવો; એ અપકીર્તિરૂપ છે;" એ તમારૂં કહેવું, તે બંધુઓ નિરપરાધી હોતતો બરોબર હતું. પણ તે બંધુઓ અપરાધી છતાં તેઓને શાસન કરવા સારૂં અપકીર્તિ થાય તો પણ તે ભૂષણરૂપ છે. પુરૂષોને શમરૂપ જે સાધન છે, તે જ્યાંસુધી શત્રુથી પરાભવ પ્રાપ્ત થયો નથી ત્યાં સુધીજ સમજવું. જ્યારે શત્રુથી પરાભવ પ્રાપ્ત થયો ત્યારે તો માત્ર પરાક્રમ એજ શ્રેષ્ટ સાધન છે. એ માટે બાંધવોનો વધ કરવાસારૂં મારૂં મન અત્યંત ઉત્કંઠા ધારણ કરેછે, અને પોતાના રાજ્યનો ત્યાગ કરવા સારૂં નથીજ ઇચ્છા કરતું. વળી હું અત્યંત પ્રશાંત થઈ કોઈ પણ કારણે પૃથ્વીનો જો ત્યાગ કરીશ તો જેઓનું પરાક્રમ અનિવાર્ય છે, એવા મારા ભીમસેનાદિક બંધુઓની મારી સાથે ઐક્યતા રહેનાર નથી. તે માટે તે બંધુઓના સંમતનો વિચાર કરી જે સર્વની નજરમાં આવશે, તે મારા વૃદ્ધપિતા ધૃતરાષ્ટ્રને નમસ્કારપૂર્વક નિવેદન કરવું.

એટલામાં વાયુપુત્ર ભીમસેન ઉંચ્ચસ્વરે કહેવા લાગ્યો.

ભીમસેન—હે સંજય, તે દુર્યોધનાદિકોએ અમોને અમારી પૃથ્વી હવે સમર્પણ કરી તો પણ તેઓની સાથે અમે સંધિ કરવાના નથી. કારણ, ઘણા કાળસુધી અમે વાટ જોતાં છતાં હવે યુદ્ધોત્સાહ પ્રાપ્ત થયોછે. એ યુદ્ધોત્સાહમાં શેંકડો શત્રુઓનાં કબંધોનું તાન્ડવનૃત્ય દૃષ્ટિ પડશે. હું તો દુર્યોધનની જંઘાને ભેદી, તેમજ દુ:શાસનની ભુજાનું છેદન કરી યુદ્ધસાગરનો પારાંગમિ થઇશ.

એટલામાં જયશીલ અર્જુન બોલ્યો.

અર્જુન—હે સંજય, અમે યુદ્ધ કરચાવિના રહીશું નહીં. કારણ, યુદ્ધવિના જેઓને નાના પ્રકારના વીરોના રક્તપાનની શ્રદ્ધાછે એવા મારા બાણરૂપ પક્ષીઓ તૃપ્ત થનાર નથી.

ત્યારપછી નકુળ સહદેવ બોલ્યા.

ન૦ સ૦—હે સંજય, કૌરવોની સાથે અમારી જો સંધિ થાય તો તે શત્રુઓના વક્ષથળનો ભેદકરી તેમાં કુટિલપણાનું જે પટુપણુ (ચતુરાઇ) છે, તે અમે શી રીત જોઇ શકીએ વારૂ?

એ પ્રમાણે સંગ્રામરંગમાં મહા શૌર્યવાળા પાંડવોએ સ્પષ્ટ ભાષણ કરી ત્યહાંથી વિદાય કરેલો સંજય, મહાખેદયુકત થઈ હસ્તિનાપુરપ્રત્યે જતો હવો. ત્યાં જઈ દુર્યોધનાદિકોએયુકત એવા ધૃતરાષ્ટ્રને અનુક્રમે વંદન કરી ભાષણ કરવા લાગ્યો.

સંજય—હે રાજન, પાંડવોને તો પૃથ્વીનો સ્વિકાર કરચાવિના સંધિ ઇષ્ટ નથી; તેમાં તમે તેમને પૃથ્વી અર્પણ કરી છતાં પણ તે પાંડવો સંધિ કરવાની ઇચ્છા કરતા નથી. કારણ, દ્રૌપદીના કરેલા કેશાકર્ષણનો પ્રતિકાર કરવાસારૂ ઉદ્યુકત એવા તે પાંડવો, તમારા પ્રાણની સહવર્તમાન પૃથ્વીનો સ્વિકાર કરશે. હે કુરૂભૂપાળ, તમે એ પાંડવોને અત્યંત અરણ્યમાં વાસ કરાવી નિસ્તેજ થયા એવું માની તેઓની અવજ્ઞા કરોછો, પણ સાંપ્રતકાળે એ પાંડવોનું, જેમ સૂર્ય છે તે, મેઘરૂપ આપત્તિથી નિકળ્યો એટલે પછી પોતાની કાંતિએ અધિક પ્રકાશ પામેછે, તેમ પૂર્વ કરતાં પણ અધિક તેજછે. વળી સૂર્ય પ્રમાણેજ, સાંપ્રતકાળે ધર્મરાજા શત્રુઓને જીતવા સારૂં તેજ:પુંજ છે. અને ભીમસેન અર્જુન છે તે તો સર્વ શત્રુઓને એકદમ ભક્ષણ કરશે કે શું? એવા લાગેછે. નકુળ સહદેવ તો અત્યંત દુ:સહજ છે. એ માટે એવા તેજસ્વી પુરૂષોનો તિરસ્કાર કરી ઉગરવાનું પણ મહા કઠણ છે. હાથી છે તે, સિંહને રગદોળીને કેટલા જીવતા રહ્યાછે? અર્થાત્ કોઈ જીવતા રહ્યા નથી. સૂર્યની સાથે મહા વૈર સંપાદન કરનારા અંધકારને જેમ પર્વતોની ગુફાજ શરણ છે, તેમ શૂરપુરૂષોની સાથે મહા વૈર કરનારા રાજાઓને પોતાનો પંડ એજ શરણ છે. અર્થાત, તે શત્રુએ નાશ કરચો એટલે મૃત્યુપ્રાપ્ત થાયછે. એવું છે, માટે જો તમે સર્વ કુટુંબના કલ્યાણની ઇચ્છા કરતા હો તો, આજ સુધી તમે પૃથ્વી ભોગવી, અને હવે તે પૃથ્વી; તેઓને દેવા સારૂં તમે યોગ્ય છો.

એવાં સંજયનાં વચન સાંભળી અમર્ષના રસોત્કર્ષેકરી જેના નેત્રોમાંથી અશ્રુ બિંદુ ઝરેછે, એવો અને જેણે ભાલે ભ્રૂકુટિ ચાંપેલી છે એવો દુર્યોધન, રાજસભાપ્રત્યે આ પ્રમાણે ભાષણ કરતો હવો.

દુર્યોધન—અહો!! આ સંજય તો પાંડવોની સાથે મળી ગયો લાગેછે; જે કારણે આવી રીતે શત્રુના પરાક્રમનો ઉત્કર્ષ વર્ણન કરી અમને ભય પ્રદર્શન કરેછે, પરંતુ શત્રુની સેનાને ભક્ષણ કરવાની ઇચ્છા કરનારો એવો મારો ખડ્ગરૂપ રાક્ષસ–તે ખડ્ગરૂપ રાક્ષસના, પાંચે પાંડવો, પ્રથમ પંચ પ્રાણાહુતિ થશે. મારા બાહુરૂપી વજ્રગુફાથી રક્ષાયલી પૃથ્વીનું કોણ હરણ કરનાર છે? માત્ર જેણે ભ્રૂકુટિકટાક્ષેજ અનેક રાજાઓના સમુદાયને નૃત્ય કરાવ્યું છે, એવો હું ક્યાં? અને માત્ર વિરાટ, દ્રુપદ, અને ગોવાળ–એઓએ રક્ષણ કરેલા શત્રુઓ ક્યાં? રણરૂપી અરણ્યનેવિષે મારો પ્રતાપરૂપી દાવાગ્નિ પ્રદીપ્ત થયો છતાં, તે પાંડવો, લોખંડના સરીઆ ઉપર લગાડી બાળી નાખેલા માંસ સરખા અથવા વનના જીવજંતુઓ સરખા દગ્ધ થશે. આ દુરાત્મા સંજય, આપણી નિંદા કરેછે, માટે એનેજ કેવળ ધનંજય સરખો સાક્ષાત્ શત્રુ જાણવો. આ દુરાત્માની ધૃતરાષ્ટ્રના લોભે કરી જીવ્હા છેદન કરાતી નથી.

એવી દુર્યોધનની વાણીને, જેમ પ્રદોષકાળને, અંધઃકાર અને ઘુવડ ઈત્યાદિક અનુસરેછે તેમ કર્ણ અને દુઃશાસનાદિકપણ અનુસરતા હવા.

એ પ્રમાણે મહાક્રોધથી સંજયની અવજ્ઞા કરી દુર્યોધન, સભામાંથી ઉઠી ગયો. જેઓને શ્લેષ્મનો વિકાર પ્રાપ્ત થયો હોયછે તેઓ પથ્યકારક ઉષ્ણજળનો પણ તિરસ્કાર કરેછે. જાણે અપસ્મારે કરીનેજ યુકત હોયના! એવો તે દુર્યોધન, યથેચ્છ ભાષણ કરી સભામાંથી ઉઠી ગયો; તે સમયે શંકાએ વ્યાપ્ત એવા વિદુરાદિકોએ "આગળ નજીકજ કુળક્ષય પ્રાપ્ત થશે." એવું માન્યું. પછી "યુદ્ધમાંજ આપણું કલ્યાણ છે" એવું જાણનારો મહાપરાક્રમી દુર્યોધન, કુરૂક્ષેત્ર પ્રત્યે પ્રસ્થાન કરવાના હેતુએ ચતુરંગ સેનાને સજ્જ કરતો હવો. તે સમયે હસ્તિનાપુરમાં રહેનારી સમસ્ત પ્રજા "સમગ્ર કૌરવોનો સંહાર થશે કે શું?" એવી આશંકાએ કરી શોકમય થઇ.

અન્ય દિવસે રાજા ધૃતરાષ્ટ્ર, જેને પૂર્વોકત કુળક્ષયની શંકા પ્રાપ્ત થઇછે એવા વિદુરને એકાંત સ્થળમાં બોલાવી કુળકલ્યાણની વાત પૂછવા લાગ્યો. તે સમયે વિદુર, મનમાં સંપૂર્ણ વિચાર કરી ધૃતરાષ્ટ્રપ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

વિદુર—હે રાજન, જ્ઞાનચક્ષુએ આગળ ઉપર કેવો પ્રકાર થશે? તે સર્વ પ્રકાર સ્પષ્ટપણે તમે પૂર્વેજ જોયોછે.. આ વૈરવૃક્ષનું મૂળ તુંજ છે. જન્મતાંજ એ દુરાત્મા દુર્યોધનનો તેં ત્યાગ કરયો નહીં. ઘણીજ સારી એવી મારી વાણી, પૂર્વે પારાવારરહિત એવા વૈરનું સ્થાનજ એવો જે તું, તે તારાવિષે શ્રૃત્યુકત આચાર સરખી વિરસ થઈ, એટલે શ્રૃતિએ કહેલો આચાર પ્રથમ ઘણો

અવઘડ લાગેછે, પરંતુ પરિણામે તેજ સુખદાયક. તેવી મારી વાણી તને પૂર્વે બહુ ખોટી લાગી, પરંતુ તેજ સુખદાયક હતી; તે તેં સાંભળી નહીં. એ માટે, પોતાના આંગણામાં વધેલા વિષવૃક્ષને જે પુરૂષ છેદન કરતો નથી, તેજ પુરૂષ એ વિષવૃક્ષના યોગે આગળ થનારા પોતાના કુળક્ષયની ઉપેક્ષા કરેછે, એવું જાણવું. ઘર બાળવામાટે અગ્નિ, પ્રવૃત થતાંજ ઉતાવળે જે પાણીએ કરી તેની શાંતતા કરી નહીં, તો તે અગ્નિ અતિશય પ્રબળ થઈ સર્વ ઘર બાળી નાખવા લાગ્યો છતાં તે સમયે તેની કોણ શાંતતા કરશે? અર્થાત્ કોઈ કરી શકશે નહીં, અને મોટો પુરૂષ છતાં દુષ્ટ ચિત્તવાળો હોય તો કોને દુઃખદાતા થતો નથી? અર્થાત્ સર્વને દુઃખ દેનારો થાયછે. મેઘ પણ પ્રદીપ્ત થનારા અગ્નિને ધારણ કરવા લાગ્યો એટલે તે બહુજ ભયંકર થાયછે. જેમ વર્ષાઋતુમાં નદીના મોટા તરંગો, તે નદીના તીરોનો નાશ કરનાર થઈ કમળનાં ફુળ સહવર્તમાન સર્વ નદીને કાદવયુક્ત કરેછે, તેમ પોતાના પુત્રોને જે પુરૂષ અન્યાયપ્રવૃતિપરાયણ કરેછે; તે પોતાના કુટુંબના સુખનું કારણ થતું નથી, પણ નાશનુંજ કારણ થાયછે. જેમ, જેણે અગ્નિ સ્વિકાર કરયો છે, અર્થાત્ જેને અગ્નિ લાગ્યો છે, એવું શમીવૃક્ષ, પોતાની પાસે રહેનારા આમ્રવૃક્ષનો નાશ કરેછે, તેમ દુરાચારનો અંગીકાર કરનારો પુરૂષ અનુક્રમે ન્યાયનો નાશ કરેછે. જેણે અજ્ઞાને કરી ન્યાયનો ત્યાગ કરયો છે, એવા રાજાને કદી પણ ધર્મની પ્રાપ્તિ થતી નથી. કારણ, કમળ રહિત એવા પાણીનો હંસપક્ષીઓ કદી પણ આશ્રય કરતા નથી. જેનો અન્યાયે કરી ધર્મ નષ્ટ થયો છે, એવા પુરૂષને, કદાપિ સંપત્તિ પ્રાપ્ત થઈ તોપણ તે સંપત્તિ નાશવંત જાણવી. વર્ષાઋતુમાં જેમ મૃતિકાએ વ્યાપ્ત થએલું એવું પાણી, હંસે સેવન કરવા યોગ્ય નહી, તેમ અધર્મે વ્યાપ્ત થએલી સંપત્તિ; સાધુ પુરૂષને ભોગવવા યોગ્ય નથી. અધર્મયુક્ત એવી સંપત્તિ પણ કોને મૃત્યુનું કારણ થતી નથી? અર્થાત્ સર્વને થાયછે. દ્રાક્ષની વેલી, પાકસંપર્કેકરી અર્થાત્ એનો મદ્ય વિગેરે કરયો એટલે તે કોને મૃત્યુનું કારણ થતી નથી? નિરંતર અધર્મશીલ પુરૂષની પાસેજ રહેનારી સંપત્તિ હોય, તોપણ હાથમાં સ્થાપન કરેલા દીપકની કાંતી સરખી તે પુરૂષથી દૂરજ રહેછે. ધર્મ છે તે, કર્મે કરી યુક્ત થઈ જે પુરૂષને અભિષેક કરેછે, એટલે ધર્મ અને કર્મ-એ બંને જેનાં ઉત્તમ પ્રકારે ચાલેછે, તે પુરૂષના વંશનેવિષે લક્ષ્મીરૂપ વલ્લિ અનેક પલ્લવોએ કરી સુશોભિત થાય છે. શત્રુઉપર એકદમ ન જતાં ગર્જના પ્રમુખ કરીને અહંતાપૂર્વક યુદ્ધ કરવામાટે ઉત્સુક પુરૂષને તેનો તે ધર્મજ, યુદ્ધનેવિષે બળાત્કારે કવચ શસ્ત્ર પ્રમુખ ધારણ કરાવીને તે પુરૂષને, કેશનેવિષેથી આકર્ષણ કરી જયશ્રીને અર્પણ કરેછે. રાજાઓની સંપત્તિ, એ ધર્મરૂપ કલ્પવૃક્ષનાં પલ્લવ છે; અને શત્રુવિજય તે પુષ્પ છે; અને સુખસંપદા પ્રાપ્ત થાય તે એનાં ફળ છે. જે સમયે ધર્મરૂપી સૂર્ય ઉદય પામવાનો થાયછે, તે સમયે વૈરીઓની પરાભૂતિરૂપ યામિની,

ક્ષયગામિનિ થાયછે. જે પુરૂષની સમિપે, ધર્મરૂપ ચોકીદાર નિરંતર જાગૃત રહેછે, તેને વ્યસન રૂપ ભયંકર ચોર શું કરનાર છે? જે પુરૂષને સત્કર્મની સંધિ કરનારો ધર્મ, તે પુરૂષની પછવાડે રહી પારિપાર્શ્વિક (જે સૂત્રધારની પછવાડે રહી ગાવામાં મદદ કરેછે તે) સરખો સ્હાય કરનાર છે; તે પુરૂષ, શત્રુવધનાટકવિષે સમાપ્તિને પામેછે. ઇર્ષાયુક્ત પુરૂષોને જેમ કોઈનું સખ્ય પ્રાપ્ત થતું નથી, અર્થાત્ અદેખાને કોઇની સાથે મિત્રતા થતી નથી, તેમ લોભી પુરૂષને તે ધર્મ પ્રાપ્ત થતો નથી. ધર્મ અને લોભ એ બેની એકત્ર સ્થિતિવિષે મ્હોટો વિરોધ છે. અર્થાત્ ધર્મ અને લોભ એ બે એક સ્થળે વાસ કરતા નથી. લોભે જેને આલિંગન કર્યું છે, એવા પુરૂષને ધર્મનો સમાગમ થતો નથી, તોપછી શ્વાનબાળકનો સમાગમ કરનારા પુરૂષની જેમ તેને શૌચસંપર્ક ક્યાંથી પ્રાપ્ત થશે? લોભછે તે ન્યાયરૂપ પર્વતનું છેદન કરવાને વજ્રરૂપ છે. કિંવા ધર્મરૂપ સૂર્યના પ્રકાશને દુર્દિન એટલે મેઘથી આચ્છાદિત થએલા દિવસ સરખોછે; કિંવા સંપતિરૂપ વલ્લિનું છેદન કરવાને કોહાડા સમાન છે, અથવા કીર્તિરૂપ સૂર્યવિકાસિત કમળનિને સંકોચ પમાડનાર ચંદ્ર સરખો છે. એ માટે મોટા પુરૂષો છે તેઓએ લોભનો ત્યાગ કરવો. લોભ રહિત પુરૂષ છે તે ન્યાયનું ઘર છે; અને ન્યાયી જે છે તે ધર્મની ગવેષણા (શોધ) કરેછે. વળી ધાર્મીક પુરૂષનો, જય આશ્રય કરેછે, અને લોભી પુરૂષને અન્યાય પ્રાપ્ત થાયછે. અન્યાયી પુરૂષ ધર્મનો ત્યાગ કરેછે, ધર્મત્યાગે કરી સંપત્તિરહિત થાયછે અને સંપત્તિ રહિત થયો એટલે તે પુરૂષની કીર્તિ, લોપ પામેછે. માટે હે રાજન, લોભનો ત્યાગ કરી અને "ધર્મ છે તેજ જયશીલ છે" એવો વિચાર કરી કીર્તિરૂપ વલ્લિનું જેણે અમૃતરસે સિંચન કરેલું છે એવા વિવેકનો આશ્રય કરી, અન્યાયવડે મૃત્યુના ગ્રાસીભૂત એવા તારા પુત્ર દુર્યોધનનું, નિંદ્ય આગ્રહથી નિવારણ કર; અને સંપૂર્ણ કુળનું રક્ષણ કર. એવાં વિદુરનાં વચન સાંભળી શુદ્ધબુદ્ધિવાળો ધૃતરાષ્ટ્ર, વિદુર પ્રત્યે બોલ્યો.

ધૃતરાષ્ટ્ર--હે વિદુર, તારાવિના આવી રીતનું વાણીરૂપ પથ્ય, નિંદ્ય આગ્રહના રોગે પીડિત થએલા એવા દુર્યોધનને કોણ કહેશે? આ તારી વાણી, પ્રથમ કાનને બહુ નઠારી લાગેછે; પરંતુ પરિણામે અતિશય હિત કરનારી છે. કારણ, ગળો નામની ઔષધી; પીતાં સમયે મુખને કડવું કરેછે; પરંતુ તે પીધી છતાં સન્નિપાતને પણ દૂર કરેછે, અને જ્વરને પણ દૂર કરેછે. જે દુર્યોધન, પોતાના બંધુના કુત્સિત વ્યાપારરૂપી દાવાનળની પણ ઉપેક્ષા કરેછે; પરંતુ તે દાવાનળ, તે દુર્યોધનને પણ બાહુનો દાહ કરી મરણ પમાડનારો થશે નહીં શું? અમૃતનું કેવળ સ્થાન એવો ચંદ્ર પણ, મૃત્યુ એજ છે મૂલ જેનું એવા કાળકૂટ વિષના કુશળત્વને ન કેડતાં પોતેજ કલંકરૂપ કાદવે લિપ્ત અને નાશ પામનારો થયો. અર્થાત્ અમૃતમય ચંદ્ર છે તેણે વિષ સુદ્ધાંનો પણ નાશ કરવો જોઇએ તે ન કરતાં કામોત્સુકતાએ કરી પોતેજ ક્ષયાદિક દોષ પામ્યો. તેમજ આ દુરાત્મા

દુર્યોધનને મેં હજારોવાર બોધ કર્યો છતાં દુર્દૈવે કરી પિશાચ સરખો કોઈ પણ પ્રકારે સમજણ લેતો નથી. એ માટે તું અને હું બંન્ને મળીને આપણ દુર્યોધન પ્રત્યે જઈને ફરી કોઈ પણ પ્રકારે જો કદાચિત્ આ અપસ્મારતુલ્ય દુરાગ્રહથી તે નિવૃત થાય તો બોધ કરીએ.

એવો વિચાર કરીને તે ધૃતરાષ્ટ્ર અને વિદુર, દુર્યોધનની પાસે જઈને, અનિવાર છે નિરોધન જેનું એવો, તથા સ્ફુરણ પામેછે ક્રોધ જેનેવિષે એવો, અને દુઃખે કરીને પણ બોધ કરવાને અ-શકય એવા દુર્યોધનપ્રત્યે પ્રેમપૂર્વક બોલવા લાગ્યા.

ધૃત૦ વિ૦—હે વત્સ, અમારૂં ઉત્સુકપણું અને વાત્સલ્ય, એ બે, અમારા મનમાં તને બોધ કરવાસારૂં બળાત્કારે વારંવાર પ્રેરણા કરેછે. કારણ, જેમ સર્વ ગુણસમુદાયને, જે ક્ષમા છે તે, પૂર્ણતા સંપાદન કરેછે, અને પૂર્ણિમા છે તે, ચંદ્રને સંપૂર્ણતા સંપાદન કરેછે તેમ બોલવાનું જે મહોટાપણું છે તેજ, પુરૂષવ્રતને પૂર્ણતા સંપાદન કરેછે. વાણીનેવિષે જે ભ્રષ્ટપ્રતિજ્ઞપુરૂષ, તે પુરૂષવ્રતથી નાશ પામેછે. અને પુરૂષવ્રતે જેનું શૂન્ય ચિત્ત છે; એવો પુરૂષ જીવતાં છતાં શબતુલ્ય જાણવો. શબતુલ્ય એવા તે પુરૂષનો સ્વજનોએ પણ ઉત્તરોત્તર ત્યાગ કરાય છે; પછી તે શબતુલ્ય પુરૂષ, કીટતુલ્ય તુચ્છપ્રાણીમાત્રનો આશ્રય થાયછે. એ માટે પુરૂષવ્રતનો નાશ કરનાર એવો જે અમારા આ ભાષણનો લોપ, તે તું કરીશ નહીં. વચનનો લોપ કરનારો એવો જે તું, તે તારી સ્થિર રહેનારી એવી સંપત્તિ નિશ્ચયે કરી જશે: અને તે જાતાં સમયે, માર્ગ મૂકીને ઉન્માર્ગે જવા લાગી એટલે તે સંપત્તિ, વર્ષાઋતુમાં પોતાના પટથી બહાર વહેનારી નદી જેવી કાંઠનાં સર્વ ગામોને તાણી જાયછે; તેમ પુત્ર, પશુ અને બાંધવાદિક—એઓની સહવર્તમાન તુજ સુદ્ધાંને લઈ જશે; અને જેમ કમળોએ સુશોભિત એવા સરોવરપ્રત્યે હંસોની પંકિત પ્રાપ્ત થાયછે; તેમ સત્યે કરી પવિત્ર થએલા ધર્મરાજાને, સંપત્તિ નિશ્ચયે કરી પ્રાપ્ત થશે. હે દુર્યોધન, પૂર્વે પણ તે પાંડવોનું સત્યજ તને પૃથ્વીદાતા થયું હતું, તે માટે હમણાં અસત્યે કરી આ પૃ-થ્વીને પાંડવોની પાસેથી હરણ કરવાસારૂં કોણ સમર્થ છે? અર્થાત્ કોઈ સમર્થ નથી. એ માટે પાંડવોના બાહુદંડના પરાક્રમને તું તારા પોતાના મનમાં આણીને સાંપ્રતકાળે પાંડવોને પૃથ્વી દેવાનો તારો પોતાનો જે સત્યકરાર, તે અત્યંત સ્થિર કરવાસારૂં તું યોગ્યછે. અર્થાત્ વન-વાસની અવધિ પૂર્ણ થયા પછી પાંડવોની પૃથ્વી, પાંડવોને પાછી સ્વાધિન કરવી એવો જે તારો સત્યકરાર તે પાળવા માટે તું યોગ્યછે. હવે જો, કર્ણ, ભીષ્મપિતામહ અને ધનુર્ધારી દ્રોણાદિક એઓના બાહુબળને અવલોકન કરી તું નિર્ભયપણે પૃથ્વી, નિશ્ચયેજ નહીં આપે તો તે પાંડવોનું પણ બાહુસામર્થ્ય તેં ગંધર્વરાજ ચિત્રાંગદના, અને ગોગ્રહણ નિમિત્ત થએલા યુદ્ધનેવિષે પ્રત્યક્ષ અનુભવેલું છે. કારણ, તે સમયે રાજા યુધિષ્ઠિરની આજ્ઞાએ અર્જુન, તને છોડાવવા સારૂં ન

આવ્યો હોતતો ગંધર્વેંદ્ર એવો તે ચિત્રાંગદરૂપ સિંહ-તેનાથી તને કોણ બંધન મુક્ત કરાવત વારૂ? હે વત્સ, ગોગ્રહણ સંબંધિ યુદ્ધનેવિષે તારા પ્રાણનું પણ ગ્રહણ કરવા સારૂં અર્જુનને યોગ્ય હતું, પરંતુ દયાયુકત થઈ અર્જુન, સેનાદિ સહિત તારી વસ્ત્રરૂપે માત્ર કીર્તિને હરણ કરતો હવો; તે તને સાંભરેછે? એ માટે સર્વનું પ્રિય કરનારો, સર્વસ્વ દાતા, અને ધર્માધર્મનો નિર્ણય જાણનાર એવા ધર્મરાજાને, ઘણા દિવસથી, ધર્મને અનુસરનારી રાજ્યલક્ષ્મીનો સમાગમ થયો નથી; તો આ સમયે જેને માત્ર એક ધર્મજ, સેનાનેવિષે સાહાય થાયછે તે પુરૂષ; શત્રુના સમુદાયને, અગ્નિ જેમ તૃણને બાળી નાખેછે તેમ સંહાર કરેછે. માટે હે વત્સ, સાંપ્રતકાળે મત્સરનો ત્યાગ કરી આ પૃથ્વી, પાંડવોને તું સમર્પણ કર. જેનું, ધર્મ એજ આયુષ્ય છે, એવી કીર્તિનો ક્ષયદિવસ તું થઇશ નહીં.

એવાં ધૃતરાષ્ટ્રનાં તથા વિદુરનાં વચન સાંભળી અતિશય ક્રોધાયમાન એવો દુર્યોધન ઉંચ સ્વરે, પોતાના બાહુબળના ગર્વ કરી, જે ભાષણમાં અવજ્ઞા વિશેષ છે એવું ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન-- હે તાત, તમે ક્ષત્રિઓના ધર્મને કેમ જાણતા નથી? કોણ ક્ષત્રિ પોતાને હસ્તગત થએલી પૃથ્વી બીજાને સમર્પણ કરશે? અર્થાત્ કોઈ કરશે નહીં. અને બીજાને ભયથી પૃથ્વી અર્પણ કરીએ તો બાહુની કીર્ત્તિ મલિન થાયછે. શૂંઢને વિષે આક્રમણ કરેલા ગજનો ત્યાગ કર્યો છતાં સિંહનું સામર્થ્ય કુંઠિત થાયછે, એમાં આશ્ચર્ય શું? ન્યાય પણ, જે તેજસ્વી પુરૂષોએ આદર કરેલો તેજ ન્યાય સમજવો. કારણ, જેણે ઉત્તમ દીપકોનો સમુદાય સ્વિકાર કર્યોછે એવા પુરૂષે અમાવાસ્યાની રાત્રિએ પણ ઉત્સાહ કરાયછે. અને કદાચિત્ શત્રુથી ભય પ્રાપ્ત થયો છતાં પણ જે નિર્ભયપણે ઉગરવું તેજ ઉગરવું, અને જે રાજ્ય ભોગવવું તેજ વૈભવ. એ માટે તમે બીહીશો નહીં. મારો પરાક્રમરૂપ અગ્નિ, જ્યારે સંપૂર્ણ જગતનો ગ્રાસ કરવાવિષે તત્પર છે ત્યારે તે અગ્નિએ પાંડવો દગ્ધજ થયા; એવું સમજજો. ભયે કરી વિહ્વળ થઇ મારા મનને, દુઃખનું કારણ એવા આ વૃદ્ધપ્રલાપે કરી મને વારંવાર દુઃખ દેશો નહીં.

કર્ણને જેણે અતિ દુઃખ દીધુંછે એવી દુર્યોધનની વાણી સાંભળી મહાખેદ યુક્ત થઈ ધૃતરાષ્ટ્ર અને વિદુર ત્યાંથી ઉઠી પોત પોતાને સ્થાનકે ગયા. પછી વિદુર, પોતાના પુત્ર બંધુ પ્રમુખ સમુદાયના ક્ષયની આશંકાએ વિરક્તબુદ્ધિવાળો થઇ "સંસારનેવિષે સુખ સાહિત્ય છે તે નાશવંત છે" એવું માનવા લાગ્યો, અને વૈરાગ્યે કરી જેની ચિત્તવૃત્તિ વ્યાપી ગએલીછે એવો તે વિદુર, ચિંતન કરવા લાગ્યો કે "આ સંપદાને ધિઃકારછે, આ પ્રભુત્વને પણ ધિઃકારછે અને આ વિષયસંબંધી સુખોને પણ ધિઃકાર છે. જેને માટે પુત્ર, પિતાને. પિતા, પુત્ર ને. મિત્ર, મિત્રને અને બાંધવ, બાંધવને પરસ્પર નિર્દય થઇને હણેછે. એવી પાપથી ઉત્પન્ન થએલી અને નિરંતર

પાપપ્રસવનારી એવી દુષ્ટની સંપત્તિને પણ ધિઃકારછે. વિષલતા વિષને ઉત્પન્ન કરેછે, અને અમૃતલતા અમૃતને ઉત્પન્ન કરેછે. માટે જેવી લતા તેવાં ફળ ઉત્પન્ન થાયછે. સંપત્તિ એજ ચાંડાલણી—તેના આલિંગને કરી જેને મહાપાતક પ્રાપ્ત થયુંછે એવા આ દુર્યોધનાદિક, તે અગ્રજબંધુ જે ધર્મરૂપ યુધિષ્ઠિર—તેને સ્પર્શ કરવા માટે પણ અધિકારી નથી. વિષયોની સંગતિરૂપ કાદવે ખરડાએલો જેઓનો દેહછે એવા આ દુર્યોધનાદિક, અતિ આનંદ યુકત થઈ મુકિતરૂપ સ્ત્રીનું કેમ સેવન કરશે? અધર્મરૂપ ચંડાળના સ્પર્શે કરી મલિન થએલા અને યુદ્ધાંગણનેવિષે મરણ પામનારા આ કૌરવોને હું હવે જોવાની પણ ઇચ્છા કરતો નથી. એ માટે એઓનો યુદ્ધાંગણમાં થનારા સંહારને ન જોતાં સાંપ્રતકાળે અહિંયાંથી નિકળી જવા માટે મારી બુદ્ધિ ઉત્કર્ષ ધારણ કરેછે."

એ પ્રમાણે વિદુર, મનમાં વિચાર કરતા હતા એવામાં કોઇએક પુરૂષને મોઢેથી "વિશ્વકીર્ત્તિ નામના કોઇએક મહાજ્ઞાની મુનિ, નગરની બહાર ઉદ્યાનનેવિષે પધારચા છે" એવું સાંભળતા હવા. પછી ત્યાં જઇને હર્ષે કરી જેના અંગ ઉપર રોમાંચ ઉભાં રહ્યાંછે એવા વિદુર, તે મુનિરાજને વંદન કરી તેના અગ્રભાગનેવિષે બેસતા હવા. ત્યારપછી તે ભગવાન મુનિ, સંસારરૂપ સંતાપનો નાશ કરવામાં અમૃત સરખી અને સુખ દેનારી એવી ધર્મદેશના કહેવાનો આરંભ કરતા હવા.

વિશ્વકીર્ત્તિ—ગુરૂનાં વચનરૂપી જળે કરી સારી પેઠે સિંચન કરેલા એવા આ દેહના મનરૂપી ક્ષેત્રનેવિષે પુણ્યરૂપ બીજ, અંકુરને ધારણ કરતાં નથી શું? અર્થાત ધારણ કરેછેજ. કારણ, કષાયદૃષ્ટિ એજ જાણે કોઈ એક વિષસર્પ—તે વિષસર્પના વિષે કરી વ્યાકુળ થએલા હૃદયનેવિષે ગુરૂની વાણીરૂપ અમૃતનું પણ, કાર્ય કરવામાટે સમર્થપણું કદીપણ નથી. કષાયરૂપી મેઘની વૃષ્ટિએ કરી વિવેકરૂપ કમળનો નાશ થયો છતાં મનોરૂપ વાપિકાનેવિષે ધર્મરૂપ હંસ કેમ રહી શકશે? અર્થાત્ રહેવાનો નથી. હાહા!! દૈવયોગે કરી કષાયરૂપ મદ્યના આસ્વાદને કરી જેઓનું ચિત્ત વિપર્યય થયું છે એવા પુરૂષો, પોતાના બાંધવોને પણ મારવાની ઇચ્છા કરેછે. કષાયરૂપી નદીનું પૂર, ભાગ્યરૂપી વૃક્ષોનું જડામૂળથી ઉચ્છેદન કરી ન્યાયરૂપી દ્વીપ (બેટ)થી જંતુઓને વિપત્તિરૂપ સમુદ્રનેવિષે નાખેછે. કષાયરૂપ સ્વતંત્ર ચોર, જો માર્ગે જતાં ભેટે નહીં તો મનુષ્ય યથેચ્છ તાળીઓ વગાડતો સનાતનપુરીમાં જનારો થાયછે. જે મનુષ્ય પુણ્યરૂપ અમૃતસરોવરની મધ્યભાગે રહેછે તેજ, આ કષાયરૂપ દાવાનળથી મુકત થાયછે. હાહા!!! જીવ, સંસારરૂપ અરણ્યનેવિષે કષાયરૂપ નદીઓએ સિંચાએલાં અને પ્રાણહરણ કરનારાં એવાં વિષવૃક્ષોને સેવન કરેછે. માટે હે મહાત્મન્ વિદુર, તું પણ સાંપ્રતકાળે પોતાના સંબંધીઓરૂપ જે કષાય તેજ એક ગ્રીષ્મઋતુ—તેણે તપાવેલા એવા આ આત્માને શમરૂપ અમૃતે કરી શાંત કરાવ. "હું સંસારમાં અતિ દુઃખિત" એવા તારા મનને અવધિજ્ઞાને કરી જાણીને હું દૂરથી આવ્યોછું. એ

માટે જે તારા મનમાં સંપાદન કરવાનું આવે તે સંપાદન કરવું. ભવિતવ્યતાપણ, સર્વનો સંહાર કરવાસારૂં મહાઆવેશે પ્રાપ્ત થએલી રાક્ષસી છે; તે તારા કુળનો ક્ષય કરચાવિના રહેનાર નથી.

એવી તે વિશ્વકીર્ત્તિ મુનિની દેશના સાંભળી વિદુર, ઉભો થઈ હાથ જોડીને ભાષણ કરવા લાગ્યો.

વિદુર—હે મુનિનાથ, તમેજ આ સંસારરૂપ સાગરમધ્યે દ્વીપભૂમિ છો. સર્વ જગતના જીવનની વૃષ્ટિ કરનારા કેવળ મેઘરૂપ એવા તમને અવલોકન કરી તત્કાળ, જેને દુઃખ સમુદાય એજ કોઇએક ગ્રીષ્મઋતુ સંબંધી સંતાપ છે, એવા મારા મને તે સર્વ સંતાપનો ત્યાગ કરચો. હે મુનિનાથ, મુક્તિમાર્ગનેવિષે પાથેય (ફળાહાર) તુલ્ય હિતકારક સરખુ અને અત્યંત સુખ આપનારૂં એવું વ્રત, તમે તમારા હસ્તકમળે કરી મને દેવાને યોગ્ય છો.

એવું વિદુરનું ભાષણ શ્રવણ કરી તે મુનિએ, "હે વિદુર, તું કોઇનો પણ પ્રતિબંધ કરીશ નહીં" એવું કહ્યું. એવાં તે મુનિનાં વચન સાંભળી જેનાં નેત્રો અતિશય પ્રેમે કરી અશ્રુજળે વ્યાપ્ત થઈ ગયાંછે એવો વિદુર, પુનઃ હસ્તિનાપુરમાં ગમન કરતો હવો. પછી તે શુદ્ધબુદ્ધિ વિદુર, જ્યેષ્ઠબંધુ ધૃતરાષ્ટ્રની આજ્ઞા લેઇને મધ્યમ જે પાંડુરાજા, તેનું રક્ષણ કરવા સારૂં માદ્રિને કહીને પાંડુરાજાની પણ આજ્ઞા લઇ ફરી તે મુનિ પાસે આવ્યો. તે મુનિની પાસેજ પોતાનાં સર્વ સાવદ્ય (પાપ)ની નિવૃત્તિ કરી ચારિત્ર ગ્રહણ કરતો હવો; અને પૃથ્વીતળનેવિષે વાયુ સરખો અપ્રતિબદ્ધ થઈ સંચાર કરવા લાગ્યો.

અહીંયાં અન્ય દિવસે મંડળીક રાજા અને થોડુંએક નિયમિત સૈન્ય પોતાની સાથે લેઇને તે સેનાએ સુશોભિત એવા કંસવિદ્ધંસી દેવ પોતે હસ્તિનાપુર પ્રત્યે ગમન કરતા હવા. તે કૃષ્ણ, જેવો થોડાએક તારાઓએ સુશોભિત પૂર્ણિમાનો ચંદ્ર શોભેછે તેવા શોભવા લાગ્યા. અતિ અલ્પ પરિવાર લઈ આવેલા કૃષ્ણની સામે તેડવા આવેલી પોતાની સેનાએ મિશ્રિત એવી કુરૂસેના મહોટી જણાવા લાગી. કારણ, સમુદ્રના તરંગ પણ નદીને અત્યંત વૃદ્ધિ કરેછે. પછી પતાકાના સમુદાય જેનેવિષે સ્થાપન કરેલાછે, અને પુષ્પના સમુદાયે કરી ચિન્હિત થએલી વનિતાઓ જયહાં ત્યહાં સંભ્રાંત થએલીઓછે એવા હસ્તિનાપુરમાં, કૈટભારાતિ કૃષ્ણ પ્રવેશ કરતા હવા. પછી દુર્યોધને તે કૃષ્ણને, પોતાના રાજમંદિરમાં આણીને આગત સ્વાગત ક્રિયા કરીને પછી તેને દિવ્યસભાનેવિષે રત્ન સિંહાસન ઉપર બેસાડચા. તે સમયે સિંહાસનની કાંતીએ જેનો દેહ વિશેષ પ્રકાશિત થયોછે એવા કૈટભારાતિ કૃષ્ણ, ઇંદ્રધનુષ્યે યુક્ત એવા મેઘની શોભાને ધારણ કરતા હવા. અને ધૃતરાષ્ટ્ર રાજા સહિત દુર્યોધન, કર્ણ અને દુઃશાસન—એઓ નક્ષત્ર અને તેમાં ચંદ્ર સરખા તે કૃષ્ણ શોભવા લાગ્યા. પછી મહા આનંદે કરી વિચિત્રવીર્યનો પુત્ર ધૃતરાષ્ટ્ર, મુકુંદ પ્રત્યે, કુંદનો સહોદર હોયના! એવા પ્રસરનારા પોતાના દંતકિરણોએ સ્નાન કરા-

વતો છતો ભાષણ કરવા લાગ્યો કે "હે કૈટભારાતિ, આજ આ મારૂં ઘર, તમારી આ સંભાવનાએ કરી ધન્ય કરતાં .પણ ધન્યછે; તો તમે તમારી ઉત્તમ વાણીએ કરી મારા કાનને પવિત્ર કરવા સારૂં યોગ્યછો. એવાં ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળી તે સભાના પ્રકારાવિષે આળસ રહિત એવા પોતાના હાસ્યરૂપ ચંદ્રકિરણોએ દેદીપ્યમાન એવા મુખચંદ્રને ધારણ કરનાર જેશ્રી કૃષ્ણ, તે તે સમયે ઊંચસ્વરે ભાષણ કરવા લાગ્યા.

કૃષ્ણ—હે ધૃતરાષ્ટ્ર. તમો જે રાજાઓ—તેઓની વાણીનું જે વિચિત્રપણું—તેની ઉત્પત્તિ ભૂમિ એવો જે સંજય-તે પૂર્વે તમે મોકલેલો દ્વારકામાં ગયો હતો. તે સમયે અતિ સ્નેહે કરી "કુળનો પ્રલય થશે" એવું જાણી ભયભીત એવો તે સંજય, ધર્મરાજાપ્રત્યે સંધિ વિષયક કાંઈક ભાષણ બોલતો હતો. ત્યારે શમે કરી શોભનારો એવો કૌંતેય યુધિષ્ઠિર, સંધિ કરવા સારૂં ઇચ્છિત છતાં ભીમસેન અને અર્જુન પ્રમુખ ભ્રાતાઓએ સંધિ કરી નહીં. પછી પાંડવોએ કહેલો પ્રકાર મને ન જણાવતાં અને પાંડવોના તથા મારા વિચારે સંધિ કરવાનો નિર્ણય ન થયો છતાં, કેવળ પાંડવોના વચનેજ યુદ્ધને માટે નિશ્ચયયુક્ત થઇને સંજય દ્વારકાંથી હસ્તિનાપુરમાં આવ્યો. પછી તે સં-જયનો સર્વ વૃત્તાંત ધર્મરાજાએ મને કહ્યો. કારણ સર્વ પાંડવોનો હૃદયરૂપ એવો જે હું-તેને કહેવા માટે કાંઈ પણ અયોગ્ય નથી. હે ધૃતરાષ્ટ્ર, પછી તે પાંડવોના વચનનો વિચાર કરી તમારા કુળનો પ્રલય થશે એવો ભય માનનારો હું; પાંડવોને ન પૂછતાં પોતેજ દૂતકૃત્ય કરવાસારૂં અ-હીંયાં આવ્યોછું. એ માટે તમે મારા વિષે તમારા ચિત્તમાં વિશ્વાસુપણાની જે સંભાવના કરતા હો તો મારૂં આ થોડું પણ ભાષણ તમારા પોતાના મનમાં ધારણ કરવા માટે તમે યોગ્ય છો. ગર્વ કરી પ્રદીપ્ત થએલા એવા જડાત્મા પુરૂષનેવિષે આપ્તજનની વાણી ઘણું કરીને વ્યર્થ થાયછે. વડવાન-ળની ઉષ્ણતાએ યુક્ત એવા જડાત્મા સમુદ્રનેવિષે પર્વત પણ અત્યંત નિમગ્ન થાયછે. તેમાં મ-દોદ્ધત પુરૂષ છે તે, ઉષ્ણ તેલથી પ્રદીપ્ત થએલો અગ્નિ પાણીએ કરી જેવો અત્યંત પ્રદીપ્ત થાય છે; તેમ આપ્તના ઉપદેશે કરી અતિશય સંતપ્ત થાયછે. મોટા પુરૂષોને પણ સંપત્તિ પ્રાપ્ત થઈ એટલે નેત્ર છતાં અંધપણું, શ્રોતેંદ્રિયનું ચતુરપણું છતાં બહેરાપણું, અને વાણીની પ્રવૃતિ છતાં મુંગાપણું પ્રાપ્ત થાયછે. કારણ સંપત્તિછે તે દુષ્ટ સ્ત્રી સરખીછે. દુષ્ટ સ્ત્રી જેવી ઘરનેવિષે સ્વ-જનનો પણ આશ્રય ધારણ કરતી નથી; તેમ સંપત્તિછે તે સંપત્તિવાનના મનનેવિષે હિતોપદેશનો આશ્રય ધારણ કરવા દેતી નથી. જેમ ગ્રીષ્મઋતુની સંપત્તિ જે ઉષ્ણતા અને દાવાનળ એ બંને એકત્ર થયાં છતાં અતિ દુઃસહછે; તેમ એક લક્ષ્મી અને બીજો બાહુનો ગર્વ એ બે એકત્ર છતાં અતિ દુસ્તર છે. કુલિન કન્યા છે તે જારપુરૂષોની અતિશય ભીડમાં જેમ કદી પણ પ્રવેશ કરતી નથી, તેમ સ્વજનોક્તિ છે તે અહંકારમય મનપ્રત્યે કોઈ પણ રીતિએ પ્રવેશ કરનાર નહીં. એ માટે બાહુના

ગર્વનો ઉપસંહાર કરી અને લક્ષ્મીનો મદ ટાળીને આ દુર્યોધન, જો મારાં વચન સાંભળે તો આ સમયે હું કાંઈ ભાષણ કરૂં. એવાં કૃષ્ણનાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર બોલ્યા, "હે ગોવિંદ, તમે સ્વચ્છંદ ભાષણ કરો" એવું કહ્યું છતાં પ્રખ્યાત એવા ગરૂડવાહન શ્રીકૃષ્ણ, દુર્યોધનપ્રત્યે ભાષણ કરવા લાગ્યા.

કૃષ્ણ—હે દુર્યોધન, પાંડવોને માટે પૃથ્વીનો થોડોએક ભાગ સુદ્ધાં પણ તું આપવાની ઇચ્છા જો નહી કરશે તો તે પાંડવો, તારા પ્રાણની સહવર્તમાન સર્વ પૃથ્વીને ગ્રહણ કરવાની ઇચ્છા કરેછે. કદાચિત્ પાંડવોને જીતીને તું સમગ્ર પૃથ્વીનું રાજ્ય કરશે, તથાપિ તેમાં કાંઈ કલ્યાણ નથી. કારણ, સંપત્તિ છે તે સ્વજનવિનાની શા કામની? અને યુદ્ધનેવિષે તે પાંડવો, કેવળ વિપત્તિ તો નિશ્ચયે કરી પામનારજ નથી. તથાપિ તેઓ જો દેહમાત્રે કરીને અવશેષ રહ્યા તો પણ તે સમયે આરંભ કરેલોછે જેણે કુળનો સંહાર એવો જે તું તે તારૂં શૂરપણું શા કામનું? અર્થાત્ કુળક્ષયથી તારૂં શૂરપણું નિંદ્ય થશે. અને જેનું ચંચળપણાએ કરી પરાક્રમ નિંદ્યછે એવો તારો બુદ્ધિ વૈભવ તેપણ શું? જે કારણ માટે વિધાતા પોતેજ ધર્મકૃત્યનેવિષે એકતો યુધિષ્ઠિરના સ્વરૂપે, અને જેની ગદા શત્રુઓને ભયશંકા સૂચવનારી છે એવો ભીમસેનના સ્વરૂપે બીજો, એમ બે સ્વરૂપે પ્રગટ થયોછે. અર્જુન પણ, જેમાં શત્રુઓનો નાશ એવા યુદ્ધનેવિષે અતિશય ભયંકર કર્મ કરનારો છે. નકુળ સહદેવ પણ બાહુબળે કરી, જોવા માટે અશક્ય એવા શત્રુઓના સમુદાયનો નાશ કરવામાં યમ સરખા છે; એ માટે એ પાંડવોની સાથે સંધિ કરવી એજ તને શ્રેય કરનારી છે. હે દુર્યોધન, એવા પોતાના બાંધવો તને પોતાને સહાય કરનારા ક્યાંથી પ્રાપ્ત થવાના છે? હવે અપસ્મારતુલ્ય ગર્વને વિસરી જઈ અને પોતાને આગળ જે ફળ પ્રાપ્ત થવાનું છે તેનો મનમાં વિચાર કરી, એ પાંચ પાંડવોને માટે માત્ર પાંચ ગામ આપવા સારૂં તું યોગ્ય છે. તેમાં ભીમસેન, અર્જુન, નકુલ અને સહદેવ-એ ચારને અનુક્રમે કુશસ્થળ, વૃષસ્થળ, માકંદી અને વારૂણાવત એ ચાર ગામ, અને ધર્મરાજાને પાંચમું કોઇપણ ગામ આપ. માત્ર એટલુંજ દેવાથી તે પાંડવો મારા વચને કરી સંધિ કરશે. કારણ, સાધુ પુરૂષ છે તે કુળક્ષય થતો જોઇને અલ્પ લાભથી પણ સંતોષ પામેછે. આ આટલું પણ જો તું નહિ માન્ય કરશે તો સર્વ જગતને ડુબાવનાર સમુદ્રની મર્યાદાના જેવો તારી સેનામાં તે પાંડવોરૂપ સમુદ્રનો સેતૂ કોણ થનાર છે? અર્થાત્ કોઇ થનાર નથી. એટલું બોલી શ્રીકૃષ્ણ છાના રહ્યા છતાં દુઃશાસનનો અગ્રજ દુર્યોધન, ચંપાધિપ જે કર્ણ—તેની ભણી જોઇને તેણે "પાંડવોને કાંઇપણ આપવું નહીં" એવી સૂચના કરી છતાં આગળ બનવા કાળ પ્રમાણે જે બુદ્ધિની વૃત્તિ થએલીછે તે કારણથી વક્રદૃષ્ટિ કરી કૃષ્ણ પ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—હે ગોવિંદ, તમે પાંડવોનું એટલું બધુ બળ માનોછો પરંતુ તેટલું બળ પાંડવોમાં હોય એવું મને લાગતું નથી. જે કારણ માટે આજસુધી પાંડવોને મેં જીવતા મૂક્યા છે;

પણ હવે જો પાંડવો, પોતાના બાહુમદે કરી એક પણ ગામની વારતા કરશે તો તે સિદ્ધ થનાર નથી. અર્થાત્, એઓને એક પણ ગામ ન મળતાં એમનો પ્રાણ પણ રહેવાનો નથી. અને જો તે પાંડવો પોતાના બાહુબળનુંજ છેવટ જોવાની ઇચ્છા કરતા હોય તો ઉતાવળેજ તમો સહિત પણ કુરૂક્ષેત્રને વિષે ગમન કરે. એટલે પછી ત્યાં યુદ્ધ ચમત્કાર થશે.

એ પ્રમાણે બોલીને તે દુર્યોધન, કર્ણ સહિત તે સભામાંથી ઉઠીને બાહાર જઈ પછી કૃષ્ણને બાંધી લેવાનો વિચાર કરી ફરી સભામાં આવી કૃષ્ણના સમિપભાગે (પાસે) બેઠો. તે કર્ણની સાથે કરેલી કૃષ્ણબંધનની મસલહતને કોઇ પણ પ્રકારે સાત્યકીએ જાણીને દૃષ્ટિસંકેતે કરી, કંસવિદ્વંસ કરનારા કૃષ્ણને તે જાણ કરતો હવો. તે જાણ થયા પછી જેનાં મસ્તક, ગાલ અને નેત્રો આરક્ત થયાં છે, અને જેના શરીરનેવિષે પરિસ્વેદે કરી યુક્ત રોમાંચ થયાંછે, એવા ગદાગ્રજ કૃષ્ણ; ભાષણ કરતા હવા.

કૃષ્ણ—હવન કરેલો અગ્નિ આહુતિ દેનારા પુરૂષને પણ અતિશયે કરી બાળતો નથી શું? અર્થાત્ બાળેછેજ; તેમ અતિશય ઉપકાર કરનારા પુરૂષપ્રત્યે પણ દુષ્ટ બુદ્ધિવાળો; અપકારજ કરેછે. સિંહછે તે સ્વસ્થ બેઠો હોય તોપણ શીયાળીઆંઓએ પરાભવ કરચો જાયછે શું? કિંવા ક્ષીણ થએલા ચંદ્રના કિરણોનો ગ્રહોના પ્રકાશે ગ્રાસ કરી શકાયછે શું? તેમજ એ દુર્યોધનથી મને શું થવાનું હતું વારૂ? સાંપ્રતકાળે કેવળ કૃપાએ કરીજ આ દુર્યોધનનો નાશ કરવાની હું ઇચ્છા કરતો નથી. તો પાંડવોનો ક્રોધ, એનો યથેચ્છ નાશ કરનારો થાઓ. આ દુર્યોધન, લક્ષરાજાઓએ રક્ષિત છતાં પણ એને કુરૂક્ષેત્રનેવિષે જવા દો; અને ત્યાંજ સર્વ પાંડવોના બાહુ વૈભવને એને જાણવા દો. અમે સાંપ્રતકાળે અતિશય ઉતાવળથી અહિયાં આવ્યા; પરંતુ જેઓના બળયુક્ત બાહુઓછે એવા પાંડવોને તો યુદ્ધનોજ ઉત્સાહ છે.

એવું કહી મહાત્વરાએ ત્યાંથી ઉઠીને જેની કાંતી ક્રોધે કરી તામ્રવર્ણ થઇછે અને હાસ્ય યુક્ત દેદીપ્યમાન થનારો કેવળ મહાસૂર્યંજ હોયના; એવા શ્રીકૃષ્ણ નિકલી ચાલ્યા. તે સમયે તે કૃષ્ણના કોપે કરી જેઓનાં ચિત્ત વ્યાકુળ થઈ ગયાંછે એવા ભીષ્મપિતામહ અને ધૃતરાષ્ટ્રાદિક સભાસદો, સભામાંથી ઊઠી તે કૃષ્ણનું શાંત્વન કરવા માટે તેમની પછવાડે જતા હવા. પછી સભાની બહાર ગૌરવયુક્ત ઊત્તમ ભાષણે કરી કૃષ્ણને હસ્તનેવિષે ઝાલીને તે ભીષ્મપિતામહાદિક, મનમાં અત્યંત ચકિત થયા છતાં ધીમે ધીમે કૃષ્ણ પ્રત્યે ભાષણ કરવા લાગ્યા કે "હે દેવ, જેમ વિજળીએ તપ્ત થએલો મેઘ, શીતલ ધારાની વૃષ્ટિ કરેછે, તેમ દુર્મદ પુરૂષોએ ખેદ પમાડેલા મહાત્મા પુરૂષો કોપ કરતા નથી. વળી શિયાળનાં તાન્ડવનૃત્યે અને શબ્દે કરી જેમ સિંહ ખેદ પામતો નથી; તેમ નીચ માણસના દુષ્ટ ભાષણે કરી જેઓ મહાપુરૂષ છે તેઓ ખેદ પામતા નથી.

હવે જો દુષ્ટોએ પરિતાપ પમાડેલા સાધુપુરૂષો ક્રોધાદિક વિકારને પામે; તો અગ્નિએ તપાવીને રસમય કરેલું સુવર્ણ પણ પીતળપણું પામે. અર્થાત્ એ બંને વાત કદી બનતી નથી. એ માટે હે કૃષ્ણ, એ દુર્યોધનનેવિષે તમે ક્રોધ કરશો નહીં. અહો!! કોઇ સમયે પણ ચંદ્રથી અગ્નિની વૃષ્ટિ થાયછે શું? પાંડવોની વાત તો એક કોરે રહી; પરંતુ યુદ્ધને વિષે એકાકી તમેજ વ્યાપ્ત કરી નાખેલા એ દુર્યોધનાદિક ક્યાં રહેવાના છે? અર્થાત્ સર્વે નાશ પામે. સિંહની આગળ દુર્ધર એવો મદાંધ ગજપણ શી ગણતીમાં? અંધ:કારની લહેરી સૂર્યનો નાશ કરવા સારૂં કેટલીકવાર ટકી રહેશે? હે કૃષ્ણ, તમે પૂર્વેજ જયશ્રી હસ્તગત કરી છે, તે તમનેજ ઉપભોગ દેનારી છે. તે જયશ્રી, નિ:શંક એવા પાંડવોએ કેમ વરી જશે? અર્થાત્, તે પાંડવો પોતેજ યુદ્ધમાં બીજી જયશ્રી સંપાદન કરવામાટે સમર્થ છે. કારણ, જેઓની સાથે રહી બળાઢ્ય એવો ધર્મ અને ન્યાય યુદ્ધ કરનારછે એવા પાંડવો પણ, તમારા વિના યુદ્ધનેવિષે પોતાના શત્રુઓને જીતે તેવાછે. ત્યારે તમે સ્વજન બાંધવોના ઘાતે કરી જેનેવિષે પાતકનો સંભવ છે એવી અપકીર્તિ સ્વિકારશો નહીં. કારણ, મહોટા પુરૂષને યશ પ્રિય છે. એ માટે પાંડવોએ યુદ્ધમાં તમને બોલાવ્યા છતાં પણ તમે જશો નહી. જે પાંડવોનું અને કૌરવોનું પરસ્પર વેરછે તે તેમનેજ યુદ્ધ કરવા દો. હે વાસુદેવ, આ કાર્યનેવિષે તમે, "અમે વૃદ્ધ છેએ માટે અમારૂં સન્માન કરવું. કારણ પુણ્યાત્મા પુરૂષનેવિષે વૃદ્ધોપ્રત્યે નમ્રતા એજ ફળ દાયકછે.

એવી ભીષ્મપિતામહાદિકની વિનયેકરી આર્દ્ર વાણીએ મૃદુ કરેલા અને કોપની શાન્તિએ જેમની શોભા સુંદર છે એવા ગરૂડધ્વજ કૃષ્ણ બોલતા હવા.

શ્રીકૃષ્ણ—તમો અત્યંત વૃદ્ધછો તે માટે તમારી વાણી મારે અવશ્ય માનવીજ જોઇએ. પરંતુ પાંડવોએ પણ મારા આશ્રયેજ યુદ્ધના નિશ્ચયનો વિસ્તાર કર્યોછે. એ માટે તે યુદ્ધનો ઉત્સંગનો આશ્રય કરનારા પાંડવો યુદ્ધ કરવા સારૂ નિકળ્યા એટલે મારે પણ ત્યાં જવુંજ જોઇએ. કારણ, મહાપુરૂષોએ કબુલ કરેલું અન્યથા થતું નથી; અને તમે તો આવું કહોછો. એ માટે સંગ્રામપ્રત્યે હું પ્રાપ્ત થયો છતાં સ્વત: ધનુષ્ય ધારણ કરનાર નહીં. માત્ર અર્જુનનું સારથ્ય કરી હું સહાય કરનારો થઇશ. એટલા વડેજ તમારા વચનનો અતિક્રમ ન થાઓ. પ્રમાણ કરવા માટે જેઓનો મહિમા અશક્ય છે એવા તમારા સરખા મને માન્યજ છે.

એવું બોલી તે કૃષ્ણે હાથ જોડી તે ભીષ્માદિકોને ત્યાંથી પાછા ફેરવ્યા, અને કર્ણને હાથે ઝાલી પોતાના રથમાં બેસાડ્યો. પછી કૃષ્ણ, વિદુરના ઘરવિષે પાંડુરાજાને જોવાસારૂં ગમન કરતાં છતાં માર્ગનેવિષે પોતાની પાસેજ બેસનારા કર્ણ પ્રત્યે આદરે કરી ભાષણ કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણ—હે કર્ણ, કદીપણ નાશ ન પામનારૂં એવું તેં વીરવ્રત ધારણ કર્યું છે. રાત્રીને વિષે દીપકના પ્રકાશે કરી જેવી રીતે ચક્ષુઇંદ્રિનેરૂપ ગ્રહણ થાય છે; તેવી રીતે તારી પ્રેરણાએ

દુર્યોધન, નાનાપ્રકારની દુષ્ટબુદ્ધિએ યુદ્ધાદિપ્રકાર સ્વિકારે છે એટલે તું તેને જેમ વજ્રના ધારણ કરવાથી લોકો ઇંદ્રને દેવેંદ્ર દેવેંદ્ર એમ કહેછે તેમ તું દુર્યોધન દુર્યોધન એવું કહેછે. એ દુષ્ટબુદ્ધિએ યુદ્ધ કરનારો એટલે દુર્યોધન એ નામ એનું સાર્થકજ છે. હે કર્ણ, તારાવિના અન્ય ઘણા વીરને ધારણ કરનારી પૃથ્વી, પણ અકર્ણજ હતી; તે તને ધારણ કરનારી થઈ હવે તે સકર્ણ (કર્ણેંદ્રિયયુક્ત) થઇછે. તારેજ વિષે ઓદાર્ય, ગાંભીર્ય, શૌર્ય અને ધૈર્ય પ્રમુખ ગુણો, સમુદ્રને વિષે રત્નની જેમ, કિંવા આકાશાંગણનેવિષે ગ્રહોની જેમ વાસ કરેછે. પૃથ્વીમાં બીજાપણ પુષ્કળ વીર છે, પરંતુ તારૂં અતિશય ધીર વ્રતછે. આ પૃથ્વી ઉપર મોટા મોટા પર્વતો જ્યાં ત્યાં છે; પરંતુ મેરૂ પર્વતનો મહિમા તો જૂદોજ છે. પણ જેવી રીતે પીતળે નિર્માણ કરેલા ભૂષણનેવિષે જાતવંત માણિક્યનો આશ્રય દુઃખ દેછે; તેવી રીતે આ દુષ્ટ દુર્યોધનનેવિષે તારો આશ્રય દુઃખ દેછે. સારાંશ; પીતળની વીંટી કાંઈ દુઃખ દેતી નથી પણ તે વીંટીની અંદર હીરાકણી જડી એટલે તે મારનારી થાયછે; તેમ દુર્યોધન, તારા આશ્રયે કુળક્ષયનું કારણ થયોછે. એવા ક્રુરકર્મિ પુરૂષને પોતાનો મિત્ર કોણ કરનાર છે? વિશ્વાસ કરનારા પુરૂષનો પણ ઘાત કરનારા સર્પની કોણ મિત્રતા કરશે? જેણે યથેચ્છપણે ઉપકાર કર્યો છે એવો હોય તથાપિ જે જડાત્મા છે, તેનાવિષે વિશ્વાસ કરવો નહીં. કદાચિત્ સમુદ્ર, નોકાએ વ્યાપાર કરનારા વાણીઆઓને બુરાડતો નથી શું? અર્થાત્ તે જડાત્મા છે માટે બુડાડેછેજ. અન્યાયે વ્યાપ્ત થનારા પુરૂષનો તેના પુત્રો પણ ત્યાગ કરેછે. રાહુએ ગ્રસ્ત થએલા સૂર્યનો પણ કિરણો, ત્યાગ કરેછે. કાંઠાઓને તોડનારી એવી નદીના કાંઠાઓ પતન પામવા લાગ્યા એટલે તે કાંઠાનો આશ્રય કરનારાં વૃક્ષો પણ જેમ પતન પામેછે; તેમ પતનશીલ પુરૂષનો આશ્રય કરનારા પુરૂષો પણ અવશ્ય પતન પામે છેજ. અને શુક્લ પક્ષના ચંદ્રકિરણોની શોભા ઉત્તરોત્તર જેમ વિશેષ પ્રકાશ કરનારી થાયછે તેમ જેની ઉત્તરોત્તર વૃદ્ધિ પામનારી સંપત્તિ છે, તેનો આશ્રય કરનારા પુરૂષની સંપત્તિ વૃદ્ધિ પામે છે. કર્પૂરવૃક્ષનો સહવાસ, તે સુગંધીપણુંજ સમર્પણ કરેછે, તેમ પુણ્યશાલી પુરૂષોનો જે સહવાસ, તે સહવાસ કરનારા પુરૂષના અંતરાત્માને પવિત્ર કરેછે. પુણ્યે કરી તેજસ્વી એવા પુરૂષની પાસે પરાક્રમ કદાપિ થોડું હોય; તોપણ જેમ સૂર્યના અગ્રભાગે ધરેલું દર્પણ અત્યંત પ્રકાશ કરેછે, તેમ તે પરાક્રમ પણ અત્યંત સ્ફુરણ પામે છે. વળી પૂર્વદિશાસંબંધી વાયુની સાથે જે મૈત્રિ તે મેઘને જેવી શ્લાઘનીય (વખાણવા યોગ્ય) છે; અર્થાત્ પૂર્વદિશાના વાયુનાયોગે મેઘ જેમ વૃદ્ધિ પામેછે, તેમ ઉત્તમ પુરૂષોની સાથે જે મૈત્રી, તે પરમ કીર્તિ પમાડે છે. એ માટે ધર્માત્મા ધર્મના અંશથી ઉત્પન્ન થએલો જે યુધિષ્ટિર, તેની સાથે તારે સહવાસ કરવો યોગ્ય છે. હે બુદ્ધિમાન્ કર્ણ, પાપજન્મ એવો જે દુર્યોધન–તેની સાથે તારે સહવાસ કરવો યોગ્ય નથી. વળી કોઈપણ પ્રકારે કરી તું પણ કૌંતેય (કુંતીનો પુત્ર) જછે. એ

પ્રકાર જ્યારે હું અહિંયાં આવવા નિકળ્યો ત્યારે એકાંતસ્થળે મને કુંતીએ કહ્યોછે. કુંતીએ તારો ત્યાગ કરચો છતાં તું રાધાને પ્રાપ્ત થયો, અને તે રાધાએ તારૂં પુત્ર પ્રમાણે પાલન કરચું, એટલે તું રાધેય થયોછે. પરંતુ વિદૂર નામક પર્વત ઊપર ઉત્પન્ન થયા વિના બીજે ઠેકાણે ઉત્પન્ન થએલા મણીનું વૈદૂર્ય રત્નના મૂલ્ય જેટલું મૂલ્ય પ્રાપ્ત થતું નથી; તેમજ તું રાધાસુત હોતતો તને આ સામર્થ્ય પ્રાપ્ત થયું ન હોત. એ માટે હે સુંદર શ્રેષ્ઠ, તું પાંડવોનો સહોદર કૌંતેય (કુંતીપુત્ર) છે. માટે તને તે બંધુઓની પાસે સાંપ્રતકાળે જવું યોગ્ય છે. અને તેજસ્વી પુરૂષોમાં શ્રેષ્ઠ એવા પાંડવોની સંગતિ તેં કરી છતાં યુધિષ્ઠિર, પોતાના સુદ્ધાં પોતાના બંધુઓ એજ કોઇએક મુક્તાલતા-તેનો તને નાયક કરશે. અર્થાત સર્વે પાંડવોમાં રાજ્યાદિકવિષે તું મુખ્ય અધિકારી થઈશ.

એવું ભાષણ કરી કૈટભદૈત્યનો નાશ કરનાર શ્રીકૃષ્ણ, પ્રીતિયુક્ત છાના રહ્યા છતાં જેનું મુખ હાસ્યરૂપ કાંતીએ શુભ્ર છે એવો કર્ણ, કૃષ્ણના કાનપ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યો.

કર્ણ—હે નીતિલતાકંદ ગોવિંદ, (નીતિરૂપલતાના કંદરૂપ) જે તમે ભાષણ કરચું તે સત્ય છે. દુર્યોધનની સાથે અત્યંત મૈત્રી એ મને અયોગ્યજ છે. કારણ, કોઈ દિવસ પણ મલયાચળ સંબંધી વાયુ, હેમંતઋતુને સ્પર્શ કરેછે શું? કિંવા ઐશ્વર્ય છે તે દારિદ્રની સાથે સમાગમ કરેછે શું! પરંતુ દુર્યોધને મારૂં સુતપણું ચિંતન કરી શ્વેત છત્રે કરી પવિત્ર એવું ભૂપતિપણું મને સમર્પણ કરચું: તે સમયેજ નિષ્કપટ એવો જે હું-તેણે પણ તે દુર્યોધનવિષે આ જન્મપર્યંત મિત્રતાનો સ્વિકાર કરચો. અને એવું મેં કહ્યું છે કે, "હે દુર્યોધન, આ મારો પ્રાણ છે તે હવે તારોજ છે, માટે તારી મરજી હોય ત્યાં તું લેજે. અર્થાત. તું આ કર્ણને પ્રાણદાન પર્યંત જે આજ્ઞા કરશે તે અન્યથા થનાર નથી." ઇત્યાદિ ભાષણે કરી અને નાનાપ્રકારના ઉપકારે કરી આ આત્મા, આજપર્યંત આર્દ્રતાને પમાડેલો તે, સાંપ્રતકાળે વિશેષે કરી સહન કરવાને અયોગ્ય એવા અપરાધરૂપ ધૂળે પંકિલ કરવો તે કેવી રીતે કરવો? અર્થાત, પંકિલ કરાય નહીં. એ દુર્યોધનનો ત્યાગ કરી ધર્મરાજાનો આશ્રય કરચો એટલે અત્યંત મિત્ર એવો જે હું-તેનેવિષે તે દુર્યોધનનો વિશ્વાસ શો ઉપયોગી પડનાર છે! અને મારી મિત્રતા પણ તેને શા ઉપયોગની? એ માટે એવું કરતાં તો કાકોલ વિષ, સર્પ, વરાહ અને કોકિલ-એઓના સરખી મારીપણ નિંદ્ય સ્વભાવની અપકીર્તિ સર્વે જગતમાં નિરંતર અમાવાસ્યાની રાત્રીને કરનારી થશે. એમાં કાકોલવિષ-તે જેમ નિરંતર પ્રાણહારક, સર્પ છે તે કોઇક દિવસ પણ પોતાના દુધ પાનાર ધણી સુદ્ધાંને દંષ કરનારો, વરાહ તે સ્વેચ્છાચારી અને દુષ્ટ સ્વભાવનો થઈ વખતે પોતાની સ્વજાતીને પણ મારેછે અને કોકિલ છે તે-પોતાના બાળકનો ત્યાગ કરેછે ત્યારે તે બાળકનું કાગ, પોષણ કરેછે; પછી તે મોટું થયું એટલે કાગની પાસેથી ઉડી પોતાની જાતી ભેળુ મળી જઈ ઉલટો કાગનો દ્રોહ કરેછે; તેમ મેં દુર્યો-

ધનનો ત્યાગ કર્યો છતાં મારી અપકીર્ત્તિ, નિરંતર અમાવાસ્યાની રાત્રી જેવી પ્રકાશ રહિત છે તેવી થશે. (એવો ભાવાર્થ) એ માટે જો કે દુર્યોધન ન્યાયરહિત છે તોપણ એ દુર્યોધનના કાર્યને માટે યુદ્ધભૂમિમાં હું મારો દેહ અને પ્રાણ એઓનો ત્યાગ કરીશ. હે કૃષ્ણ, વાયુએ અનુગ્રહ કરેલો એવો અતિશય પુષ્પોનો સુગંધ જેમ, દિશાઓને વ્યાપ્ત કરી નાખેછે; તેમ તમે ધર્મરાજાનો અંગીકાર કર્યો છે તો તે ભૂમિનો ઉપભોગ કરશેજ. અને જો મેં પરિત્યાગ કર્યો તો તે દુર્યોધન અત્યંત નિરાશ થશે. કારણ, વાયુએ પરિત્યાગ કરેલા અગ્નિની સ્થિતિ કેવી થાયછે? અર્થાત્ તે નહીં સરખો થાયછે. જેઓનો અસ્થિસમૂહ, મિત્રકાર્ય માટે યુદ્ધનેવિષે શત્રુ સૈન્યના સંમર્દે કરી તે સૈન્યને ધૂળ ભેગા કરતા નથી એવા પૃથ્વીને ભારભૂત શરીરના અવયવે કરી શું ઉપયોગ છે? એ માટે મિત્રના સ્નેહે કરી લિપ્ત થએલો અને યુદ્ધસંબંધી રેણુએ રગદોળાએલો તથા ખડ્ગધારાએ કરી નાહેલો એવો આ આત્મા, ધન્યપુરૂષનોજ શુદ્ધ થાયછે. તે માટે ધર્મરાજાની સાથે મિત્રતા કરવાવિષે મને તમે કાંઇ પણ કહેશો નહીં. તમારા સરખા મહાત્મા છે તે સર્વના હૃદયનો અભિપ્રાય જાણનારા છે. વળી હે કૃષ્ણ, મારી માતા જે કુંતી—તેને મારી વંદના કહીને મારો નિરોપ પણ નિવેદન કરજો કે, "હે માતા, તારા ચારપુત્રોનું આયુષ્ય હું હરણ કરનાર નથી. મારૂં મન બાળપણથી કોઇપણ કારણ માત્ર અર્જુનનેજ જીતવાની ઇચ્છા કરેછે; અને યુદ્ધનેવિષે તેને મારવાની પણ ઇચ્છા કરેછે; તે માટે હે માતા, તારા પાંચજ પુત્ર નિરંતર રહેશે. તે એવી રીતે કે કર્ણ, મરણ પામ્યો છતાં સાર્જુન (અર્જુન સહિત) પાંચ અને અર્જુન મરણ પામ્યો છતાં સકર્ણ (કર્ણ સહિત) પાંચ.

એ પ્રમાણે ભાષણ કરનારા અને સત્યપ્રતિજ્ઞ એવા તે કર્ણને આલિંગન કરી વિલસિત થયોછે વિસ્મય જેને એવા કંસારાતિ કૃષ્ણ, તે કર્ણને પાછો ફેરવતા હવા. પછી વિદુરના ઘરનેવિષે શમરૂપ સમુદ્રમાં નિમગ્ન અને જેના હૃદયનેવિષે આનંદ નૃત્ય કરેછે એવા પાંડુરાજા પ્રત્યે કમળનેત્ર કૃષ્ણ અવલોકન કરતા હવા. ત્યાર પછી પોતાના આગમનનો વૃત્તાંત, નિદાન પાંચગામ માગવાનો ઠરાવ અને તે પણ દુર્યોધનાદિકે કબુલ નહીં રાખતાં યુદ્ધનોજ ઠરાવ નક્કી થયો, એ સર્વ, પાંડુરાજા આગળ કૃષ્ણ, નિવેદન કરતા હવા. તે સમયે શમરૂપ અમૃતસમુદ્રનું શોષણ કરનાર વડવાનળ સરખો પ્રકોપ ધારણ કરનાર પાંડુરાજા બોલ્યા.

પાંડુ—મારો કોપ એજ કોઇએક પ્રબલ સમુદ્ર થઈ કૌરવરૂપ પર્વતોને અત્યંત બુડાડતો છતાં શસ્ત્રાસ્ત્રરૂપી યુદ્ધનો ઠરાવ છે.—તે ઠરાવજ એ સમુદ્રનો સેતુરૂપ થયો. અર્થાત્ મેં ક્રોધે કરી સર્વ કૌરવોનો સંહાર કર્યો હોત પણ હવે આ યુદ્ધનોજ ઠરાવ થયો એટલે તેઓ હવે મરશેજ. એ માટે હે કૃષ્ણ, તે કુંતીપુત્રોને મારી આ પ્રમાણે વાણી કહેજો કે "તમારો જો મારા યોગે જન્મ થયો છે

તો તમે ભયભીતથશો નહીં. વળી તમોને યુદ્ધનેવિષે બાંધવોના સ્નેહેકરી વિહ્વળતા પ્રાપ્ત ન થાઓ. બંધુઓનેવિષે જો કે પ્રેમ કર્તવ્ય છે; તથાપિ તે બંધુઓ, સર્વસ્વનો નાશ કરતાં છતાં તેઓનેવિષે પ્રેમ કરવો નહીં. આપણા સ્થાનનું આક્રમણ કરવા સારૂં નિષ્ઠુર એવા બંધુઓને પણ યુદ્ધનેવિષે મારવાજ. કારણ સૂર્ય છે તે, આકાશનેવિષે વ્યાપનારા અન્ય ગ્રહોનો અત્યંત નાશ કરેછે. જે ક્ષત્રિ, પોતે જીવતાં છતાં તેની ભૂમિ, શત્રુએ હરણ કરી જાયછે, તે ક્ષત્રિ છે શું? જેના કંઠઉપરના કેશ તોડી નાખ્યા છે એવો જીવતો રહેનારો સિંહ તે શું સિંહ છે? પુરૂષના જીવતાં છતાં, શત્રુઓ પરાભવ પામીને પણ જીવતા રહેછે; તે પુરૂષના કરતાં તો જે ઊદક (પાણી) નો ગ્રાસ કરેછે તે ધૂળપણ શ્રેષ્ટ છે. અને જે સૂર્યના કિરણસ્પર્શે કરી અત્યંત જ્વલન પામેછે તે પાષાણ (સૂર્યકાંતાદિક) પણ શ્રેષ્ટ છે; પરંતુ જે પુરૂષ, શત્રુએ તેનો પરાભવ કરચો છતાં પણ ક્ષમા ધારણ કરનારો થાયછે તે પુરૂષજ નથી. એ માટે હે વત્સો, તમે યુદ્ધ સમયે શાંતીનો પરિત્યાગ કરી યુદ્ધ એજ મહોત્સાહછે એવું માની, શત્રુએ હરણ કરેલી પૃથ્વીને કીર્તિની સાથે પાછી લો." હે કૃષ્ણ બીજું શું કહું? શત્રુઓના નાશકર્મનેવિષે અતિ નિપુણ એવા તમે સહાય છતાં પાંડવોને દુર્જય પ્રાપ્ત થનાર નથી.

એ પ્રમાણે, તીવ્ર કોપેકરી જેનાં નેત્રો આરક્ત થયાંછે, એવા પાંડુરાજાએ ભાષણ કરચું છતાં સર્વ શત્રુઓને તૃણતુલ્ય માનનારા એવા કૈટભારાતિ કૃષ્ણ બોલ્યા.

કૃષ્ણ—હે રાજન, શત્રુના જયવિષે તમને સંશય પ્રાપ્ત થવો ન જોઇએ. આજપર્યંત તમારા પુત્ર યુધિષ્ટિરે પોતાની કૃપાએજ તે શત્રુઓનું રક્ષણ કરચું. પરંતુ ધર્મરાજ જો કોપાયમાન થાયતો કૌરવોનો નાશ થતાં કેટલીવાર? વનમાં મહા દાવાનળ પ્રદીપ્ત થયો છતાં મોટાં વૃક્ષો પણ ત્વરિત ભસ્મરૂપ થાયછે; પછી તૃણની શળીઓની તે શી ગણતી? હે રાજંન, તે વાત એક કોરે રાખો. પરંતુ તમે મારી સાથે દ્વારકાંમાં આવવા માટે યોગ્ય છો. કારણ, તમારા પુત્રો, તમારા વિયોગેઆતુર થઈ અત્યંત દુઃખિત થઇને રહેલા છે.

કમળનાભ એવા કૃષ્ણે એવું ભાષણ કરચું છતાં ફરી પાંડુરાજા, આ પ્રમાણે ભાષણ કરવા લાગ્યા.

પાંડુ—હે હરે, તમે સહાય છતાં મારા પુત્રોને વિજય દૂર નથી. સહજ વિજય પ્રાપ્ત થશે. એ માટે જેઓએ શત્રુઓના સમુદાયને વિદ્ધંશ કરચા છે, જેઓએ નવિન વિજય સંપત્તિ વરી છે અને જેઓને રાજ્ય પ્રાપ્ત થયું છે એવા તે મારા પુત્રોને હું ફરી જોવાની ઇચ્છા કરૂંછું. અન્યથા કરતો નથી. એ માટે તમેજ ઉતાવળે દ્વારકાં પ્રત્યે જઇને યુદ્ધનેવિષે શત્રુઓને જીતીને પોતાના બંધુઓ જે પાંડવો—તેઓને ફરી તેમની સામ્રાજ્ય સંપત્તિ આપો.

એ પ્રમાણે ભાષણ કરનારા વિચિત્રવીર્યના પુત્ર જે પાંડુરાજા—તેમની આજ્ઞા લેઇને તત્ક્ષણ કૌરવોવિષે કોપાયમાન એવા દ્વારકાંપતિ કૃષ્ણ ઉતાવળે દ્વારકાં પ્રત્યે ગમન કરતા હવા. તે દ્વાર-

કામાં જઈ એકાંત સ્થળે તે કૃષ્ણ, હસ્તિનાપુરમાં થએલી સર્વ કથા બંધુસહિત ધર્મરાજાને કથન કરવા લાગ્યા. તે સાંભળીને સર્વ પાંડવો મહા આનંદને ધારણ કરતા હવા. કારણ, જેઓના બાહુઓ, પરાક્રમયુક્ત છે એવા પુરૂષોને નજીક પ્રાપ્ત થનારૂં યુદ્ધ, એ મહા ઉત્સાહજ છે. પછી કૃષ્ણની આજ્ઞાએ, જેઓનું બાહુપરાક્રમ અતિ વિકસિત છે એવા સૈનીકલોકોએ સેના સજ્જ કરવાનો આરંભ કરચો. દંતપ્રહાર, શૂંઢપ્રહાર અને દેહપ્રહાર—એ જેમાં મુખ્ય છે એવું યુદ્ધને યોગ્ય જે કર્મ તે, મહાવતોએ હસ્તિઓને અધ્યાપન કરાવ્યું. અર્થાત્ એવી યુદ્ધની કવાયત્ મહાવતોએ હાથીઓને શિખવી. તેમજ અશ્વોને યુદ્ધાંગણનેવિષે સંચારાદિક જે કર્મ તે કર્મને શિખવાડવામાં જે ઉત્તમ પુરૂષ, અર્થાત્ ચાબુકસ્વાર—તેઓ, યુદ્ધને માટે યોગ્ય એવા માર્ગમાં અશ્વોના ગમન પ્રકારને રચતા હવા. તેમજ કેટલાક સૂતારો, રથોના રક્ષણ સારૂં તે રથમાં લોહ અથવા કાષ્ટનાં આવરણ, અક્ષ, ધૂસરાં, ચક્ર અને દ્વજપ્રમુખ સારી રીતિએ સ્થાપન કરવા લાગ્યા. અને કેટલાક નવાજ રથ બનાવવા લાગ્યા. તેમજ કેટલીએક પદચારી સેનાને માટે સૂવર્ણના અક્ષરોએ ચિન્હિત કરી આપેલાં શસ્ત્રાસ્ત્ર-તે અમુક સ્થળે ઉત્પન્ન થએલાં, એ અમુક જાતનું છે, એ આવું પાણીદાર છે અને અમુક સમયે એનો પ્રયોગ કરવો-વિગેરે તે શસ્ત્રાસ્ત્રમાંજ લખેલું, એવાં શસ્ત્રાસ્ત્ર આપ્યાં. તેમજ સંપૂર્ણ મંડળીક રાજાઓ ત્વરાએ આવે એટલા માટે રાજાના આપ્તદ્વારપાળોએ રાજાના આદેશ નિકળવા લાગ્યા. અર્થાત્, દ્વારપાળો, ધર્મરાજાની આજ્ઞા સર્વ મંડળીક રાજાઓને સંભળાવવા લાગ્યા. તે સમયે પર્વતો, નદીઓ અને વન એણે કરી યુક્ત એવા જંગલસ્થળથી રાજાઓના સમુદાયે, કરીર લીંબડો ઈત્યાદિક વૃક્ષોના પલ્લવોના ભક્ષણે કરી હર્ષયુક્ત થએલા એવા પોત પોતાના ઊંટ સમુદાય આણ્યા. ગોળા, ઘોડાના કિંવા હાથીઓના રક્ષણાર્થે લોખંડનાં કવચ, ખોગીર, દેહેરા, રાકેટીઓ અને કવચાદિક-એ સર્વ, રાજગૃહનેવિષે નિર્માણ કરવાસારૂ કારીગર લોકોએ આરંભ કરચો. કેટલાએકપુરૂષોએ મૂર્તિમાન ગર્વજ હોયના! એવા પોઠીઆઓને ધૂળની ગુણોએ દમન કરચા. અર્થાત્ યુદ્ધ સમયે તે પોઠીઆઓ બંદુકોના કિંવા તોપના અવાજે ભડકે નહીં અને જ્યાં માલ ભરી લઈ જવા હોય ત્યાં જાય તે સારૂ પ્રથમ તેઓની ઊપર ધૂળની ગુણો ભરી બંદૂક અને તોપોના અવાજ સાથે તેઓને અભ્યાસ કરાવ્યો. કેટલાક, વિક્રય કરવામાટે યોગ્ય એવા પદાર્થોનો સંગ્રહ કરનારા, કેટલાક, શકટાદિકનો વિક્રય કરનારા અને કેટલાક વ્યાપારી નાનાપ્રકારનો વ્યાપાર કરવાસારૂં સિદ્ધ થયા. જેનાં હરિણસરખાં નેત્રોછે એવી કેટલીએક વારાંગનાઓ પોતપોતાના તંબુઓમાં પલંગ, ગાદી અને ઉસીકાં વિગેરે ગ્રહણ કરી સેનામાં જવા માટે સજ્જ થઈઓ.

श्लोक.

इति सर्वतः पुरनिवासिजनः कटकप्रमाणरभसाकुलितः ॥
निजकर्म तत्तदचिरं रचयन्नभवद्भृशं प्रमदपल्लवितः ॥ १ ॥

અર્થ—એ પ્રમાણે સર્વ ઠેકાણે સૈન્યના પ્રમાણવિષે એટલે સૈન્યના યથાર્થ જ્ઞાનને માટે ઉતાવળે વ્યાપ્ત થએલા નગરમાં રહેનારા લોકો પોતપોતાનાં કામ ત્વરાએ કરતા છતા અત્યંત હર્ષે કરી પલ્લવિત થયા.

હરિગીત છંદ.

નિકળી વિપત્તિ સમુદ્રથી નિજરાજ્ય પાછું આપવા,
ઝટ દૂત મોકલિ હસ્તિનાપુર, કાવ્યું ક્લેષજ કાપવા;
નવ માન્યું દૂત કથન કર્યું તવ, કૃષ્ણ દૂત બની સ્વતાં,
દુર્યોધને નવ માન્યું તોય અનેક વિધ સમજાવતાં. ૧.

છેવટ હવે અરિરૂપ કરિ સમુદાયને સંહારવા,
સજ થાય પાન્ડુ તનયરૂપી હરિ, જગતકીર્તિ પ્રસારવા;
શ્રીમન્મહા વિદ્વાન કવિ મલધારિ દેવ પ્રભસૂરિ,
રચનાર આ પાન્ડવ ચરિત્ર પવિત્ર રચના માધુરી. ૨.

ગુણ ધામિની ગિરવાણિમાંથી, ગુર્જરી ભાષા વિષે,
આ કીધું ભાષાંતર યથા મતિ, સુજ્ઞને શુભ જો દિસે;
તો દોષ કેશ કોષની કરીને ક્ષમા મનમાં સહી,
ધારણ કરી ગુણ હંસનો ગુણ માત્રને લેશો ગ્રહિ. ૩.

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचारित्रे
महाकाव्ये द्रुपद पुरोहित संजय विष्णु दूत्य वर्णनो
नाम एकादशः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ ११ ॥

## અથ દ્વાદશ સર્ગ પ્રારંભ:

ત્યારપછી અન્ય દિવસે પરાક્રમયુક્ત ગજસમુદાયને ધારણ કરનારો અર્થાત્ પરાક્રમયુક્ત એવા ઘણા હાથીઓને પોતાની સાથે લઇને સશોક નામનો જરાસંધનો દૂત દ્વારિકાંપુરિમાં આવ્યો. સાલનામક મત્સ વિશેષના સ્ખલને કરી ચંચળ અને ઉત્તુંગ એટલે મોહોટા તરંગોના યોગે કરી સુશોભિત એવા, આસપાસ વેષ્ટિત સમુદ્રનેવિષે જાણે શ્રમરહિત દૃષ્ટિ સમર્પણ કરીછે, સમુદ્રના તરંગોએ આણેલીઓ અને ઊઘડેલીઓ સીપોમાંથી મુક્ત થએલાં મોતીઓના ચિન્હોએયુક્ત વેદિકા જેને વિષે છે એવા સૂવર્ણના કોટનેવિષે પોતાના નેત્રોએ અત્યંત અવલોકન કરતાં છતાં સમુદ્ર તીરના ઉપવન સંબંધી વાયુએ જેનો માર્ગ સંબંધી શ્રમ નાશ કર્યો છે, અને આશ્ચર્યના યોગે કરી પરવશ થએલો એવો તે દૂત, દ્વારકામાં પ્રવેશ કરતો હવો. જેનેવિષે સર્વ મંદિરો સુવર્ણમય છે એવી તે દ્વારકાંને જોઈ બુદ્ધિમાન તે દૂત, ઇંદ્રપુરીને પણ તૃણતુલ્ય માનવા લાગ્યો. વળી તે પુરીની બજારોનેવિષે કોટ્યાવધિ રત્નોના સમુદાયને અવલોકન કરી સંતુષ્ટ થઈ, "રત્ન સંપત્તિએ પુષ્ટ થએલો આ રત્નાકર વ્યર્થ છે." એવો શોક કરવા લાગ્યો. અર્થાત્ "આવડો રત્નસમૂહ આ રત્નાકરમાં પણ દેખાતો નથી" એવું માનવા લાગ્યો. ત્યારપછી અક્ષોભ્ય જેઓમાં મુખ્ય છે એવા ભાઇઓએ પરિવેષ્ટિત અને નેમિ, મહાનેમિ, બળરામ અને કૃષ્ણ પ્રમુખ પુત્રોએ યુક્ત, નમસ્કાર કરનારા માંડળીક રાજાઓના મસ્તકનેવિષેની માળાના મકરંદે કરી જેની પાદ પીઠ સુગંધયુક્ત છે, વારાંગનાના હસ્તકમળે રહેલા ચામરે કરી જેને વાયુ ઢોળાય છે એવો, અને રત્નસિંહાસન ઊપર બેસનારો, જાણે બીજો ઇંદ્રજ હોયના? એવા સમુદ્રવિજયરાજાને તે સશોકનામનો દૂત, સભામાં અવલોકન કરતો હવો. પછી તે, પૃથ્વી ઊપર રહેનારો સૂર્યજ હોયના! એવા જરાસંધનો સાક્ષાત્ પ્રતાપજ હોયના! એવો તે સશોક નામનો દૂત, ગર્વરૂપ ચંદ્રનો નાશ કરવા માટે અમાવાસ્યારૂપ પર્વજ હોયના! એવો જે રાજાનો સમિપભાગ-ત્યાં એ દૂત પણ બેસતો હવો. અને પોતાના મસ્તકરૂપ માણિક્યે આરતી કરી અર્થાત્ વંદન કરી, ઊંચુ જોઇને તે દૂત, યાદવવંશમાં કૌસ્તુભતુલ્ય એવા તે સમુદ્રવિજયરાજા પ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યો.

સશોક—હે રાજન, જેણે પોતાના મહાત્મે કરી મેરૂ પર્વતનો તિરસ્કાર કર્યો છે અને કીર્તિસંપાદન કરનારાઓમાં ઇંદ્રસરખો, એવો મગધદેશનો રાજા જરાસંધ, તમોને આ પ્રમાણે કહેવાનું મને કહેછે કે "ગાયોનાં દુધનું પાન કરી જેમના બાહુ અતિ પુષ્ટ થયાછે, એવા બે છોકરા તમારા રાજ્યમાં છે; તેઓએ નિર્દય ચિત્તવાળા થઇ મારા જામાત્ર (જમાઇ) કંસને માર્યો; તે અપરાધરૂપ પવને કરી પ્રેરિત થએલો એવો માહારા મનરૂપી અરણ્યમાં યદુવંશનો સંહાર કરનારો કોપાગ્નિ ઉત્પન્ન થયો છતાં, પોતાના પતિનો નાશ થવાથી અતિશય રૂદન કરનારી મારી

પ્રિયપુત્રિ જીવયશાના નયનાશ્રુરૂપ પાણીના પૂરે, તે અગ્નિનેવિષે ઘૃતનો ઘડો રેડ્યા સરખુ આચરણુ કર્યું. તે કારણથી હું પોતેજ સેના સજી તૈયારી કરતો હતો, તે જોઇ મારો કાલ નામનો પુત્ર મારી પ્રત્યે બોલ્યો કે "હે તાત, મારા જેવો પુત્ર છતાં તમો પોતે યુદ્ધની તૈયારી કરોછો એ શું? હરણોનો પ્રાણહરણુ કરવા માત્ર હુંકાર શબ્દ એજ અતિ સમર્થ છતાં તેઓને મારવાને સિંહ પોતેજ સજ્જ થાયછે કે શું?" એવાં પુત્રનાં વચન સાંભળી મેં તેને આજ્ઞા આપી; એટલે તે, ક્રોધે કરી આવેશાધિન થઈ હસ્તિઓને મારવા સિંહ જેમ ધાયછે તેમ તમોને મારવા સારૂં ધાયો. ત્યારપછી એ શત્રુ પ્રાપ્ત થયો છતાં તમે ભયે કરી પલાયન કરી ગયા. કારણુ, વસંતઋતુ પ્રાપ્ત થઈ છતાં શિશિરઋતુમાં પ્રિય લાગનારો અગ્નિ તે સમયે પ્રિય લાગેછે શું? હવે જો પણુ તમે નાશી ગયા તોપણુ ક્રોધે કરી અંધપણું પામનારો મારો પુત્ર તમારી પછવાડે ધાયો. એવી રીતે દોડતાં દોડતાં કેટલાએક દિવસ વીતી ગયા પછી તેના દૂત આવી તેને એવું કહેવા લાગ્યા કે "હે રાજપુત્ર," આગળ જતાં અમોએ એક પર્વત જોયો; તે પર્વતની આસપાસ કોઇએક સેનાનો પડાવ જોયો; પરંતુ તે સેનાસ્થાનમાં રથ, ઘોડા અને પાયદળાદિક પરિવાર કોઈપણુ હતો નહીં; પણ તે સ્થળે ભયંકર અને પ્રદીપ્ત થએલી જ્વાળાએ કરી જટિલ એવી અનેક ચિતાઓ અમે જોઇઓ." એવાં તે દૂતોનાં વચન સાંભળી માહારો પુત્ર તેમની સાથે તે સેનાસ્થાનમાં ગયો. ત્યાં યદુઓનાં નામ લઈ લઈ અત્યંત દુઃખિત થઈ કોઇ વૃદ્ધ સ્ત્રી રૂદન કરતી હતી, તેને જોઈ મારાપુત્રે તે સ્ત્રીને પુછ્યું કે હે ભદ્રે, "તને આ મહાસંકટ શું પ્રાપ્ત થયુંછે!" તે સમયે ઘણાં અશ્રુઓ જેના નેત્રોમાં આવી ગયાં છે એવી તે સ્ત્રી બોલી કે "હે ભાગ્યશાળી, સાંભળ-કાળ નામક, જરાસંધના પુત્રથી ભય પામેલા સમુદ્રવિજય રાજાએ આ ચિતામાં પ્રવેશ કર્યો, આ ચિતામાં વસુદેવે પ્રવેશ કર્યો, આ ચિતામાં બળરામે અને કૃષ્ણે સાથે પ્રવેશ કર્યો અને બીજા સંપૂર્ણ યાદવોએ આ જૂદી જૂદી ચિતાઓમાં પ્રવેશ કર્યો-હું કૃષ્ણની સગી બહેન છું અને મારો વિચાર પણુ, આ ચિતામાં પ્રવેશ કરવાનોછે." એવાં તે વૃદ્ધાનાં વચન સાંભળી તે મારો પુત્ર બોલ્યો કે મેં મારા પિતાની પાસે એવી પ્રતિજ્ઞા કરીછે કે "યાદવો ગમે ત્યાં ગયા હશે તોપણુ તેઓને હું તમારી પાસે લાવ્યા વિના રહીશ નહીં. માટે તેઓને અગ્નિના ઊદરમાંથી પણ આકર્ષણુ કરૂંછું" એવું બોલી મહાક્રોધે કરી મૂઢ ચિત્તવાળો, મૃત્યુનું ચિંતન નહિં કરી "હે દેવ, ચિતામાં ન પડશો, ન પડશો" એવી રીતે ઊંચસ્વરે તેના સૈનીકોએ નિવારણુ કર્યું છતાં પણ આસપાસ ખડ્ગ ફેરવતો, બળરામ અને કૃષ્ણની ચિતાનેવિષે પ્રવેશ કરતો હવો. તે સમયે તે તત્ક્ષણુ બળી ભસ્મ થયો. પછી તેના શોકે કરી વ્યાકુળ થએલા સૈન્યે મારાથી ભયભીત થઇને પણ ત્યાંથી આવી તે સર્વ વૃત્તાંત મને કહ્યો. પુત્રનો નાશ સાંભળી મારા અંતઃકરણમાં શોક-

સાગર તરંગિત થયો, પરંતુ શત્રુઓ પણ બળીને ભસ્મ થયા એવું જાણીને અનુક્રમે મારો શોક શાન્ત થયો. અને મારી પુત્રિ જીવયશા—તે પણ વૈરનું નિર્યાતન થયું એવું જાણીને પછી પોતાના પતિને, પોતાના બંધુને અને તમોને જળાંજળિઓ આપી સુખી થઈ. ઘણાક દિવસ વીત્યા પછી કેટલાએક વણિકો, રત્નકંબલાદિક સુંદર માલ લેઇને મારા નગરપ્રત્યે આવ્યા, અને જીવયશાની પાસે આવી તે વણિકોએ તે રત્નકંબલાદિક સર્વ માલ દેખાડ્યો. તે માલનું ઘણુ મુલ્ય જીવયશા પોતાના મનથી કરવા લાગી અને તે સઘળો માલ પોતે ખરીદ કરી તેનું મુલ્ય આપવા લાગી છતાં તે મૂલ્યે કરી અસંતુષ્ટ થઈ તે વણિકો ખેદ કરીને બોલ્યા કે "હે રાજપુત્રિ, પૂર્વે આ માલ, દ્વારકાંમાં રહેનારા લોકોએ, તમે જે મૂલ્ય કર્યું તેના કરતાં અષ્ટગણા મૂલ્યે અતિ આગ્રહ કરી માગ્યો, તથાપિ તે કરતાં વધારે મૂલ્ય અમને અહિંયાં મળશે એવી ઈચ્છાએ અમે આ માલ અત્રે લાવ્યા. તો રાજા માત્રની પણ તે દ્વારકા નગરીજ શ્રેષ્ટછે, પરંતુ અર્દ્ધચક્રિ રાજ્યે યુક્ત એટલે જેમાં પ્રતિવાસુદેવ જરાસંધ રાજ કરેછે, પણ સંપત્તિરહિત એવી આ રાજગૃહ નગરી શ્રેષ્ટ નથી.

એવું તેમણે કહ્યું છતાં મારી પુત્રિ, વિસ્મયપૂર્વક દ્વારકાંનો વૃત્તાંત તેમને પૂછવા લાગી. તે સમયે તે વણિકો બોલ્યા કે "હે રાજપુત્રિ, તે દ્વારકાંપુરીને દેવોએ નિર્માણ કરેલીછે. જે નગરીમાં કોટ ઉપર બેસનારો મેઘ, સ્ખલને કરી તરંગો ઊંચા ઊડવા લાગ્યા છતાં સુખે કરી સમુદ્રના પાણીને ગ્રહણ કરેછે; એવડો મોહોટો તો જે નગરીને કોટછે. વળી જે નગરીનેવિષે ઊંચાં એવાં જે સુવર્ણનાં ઘરો—તે ઘરોની અગાશીઓમાં પ્રાપ્ત થએલો મેઘ, તે વિદ્યુતના ઉત્સંગમાં રેહનારા મેઘ સરખો અત્યંત પ્રકાશ પામેછે. રાત્રીનેવિષે સુવર્ણમય મંદિરોના સંગે કરીને ચંદ્રમા એવો તો પિતવર્ણવાળો જોવામાં આવેછે કે વિયોગી જનો તેને અગ્નિની ઉપમા આપેછે તે કાંઇ ખોટી નથી. વળી જયહાં સમુદ્રના કાંઠાના ઉપવનમાં વિહાર કરનારો પવન, કવાયત્ કરતી વખતે યદુકુમારોના દેહની ઉપર ઉત્પન્ન થએલા પરસેવાના બિંદુઓનું પાન કરેછે. અર્થાત સમુદ્રની પાસેના ઉપવનનો વાયુ, કવાયત્ કરનારા યદુકુમારોના પરસેવાને મટાડીને તેઓને આનંદ ઉત્પન્ન કરેછે. વળી જાણે દ્વારકાનગરીની, અતિ અદ્ભુત એવા રત્નરાશીને ગ્રહણ કરવાનેજ સેવા કરતો હોયના! તેમ તેની આસપાસ પરિવેષ્ટિત થઇને સમુદ્ર, તેની નિરંતર સેવા કરેછે. એવી તે દ્વારકાનગરીમાં, યદુવંશનેવિષે એક મોતીરૂપજ અને જેણે ઇંદ્રના મહાગર્વને પણ તુચ્છ કર્યોછે એવો સમુદવિજય નામે રાજા રાજ્ય કરેછે. તે રાજાનો ન્હાનો ભાઈ દિવ્યમૂર્તિ એવો વસુદેવ નામે છે. જેના ગુણો, દેવાંગનાઓના સમુદાયના જાગરણને માટે પૂર્ણિમાની રાત્રી સરખાછે. અર્થાત્ તેના ગુણસમુદાય, દેવાંગનાઓ નિરંતર ગાયછે.

તે વસુદેવને અનેક પુત્રોછે, પરંતુ તેઓમાં બે પુત્ર છે તે, આકાશનું ભૂષણ જેવો ચંદ્ર અને સૂર્યછે, તેમ યાદવવંશના ભૂષણરૂપછે. તે બેમાં મોટો, તે જગતમાં એ એકજ બળવાન માટે બળદેવ એવે નામે જગતપ્રસિદ્ધછે. જેના બાહુદંડોએ શત્રુઓના હૃદયનેવિષે બળ એ નામનું સત્ય, નિરંતર સ્થાપન કરચું છે. બીજા પુત્રનું નામ કૃષ્ણ છે. જેનો બાહુવૈભવ વીરોએ ઉપભોગ કરવા માટે યોગ્ય છે. જેનું અત્યંત તેજ એવું છે કે તે તેજ, સૂર્યના તેજનો પણ તિરસ્કાર કરેછે. ગોપાંગનાઓરૂપ વારપરિવારે વેષ્ટિત એવા જે કૃષ્ણ-તેની ક્રીડાનું સાક્ષી, કાલિંદીની તીરે પારસપીંપળાનું વૃક્ષજ છે. અર્થાત્ ત્યાં એણે ક્રીડાઓ કરેલી છે અને કેશી વિગેરેનો નાશ કરવાને તત્પર એવો જેનો પરાક્રમરૂપ અગ્નિ, એવો તો પ્રદીપ્ત છે કે અનેક વીરોરૂપ તૃણોનો ગ્રાસ કરચો છતાં તૃપ્તિ પામતો નથી. ચાણૂરમલ્લને મારવાસારૂં પ્રસ્થાન કરવાની ઇચ્છા કરનારા જે કૃષ્ણના બાહુ-તેનેવિષે ગોપીઓ કટાક્ષરૂપ કસ્તુરીએ સુવાસિત લેપ કરતી હવીઓ. વળી જેનો પરાક્રમરૂપ ભૈરવ, હાથમાં શક્તિ ગ્રહણ કરી જેણે સંપૂર્ણ પર્વતોને કંપાયમાન કરચા છે એવો નૃત્ય કરતો છતાં કંસનો કલ્પાંત કરતો હવો, અર્થાત્ સામર્થ્ય, એજ જેને પ્રિય છે અને કંપાયમાન કરચા છે સર્વ રાજાઓને જેણે એવું જેનું પરાક્રમ, તેણે કંસનો ઘાત કરચો. વળી સમુદ્રવિજયરાજા, તેણે "દ્વારામતીના રક્ષણમાટે સમર્થ છે" એવું જાણીને કૃષ્ણ તેને, દ્વારકાંનું રાજ્ય એજ કોઇએક સમુદ્ર-તેનેવિષે દેવતરૂપ કરતો હવો. અર્થાત્ દ્વારામતીનો સર્વ રાજ્યકારભાર કૃષ્ણનેજ સોંપ્યો છે: વળી પોતાની સંપત્તિએ કરી જેઓએ ઇંદ્રને પણ જીત્યો છે એવા અનેક યાદવો, જે દ્વારકાંમાં સંચાર કરે છે; એવી દ્વારકાં તમે કોઈ વખત સાંભળી નથી શું? તેઓનાં એવાં વચન સાંભળી "તે દુષ્ટ યાદવો હજીપણ જીવતા છે" એમ જાણી અનિર્વાચ્ય દુઃખ પામીને જીવયશા અત્યંત ખેદયુક્ત થઈ. પછી તે મારી સભામાં આવી, કેશ છૂટા મૂકી ઉંચસ્વરે રૂદન કરતી કરતી પૃથ્વી ઊપર પડી; અને સભામાં બેસનારા અમોને તે જીવયશા દ્વારકાંસંબંધી સર્વ વૃત્તાંત કહેવા લાગી, ને બોલી કે, "હે તાત, એ ક્રુર એવા યાદવોનો જો તમે સંહાર નહિં કરશો તો હું નિશ્ચયે અગ્નિમાં પ્રવેશ કરીશ." એવાં એનાં વચન તે, મારા અંતઃકરણમાં સુખે ઊંઘાયલા ક્રોધને જાગૃત થવામાટે મંગળધ્વનિ થયાં છતાં તે ક્રોધને ફરી શયન કરવા સારૂં મને એવી ચિંતા પ્રાપ્ત થઈ. "હા ધિઃક, યાદવો બળીને ભસ્મ થયા એવું મારા સૈનીકોએ મને કહ્યું પરંતુ અદ્યાપિ તેઓ તો જીવતા છે, એ તે શું આશ્ચર્ય વારૂ? અથવા તો યાદવો ભસ્મ થયાજ નથી. મારા ધારવામાં એમ આવેછે કે તે વૃદ્ધ સ્ત્રી, યાદવોના પક્ષપાતની કોઈ દેવિજ હશે; માટેજ તેણીએ મારા પુત્રને ચિતાગ્નિમાં ફસાવી પ્રાણત્યાગ કરાવ્યો. એમ થયું તો પણ તેણે શું થવાનું છે? અદ્યાપિ તે યાદવો કાંઈ દૂર નથી. તેઓના વધને માટે મારો ક્રોધ-એજ ગ્રીષ્મઋતુ સંબંધી તાપ-તે પ્રાપ્ત થયો છતાં નહાની તલાવડી

તુલ્ય તે યાદવો કેટલીકવાર ટકનારા છે? પરંતુ હવે તો મારા જમાઇને મારનાર એવા બળરામ અને કૃષ્ણને જો તમે મને અર્પણ કરશો તો તમારા કુળનેવિષે કલ્યાણરૂપ વલ્લિ ઘણાકાળ પર્યંત વૃદ્ધિ પામશે." એવું તમને કહેવા સારૂં સ્વામિ જરાસંઘે મને મોકલ્યો છે. એ માટે હે રાજન, પોતાના કુળનું કલ્યાણ થવા સારૂં તમે એ ગોપના પુત્રોને જરાસંધને આપો. કારણ જેમ મહા મુનિઓ, મોક્ષના આનંદને માટે વિષયાનંદનો ત્યાગ કરેછે; તેમ જે કુશળ પુરૂષછે તે મ્હોટો લાભ થવાનો હોયતો તેને ગ્રહણ કરતો છતો અલ્પ વસ્તુનો ત્યાગ કરેછે. પ્રતાપિ એવો સૂર્યપણ, જ્યારે અતિ બળવાન્ એવા હેમંતઋતુથી ઘેરાયછે ત્યારે પોતાના તેજનો ત્યાગ કરી દિવસ કાઢતો નથી શું? અથવા અતિ નીચ લોક છે તે પણ પોતાના ઊંટ સમુદાયમાંથી ખસયુક્ત ઊંટનો ત્યાગ કરી બીજાં ઊંટોનું દુઃખ ટાળતા નથી શું! માટે હે રાજન, તમે એ ગોપબાળકોને સમર્પણ કરી તમારૂં કલ્યાણ કરો. પોતાના સ્વામિના પરાક્રમેયુક્ત એવાં તે દૂતનાં વચન સાંભળી કિંચિત્ કોપે કરીને જેનું મુખ પીતવર્ણું થઈ ગયું છે એવો તે સમુદ્રવિજય રાજા બોલ્યો.

સમુદ્રવિજય—હે દૂત. તારા પ્રભુની આ વાણીની યુક્તિ અતિ સુંદરજછે. તું પણ અમારૂં કાંઇ પણ અહિત બોલ્યો નથી. વળી ઘણે દૂર, પોતાના મિત્રવર્ગી રાજાઓના આશ્રયમાં જઇ રહેનારા અપરાધીઓને મિત્રવર્ગી રાજા પાસેથી માગવા એ પણ ક્ષત્રિવંશમાં ઉત્પન્ન થએલા રાજાને અયોગ્ય નથીજ, પરંતુ તારો સ્વામિ જો મિત્રતાએ મારી પાસેથી તેઓને માગતો હોયતો તેઓને આપવાને કાંઇ અડચણ નથી. કારણ, જે મ્હારી પાસેછે તે સર્વ માહારા મિત્રોનુંજછે એવું હું સમજાુછું. પણ જો તે તારો સ્વામિ, સજ્જનપણાનો ત્યાગ કરી બળાત્કારે બળરામને અને કૃષ્ણને માગેછે, એ તો અત્યંત અયોગ્યછે. પાપાત્મી પુરૂષોને રાજાઓએ અવશ્ય શાસન કરવું જોઇએ. એ માટે બાળહત્યા કરનારો અને ઉદ્ધત એવા કંસનો, બળરામની સહવર્તમાન કૃષ્ણે વધ કર્યો તેનું તારા પ્રભુનેજ શામાટે ખોટું લાગ્યું. અરૂણે અંધઃકારનો નાશ કર્યો છતાં તે સૂર્યના કલ્યાણસારૂ હોતો નથી શું? તેમાં તે રામકૃષ્ણને ગોપ બાળક એવું કહિને નિંદા કરનારો અને બાહુદંડના બળે કરી, દુર્મદ થએલો એવો તે જરાસંધ રામકૃષ્ણને મારવાની ઇચ્છા કરેછે, પરંતુ એ ગોપબાળકનું જે સામર્થ્ય; તે સામર્થ એ જાણતો નથી. જ્યાં સુધી વૃક્ષ બળીને ભસ્મ થયું નથી ત્યાં સુધી અગ્નિનો પ્રતાપ તે વૃક્ષ શું જાણે? એ માટે જેમ દુષ્ટ ઊંદરાદિકોનો નાશ કરનારા સર્પની નિંદા કરી તેના પરાભવની ઇચ્છા કરનારો દેડકો પોતાના જીવની હાની કરેછે, તેમ તે જરાસંધ, મરણ પામેલા કંસને પોતાના આયુષ્યની જળાંજળિ દેવાની ઇચ્છા કરેછે. જમાઈ કંસ અને પુત્ર કાલ, એ બંને યમરાજના ઘરના અતિથિ થયા; તેઓ જે માર્ગે થઇને ગયા તેજ માર્ગે થઈ તારો પ્રભુ જવા માટે કાંઇ ન્યૂનતા માનતો નથી.

એ પ્રમાણે સમુદ્ર વિજયરાજા, કટાક્ષયુકત ભાષણ કરી છાના રહ્યા છતાં કોપે કરી જેના મુખમાંથી વાણીરૂપ વિષ નિકળેછે એવો તે દૂત, ભાષણ કરવા લાગ્યો.

દૂત—હે રાજન, આજ દિન પર્યંત જરાસંધ રાજાની આજ્ઞા તમે પોતાના મસ્તકનેવિષે પુષ્પ ધારણ કર્યા સરખી સ્વિકારીજ, અને આજેજ, મૃત્યુકાળ પાસે આવ્યો છતાં પિપીલિકા (કિડિ) પાંખ ધારણ કરેછે તેમ તમોને અહંકારરૂપ નવિન અંકુર કયાંથી પ્રાપ્ત થયો? આ ગોપબાળકોના સામર્થ્યે કરી તમો ગર્વયુકત થશો નહીં. કારણ, અંધ:કારના બળનો આશ્રય કરી, ઘૂઅડપક્ષી સૂર્યોદય થયો છતાં કેટલાકાળ સુખ પામેછે? કાળકુમારના ભયે કરીને પોતાની મથુરાનગરીનો ત્યાગ કરી ગુપ્તપણે પલાયન કરનારા તમોને તે સમયે એ બે ગોપપુત્રો રક્ષણ કરનારા હતા શું? એ માટે દેવ જરાસંધને, તમે શી ગણતીમાં છો? તેમ તે ગોપપુત્રો પણ શી ગણતીમાં છે? અને ગોત્ર, પુત્ર બાંધવો સહિત સર્વ યાદવો પણ શી ગણતીમાં છે? અરણ્યને વિષે વડવાગ્નિ, સર્વ વૃક્ષોને બાળી નાખેછે, પરંતુ જે કંટક વૃક્ષો છે તેઓનો દાહ કરવા માટે તો તે અગ્નિ અત્યંત પ્રદીપ્તજ થાયછે. અર્થાત્ જરાસંધરૂપી વડવાગ્નિ, યુદ્ધભોંમિરૂપ અરણ્યનેવિષે તમો દશાર્હરૂપી મોટાં વૃક્ષોને બાળી નાખશે, પરંતુ કૃષ્ણ બળરામરૂપી કંટક વૃક્ષોને બાળવા માટે તો અત્યંત પ્રદીપ્તજ થશે. સાંપ્રતકાળે તે જરાસંધને દુર્યોધન પણ પોતાના શત્રુઓનો નાશ કરવાની ઇચ્છાએ અગીઆર અક્ષોહિણી સૈન્ય સહિત આવી મળ્યો છે. એ માટે હમણાં તો એ જરાસંધ, ઇંદ્રે જીતાવાને પણ અશકય છે. કારણ, સમુદ્ર છે તે સર્વ કાળ દુસ્તરજ છે, તો પછી ગ્રીષ્મઋતુનો સંગમ થયાં છતાં તોફાનયુકત તે સમુદ્ર અત્યંત દુસ્તર હોય એમાં શું કહેવું? તેમાં વળી તમે, મારો પ્રભુ જે જરાસંધ, તેનો મિત્ર જે દુર્યોધન-તેના શત્રુ જે પાંડવો-તેઓનો પક્ષ સ્વિકાર કર્યો; એ તમે બીજો અપરાધ કર્યો છે. એ માટે જ્યાંસુધી એ જરાસંધ, તમારા આ બીજા અપરાધને મનમાં નથી આણતો ત્યાંસુધી બે ગોપપુત્રોના સમર્પણે કરી તમને તેની પ્રસન્નતા સંપાદન કરવા સારૂં યોગ્ય છે. હે રાજન, હજી પણ તમે જાગ્રત થઈ આ તમારા હિતનો વિચાર કરો. યાદવોના મહોટા કુળને સ્મૃતિશેષતા પમાડશો નહીં. હે રાજન, તમે, રાજદ્વેષ કરનારા એ બે ગોપપુત્રોનો ત્વરાથી ત્યાગ કરો; અને ઘણાકાળ પર્યંત યાદવરૂપ મેઘ જે છે તે, કોમળ અને સુગંધકારક એવી હર્ષવૃષ્ટિ કરો.

એ પ્રમાણે વાચાળપુરૂષોમાં શ્રેષ્ટ એવા તે દૂતની વાણી સાંભળી કોપના આવેશે કરી, કૃષ્ણ વર્ણ છતાં જેની કાંતિ અરૂણવર્ણ થઈ છે એવા શ્રીકૃષ્ણ બોલ્યા કે, "રે દૂત, શું તારૂં આ અપૂર્વ ભાષણ છે!! આવી રીતનું પથ્યકારક બોલવાને તારાવિના કોણ સમર્થ થશે? તારો પ્રભુ મને ગોપ ગોપ કહેછે તે સત્યજ છે. કારણ, ખળ પુરૂષોની પાસેથી તેઓની "ગો" એટલે પૃથ્વી

તેને હું હરણ કરી "પ" એટલે પ્રતિપાલન કરૂંછું. એવો જે હું-તે મારા આગળ અર્ધ્ધભરતેશ જે જરાસંધ-તે શી ગણતીમાં છે? દાવાનળના અગ્રભાગે મોટી ઘાસની ગંજી પણ શી ગણતીમાં? જય પ્રાપ્તિનું કારણ કેવળ બળ છે, ઘણું સૈન્ય કાંઈ જયનું કારણ નથી. વાવંટોળિઓ એક હોય, તો પણ તૂલની અનેક રાશીઓને ઊંચે ઊરાડી નહી સરખી કરેછે. વળી ટંક છે તે મોહોટી શીલાઓને પણ ફોડી નાખતો નથી શું? કિંવા આકાશપર્યંત વધેલાં વૃક્ષોને પણ કોહાડો છેદતો નથી શું? બાળહત્યા કરનારા તે કંસનો તે જરાસંધે પક્ષપાત કર્યો તેણે શું થવાનું છે? દુષ્ટનું શાસન કરનારા જે અમો-તેમને તે કંસપક્ષપાતી જરાસંધ પણ સાંપ્રતકાળે મારવાને યોગ્ય એવા શત્રુઓમાં ગણના કરવાને યોગ્ય થયો. અન્યાય કરનારા કૌરવોને આશ્રય આપનારો એવો તારો સ્વામિ પણ અન્યાયીજ છે. હું તો અન્યાયને પણ સહન કરી શકતો નથી તો પછી એઓનું આયુષ્ય કેમ સહન કરૂં? અસ્ત્રરૂપ તરંગોએ કરી કલ્પાંતસમુદ્રરૂપ હું-શત્રુરૂપ ભૂમિને બુરાડવા લાગ્યો છતાં પર્વત રૂપ મોટા રાજાઓ પણ તેનું રક્ષણ કરવા માટે સમર્થ થનાર નથી. આ અમે સર્વ, કૌરવોને મારવા સારૂં તૈયાર થઈ પ્રસ્થાન કરેલાજ છેએ. એ માટે તેજ યુદ્ધનેવિષે તારા પ્રભુને આવવા દે, અને અમારા મનનો હેતુ પૂર્ણ થવા દે. જેમ કાષ્ટનો સમુદાય, અગ્નિના ઉત્સાહને માટેજ છે; તેમ શૂરપણાએ શોભનારા પુરૂષોને શત્રુઓનું બહુપણું તે હર્ષને માટેજ છે. આકાશને વિષે ઉત્પાતનો જેવો વાયુ-તેવા ભયંકર યુદ્ધમાં હું પ્રાપ્ત થયો છતાં તે તારો પ્રભુ, મેઘ સરખો વિધ્વંસ પામશે. એ માટે તે તારા પ્રભુને એવું જઇને કહેકે "જો તને યુદ્ધ કરવા માટે બાહુપરાક્રમ હોય, અને પુત્ર તથા જમાઈ-એઓના નાશે કરી પ્રાપ્ત થએલો કોપ અત્યંત સ્ફુરણ પામતો હોય તો, સૈન્ય સહિત યુદ્ધનેવિષે શીઘ્ર આગમન કરનારો થા; એટલે ઘણા દિવસ અપવાસી એવા મારા ખડ્ગનું પારણું થાય."

એવું ભાષણ કરી કૃષ્ણ, તે દૂતને ત્યાંથી વિદાય કરતા હવા; અને પાંડવોને બોલાવીને સર્વ વૃત્તાંત કથન કરવા લાગ્યા. તે વૃત્તાંત શ્રીકૃષ્ણે કહ્યો એટલે શૂરપણાએ કરી તે જરાસંધને જીતવાનું કામ પણ પોતેજ કરવા માટે ઇચ્છનારા પાંડવો, અત્યંત હર્ષ પામતા હવા.

ત્યારપછી સર્વ ગ્રહના બળેકરી ઉજ્વળીત એવું પ્રસ્થાન કરવામાટે યોગ્ય શુભ લગનમાં, જેઓનું માંગળિક કુંતીએ કર્યું છે એવા પાન્ડુરાજાના પુત્રો; યુદ્ધને માટે પ્રસ્થાન કરતા હવા. અને જેમ બુદ્ધિના જ્ઞાનાદિગુણોના અનુલક્ષે કરી અધ્યયનાદિક સંસ્કાર ગમન કરેછે; તેમ અન્ય વિરાટ દ્રુપદાદિક રાજાઓ પણ તે પાંડવોના અનુલક્ષે કરી મહા ઉત્સાહયુક્ત થઈ ગમન કરતા હવા. અને અત્યંત પ્રાપ્ત થનારા ઉત્સાહના તરંગોએ જેઓની શોભા અત્યંત પુષ્ટછે એવા રાજાઓ, સેના સહવર્ત્તમાન રાજ્યદ્વારને વિષે આવીને ઉભા રહ્યા. ત્યારપછી જેમનું દેવકીએ

માંગળીક કર્યું છે, જે સજ્જ થએલા અનેક રાજાઓના સૈન્યે કરી સુસોભિત છે અને જેણે કંસનો વિદ્વંસ કર્યો છે એવા શ્રીકૃષ્ણ દેવ, દ્વારકાંથી પ્રસ્થાન કરતા હવા. તેમની પછવાડે વસુદેવાદિક બાંધવોએ, અને બળરામાદિક પુત્રોએયુક્ત એવા સમુદ્રવિજય રાજા નિકળતા હવા. વળી તે સમયે જેણે યુદ્ધને માટે તૈયારી કરેલી છે, ધનુષ્યાદિક સાહિત્ય ગ્રહણ કર્યાં છે, અત્યંત શાંતરસ ધારણ કરનારા, સમાન વયના કામદેવ સરખા રૂપવાન રાજકુમારોએ પરિવેષ્ટિત, દિવ્ય અલંકારોને ધારણ કરનારા, જેને મયૂરપીંછનું છત્ર છે, જેના દેહના સુંદરપણાને નગરની સ્ત્રીઓએ વિશેષે કરી ચંચળ નેત્રોએ પ્રતિક્ષણે અવલોકન કર્યું છે એવા અને રથારૂઢ થએલા એવા શ્રી નેમિકુમાર, યુદ્ધને માટે પ્રસ્થાન કરતા હવા. તે સમયે જેનો શબ્દ અતિ મધુર છે એવો દુંદુભિનો અભયાનક શબ્દ થવા લાગ્યો. અને જમણી બાજુનો અતિ શીતળ તથા ધૂળરહિત એવો વાયુ વહેવા લાગ્યો. મદે કરી ઉન્મત્ત થએલા હાથીઓ નવીન મેઘના સરખી ગંભીર ગર્જનાઓ કરવા લાગ્યા; અને મોટા તરંગો સરખા ચંચળ એવા તુરંગો મહા હર્ષથી હણહણાટ દ્વનિ કરવા લાગ્યા. તે સમયે જેમ હર્ષિત થએલાં અંતઃકરણ એકત્ર થઈ જાયછે તેમ, ધર્મરાજાની અને દેવકીપુત્ર શ્રીકૃષ્ણની સેના એકત્ર થઇ ગઇ. ગંગારૂપ યાદવી સેના, યમુનારૂપ પાંડવી સેનાને મળી તે બંને સેના એકત્ર થઈ સાગરરૂપ યુદ્ધનેવિષે પ્રવેશ કરવા માટે નિકળીઓ. તે એક એક સેના પણ અપ્સરા સરખી અતિ સુંદર; તો પછી બંને એકત્ર મળી છતાં, જેમ શૂરપણુ અને નીતિ એ બે એકત્ર મળ્યાં છતાં શોભે છે તેમ શોભવા લાગીઓ. તે સમયે ઊખડેલી સૂવર્ણ ભૂમિની ધૂળેજ જાણે જેઓના ઘડેલા પુષ્ટ અવયવો હોયના? એવા જેઓના પુષ્ટ અવયવોની કાંતી છે એવીઓ અને જેઓને રણભેરીના નાદે બોલાવેલીઓ છે એવી નગરની સ્ત્રીઓ, મહા પ્રેમે દોડવા લાગીઓ. ઝરૂખાઓનેવિષે જોવા માટે યોગ્ય એવાં સુંદર નેત્રોવાળી સ્ત્રીઓનાં મુખ-તેણે કરી યુક્ત થએલાં એવાં જે સુવર્ણનાં ઘરો-તે ચંદ્રરૂપ અનેક ફળોએ ફળિત થએલાં એવાં કલ્પવૃક્ષોની જેમ શોભતાં હવાં. તે સમયે એકજ દિશાભણી જેઓનાં મુખ છે; એવા ઉપરા ઉપરી જૂદા જૂદા રસ્તાઓ ઊપરથી આવી મળનારા લોકોએ યુક્ત થએલી એવી તે પ્રસ્થાનની મ્હોટી વાટ, તે અન્ય નદીઓના મળેલા પ્રવાહેયુક્ત થઈ જેવી મહા નદી શોભેછે તેવી શોભવા લાગી. તે સમયે સેના સંબંધી અશ્વો, ચરણોથી ઉત્પન્ન થએલી ધૂળે કરી આચ્છાદિત થઈ ગમન કરતા હતા, તે જાણે આ અશ્વોને અવલોકન કરી સૂર્યને પોતાના અશ્વોવિષે "આપણા અશ્વો કરતાં વહન શક્તિમાં તો આ અશ્વો સારા છે" એવી અવજ્ઞા ન થાય; એજ હેતુએ કરી ધૂળે આચ્છાદિત થઇ ગમન કરતા હોયના! એવા દીસતા હતા. તે સમયે વળી હસ્તિઓના સમુદાયના મદતરંગોએ કરી પંકિલ થએલી એવી રસ્તા સંબંધી સુવર્ણભૂમિ, જંબૂરસે કરી સિંચન કરેલા મેરૂપર્વતને

જીતવા લાગી હોયના! એવી શોભવા લાગી. લાખની કાંતી સરખા લાલ એવા રેશમના મુકુટોએ કરી સહીત જેના ઊપર સ્વારો બિરાજમાન થયાછે તેણે કરીને જેઓનેવિષે મનોહર શોભા છે; મોટાં કંઠભૂષણો જે ઘુઘરમાલા પ્રમુખ તેના શબ્દે કરી જેઓએ બીજા અનેક શબ્દોનો તિરસ્કાર કરચો છે, જેઓની સુવર્ણમય કાંતી છે અને કેવળ પોતાના પ્રભુનું તેજજ હોયના એવા વસ્ત્રોએ અચ્છાદિત અને સુશોભિત જેઓનો પૃષ્ટભાગ છે એવાં શોભનારાં ઊંટો ગમન કરવા લાગ્યાં-તે સમયે મંગળ વાદ્યના ગંભીર શબ્દે કરી કૃષ્ણને, ઘણે દિવસે પૂર્વે થએલો સમુદ્રના મંથનનોજ દ્વનિ જાણે સ્મરણ કરાવ્યો હોયના! વળી દ્વજાને ઠેકાણે સ્થાપન કરેલાં જે રત્નો-તેના પ્રકાશે કરી જેઓએ સૂર્યનાં કિરણો પુષ્ટ કરચાં છે એવા, અને જાણે આકાશથી ભૂમિ ઊપર ઊતરેલાં વિમાનજ હોયના! એવા રથો ચાલવા લાગ્યા. શરીર માત્રના અવલોકનની ઈચ્છા કરનારા કામીપુરૂષોએ મૃદુપણાએ કિંચિત જોએલીઓ એવી વસ્ત્ર આચ્છાદિત રાજસ્ત્રીઓ પાલખી મિયાના પ્રમુખમાં બેસી ગમન કરતી હતીઓ. કેટલાક સ્વાર, લાલરંગની પાઘડીઓએ અને કેટલાક કસુંબલરંગની પાઘડીઓએ, સર્વ સ્થળને નવિન સંધ્યારાગ એટલે સંધ્યા સમયના રંગ જેવો રંગ કરતા ગમન કરવા લાગ્યા. તેમજ પોતાના દેહની શોભાએ અપ્સરાઓના સ્વરૂપને ઊપહાસ કરનારીઓ અને દૃષ્ટિના પાતે કરી જેઓએ કામીપુરૂષોનાં ચિત્ત આકર્ષણ કરચાં છે એવી વારાંગનાઓ, અશ્વ ઊપર બેસી ગમન કરવા લાગીઓ. વળી તે સમયે અતિશય લાગનારા વાયુએ કરી જેઓના પલ્લવો ચંચળ થએલા છે એવી અને જયશ્રીના આકર્ષણને માટે જેઓની ઉત્કર્ષીત થએલી હસ્તની આંગળીઓજ હોયના! એવી દ્વજાઓ ફરકવા લાગીઓ. વળી વાયુએ ઊરાડેલો એવો જે ગજસમુદાયના મસ્તક ઊપરનો સિંદૂર, તેણે કરી પિંગટવર્ણું પામેલી; તે જાણે મંગળઆરતી કરવા સારૂ કસુંબલ વસ્ત્ર ધારણ કરેલીઓજ હોયના? એવી દિશાઓ શોભવા લાગીઓ. તે સમયે રાજ્યસ્ત્રીઓની કેટલીક દાસીઓ ખચ્ચર ઊપર બેસીને નિકળીઓ છતાં ગુપ્ત રહેલા જાર પુરૂષોએ તે ખચ્ચરોને એવાં ભડકાવ્યાં કે તેથી કરી તે ખચ્ચરો, ફુંદકારા મારી ઊપર બેસનારી દાસીઓને પાડી નાખવા લાગ્યા છતાં તે જાર પુરૂષો હર્ષ પામવા લાગ્યા. વળી તે સમયે સર્વ સેનાના પ્રયાણને અવલોકન કરવાસારૂ રાજાનું દાસપણું કરનારી દાસીઓના સમુદાયે છજાં ઊપર ચઢી સેના અવલોકન કરવા લાગીઓ છતાં તે દાસીઓના સમુદાયને જોઇને કામી પુરૂષોને હર્ષ ઉત્પન્ન થયો.

અહીંયાં વસ્ત્રાંચળના ઉત્ક્ષેપ પૂર્વક પુરવાસી સ્ત્રીજનોએ, જાણે મૂર્તિમાન પ્રીતિના કણોજ હોયના! એવી ધાણીએ વારંવાર વધાવેલા ધર્મરાજા અને શ્રીકૃષ્ણ-એ બંનેય સ્થાન સ્થાનનેવિષે પુરવાસિ લોકોના માંગળીક કૃત્યોને જોતા છતા નગરના કોટના મુખ્ય દરવાજા પ્રત્યે ગમન કરતા હવા. તે સમયે જેમ પૂર્ણિમાને દિવસે ચંદ્રોદય સમયે જેના મોટા તરંગો છે એવો સમુદ્ર,

નદીના મુખમાં પ્રવેશ કરતાં મહા સંકટતા પામે છે, તેમ સૈન્ય સમુદાય, દરવાજાથી બાહાર પડતાં ગરદી થવાથી સંકટતા પામ્યો. તે સમયે સૈન્યને જવાનો તે માર્ગ—બંને બાજુએ સ્થાપન કરેલા મહોટા મહોટા મણીઓના સમુદાયે કરી આ સૈન્ય સમુદાયની જાણે મંગળાઆરતી કરતો હોયના! એવો શોભવા લાગ્યો, તે ગોપુરદરવાજાની બંને તરફની બાજુએ રત્નની ભીંતોએ વ્યાપ્ત થએલું એવું તે સૈન્ય જાણે પોતાના પ્રભુના સામર્થ્યે કરી ત્રણ ઘણું થયું હોયના? એવું શોભવા લાગ્યું. અર્થાત્; નગરના દરવાજામાં બંને તરફની બાજુએ રત્નખંચિત ભીંતનવિષે પ્રતિબિંબિત થએલું તે સૈન્ય ચાલવા લાગ્યું છતાં ત્રણ ઘણું દીસવા લાગ્યું. તે એવી રીતે કે એક તો સૈન્ય અને તેનાં બંને તરફની બાજુનાં બે પ્રતિબંબ—એ મળી ત્રણ. તેમજ તે ગોપુરનેવિષે વારસ્ત્રીઓના પ્રતિબિંબે કરી મિશ્રિત થએલા એવા મણીસ્તંભ પૂતળીઓએજ યુક્ત હોયના! એવા શોભવા લાગ્યા. પછી હળવે હળવે જેમ કવિના વદનકમળવિવરથી કવિતારૂપ સરસ્વતી નીકળેછે તેમ પુરદ્વારથી સેના આગળ નિકળવા લાગી. પછી ઢોળાવથી નીચું મોંઢુ કરી ઉતરનારો હસ્તિઓનો સમુદાય, પાણી પીવામાટે અરણ્યમાંથી નર્મદાનદીમાં ઉતરતી વખતે જે સ્થિતિ નાનપણે પ્રાપ્ત થઈ હતી તે સ્થિતિનું સ્મરણ કરવા લાગ્યો. તે સમયે મયૂરની પાંખથી ઉત્પન્ન થએલાં પીછોનાં છત્રોએ આચ્છાદિત થઈ નિકળનારા જે પુરૂષો તે જાણે, બાળ અવસ્થામાં મિત્રતાએ કરી પ્રાપ્ત થએલા જાણે કાલિંદીના જળના તરંગોજ હોયના! એવાઓ સહવર્તમાન કૃષ્ણ શોભવા લાગ્યા. લગામના ખેંચવાથી જેઓએ ઊંચી ડોક કરી મોઢું નીચે કરચું છે અને પોતાના સ્થાનમાંજ રહી ચાલનારા એવા અશ્વોએ માર્ગભૂમિપ્રત્યે રથોને ચલાવ્યા. તે સમયે વૃષભ ઉપર બેસનારી કોઇએક દાસી, વેગે કરીને વૃષભ, અધોભાગે ઊતરવા લાગ્યો છતાં તેના સ્કંધ ઊપરથી નીચે પડી ગઈ; તેથી તેનાં વસ્ત્ર શિથિળ થઈ ગયાં. તેણે કરી તે દાસી સેનાની ઊપહાસતાને પામી. પછી રાય આંબળી, સોપારી, પુન્નાગ, અને નાગર વેલ—એઓનો જેમાં ઘણો સમુદાયછે, કેતકી, કદળી, તાડ, નાળીએરી, એવાં વૃક્ષોએ જે વ્યાપ્ત છે, અને જે, સમુદ્રના તરંગોએ, અનેક રત્ન ફેંકેલાં તેણે કરી સુશોભિત એવા ક્ષારસમુદ્રનો કાંઠો તે સેનાએ સેવન કરચો. અર્થાત્ સમુદ્ર કાંઠે પડાવ કરચો. જેઓની નવિન મેઘના સરખી કાંતીછે એવાં મયૂરપીછનાં બનાવેલા છત્રોના સમુદાયે જાણે સમુદ્રકાંઠાની વનપંક્તિનું ફરી વર્ણન સૂચવ્યું હોયના! એવાં શોભવા લાગ્યાં. અર્થાત્ સમુદ્ર કાંઠાના વનનેવિષે જેવી શોભા, હતી તેવી મયૂરના પીછાંએ બનાવેલા છત્ર સમુદાયની શોભા હતી એ માટે જાણે તે સમુદાય, બીજું સમુદ્ર કાંઠાનું ઉપવનજ હોયના! એવું લાગ્યું. તે સેનામાં કેટલાએક રાજાનાં શ્વેત છત્રો હતાં, તે છત્રો જાણે ચંદ્રનો વિસ્તાર પામેલો વંશજ, છત્રના મિષે કરી પોતાના સમુદ્રરૂપી પિતામહને ભેટવા

સારૂં આવ્યાં હોયના! એવાં શોભવા લાગ્યાં. તે સમુદ્રતીરનેવિષે પ્રાપ્ત થએલા સૈનીકોએ, ફુટ-નારા સમુદ્રના તરંગોએ એક સ્થળે જમાવ કરેલા ફેણ તુલ્ય જે મોતીઓ-તેઓની પંક્તિઓને જોઇઓ. તે સમયે સમુદ્રના તરંગોનેવિષે પ્રતિબિંબિત થએલા સેનામાંના હસ્તિઓને સેનામાંના હસ્તિઓએ જોઇને "તે અમારા શત્રુઓ છે" એવી બુદ્ધિએ સમુદ્રના તરંગો પ્રત્યે દોડનારા હસ્તિઓને મહાવતોએ મહા સંકટે કરી રોધન કરચા. સમુદ્રે પણ પોતાની પાસે પ્રાપ્ત થએલા તે લોકોને, કેટલાકને નાગરવેલના પાને કરી, કેટલાકને નાળીએરીનાં શ્રીફળ સમર્પણ કરી, કેટલાકને કંકોળના સમર્પણે કરી અને કેટલાકને એલાયચીના સમર્પણે કરી આતિથ્ય કરચું. ત્યાં સમુદ્રના ઉપવનમાં ઉત્પન્ન થએલા લવંગ, આંબળાં અને વંશાંકુરાદિક પદાર્થો, કેટલાક લોકોએ આણીને શ્રીકૃષ્ણને પ્રીતિપૂર્વક સમર્પણ કરચા. અને તેમજ નાનાપ્રકારના દેશોમાં ઉત્પન્ન થનારા નાનાપ્રકારના ઘણા પદાર્થોનો વહાણવટીઓએ શ્રીકૃષ્ણને નજરાણો કરચો. તે સર્વ પદાર્થ શ્રીકૃષ્ણ, ધર્મરાજને નજરાણો કરતા હવા. તે સમયે કેતકીના સુગંધેકરી સુગંધ યુક્ત અને સમુદ્રના તરંગો ઉપરના સંચારે કરી શીતળ થએલો એવો સમુદ્રસંબંધીવાયુ, મધ્યાન્હ કાળના સૂર્યકિરણના તાપને નાશ કરતો હવો. વળી તે સમયે ચંચળપણે દોડનારા તરંગોએ કરી, જળમાં સંચાર કરનારા મચ્છ કૂર્માદિક જળજંતુઓ શોભવા લાગ્યા. એ જળજંતુઓ તેજ પોતાનું સર્વ સૈન્ય-તે સૈન્ય સહવર્ત્તમાન જાણે તે સમુદ્રપણ કૃષ્ણની સહાયતા કરવા માટે નિકળ્યો હોયના! એવો દેખાવા લાગ્યો. એમ જતા થકા અનુક્રમે તે સમયે સમુદ્રકાંઠા ઊપરના ઉપવનનું જે સૌંદર્ય તેને વિષે લંપટ, અને યુદ્ધને માટે આગળ ન જનારા એવા વીરોને જાણે આકર્ષણજ કરતો હોયના! એવો, અને શૂરપુરૂષના શ્રમને દૂર કરનાર, શ્યામ મિશ્રિત લીલાવર્ણનાં તૃણોએ યુક્ત અને યુદ્ધ કરવા સારૂં જાણે સેનાની સાથે આવવા માટે સિદ્ધ થએલો આ મેઘજ હોયના! એવો રૈવતક (ગિરનાર) નામક પર્વત સેનાએ આગળ જોયો. વહેનારા પાણીના પ્રવાહના ખળખળાટ શબ્દે કરી જેનો અંતર્ભાગ શબ્દ યુક્ત છે; એવી ગુફાઓ જેને વિષેછે; અને પ્રફુલ્લિત થએલાં મલ્લિકા, અશોક, ચંપક અને આમ્ર પ્રમુખ વૃક્ષોએ મિશ્રિત, તથા ભ્રમર સમુદાયના ઉત્તમ પ્રકારના ગાયનની સંગતિ કરનારૂં એવું તે પર્વતની તળેટીનું ઉપવન-તેણે સૈન્યને સમુદ્ર કાંઠાના વનની શોભાને વિસ્મર્ણ કરાવી. તે જોઈ તત્ક્ષણ જેને વિષે સૈન્યના લોકોની કામના અંકુરિત થએલીછે, એવા તે રૈવતકપર્વત ઉપર નિઃશંકપણે ક્રીડા કરવા માટે શ્રીનેમિનું મન ઇચ્છા કરતું હવું. પછી ગંડશૈલનું અતિક્રમણ કરનારા એવા હસ્તિઓએ, તથા વન કરતાંપણ અતિ ઊંચ હોવાથી વનનું અતિક્રમણ કરનારી જેની ધ્વજાઓછે એવા રથોએ, તથા હરણના સમુદાયનું અતિક્રમણ કરનારા અર્થાત્ હરણના જેવી

જેઓની ગતિછે એવા અને સમુદ્રના તરંગો સરખા ચંચળ એવા અશ્વોએ અને આકાશની સંગતિ કરનારી તથા પર્વતના શિખરોનું અતિક્રમણ કરનારી ધૂળેયુક્ત થએલી એવી પાયદલ સેનાએ અર્થાત્ તે સેનાના ગમનથકી જે રજ ઉડેછે તે રજે કરી આકાશ અને પર્વતનાં શિખરો પણ છવાઈ રહ્યાં છે, એ રીતે એ ચાર પ્રકારની સેનાએ અનુક્રમે તે રૈવતકપર્વત પણ અતિક્રમણ કર્યો. પછી શત્રુનાં સ્થળોને ઊજડ કરતો અને સરોવરની શોભાને લૂટતો એવો તે ઉદ્ધત સૈન્યસમૂહ ઘણે દૂર નિકળી ગયો. અનુક્રમે ઘણી પૃથ્વીનું અતિક્રમણ કરી "શત્રુથી આપણને દુઃખ પ્રાપ્ત થશે" એવું જેણે મનમાં કિંચિત્‌માત્ર પણ આણ્યું નહીં એવી તે સેના, દશાર્ણદેશમાં આવી પહોંચી. ત્યાં સેવકલોકોએ ધર્મરાજા અને કૃષ્ણ એઓને ઘણા પ્રકારનો ઊપભોગ કરવા માટે સુંદર એવા મ્હોટા તંબુઓ, જૂદા જૂદા નિર્માણ કરી સમર્પણ કર્યા. ચોપદાર, ભાલદાર અને પહેરેદાર એઓએ નિરોધન કરેલા અને તંબુની બહારની બાજુએ પડદાઓએ આચ્છાદિત કરેલા એવા પટમંડપ, રાજ્યસ્ત્રીઓને માટે તે તંબુની આસપાસ કર્યા. પછી જેણે પોતાના બાહુપરાક્રમે કરી શત્રુઓને નમ્ર કર્યા છે એવા બળરામ સહિત સર્વ રાજાઓના યથાસ્થાને કરી શોભાયુક્ત એવા નિવાસ થવા લાગ્યા. તે પછી તે દિવસના ત્રીજા પહોરે પલંગનેવિષે વિશ્રાંતિએ કરી જેનો શ્રમ નષ્ટ થયોછે, એવા ધર્મરાજાપ્રત્યે કોઇએક દ્વારપાળે આવી વિનંતી કરી કે "હે દેવ, તમારી માદ્રિ-માતાના સહોદર, અને મદ્રદેશને આનંદના કરનારા જાણે સાક્ષાત્ ચંદ્રજ હોયના! એવા, અને કલ્યાણકારક જેમનું પરાક્રમછે એવા શલ્યરાજા, તમારા દ્વારમાં આવી ઉભા રહ્યાછે." એવું તેનું ભાષણ સાંભળી ધર્મરાજા, તે દ્વારપાળને, "મહાવેગે શલ્ય રાજાને અંદર પ્રવેશ કરાવ." એવું કહી બંધુસહિત ઝટપટ કેટલાંક ડગલાં શલ્યરાજાની સામે ગયો. એટલામાં, જેને દ્વારપાળે હસ્તાવલંબન (હાથનો ટેકો) દીધુંછે એવા સન્મુખ આવનારા મદ્રદેશના અધિપતિ શલ્યને, ધર્મરાજા આલિંગન કરતા હવા. પછી યથાયોગ્યપણે ઉદ્ધતપણારહિત અને મનોહરશીલ એવા આગત સ્વાગતના શબ્દો, પિતૃકુળમાં ઉત્પન્ન થએલા અને માતૃકુળમાં ઉત્પન્ન થએલા સર્વ લોકોએ ઉચાર્યા. તે સમયે પ્રતિપલ્લવયુક્ત એવા આનંદે અંકુરિત થએલા ધર્મરાજા, પોતાના આસન જેવા બીજા આસન ઊપર તે શલ્યરાજાને બેસાડતા હવા. પછી જેને મહા આનંદ પ્રાપ્ત થયોછે એવા ધર્મરાજા, તે શલ્યરાજાને સર્વ કુટુંબોમાંના મનુષ્યોનું પ્રથક્ પ્રથક્ નામ લઇને કુશળ વાર્તાનો પ્રશ્ન કરતા હવા. તે સાંભળી મદ્રાધિપતિ શલ્યરાજા ભાષણ કરતા હવા.'

શલ્ય—સર્વ જગતના કલ્યાણકારક તમારા સરખા જેના ભાણેજ છે તેનું સદૈવ કલ્યાણજ છે. સર્વ જગતને પાવન કરનારી એવી કુંતી અને માદ્રિ મારી બ્હેનો છે; જેઓની સંગતિએ કરી ગંગાનદી પણ પોતાને પુણ્યતા માનેછે. અર્થાત્ જે કોઈ ગંગાનુ દર્શન કરે; કિંવા ગં-

ગાના જળમાં આવી સ્નાન કરે તેઓ જેમ પવિત્ર થાયછે, તેમ કુંતી અને માદ્રિનું પણ જે કોઈ દર્શન કરે તેપણ પવિત્ર થાયછે; તેણે કરી ગંગાને પવિત્ર કરવાના કામને કુંતી અને માદ્રિનાથી પુષ્ટતા મળેછે; એવું ગંગાનદી માનેછે. પરંતુ મારે તમને કાંઈક કહેવું છે, પણ તે કહેવા માટે મને લજ્જા અટકાવે છે; તથાપિ તમે જો ખિન્ન ન થાઓ તો હું કાંઈ બોલું તો તે મારૂં ભાષણ, સ્વજનના પ્રેમે કરી શ્રવણ કરવાને તમે યોગ્ય છો. પૂર્વે તમે યુદ્ધનેવિષે આમંત્રણ કરવા સારૂં મારી પાસે દૂત મોકલ્યો હતો, પરંતુ તે દૂતના આવ્યા પહેલાં પૃથ્વીનેવિષે ચંદ્ર એવો સુયોધન, નાનાપ્રકારના ભક્તિયુક્ત વચનોએ કરી, તમારી સહાયતા કરવા માટે આવવાનો મને અટકાવ કરવા લાગ્યો; અને તે સમયે "યુદ્ધનેવિષે તને સહાય કરવા આવીશ" એવું એ દુર્યોધનને મેં કહેલું છે; તે મારા વચનને અન્યથા કરવા માટે સાંપ્રતકાળે હું સમર્થ નથી. જે પુરૂષની વાણી, ઉચ્ચાર થયા પ્રમાણે નિર્વાહ કરીને શોભનારી નથી તે કેવો માણસ? અર્થાત્ તે નિંદ્યછે. જેની કાંતિ નિરંતર રહેતી નથી; તે મણી શાનો? અર્થાત્ તે પાષાણ તુલ્ય સમજવો. એ માટે હે રાજન, પાસેની સેના છોડીને કેવળ આ પ્રમાણેનું મારૂં વૃતાંત તમને કહેવા માટેજ હું અહિંયાં આવ્યો છું. એવું શલ્યરાજાનું ભાષણ શ્રવણ કરી ધર્મરાજા બોલ્યા.

ધર્મરાજા—હે મામા, એ તમારૂં બોલવું અયોગ્ય શું છે? દુર્યોધન પણ તમારો ભાણેજ નથી શું? તો તમોને જેવો હું છું તેવોજ તે પણ છે. એ માટે તમે કાંઈ લજ્જા પામશો નહીં; અને સત્વર દુર્યોધનની ભણી જાઓ; અને તમે આપેલા ઉત્કર્ષને તે દુર્યોધન પામો.

એવું ભાષણ કરી અજાતરિપુ ધર્મરાજા, જેની મહા ઔદાર્યે કરી સ્વાગતા કરીછે એવા શલ્યરાજાને પ્રયાણ કરવા માટે અનુમોદન દેતો હવો. પછી તે શલ્યરાજા, કુંતીને પગે લાગી ત્યાંથી નિકળી ચાલ્યો. તેની પછવાડે ગમન કરનારા એવા જે નકુળ અને સહદેવ, તે બંને સ્વચ્છંદપણે તે શલ્યરાજા પ્રત્યે એવું બોલવા લાગ્યા કે "હે મામા, તમે અત્યંત યોગ્યપણા રહિત આ વાત કરી. કોઇએક પ્રસંગે જ્ઞાતાપુરૂષોની પણ બુદ્ધિ ઘણું કરી મોહ પામેછે. આવી તમારી પ્રતિજ્ઞાએ અમારી માદ્રિમાતા, લજ્જાના ભારે કરી નમ્ર થએલા મસ્તકને લોકોમાં કેવી રીતે ઉંચુ કરશે? અને ભીમસેન કૌરવોને મારતાં છતાં તેમનો આશ્રય કરનારા જે તમે–તે તમારા દુર્યશે કરી મલિન થએલા અમારા મુખને અમે પણ ધર્મરાજાને કેવી રીતે દેખાડશું?" તે સાંભળી શલ્યરાજા બોલ્યા કે "હે વત્સ, નકુળ સહદેવ, આ સમયે જે તમને ઈષ્ટ હોય તે બોલો; એટલે હું મારી બોલેલી વાણીનો નિર્વાહ કરતાં છતાં તે તમારા ભાષણને પણ સિદ્ધ કરીશ." તે સમયે નકુળ સહદેવ બોલ્યા કે "હે મામા, વારંવાર યુદ્ધનેવિષે કર્ણના ઉત્સાહનો ભંગ કરવા માટે તમે યોગ્ય છો" એવી તે નકુળ સહદેવની વાણી માન્ય કરી, જેને મોટી લજ્જા સ્ફુરણ પામીછે, પરંતુ તે

વાણી સિદ્ધ કરવા માટે ઉપાય જાણનારો એવો મદ્રાધિપતિ શલ્યરાજા ત્યાંથી ગમન કરતો હવો.

ત્યારપછી બીજે દિવસે પ્રાતઃકાળે, સર્વ સ્થળે પ્રસરનારો અને જેનેવિષે અતિ ચતૂર એવાં વાદ્યોનો શબ્દ છે એવી અને જે માર્ગમાં જતાં થકાં વચમાં આવનાર ક્ષેત્રના સમુહને અત્યંત ભયંકર છે; અર્થાત્ ક્ષેત્રોના સમૂહનો નાશ કરનારી એવી તે સેના, કુરૂક્ષેત્રપ્રત્યે જવા માટે પ્રસ્થાન કરતી હવી. તે સેના, પૃથ્વીથી ઉત્પન્ન થએલી રેણુના સમુદાયને દિશાઓને વિષે ફેંકનારી, તથા પ્રાશન કરનારી, કિંવા સર્વ દિશાને એકત્ર કરનારી અર્થાત્ ધૂળના સમુદાયથી કોઈપણ દિશા સ્પષ્ટ દેખાતી ન હતી તેથી કવિએ એકત્ર કરનારી એમ કહ્યું. એવી જે સેના તે અનુક્રમે કુરૂક્ષેત્રની પાસે ગમન કરતી હવી. પછી વિસ્તાર પામવાથી સુંદર એવા તે સરસ્વતી નદીની પાસેના પ્રદેશમાં ધર્મરાજા અને કૃષ્ણ–એઓ નિવાસ સ્થાપન કરતા હવા. અર્થાત્ તંબુઓ ઊભા કરાવી ત્યાં ઊતરચા. તે સમયે સર્વ સામાન ઉંટોઊપર લાદેલો હતો, તે નીચે ઊતારવા સારૂં ઉંટના પાળકોએ નીચે બેસાડવા માટે સૂચના કરેલો ઊંટ સમુદાય, અહીંયાં તહિંઆં ફરીને અને પોતાનાં ચંચળ મુખોએ ઊંચસ્વરે આક્રોશ કરવા લાગ્યો. તે સમયે અસ્વારોએ તે સરસ્વતી નદીની ઘણી અને ઊદકના બિંદુઓએ પલળેલી એવી વેલુનેવિષે મોટા કૌતકે કરી અશ્વો ફેરવ્યા. તે સમયે કૃષ્ણના તંબુની પાસે ઘણે ઊંચે ગરૂડના ચિન્હેયુક્ત એવી ધ્વજાને અવલોકન કરી સર્વ સૈનીક લોકોએ મર્યાદા પ્રમાણે પોતપોતાની નિવાસભૂમિઓ સ્વિકારી. અને તે સમયે કોમળ તૃણોએયુક્ત અને શકટવ્યૂહે વેષ્ટિત એવા અન્ય પુરૂષોના રહેવાના ભૂમિભાગને પ્રથમ આવેલા પણ અન્ય પુરૂષો ન સ્વિકાર કરતા હવા. અર્થાત્ વહેલા આવેલા કે મોડા આવેલા પણ પોતપોતાની મર્યાદા પ્રમાણેજ જેને સારી અથવા નઠારી જે જગ્યા મળી તેણે ત્યાંજ નિવાસ કરચો. એ પ્રમાણે કેટલીક સેનાએ પોતપોતાના મુકામની વ્યવસ્થા કરી અને કેટલીક સાધારણ સેનાના લોકોએ, જેનેવિષે શીતળ હવા છે એવા સરસ્વતીના કાંઠાઊપર સર્વ ઠેકાણે રહેનારાં વૃક્ષોનો "હું અહિંયાં ઊતરૂંછું, હું અહિંયાં ઊતરૂંછું" એવું બોલીને આશ્રય સ્વિકારચો. પોતાના વાહનના ભંગાદિકે કરી પાછળ રહી ગએલા કેટલાક સૈનીકો ત્યાં આવી ઉત્તમ વાસ પ્રાપ્ત થએલા અન્ય સૈનીકો પ્રત્યે અવલોકન કરીને પોતાને ઊતરવાની જગ્યા જોવા માટે અહીં તહીં ઘણા વખત સુધી સંચાર કરતાં છતાં શોભવા લાગ્યા. તે સમયે જેઓને બજારમાં લાભ થવા માટે લોભ સ્ફુરણ પામે છે, અને "હું પ્રથમ, હું પ્રથમ" એવા હેતુએ ગડબડ કરનારા, એવા વણિકલોકોએ મહા વેગે કરી પટમંડપનો વિસ્તાર કરચો. સરસ્વતીના તરંગોના સમુદાયનેવિષે સંચારે કરી શીતળ થએલા એવા વાયુએ જેઓના પરસેવાનું પાન કરચું છે એવીઓ, વૃક્ષોની છાયામાં ઊંઘનારીઓ અને જેઓનાં વસ્ત્ર અસ્થિર થઈ ગયાં છે એવી મોટા લોકોની સ્રીઓ પણ મૂર્ખ લોકોએ પોતાના

મનમાં આણી. અર્થાત્, તે સ્ત્રીઓને એવી અવસ્થામાં જોઈ, "કે આવી સ્ત્રીઓ આપણને હોય તો સારૂં" એવી રીતે મોહિત થયા. શ્રમરહિતપણે અત્યંત પ્રાશન કરેલું શત્રુઓના યશરૂપ દૂધ સરખુંજ હોયના! એવું રોમમાર્ગથી નિકળેલું ફેણ તે સંબંધી જે ઊદક-તેણે કરી ચિન્હિત થએલા એવા અશ્વો, તેમના પ્રિય ખાસદારોએ ચંદ્રના કિરણો સરખા સ્વચ્છ એવા, સરસ્વતીની વેળુના મધ્યપ્રદેશમાં ફેરવ્યા. તે સમયે ચિત્ર વિચિત્ર ઝૂલો, અંબાડીઓ અને પ્રછાસ્તરણાદિક જેઓની ઊપરથી ઊતારી નાખ્યાં છે એવા હસ્તિઓ, તે જેઓની ઊપરથી મૂળસહિત વૃક્ષો ઊખેડી નાખ્યાં હોય એવા પર્વતો સરખા શોભવા લાગ્યા. એટલામાં કોઇએક મદોન્મત્ત હસ્તિ કે જેને માર્ગનેવિષે થએલો શ્રમ વિસરચો નથી એવો તે પોતાની આસપાસ સંચાર કરનારા માહાવતની ઉપર રોષ કરવા લાગ્યો છતાં મહાવતે કોઈપણ પ્રકારે તેનો પ્રતિષેધ કરચો. વળી તે સમયે બીજો કોઈ એક હસ્તિ, માર્ગનેવિષે શ્રમે કરી તપ્ત થએલા શરીરને, નૂતન મુકતાફળ સરખા શોભાયમાન એવા સૂંઢ સંબંધી પાણીના બિંદુઓએ યથેચ્છ સિંચન કરતો હવો. તે સમયે મદોન્મત્ત એવા હસ્તિઓ, મહાવતોએ સૈન્યથી ઘણે દૂર લીધા. કારણ, કોણ નિપુણ પુરૂષ, મદોદ્ધતને પાસે રાખશે? અર્થાત્ કોઈ રાખશે નહીં. કેટલાક મદોન્મત્ત ગજ હતા તોપણ તેઓ મહાવતોને પીડા કરવા ન પામ્યા. કારણ, મોટા પુરૂષને મદ પણ નિશંકપણે કલંક ઉત્પન્ન કરતો નથી. કોઇએક મદોન્મત્ત ગજ, અન્ય હસ્તિપ્રત્યે યુદ્ધ કરવામાટે કોપે કરી સંચાર કરતો છતાં મહાવતે અંકુશે કરી તેનું નિવારણ કરચું; પરંતુ તે નિવારણ કરનારા માહાવતને ધ્રુજાવવા લાગ્યો. તે સેનામાંના કેટલાક અશ્વો, હણહણાટ શબ્દ કરી સૂર્યના અશ્વને હાસ્ય કરતા છતા પાણીમાં વિહાર કરવાસારૂં સરસ્વતીનદીપ્રત્યે ઊતરવા લાગ્યા. કોઇએક અશ્વશ્રેષ્ટ, જળ પ્રાશન કરવાસારૂં પાણીની પાસે આવ્યો છતાં અકસ્માત ઘોડીને જોઈ અસ્વાર રહિત હોવાથી સુખમાનનારો હોઇને ઉદક પાન વીસરી જઈ હણહણાટ શબ્દ કરી મહાત્વરાએ ઘોડીની પાછળ દોડવા લાગ્યો. તેમજ કેટલાક અશ્વો, નદીના પાણીના કાંઠાનેવિષે બળાત્કારે, દાંતનાયોગે કરડવું, ચરણનાયોગે તાડન કરવું અને ઊંચસ્વરે હણહણાટ કરવો ઇત્યાદિકે કરી ભયંકર એવા પરસ્પર કલહ કરવા લાગ્યા. તે સમયે નદીના પાણીમાં સ્નાન કરી બહાર આવ્યા છતાં ઊદકબિંદુના સમુદાયે કરી, જેઓનાં શરીર આચ્છાદિત્ત થએલાં છે એવા કેટલાક અશ્વ શ્રેષ્ટો જાણે મુકતાફળોએ જેઓનાં પલાણ સુશોભિત એવા અશ્વોજ હોયના! તેમ શોભવા લાગ્યા. તે સમયે જેઓએ જોનારા લોકોને દૂર કાઢી મૂકચા છે એવા મહાવતોએ, ક્રોધયુકત એવા હસ્તિઓને, જળક્રીડા કરાવવા સારૂ જળમાં પ્રથક પ્રથક ઘણે દૂર લીધા. તે સમયે મદોદકને અત્યંત ઝારનારો એવો કોઇએક ગજેંદ્ર તે સરસ્વતીના દહાને, જેવી રીતે સમુદ્રને મંદરાચળ મથન કરેછે તેવી રીતે યથેચ્છ ડહોળવા લાગ્યો.

એટલામાંજ કોઇએક ગજ નદીનાં કમળોને તોડીને પોતાના મુખમાં ધારણ કરી પોતાની શૂંઢને અહીં તહીં ફેરવતો થકો નિર્ભયપણે નદીને ક્ષોભ કરવા લાગ્યો. કોઇએક હસ્તિ, પોતાના શ્વાસે ઉંચે ઉરાડેલા સ્થૂળ એવા મસ્તક મંડળ સંબંધી જાણે મોતીઓજ હોયના! એવા સૂંઢે કરી ઉંચે ઉરાડેલા પાણીના બિંદુઓએ પોતાના દેહને સિંચન કરતો હતો. તે સમયે નદીના તરંગોના સખ્યે કરી નદીમાં પ્રાપ્ત થએલા સમુદ્રના તરંગોજ હોયના! એવા નદીના જળમાં નિમગ્ન થનારા હાથીઓ અત્યંત શોભવા લાગ્યા. તે સમયે પાણીમાં સ્નાન કરી બહાર પડનારા હસ્તિઓએ, ટાઢે પીડિત થઈ બહાર નિકળનારા અંતર્ગત પર્વતોએ જેમ સમુદ્ર શોભેછે તેમ તે નદીનો ધરો શોભવા લાગ્યો. તે સમયે હસ્તિઓના મદે કરી વ્યાપ્ત થએલી એવી સરસ્વતી નદી સર્વ સેનાએ સેવન કરી તે જાણે સર્વજનોએ પોતાનાં પાતક દૂર કરવા સારૂ સેવન કરેલી યમુના નદીજ હોયના તેના સરખી શોભવા લાગી. કોઈએક મદોન્મત્ત ગજના મદોદકે કરીને કાદવ યુક્ત એવા નદીના તીરને બીજો કોઇએક ગજશ્રેષ્ટ કોપથી દંતે કરી ઉત્ખાતન કરવા લાગ્યો. તે સમયે ગજના ભયે કરી પતન પામનારી કોઇએક રાજ્યવલ્લભા સ્ત્રી, લોકોના સાધુવાદ સહિત પતિના આલિંગનને પામી. કેટલાક હારોહાર બંધન કરેલા અને કેશયુક્ત પુચ્છે કરી શોભનારા એવા અશ્વશ્રેષ્ટ પુચ્છરૂપ ચામરે કરી જાણે પોતાના પ્રભુની લક્ષ્મીને ચામર કરતા હોયના! એવા શોભવા લાગ્યા.

જેઓના ખૂર ચલન પામેછે, જેઓની નાશિકાઓ સ્ફુરણ પામેછે અને શબ્દ યુક્ત એવા કંઠના આભૂષણોના શબ્દ જેઓના મોટાછે એવા કેટલએક અશ્વોએ મોંઢા આગળ રાશી કરેલા યવ ભક્ષણ કર્યા. તે સમયે ધર્મરાજા અને કૃષ્ણ-એઓના નિવાસ સ્થળની આસપાસ કોમળતૃણોએ યુક્ત એવા વૃક્ષોને વિષે બંધન કરેલા હસ્તિઓ, જાણે, સ્વામિ, પ્રધાન, મિત્ર, કોશ, રાષ્ટ્ર (દેશ) દુર્ગ (કિલ્લા) બળ (સૈન્ય) એવા સપ્તાંગે યુક્ત એવી પોતાના સ્વામિની રાજ્યસંપત્તિને શત્રુના પરાક્રમથી પ્રાપ્ત થએલો જે સંતાપ-તે અત્યંત નાશ કરવા માટેજ હોયના! તેમ ગંડસ્થળાદિક સાત અવયવથી મદ શ્રાવ કરનારા એવા શોભવા લાગ્યા. તે સમયે હસ્તિને જે વૃક્ષે બંધન કરેલો છે તે વૃક્ષ, હસ્તિના શરીરના ચાલને કરી પતન પામનારા પુષ્પોએ, કરી તે ગજેંદ્રની ઊપર હર્ષે કરી જાણે પુષ્પ વૃષ્ટિજ કરતું હોયના! એવું શોભવા લાગ્યું. કોઇએક મહાવતે નાના પ્રકારના ઊચ્ચારેલા સીતકાર અને શબ્દો-તેણે કરી સૂચના કરેલો એવો ગજેંદ્ર, કિંચિત આદરે કરી પોતાની પાસે સ્થાપન કરેલા ઘાસના પૂળાને સૂંઢે કરી, જેને વિષે કર્ણ એજ પંખોછે એવા ગંડસ્થળ ઊપર આણીને વારંવાર તે ઘાસના પૂળાને રમાડતોથકો પછી ગંડસ્થળ ઊપર તેને છોડીને દંત ઉપર ક્ષણ ભર રાખીને ભક્ષણ કરતો હવો. તેમજ કેટલાક ગજેંદ્રોએ ઇચ્છારહિત પણેજ દાણા વિગેરે ભક્ષણ કરાવનારા પુરૂષોએ આપેલો પિંડ સ્વિકાર્યો. જેઓનો

મ્હોટો મહિમા છે તે પુરૂષો સર્વ પદાર્થ સ્વિકાર કરવામાં નિસ્પૃહિ હોયછે. તેમજ નદીને વિષે સ્નાન કરચું છતાં ગૌરવર્ણ થએલા એવા નદીની તીરે સંચાર કરનારા કેટલાએક વૃષભો, ચંદ્ર સરખા સ્વચ્છ અને અસ્થિર એવા ફેણુનો જાણે સમુદાયજ હોયના! એવા શોભવા લાગ્યા. તે નદીની તીર ઉપરનું કોમળ તૃણોએ યુક્ત એવું મોટું મેદાન, સંચાર કરનારા શ્વેતવર્ણના વૃષભ સમુદાએ કરી શેંકડો ચંદ્રોએ સુશોભિત એવા આકાશ સરખું શોભવા લાગ્યું. કેટલાએક સેના સંબંધી બળદો "અમારી સેના સરખી બીજા કોઈની સેના છે? જો હોય તો અમે તે સેનાનો નાશ કરી નાખીએ" એવા આવેશ કરીનેજ જાણે હોયના? તેમ નદીના તીરનું પોતાના સિંગડાંઓએ કરી ઉત્ખાતન કરવા લાગ્યા. તેમજ કેટલાએક રમણ કરવાની ઇચ્છા ધારણ કરનારી કોઇએક ગાયની પછવાડે મહાવેગે ગમન કરનારા સાંઢીઆઓનું પરસ્પર થનારૂં જે યુદ્ધ-તેને જોનારા કોણ પુરૂષને નેત્રોત્સાહ પ્રાપ્ત થયો નહીં? અર્થાત્; તે સાંઢીઆઓનું પરસ્પર યુદ્ધ થતું જોઈ જોનારા સર્વ લોકોને નેત્રોત્સાહ થયો. તે સમયે જએઓએ ઉદક પ્રાશન કરેલું છે એવા ઊંટોની પંક્તિ, સારવાનોએ કરીરાદિક વૃક્ષોના સમુદાયે કરી સુંદર એવા વિશાળ જંગલ પ્રત્યે લીધી. ત્યાં કોઇએક ઊંટ, ગજશ્રેષ્ટની સૂંઢે આક્રમણ કરેલા પોતાના દેહને, તે હાથીનો કર્ણ પોતાના દાંતે ગ્રહણ કરી છોડાવતો હવો. અર્થાત હાથીએ ઊંટના દેહને સૂંઢવતી પ્રહાર કરચો ત્યારે ઊંટપણ તે હાથીના કર્ણને દાંતવડે બચકુ ભરચું. તેથી કરી હાથીએ તે ઊંટને મૂકી દીધો. સારાંશ; અલ્પબળી પુરૂષનું પરાક્રમ પણ ફળદાયક છે. તેમજ સેનામાં સંચાર કરનારા લોકો, માર્ગ સંબંધી શ્રમનો નાશ કરનારૂં, અને આનંદકારકકમળનીના સમુદાયેકરી સુશોભિત એવા નદીના પાણીમાં યથેચ્છ સ્નાન કરવા લાગ્યા. તે સમયે જલમધ્યે સ્નાન કરનારી કેટલીક સ્ત્રીઓની નાભીઓ સરસ્વતી નદીના જળને વારંવાર પ્રાશન કરતી છતીઓ ક્ષીર સમુદ્રનેવિષે સ્થાપન કરેલા મંદરાચળ પર્વતની ગુફાઓ સરખીજ હોયના? એવી જળે કરી પૂર્ણ થવા લાગીઓ. કેટલાએક પુરૂષો, તાપનો નાશ કરવાસારૂં નદીના જળમાં પ્રવેશ કરતા હતા, એટલામાં પાણીમાં સ્નાન કરનારી કોઇએક સ્ત્રીને જોઈ ફરી કામે કરીને અત્યંત તાપ પામવા લાગ્યા. કેટલાએક પુરૂષો, પરસ્પર અત્યંત પ્રેમયુક્ત એવા ચક્રવાક પક્ષીનાસંયોગને જોઇને શ્રમને વિસરી જઈ સરસ્વતીની વેળુમાં ઘણીવાર ઊભા રહ્યા. કેટલાએક પુરૂષો, પતિની વારંવાર પ્રાર્થના કરનારી હંસણીને જોઇને નિંદા સહિત તેના સ્ત્રીપણાને વારંવાર નિંદવા લાગ્યા. અર્થાત્, સ્ત્રીપણુ પ્રાપ્ત થયું છતાં પતિની વારંવાર પ્રાર્થના કરતાં છતાં પતિ અનુકૂળ ન થવાથી અરે ધિક્કાર છે સ્ત્રી પણાને એમ કહી નિંદા કરવા લાગ્યા. અહિંયાં કેટલીક,' ભ્રમરીઓના ગાયને કરી અને સારસપક્ષિણીના શબ્દ શ્રવણે કરી જેઓના કાન આકર્ષણ કરેલા છે એવી હરિણાક્ષિ સ્ત્રીઓ, તે સ્થળેજ અવ્યવસ્થિતપણે રહેતી હવીઓ.

કોઇએક સ્ત્રી, સ્વચ્છ ઊદકના પ્રાશને કરી, બીજી કોઈ કમળ ડાંડાના કંકણે કરી તેમજ બીજી કોઈ કમળ પુષ્પના કર્ણ ભૂષણે કરી નદીને કંપાયમાન કરતી હવીઓ. અર્થાત્ કોઈ સ્ત્રી પાણીના પ્રાશને કરી, કોઈ સ્ત્રી કંકણ કરવા સારૂં નદીનાં કમળોના ડાંડાના તોડવે કરી અને કોઈ કર્ણ ભૂષણ સારૂં કમળના તોડવે કરી નદીના જલને કંપાયમાન કરતી હવીઓ. જેઓની લક્ષ્મી સ્નાને કરી નિર્મળ થઇછે એવી કેટલીએક સ્ત્રીઓએ નદીના તીરનેવિષે કેતકી વૃક્ષાદિકના કુંજવનમાં જઈ પોતાના પ્રિયની પ્રાર્થનાને સફળ કરતી હવીઓ. તે વેળુનેવિષે સ્ત્રીઓનું ગમન અને હંસણીઓનું ગમન એ બંનેમાં ઊપમાન (જે વસ્તુની ઊપમા દેવાની તે વસ્તુ) કોણ અને ઉપમેય (ઉપમા દેવાને જે યોગ્ય તે) કોણ? તે જાણવા માટે કોઇપણ સમર્થ થયું નહીં. તે સમયે સરસ્વતીના કાંઠા ઊપરનાં વૃક્ષો અને સંપૂર્ણ સૈનીક-એઓ મળીને ફળ અને પુષ્પે કરી કૃષ્ણ અને ધર્મરાજાનો સત્કાર કરચો. અર્થાત્, ફળ અને પુષ્પ એ બે પદાર્થો વૃક્ષોના, અને તે આણી આપનાર સૈનીકો મળી બંનેએ સત્કાર કરચો. પછી ખજૂર, નારંગી, કેરીઓ, જાંબૂ અને લીંબુ એઓએ કરી સુશોભિત, મોગરો, માલતિ. મલ્લિ, ચંપક અને અશોક-એઓના યોગે કરી સુગંધકારક, અને સાંભળનારાઓને ઉન્મત્તપણું દેનારી અર્થાત્ કોકિલનો શબ્દ સાંભળનારા કામી પુરૂષોને ઉન્માદ પ્રાપ્ત થાયછે. એવા કોકિલાના નાદે કરી યુકત, ચિત્તને હરણ કરનારા એવા હારિત પક્ષીઓના શબ્દે કરી યુકત, અને જે ઠેકાણે ભ્રમરાઓના ધ્વનિ પુષ્ટ થએલા છે એવા સરસ્વતી નદીના કાંઠાનેવિષે સાયંકાળે, જેઓની સાથે અનેક ભૂષણોએ કરી સહિત એવા અતિ અલ્પ મિત્રો છે; એવા કૃષ્ણ અને ધર્મરાજા, સૂર્યના ઉચ્ચૈશ્રવા નામક અશ્વની કીર્તિ જેણે હરણ કરીછે એવા ઊંચા અશ્વો ઊપર બેસી તે તે ફળ પુષ્પ હાથમાં લઇ ક્રીડા કરતા હતા. પછી રાત્રીના પ્રથમ પહોરમાં અરહત પ્રતિમાની પૂજાદિક ક્રિયા કરીને સુખાસીન છતાં જેઓને દિવ્ય સંગીતમાં ચતુર એવા પુરૂષોએ આનંદ ઊત્પન્ન કરાવ્યો છે, જેઓના ચરણકમળનખની કાંતી, જે છે તે નમન કરનારા અને ત્વરાએ યુકત એવા મંડળીક રાજાઓના મુકુટનેવિષે રહેનારા મણીઓના કિરણોએ પુષ્ટતા પામેલી છે, સૂવર્ણમય અનેક ભૂષણોએ કરી જેઓની કાંતી અદ્ભુત છે એવા યાદવોએ અને પાંડવોએ જેઓનો સમિપભાગ સેવન કરચો છે, સેવા કરવામાટે અગ્નિજ આવ્યા હોયના! એવા દૂતોએ ધારણ કરેલા લાલમાણિક્યોના કિરણ સમુદાયે દૂરથી આરતી ઉતારેલા જેઓના દેહછે, જેઓ, મશાલોના કાંતિમંડળને જેણે અત્યંત પ્રાશન કરચુંછે એવા દેદીપ્યમાન કાંતિ સમૂહે શુશોભિત એવા મણિભૂષણોએ ભૂષિત થએલા, જેઓને અનેક કળાઓમાં નિપુણ એવી વારાંગનાઓએ હાથમાં ચામર ગ્રહણ કરી વાયુ ઢોળેલો, જેઓએ, સરસ્વતીએ સમર્પણ કરેલાં કમળોનો સમુદાય સ્વિકારચો છે, જેઓ પ્રેમે કરી નાનાપ્રકારના ઉદ્દેશે પરસ્પર કથા

વર્ણન કરનારા. જેઓ અત્યંત મિત્રતાએ યુકત અને સુંદર વૈડૂર્યમય એક આસન ઉપર બેસનારા એવા ધર્મરાજા અને ગરુડધ્વજ કૃષ્ણ—એ બંને, રાત્રીનેવિષે મહા આનંદથી આસ્થાનસ્થળમાં રહેતા હવા.

એટલામાં તેજક્ષણે તે સ્થળનેવિષે કોઇએક છડીદાર આવીને પોતાની જમણી બાજુએ છડી નીચે મૂકી ધર્મરાજાને અને કૃષ્ણને પોતાના હાથ જોડી વંદન કરી ભાષણ કરવા લાગ્યો કે "હે દેવ, રાજગૃહનગરથી શેખરક નામનો દૂત બાહાર આવ્યોછે; તે તમારા ચરણનાં દર્શન કરવાની ઇચ્છા કરેછે" એવું તે છડીદારનું ભાષણ શ્રવણ કરી કૃષ્ણે "તેને અંદર લઈ આવ" એવું કહ્યું એટલે કૃષ્ણની આજ્ઞાએ તે છડીદાર, શેખરક નામના દૂતને અંદર પ્રવેશ કરાવતો હવો. તે શેખરક, કૃષ્ણ અને ધર્મરાજાને વંદન કરી બેસીને હાથ જોડી વિજ્ઞાપના કરવા લાગ્યો કે "હે દેવ, જરાસંધ નામક રાજાનો સોમક નામનો દૂત પૂર્વે દ્વારકાંથી પાછો ગયો; તે વેગે કરી રાજગૃહનગરીપ્રત્યે ગમન કરતો હવો. તમોએ જેનો અતિશય ઉપહાસ કરચો હતો એવો તે દૂત, અતિ ક્રોધયુક્ત થઈ તે રાજગૃહનગરીનેવિષે ક્રોધે કરી અત્યંત દેદીપ્યમાન એવા જરાસંધરાજાપ્રત્યે આ પ્રમાણે ભાષણ કરવા લાગ્યો. કે "હે દેવ, હું દ્વારકાંમાં જઈ સમુદ્રવિજયરાજાપ્રત્યે તમારી આજ્ઞાએ બે ગોપપુત્રોને માગવા લાગ્યો, તે સમયે તે સમુદ્રવિજયરાજા વૃદ્ધ છતાં પણ યુવાન સરખો અનમ્ર થઇને ભાષણ કરવા લાગ્યો કે "તારો પ્રભુ, એ બે ગોપપુત્રોને માગેછે તે પુત્રો આ જગતમાં કોઇને પણ પ્રાપ્ત થવાના નથી; એવું છતાં તારા સ્વામિનો શું હું કિંકરછું? કિંવા આજ્ઞાધારક છું? જે કારણ માટે તે કુમતિ બળાત્કારે આજ્ઞા કરી મારી પાસે તે બે પુત્રોને માગે છે; તે કેવળ સર્પશ્રેષ્ઠના મસ્તકનેવિષે રહેનારા મણીને ગ્રહણ કરવાની ઇચ્છા કરેછે, અને એ મનુષ્ય, સિંહની દાઢ પણ આકર્ષણ કરવાની ઇચ્છા કરેછે" પરંતુ હે દેવ, તે ગોપબાળક, નવીન તારૂણ્યે પુષ્ટ અને મૂર્તિમાન અહંકારજ, કિંવા મૂર્તિમાન ઉત્સાહજ, કિંવા મૂર્તિમાન ક્રોધજ હોયના! એવા છે. તેમાં એક વડિલ છે તેતો—જેમ અગસ્તઋષિએ સપ્ત સમુદ્રને પ્રાશન કરચા, તેમ જેનું બાહુપરાક્રમ ઉદય પામ્યું છે; એવો તે ભૂમિતળનેવિષે સર્વ શત્રુને પ્રાશન કરવાની ઇચ્છા કરેછે. અર્થાત્ સર્વ શત્રુનો સંહાર કરવાની ઇચ્છા કરેછે, તેમાં વળી કનિષ્ટ છે તેને તો, ભુજસ્તંભે સંપાદન કરેલું જેનું અતુલ તેજછે એવા ચરિત્રે કરી ચિત્રિત થએલા સંપૂર્ણ લોકોએ કેવળ સર્વ લોકો કરતાં શ્રેષ્ટ માન્યોછે. તે કનિષ્ટ, ઇંદ્રના સામર્થ્યને પણ તૃણ તુલ્ય માનેછે તો પછી મનુષ્યથી ઉત્પન્ન થએલા મળ સંબંધી કીટકતુલ્ય એવા રાજાઓની તો વાતજ શી? કોઈએક સ્થળે કોઇએક જરાસંધ નામનો રાજાછે એવું તો તે જાણતો પણ નથી. ચક્રવાલ પર્વતના પાછલા ભાગભણી રહેનારો જે અંધઃકારનો સમુદાય તે, સૂર્યછે એમ જાણેછે શું? અર્થાત્, નથીજ જાણતો, સર્વ વીર સમુદાયના મસ્તકભૂષણ તુલ્ય એવા કંસને મારી, હસ્તિઓને મારીને જેમ, સિંહ અત્યંત

દુર્જય થાયછે તેમ તે અત્યંત દુર્જય થયોછે. તેના પ્રતાપના આશ્રયે કરીને જેઓને અત્યંત પ્રતાપ પ્રાપ્ત થયોછે એવા અન્ય યાદવો પણ મહા ઉન્મત્ત થયાછે. કારણ, સૂર્યનાકિરણ સમુદાયમાં રહેનારા સૂર્યકાંતમણી પણ અગ્નિની વૃષ્ટિ કરતા નથી શું? તે કૃષ્ણ સાંપ્રતકાળે, જેમ અત્યંત પ્રદીપ્ત થએલો વડવાનળ, વાયુના સહાયે કરી તૃણને બાળવાની ઇચ્છા કરેછે, તેમ પાંડવોએ કરી સહિતથકો નિઃશેષ શત્રુઓને મારવાની ઇચ્છા કરેછે." વળી તે સમયે તે કૃષ્ણપણ મારીપ્રત્યે આ પ્રમાણે ભાષણ કરવા લાગ્યો કે "રે દૂત, જો તારામાં દૂતપણું હોય તો પ્રતિજ્ઞા ધારણ કરનારા એવા તારા જરાસંધને યુદ્ધનેવિષે મને તુ દેખાડશે. તે જરાસંધ અત્યંત મહોટો હશે તોપણ યુદ્ધનેવિષે મને તો અતિ તુચ્છ જેવો લાગેછે. જોઇએ તેવો સ્થૂળપર્વત હોય પણ તે વજ્રને શી ગણતીમાં છે? વળી જેમ કાષ્ઠસમુદાયનો નાશ કરવામાટે અગ્નિ સમર્થ છે; કિંવા અંધઃકારના સમુદાયનો નાશ કરવા માટે સૂર્ય સમર્થ છે, તેમ પોતાના કરતાં પણ અધિક શત્રુઓના સમુદાયનો નાશ કરવામાટે જે વીરછે તેજ શક્તિમાન છે. માટે જે કલ્યાણકારક પુરૂષ છે તેજ, મારૂં અને જરાસંધનું બાહુનું પરાક્રમ જોશે; અને સ્કંધથી તોડીને મેં આકાશનેવિષે ઉડાવેલું જરાસંધનું મસ્તક પણ જોશે. તે જરાસંધનું અને મારૂં યુદ્ધ એજ આકાશ, તેનેવિષે મારૂં જે પરાક્રમ તેજ મેઘ, તે શસ્ત્રાસ્ત્રની વૃષ્ટિ કરીને જરાસંધના બાહુના બળરૂપ તાપે તપ્ત થએલી ભૂમિને શીતળ કરશે. કિંવા મારી વાર્તા તો એક કોરે રહી; પણ કૌરવોના રક્ત સહવર્ત્તમાન તેને ભક્ષણ કરવાની ઇચ્છા કરનારાં અર્જુનનાં બાણોનું તે જરાસંધ ઉપોષણ થશે. જેઓની સંખ્યા કરવી અશક્ય છે એવા યાદવરાજાઓ, કટક સહવર્તમાન, અને ધર્મરાજાની સાત અક્ષોહિણી સેના સહવર્તમાન આ હું મહાત્વરાએ કુરૂક્ષેત્ર ભૂમિનેવિષે પ્રાપ્ત થયોજ છું; એમ તું જાણજે. અને તારો પ્રભુ જે જરાસંધ, તેને જો બાહુ સામર્થ્ય હોય તો ત્યાં આવે." એ પ્રમાણેની બંને કર્ણને અત્યંત દુઃખ આપનારી વાણી શ્રવણ કરીને જરાસંધ, મૂર્તિમાન કાળાગ્નિ સરખો અતિશય જ્વલન પામતો હવો. તે સમયે પાસે બેઠેલા જે ગાંધારીપુત્ર દુર્યોધનાદિક—તેઓએ ભાષણ કર્યું કે "હે રાજન, શીયાળીઆંઓએ સિંહનો નાશ કરવા માટે શો આ આવેશ ધારણ કર્યો છે!! તમે અમારી પછવાડે રહ્યા છતાં અર્થાત્ અમોને પાછળ રહી સહાય કરનારા છતાં અમેજ એ કૃષ્ણને મારશું. સૂર્ય પછવાડે હોયતો તે સૂર્યનાં કિરણો અંધઃકારને નાશ કરતાં નથી શું? પાંડવોના કલ્પાંતરૂપ નાટકને નૃત્ય કરાવનારા અમોએ કરેલો એ કૃષ્ણનો વધ—એજ તમારા નેત્રને આનંદ કરાવનારી એવી નાટકારંભે મંગળરૂપ નાંદી થશે. અમારા બાહુઓ, પાંડવોનું ખંડન કરતાં છતાં એ કૃષ્ણનેજ અવશેષ મૂકશે શું? પ્રલયકાળનો સમુદ્ર પર્વતોને બુડાડવા લાગ્યો છતાં મેરૂપર્વતનો ત્યાગ કરેછે શું? અર્થાત્ મેરૂપર્વતને પણ બુડાડે છે. ત્યારપછી છીંક પ્રમુખ દુષ્ટ

અપશુકને નિવારણ કરેલો છતાં પણ તે જરાસંધ, યુદ્ધનેવિષે પ્રસ્થાન કરવા માટે સેનાને આજ્ઞા કરતો હવો. તે સમયે તેટલા તે જરાસંધના સૈન્યનો ભાર ધારણ કરવા માટે અસંભવિતજ માનનારી જાણે હોયના! એવી દેવિરૂપ પૃથ્વી નગરની આસપાસ કંપાયમાન થવા લાગી. "આ જરાસંધરાજાને વિપત્તિરૂપ સમુદ્રમાં આગળ બૂડવાપણું અવશ્ય પ્રાપ્ત થશે." એવું જાણીને શોકને માટેજ જાણે હોયના! તેમ દિશાઓ, અત્યંત મલિન વસ્ત્ર ધારણ કરનારીઓ અને શ્યામ મુખ વાળી થવા લાગીઓ. અર્થાત્, પ્રસ્થાન સમયે દિશાઓ નિસ્તેજ અને ધુમ્રવર્ણું જેવી થઈ ગઈઓ. "આ સેના સંબંધી ધૂળે અમે અત્યંત આચ્છાદિત થઈશું." એવા ભયે કરીનેજ જાણે હોયના! તેમ દિવસનેવિષે બળાત્કારે નક્ષત્રો, ઝંપા, અને ઉલ્કાપાત દિસવા લાગ્યા. પ્રસરનારો એવો જે જરાસંધનો પ્રતાપરૂપ અગ્નિ, તેની જ્વાળા સમુદાયે કરીનેજ જાણે હોયના! તેમ તે જરાસંધના નગરનેવિષે રાત્રિ દિવસ દિશાઓનો દાહ દેખાવા લાગ્યો. "એવા ઉત્પાત થયા છતાં પણ પ્રસ્થાન કરનારો જરાસંધ ફરી પાછો અહિંયાં આવનારો નથી;" એવી શંકાએજ જાણે હોયના! તેમ તે નગરની આસપાસ પૃથ્વીનેવિષે મોટા નિર્ઘાત થવા લાગ્યા. અર્થાત્ નાદ થવા લાગ્યા. તે જરાસંધ, આવાં દુર્નિમિત્તોને પણ ક્રોધના આવેશે અનાદર કરી કૌરવો સહવર્તમાન યુદ્ધનેવિષે પ્રયાણ કરતો હવો. તે સમયે હે દેવ, હરિ એવું સિંહશબ્દવાચક જે તમારૂં નામ, તે નામથીજ જાણે ભય પામ્યો હોયના! એવો તે જરાસંધરાજાનો ગજશ્રેષ્ટ, જરાસંધ તેના ઊપર બેસવા લાગ્યો છતાં મદઝરણનો ત્યાગ કરી નિર્મદ થઈ ગયો. અને તે જરાસંધ પ્રસ્થાન કરવા લાગ્યો છતાં તે સેનાના અશ્વ અને ગજ તમારી સેનાના ભયે કરીનેજ જાણે હોયના! તેમ મૂત્રોત્સર્ગ અને પુરિષોત્સર્ગ કરવા લાગ્યા. તેમજ તેના પ્રસ્થાન સમયે જયદુંદુભી, તાડન કરતી વખતેજ, જરાસંધની વિપત્તિ જાણનારી એવી રાજ્યલક્ષ્મીના હૃદયની જેમ તત્ક્ષણ અત્યંત ફાટી જતો હવો. તે સમયે જેઓને અત્યંત ખેદ પ્રાપ્ત થયોછે એવા કુરૂસેનામાં મહોટા જે ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય પ્રમુખ-તેઓની પરસ્પર એવી વાણી નિકળવા લાગી કે "આ દુષ્ટ અરિષ્ટે કરી યુદ્ધનેવિષે ગમન કરનારા મહા શૂરવીર પુરૂષનું પણ સ્પષ્ટપણે પુનરાગમન થનાર નથી; એવું જણાય છે. કેવળ ઉદ્ધતપણાનું મંદિર અને અત્યંત પથ્યકારક એવી હિતેચ્છુપુરૂષની પણ વાણી ન સાંભળનારો એવો આ દ્યૂતમાતુર જરાસંધ, યુદ્ધ કરવા માટે આવેછે. તેમજ દુષ્ટબુદ્ધિપુરૂષોમાં અગ્રેસર એવો દુર્યોધન, તે યોગ્ય એવા વૃદ્ધપુરૂષોના કિંચિત પણ ઊપદેશને માનતો નથી. એક જરાસંધ, તે દુર્બુદ્ધિ; અને બીજો દુર્યોધન તે, ગ્રીષ્મઋતુના તાપથી સંતાપિત થએલાને જેવો કાળકૂટનો સમાગમ હોય તે સરખો તેને આવી મળ્યો છે. અર્થાત્ ગ્રીષ્મઋતુનો તાપજ અત્યંત દુઃખ દેનારો છતાં તેમાં પ્રાણહાણી કરનારો જેવો કાળકૂટ વિષનો સમાગમ, તેવો આ બંનેનો મેળાપ થયો છે. એ માટે

એ બંને દુરાત્માઓ દાવાનળ સરખા, પોતાના સર્વ કુળરૂપ અરણ્યને બાળીને પોતે પણ અત્યંત નાશ પામશે. પછી તે જરાસંધનો સૈન્યરૂપ સમુદ્ર, કૌરવોની સેનાએ મિશ્રિત થઈ વૃદ્ધિ પામ્યો; તે જાણે સમુદ્રછે તે, ચંદ્રનાં કિરણોએ કરીને વૃદ્ધિ પામ્યો હોયના! એવો શોભવા લાગ્યો. તે સમયે પૂર્વ યોગાભ્યાસ કરેલો પુરૂષ જેમ પોતાના આત્મસ્વરૂપને મળેછે, અર્થાત્ મોક્ષને મળેછે, કિંવા નદીઓ જેમ સમુદ્રને જઈ મળેછે તેમ હજારો રાજાઓ; તે જરાસંધના સૈન્યપ્રત્યે પ્રવેશ કરવા લાગ્યા. તે સૈન્યે વ્યાપ્ત કરી નાખેલી ભૂમિના ભારને ધારણ કરવા માટે સહાયની ઇચ્છા કરનારા શેષનાગે પણ અન્ય નાગરાજાઓની પ્રાર્થના કરી હોયના! એવું લાગ્યું. અર્થાત્ તે સમયે સૈન્યના ગમનાદિકે કરી પૃથ્વી કંપાયમાન થવા લાગી તે સેનામાંના અશ્વોના ચરણ પ્રહારે કરી પૃથ્વી એવી દુ:ખિત થઈ કે રજના મિષેકરી આકાશમાં સંચાર કરનારી થઈ. અર્થાત્ આકાશમાં જઇને રહી. સારાંશ ધૂળે કરી આકાશ વ્યાપ્ત થયું. તે સમયે વાયુ પણ, વીરશ્રેષ્ટ એવા જરાસંધને પણ પ્રતિકુળ વહેવા લાગ્યો. એ ઉપરથી તે વાયુ પોતાનું મહા બળપણું સત્ય કરતો હોયના! એવું લાગ્યું. અર્થાત. તે વાયુ મહાબળી હોવાથી "અર્દ્ધચક્રિ એવા જરાસંધને પણ હું સહજ જીતીશ" એવું જાણીનેજ જાણે હોયના! તેમ પ્રતિકુળ વહેવા લાગ્યો. તે સમયે મૃત્યુને માટે ગમન કરનારા એ જરાસંધને "હે સૂર્ય તું પણ ઉપેક્ષા કરેછે" એવા હેતુએજ જાણે હોયના! તેમ સૂર્યના ભણી પોતાનું મુખ કરી શીયાળણીઓ, યથેચ્છ ક્રુર શબ્દ કરવા લાગીઓ. અને તે સૈન્યે જેનું સર્વ પાણી શોષણ કર્યું છે એ કારણથી પોતાની પ્રત્યે ન પ્રાપ્ત થનારી એવી નદીરૂપ સ્ત્રીઓની વિરહવ્યથાને જાણે ધારણ કરતો હોયના! એવો સમુદ્ર, મહાગર્જના કરવા લાગ્યો. તે જરાસંધરાજા' પોતાની સેનામાં ભૂભૃત એટલે રાજાઓ છતાં "હે ભૂભૃત, એટલે પર્વત, તમે સૈન્યથી અન્ય સ્થળે કાં શોભોછો?" એવા ક્રોધે કરીનેજ જાણે હોયના! તેમ સૈન્યે કરી પર્વતોને આક્રમણ કરતો હવો. અર્થાત. જરાસંધરાજા. પોતાના સરખું ભૂભૃત નામ ધારણ કરનારા મોટા મોટા પર્વતોને ક્રોધેકરી જાણે જીતવા માટેજ હોયના! તેમ અતિક્રમણ કરતો હવો. ત્યારપછી જળયુક્ત દેશને જળરહિત કરનાર અને જળરહિત દેશને જળયુક્ત કરનાર. પૃથ્વીને પૃથ્વીરહિત કરનાર અને અપૃથ્વીને પૃથ્વી કરનાર, નદીને પર્વતરૂપ કરનાર અને પર્વતને નદીરૂપ કરનાર, એમ વિપરીત સૃષ્ટિ કરનારો બીજો બ્રહ્મદેવજ હોયના! એવો જરાસંધ, કૌરવસૈન્યસહવર્તમાન કોટરાવન નામના પર્વતની પાસે ગમન કરતો હવો. એવો આ જરાસંધ, પ્રાત:કાળેજ કુરૂક્ષેત્રનેવિષે નિશ્ચયે કરી પ્રાપ્ત થશે. જે વીરપુરૂષ છે તેને યુદ્ધ, પ્રિયછે." એવું ભાષણ કરી તે શેખરકદૂત, શ્રીકૃષ્ણને વંદણા કરવા લાગ્યો. એ પ્રમાણે તે દૂતે ઉચ્ચારેલી શત્રુની તે કથા શ્રવણ કરી શ્રીકૃષ્ણ, અર્જુનાદિ સર્વવીરો સહવર્તમાન હર્ષ પામવા લાગ્યા. કારણ, જેમ હરિણાક્ષિ સ્ત્રીઓ પોતાના પ્રિયપતિની પાસે સમાગમ કરવા માટે પરમ

હર્ષ ધારણ કરેછે, તેમ શૂર પુરૂષ, શત્રુના સમિપભાગે યુદ્ધાદિક સમાગમ કરવા માટે અત્યંત હર્ષ ધારણ કરેછે. તે સમયે શ્રીકૃષ્ણછે તે, તે દૂતને સંતોષકારક બક્ષીસ દેવરાવતા હવા. કારણ શેવકપુરૂષોનેવિષે પ્રભુની પ્રીતિ નિષ્ફળ થતી નથી.

પછી બીજે દિવસે પ્રાત:કાળે પૂર્વદિશાનેવિષે અરૂણસહિત સૂર્ય, ઉદય પામ્યો છતાં, સેનાના સંપૂર્ણ લોકોએ મોટા તેજ:પુંજ એવા દુંદુભિના નાદ શ્રવણ કરચા. તે સમયે સેનાથી કરી જેનો ઉદય અંધ:કારને પુષ્ટ કરનાર છે અને જેણે પ્રસરનારાં સૂર્યનાં કિરણો અત્યંત પ્રાશન કરચાં છે એવો, અને શ્યામવર્ણ તથા જાણે આયુષ્ટોમયજ્ઞ કરનારોજ હોયના! એવો ધૂળનો સમુદાય ઉડવા લાગ્યો. મંદરાચળે ક્ષોભિત થએલો એવો જે સમુદ્ર-તેના મ્હોટા ધ્વનિને જેણે જીત્યોછે, એવો સેનાના લોકોનો કોળાહળ શબ્દ, તે અત્યંત શોભનારા જેઓના કર્ણ છે, એવા લોકોએ શ્રવણ કરચો. ત્યારપછી સૂર્યના કિરણની સહવર્તમાન કૃષ્ણની સેનાના લોકોના નેત્રમાર્ગનેવિષે પ્રકાશ પ્રાપ્ત થયો. ત્યારપછી જેનેવિષે વૃક્ષોનો સમુદાય ઘણો છે એવા સરસ્વતીના કાંઠા ઉપર કૃષ્ણનો જે સેનાનિવેશ એટલે સેનાને ઊતરવાની જગ્યા-તે જગ્યાની પાસેજ નિર્ભય એવા જરાસંધના સૈનીકોએ, ઇંદ્રના ઘરના ગર્વના સર્વસ્વને હરણ કરનારા એવા નિવાસ સ્થાપન કરચા. જરાસંધરાજાનો ચંદ્ર સરખો ઉજ્વળ નિવાસ-તે આસપાસના અન્ય શુભ્ર નિવાસો સહવર્તમાન-આસપાસ રહેનારા નહાના બરફના પર્વતો સહિત હિમાચળ સરખો શોભવા લાગ્યો. તેમજ કર્ણાદિક વીરોના, શલ્યાદિક રાજાઓના અને ભીષ્મપિતામહ પ્રમુખ સેનામાં રહેનારા શ્રેષ્ઠ પુરૂષોના, તેઓ તેઓના પૃથક્ પૃથક્ ચિન્હયુક્ત ધ્વજાએ શોભનારા, અને હસ્તિ સમૂહ, અશ્વસમૂહ, પાયદળ સ્વારસમૂહે કરી શોભનારા યથાસ્થાન મર્યાદાએ નિવાસ ઉત્પન્ન થતા હવા. તે અવાસોએ વેષ્ટિત એવો દેદીપ્યમાન દુર્યોધનનો નિવાસ, મોગરાની કળી સરખો શ્વેતવર્ણ એવો, જેમ ગ્રહોની સહવર્તમાન ચંદ્ર શોભેછે તેમ શોભવા લાગ્યો. તે સમયે કુરૂક્ષેત્રપાસેની ભૂમિ, કેટલીક હસ્તિસમૂહમય, કેટલીક અશ્વસમૂહમય, કેટલીક રથસમૂહમય, કેટલીક લોકોના સંચારથી ધૂળમય અને કેટલીક સેનાના નિવાસમય; એવી થઈ. અર્થાત્ સર્વ ભૂમિ, ચતુરંગ સેનાએ અને નિવાસોએ વ્યાપ્ત થઈ ગઈ. ત્યારપછી સાયંકાળની સભાનેવિષે બેઠેલો એવો સભાનો નાયક જરાસંધરાજા, સર્વ રાજાઓની સમક્ષ ભાષણ કરવા લાગ્યો.

જરાસંધ—યુદ્ધનેવિષે કૃષ્ણને ગ્રાસ કરનારા એવા જે મારા સૈન્યના લોકો તેના, શાકાદિક ભક્ષ પદાર્થને ઠેકાણે તે પાંડવો થશે. ચંદ્રનેવિષે પ્રકાશ ગુણછે માટે રાજતા શોભેછે, પરંતુ રાજાઓનેવિષે જે રાજતા છે તે ચંદ્ર કરતાં વિપરીત શોભેછે. અર્થાત ચંદ્રછે તે પ્રકાશમાન છે, પરંતુ સર્વકાળ શીતળ છે; અને રાજા છે તે પ્રકાશમાન છતાં પ્રજાના કલ્યાણ માટે શીતળ અને શત્રુનો

પરાભવ કરવામાં અતિ ઉગ્ર હોઇને વળિ નિષ્કલંક છે. કિંવા રાજા લોકો, આશ્રય કરનારી પ્રજા ઉપર પ્રેમ કરેછે, શત્રુનો ઘાત કરેછે અને સાધારણ લોકો ઊપર સાધારણપણે ચાલેછે, એ માટે ચંદ્ર કરતાં રાજાનેવિષે જે રાજત્વ છે તે વિશેષ છે. હવે જે રાજા થઇને એવી રીતનું રાજત્વ ધારણ કરતા નથી, તો તે રાજ શબ્દને પણ સેવન કરનારો કેમ થશે? અને પુરૂષોમાં પણ તે કેમ ગણના પામશે? અર્થાત્ તે પરાક્રમ શૂન્ય છતાં નપુંસક તુલ્ય જાણવો. એ માટે સવારે પ્રાતઃકાળે હું પાંડવરહિત ભૂમંડળ કરી દુર્યોધનના રાજ્યને શત્રુશૂન્યતા પ્રત્યે પમાડીશ. અર્થાત્ પાંડવોને મારી દુર્યોધનના રાજ્યને શત્રુરહિત કરીશ. એવું જરાસંઘે ભાષણ કરચું છતાં દુર્યોધન, હાથ જોડીને ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—હે રાજેંદ્ર, મારી વાણી શ્રવણ કરવા માટે તમે યોગ્યછો. શૂર પુરૂષોમાં રત્નરૂપ એવા તમે, યુદ્ધાંગણનેવિષે પ્રાપ્ત થયા છતાં અન્યની વાતતો એક કોરે રહી, પરંતુ પાકનામક દૈત્યને શાસન કરનારો જે ઇંદ્ર, તે ઇંદ્ર પણ અત્યંત તુચ્છ છે. એ માટે જે પુરૂષ, તમારૂં સામર્થ્ય એજ કોઈ એક દેવતા- તેનું કૃપાપાત્રપણું પામ્યો છે, તે પુરૂષ સર્વ શત્રુનેવિષે યથેચ્છપણે પરાક્રમે શોભનારો જાણવો. એ માટે હે વીરશ્રેષ્ટ, પાંડવોના સંહારથી જેની ઉત્પત્તિ છે એવો જે યશ, તે યશનું માત્ર એક અંશ હરણ કરવાપણા પ્રત્યે મને પમાડવા માટે તમે યોગ્ય નથી. અર્થાત્, પાંડવોને સંહાર કરવાનો યશ તે સર્વ મનેજ મળવો જોઇએ. હુંજ તમારા આશ્રયે કરીને સર્વ પાંડવોનો વધ કરીશ. અને યુદ્ધનેવિષે તે પાંડવોની સહવર્ત્તમાન તે કૃષ્ણને પણ જો હું મારીશ તો તમારી આજ્ઞા ધારણ કરનારો એવો જે હું-તેણે કરેલું પરાક્રમ, તમારા વિશેષ યશનું કારણ થશે. એ માટે જયાંહાં સુધી પાંડવ કૌરવનું મહા યુદ્ધ પૂર્ણ થાય, ત્યાંહાં સુધી તમે સૈન્યનેવિષે રહો. એવું તમે કરચું છતાં મારા ઊપર મોટો અનુગ્રહ કરચા સરખું થશે.

એવું દુર્યોધનનું ભાષણ સાંભળી જરાસંધરાજાએ "બહુ સારૂં" એમ કહી સ્વિકારચું છતાં પછી જરાસંધની આજ્ઞાએ પરિવાર સહવર્ત્તમાન ધૃતરાષ્ટ્રપુત્ર દુર્યોધન, પોતાના નિવાસપ્રત્યે ગમન કરતો હવો. અને તેજ સમયે પોતાની સેનામાં મુખ્ય એવા ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય અને કર્ણ પ્રમુખ સુભટોને એક ઠેકાણે બોલાવીને દુર્યોધન એવું ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—હે ભીષ્મપિતામહાદિકો, સવારે પ્રાતઃકાળે આ અગાધ યુદ્ધસમુદ્ર પ્રાપ્ત થયો છે, તેને તરવા માટે તમારા બાહુદંડ એજ સેતુરૂપ છે. જે કાર્યનેવિષે કાર્ય કરનારા પુરૂષો એક ચિત્તવાળા હોઇને ઉત્સાહયુક્ત હોયછે; તે અતિ દુષ્કર કાર્ય હોય તોં પણ સહેલું થાયછે. કારણ, ચંદ્ર, વસંત અને મલય સંબંધી વાયુ-એઓએ સહાય કરેલો કામદેવ, મુનિઓના ચિત્તને પણ, મથન કરતો નથી શું? એ માટે તમારા બાહુપરાક્રમે કરી હું યથેચ્છપણે શત્રુઓને જીતીશ.

પક્ષીશ્રેષ્ઠ ગરૂડ પણ પોતાના પક્ષે કરીનેજ આકાશરૂપ સમુદ્રને તરી જાયછે. એ માટે શત્રુઓના ખડ્ગરૂપ ઊદકના સિંચનનું શોષણ કરનારા તમારા બાહુરૂપ તાપે કરી મારી કીર્તિરૂપ મોગરી નિરંતર વિલાસ પામી પ્રફુલ્લિત રહેશે. સાંપ્રતકાળે પોતેજ પાંડુપુત્રોનો વધ કરવા માટે શ્રદ્ધાળુ-પણામય એવો જે જરાસંધ તેને, "હું પ્રથમ યુદ્ધ કરીશ" એવી મેં પ્રાર્થના કરેલી છે. અર્થાત્, "પ્રથમ હુંજ પાંડવો સાથે યુદ્ધ કરીશ; તમે સૈન્યમાં રહો એટલે થયું" એવું મેં જરાસંધને કહેલું છે. એ માટે તમે મારી ઊપર અનુગ્રહ કરી આપણી સૈન્યમાં રહેનારા સંપૂર્ણ યોદ્ધાઓનું સ્વરૂપ નિવેદન કરવા માટે યોગ્ય છો. આપણા સૈન્યમાં અતિરથિ કેટલાક છે? મહારથિ કેટલાક છે? રથિ કેટલાક છે? અર્દ્ધરથિ કેટલાક છે? અને સેનાધિપતિ હું કોને કરૂં? તે સર્વ ઊત્તમ પ્રકારે મને કહો.

પછી ભીષ્મપિતામહ, તે દુર્યોધન પ્રત્યે ભાષણ કરવા લાગ્યા. કે હે રાજન, તું આ શું બોલેછે? તું પોતેજ સર્વ ધનુર્ધારીઓનું રહસ્ય સત્યપણે જાણે છેજ, તેમાં રાધેય (કર્ણ) તો યુદ્ધાં-ગણનેવિષે કૃપાળુ અને પ્રમાદી છે; એ માટે એ અર્દ્ધરથિજ છે એવું મને ભાસેછે.

કર્ણેંદ્રિયને વિષતુલ્ય એવું ભીષ્મપિતામહનું તે વચન શ્રવણ કરીને કોપથી કરી જેનો ઓષ્ટપલ્લવ કંપાયમાન છે, એવો કર્ણ, ભાષણ કરવા લાગ્યો કે "આ ભીષ્મપિતામહનું યુદ્ધનેવિષે જ્યાં સુધી અતિરથિપણું છે, ત્યાં સુધી પાંડવોની સાથે યુદ્ધ કરવા માટે હું ધનુષ્ય ધારણ કરનાર નથી." એવું ભાષણ કરી પોતાના બાહુ સામર્થ્યે સર્વ જગત તૃણતુલ્ય માનનારો કર્ણ, ક્રોધાંધ થઇને તે એ સ્થાનકમંડપથી ઉઠીને નિકળી જતો હવો. તે નિકળી ગયો છતાં ખિન્ન થનારા દુર્યોધન પ્રત્યે ભીષ્મપિતામહ ભાષણ કરવા લાગ્યા કે "હે રાજન, અકાળેજ તારા મુખને વિષે આ શી મલિનતા પ્રાપ્ત થઇછે? મુખ્યત્વે કરી હું જો ધનુષ્ય ધારણ કરનારો છઊં તો તે સમયે કર્ણનું શું પ્રયોજનછે? અને જો હું કાર્ય, સંપાદન કરવાનો નથી તો પછી કર્ણે શું થવાનું છે? અ-ર્થાત્, જે કાર્ય, મારા હાથથી નથી થવાનું તે કાર્ય કર્ણ, શું કરી શકશે?" પછી ભીષ્મપિતામહનું એવું ભાષણ શ્રવણ કરી દુર્યોધને ભીષ્મપિતામહ પ્રત્યે ભાષણ કરચ્યું કે "હે તાત, જ્યારે તમે મારા ઊપર પ્રસન્ન છો ત્યારે હું કાંઇક થોડી પ્રાર્થના કરૂંછું. કે હે તાત, તમે આ મારૂં યુદ્ધભાર ધારણ કરવા માટે જે અગ્રેસરપણું છે તે અગ્રેસરપણું ધારણ કરો. અર્થાત્ તમેજ સેનાધિપતિપણું સ્વિ-કારો. કારણ, પૃથ્વીને ધારણ કરવા માટે અગ્રગણ્ય જે શેષનાગ, તેના વિના અન્ય કોણ સમર્થ છે?"

એવી તે દુર્યોધનની વાણીને ભીષ્મપિતામહ શ્રવણ કરતા હવા. તેજ સમયે દુર્યોધને સેનાધિપતિપણાવિષે ભીષ્મપિતામહને અભિષેક કરચ્યો.

ત્યારપછી ગાંધારીપુત્ર દુર્યોધને મોકલેલો બુદ્ધિમાન કોઇએક બંદી, ધર્મરાજા પ્રત્યે આવીને ભાષણ કરવા લાગ્યો કે "હે રાજન, પોતાનું દુર્વાર જે બાહુસામર્થ્ય, તે બાહુસામર્થ્યે કરી જેણે

અત્યંત શત્રુઓનાં મંડળ જીત્યાં છે એવો મહાવીર, અને કૌરવોમાં અગ્રગણ્ય એવો જે દુર્યોધન, તે મારી વાણીએ તમોપ્રત્યે આવું ભાષણ કરેછે. "તમોને પૃથ્વીના લાભે કરી પ્રાપ્ત થનારો જે કીર્તિનો ભાગ, તે આપવા માટે કૃપણ એવો જે હું-તે તમારી સાથે પ્રથમ યુદ્ધારંભનુ ઠરાવ કરવા માટે જરાસંધ પ્રત્યે ગમન કરતો હવો. એ માટે પ્રાતઃકાળેજ યુદ્ધોત્સાહમાં દીક્ષિત-એવા જે ભીષ્મ-પિતામહ-તેમને આગળ કરી યુદ્ધભોંમિમાં પ્રાપ્ત થનારો જે હું-તેને તમે જોશો. એ માટે તમારા અંતઃકરણમાં બળનો અને ધૈર્યનો કાંઈ પણ જો ઉત્કર્ષ હોય, સર્વ ભૂમિના ઉપભોગના વૈભવનેવિષે જો ઇચ્છા હોય, વીરોનો નાશ કરવા માટે સિદ્ધ થનારૂં જો બાહુબળ હોય અને યુદ્ધને સેવન કરવા માટેજ જેમના બાહુઓ અભિલાષ કરનારા છે એવા જો બંધુઓ હોય તો પોતાના સર્વ સૈન્ય સહવર્ત્તમાન, અને કૃષ્ણના સર્વ સૈન્ય સહવર્ત્તમાન પ્રાતઃકાળે બાહુપરાક્રમરૂપ યુદ્ધનેવિષે મારા અગ્રભાગે તમારે પ્રાપ્ત થવું. શત્રુના શૌર્યપણાએયુક્ત એવાં તે બંદીનાં વચન શ્રવણ કરી જેને વિસ્તારયુક્ત એવા અંકુરોએયુક્ત પ્રીતિ ઉત્પન્ન થઈ છે એવો ધર્મરાજા ભાષણ કરવા લાગ્યો.

યુધિષ્ઠિર—હે બંદીરાજ, તું પણ તારા તે પ્રભુને એવું નિવેદન કર કે "તું પણ આ તેં કહેવરાવેલું વચન વિપરીતપણે કરી પ્રથમ હર્ષયુક્ત અને પછી ખેદયુક્ત એવું કરીશ નહીં. તો કેવળ યુદ્ધનોજ નિશ્ચય તેં મને જે પ્રમાણે જણાવ્યો તેજ પ્રમાણે સ્થિર રાખજે. હું તારી પહેલાં પ્રાતઃકાળે યુદ્ધાંગણનેવિષે ન આવું તો રાજાનું વ્રત ધારણ કરનારો જે હું-તેની તે વ્રતથી સર્વ પ્રકારે ભ્રષ્ટતા જાણવી. એવું ભાષણ કરી સુવર્ણના સમુદાયે તે બંદીને સત્કાર કરી અને વિદાય કર્યા પછી ધર્મરાજા, કંસાંતક એટલે કંસને મારનાર જે કૃષ્ણ-તેની પ્રત્યે ગમન કરતો હવો. પછી બંદીએ ઉચ્ચારેલી કૌરવ સંબંધી સર્વ કથા કહીને ધર્મરાજા પોતે, "કૌરવોની સાથે હે કૃષ્ણ, પ્રથમ તમે સંગ્રામ કરો" એવી પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારપછી અરિષ્ટાસુરનો શત્રુ એવો જે કૃષ્ણ, તે હાસ્ય કરી ધર્મરાજા પ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે "હે યુધિષ્ઠિર, શત્રુરૂપ તુલના (સીમલા વૃક્ષના ફલમાંથી રૂ જેવું જે નીકલે છે તેને તુલ કહેછે) તે તુલના સમુદાયનો દાહ કરવા માટે તું મને ભાગીદાર શામાટે કરેછે? અર્થાત તુલ સમુદાયનો દાહ કરવા માટે જેમ સહાયની જરૂર નથી તેમ શત્રુઓનો નાશ કરવા તને મારા સહાયની જરૂર નથી. અને યુદ્ધનેવિષે જય તો સહાયે કરી પ્રાપ્ત થાયછે એવું કાંઈ નથી; કેવળ પરાક્રમેજ જય પ્રાપ્ત થાયછે. તેમાં તમારેવિષે તો પાંડુરાજાનું તેજ અત્યંત પ્રકાશે છે. અર્થાત્ તમે પાંડવો, પાન્ડુરાજાના વીર્યના છો તેથી તેમના સમાન બળ અને તેજવાળા છો. તથાપિ હે ધર્મરાજા, તેં મારી પ્રાર્થના કરી, એમાટે હું અર્જુનનો સારથી થઈ તારી અને ધનુર્ધારી યોદ્ધાઓની દૃષ્ટિને સારથ્યપણાએ સંતુષ્ટ કરીશ." એવી કૃષ્ણની વાણી, ધર્મરાજા શ્રવણ કરીને પછી પોતાની સેનામાં જઈ યુદ્ધની તૈયારી કરવા

માટે આજ્ઞા કરતો હવો. અને સર્વ મંડળીક રાજાઓના સંમતે કરી યુધિષ્ઠિર, દ્રુપદરાજાનો પુત્ર જે ધૃષ્ટદ્યુમ્ન-તેને સેનાધિપતિ કરતો હવો.

પછી બીજે દિવસે પ્રાતઃકાળે સૈન્યસમુદાયસંબંધી રાજાઓ યુદ્ધ કરવા માટે નિકળ્યા છતાં તેજસમયે તેઓના ક્રોધ રૂપી અગ્નિની જ્વાળાજ હોયના! એવાં નાના પ્રકારના વર્ણનાં ધારણ કરેલાં રેશમી પટ વસ્ત્રાદિક, તે પણ વીરો સહવર્તમાન નિકળ્યાં. અર્થાત્ વીરોએ ધારણ કરેલાં ચિત્ર વિચિત્ર વસ્ત્રો, વીરોના ક્રોધરૂપ અગ્નિની જ્વાળા સરખાં શોભવા લાગ્યાં. તે યુદ્ધના આરંભનો જે ઉત્સાહ-તે ઉત્સાહવાળી યોદ્ધાઓની જે પંક્તિ-તેમના ભક્ષણને માટે દહી અને ચોખાની ધાણીનું ચૂર્ણ એ બંનેના બનાવેલા લોંદા સરખા કરંભ નિર્માણ કરચા. .તે સમયે "યુદ્ધનો જે ઉત્સાહ તેને વીરોના કંઠમાં રહેનારીઓ આ માળાઓ જોશે" એવું જાણીનેજ જાણે પહેરીઓ હોયના! તેમ, પ્રફુલ્લિત હોઇને સુંદર અને ઊપભોગ કરવાને માટે યોગ્ય, એવી નવિન માળાઓ કેટલાએક પુરૂષોએ પોતાના કંઠને વિષે પહેરીઓ. તેમજ ઊત્તમ વીરપુરૂષોના શરીરે લેપનાદિક કરવા માટે કેટલાએક પુરૂષોએ ચંદન વસ્યું; અને વીરપુરૂષોને તિલક કરવા માટે કસ્તુરીનું ચૂર્ણ કરચું. તે સમયે યુદ્ધને આરંભે યોદ્ધાઓના નિવાસનેવિષે શસ્ત્રાસ્ત્રના અધિષ્ટાયક જે દેવો તેના બળિદાન અને પુષ્પ સમર્પણાદિકે કરી શોભનારા એવા મહોત્સાહ પ્રવૃત્ત થવા લાગ્યા. તે સમયે પતિના જયની ઇચ્છા કરનારી એવી વીરસ્ત્રીઓએ માનેલી દેવોની પૃથક્ પૃથક્ લક્ષાવધિ માનતાઓના શબ્દ સંભળાવા લાગ્યા. અર્થાત, તે સમયે સર્વ વીરસ્ત્રીઓએ યુદ્ધનેવિષે પોતાના પતિઓને જય પ્રાપ્ત થાય એ માટે દેવની પાસે લક્ષાવધિ પ્રાર્થનાઓ કરીઓ. કેટલીએક વીરસ્ત્રીઓ, પોતાના પતિનો પૂર્વે થએલો જે સંગમ-તેણે કરી ઉત્પન્ન થએલો જે પ્રેમ-તે પ્રેમના તરંગોએ કરીનેજ જાણે હોયના! તેમ એકાંત સ્થળે યથેચ્છપણે પોત પોતાના પતિને દૃઢાલિંગન કરતી હતીઓ. કેટલીક સ્ત્રીઓ-જેઓને એકાંત સ્થળે પતિના આલિંગને કરી રોમાંચ પ્રાપ્ત થયો છે, એવીઓ તે સ્ત્રીઓ, પતિ પ્રત્યે ભાષણ કરવા લાગીઓ કે "હે પ્રાણનાથ, હું વીરકન્યા છું. અને લોકોમાં પ્રખ્યાત એવી વીરસ્નુષા પણ છું; એ માટે તમોએ સાંપ્રતકાળે મને અખંડ એવું વીરપત્નિત્વ આપવું. અર્થાત્ તમે યુદ્ધને વિષે મહા પરાક્રમ કરચું છતાં મને સર્વ લોકો વીરપત્નિ કહેશે. તમે યુદ્ધ સંગતિ કરી છતાં શત્રુઓની દૃષ્ટિ ભયયુક્ત થઈ વિશ્રાંતિ પામો, અને તમારા પ્રભુની દૃષ્ટિ આનંદયુક્ત થઈ વિશ્રાંતિ પામો. તમોએ, તમારા ખડ્ગે ભેદ પામેલા ગજ ગંડસ્થળથી ઉત્પન્ન થનારાં મોતીઓની માળાને મને સમર્પણ કરવી, અને તમારી કીર્તિ વર્ણન કરનારી થાઊં એવી મને કરવી. યુદ્ધમાં તમોને જોનારા યોદ્ધાઓના સર્વ સમુદાયને જેવા તમે વર્ણન કરવા યોગ્ય, તેવી હું પણ સર્વ લોકોએ વીરપત્નિત્વે કરી વર્ણન કરવાને યોગ્ય, એવી થવાની ઇચ્છા કરૂંછું. કેટલીક સ્ત્રીઓ

પોતાના પતિને એવું કહેવા લાગી કે હે નાથ, શત્રુઓને જીતી તમે પ્રાપ્ત થયા છતાં હું દૃઢાલિંગન કરી, તમોને યુદ્ધનેવિષે શસ્ત્રપ્રહારે કરી પ્રાપ્ત થનારા જે ઘાવ-તેની વ્યથાદૂરકરણ પ્રસિદ્ધ કરીશ. અર્થાત્, મેં તમોને દૃઢાલિંગન કરચું છતાં તમારૂં સર્વ દુ:ખ દૂર થશે." કેટલીએક સ્ત્રીઓ, પ્રાત:કાળમાં પતિ યુદ્ધને માટે જવા લાગ્યો છતાં તેને આલિંગન કરી ભાષણ કરવા લાગીઓ કે "હે પ્રાણનાથ, વીરશ્રીએ તમને શત્રુના અગ્રભાગનેવિષે આકર્ષણ કરચું છતાં અર્થાત્ શત્રુના સમિપભાગે તમને મૃત્યુ પ્રાપ્ત થયું છતાં, જયલક્ષ્મીએ આલિંગન કરેલા અને સ્વર્ગમાં જશો એટલે ત્યાં અપ્સરાના સમુદાયે આલિંગન કરેલા, એવા તમે ફરી અમને જોવાના નથી. એવું જેઓ પ્રત્યે સ્ત્રીજનોએ નિંદાયુકત ભાષણ કરચું છે એવા, અને યુદ્ધનેવિષે ગમન કરનારા કેટલાએક પુરૂષ-જેઓના ગાલ હાસ્યે કરી હર્ષયુકત છે એવા થઇને પોત પોતાની સ્ત્રીઓ પ્રત્યે ભાષણ કરવા લાગ્યા. તેમાં કેટલાક કહેછે કે "અમોએ યુદ્ધનેવિષે મારેલા શત્રુઓ સ્પષ્ટપણે સ્વર્ગ પ્રત્યે ગમન કરશે. કારણ અમારી સાથે વેર કરી યુદ્ધનેવિષે યુદ્ધકરનારા વીર બીજે ક્યાં જવાના છે? અર્થાત્ તેઓને મૃત્યુવિના બીજી ગતીજ નથી. વળી કોઇએક વીર બોલ્યો કે, યુદ્ધનેવિષે ખડ્ગ ધારણ કરનારો હું-શત્રુઓને જર જર કરીને યુદ્ધરૂપ રંગમંડપનેવિષે મારા સ્વામિની સાથે જયલક્ષ્મીનો સ્વયંવર કરાવીશ. કોઇ વીર કહેછે કે, મારા ખડ્ગપ્રહારે કરી ભેદન થએલા હસ્તિઓના ગંડસ્થળથી ઉત્પન્ન થએલાં મોતીઓ તેજ જાણે નક્ષત્ર-તેણે કરી દિવસનેવિષે પણ નક્ષત્રયુકત થએલા એવા આકાશને શત્રુઓ સત્યપણે અવલોકન કરશે. તે સમયે કોઇએક વીર એવું કહેછે કે યુદ્ધરૂપ આકાશનેવિષે પ્રાપ્ત થએલો મારો ખડ્ગ-એજ કોઇએક નવીન મેઘ-તે કોણ શત્રુને સંતાપરૂપ ઊદકની વૃષ્ટિએ નિમગ્ન કરનાર નહીં? અર્થાત્ સર્વ શત્રુઓને દુ:ખ ઉત્પન્ન કરી મૃત્યુદશા પમાડશે. કોઇએક વીર એવું કહેછે કે બાહ્યભાગનેવિષે મારા બાહુપ્રતાપરૂપ ઉષ્ણતાપે તપ્ત થએલા એવા કોણ શત્રુઓ કીર્તિરૂપ પ્રાવરણ વસ્ત્રનો ત્યાગ કરી મારાં ખડ્ગરૂપ ઊદકનેવિષે નિમગ્ન થનાર નહીં? અર્થાત્ સર્વ શત્રુઓ નિમગ્ન થશે. કોઇએક કહેછે કે, મારા બાણરૂપી એકજ પિંજરાનેવિષે સ્થાપન કરેલા સર્વ શત્રુઓ ક્રીડા કરવા સારૂં પાળેલાં કબૂતર પક્ષીઓના ઉપમેયપને પામશે. અર્થાત્, પિંજરામાં બંધન કરેલાં કબુતર પક્ષીઓ જેમ અટકાવ પામેછે તેમ સર્વ શત્રુઓ મારા બાણરૂપ પિંજરાને વિષે અટકાવ પામશે. કોઇએક વીર એવું કહેછે કે મહાવેગે ગમન કરનારાં એવાં મારાં બાણો, તૃષાએ પીડિત થએલો પુરૂષ જેમ ઊદકનું પાન કરેછે તેમ શત્રુઓના હસ્તિઓના મદોદકની ધારાઓને પ્રાશન કરશે. અને કોઇએક કહેછે કે મારાં બાણરૂપી યાચકો, મારા શત્રુઓના હસ્તિઓના મદોદકનો સ્વિકાર કરશે, અને કીર્તિ તો ત્રણે લોકનેવિષે મારા પ્રભુનીજ વર્ણન કરશે." એ પ્રમાણે તે

સમયે યુદ્ધોત્સાહે કરી શોભનારા વીરોની ઈત્યાદિક નાના પ્રકારની વારંવાર પરસ્પર કથાઓ ઉત્પન્ન થઇઓ. પછી પૂર્વ દિશાનેવિષે, પ્રફુલ્લિત્ત થએલા જાસુસપુષ્પના રંગને જીતનારૂં એવું અરૂણનું તેજ, બાહુપરાક્રમી પુરૂષોના આનંદની સહવર્તમાન પ્રકાશ પામવા લાગ્યું. તે સમયે શંખ, રાત્રીનેવિષે ઊંઘેલા એવા સર્વ સેના સંબંધી રાજાઓને-તેઓના પરાક્રમની સહવર્ત્તમાન જાગૃત કરતો છતો નાદ ઉત્પન્ન કરવા લાગ્યો. તે સમયે કર્ણેંદ્રિએ થઈ અંદર પ્રવિષ્ટ થએલા એવા જે શંખના નાદ-તેણે કરી ચલન પામેલા જાણે હોયના! એવા રોમાંચના મિષેકરી રાજાઓના શરીરના બાહ્યભાગનેવિષે હર્ષ પ્રવૃત્ત થયો. તે સમયે યુદ્ધને માટે નિકળવાની ઊતાવળ કરનારા એવા કેટલાક લોકો, પાયદળ, રથ, ગજ અને અશ્વ-એઓને સજ્જ કરવા માટે અત્યંત ઊતાવળ કરવા લાગ્યા; અને તેઓના અનુલક્ષે કરી રાજાઓ પણ યુદ્ધને માટે ઊતાવળ કરવા લાગ્યા. તે સમયે મદોદકે કરીને કાદવયુક્ત થએલા અને પૃથ્વીતળનેવિષે શયન કરેલા અને જેઓને પગનેવિષે શબ્દ કરનારીઓ સુવર્ણ શૃંખલાઓ છે એવા હસ્તિઓ-તેમને શયનથી, ઊંચ શબ્દોએ કરી મહાવતોએ ઊઠાડ્યા. તેમજ સ્વારોએ અતિ ઉતાવળથી અશ્વોની પાસે આવીને, શબ્દ કરનારાં જેઓને સુવર્ણનાં ભૂષણો છે એવા જે અતિ વેગવાન અશ્વશ્રેષ્ઠો-તેઓને બંધન સ્થળથી છોડ્યા. તેમજ સર્વ હિતેચ્છુસમુદાયને કાંઈપણ ભય પ્રાપ્ત ન થાય એવા હેતુએ, જોકે યુદ્ધનેવિષે તો અત્યંત શૂરપણુ એજ જેઓનું રક્ષણ કરનાર છે એવા રાજાઓ, કવચ ધારણ કરવા લાગ્યા. તે સમયે રાજાઓનાં શરીર, કવચનેવિષે સમાયાં નહીં; તે યોગ્યજ છે. કારણ, જે શરીરના હૃદયના એક દેશનેવિષે પણ શત્રુની સેના સમાઈ જાય. અર્થાત્, જે વીરોના મનમાં શત્રુની સર્વ સેના મારવાની ઈચ્છા થવાના કારણે સર્વ સેના સમાય છે. તે શરીર કવચમાં કેમ સમાય? કેટલાએક રાજાઓ, "આપણે ધારણ કરેલાં કવચો, શત્રુઓનાં બાણોને સહન કરશે કે નહીં?" એવી પરીક્ષા કરવાને માટેજ જાણે હોયના! તેમ કવચને રોમાંચરૂપ તોમરે કરીને વેધન કરતા હવા. અર્થાત્ વીરોનાં શરીર રોમાંચયુક્ત થયાં. કેટલાએક લોહના ટોપ રહિત મસ્તકોએયુક્ત એવા યોદ્ધાઓ, "આપણ મસ્તકનેવિષે ટોપ ધારણ કરશું તો આપણું મુખ શત્રુઓ દેખશે નહીં અને તે કારણથી તેઓ યુદ્ધનેવિષે આપણને આહ્વાન કરશે નહીં." એવું જાણીનેજ જાણે હોયના! તેમ પોતાના મસ્તકનેવિષે ટોપને ન ધારણ કરતા હતા. તે સમયે માહાવતોએ એક ક્ષણમાં આસ્તરણ અલંકારાદિકે કરી સિદ્ધ કરેલા એવા હસ્તિઓ, તે સેનાનેવિષે, મોટા પર્વતની બાજુનેવિષે જાણે સ્તંભન થએલા મેઘજ હોયના! એવા શોભવા લાગ્યા. વળી તે સમયે પલાણાદિક અલંકારોએયુક્ત થએલા અને સમુદ્રના તરંગથી ઉત્પન્ન થનારો જે ઉચ્ચૈશ્રવા અશ્વ તે (સમુદ્ર મંથન કરતાં તેમાંથી ચૌદ રત્ન નિકળ્યાં તેમાંનું

ઉચ્ચૈઃશ્રવા અશ્વ એ પણ એક રત્ન ગણાયછે) તેની શોભાને ધારણ કરનારા એવા અશ્વોની પંક્તિઓ શોભવા લાગીઓ. તે સમયે જેઓને બાલ્હીક દેશ સંબંધી અશ્વો જોડેલા છે અને રક્ષણ કરવા માટે રહેલી સેનાએ જેઓ રક્ષિત એવા દિવ્ય રથો, સૂર્યના રથને તિરસ્કાર કરીનેજ જાણે હોયના! તેમ અત્યંત શોભવા લાગ્યા. તે સમયે બંધુઓની સહવર્તમાન કવચ ધારણ કરેલો યુધિષ્ઠિરરાજા, શત્રુઓના અરિષ્ટને ઉત્પન્ન કરવા માટેજ જાણે હોયના! તેમ પરિવેશ યુક્ત એવા સૂર્ય સરખો અરિષ્ટરૂપ દિસવા લાગ્યો. અર્થાત, ઉપગ્રહોએયુક્ત સૂર્ય, દૃષ્ટિ પડ્યો છતાં જેમ રાજાદિકોને શત્રુથી નાશ થશે એવું સૂચવે છે તેમ કવચ ધારણ કરેલો યુધિષ્ઠિરરાજા, સર્વ શત્રુઓને નાશસૂચકજ દિસવા લાગ્યો. તે સમયે નાના પ્રકારનાં આયુધો ધારણ કરનારા પાંચે પાંડવો, પ્રલયકાળની વખતે જેનેવિષે વિદ્યુલ્લતા ઘણી સ્ફુરણ પામેછે એવા મેઘ સરખા શોભવા લાગ્યા. તે સમયે જેવી રીતે કોઈ પુરૂષ, ઊદક અને ભક્ષણ કરવા માટે યોગ્ય એવા પદાર્થોને ગ્રહણ કરી સમુદ્ર તરવા માટે નૌકામાં બેસેછે તેવી રીતે તે પાંડવો અમોઘ એટલે સફળ એવાં શસ્ત્રાદિકો સહિત, યુદ્ધરૂપ સમુદ્રનેવિષે તારનાર એવા જે નૌકારૂપ રથો—તેની ઊપર આરોહણ કરતા હવા. તે પાંચ પાંડવો એજ જાણે પાંચ ઇંદ્ર—તેમને દેવો સરખા રાજાઓ કેટલાએક દૃઢ રથોની ઊપર આરોહણ કરી આસપાસ સેવન કરતા હવા. તેમજ કેટલાએક હાથીઓ ઊપર બેસનારા, કેટલાક અશ્વો ઊપર બેસનારા અને કેટલાક પદચારીઓ પણ પાંડવોની આસપાસ રહેતા હવા. તે સમયે જેના અશ્વ અરૂણે પ્રેરણ કરચા છે, જે કાંતિનો પતિ છે, અને જે પોતાના કિરણરૂપ હસ્તપંક્તિએ અગ્નિદેવતાસંબંધી બાણોને કરનારોજ જાણે હોયના! અને સુવર્ણના સરખી કાંતિએ જાણે સુવર્ણની કાંતિ ધારણ કરનારોજ હોયના! એવો અને તે પાંડવોના સહાયને માટેજ જાણે હોયના! એવો સૂર્ય, પૂર્વદિશાનેવિષે ઊદય પામ્યો. એટલામાં જેનેવિષે અતિશય પ્રકાશ પ્રસરેલો છે અને જેનેવિષે જાણે હજારો સૂર્યોદયજ થયા હોયના! એવી કુબેર દિગ્પાળની ઊત્તરદિશાને તે સંપૂર્ણ સૈનીક લોકો અવલોકન કરતા હવા. વિસ્મયે કરી જેઓનાં નેત્ર પ્રફુલ્લિત થયાંછે એવા સૈનીક લોકો, તે દિશાપ્રત્યે જેવા અવલોકન કરેછે એટલામાં તે સૈનીકો તે દિશાનેવિષે દિવ્ય એવાં ઘણાં વિમાનોને આવતાં અવલોકન કરતા હવા. એટલામાં જેઓએ પોતાના બાહુપરાક્રમે કરી શત્રુઓના બાહુઓનું પરાક્રમ દૂર કરચું છે એવા મણીચૂડ, સહસ્રાક્ષ, ચંદ્રાપીડ, મહાબળ, અને ચિત્રાંગદાદિક વિદ્યાધરેશ્વરો, તે વિમાનોથી નીચે ઊતરી ખેચરોની સેનાએ યુક્ત હોઇને તેઓ સર્વ, ધર્મરાજાને વંદન કરતા હવા; અને હાથ જોડી ભાષણ કરવા લાગ્યા કે "હે દેવ, પૂર્વે તમે અને તમારા બંધુઓએ અનેક પ્રકારના સુકૃતે કરી યથેચ્છપણે અમારૂં આ જીવીત વેચાતું લીધેલું છે. આજ, વિદ્યાધરના મુખથી તમારો કૌરવોની

સાથે જે યુદ્ધ પ્રકાર—તે અમે સાંભળીને મહાવેગે અહિંયાં આવ્યા છૈએ. એ માટે અમોને એ વિષે આજ્ઞા કરવી. હે દેવ, યુદ્ધનેવિષે પરાજ્યરહિત એવા અમે આટલા બધા છતાં આજ તમારે સ્વતાં યુદ્ધ કરવા માટે યુદ્ધારંભનો આ શો આવેશ વારૂ?" એવું ભાષણ કરી યથાયોગ્ય પ્રકારે ભીમાદિકપ્રત્યે પણ અભિવંદન કરીને પછી સંતુષ્ટચિત્ત એવા ધર્મરાજાની આજ્ઞા ગ્રહણ કરી તે વિદ્યાધરોપણ કવચાદિક ધારણ કરતા હવા. એટલામાં હેડંબાનો પુત્ર ઘટોત્કચ પણ, વિદ્યાએ કરી કૌરવોની સાથે પાંડવોનો યુદ્ધનો ઊદ્યોગ થયોછે" એવું જાણી પોતાના મનમાં તે પાંડવોના સર્વ શત્રુનો નાશ કરવાની ઇચ્છિા ધારણ કરનારો એવો તે—તે સ્થળે આવતો હવો. તે પ્રથમ તો ધર્મરાજાને વંદન કરી પછી અનુક્રમે પિતા અને કાકાદિકોને વંદન કરતો હવો. તે સમયે જેઓનાં મુખ હર્ષયુક્ત છે એવા પાંડવોએ આજ્ઞા કરેલો તે ઘટોત્કચ પણ, યુદ્ધની સામગ્રીરૂપ જે કવચાદિક—તે ધારણ કરતો હવો. તે સમયે અશ્વોના હણહણાટ શબ્દે કરી સહર્ષ, હસ્તિઓની ગર્જનાએ કરી પરાક્રમયુક્ત, વીરોના સિંહનાદે કરી મત્ત અને રથોના ગડગડાટે કરી યુક્ત એવો યુદ્ધ સંબંધી દુંદુભિનો મહા નાદરૂપ શબ્દ, સંપૂર્ણ સ્વર્ગ અને ભૂમિના સંપૂટને ફોડતો છતો, સર્વ લોકોની કર્ણેંદ્રિયને લૂટતો છતો, પર્વતોની ગુફાઓને વિદારણ કરતો છતો અને મહા સમુદ્રોને ક્ષોભયુક્ત કરતો છતો તથા પૃથ્વીને કંપાયમાન કરતો છતો ઉત્પન્ન થયો. તે સમયે સૂર્ય જેમ મકરરાશીને વિષે આરોહણ કરી હિમના નાશને માટે ઊત્તરદિશાપ્રત્યે ગમન કરેછે; તેમ ધર્મરાજા, રથ ઊપર બેસી શત્રુઓના નાશને માટે રણભૂમિનેવિષે ગમન કરતો હવો. તે સમયે તે ધર્મરાજાના શત્રુઓ રૂપ પૃથ્વીને જાણે બૂડાડનારોજ હોયના! એવો સૈન્યરૂપ સમુદ્ર, ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી યુદ્ધને માટે ચલન પામવા લાગ્યો. તે સમયે ચક્રપાણિ એવા કૃષ્ણ, અર્જુનનું સારથ્યપણું આચરણ કરતાં છતાં સર્વ લોકોએ સૂર્યનો સારથી જે અરૂણ—તેના સરખો તે કૃષ્ણને અવલોકન કરચો અને અર્જુનને સૂર્યના જેવો અવલોકન કરચો. અર્થાત્ સૂર્યનું સારથ્ય જેમ અરૂણ કરે છે તેમ શ્રીકૃષ્ણે અર્જુનનું સારથ્ય કરચું. તે સમયે વાદ્યોના જે મહોટા શબ્દો તે, "અમારી ઉત્પત્તિની ભૂમિ જે આકાશ—તે આકાશને આ પર્વતોનાં શિખર કેવળ શલ્ય એટલે તીરની અણીયો સરખાં પીડા કરેછે" એવું જાણીનેજ જાણે હોયના! તેમ પર્વતોના શિખરોને પાડતા હતા. અર્થાત્, આકાશથી શબ્દની ઉત્પત્તિ છે, એ માટે આકાશને અડચણ કરનારાં તો આ પર્વતોનાં શિખરોજ છે એવું જાણીનેજ જાણે વાદ્યોના શબ્દો તે શિખરોને તોડતા હોયના! એટલે વાદ્યના શબ્દો એવા નિકલ્યા કે જાણે પર્વતોના શિખરોને પણ તોડી પાડશે એવી કવિયે ઊત્પ્રેક્ષા કરી: તે સૈન્યના સમુદાયનો સંમર્દ થયો છતાં સંકોચ પામેલી પૃથ્વીની ધૂળ, ત્વરાએ, ઉદ્ધત્તપણે અથવા અનેક પ્રકારે કરી આકાશનેવિષે પ્રસરતી હવી. તે સમયે અનુકૂળ એવા વાયુએ કરી

અત્યંત કંપાયમાન થએલા ધ્વજો, "આ અમારા પક્ષમાંજ જયછે અને અમારાજ પક્ષમાં લક્ષ્મીછે" એમ કથન કરતા છતાજ જાણે હોયના! તેમ શોભવા લાગ્યા. તે સમયે અનુલક્ષે કરી ગમન-કરનારા વાયુએ અગ્રભાગે ઊરાડેલી જે ધૂળ, તે ધૂળ-શત્રુને ગર્જનાદિકે કરી અહંતાપૂર્વક યુદ્ધ કરવા માટે બોલાવનારા ધર્મરાજાના, ગર્જનાદિકે કરી યુક્ત એવા જે દુર્યોધનાદિક શત્રુઓ તેને જીતવાને માટેજ જાણે હોયના! તેમ ચલન પામવા લાગી. તે સમયે "આ ધૂળે કરી અંધપણું પામનારા યોદ્ધાઓને માટેજ જાણે હોયના! અર્થાત્, આ ધૂળેકરી યોદ્ધાઓ અંધપણું ન પામે તે માટેજ જાણે હોયના! તેમ હાથીઓ પોતાના મદોદકે કરીને પૃથ્વીથી ઉત્પન્ન થએલી ધૂળને સિંચન કરવા લાગ્યા. બીજાના હાથે કરેલો પ્રહાર અસહ્યછે, અર્થાત્ વીરપુરૂષ છે તે પોતાને હાથેજ પ્રહાર કરેછે, એ માટે સૂર્યના પણ કિરણસ્પર્શને ન સહન કરનારાંજ હોયના! એવા વીર પુરૂષોનાં આયુધો સૂર્ય કિરણોના સ્પર્શસંયોગે કરી અત્યંત જ્વલન પામવા લાગ્યાં.

તે સમયે આકાશને કમળાકર એટલે સરોવર કરનારાં એવાં સેવકોએ તૈયાર કરી આણેલાં ખે-ચરોનાં મણીમય વિમાનોએ પ્રકાશ ઉત્પન્ન કર્યો. અર્થાત્, વિમાનો એજ પોતે કમળો રૂપ થઇને આકાશ એજ સરોવર કર્યું, એવાં ખેચરોનાં મણીમય વિમાનો પ્રકાશવા લાગ્યાં. તે સમયે પાંડવોની સેના, નિવાસ સ્થળનેવિષે, માર્ગસ્થળનેવિષે અને યુદ્ધભોમિનેવિષે એમ સર્વ ઠેકાણે પૂર્ણપણે કરી વ્યાપનારી જાણે મહાવૃષ્ટિજ હોયના! એવી શોભવા લાગી. એ પ્રમાણે સેનાની તૈયારી કરી સંપૂર્ણ રાજાઓ, યુદ્ધભોમિનેવિષે પ્રાપ્ત થઈ ધર્મરાજાની આજ્ઞાએ મ્હોટો વ્યૂહ રચી સિદ્ધ થઇને ઊભા રહ્યા.

જે સમયે એ પ્રમાણે ધર્મરાજાનું સૈન્ય સિદ્ધ થયું, તેજ સમયે દુર્યોધનના સૈન્યનેવિષે પણ સિદ્ધતા કરવા સારૂં સર્વ રાજાઓને સૂચના કરનારો શંખ વાજતો હવો. તે સમયે બાહુ પરાક્રમે શોભનારા એવા રાજાઓ, "આ યુદ્ધનેવિષે શું થશે વારૂં? એવી સંદિગ્ધ બુદ્ધિસહ-વર્તમાન જાગૃત થવા લાગ્યા. તે સમયે, જેઓએ શંખનો શબ્દ શ્રવણ કર્યોછે એવા અને પોતાની સ્ત્રીની બાહુલતાએ જે આલિંગન—તે આલિંગને કરી જે સુખ—તે સુખમાં જેઓનાં ચિત્ત નિમગ્ન છે, એવા કેટલાએક રાજાઓ ઘણીવાર સુધી શયનસ્થળને છોડતા ન હવા. અર્થાત્ શંખનો શબ્દ સાંભળ્યો તોપણ કેટલાએક રાજાઓ, ઘણીવારે શય્યામાંથી ઉઠ્યા. તે સમયે યુદ્ધને વિષે પરાભવ પ્રાપ્ત થશે કે શું? એવી શંકાએ જેઓએ સ્ત્રીની અત્યંત વિયોગ પ્રાપ્તિ જાણી હોયના! એવા કેટલાએક રાજાઓ વારંવાર પોતાની સ્ત્રીને આલિંગન કરતા હવા. તે સમયે "હે પ્રાણનાથ, તમે સ્વર્ગનેવિષે અપ્સરાઓનો ભોગ કરવા માટે અત્યંત ઉત્સુકછો" એવું ભાષણ કરનારી કોઈ-એક અત્યંત પ્રિય સ્ત્રી પોતાના પતિને આલિંગન કરી પથારીમાંથી ઉઠવા માટે ઘણીવાર સુધી અટ-

કાવ કરતી હતી. ત્યારપછી કેટલાક રાજાઓ, નાનાપ્રકારનાં દ્વારપાળોનાં ભાષણે કરી ઉત્સાહયુક્ત હોતા છતા કવચાદિક ધારણ કરવા માટે આરંભ કરવા લાગ્યા. થોડી મુદત થયાં પરણેલી અત્યંત પ્રિય સ્ત્રીના મુખ ચંદ્રનેવિષે જેઓએ દૃષ્ટિ સ્થાપન કરેલી છે, એવા કેટલાએક રાજાઓએ પોતાના અગ્રભાગનેવિષે જેઓએ કવચાદિક યુદ્ધસાહિત્ય સ્થાપન કરચાં છે, એવા પોતાના શેવકોને પણ ન જોતા હવા. "દૈવયોગે કરી આ યુદ્ધનેવિષે મને મૃત્યુ પ્રાપ્ત થયું છતાં આ સ્ત્રીનું પછી શું થશે!" એવો સ્ત્રીનો શોક કરનારો કોઇએક રાજા, કવચને પણ ન સંભારતો હવો. તે સમયે ધીમે ધીમે કિંચિત્ કિંચિત્ રૂદનપૂર્વક ભાષણ કરનારી સ્ત્રીના શાન્તવનને માટે તત્પર, એવો કોઇએક રાજા તે "આ રથ આણ્યો છે" એવી સેવકોની પ્રાર્થનાને પણ ન સાંભળતો હવો, સંપત્તિ, ઘર, હસ્તિઓ અશ્વ ઈત્યાદિકની ચિંતાએ જેઓનાં ચિત્ત વ્યાપ્ત થઇ ગએલાં છે એવા કેટલાએક રાજાઓ, શરીરનેવિષે સ્થાપન કરેલી ઢાલને પણ ન જાણતા હતા. જેઓએ સુવર્ણમય કવચ ધારણ કરચાં છે એવા કેટલાક રાજાઓ-ઉર્ધ્વભાગે પ્રસરનારી જ્વાળાના સમુદાયે કરી જટાયુક્ત થએલો અગ્નિજ હોયના! એવા શોભવા લાગ્યા. તે સમયે મહાપરાક્રમે કરી ઉદ્ધત એવા સૈન્યના કોળાહળ શબ્દે કરી ભયાદિકે વ્યાપ્ત થનારો કોઇએક હસ્તિ, બંધન કરેલા વૃક્ષને થડ મૂળથી ઊખેડી નાખી ત્યાંથી નાશીને તંબુનો નાશ કરતો હવો. તેમજ સેનાના કોળાહળ શબ્દે કરી જેઓનાં ચિત્ત ભ્રમિત થયાંછે, એવા કેટલાએક હસ્તિઓનો તત્ક્ષણ મદોદકનો શ્રાવ શોષાઇ ગયો. અર્થાત્, મદોદક ઝરતું બંધ થયું. તે સમયે જેણે સંગ્રામસંબંધી ભયંકર દુંદુભિનો શબ્દ સાંભળ્યો છે એવો કોઇએક મદોન્મત્ત ગજ, તત્કાળ ભડકીને મહાવત પાસે કોઇએક મહાસંકટે આસ્તરણાદિક ધારણ કરાવતો હતો. એટલામાં અકસ્માત્ પ્રાપ્ત થનારા ક્ષોભે કરી જેનું ચિત્ત વ્યાપ્ત થઇ ગયું છે એવો કોઇએક હાથી, આસ્તરણાદિક ધારણ કરનારા મહાવતને પણ લેઇને પલાયન કરવા લાગ્યો. તે સમયે યુદ્ધને યોગ્ય એવી સામગ્રિએ સજ્જ થએલા કેટલાક હસ્તિઓ, જેઓની આસપાસ ડાળીઓનો અગ્રભાગ નમ્ર છે એવા પાંદડાંયુક્ત વૃક્ષો સરખા અત્યંત શોભવા લાગ્યા. તે સમયે પૂર્વે સ્વારોની આજ્ઞામાં વરતનારા છતાં પણ જેઓએ તત્કાળ ઉદ્ધતપણું સ્વિકારચું છે એવા કેટલાએક અશ્વોને સ્વારોએ લગામ પણ બળાત્કારે ઘાલીઓ. કોઇએક અશ્વ, આસ્તરણાદિકે કરી સિદ્ધ કરનારા સ્વારને પાડીને, યુદ્ધકર્મને વિષે જેમ તે સ્વાર સિદ્ધ ન થાય તેમ તેને ચર્ણાદિકે કરી પ્રહાર કરવા લાગ્યો. યુદ્ધનેવિષે યોગ્ય એવા આસ્તરણાદિકે કરી સિદ્ધ કરેલા કેટલાએક અશ્વશ્રેષ્ટ, કમળનીના પત્રોએ વ્યાપ્ત થએલા એવા નદીના તરંગો સરખા શોભવા લાગ્યા. તે સમયે કોઇએક સ્ત્રી "મારો પતિ યુદ્ધને માટે નિકળી ચાલ્યો છતાં મારા નેત્રથી અશ્રુપાતરૂપ અપશુકન ન થાય તો સારૂં" એવું વિચારી

ઊંચે પાંપણો કરી અર્થાત્ ઉર્ધ્વ મુખ કરી ચાલતી જઇને પતિને મદ્યપ્રાશનનું પાત્ર દેવા લાગી છતાં પગના ખસી જવાથી તે કોઇએક સ્ત્રીના હાથમાંથી તે મદ્યનું સુવર્ણપાત્ર નીચે પડ્યું. અર્થાત્, પતિને અપશુકન ન થાય એવું કરવાને ઊદ્યુક્ત થએલી તે સ્ત્રીનું ઉર્ધ્વમુખ કરી ગમન કરવું તે એક અને તેના હાથથી પાત્રનું પડવું એ બીજું. એમ મળી બે અપશુકન થયા. તે સમયે યુદ્ધનેવિષે ભક્ષણ કરવા સારૂ સિદ્ધ કરેલા કરંભના પાત્રને કોઇએક વીર, હસ્તને વિષે ધારણ કરતો છતાં તેનો પાળેલો કુતરો તે પાત્રને નીચે પાડતો હવો. પતિ, સંગ્રામને વિષે ગમન કરતો છતાં દુર્વાદિકે કરી મંગળકૃત્યની ઇચ્છા કરનારી અને ત્વરાએ ગમન કરનારી કોઇએક સ્ત્રીના કંઠમાં ધારણ કરેલો હારજ તૂટીને નીચે પડ્યો. તેમજ પતિ, યુદ્ધને માટે ગમન કરતો છતાં એટલામાં તેની સ્ત્રીને છીંકો આવવા લાગી, ત્યારે મહાવેગે નાશિકાને દાબવા માટે ત્વરા કરનારી કોઇએક સ્ત્રીના હાથથી કંકણ નીચે પડી ગયું. પતિના મસ્તકનેવિષે પ્રીતિએ કરી દુર્વાદિકોનો પ્રક્ષેપ કરવા માટે ઇચ્છા કરનારી કોઇએક સ્ત્રીના નેત્રોનેવિષે સ્તબ્ધ થએલાં અશ્રુઓ પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. કોઇએક વીર, યુદ્ધનેવિષે જવા માટે સ્ત્રીની આજ્ઞા ગ્રહણ કરવા લાગ્યો છતાં તે કોઇએક સ્ત્રીની કલ્યાણકારક શુદ્ધ "आगच्छ" એટલે આવો એવી વાણી સદ્‌ગદિત થએલા કંઠનેવિષે રહેલા અશ્રુઓના પુરે વ્યર્થ છે અર્થ જેનો એવા ધર્મને પમાડી. અર્થાત્ "आगच्छ" એવું ભાષણ કર્યું છતાં મુખમાંથી "गच्छ" એવો ઉચ્ચાર થયો. તેમજ સ્ત્રીની આજ્ઞા ગ્રહણ કરી ગમન કરનારા પ્રાણનાથના ચલન પામેલા મુખને કોઇએક સ્ત્રીના દીન એવા દૃષ્ટિપાતે શૃંખલા સરખું આચરણ કર્યું. અર્થાત્ આજ્ઞા લઇને યુદ્ધનેવિષે ગમન કરનારા પતિને પણ તે સ્ત્રીના દીનદૃષ્ટિપાતનું વિઘ્ન થયું.

તે સમયે ધારાતીર્થ જે યુદ્ધ-તેને વિષે મૃત્યુ પ્રાપ્ત થાય ત્યાં સુધી જેણે વૈર ધારણ કર્યું છે, અર્થાત્ જીવંત પર્યંત વૈર ધારણ કરનારો એવો, યુદ્ધનેવિષે અત્યંત શ્રદ્ધા ધારણ કરનારો, મહાગર્વ ધારણ કરનારો અને મહા પરાક્રમી એવો દુર્યોધન-તે સંપૂર્ણ દુર્નિમિત્તની અવગણના કરતો છતો મેઘને જીતવા સારૂં સૂર્ય જેમ તૂલારાશીમાં આરોહણ કરેછે, તેમ પાંડવોને જીતવા સારૂં રથપ્રત્યે આરોહણ કરતો હવો. અર્થાત્ તૂલારાશી પ્રત્યે આરોહણ કરેલા સૂર્યને મેઘને જીતવાનો પ્રસંગજ આવેછે, પરંતુ દક્ષિણાયન હોવાથી માત્ર સૂર્ય કમી તેજ પામેછે. તે સમયે સજજ કરેલા પોતપોતાના વાહનનેવિષે આરોહણ કરનારા, કવચાદિકોએ યુક્ત થએલા અને મૂર્તિમંત ઉત્સાહજ હોયના! કિંવા મૂર્તિમંત ધનુર્વેદજ હોયના! એવા દ્રોણાચાર્ય અને કૃપાચાર્ય-એ જેઓમાં મુખ્યછે એવા યુદ્ધનેવિષે પ્રાપ્ત થએલા વીરો, અને જેઓએ શત્રુરૂપ વન દહન કર્યાં છે, એવા દુઃશાસનાદિક કનિષ્ટ બંધુઓ, અને શલ્ય, ભગદત્ત અને જયદ્રથ એ જેઓમાં મુખ્યછે

એવા સંપૂર્ણ રાજાઓ—જેણે ધર્મની રીતિનો ત્યાગ કર્યો છે એવા તે દુર્યોધનને આસપાસ વેષ્ટિત કરતા હવા. તે સમયે ગ્રહોએ યુકત થએલો સૂર્ય જેવો શોભેછે, કિંવા પોતાના સમુદાયના હસ્તિઓએ યુકત થએલો ગજેંદ્ર જેવો શોભેછે, કિંવા કમળોએ યુકત થએલું શ્વેત કમળ જેવું શોભેછે તેવો સર્વોએ પરિવેષ્ટિત થએલો તે દુર્યોધન શોભતો હવો. તે સમયે યુદ્ધને વિષે ભયયુકત એવા પુરૂષોને તુચ્છ કરનારો અને શૂરપુરૂષોને કવચાદિક ધારણ કરાવનારો અને દિશાઓરૂપ ગુફાઓનેવિષે પ્રતિધ્વનિ નિર્માણ કરનારો એવો રણદુંદુભિનો શબ્દ ઉત્પન્ન થતો હવો. તે સમયે યુદ્ધકર્મનેવિષે ભયંકર એવા ભીષ્મપિતામહને આગળ કરી સંપૂર્ણ કૌરવોની સેના યુદ્ધને માટે નિકળી. તે સમયે વિપરીત લાગનારા વાયુએ કરી જેઓનાં અગ્ર ઉલટ ફરી ગએલાંછે એવી ધ્વજાઓ પાંડવોની સેનાના ભયે કરીને જાણે નાશ પામનારીઓ હોયના! એવી શોભવા લાગીઓ. તે સમયે તે સેનાથી ઉત્પન્ન થએલી ધૂળે "અમારો શત્રુ જે મેઘ-તેને આકાશ ધારણ કરેછે" એવું જાણીનેજ જાણે હોયના? તેમ આકાશની શોભા નહીં સરખી કરી. તે સમયે "કોઈપણ અન્ય પુરૂષનું ઉદ્ધતપણું અમે સહન કરતા નથી" એવું જાણીનેજ જાણે હોયના! તેમ ઉદ્ધત થએલી તે ધૂળને હસ્તિઓએ પોતાના મદોદકે કરી શાંત કરી. તે સમયે સૂર્યના કિરણોના સંગે કરી જેઓએ પ્રત્યક્ષ અગ્નિદેવતા અવલોકન કર્યો હોયના! એવાં વીરોનાં આયુધો શોભવા લાગ્યાં. તે સમયે મર્યાદાનું ઓલંઘન કરનારો જાણે પ્રલયકાળનો સમુદ્રજ હોયના! એવો અને સર્વ દિશાઓને સંપૂર્ણ કરનારો એવો તે કૌરવોનો સૈન્યસમુદાય, એક ક્ષણમાત્રમાં સંગ્રામભૂમિની સીમાપ્રત્યે પ્રાપ્ત થતો હવો. અને ખેચરોની સેનાએ અત્યંત અલંકૃત થએલા એવા પાંડવોના સૈન્યના સમિપભાગનેવિષે તે કૌરવોની સેના વ્યૂહ રચના કરી ઊભી રહી. તે સમયે બંને સૈન્યના નાના પ્રકારના પરસ્પર થનારા પૃથક્પણાની પૂર્ણતાવિષે તત્પર અર્થાત બંને સેનાને જૂદી જૂદી પોતાના પક્ષમાં જવાની સૂચના કરનારો એવો જેનો શબ્દ છે અને વિમાનમાં બેસી જોનારા દેવોને "હવે તમે આ યુદ્ધ જુઓ" એવી સૂચના કરનારો નાદજ હોયના! એવાં રણવાદ્યો, જેઓએ પરસ્પર પ્રતિધ્વનિ પ્રાશન કર્યા છે અને જેઓના અંતર્ભાગે અન્ય શબ્દો નિમગ્ન થયાછે એવાં વાજવા લાગ્યાં. તે સમયે વાયુએ ચલન પામેલાં મુખોએ પરસ્પર ક્રોધે કરી ભયપ્રદર્શન કરતા હોયના! એવા બંને સૈન્યમાંના ધ્વજો શોભવા લાગ્યા; અને પોતાના સ્વામિના પરસ્પર વૈરે કરી પોતે પણ પરસ્પર વૈર કરનારીઓ હોયના! એવી બંને સૈન્ય સંબંધી ધૂળ, આકાશનેવિષે પરસ્પર યુદ્ધમેળાપ કરવા લાગીઓ. તે સમયે બંને સેનાનેવિષે યુદ્ધને માટે ઊદ્યુકત થએલા એવા વીર પુરૂષોએ, યુદ્ધના ઉત્સાહને માટે તે વીરપુરૂષનો પૂર્વના જે શૂરપણાએ યુકત બાહુદંડોનો પ્રતાપ તેની સ્તુતિપૂર્વક, અને તે તે વીરના પિતાના યથાયોગ્ય કૃતરૂપ ચિન્હે કરી ચિન્હિત એવા ના-

મના જેમાં મુખ્ય ઉચ્ચાર છે અને નિરંતર પ્રાપ્ત થએલો જે સ્વામિની પાસેથી અદ્ભુત પ્રસાદ તેના સ્મરણપૂર્વક, એવું જેઓએ સ્તુતિ કર્મ વર્ણન કરયું છે, એવા બંદીઓને યથાયોગ્ય ભૂષણો સમર્પણ કર્યાં. તે સમયે બંને સેનાનેવિષે સેનાધિપતિની આજ્ઞાએ છડીદારોએ પ્રથમ યુદ્ધ કરવાની ઇચ્છા કરનારા યોદ્ધાઓને કોઈપણ પ્રકારે યુદ્ધ કરતા બંધ રાખ્યા.

॥ શાર્દૂલવિક્રીડિત છંદ. ॥

पीयूषांशुमयं मुखैः कुवलयश्रेणीमयं लोचनै
र्नानारत्नमयैर्विमाननिवहैः संध्यांबुदालीमयं;
कुर्वद्भिः कुरुपांडवेयसमरव्यालोकनव्याकुलै
र्गंधर्वामरखेचरैर्वियदलं चक्रे तदानीं क्षणात् ॥ १२ ॥

અર્થ—તે સમયે કૌરવ અને પાંડવોના યુદ્ધને જોવા માટે તત્પર થએલા અને પોતાના મુખોએ કરી આકાશમંડળને ચંદ્રમય, તેમજ નેત્રોએ કરી નીલ કમળની પંક્તિમય અને નાના પ્રકારનાં રત્નમય એવા વિમાનના સમુદાયે કરી સંધ્યાકાળે પ્રાપ્ત થનારા મેઘની પંક્તિમય કરનારા એવા ગંધર્વ, દેવ, અને ખેચરો-એઓએ ક્ષણમાત્રમાં આકાશને શોભાયુક્ત કર્યું. ॥ ૧૨ ॥

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे
महाकाव्ये दूत सोमकागमनप्रयाण वर्णनो नाम
द्वादशः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ १२ ॥

## અથ ત્રયોદશ સર્ગ પ્રારંભઃ

ત્યારપછી તે બંને સેનાના યોદ્ધાઓએ એવો ઠરાવ કરચો કે યુદ્ધમાં કોઈપણ કારણે અમુક અવધ પર્યંત-કરેલા તહનામાનેવિષે કોઈપણ વીરને, જે યોદ્ધાના હાથમાં શસ્ત્ર ન હોય તે યોદ્ધાને અને જે સ્ત્રી હોય તેને, મારવું નહીં. પછી ધૃષ્ટદ્યુમ્ન સેનાધિપતિનું રક્ષણ કરવાને માટે ભીમસેન અને અર્જુન એ બંને શ્રેષ્ટ રથમાં બેસી તે ધૃષ્ટદ્યુમ્નનું ચક્રરક્ષણ કરતા હવા. પછી કપિધ્વજ એવો અર્જુન, શત્રુસેનાનેવિષે રહેનારા પ્રત્યેક યોદ્ધાનું નામ, ગરૂડધ્વજ એવા પોતાના સારથી શ્રીકૃષ્ણને પૂછતો હવો. પછી કૌરવોની સેનાને જોઇને કૃષ્ણ, અશ્વ અને ધ્વજ એઓના વર્ણનપૂર્વક પ્રત્યેક વીરનું કથન કરવા લાગ્યો.

કૃષ્ણ—હે અર્જુન, રણભૂમિનેવિષે કેવળ કાળ સરખા, જેમના ધ્વજનેવિષે તાલનું ચિન્હ છે, જેમના અશ્વો શ્વેતવર્ણના છે અને જેઓ સંપૂર્ણ શત્રુઓના સર્વ ગર્વને દમન કરવાને સમર્થ છે; એવા આ ગંગાપુત્ર ભીષ્મપિતામહ છે; તે તું જો. તેમજ જેમની કીર્તિ જાગૃત છે, જેમની ધ્વજાનેવિષે કલશનું ચિન્હ છે, જેમના ઘોડાઓ આરક્તવર્ણના છે અને જેમનું ધનુષ્યપરાક્રમ, યુદ્ધનેવિષે સર્વ કરતાં શ્રેષ્ટ છે; એવા આ દ્રોણાચાર્ય છે તે તું જો. આણી તરફ જેમની ધ્વજાને વિષે કમંડળનું ચિન્હછે, ધનુર્વિદ્યારૂપ લતાના જેઓ કેવળ કંદરૂપ છે, અને ચંદન સરખી કાંતિ-વાળા જેમના અશ્વો છે; એવા આ કૃપાચાર્ય છે. જેના ઘોડા નીલવર્ણા છે અને જેની ધ્વજાને વિષે નાગનું ચિન્હ છે, એવો ધનુર્ધારી આ દુર્યોધન છે. પૃથ્વીપાલન કરતો છતો જેને તારા બાહુઓ કેવળ શલ્ય પ્રમાણે વ્યથા ઉત્પન્ન કરેછે. જેની ધ્વજાનેવિષે જાળનું ચિન્હ છે, જેના અશ્વો પીતવર્ણના છે અને જેના ભયંકરી શત્રુઓ, દીન એવા મીન સરખા થઇને રહેછે; તે આ દુઃશાસન છે. જેમના કંઠઉપરના અને પુચ્છ ઊપરના કેશ શ્વેત વર્ણના છે, એવા બાલ્હીક દેશમાં ઉત્પન્ન થએલા અશ્વોએયુક્ત જેનો રથ છે, જેની ધ્વજાનેવિષે મહિષનું ચિન્હછે અને એનીજ કુરસંપત્તિ સર્વ જગામાં શાહુકારપણુ ધારણ કરેછે. અર્થાત્, એના સરખો અતિશય દુષ્ટ બીજો કોઈ નથી, એવો આ શકુનિ છે. વૈરીઓના સમુદાયથી ઉત્પન્ન થએલા ભયનું અસ્થાન એટલે સ્થાન નથી અર્થાત્ જેને શત્રુ સમુદાયથી ભય નથી એવો, અને જેના અશ્વો આકાશવર્ણના છે, અને જેના ધ્વજનેવિષે સિંહના પુચ્છનું ચિન્હ છે; એવો દ્રોણપુત્ર આ અશ્વત્થામા છે. સંપૂર્ણ શત્રુઓના હૃદયનેવિષે એ શલ્યના જેવું આચરણ કરેછે; માટે જેનું નામ શલ્ય એ સાર્થકજ છે એવો, જેની ધ્વજાનેવિષે હળના ચાસનું ચિન્હ છે, જે બંધુક નામક વૃક્ષના પુષ્પ સરખા રંગના અશ્વોએ યુક્ત છે અને જે શત્રુઓને રોગરૂપી છે એવો આ શલ્ય છે. જેનો રથ શત્રુના સમુદાયને દુર્જય છે, જેના ઘોડાઓ આરક્ત વર્ણના છે, જેણે શત્રુઓની ચેતનાશકિત

હરણ કરીછે અને જેના ધ્વજનેવિષે વરાહનું ચિન્હ છે; એવો આ જયદ્રથ છે. જેનો કીર્તિ કોળાહળ, વર્ણન કરવાને માટે યોગ્ય છે, જેના અશ્વો કંઠ, પૃષ્ઠભાગ, મુખ, કટિ અને પાર્શ્વભાગ એ પાંચે ઠેકાણે કેશના ભ્રમરેયુક્ત એવા પંચભદ્ર છે, સ્વતંત્રપણે ચાલનારો અને જેની ધ્વજાને વિષે યજ્ઞસ્તંભનું ચિન્હછે; એવો આ ભૂરિશ્રવા છે. જેણે શત્રુઓની કીર્તિ હરણ કરીછે એવો, હાથીઓમાં આરોહણ કરનારાઓ મધ્યે શ્રેષ્ઠ, સુપ્રતિક નામના ગજ ઊપર બેસનારો અને જેના ધ્વજાનેવિષે પ્રૌઢ એવા ગજનું ચિન્હ છે; એવો આ ભગદત્ત છે. અને બાહુપરાક્રમ એજ જેઓનું ભૂષણ છે એવા અને નાના પ્રકારના ધ્વજોએ તથા અશ્વાદિક ચિન્હોએ જોવા માટે યોગ્ય એવા સુશર્માદિક અનેક રાજાઓ, આ દેખાય છે તે તું જો. હે અર્જુન, જયરૂપ દ્વીપને વિષે ગમન કરનારા એવા જે ધર્મરાજા-તેને મધ્યમાર્ગમાં એ પૂર્વોક્ત પરાક્રમે યુક્ત એવા આ રાજાઓ તે સમુદ્રરૂપ છે; પરંતુ હે અર્જુન, એ સમુદ્રમાં તારૂં ગાન્ડીવ ધનુષ્ય તે નૌકારૂપ છે; માટે ધર્મરાજાને આ સર્વ રાજાઓરૂપ સમુદ્રને પાર ઊતારી જયરૂપ દ્વીપાંતરપ્રત્યે જવા માટે કાંઈપણ અડચણ પડનાર નથી.

એવી કમળનાભ એવા શ્રીકૃષ્ણની વાણી સાંભળીને અત્યંત ખેદયુક્ત હોતો થકો અર્જુન ધનુષ્યનો ત્યાગ કરી રથ ઉપરજ સ્તબ્ધપણે બેઠો, અને પછી કૃષ્ણપ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

અર્જુન—હે કૃષ્ણ, આ સર્વ, કોઈ મારા સંબંધીઓ, કોઈ ગુરૂઓ, કોઈ બાંધવો અને કોઇતો મારા પ્રાણસ્નેહિઓ છે; માટે એઓને હણવાને મારૂં અંતઃકરણ કિંચિત્ પણ ઉત્સાહ પામતું નથી. એવા ગુરૂઓ, બંધુઓ અને સગાઓનાં વધરૂપ પાતકનું બીજરૂપ એવું તે રાજ્ય, તે લક્ષ્મી અને તે મારૂં સામર્થ્ય શા ઉપયોગનું છે? જે ભીષ્મપિતામહનો ખોળો, મારા દેહ-રૂપી લતાનો આલવાલ (કૂંડારૂપ) થયો. અર્થાત્ જે ભીષ્મપિતામહે મને નાનપણમાં પોતાને ખોળે બેસાડી રમાડ્યો તે ભીષ્મપિતામહનેવિષે હે કૃષ્ણ, મારાં બાણ શી રીતે પડે વારૂ? તથા જે આ મારા દ્રોણાચાર્ય ગુરૂ, સર્વના કરતાં વિશેષ પ્રીતિએ મને જેવી રીતિએ ધનુર્વેદ દીધો તેવી રીતે પોતાના પુત્ર અશ્વત્થામાને પણ ધનુર્વેદ ન દેતા હવા; એવા કારૂણિક ગુરૂને રણક્ષેત્રનેવિષે કેમ વારૂ પ્રહાર કરૂં? ગમે તેવો અપરાધ કરે તોપણ બાંધવો તે બાંધવોજછે; એ માટે એઓને વિષે પણ બાણો છોડવાસારૂં બાણ ધારણ કરનારૂં એવું આ મારૂં ગાન્ડીવ ધનુષ્ય પણ અત્યંત લજ્જિત થાયછે. અર્જુનની એવી વાણી સાંભળીને પછી કંસારિ એવા શ્રીકૃષ્ણ ભાષણ કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણ—હે વીરભૂષણ, ક્ષત્રિધર્મને વિરૂદ્ધ એવો આ તારા અંતઃકરણમાં કૃપાનો નવો અંકુર ક્યાંથી ફૂટ્યો વારૂ? હે અર્જુન, જોઇએતો ગુરૂ હોય, કિંવા પિતા હોય, કિંવા પુત્ર હોય અથવા તો બાંધવ હોય પણ જો તે આયુધ ધારણ કરી આપણો પ્રતિસ્પર્ધિ થયો છતાં નિશંક-

પણ તેની ઉપર પ્રહાર કરવો એવું ક્ષત્રિઓનું વ્રતછે. જ્યાંસુધી આપણને પરાભવ કરવાની ઇચ્છા ન કરે, ત્યાંસુધી બાંધવોને બાંધવો જાણવા; અને અત્યંત પરાભવ કરવાની ઇચ્છા કરનારા જે આપણા બાંધવ, તેઓનો તો બાહુના બલનું વ્રત ધારણ કરનારા પુરૂષને શિરચ્છેદ કરવો તેજ યોગ્યછે. અગ્નિ, જેમ હસ્તસ્પર્શને સહન કરતો નથી, કિંવા સિંહ જેમ હરણાદિક શ્વાપદોના શબ્દને સહન કરતો નથી; તેમ ક્ષત્રી પણ, શત્રુઓએ કરેલા બાણપ્રહારને કદી પણ સહન કરતો નથી. તેમ શત્રુનો પક્ષપાત સ્વિકાર કરનારો જો બાંધવ હોય, તોપણ તેનો વધ કરવો. અંધકારની સાથે તેનો પક્ષ ધારણ કરનારા એવા જે ગ્રહો-તેઓને ગ્રહોમાં અગ્રગણ્ય એવો સૂર્ય, નાશ કરતો નથી શું? અર્થાત્ એઓનો નાશ કરેજછે: તેમ હે અર્જુન, સર્વ જગતમાં એકજ ધનુર્ધારી એવો તું બાંધવ છતાં તારા વડિલબંધુ યુધિષ્ટિરની લક્ષ્મીને શત્રુઓ આકર્ષણ કરેછે; તે તને મોટી લજ્જાછે. માટે હે અર્જુન, કૃપાને શિથિળ કરી હાથમાં ધનુષ્યને લેઈ ફરી પૃથ્વીનું અધિપતિપણું, તારા જેષ્ટબાંધવ યુધિષ્ટિરને દેવાને તું યોગ્યછે. અથવા આ કૌરવોનો-એ કૌરવોએ કરેલાં દુષ્ટકર્મોએ કરીજ આ મૃત્યુકાળ સમિપ આવ્યોછે. અહીંયાં તુંતો એઓના મૃત્યુકાળને માટે કેવળ કારણજ થઇશ. નિર્દોષી પુરૂષનો વધ કરચો છતાં તે અવશ્ય પાતકને માટે થાયછે; પણ હાથમાં શસ્ત્ર લેઇને હિંસા કરનારા પુરૂષને તો ધનુર્ધારી એવા જે વીરપુરૂષ તે મારવાનીજ ઇચ્છા કરેછે. એ માટે હસ્તનેવિષે બાણ ગ્રહણ કર, અને ધનુષ્યની પ્રત્યંચા ચઢાવ. હે અર્જુન, તારા દેખતાં તે તારા બાંધવોને શત્રુઓ પ્રહાર કરેછે; તે તું જો.

એ પ્રમાણેની જેની કીર્તિ પ્રસિદ્ધછે એવા શ્રીકૃષ્ણની વાણી સાંભળીને પછી ધીમે ધીમે અર્જુન, હાથમાં ધનુષ્યને ગ્રહણ કરતો છતો યુદ્ધને માટે તત્પર થયો. ત્યાર પછી પાંડવ અને કૌરવ-એઓ બંનેની સેનાનેવિષે ધનુર્ધારી વીરો, જેઓનો શબ્દ મહા ભયંકર છે એવાં ધનુષ્યોને પ્રત્યંચા ચઢાવવા લાગ્યા. જેના તરંગો મોટાછે એવો યશનો રાશી જે ક્ષીરસમુદ્ર-તેના શબ્દને વિડંબન કરનારાજ જાણે હોયના! એવા પોત પોતાના શંખ તે વીરો વગાડવા લાગ્યા. તેઓના નાદે કરી તે સમયે રણવાદ્યોના શબ્દ, આચમન કરચા સરખા, કિંવા અસ્ત પામ્યા સરખા, કિંવા વિશ્રાંતિને પામ્યા સરખા થતા હવા. અર્થાત્ શંખોના નાદ આગળ રણવાદ્યોના નાદ નહીં સરખા થયા. ત્યાર પછી પોતાના રથમાંથી નીચે ઉતરીને પગે ચાલતો જઈ જેની ભક્તિ કલ્યાણકારક છે એવો ધર્મરાજા, ભીષ્મપિતામહને, કૃપાચાર્યને અને દ્રોણાચાર્યને વંદન કરતો હવો. ત્યાર પછી તે ભીષ્મપિતામહાદિકો તે ધર્મરાજાને વિજય દેનારો એવો ઉત્તમ આશીર્વાદ દેઇને અતિ નમ્રતાયુક્ત એવા તે ધર્મરાજાપ્રત્યે, જેઓનાં મુખ લજ્જાએ જીત્યાંછે અર્થાત્ અતિશય લજ્જિત એવા તેઓ ભાષણ કરવા લાગ્યા કે "હે વત્સ, તારેવિષે અમારૂં વા-

ત્સલ્ય કદીપણ નાશ પામ્યું નથી, તેમજ હજી પણ તારી ભકિત પણ અમારી ઊપર અતિશય વૃદ્ધિ પામનારી છે; પરંતુ હે વીર, અમે શું કરીએ? ઘણી સેવા કરનારા એવા તે કૌરવોએ અ-મોને અત્યંત સેવાએ કરી એવા પોતાને સ્વાધિન કરચા છે કે તે કૌરવોને ત્યાગ કરવામાટે અમે ઊત્સાહ પામતા નથી. એ દુર્યોધનના પૂર્વજો જે સ્થળનેવિષે રહેતા આવ્યાછે તે સ્થળનેવિષે, હાસ્યનેમાટે પાત્રભૂત અર્થાત્ હાસ્ય કરવા યોગ્ય એવા અમોએજ, દ્રવ્યેના લોભે કરી, પૂણ્યનો નાશ કરનારા દૈન્યનો કેવળ સમુદાયજ હોયના! એવો અને મૃત્યુફળ દેનારો એવો આ દેહ વિક્રય કરચો છે. યુદ્ધનેવિષે જય પ્રાપ્તિ તો તમનેજ થનાર છે. કારણ, જે તમારા પક્ષમાં, શત્રુ ઊપર ગર્જનાપૂર્વક યુદ્ધ કરવામાટે જનારા મહાવીર એવા ધર્મ અને ન્યાય એ બંનેજણ સંચાર કરેછે."

એવી સાક્ષાત્ વિજયમૂર્તિરૂપ તે ભીષ્માદિકની વાણી સાંભળીને મહારથી એવો જે યુધિ-ષ્ઠિરરાજા-તે ત્યાંથી પાછો ફરીને પોતાના રથમાં આવીને બેઠો. ત્યારપછી યુદ્ધનેવિષે સર્વ વીરો, શત્રુઓનેવિષે પોતાના નેત્રોસહિત સ્થાપન કરેલું જે મન-તે મન સહવર્તમાન તીક્ષ્ણ એવા બાણોને ધનુષ્યનેવિષે સંધાન કરતા હવા. પછી બંને સેનાનેવિષે ધનુષ્યધારી યોદ્ધાઓ, સર્વ દિશાઓનેવિષે પ્રતિધ્વનિ ઉત્પન્ન કરનારા પ્રત્યંચાઓના શબ્દોએ કરી જેઓએ આકાશ વ્યાપ્ત કરચું છે એવાં ધનુષ્યોને ટણત્કાર યુક્ત કરતા હવા. તે સમયે નવીન અને વિસ્ફુરણ પામનારી અર્જુનની જે બાહુકીર્તિ-તેને સૂચના કરનાર જાણે દુંદુભિજ હોયના! એવો, જેણે અન્ય વાદ્યોના શબ્દો પ્રાશન કરચા છે, જેણે સર્વના કાનની વિપત્તિને પ્રગટ કરીછે; અર્થાત્ સર્વના કાનને બધિ-રપણું પ્રાપ્ત કરનાર, પોતાના પ્રતિધ્વનિએ કરી સર્વ દિશાઓને અત્યંત ઉન્મૂલન કરનારો અને શત્રુઓના પ્રાણને પ્રવાસ કરાવનારો એવો અર્જુનના ગાન્ડીવ ધનુષ્યના આકર્ષણે કરી શબ્દ ઉત્પન્ન થયો. ત્યારપછી આકાશનેવિષે રહીને ખેચરોની સ્ત્રીઓના સમુદાયે ચકિતદૃષ્ટિપૂર્વક અવલોકન કરેલો અને વીરપુરૂષોના બાહુઓને સુખ ઉત્પન્ન કરનારો એવો સંગ્રામ પ્રવૃત થયો. તે સમયે સર્વ દિશાઓના અંતભાગને એકત્ર કરનારાંજ જાણે હોયના! કિંવા આકાશને ગોળો કરનારાંજ હોયના! એવાં અને આહ્વાનપૂર્વક યુદ્ધનેમાટે પ્રાપ્ત થનારા શત્રુઓના રકતનું ભો-જન કરનારાં એવાં બાણો સંચાર કરવા લાગ્યાં. તે સમયે બાણોના પંખના શબ્દે કરી, ધનુ-ષ્યોની પ્રત્યંચાના સણસણાટ શબ્દે કરી અને બાહુપરાક્રમી એવા વીરોના સિંહનાદે કરી સર્વ જગત્ સંભ્રમે કરી ક્ષોભયુક્ત થયું. તે સમયે તીક્ષ્ણ બાણોના મિષે કરી સર્વ યોદ્ધાઓને એકદમ ભક્ષણ કરવામાટે પ્રેતપતિની ઘણી જીવ્હાઓજ જાણે લપકારા મારતીઓ હોયના! એવાં બાણો છૂટવા લાગ્યાં. અને તે બાણો પણ પરસ્પર ઘર્ષણથી ઉત્પન્ન થએલા અગ્નિના તણખા-તેણે કરી પરસ્પર ક્રોધે કરી યુદ્ધસંબંધી શસ્ત્રોનેજ છોડવા લાગ્યાં હોયના! એવાં શોભવા લાગ્યાં. તે

સમયે રથારૂઢ રથારૂઢની સાથે, વિદ્યાધર વિદ્યાધરની સાથે, ખડ્ગપાણિ ખડ્ગપાણિની સાથે, સ્વાર સ્વારની સાથે અને માહાવત મીહાવની સાથે—એમ પરસ્પર પરાક્રમે કરી યથેચ્છપણે દ્વંદ્વ યુદ્ધ કરતા હવા. યોદ્ધાઓના પદપ્રહારે કરી અને રથના ચક્રવેગે કરી ઉત્પન્ન થએલી ધૂળ, "આ સૂર્યનાં પણ રશ્મિરૂપ બાણો વીરોના ઉપર ન પડ" તે માટેજ જાણે હોયના! તેમ સૂર્યને આચ્છાદિત કરતી હવી. તે સમયે અતિશય રેણુ તે જાણે યુદ્ધોત્સાહ જોવા માટેજ આકાશમાં ગઈ હોયના! અથવા સર્વે દિશાઓ યુદ્ધોત્સાહ જોવા માટે ધૂળરૂપે સૈન્યના સમિપભાગે આકાશનો આશ્રય કરતી હોયના! એવી તે રણસંબંધી રેણુ, વિદ્યાધરોનાં વિમાનોમાં પ્રવેશ કરતી હવી; તે જાણે પરસ્પર વીરોના બાણે કરી થનારૂં જે યુદ્ધ, તેના ભયે કરીનેજ જાણે આકાશમાં પલાયન કરતી હોયના! એવું ભાસ્યું; કિંવા પ્રસિદ્ધ કામાતુર પુરૂષ, જેમ રાત્રીનેવિષે સ્ત્રીઓનું આકર્ષણ કરેછે તેમ રેણુ એજ જાણે કોઇએક પુરૂષ, તે નવીન અંધકારે રાત્રિને નિર્માણ કરી દિશાઓ રૂપ સ્ત્રીઓના વસ્ત્રપ્રાંતને આકર્ષણ કરેછે કે શું? એવું ભાસવા લાગ્યું. તે સમયે હસ્તિઓ, "અમારા ઉપમા દેવાને યોગ્ય જે મેઘરૂપ બંધુઓ—તેઓને આ રેણુ કર્દમયુક્ત કરેછે અર્થાત્ મેઘ જે પાણીરૂપ છે તેમાં આ રજ પડશે તો તે મેઘ કાદવ યુક્ત થશે." એવું જાણીનેજ જાણે હોયના! તેમ મદોદકે કરી રેણુને શાંત કરતા હવા. અને "યુદ્ધનેવિષે મરણ પામી પરલોકનેવિષે ગમન કરનારા સુભટોને આ રેણુ વિઘ્ન કરનારી છે" એવું જાણીનેજ જાણે હોયના? તેમ મત્ત હસ્તિઓ, પોતાના કર્ણતાલના મિષે કરી તાડવૃક્ષના પંખાએ કરીનેજ જાણે હોયના? તેમ તે રેણુને દૂર કરવા લાગ્યા. તે સમયે વાયુએ ઉરાડેલી જે હસ્તિઓની સિંદૂરરૂપ રેણુ તે—હસ્તિઓના અંતર્ભાગનેવિષે પ્રદીપ્ત થએલા કોપરૂપ અગ્નિના બાહ્યભાગનેવિષે ઉત્પન્ન થએલી જ્વાળાઓ હોયના? એવી શોભવા લાગી. તે સમયે યુદ્ધસંબંધી મદાંધ હસ્તિઓ, પ્રતિહસ્તિઓપ્રત્યે મારવા સારૂં યથેચ્છપણે દોડવા લાગ્યા છતાં પ્રલયકાળનેવિષે ઉત્પાતના વાયુએ ફેંકેલા સ્થૂળ એવા પથ્થરોજ હોયના! એવા શોભવા લાગ્યા. અને નવીન રવાલચાલે ચાલનારા, સ્વભાવે કરી ઉંચ્ચમુખ રાખનારા છતાં લગામે કરી જેઓનાં મુખ કિંચિત્માત્ર નમ્ર થયાંછે અને યુદ્ધનેવિષે અગ્રગણ્ય એવા અશ્વો—તે જાણે અશ્વરૂપે કરી ચંચળ ગતિ કરનારાં તે સ્વારોનાં મનજ હોયના! એવા શોભવા લાગ્યા. તે સમયે રથોની પંક્તિ, વાયુએ કંપાયમાન કરેલી ધ્વજાઓના વસ્ત્રાંચળે કરી શત્રુસેનાના રથોને બોલાવતીજ હોયના! એવી સંચાર કરવા લાગી. અને જેઓના કેશ ઉંચે પ્રસરેલાછે અર્થાત્ જેઓ મુક્તશિખછે અને શૌર્યે કરી તથા કોપે કરી જેઓનાં નેત્રો આરક્ત છે એવા પાયદળના સુભટો જાણે જમકિંકર હોયના? એવા વારંવાર યુદ્ધ કરતાથકા સંચાર કરતા હતા. તે સમયે પાંડવોની સેનામાં ધૃષ્ટદ્યુમ્ન

અને કૌરવોની સેનાનેવિષે જાન્હવીસુત ભીષ્મપિતામહ-એઓ પોતપોતાની સેનાના સર્વ યોદ્ધાઓને શત્રુસેનાના યોદ્ધાઓ સહવર્તમાન જેમ દેવસેનાના અધિપતિ કાર્તિકસ્વામિ, દેવોને દૈત્યોની સાથે યુદ્ધ કરાવેછે તેમ યુદ્ધ કરાવતા હતા. ત્યારપછી યુદ્ધનો ઉત્સાહ એજ જાણે કમળની ઉત્પત્તી, ક્ષત્રિધર્મ એજ તે કમળનાં અગ્ર, વીરવ્રત એજ અંકુર, શૂરત્વ એજ પલ્લવ અને વીરરૂપ એજ જેની સુગંધ એવું સૂચવનારા, અર્થાત્ યુદ્ધનેવિષે કમળના ગુણો સૂચવનારા અને બાહુપરાક્રમે યુક્ત એવા ઉત્તરકુંવર, અભિમન્યુ અને દ્રૌપદીના પાંચપુત્ર તથા બીજાપણ રાજપુત્રો-તેઓ-વારંવાર યુદ્ધાંગણનેવિષે યુદ્ધ કરતા થકા સંચાર કરતા હતા; અને પોતાના બાણોએ કરી વીર શત્રુઓને, વ્યાઘ્ર જેમ નાશિકાનેવિષે ઉત્પન્ન થનારા શ્વાસવાયુની સહવર્તમાન ઉત્પન્ન થનારા હુંકાર શબ્દે અન્ય શ્વાપદોને પલાયન કરાવેછે તેમ પલાયન કરાવતા હવા. પછી રથ ઉપર બેસનારા મદ્રદેશના રાજા શલ્યનું અને હાથી ઉપર બેસનારા વિરાટરાજાના પુત્ર ઉત્તર કુંવરનું ભયંકર યુદ્ધ પ્રવૃત થયું; અને તેઓ કર્ણ (કાન)ને નિર્ભેદ કરનારા શબ્દને ઉત્પન્ન કરનારાં અને આકાશનેવિષે પ્રકાશ કરનારો મેઘ જેમ વજ્રને છોડેછે તેમ મોહોટાં મોહોટાં બાણો પરસ્પર છોડતા હવા. તે સમયે આકાશનેવિષે પ્રાપ્ત થનારી દેવસ્ત્રીઓની કૌતકયુક્ત દૃષ્ટિનો અને તેઓના ભયયુક્ત ચિત્તનો પરસ્પર મહોટો કલહ ઉત્પન્ન થતો હવો. અર્થાત્ જોવાનું કામ દૃષ્ટિનું, તે દૃષ્ટિ જો યુદ્ધ જુએ તો તેને ભય પ્રાપ્ત થાયછે અને જોવાની ઇચ્છા કરનારૂં ચિત્ત તે દૃષ્ટિદ્વારે જોવાને દૃષ્ટિને કહેપણ તે ભય પામવાથી જુએ નહી; માટે કવિએ દૃષ્ટિનો અને ચિત્તનો કલહ થયો એમ કલ્પના કરી: પછી અતિ દુનિર્વાર બાણવૃષ્ટિ કરનારા ઉત્તરકુંવરે, મેઘ જેમ સૂર્યને આચ્છાદિત કરેછે તેમ શલ્યને આચ્છાદિત કર્યો. પછી જેણે અનેક યુદ્ધો જીત્યાંછે, એવો શલ્ય, યુદ્ધનેવિષે નવિન આસક્ત થનારા ઉત્તરકુંવરને, ઇંદ્ર જેમ વજ્રે કરી પર્વતોને પાડેછે તેમ શક્તિએ કરી પાડતો હવો. તે સમયે મંદ્રાચળે મથિત થએલા મહાસાગરના ધ્વનિની જેને ઉપમાછે એવો પાંડવોની સેનામાં અતુલ હાહાકાર ધ્વનિ ઉત્પન્ન થયો. પછી જેઓનાં શૂર કર્મ પ્રખ્યાત છે એવા ધર્મરાજાની તરફના ધનુર્ધારી યોદ્ધાઓ, સર્પ સરખા તીક્ષ્ણ બાણોએ કરી કુરૂસેનાધિપતિ ભીષ્મપિતામહની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ત્યારપછી શત્રુઓને તાપ ઉત્પન્ન કરનારાં ભીષ્મપિતામહનાં બાણો, સર્વ દિશાઓને પ્રલયકાળના મેઘની ધારાવૃષ્ટિ સરખાં આચ્છાદિત કરતાં હવાં. પછી કેટલાક સુભટોના માનની સાથે રથના અક્ષનો પણ ભંગ થયો, કેટલાક સુભટોના બાહુઓના પરાક્રમની સાથે ધ્વજાઓ પણ નીચે પડીઓ, કેટલાક સુભટોના ધૈર્યની સાથેજ તેમની ધનુર્લતાઓ ધ્વસ્ત થઇઓ, કેટલાક સુભટોની વિજય આકાંક્ષાની સહવર્તમાન તેમના ધનુષ્યની પ્રત્યંચાઓ પણ તૂટી ગઇઓ, કેટલાક સુભટોના પ્રાણની સહવર્તમાન

તેઓના તુરંગો પણ ત્વરાએ પલાયન કરવા લાગ્યા, કેટલાક સુભટોના પરાક્રમની સહવર્તમાન તેઓના રથનાં ચક્રો પણ ખંડ ખંડ થઈ ગયાં, કેટલાક સુભટોના રણકર્મની સાથે તેઓનાં કવચો પણ છિન્ન ભિન્ન થઈ ગયાં, કેટલાએક સુભટોના કોપની સહવર્તમાન તેઓના સારથી પણ રથની નીચે પડી ગયા, કેટલાક સુભટોના મહિમાની સાથે તેમનાં છત્રો પણ ઉડી ગયાં, કેટલાએક સુભટોના અહંકાર સહવર્તમાન તેઓના રથની ધરીઓ પણ ખંડ ખંડ થઈ ગઇઓ, કેટલાક સુભટોના અંતઃકરણની સાથે તેઓનો પાર્શ્વભાગપણ શૂન્ય થઈ ગયો, કેટલાક સુભટોની દેહશકિતની સાથે તેઓનાં ધનુષ્ય પણ હાથમાંથી ગલિત થઈ ગયાં, કેટલાક સુભટોની કીર્તિ સહવર્તમાન તેમના શરીરમાંથી રક્તના તરંગો પણ ચલન પામવા લાગ્યા અને કેટલાક સુભટોના ભુજદંડોની સહવર્તમાન રથ ઉપર બેસવાની જગ્યા પણ અસ્ત્રરહિત થઈ ગઈ. એવું જેણે બીજાને ન પ્રાપ્ત થનારૂં બાણવૃષ્ટિકર્મ ઉત્પન્ન કરચુંછે, એવા ભીષ્મપિતામહે પાંડવોની સેના અત્યંત વ્યાકુળ કરી. તે સમયે જેણે પોતાના બાહુપરાક્રમે કરી શત્રુઓનાં પરાક્રમ તુચ્છ કરચાં છે એવો ધૃષ્ટદ્યુમ્ન પણ કૌરવોની સેનાનેવિષે હજારો રાજાઓનો સંહાર કરતો હવો. તે સમયે બાણવૃષ્ટિએ કરી સુભટોના શોણિતની નદીઓ ચાલીઓ. જે નદીઓમાં સેવાળને સ્થળે સુભટોના વાળ, રાતાં કમળોને ઠેકાણે વીરપુરૂષોનાં મુખ, નૌકાને સ્થાને મહાન રથો, મીનને ઠેકાણે હસ્ત અને ચરણ, કુમુદનીઓને સ્થાને શ્વેત છત્રો અને વેતસને એટલે નદીની તટ આગળ નેતરનાં ઝાડ હોય છે તેને સ્થાને ધ્વજાઓ હતીઓ, એવી સુભટોના શોણિતથકી નદીઓ ઉત્પન્ન થઇઓ. તે રક્તની નદીઓ યથેચ્છપણે વહેવા લાગીઓ છતાં તેઓના પ્રવાહમાર્ગનેવિષે પ્રહારે કરી મૃત્યુ પામીને પડેલા હસ્તિઓ, પર્વતો સરખા ભાસવા લાગ્યા. તે રણભૂમિ કોઇકોઈ ઠેકાણે તૂટી પડેલા ધ્વજોએ કરી ધ્વજદંડમયી દેખાવા લાગી, કોઇકોઈ ઠેકાણે તૂટી પડેલા ધનુષ્યોએ ધનુષ્યમયી દેખાવા લાગી, કોઇકોઈ ઠેકાણે તૂટી પડેલા ચાબૂકોએ ચાબૂકદંડમયી દેખાવા લાગી, કોઇકોઈ ઠેકાણે તૂટી પડેલા છત્રોએ કરી છત્રદંડમયી દેખાવા લાગી, કોઇકોઈ ઠેકાણે મૃત થઈ પડેલા અશ્વોએ કરી અશ્વમયી દેખાવા લાગી, કોઇકોઈ ઠેકાણે મૃત થઈ પડેલા વીરોએ કરી વીરશરીરમયી દેખાવા લાગી, કોઇકોઈ ઠેકાણે મૃત થઈ પડેલા હસ્તિઓના સમુદાયે કરી ગજમયી દેખાવા લાગી અને કોઇકોઈ ઠેકાણે ભાગી પડેલા રથોએ કરી રથમયી એવી દેખાવા લાગી. તે સમયે યુદ્ધના કુશળપણાથી આકાશનેવિષે દોડનારા રક્તે કરીનેજ જાણે લાલ થયો હોયના! (અર્થાત વીરોના શરીરને બાણ કિંવા ખડ્ગપ્રહાર લાગે કે તે શરીરથી તરતજ લોહીની ધારા ઉંચે ઉડેછે. એથી કરી લોહીને યુદ્ધનું કુશળપણુ છે એવી કવિએ કલ્પના કરી.) એવો સૂર્ય અસ્ત પામતો હવો. તે સમયે અનાયુધ (આયુધ વિનાનો) ષંઢ (નપુંસક) સ્ત્રી, પૂર્વસ્ત્રી (પ્રથમ સ્ત્રી છતાં કા-

રણ પરત્વે પછી પુરૂષપણું પામેલો) વિત્રસ્ત (વિશેષ ભય પામેલો) અને અભયદાન માગનારો—એ-ઓના ઉપર માત્ર શરપ્રહાર ન કરતાં ભીષ્મપિતામહ, આકાશના અંતને વ્યાપનારાં અને મર્મ-ભેદન કરનારાં એવાં અતિશય બાણોનો જે સમુદાય–તેની વૃષ્ટિએ કરી સાયંકાળપર્યંત સહસ્ત્રાવધિ રાજાઓનો સંહાર કરતા હવા. ત્યારપછી કૃપાએ કરી તે ભીષ્મપિતામહ, પોતાના ધનુષ્યથી પ્રત્યંચાને ઉતારતા હવા. તે સમયે કૌરવ અને પાંડવોની સેનાના વીરો યુદ્ધ કરવાનું બંધ કરતા હવા.

પછી ઉત્તરકુંવરનો વધ થવાથી ખિન્ન થએલા પાંડવો અને સંતુષ્ટ થએલા કૌરવો પોતપોતાના શિબિરોપ્રત્યે (છાવણીપ્રત્યે) ગમન કરતા હવા. તે દિવસની રાત્રીનેવિષે પુત્રશોકે કરી વ્યાકુળ થએલી અને જેને નેત્રમાંથી ઉષ્ણ અશ્રુઓ નિકળેછે એવી વિરાટરાજાની પટરાણી સુદેષ્ણાને યુધિષ્ઠિરરાજા શાંત્વન કરતા છતા ભાષણ કરવા લાગ્યા.

યુધિષ્ઠિર—હે સુદેષ્ણા, તમે કલ્યાણકારક એવા વિરાટરાજાની પટરાણી થઇને આવીરીતે શોક કરોછો તેણે કરી તમારૂં સ્તુત્યપણું શું? અર્થાત્, વીરપુરૂષની સ્ત્રીએ શોક કરચો છતાં તે નિંદાપાત્ર થાયછે: અને તે ઉત્તરકુંવરે આજ તમને વીરસૂ એટલે વીરજનની એવી કરેલીછે. અર્થાત્ તે તમારા ઉત્તરકુંવરે એવું પરાક્રમ કરચું કે તેનું પરાક્રમ જોઇને જોનારા સુભટો પણ "ધન્યછે એની જનનીને" એવું કહેવા લાગ્યા: વળી હું એવી પ્રતિજ્ઞા કરૂંછું કે તમારા ઉદરથી ઉત્પન્ન થએલા ઉત્તરકુંવરને તે પાપી મદ્રાધિપતિ શલ્યના ઉદરથી પૃથક્ જો આકર્ષણ ન કરૂં તો અર્થાત્ તે શલ્યને મારીને ઉત્તરના વધનું વેર ન લેઊંતો: આ મારો યુદ્ધારંભ સફળ ન થાઓ; અને તમે મને કદીપણ સત્યપ્રતિજ્ઞ એવો માનશો નહીં.

એવી રીતે ધર્મરાજાએ આશ્વાસન કરેલી તે સુદેષ્ણા, શોકનો ત્યાગ કરતી હવી. કારણ જેણે પદાર્થ માત્રોનો મૂળ સ્વભાવ જાણ્યોછે; અર્થાત્ સર્વ પદાર્થ નાશવંતછે એવું જેણે જાણ્યું છે: તેવા માણસને કોઈપણ પદાર્થનો નાશ થવાથી તેનાવિષે સ્વલ્પ પણ શોકસ્થિતિ કેમ પ્રાપ્ત થાય? અર્થાત ન થાય: હવે એ પ્રમાણે સાતદિવસ પર્યંત ભીષ્મપિતામહે, બાણના સમુદાયે કરી શત્રુપક્ષના અનેક રાજાઓના સૈન્યને મારતા છતા પણ દયાળુપણે પોતાના સૈન્યનું રક્ષણ કરતા હવા. અહિંયાં હસ્તિનાપુરનેવિષે ગાંધારી સહિત ધૃતરાષ્ટ્રને, જેની બુદ્ધિ ઉદારછે એવો સંજય, દિવસનેવિષે થએલો યુદ્ધપ્રકાર અવલોકન કરી રાત્રીનેવિષે યુદ્ધસંબંધી કથા કહેતો હવો. અહીંયાં ધર્મરાજા પણ, બાણના પ્રહારે કરી ઘાયલ થએલા પોતાના સૈનીક લોકોને વાત્સલ્યતાએ કરી પ્રતિદિવસે પોતાના ઉત્તમ પ્રકારના ભાષણરૂપ પાણીએ કરી અને ઘાવની વ્યથા દૂર કરનારા ઔષધે કરી ઘાવસંબંધી દુ:ખની નિવૃતિને પમાડતો હવો.

સાત દિવસ પ્રમાણેજ આઠમા દિવસનેવિષે પણ ભીષ્મપિતામહ યુદ્ધ કરવા લાગ્યા છતાં

તેમની સામે પાંડવોની સેનાના રાજાઓ અત્યંત યુદ્ધ કરવા માટે આરંભ કરતા હવા. કૌરવોની સેનાના જે વીર પોતાના ભાથાનેવિષે બાણ લેવા માટે હાથ ઘાલવા લાગ્યો છતાં તેજ ક્ષણે તેના તે હાથને તેજ ઠેકાણે પાંડવોના વીર વિદ્ધ કરતા હતા. તેમજ જે કોઈ ભાથામાંથી બાણ કાઢી તે ધનુષ્ય ઊપર સંધાન કરે એટલામાં તો તેની આંગળીને છેદન કરતા હતા. જે કોઇ યુદ્ધ કરવા માટે ધનુષ્યની પ્રત્યંચાને કાનપર્યંત આકર્ષણ કરે એટલામાં તો તેના હાથને, ધનુષ્યની પ્રત્યંચાને અને કાનને વેધન કરતા હતા, અને જે કોઈ વીરનાં નેત્રો, બાણ મારવાને તાકેછે એટલામાં તો તેના નેત્રની કીકીને બાણે કરી છેદન કરતા હતા. એ પ્રમાણે પાંડવોના વીરોએ ઘાયલ કરેલા કૌરવસેનાના વીરો યુદ્ધનેવિષે સ્થિરતા કરી ઊભા રહેવા સારૂં થોડા પણ ગર્વને ન ધારણ કરતા હવા; તો પછી શત્રુના વીરોનો છેદ કરવા માટે, કિંવા તેઓના ધનુષ્યોનો છેદ કરવા માટે, કિંવા ધનુષ્યની પ્રત્યંચાના છેદને માટે ગર્વ ન ધારણ કરતા હવા એમાં શું કહેવું! એ પ્રમાણે મહા બળાઢ્ય અને ધનુર્ધારી એવા પાંડવોના પક્ષપાતી જે વીરો તે, કૌરવોના સેનાધિપતિ ભીષ્મપિતામહના પક્ષે રહીને શાસન કરનારા વીરોના સમુદાયને ગતપ્રાણ એટલે પ્રાણરહિત કરતા હવા. તે સમયે કેટલાએક શૂરપુરૂષ કે જેઓનાં અંગ સર્વ ઠેકાણે બાણે કરી વ્યાપ્ત થઈ ગયાં છે એવા તેઓ સાહુડીના સીસોળીઆઓએ વ્યાપ્ત થએલા શરીરની તુલના ધારણ કરતા હવા. અર્થાત્ સર્વાંગનેવિષે બાણ લાગ્યાં છતાં સર્વાંગનેવિષે જેને સીસોળીયાં છે એવી સાહુડી સરખા તે વીરો દીસવા લાગ્યા. તે સમયે યુદ્ધના રસે કરી જેઓને નવીન કેશ ઉત્પન્ન થયા હોયના! એવાં આછાં આછાં લાગેલાં બાણોના મંડળે કરી જેઓનાં મસ્તક વ્યાપ્ત થઈ ગયાંછે એવા કેટલાએક વીર, બાણો મધ્યે બૂડનારા હોતા થકા શોભતા હવા. વળી તે સમયે બાણોના પ્રહારે કરી જેઓનાં સર્વાંગ ઘાવયુક્ત છે એવું તે કૌરવસૈન્ય, પ્રફુલ્લિત થએલા બંધુકવૃક્ષનું જંગમતા પામનારૂં વનજ હોયના! એવું શોભવા લાગ્યું. તે સમયે ધનુર્ધારી વીરોના આકાશમાં યથેચ્છપણે ઊડી જનારા મસ્તકના સમુદાયે કરી ચૂર્ણ થયો માટેજ હોયના! એવો યુદ્ધ અવલોકન કરનારો સૂર્ય અસ્ત પામતો હવો. અર્થાત્, જે યુદ્ધમાં, વીર પુરૂષોનાં મસ્તકો આકાશનેવિષે ઊડવા લાગ્યા. એવું યુદ્ધ ચાલ્યુ છતાં તેનું નિવારણ કરવાનેજ જાણે સૂર્ય અસ્ત પામ્યો: તે સમયે ભીષ્મપિતામહે પાંડવપક્ષના હજારો રાજાઓને માર્યા છતાં પણ જેઓએ કૌરવપક્ષના, ભીષ્મપિતામહ કરતાં અધિક વીરો માર્યા છે એવા પાંડવો આનંદયુક્ત થયા. અને કૌરવો, મર્યાદાનું ઓલ્લંઘન કરનારો સમુદ્રજ હોયના! એવા અમર્યાદ ખેદને પામતા હવા. ત્યારપછી બંને સેનાના વીરો યુદ્ધ બંધ થયું છતાં પોતપોતાને સ્થાનકે ગમન કરતા હવા.

ત્યારપછી તે દિવસની રાત્રીનેવિષે ધૃતરાષ્ટ્રનો પુત્ર જે દુર્યોધન-તે ગંગાપુત્ર જે ભીષ્મપિ-

તામહ-તેમના નિવાસપ્રત્યે ગમન કરતો હવો. ત્યાં જઇને ભીષ્મપિતામહને વંદન કરી અને તેના સમિપભાગે બેસીને કાંઈ નિંદા કટાક્ષપૂર્વક દુર્યોધન ભાષણ કરતો હવો.

દુર્યોધન—હે તાત, તમારા ધનુર્ધારીપણાનો આધાર અમને અવશ્ય છે. એ માટેજ પાંડવોના નાશને સારૂં આ મારો સર્વ યુદ્ધારંભ થયો છે; પરંતુ અગ્નિ પણ વાયુના સહાયવિના વનને બાળવા માટે જેમ સમર્થ નથી, તેમ મારા વીરોમાં કોણ એવો સમર્થ છે કે જે તમારા સહાયવિના પાંડવોનો ઊચ્છેદ કરી શકે? તમે તો પાંડવોના પક્ષપાતી હોવાથી પાંડવોનાજ ગુણનું વર્ણન કરનારા છો. એ માટે યુદ્ધનેવિષે પાંડવોના પક્ષપાતીવીરોએ અમારી તરફના મોટ મોટા વીરોને નિત્ય મારયા છતાં તેઓની તમે ઊપેક્ષાજ કરોછો. એ માટે જો તે પાંડવો તમોને અત્યંત પ્રિય હોય અને તે કારણેજ તેઓને રાજ દેવાની તમારી ઇચ્છા હોય તો; હે તાત, હમણાંજ તમો તમારે હાથે કરી મારો વધ કરો.

એવું આર્ત્તપણે ભાષણ કરનારા દુર્યોધનપ્રત્યે ભીષ્મપિતામહ ભાષણ કરવા લાગ્યા.

ભીષ્મપિતામહ—હે વત્સ, તુચ્છપુરૂષને યોગ્ય એવો આ વાણીનો ઉચ્ચાર તને ક્યાંથી પ્રાપ્ત થયો? એ પાંડવોના બંધુપણા માટે જોકે મારૂં ચિત્ત તેઓનેવિષે વાત્સલ્યભાવ ધારણ કરેછે; તથાપિ મેં મારૂં જીવિતવ્ય તો તારેવિષે વેચ્યુંછે; માટે પાંડવોની સાથે વાત્સલ્યભાવપણે ચાલવું છોડી દઈ મારે યુદ્ધ કરવાનું છે અને તેમ હું કરૂંછું પણ ખરો, પરંતુ જે સૈન્યમાં અર્જુન, હાથનેવિષે ધનુષ્ય ધારણ કરી રહેછે; તે સૈન્યમાં યુદ્ધાંગણનેવિષે અવશ્ય જય પ્રાપ્ત થવાનો મને સંશય છે; તથાપિ જન્મથી અભ્યાસ કરેલું જે નિર્દોષ એવું મારૂ યુદ્ધકર્મ-તે યુદ્ધકર્મે કરી હું પ્રાતઃકાળે શૂરરહિત એવી પૃથ્વીને કરીશ.

એવી રીતે જાન્હવિપુત્ર જે ભીષ્મપિતામહ-તેમણે મહા પ્રીતિએ ભાષણ કરયું છતાં તે ભાષણ શ્રવણ કરીને દુર્યોધન ત્યાંથી ઉઠીને પોતાના આવાસપ્રત્યે ગમન કરતો હવો.

ત્યારપછી નવમે દિવસે પ્રાતઃકાળે પાંડવોની સેનાના યોદ્ધાઓને ભીષ્મપિતામહ, પોતાના બાણોએ કરી સૂર્ય જેમ કિરણોએ કરી અંધકારને નાશ કરેછે તેમ નાશ કરવા લાગ્યા. તે સમયે પાંડવપક્ષના કેટલાક વીરો હસ્તનેવિષે ધનુષ્ય ધારણ કરવામાટે પણ સમર્થ થયા નહી, તો પછી હાથમાં ધનુષ્યધારણ કરી ધનુષ્યના અગ્રભાગનેવિષે પ્રત્યંચા ચઢાવવાને માટે સમર્થ થયા નહીં એમાં શું કહેવું? તે સમયે કેટલાએક વીરો તો ધ્વજના દંડની પાછળ સંતાવા લાગ્યા, કેટલાક વીરો રથથી નીચે ઉતરી રથની નીચેની જગ્યામાં પ્રવેશ કરતા હવા, કેટલાએક વીરો પોતાના સારથીઓને આગળ કરી પોતાનું રક્ષણ કરતા હતા અને કેટલાએક વીરો તો અપકીર્તિનો અંગીકાર કરી યુદ્ધ મૂકી પલાયન કરતા હવા. તે સમયે ભીષ્મપિતામહ, વૈરીઓના અને બાણોના

પશ્ચાત્ ભાગનેજ માત્ર જોતા હતા; પણ કોઈના મુખને ન જોતા હવા. અર્થાત્ શત્રુઓ પલાયન કરવા લાગ્યા છતાં તેઓના પૃષ્ઠભાગને, અને ત્વરાએ બાણ છોડતાં બાણનો પણ પૃષ્ઠભાગજ જોતા હવા; તેઓના એટલે શત્રુઓના અને બાણના મુખભાગને જોવાનો તેમને સમયજ મળ્યો નહી. તે સમયે ભીષ્મપિતામહ એકલાએ પણ પાંડવોની આસપાસ રહેનારા અનેક રાજાઓને, નદીના અનેક કલ્લોલોને જેમ મહા પર્વતના કલ્લોલરૂપ એકજ ડુંગર પાછા ફેરવીને નહી સરખા કરેછે; તેમ પાછા ફેરવી ફેરવીને સંહાર કરચો. એ પ્રમાણે ભીષ્મપિતામહ, બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા છતાં પાંડવ પક્ષના વીરો પ્રત્યંચારહિત ધનુષ્યની સહવર્તમાન પોતે પણ પ્રાણરહિત થતા હવા. અર્થાત્, તેઓના ધનુષ્યની પ્રત્યંચાઓ ભીષ્મપિતામહે પોતાનાં બાણોએ કરી તોડીઓ અને તેઓના પ્રાણ પણ હરણ કરચા. પછી તામ્રવર્ણ મેઘના મિષે કરી રક્તરૂપ ઉદકે વાદળોને કાદવયુક્ત કરતાં છતાં તેનાથી પોતાનું રક્ષાણ કરવાનેજ માટે જાણે હોયના! તેમ સૂર્ય અસ્ત પામ્યો. તે સમયે જયનો લોભ ધારણ કરનારા કૌરવો, કુમુદની સરખા પ્રકાશ પામ્યા. અર્થાત્, સૂર્ય અસ્ત થયો છતાં ચંદ્રવિકાસી કુમુદની પ્રફુલ્લિત થઈ અને કૌરવો હર્ષ પામ્યા. અને સૂર્યવિકસીત કમળો સરખા પાંડવો સંકોચ પામવા લાગ્યા. તે સમયે બંને સેનાના છડીદારોએ સંધ્યાકાળ થયો એટલે "હે વીરો હવે યુદ્ધ કરો નહીં" એવો નિષેધ કરચો; તે કારણે યુદ્ધસ્થળથી તે બંને સેનાઓ પોત પોતાના નિવાસસ્થળપ્રત્યે ગમન કરતી હવીઓ.

ત્યારપછી તે દિવસની રાત્રિનેવિષે ધર્મરાજા, કૃષ્ણ જેઓમાં મુખ્ય છે એવા સંપૂર્ણ સભાસદોને એકસ્થળે બોલાવીને તેઓની સાથે આવી રીતનો વિચાર કરતો હવો; કે "નવીન મેઘે અંધકારરૂપ સેનાને પ્રવૃત્ત કરી છતાં તે સમયે જેમ આકાશમાં "અમુક ઠેકાણે ચંદ્રછે" તે વિષે પણ સંશય પ્રાપ્ત થાયછે તો પછી તે ચંદ્રનો પ્રકાશ શો પડવાનો છે? તેમ એ જાન્હવીપુત્ર ભીષ્મપિતામહ જ્યાંસુધી યુદ્ધભોમિનેવિષે ધનુષ્યને કંપાયમાન કરેછે, અર્થાત્ ધનુષ્ય ધારણ કરી બાણ ચઢાવીને મારેછે: ત્યાંસુધી આપણને ઉત્તમ વિજય પ્રાપ્ત થવો તો દૂરજ છે પરંતુ જીવિતની આશા પણ નાશવંતજ છે. એ માટે આ સમયનેવિષે આપણે કેવો યત્ન કરવો જોઈએ? તે પ્રકાર તમે સર્વ મળીને કહો. મારૂં ચિત્તતો તમારામાંથી ભીષ્મપિતામહને કોણ મારશે? અને તે કેવી રીતે મારશે? એ વિષે મોટી શંકાયુક્ત થઇને રહ્યું છે."

એવાં યુધિષ્ઠિરનાં વચન સાંભળીને કંસાંતક જે શ્રીકૃષ્ણ તે ભાષણ કરવા લાગ્યા.

કૃષ્ણ—હે રાજન્, આજના યુદ્ધનેવિષે આપણા પક્ષના રાજાઓનો યથેચ્છપણે સંહાર કરનાર ગંગાતનય ભીષ્મપિતામહને ક્રોધે કરી મારવા માટે મારા બાહુઓ પોતેજ ઉત્સાહ પામ્યા હતા; પરંતુ તે સમયે અર્જુન, નાનાપ્રકારના સોગને કરી મારા ઉત્સાહ પામેલા બાહુઓનું નિરોધન

કરતો હવો. અર્થાત્, હું આજ ભીષ્મપિતામહને મારતો હતો છતાં "હું મારીશ" એવું કહી અને અનેક પ્રકારના સોગન દેઈ અર્જુને મારૂં નિવારણ કરચું: હવે જો તમે નિશંકપણે ભીષ્મપિતામહને મારવા માટે મને આજ્ઞા આપો, તો હું પ્રાતઃકાળનેવિષે સર્વ ભૂમિતળ નિર્ગાંગેય એટલે ભીષ્મપિતામહરહિત કરૂં.

એવાં કૃષ્ણનાં વચન સાંભળી ફરી યુધિષ્ઠિરરાજા ભાષણ કરતો હવો.

યુધિષ્ઠિર—હે હરે, તમે હાથમાં ધનુષ્ય ધારણ કરી યુદ્ધભૌમિનેવિષે યુદ્ધ કરવા લાગ્યા છતાં તમારી સામા યુદ્ધ કરવા માટે ઇંદ્ર પણ આળસ ધારણ કરે. અર્થાત્ ટકી શકે નહીં: તો પછી ભીષ્મપિતામહની વાતજ શી? પરંતુ પૂર્વે તમે સંતુષ્ટ થઈ અમોને ગાંધારીના પુત્ર જે દુર્યોધનાદિક; તેઓ સર્વના વધથી ઉત્પન્ન થએલી કીર્ત્તિરૂપ દક્ષણા સમર્પણ કરીછે. પરંતુ બાળપણાથી ભીષ્મપિતાના ઊચ્છરંગરૂપ પલંગનેવિષે લાડ લાડેલા એવા ભીમસેન અને અર્જુન, તેઓ એ ભીષ્મપિતામહનો સાક્ષાત્ વધ પોતે કેમ કરે? માટે હે ગોવિંદ, ભીષ્મપિતામહના વધનો બીજો ઉપાય મને કહો કે, જે ઉપાયે કરી સર્વ જગતમાં એકજ રથી એવા ભાગીરથી પુત્ર ભીષ્મપિતામહ જીતાઇને તેઓ નામ માત્રે કરી અવશેષ રહે..

એવું ધર્મરાજાએ ભાષણ કરચું છતાં તે સમયે શ્રીકૃષ્ણ ભાષણ કરેછે.

શ્રીકૃષ્ણ—હે રાજન્, મારૂં આ વચન શ્રવણ કરો. ભીષ્મપિતાના વધની યુક્તિ નાના બાળકથી તે ગોપાળપર્યંત અતિ પ્રખ્યાત છે. જે કારણ માટે યુદ્ધનેવિષે સ્ત્રી, પૂર્વ સ્ત્રી, દીન, ભય પામેલો, ષંઢ અને આયુધરહિત–એઓનેવિષે ભીષ્મપિતામહનાં બાણ કદીપણ પડવાનાં નથી. એ માટે પ્રાતઃકાળે દ્રુપદરાજાનો ષંઢપુત્ર જે શિખંડી–તેને આગળ કરી તેના પૃષ્ઠભાગે તમે સર્વ રહો; એટલે પછી યુદ્ધનેવિષે અત્યંત બાણ સમુદ્રાયને છોડનારા એવા પરંતુ શિખંડીને જોઈ તેના ઉપર બાણ પ્રહાર નહી કરનારા એવા તે ભીષ્મપિતામહને પણ તે શિખંડી કર્ણપર્યંત ધનુષ્યની પ્રત્યંચાને આકર્ષણ કરી છોડેલાં તીક્ષ્ણ બાણોએ નિ:શંસય વધ કરશે.

એ પ્રમાણે શ્રીકૃષ્ણે કહેલો ભીષ્મપિતામહના વધનો ઉપાય જાણીને ધર્મરાજાદિક સંપૂર્ણ સભાસદો હર્ષયુક્ત થઈને પછી તેઓ સર્વ પોતપોતાના સ્થાનકપ્રત્યે ગમન કરતા હવા.

પછી દશમે દિવસે પ્રાતઃકાળે અતિ ક્રોધયુક્ત એવા શિખંડીને આગળ કરીને પાંડવાદિક સંપૂર્ણ વીરો ભીષ્મપિતામહના વધની ઇચ્છાએ સંગ્રામના અગ્રભાગનેવિષે ગમન કરતા હવા. તે સમયે બંને બાજુભણીના ચક્રરક્ષણ કરનારા ભીમસેન અને અર્જુન–એઓએ કરી તે શિખંડી, સૂર્ય અને ચંદ્ર એ બંનેના મધ્યભાગે રહેનારા બુધ સરખો શોભતો હવો. ત્યાર પછી તે બંને સેનાનું પરસ્પર, થએલી બાણવૃષ્ટિના ખડખડાટે કરી જેનેવિષે આકાશ શબ્દયુક્ત છે

એવું અત્યંત ઘોરયુદ્ધ થતું હતું. તે સમયે તત્કાળ રથથી ઉત્પન્ન થએલી જે ધૂળ તે, મુખ ઉપ-રથી જેઓનાં આસ્તરણ દૂર થઈ ગયાંછે એવી હસ્તિઓના મુખ ઉપરના આસ્તરણને ઠેકાણે થતી હવી. અર્થાત્ યુદ્ધનેવિષે છૂટેલા બાણોએ હસ્તિઓનાં મુખ ઉપરનાં આવરણો તૂટિ ગયાં છતાં રથથી ઉત્પન્ન થએલી ધૂળેજ તે હસ્તિઓનાં મુખ આચ્છાદિત થયાં: કેટલાએક હ-સ્તિઓ પરસ્પર દંતોના પ્રહારે કરી ઉત્પન્ન થએલા અગ્નિના તણખાઓએ જાણે મધ્યભાગે તે-જને વમન કરનારાજ હોયના! એવા યુદ્ધ કરવા લાગ્યા. કેટલાક હસ્તિઓ પોતાના દંતરૂપ વ-જ્રના પરસ્પર સંઘટ્ટે કરી ઉત્પન્ન થએલા અગ્નિજ્વાળાના સમુદાયે કરી મુખના રક્ષણને અર્થે ધારણ કરેલાં કવચોને પરસ્પર દહન કરતા હવા. કોઈએક હસ્તિએ પોતાની શૂંઢે કરી રથને પૃથ્વી ઉપર ઊંધો પાડ્યો છતાં રથી અને સારથી એ બંને ભૂમિ ઉપર રથની નીચે દબાઇને મ-રણ પામ્યા, અને રથે જોડેલા અશ્વો અધર લટકવા લાગ્યા. જેઓનાં મસ્તકો ભાલાઓએ કરી ઉર્ધ્વભાગે ઊરાડેલાંછે એવા કેટલાક સ્વાર જાણે વંશ પરંપરાગત પ્રાપ્ત થએલી નટની ક્રીડાને સ્વિકારવા લાગ્યા હોયના! એવા દીસવા લાગ્યા. અર્થાત્, સ્વારોએ પોતાના અશ્વોને અત્યંત વેગમાં છોડ્યા છતાં એટલામાં શત્રુના સ્વારોએ તેઓનાં મસ્તક ભાલાવતે ઊરાડ્યાં છતાં તેમના ધડસહિત અશ્વો અહીં તહીં દોડવા લાગ્યા; તે જાણે વંશપરંપરાગતની નટક્રીડાનેજ ધારણ કરતા હોયના! એવું લાગ્યું: તે સમયે જ્યાં ત્યાં, મૃત્યુ પામીને પૃથ્વી ઉપર પડેલા વીરો, તે-મજ છિન્ન ભિન્ન થઈ પડેલા રથો અને મૃત્યુ પામી પડેલા અશ્વ તથા હસ્તિઓ—એજ જેમાં તરંગોછે; તે તરંગોએ કરી મહા વેગે વહેનારી રક્તનીનદી—તે મહોટા મહોટા સ્વારોને પણ આગળ જવા માટે રેવા નદીના પુર સરખી અટકાવ કરતી હવી. કેટલાએક વીરોની બાણ છોડવા માટે માત્ર એકજ મુષ્ટિકર્ણની પાસે પ્રવેશ કરનારી થઇ પણ પતન પામેલા અનેક વીરોએ કરી લક્ષાવધિ બાણો છૂટ્યાં એવું અનુમાન થયું. અર્થાત્ બાણ છોડવા માટે મુષ્ટિતો એકજ, પણ તે મુષ્ટિએ લક્ષાવધિ બાણો છોડ્યાં એવું બાણોએ વિંધાઈ મરણ પામી પૃથ્વી ઉપર પડેલા વીરોના સમુદાયે કરી અનુમાન થયું: કોઈક રથી પોતાના શત્રુ રથીની ઉપર તેને મરવા સારૂ દોડવા લાગ્યો છતાં તેને માર્ગનેવિષે દુસ્તર એવી રક્તની નદીજ અર્ગલા એટલે અડચાણ કરનારી ભૂંગળરૂપ થઈ. એવી રીતે વીરપુરૂષો પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા છતાં ભીષ્મપિતામહ પણ, કેટલાક વીરોને જર જર કરતા થકા, કેટલાએક વીરોને યુદ્ધથી પલાયન કરાવતા થકા અને કેટલાએક વીરોને બાણના સમુદાયે કરી મારતા થકા યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે જેમ વૃક્ષોની છાંયા સં-ધ્યાકાળે સૂર્યના સમિપભાગે ગમન કરવા માટે સમર્થ થતી નથી; તેમ તે ભીષ્મપિતાના તેજના સમિપભાગે શત્રુઓની પંક્તિઓ પણ ગમન કરવા માટે સમર્થ થઇઓ નહીં. તે

સમયે શત્રુઓને તાપ ઉત્પન્ન કરનારાં ભીષ્મપિતામહનાં બાણોએ કરી વ્યાકુળ થએલા કેટલાક રાજાઓ, યુદ્ધસ્થળનેવિષે મરણ પામી પડેલા હસ્તિઓના મધ્યભાગે પોતાના રથને સ્થાપન કરી વિશ્રાંતી લેતા હતા. એ પ્રમાણે કરીને યુદ્ધનેવિષે શત્રુની સેના યથેચ્છપણે વિમુખતા પામી છતાં ભીષ્મપિતામહના હસ્ત, ઘણીવારસુધી વ્યાપારરહિત થયા. ત્યાર પછી પૂર્ણચંદ્રનું મંડળ, સૂર્યબિંબની સેવા કરવામાટે જેમ સૂર્યની સન્મુખ પ્રાપ્ત થાયછે, તેમ તે યુદ્ધનેવિષે શિખંડીનો રથ, ભીષ્મભિતામહના રથના અગ્રભાગે પ્રાપ્ત થતો હવો. અર્થાત્, પૂર્ણિમાને દિવસે ચંદ્રબિંબનો ઉદય થયો છતાં તેની સન્મુખ અસ્ત પામનારૂં જે સૂર્યનું બિંબ દેખાય છે તેમ, શિખંડી, સન્મુખ ગયો છતાં ભીષ્મપિતામહ દીસવા લાગ્યા: મહાશૂર અને યુદ્ધ કરનારો જે શિખંડી-તેના નિવારણને માટે કૌરવો તરફના વીરો શિખંડીની સન્મુખ દોડવા લાગ્યા છતાં તે શિખંડીના પાર્શ્વરક્ષક જે ભીમસેન અને અર્જુન-એઓએ બાણેકરી તે વીરોનો પ્રતિકાર કર્યો. તે સમયે મંદાકિનીપુત્ર ભીષ્મપિતામહ-તેમણે પોતાની સન્મુખ ચંડકોદંડપાણિ એટલે તીવ્ર ધનુષ્ય ધારણ કરનારા શિખંડીને અવલોકન કરી યુદ્ધનેવિષે જે આવેશ-તે આવેશને પોતે મંદ કરતા હવા. અર્થાત્, તે શિખંડી પંઢ હોવાથી "તેના ઊપર બાણ છોડવાં એ વીરપુરૂષને યોગ્ય નહીં." એવું મનમાં ધારીને ભીષ્મપિતામહ યુદ્ધ કરવું મૂકી દેઈ સ્તબ્ધ થઈને રહ્યા; અને કોટચાવધિ યોદ્ધાઓના સમુદાયના સંહારે કરી જેને શ્રમ પ્રાપ્ત થયોછે એવા પોતાના ધનુષ્યને જાણે કૃપા કરીનેજ હોયના! તેમ પિતામહ ભીષ્મ, વિશ્રાંતી દેતા હવા. તે સમયે હેમંતઋતુના સૂર્ય સરખા, કિંવા મંત્રથી સ્તંભન પામેલા અગ્નિ સરખા, કિંવા વૃદ્ધપણું પામેલા સિંહ સરખા તે ભીષ્મપિતામહ દીસવા લાગ્યા. ત્યારપછી શિખંડીએ યથેચ્છપણે બાણોએ કરીને ભીષ્મપિતામહને તાડન કર્યા; પરંતુ ગંભીરવેદી એટલે ઘણીવાર મહાવતે કરેલી શિક્ષાને ન માનનારો જે હાથી તેની જેમ તે ભીષ્મપિતામહ, શિખંડીના બાણોને કાંઈજ લેખવતા ન હતા. એટલામાં ધૃષ્ટદ્યુમ્નાદિક સંપૂર્ણ યોદ્ધાઓ પણ ચારે બાજુભણીથી તે ભીષ્મપિતામહને બાણવૃષ્ટિએ કરી આચ્છાદિત કરતા હતા. ત્યારપછી જેઓના બાણોનો પ્રહાર અસહ્ય છે એવા તે ધૃષ્ટદ્યુમ્નાદિક વિરોને જોઈને જેમના અધરોષ્ઠ ક્રોધે કરી કંપાયમાન છે; એવા ગંગાતનય ભીષ્મપિતામહ, ફરી ધનુષ્યનેવિષે પ્રત્યંચા ચઢાવતા હવા; અને તેમના ચક્રરક્ષક જે દુર્યોધન અને દુઃશાસનાદિક-તેઓ પણ એકદમ મહાવેગે કરી શત્રુઓના પ્રાણવાયુની યાચના કરનારા અર્થાત્ શત્રુઓના પ્રાણને હરણ કરનારા સર્પોજ જાણે હોયના! એવા બાણોએ કરી વૃષ્ટિ કરવા લાગ્યા. તે સમયે સર્વ લોકોએ દિશા, વિદિશા, આકાશ, અને પૃથ્વી એ કાંઈજ અવલોકન કર્યું નહીં, પણ કેવળ સર્વ જગત બાણમયજ અવલોકન કર્યું. પછી મહાત્વરાએ અર્જુનપ્રત્યે શ્રીકૃષ્ણ, ભાષણ કરવા લાગ્યા.

કૃષ્ણ—હે પૃથાસૂનો, (હે પૃથાપુત્ર) શત્રુએ કરેલા તારી સેનાના નાશપ્રત્યે તું કાં ઉપેક્ષા કરેછે? તો આ સમયે શિખંડીની પાછળ રહી આ તારી લજ્જાને પણ સારી માનીને, કારણ કે વીરપુરૂષને બીજાની પાછલ ઉભો રહી બાણ મારવું એ લજ્જારૂપ છે, તથાપિ હમણાં તાહરી લજ્જાને સારી માનીને કૌરવોની સંપત્તિરૂપ વલ્લિનું મૂળ એવા જે આ ભીષ્મપિતામહ, તેમને તું પોતે ઉન્મૂલન કર.

એવી કૃષ્ણની આજ્ઞાને કિંચિત્ ખિન્નપણે સ્વિકારીને ત્યાર પછી અર્જુન, શિખંડીના રથ ઉપર આરોહણ કરતો હવો. ત્યારપછી શિખંડીના શરીરે કરી જેનું શરીર ગુપ્ત છે, અર્થાત્ શિખંડીની પછવાડે ગુપ્ત રહેનારો એવો અને કર્ણના સમિપભાગે જઈ વિશ્રાંતિ પામનારી જેની મુષ્ઠિ છે, અર્થાત્ ધનુષ્યની ઉપર તીરનું સંધાન કરતી વખતે જેની મુષ્ઠિ, કાનસુધી આવેલી છે: એવા અર્જુને પોતાનું ગાન્ડીવ ધનુષ્ય આકર્ષણ કરચું. તે સમયે તે તુમુલયુદ્ધ જોવામાટે તે યુદ્ધની સન્મુખ અત્યંત દૃષ્ટિ કરનારા એવા નિમેષરહિત દેવોને તે યુદ્ધ જોવાને મહાત્વરા પ્રાપ્ત થતી હવી. અર્થાત્ "આ યુદ્ધ ઉતાવળેજ શરૂ થાય તો ઠીક" એવું ઈચ્છતા જોતા હતા: તે સમયે પૂર્વે વૃષ્ટિ કરનારો મેઘ જેમ સૂર્યમંડળને આચ્છાદન કરેછે તેમ દુર્યોધનાદિક વીરો ભીષ્મપિતામહને આચ્છાદન કરતા હવા. અર્થાત્ ભીષ્મપિતામહ ઉપર બીજાઓના બાણાદિકનો પ્રહાર ન થાય, એવું રક્ષણ કરવા માટે અને ભીષ્મપિતામહ બીજાની દૃષ્ટિએ પણ ન પડે, એ માટે તેમની આસપાસ વેષ્ટિત થઈ યત્ન કરતા હતા: પણ દિશાઓના મૂળને પણ નિર્મૂળ કરવામાટે જેઓનાં પરાક્રમ યોગ્યછે એવા ભીમસેનાદિક યોદ્ધાઓ એજ કોઈ વાવંટોળીઆરૂપ-તેમણે તે દુર્યોધનાદિકોને જયહાં ત્યહાં વિખેરી નાખ્યા. અર્થાત્ તે ભીમસેનાદિક વાવંટોળીઆરૂપ યોદ્ધાઓએ ભીષ્મપિતામહ સૂર્યને આચ્છાદિત કરી રહેલા દુર્યોધનાદિક મેઘને જયાં ત્યાં વિખેરી નાખ્યા એટલે પલાયન કરાવ્યું: જાણે અર્જુનને બાણો મૂકવા માટે પ્રેરણા કરતીઓ હોયના! એવી વાયુએ ચંચળ થએલી ધ્વજાઓના અગ્રભાગે કરી રથો શોભવા લાગ્યા. પછી અર્જુને લજ્જાએ કરી, ભક્તિએ કરી અને સ્નેહે કરીને ભીષ્મપિતામહનેવિષે બાણોનો સમુદાય છોડ્યો. તે સમયે શિખંડીએ જેનું આચ્છાદન કરેલું છે એવા અર્જુનને ન જોનારા અને બાણોએ કરી જેમનું શરીર વિદ્ધ થએલું છે એવા ભીષ્મપિતામહ, પોતાના સારથીપ્રત્યે ભાષણ કરવા લાગ્યા.

ભીષ્મ—હે સારથી, આ બાણો અત્યંત મર્મભેદ કરેછે, માટે એ બાણો મર્મભેદ કરવામાં કુશળ, જેઓનું અહીં આવીને પડવું અટકાવ રહિત છે, અર્થાત્ અહીં આવતાં વચમાં કોઈ એનો અટકાવ કરી શકતું નથી: જેઓની ક્રિયા સરલ છે, જેઓની ગતિ અલક્ષ છે, જેઓનું સામર્થ્ય, તાકયા નિશાનનો ભેદ કરવા માટે અતિશય છે, અને સુવર્ણમય પંખે કરીને જેઓ

વિજળીના પ્રકાશની રેષાને કરનારાં છે, અર્થાત, તે બાણો જવાના માર્ગને સુવર્ણમય પંખે કરી વિજળીની રેષા સરખો કરતાં હતાં, દેવો સરખાં સુપર્વા, અર્થાત્ દેવોનું જેમ સુપર્વા નામછે તેમ આ બાણોનું નામ પણ સુપર્વા છે, અને શુભકર્મ જેમ સફળ થાયછે તેમ જેઓ સફળ છે, અર્થાત્ સફળ એટલે ભાલોડા સહિત અને બીજે અર્થે એકે ધારચા નિશાનને મારનારાં, એવાં આ બાણો, અવશ્ય અર્જુનનાંજ છે. એ બાણો કાંઈ શિખંડીનાં નથી. આજ આ મહારો વત્સ જે અર્જુન, તેની ધનુર્વિદ્યાનો અનુભવ લેનારો અને મારા મૃત્યુકાળનેવિષે પ્રાપ્ત થએલો એવો જે આ મારો અંતરાત્મા-તે જીવન પામેછે. અર્થાત્ અર્જુનની બાણ મૂકવાની અનૂપમ યોજના જોઈ આ મૃત્યુતુલ્યદશાનેવિષે પણ મને અત્યંત આનંદ ઉત્પન્ન થાયછે.

એ પ્રમાણે ભીષ્મપિતામહ, પોતાના સારથીપ્રત્યે ભાષણ કરતા હતા; એટલામાં આકાશથી એવી વાણી ઉત્પન્ન થઇ કે "હે ગાંગેય, તારા ગુરૂએ ઉચ્ચારેલી વાણીને તું વિસરીશ નહીં." એવી વાણી શ્રવણ કરી વિસ્મય પામેલો દુર્યોધન, ભીષ્મપિતામહની પાસે જઈ પ્રશ્ન કરતો હવો કે "હે તાત, આકાશથી કોઇએક ખેચર તમને ગુરૂવાણીપ્રત્યે શું સ્મરણ કરાવે છે?" એવું દુર્યોધનનું ભાષણ શ્રવણ કરીને ત્યારપછી ગંગાના પુત્ર ભીષ્મપિતામહ ભાષણ કરતા હવા.

ભીષ્મ—હે દુર્યોધન, હું બાલ્યાવસ્થાનેવિષે મારા માતામહના ગૃહનેવિષે રહેતો થકો માતાની સાથે ચારણશ્રમણને વંદન કરતો હવો. તે સમયે તે કૃપાળુ એવા ચારણશ્રમણ, સમિપ ભાગે રહેનારો જે હું-તેનીપ્રત્યે વિશુદ્ધ એવા સાધુધર્મ અને શ્રાવકધર્મના આચરણને કહેવા લાગ્યા. તે સમયે હે કુરૂરાજેંદ્ર, તે મુનિની પાસેથી પ્રાપ્ત થએલું ધર્મનું રહસ્ય મારાહૃદયને અત્યંત પ્રિય થયું; અને મને યથેચ્છપણે પ્રાણીમાત્રના કલ્યાણની ઇચ્છા ઉત્પન્ન થઈ. પછી તે દિવસથી હું સર્વ પ્રાણીમાત્રના સમુદાયને મારા આત્મા સરખા જોઉંછું. અર્થાત્ અહિંસા ધર્મ મેં સ્વિકારચો છે: મુનિના સરખી સત્યે કરીને પવિત્ર એવી વાણી હું બોલુંછું, અર્થાત્, બીજું સત્યધર્મવ્રત મેં સ્વિકારચું છે: તેમજ બીજાના દ્રવ્યનેવિષે મારૂં ચિત્ત વિમુખ થયુંછે; અર્થાત્ ત્રીજું ચૌરયકર્મ ન કરવું એવું વ્રત મેં સ્વિકારચું છે: બ્રહ્મચર્યવ્રતનેવિષે જેનું મન નિષ્કપટ છે એવો જે હું-તેને સર્વ સ્ત્રીસમુદાય તૃણતુલ્ય લાગેછે, અર્થાત્ બ્રહ્મચર્યવ્રતના આચરણે કરી મેં સ્ત્રીની ઇચ્છા છોડી દીધીછે એટલે એ ચોથું બ્રહ્મચર્યવ્રત લીધું છે: અને તેમજ બીજાઓનું પ્રિય કરવું તથા સંતોષ અને પરિગ્રહનો નિગ્રહ-એઓનો પણ મેં સ્વિકાર કરચો છે. જે પુરૂષે જૈનધર્મને વિષે પોતાના ચિત્તને સ્થાપન કરચું છે તે પુરૂષને શું દુષ્કર છે? અર્થાત્ કાંઈ પણ દુષ્કર નથી: એવી રીતિએ અનાચારથી વિમુખ, ધર્મનેવિષે તત્પર અને શ્રવણ કરેલા ધર્મનેવિષે એકાગ્ર બુદ્ધિ એવો જે હું-તે અશેષ આશ્રવથી વિરામ પામ્યો. અરહત દેવની પૂજા, ગુરૂની ઉપાસના,

તપ, સ્વાધ્યાય, સંયમ અને દાન-એઓએ કરી જેનાં ઘણાં કર્મો છૂટી ગયાંછે એવો જે હું-તે પ્રતિદિવસ એ ષટ્કર્મોનું આચરણ કરતો હવો. પછી સર્વથા બાહ્યાભ્યંતર પરિગ્રહના સંગનો પરિત્યાગ કરવા માટે ઇચ્છા કરનારો એવો જે હું તેને પણ પવનવેગ નામના મારા મામાએ સર્વ કળાઓ શિખવીઓ. કોઇએક સમયે ત્રિકાળજ્ઞ એવા મુનિચંદ્ર નામના જ્ઞાની મુનિને મારા મામાની સાથે વંદન કરી તત્કાળ અંગઊપર રોમાંચ ધારણ કરનારો એવો જે હું, તે હાથ જોડી સર્વની પ્રત્યક્ષ પ્રશ્ન કરવા માટે અવકાશ પામીને તે મુનિને પ્રશ્ન કરતો હવો કે "હે મુનિંદ્ર, જે પરમાનંદનો મૂળકંદ અને જે મોહરૂપ અંધકારનો નાશ કરવાને સૂર્યસમાન, એવું સર્વ સંયમ મને ક્યારે પ્રાપ્ત થશે?" તે સમયે તે મુનિંદ્ર પણ મારીપ્રત્યે ભાષણ કરતા હવા કે "હે ભદ્ર, ગુણે કરી ચંદ્ર સરખી પ્રકાશમાન અને મહાસતી એવી તારી કનિષ્ટમાતા સત્યવતી નામની જ્યારે થશે; ત્યારે તેના પુત્રોના સંબંધે કરી તું ઘણાકાળપર્યંત ગૃહનેવિષે વાસ કરશે. કારણ, તારા સરખા વિચારયુક્ત ચિત્તવાળા જેઓછે તેઓને બીજાઓનું કાર્ય કરવું એજ સ્વાર્થ છે. એ માટે તારા પિતાની પ્રીતિને અર્થે જીવતપર્યંત બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારો તું ગૃહવાસનેવિષે રહીને પણ દેવવ્રત એવા નામે કરી પ્રખ્યાતિને પામશે. અને ત્યારપછી જેનો મહોટો મહિમા છે એવો તું, અનુક્રમે કુરૂગોત્રનેવિષે પિતામહ, એવો પ્રખ્યાત થઇ શત્રુઓથી અત્યંત પિડિત થએલા એવા દુર્યોધનની વતી તેના શત્રુઓ સાથે યુદ્ધ કરી તે દુર્યોધનના ઋણથી મુક્ત થઇશ; અને ત્યારપછી મારો ભદ્રગુપ્તાચાર્ય નામે જે શિષ્ય-તેના સમિપભાગનેવિષે અતિશ્રદ્ધાયુક્ત થઇને સર્વ ભાવશલ્યનો ત્યાગ કરી, દ્રવ્યશલ્યથી ઉત્પન્ન થએલી તે દુ:સહવ્યથાને સહન કરનારો અને વર્ષપર્યંત જેનું આયુષ્ય અવશેષ રહેલું છે એવો એકાગ્રચિત્તે તું પ્રવજ્યાને ધારણ કરશે, અને ઉત્તમ પ્રકારની આરાધના કરી જેનું ચિત્ત સર્વ ઉપર સમદૃષ્ટિપણાનેવિષે અત્યંત નિમગ્ન છે એવો તું એક વર્ષના અંતે જે સ્વર્ગલોકથી કદી પણ અધ:પાત નથી એટલે નીચું પડવું નથી એવા સ્વર્ગલોકપ્રત્યે સુખે કરી ગમન કરશે." એવું કહી જેમનું ઉત્તમ ચારિત્ર છે એવા તે મુનિ, અન્ય ઠેકાણે ગમન કરતા હવા. હું પણ તેમના કહેવા પ્રમાણે તે દિવસથી તે આજપર્યંત તેમની ઊચ્ચારેલી વાણીનો અનુભવ લેતો હવો. એ માટે હે વત્સ દુર્યોધન, એ ખેચરો ધર્મગ્રહણને માટે મારા સબ્રહ્મચારી અને એક ગુરૂની પાસે રહીને બ્રહ્મચર્યાદિક વ્રત લેનારા, સ્વાધ્યાયી, સમાન વયવાળા અને ચતુર છે; એ સર્વ વાતે મારા સાધર્મિઓ છે, તે માટે તેઓ આ સમયે મને ગુરૂની વાણીનું સ્મરણ કરાવેછે,

એવું ભીષ્મપિતામહ દુર્યોધનપ્રત્યે કહેતા છતા રોમાંચના સમુદાયજ જાણે પ્રાપ્ત થયા હોયના! એવા, અર્જુનનાં, પ્રતિરોમનેવિષે લાગેલાં બાણોએ પરિપૂર્ણ એવા અને જેમણે પો-

તાનાં નેત્રો મિચ્યાં છે તથા જેમનું ધનુષ્ય હાથમાંથી ગલિત થયુંછે એવા તાલધ્વજ ભીષ્મપિતામહ મૂર્ચ્છા પામીને પોતે બેઠેલા રથના મધ્યભાગનેવિષે પતન પામતા હવા. તે સમયે તે સંકટઅવસ્થાપ્રત્યે પ્રાપ્ત થએલા ભીષ્મપિતામહને અવલોકન કરવા માટે જાણે અસમર્થજ હોયના! એવો અને જાણે સર્વસ્વ કિરણો ત્યાગ કર્યાં એવો સૂર્ય દ્વીપાંતરને પામતો હવો. અર્થાત્, અસ્ત પામતો હવો: તે સમયે દુર્યોધન અને પ્રદોષકાળ-એ બંને, અંધકારના સમુદાયે જેઓની આશા કિંવા દિશાઓ નિરાશ પામેલીઓછે એવા અને નક્ષત્રોના ઉદયે કરી શોભનારા એવા થતા હવા. અર્થાત્, ભીષ્મપિતા પડ્યા તેથી જેને ક્ષત્રિયકુળનો જયરૂપ ઉદય નથી એવો અને અજ્ઞાનના સમુદાયે કરી દિગ્ભ્રમ પામનારો એવો દુર્યોધન થયો. અને પ્રદોષકાળ, સૂર્યઅસ્ત થયો છતાં અંધકારના સમુદાયે કરી દિશાઓના જ્ઞાનનેવિષે ભ્રમયુક્ત એવો અને નક્ષત્રોના ઉદયે કરી શોભનારો એવો થયો: ત્યાર પછી શોક અને અંધકારના યોગે કરી ભ્રમિષ્ટ થએલા એવા અને "હે તાત, હે તાત," એવી રીતે આક્રોશ કરનારા જે કૌરવ અને પાંડવ-તેઓએ પોતાપોતાની સેનાનો અવહાર કર્યો. એટલામાં જે ભીષ્મપિતામહના સાધર્મિ ભાઇઓ પ્રથમ મામાને ઘેર રહ્યા હતા તે દિવસના ખેચરો જે સબ્રહ્મચારીઓ હતા અર્થાત્ ભીષ્મપિતામહના સાધર્મિ ભાઇઓ હતા, તેઓ ભીષ્મપિતામહની પાસે આવી મહા આનંદે તે ભીષ્મપિતામહને ત્યાંથી પાસેના પર્વતની ગુફામાં ભદ્રગુપ્તાચાર્યના સમિપભાગે લઈ ગયા. અહીંયાં હસ્તિનાપુરમાં સંજયના મુખથી તે વૃત્તાંત સાંભળીને ધૃતરાષ્ટ્ર, તત્કાળ શોકે કરી પ્રાપ્ત થનારા અશ્રુપાતે કરી યુક્ત હોતો થકો ભીષ્મપિતામહના સમિપભાગે ગમન કરતો હવો. અહીંયાં વળી જેઓનાં નેત્રો અશ્રુઓએ કરી યુક્તછે એવા કૌરવો અને પાંડવોએ પણ ભીષ્મપિતામહની પાસે આવીને નાના પ્રકારના ઊપચારોએ કરી ફરી તે ભીષ્મપિતામહ ચેતનાને પમાડ્યા. તે સમયે તે ભીષ્મપિતામહ તે કૌરવ પાંડવોનેવિષે પોતાની અમૃતરસમયી દૃષ્ટિને, ચંદ્ર જેમ કુમુદનીનેવિષે પોતાના પ્રકાશને સ્થાપન કરેછે તેમ સ્થાપન કરતા હવા. તે સમયે જેઓનેવિષે નેત્રો પ્રફુલ્લિત થએલાંછે એવાં તે કૌરવ પાંડવોનાં મુખ, જેનેવિષે ભ્રમર અત્યંત ભ્રમણ પામેછે એવી કુમુદનીઓની જેમ પ્રકાશ પામવા લાગ્યાં. ત્યાર પછી મંદ મંદ શબ્દ કરનારા એવા જે ભીષ્મપિતામહ તે કૌરવોપ્રત્યે ભાષણ કરવા લાગ્યા કે "હે વત્સો, મારા મસ્તકને આધાર નથી માટે નિરાધાર એવી મારી ગ્રીવા મને અત્યંત દુઃખ દેછે." એવું ભીષ્મપિતામહનું ભાષણ શ્રવણ કરી પછી હંસતુલમય અને સુખનાં કેવળ નિધાન એવાં પક્ષીઓના પરનાં ભરેલાં ઉશીકાં આણીને કૌરવો નમ્રતાપૂર્વક સમર્પણ કરતા હવા. તે સમયે મસ્તક ધુણાવીને તે ઊશીકાંનો નિષેધ કરી જેમનું મુખ હાસ્યયુક્ત છે એવા ભીષ્મપિતામહ અર્જુનનેવિષે શુભ્રવર્ણદૃષ્ટિને સ્થાપન કરતા હવા. તે

સમયે જેણે ભીષ્મપિતામહનો અભિપ્રાય અકસ્માતજ જાણ્યોછે એવો અર્જુન, પોતાના ધનુષ્યને ઉતાવળે પ્રત્યંચા ચઢાવીને તે ભીષ્મપિતામહને કંકપત્રમયી ઉશીકાને દેતો હવો. તે સમયે પણ શત્રુઓએ જેનો પૃષ્ઠભાગ જોયો નથી, એવા તે ભીષ્મપિતામહને અર્જુને ઉશીકું દીધું છતાં બંને સેનાના વીરો "વાહ બહુ સારૂં કરયું, બહુ સારૂં કરયું" એવું ભાષણ કરવા લાગ્યા. તે સમયે અતિ પ્રેમયુક્ત એવા હસ્તે કરી ભીષ્મપિતામહ અર્જુનને સ્પર્શ કરતા હવા. એટલામાં ધર્મ-રાજા, ભીષ્મપિતામહને વંદન કરી ભાષણ કરતા હવા.

યુધિષ્ઠિર—હે તાત, આ તમોને બાણનાં શલ્યો લાગેલાં છે, તે મારા ચિત્તને અત્યંત દુઃખિત કરેછે; એ માટે તમે આજ્ઞા કરો એટલે તમારી આજ્ઞાએ, આ સર્વ શલ્યોને છિદ્ર સહિત કાઢી નાખું; અર્થાત્ શલ્યો કાઢીને તે શલ્યોએ પ્રાપ્તથએલા જે ઘાવ-તેને પણ હું ત્વરાએ રૂઝાવું. હે તાત, મારા હાથની અંગુઠીના ઉદકે કરી તમોને સર્વાંગનેવિષે પ્રાપ્ત થએલા ઘાવને હું રૂઝાવી નાખીશ. કારણ આ અંગુઠીની ઘાવ રૂઝવવાની શક્તિ મારા પિતા પાંડુરાજાએ મને વર્ણન કરી કહેલી છે; તે મેં પણ લક્ષાવધિ વાર અનુભવેલી છે. વિપરીત કૃત્ય કરનારા પુત્રે કરીને પિતાને જેમ દુઃખ પ્રાપ્ત થાયછે; તેમ પોતાના નામે ચિન્હિત એવાં બાણોએ કરી તમારા ઊપર પ્રહાર કરનારો આ અર્જુન, લજ્જાએ નમ્ર એવા મુખને ધારણ કરેછે; એ માટે આ અર્જુનનું દુઃખ દૂર કરવાસારૂં હે તાત, તમે પ્રસન્ન થાઓ; અને આ તમારા અંગનેવિષે પ્રાપ્ત થએલા શલ્યોના ઉદ્ધારરૂપ કર્મનેવિષે સાંપ્રતકાળે મને આજ્ઞા આપો.

એવું ધર્મરાજાનું ભાષણ શ્રવણ કરી ભીષ્મપિતામહ આનંદ યુક્ત ભાષણ કરવા લાગ્યા.

ભીષ્મપિતામહ—હે વત્સ, આ શલ્યો મને કિંચિત્ પણ વ્યથા ઉત્પન્ન કરતાં નથી. વ્યથા ઉત્પન્ન કરનારાં જે મારાં ભાવશલ્યો છે, તેઓને તો આ શુદ્ધોપદેશ કરનારા ભદ્ર ગુપ્તાચાર્યાદિક સુખે કરીને ઉદ્ધાર કરશે. જે બહિરાત્મા પુરૂષની, પુદ્ગલાદિક શરીર એજ આત્મા છે એવી બુદ્ધિ રહેલી છે, તે પુરૂષનેજ આ દ્રવ્યશલ્યે કરીને દુઃખ પ્રાપ્ત થાયછે. મને તો હે વત્સ, બાહ્યશરીરનેવિષે ભેદ કરનારાં આ બાણશલ્યો અંતરંગભાગનેવિષે દુષ્કર્મે કરી થનારા મર્મભેદને સહાયતા કરેછે.

એવું ભીષ્મપિતામહ, ધર્મરાજાપ્રત્યે ભાષણ કરી પછી ક્ષણભર વિસામો લેઇને અગ્રભાગનેવિષે પોતાનીપ્રત્યે રહેનારા જે કંસના શત્રુ શ્રીકૃષ્ણ-તેમને દૃષ્ટિએ કરીનેજ જાણે આલિંગન કરતા હોયના? એવી રીતે અવલોકન કરતા થકા ફરી કૌરવ પાંડવોપ્રત્યે ભાષણ કરતા હવા.

ભીષ્મપિતામહ—હે વત્સો, આ સમયે મને તૃષા બહુજ પીડા કરેછે; એ માટે પાણી આણીને મારી આ તૃષા દૂર કરવા માટે તમે સમર્થ છો.

એવું ભીષ્મપિતામહનું ભાષણ કર્ણાદિક સહિત તે કૌરવો સાંભળીને સ્વચ્છ, સુગંધકારક અને શીતળ એવું મૂર્તિમાન તે ભીષ્મપિતાનું મનજ હોયના! એવા ઊદકને અણાવતા હવા. અને તે પાણી સુવર્ણમય વાસણમાં ઘાલીને ભીષ્મપિતામહના મોંઢા આગળ દુર્યોધનાદિકોએ મૂક્યું. તે દુર્યોધનાદિકે અણાવેલા પાણીને દૂરથીજ જોઇને તેનું ભીષ્મપિતામહે નિવારણ કર્યું; અને ફરી ભીષ્મપિતામહ ભાષણ કરવા લાગ્યા કે "જે પાણી પશુ પક્ષી ઈત્યાદિકોએ પીધું ન હોય, અને જે પાણીને સૂર્યના કિરણોએ પણ સ્પર્શ કર્યો ન હોય, તે પાણી પીવા માટે મારૂં ચિત્ત ઈચ્છા ધારણ કરેછે."

એવું ભીષ્મપિતામહનું ભાષણ સાંભળીને સર્વ દુર્યોધનાદિક વીરો ચિંતા કરવા લાગ્યા કે "એવું પાણી મળવું અતિશય દુર્લભછે. કારણ એવું પાણી તો માનસરોવરાદિકનેવિષે પણ ઉત્પન્ન થયું નથી" એવો વિચાર કરી "આગળ હવે શું કરવું" એ વિષે અત્યંત મોહ પામનારા તે દુર્યોધનાદિક કૌરવવીરોપ્રત્યે અને યુધિષ્ઠિરાદિકપાંડવવીરોપ્રત્યે અવલોકન કરીને તે સમયે ભીષ્મપિતામહ, અર્જુનના મુખનેવિષે અમૃતની વૃષ્ટિ કરનારીજ જાણે હોયના! એવી દૃષ્ટિને સ્થાપન કરતા હવા. તે સમયે શસ્ત્રાસ્ત્રનેવિષે નિપુણ એવો તે અર્જુન, ભીષ્મપિતામહનો અભિપ્રાય જાણીને અને પોતાના ગાન્ડીવ ધનુષ્યને મંડળાકાર કરીને અર્થાત્ પ્રત્યંચા ચઢાવીને વારૂણાસ્ત્રે અભિમંત્રિત એવા બાણને ધનુષ્યનેવિષે ચઢાવતો હવો. તે જોઇને જેને આનંદ પ્રાપ્ત થયોછે એવા શ્રીકૃષ્ણના દૃષ્ટિપાતે કરીને પવિત્ર એવા સ્થળનેવિષે અધોમુખ એવા તે બાણને છોડીને પૃથ્વીને છિદ્ર પાડતો હવો. એટલામાં તે છિદ્રરૂપ પૃથ્વીતળથી નિકળનારી તે અર્જુનની કીર્તિરૂપ ભાગીરથીની જાણે સખીજ હોયના! એવી સ્વચ્છ ઉદકધારાને સર્વ લોક જોવા લાગ્યા, તે સમયે પાંડવોના શ્વેતવર્ણ દૃષ્ટિપાતે અને કૌરવોના કૃષ્ણવર્ણ દૃષ્ટિપાતે કરી તે ઉદકની ધારા ભાગીરથી અને યમુના—એ બંનેના સંગમની રચનાને સ્વિકારવા લાગી. અર્થાત્ પ્રયાગ તીર્થનેવિષે ભાગીરથી અને યમુનાનો સંગમ થાયછે; તે સ્થળે તે બંને નદીના પ્રવાહ જૂદા જૂદા જણાયછે. ભાગીરથીનો શ્વેત પ્રવાહ—અને યમુનાનો કૃષ્ણ પ્રવાહ. તેમ અહીંયાં પણ અર્જુને બાણે કરી ઉત્પન્ન કરેલી જળધારા—તેને પાંડવોના શ્વેત દૃષ્ટિપાતનો અને કૌરવોનો કૃષ્ણ દૃષ્ટિપાત એ બેનો સંગમ થયો; તેથી તે ભાગીરથી અને યમુનાના સંગમની રચના સ્વિકારવા લાગી. એમ કવિએ ઉત્પ્રેક્ષા કરી: ત્યાર પછી તે ઉદક ગ્રહણ કરી અર્જુન ભીષ્મપિતાની પાસે જતો હવો. તે સમયે તે ભીષ્મપિતામહ પણ પોતાના નેત્રરૂપ પાત્રે કરીને તે જળ પ્રાશન કરી સંતુષ્ટ થઈ અર્જુનપ્રત્યે ભાષણ કરતા હવા.

ભીષ્મપિતામહ—હે વત્સ અર્જુન, પ્રકાશને ઉત્પન્ન કરનારો જે સૂર્ય તે જેમ ચક્રવાક પક્ષીઓના શોકના સમુદાયને દૂર કરેછે; અર્થાત્ સૂર્ય, ઉદય થતાંજ ચક્રવાકના જોડાનો રાત્રીનેવિષે પડેલો

વિયોગ નાશ પમાડી, તે જોડાનો સંયોગ કરાવી જેમ આનંદને પમાડેછે તેમ તું જ પાણી આણનારો મારી તૃષા મટાડીને મને આનંદ પમાડનારો થયોછે. એ માટે હે વત્સ, આ તારો મહોટો ભાઈ જે ધર્મરાજા, તેની પાસે તું સુખે બેસ, અને ત્રણ લોકમાં બીજા કોઇને ન પ્રાપ્ત થનારા આ તારા ગુણોએ કરી તું તારા આ ધર્મરાજાદિક બંધુઓ સહિત વિજયી થા.

એવું અર્જુનપ્રત્યે ભાષણ કરી પછી ભીષ્મપિતામહ, અર્જુનના સત્કારે કરી મલિન થએલા દુર્યોધનના મુખને હર્ષયુક્ત કરતા થકા દુર્યોધનપ્રત્યે હિતકારક એવી વાણી બોલતા હવા.

ભીષ્મપિતામહ—હે વત્સ દુર્યોધન, આ કુરૂકુળનેવિષે મહોટા પુણ્યના યોગે કરી જન્મ પ્રાપ્ત થાયછે. કારણ સમ્યકદર્શનવિના દક્ષિણદેશનેવિષે ઉત્પત્તિ થતી નથી. અર્થાત્ પૂર્વે જન્મનેવિષે સંપાદન કરેલા પુણ્યે કરી દક્ષિણદેશનેવિષે તેમાં વિશેષે કરી કુરૂકુળનેવિષે તને જન્મ પ્રાપ્ત થયોછે. આ કુળનેવિષે યોગ્ય એવા જે ગુણ તે તારેવિષે પ્રગટપણું પામેછે. કારણ, ભાગીરથીમાં ઉત્પન્ન થએલા કમળોનું સુગંધપણું કદીપણ નાશ પામતું નથી. તથાપિ હે વત્સ, હું કાંઈ વાત્સલ્યભાવે કરીને હમણાં તને કાંઇક કહુંછું કે નમ્રતા અને ન્યાય એ બે ગુણોનો તું સ્વિકાર કર. કારણ, નમસ્કાર કરવા માટે યોગ્ય જે પુરૂષછે તે પુરૂષનેવિષે જે નમ્રતા તે નમ્રતા, નમ્રતા ધારણ કરનારા પુરૂષને મોહોટી કીર્તિ સંપાદન કરેછે. રામચંદ્રનેવિષે નમ્રતાયુક્ત એવો જે લક્ષ્મણ—તેનો યશ જગતમાં કેટલો છે? તે તું વિચારીજો. અનુક્રમનું ઉલ્લંઘન નહિ કરનારા એવા કોણ પુરૂષનો ઉદય થતો નથી? અર્થાત્ ન્યાયે ચાલનારા પુરૂષોનો ઉત્તરોત્તર સુખાદિકનો ઉદય થાયછેજ: કારણ, અનુક્રમે ગમન કરનારા સૂર્યાદિક ગ્રહોનો નિશ્ચયે કરી ઊદય થાયછેજ. અર્થાત્ તેઓ જો અનુક્રમનું ઉલ્લંઘન કરી વિપરીતપણે ચાલે તો તેઓનો નિયમ પ્રમાણે ઉદય થવાનો નહીં: એ માટે આ તારા જેષ્ઠબંધુ યુધિષ્ઠિરને એનું રાજય અર્પણ કરવા માટે તને ન્યાય્ય એટલે યથાયોગ્ય છે; અને પ્રથમ પ્રમાણે તું ઇંદ્રપ્રસ્થનેવિષે રહેવા માટે યોગ્ય છે.

એ પ્રમાણે ભાષણ કરીને પછી ત્યાં પોતાની પાસેજ રહેનારા કેટલાક લોકોને ત્યાંથી દૂર કરીને ભીષ્મપિતામહ એકાંતે તે દુર્યોધનપ્રત્યે ફરી એવું ભાષણ કરવા લાગ્યા.

ભીષ્મપિતામહ—હે વત્સ, રાજયપ્રકરણના સંધિ (શત્રુની સાથે સલાહ કરવી તે) વિગ્રહ (શત્રુ સાથે યુદ્ધ કરવું તે) યાન (શત્રુ ઉપર સ્વારી કરવી) આસન, દ્વૈધ અને આશ્રય એ છ ગુણોછે; તેમાં તને હમણાં પાંડવોની સાથે સંધિજ એટલે સલાહ કરવીજ યોગ્ય છે. કારણ, સુજ્ઞ પુરૂષ છે તે પોતાના કરતાં અધિક બળવાન શત્રુની સાથે વિગ્રહ એટલે યુદ્ધ કરવાનો નિષેધ કરે છે. તેમાં જો પાંડવો નિર્બળ છે એવું તું જો માનતો હોય તો તેં નાનપણથી નાનાપ્રકારના યુદ્ધ પ્રસંગે ઘણીવાર ભીમસેન અને અર્જુનનું સામર્થ્ય જોયુંછે. અતિ બળવાન અને નીતિમાન પુ-

રૂપનેવિષે નમ્રતાએ યુક્તજ થવું જોઇએ, એટલે તે નમ્રતાયુક્ત થનારો પુરૂષ વૃદ્ધિ પામેછે; કારણ, નદીનું પૂર મહાવેગે ચાલતું છતાં તે સમયે નમ્રતા ધારણ કરનારાં નેતરનાં વૃક્ષ, આગળ તે નદીના જળથીજ વૃદ્ધિ પામતાં નથી શું? એ માટે ઉશીકું અને જળપાન એ બંનેની ઇચ્છાના નિમિત્તે કરી તને અર્જુનની ધનુષ્યકળા દેખાડી; નહીંતો દેહની ઇચ્છા સુદ્ધાં છોડનારો જે હું-તેને ઉશીકાની અને પાણીની ઇચ્છા ક્યાંથી પ્રાપ્ત થાય? એ માટે હમણાં પણ ધર્મરાજાને સંપત્તિ તું પોતે પ્રતિસમર્પણ કર. અને મોટા મોટા જ્ઞાતા એવા રાજાઓના આ યુદ્ધનેવિષે થનારા ક્ષયને રક્ષણ કર, રક્ષણ કર. એ પ્રમાણે ભીષ્મપિતામહે તે દુર્યોધનને ઉપદેશ કરચો; પરંતુ મર્યાદાનો ત્યાગ કરનારો અત્યંત દુર્બોધ એવો તે દુષ્ટ દુર્યોધન, જેના મનનેવિષે ખેદ અત્યંત વૃદ્ધિ પામ્યો છે એવો હોતો થકો ધીમે ધીમે ભીષ્મપિતામહપ્રત્યે ભાષણ કરતો હવો.

દુર્યોધન—હે તાત, પાંડવોને માટે નખના અગ્રભાગ ઉપર રહે એટલી ભૂમિ પણ યુદ્ધવિના દેવા માટે મારૂં મન ઇચ્છા કરતું નથી. એવી વૃદ્ધિ પામનારા ક્રોધના સિંચને કરી ચિકણએલી દુર્યોધનની વાણીને સાંભળીને ભીષ્મપિતામહ અત્યંત કંપાયમાન થયા. પછી તે ભીષ્મપિતામહ મહોટો ઊંડો નિસાસો નાખીને અને ભવિતવ્યતા એટલે અવશ્ય જે બનવાકાળછે તેનો ઉપાય નથી એવો વિચાર કરીને પછીધૃતરાષ્ટ્રાદિક સર્વ પોતાના જ્ઞાતિવર્ગપ્રત્યે પૃથક્ પૃથક્ કિંચિત્ ભાષણ કરીને પછી શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરવા લાગ્યા.

ભીષ્મપિતામહ—હે હરે, તમે ભરતાર્દ્ધના પતિ થઇને અરહંત દેવના શાસનને નાનાપ્રકારના ઉપાયે કરી સંપાદન કરો. એવું શ્રીકૃષ્ણને કહીને પછી "સમસ્ત યુદ્ધાદિક કર્મો પાપયુક્ત છે" એવું જાણીને અને સમતારૂપ અમૃતનું આસ્વાદન કરતા થકા શ્રીભદ્રગુપ્તાચાર્યની પાસે ભીષ્મપિતામહ ચારિત્ર વ્રત ગ્રહણ કરતા હવા. પછી જ્ઞાનરૂપ ચક્રના યોગે કરી નાનાપ્રકારના મિથ્યાત્વનો નાશ કરતા થકા, સમતારૂપ શક્તિએ કરી રાગ અને દ્વેષરૂપ મહા હસ્તિઓને ભેદ ન કરતા થકા, ધ્યાનરૂપ ભાલે કરી નિયમનેવિષે ન રહેલા એવા ઇંદ્રિયરૂપ અશ્વોને દમન કરતા થકા, ક્ષમાદિક બાણોએ કરી ક્રોધાદિકરૂપ વીરોના સમુદાયનો ઘાત કરતા થકા અને શ્રદ્ધારૂપ કવચ, સર્વાંગનેવિષે ધારણ કરનારા એવા ભીષ્મપિતામહરૂપ મહામુનિ, નિર્ભયપણે મોહરાજાની સાથે યુદ્ધ કરવામાટે આરંભ કરતા હવા. પછી સંપૂર્ણ પાંડવ અને કૌરવ, તે સ્થળે રહેનારા પ્રત્યેક મુનિને વંદન કરીને પછી સત્વગુણનેવિષે એકાગ્રચિત્ત થએલા એવા ભીષ્મપિતામહ મુનિરાજને વંદન કરી પોતપોતાના આવાસપ્રત્યે ગમન કરતા હવા.

ત્યારપછી જેનું મુખ અત્યંત મ્લાન થએલુંછે, અને જેનાં નેત્ર, ચિંતાએ કરી સંકોચિત છે એવા દુર્યોધન પ્રત્યે દ્રોણાચાર્ય આવીને ભાષણ કરતા હવા.

દ્રોણાચાર્ય—હે રાજન્, ધૈર્યનેવિષે બેસનારો અર્થાત્ મહાધૈર્યવાન એવો જે તું-તેને આ ખિન્નપણું શું પ્રાપ્ત થયું છે? અને અંત:કરણના શૂરપણાનો ધર્મ જેણે દૂર કરચો, એવી આ ચિંતા તને ક્યાંથી પ્રાપ્ત થઇછે? શંતનુરાજાથી ગંગાનેવિષે જેમની ઉત્પત્તિ છે એવા પિતામહ ભીષ્મનો શોક શા માટે કરવો જોઇએ? જે ભીષ્મપિતામહે સર્વ વીરોના સમુદાયને ગર્વરહિત કરી નાખ્યા; તે ભીષ્મપિતામહના કરતાં વીરપુરૂષોમાં અગ્રગણ્ય એવો બીજો કોઈ વીરપુરૂષ છે એવું હું માનતોજ નથી, જે ભીષ્મપિતામહે બાહ્યશત્રુઓનેવિષે જેવું પરાક્રમ કરચું તેવું અંતરંગશત્રુઓનેવિષે પણ પરાક્રમ કરચું. અર્થાત્ પોતાના શૌર્યે કરીને યુદ્ધનેવિષે અસંખ્ય બાહ્ય વીરોને જેમ જીત્યા તેમજ જ્ઞાન, સમતા, ધ્યાન અને શ્રદ્ધા ઈત્યાદિકના યોગે કરી અંતરંગ જે કામ ક્રોધ અને મોહાદિક શત્રુઓ-તેમને પણ જીતીને શમતારૂપ રાજ્ય સંપાદન કરચું: એવું બંને પ્રકારનું પરાક્રમ બીજા કોઇને પ્રાપ્ત થવું મહા દુર્લભછે. હવે આ યુદ્ધનેવિષે ભીષ્મપિતામહની પછવાડે સેનાધિપતિપણું મારૂંજ છે; એવું છતાં તું અંત:કરણનેવિષે ચિંતાએ કરી શું કરવા પરિતાપ પામેછે? એ માટે તું ચિંતાનો ત્યાગ કર. કદાચિત્ જયારે અર્જુન, ધર્મરાજાની પાસે રહી રક્ષણ નહીં કરે, તે સમયે તે ધર્મરાજાને નિશ્ચયે કરી હું યુદ્ધનેવિષે બાંધી આણીને તને સમર્પણ કરીશ.

એવા દ્રોણાચાર્યના ભાષણે કરી તત્કાળ પોતાના મનથી ચિંતાનો ત્યાગ કરી તે દુર્યોધન, તે દ્રોણાચાર્યનેવિષે મહાપ્રીતિ ઉત્પન્ન કરતો થકો તેજ સમયે તે દુર્યોધન, જેમ મોટા ગજેંદ્રની સાથે યુદ્ધ કરવા સારૂ મોટા ગજેંદ્રને પ્રેરણા કરેછે તેમ, પાંડવાદિકોની સાથે યુદ્ધ કરવા માટે દ્રોણાચાર્યને સેનાધિપતિ કરતો હવો. પછી બીજે દિવસે પ્રાત:કાળે એટલે અગીયારમે દિવસે પ્રાત:કાળે તે દ્રોણાચાર્યે, કૌરવ સેનાની વ્યૂહરચના કરી છતાં તે જોઈ સંતુષ્ટ ચિત્ત થએલો એવો દુર્યોધન, યથેચ્છપણે યુદ્ધના અગ્રભાગનેવિષે શત્રુઓની સાથે યુદ્ધ કરવા માટે પ્રાપ્ત થતો હવો.

અહીંયાં પાંડવો પણ જોએલી ભીષ્મપિતામહની દશાએ ખિન્ન ચિત્ત હોતા થકા અને "તે ભીષ્મપિતામહ યુદ્ધમાંથી દૂર થયા એટલે હવે આપણને જય પ્રાપ્ત થશે" એવી આશાએ આનંદયુક્ત હોતા થકા યુદ્ધસ્થળનેવિષે આવ્યા. પછી બંને સેનાનેવિષે અશ્વોના સમુદાય અત્યંત તીવ્ર ગતિએ સંચાર કરવા લાગ્યા. તેમજ મહા આવેશે યુક્ત એવા જે હાથીઓના સમુદાય, અને મહાવતોના સમુદાય, તેઓનું યુદ્ધ પણ પ્રવૃત થયું. તે સમયે છિદ્રરહિત એવા પંખે કરી આકાશનેવિષે મેઘાડંબરને ઉત્પન્ન કરનારાં હોયના! પરસ્પર સંઘટ્ટે કરીને ઉત્પન્ન થએલા અગ્નિએ વિજળી ઉત્પન્ન કરનારાં હોયના! અને જેનાં તીક્ષ્ણ કિરણછે એવો જે સૂર્ય-તેના પણ અત્યંત તાપને સહન કરનારાં હોયના! એવાં બંને સેનાના વીરોનાં બાણો આકાશનેવિષે છૂટવા લાગ્યાં. તે સમયે બંને સેનાના પરસ્પર યુદ્ધ કરનારા બે વીરોનાં મસ્તક, પરસ્પરના બાણે કરી

તૂટી પડ્યાં છતાં તે બંને વીરનાં કબંધ (ધડ) પણ અત્યંત ક્રોધના આવેશે કરી પરસ્પર પ્રથમ પ્રમાણેજ યુદ્ધ કરવા લાગ્યાં, તેમજ પરસ્પર યુદ્ધ કરનારા બે હાથીઓનાં, ખડ્ગના પ્રહારે કરી એકદમ છિન્ન થઈ આકાશમાં ગયેલાં અને આકાશનેવિષે જઈ પરસ્પર એકઠાં થઈ ગએલાં મસ્તકો, આકાશનેવિષે પણ દંતાદંતી યુદ્ધ એટલે પરસ્પર દંતના પ્રહારે કરી યુદ્ધ કરતાં હતાં. હસ્તનેવિષે ખડ્ગ ધારણ કરનારો કોઇએક વીરપુરૂષ, શત્રુએ તેનું મસ્તક છેદન કર્યું છતાં પણ તે શત્રુના મસ્તકને છેદન કરીને પછી પોતે યુદ્ધથી વિરામ પામતો હવો. કોઇએક વીરનું મસ્તક, શત્રુએ કાપી નાખ્યું છતાં તે મસ્તક આકાશમાં ગયું અને તે પાછું ભૂમિ ઉપર જુએછે તો પોતાના કબંધે શત્રુનો વધ કર્યો છતાં આનંદે કરી હાસ્યયુકત અને પ્રફુલ્લિતનેત્રોવાળું થતું હવું. કેટલાએક વીરોએ કેટલાએક હાથીઓનાં મસ્તકો ખડ્ગે કરી કાપી નાખીને આકાશમાં ઉડાવ્યાં; તે મસ્તકો, પોત પોતાના પૃથ્વી ઉપર પડેલા કબંધો ઉપર આકાશથી પતન પામ્યાં, તેણે કરી તે સમયે ક્ષણમાત્ર તે હસ્તિઓ ફરી સજીવન થયા હોયના! એવા શોભવા લાગ્યા. કેટલાએક હાથીઓનાં જે મસ્તકો, બાણે કરી કપાઇને આકાશનેવિષે ઉડનારાં અને કેટલાંક આકાશથી નીચે પૃથ્વી ઉપર પડનારાં તે મસ્તકો, વીરપુરૂષોએ મસ્તકનેવિષે ધારણ કરેલા ભાથાજ હોયના! એવી ચલન પામનારી ફૂતકારયુકત સૂંઢોએ શોભતાં હવાં. કોઇએક હાથી, પોતાની ઉપર બેસનારો યોદ્ધો મરણ પામ્યો છતાં પોતેજ શત્રુનો ઘાત કરવા માટે ઉદ્યુકત થયો; એટલામાં શત્રુના વધની ઇચ્છા કરનારા પરંતુ વાહન રહિત એવા કેટલાક વીરોને તે હસ્તિ સહજ આરોહણ કરવા માટે અનુકૂળ થયો. અહીંયાં દ્રોણાચાર્ય ગુરૂ, "અર્જુનની ધનુષ્ય કળા મારા કરતાં અધિકછે" એવું જોતા થકા "તે અર્જુનનેવિષે ધનુર્વેદ શિખવનારા બીજા કોઈ ગુરૂનો સંસ્કાર છે." એવી આશંકા કરતા હવા; અને અર્જુન પણ, અતિવર્ણન કરવાને યોગ્ય એવી પોતાના ગુરૂ દ્રોણાચાર્યની ધનુષ્યકળા જોઇને "આ ગુરૂએ મને એમની પાસેછે તેટલી સંપૂર્ણ ધનુષ્યકળા શિખવી નથી" એવું માનવા લાગ્યો. તે સમયનેવિષે રકતના યોગે કરી આરકતવર્ણ એવા શસ્ત્રોના ઘાવના સમુદાયે કરી બંને સૈન્ય, અત્યંત પ્રફુલ્લિત થએલા અશોકવૃક્ષના વનસરખાં શોભવા લાગ્યાં. પછી દિવસ અસ્ત પામ્યો છતાં કુસુંબી રંગનું વસ્ત્ર ધારણ કરનારી સંધ્યા, આકાશનેવિષે દીસવા લાગી; તે જાણે તે યુદ્ધમાં શત્રુઓને જીતનારા વીરોપ્રત્યે રમણ કરવાની ઇચ્છાએ જયલક્ષ્મીજ પ્રાપ્ત થઈ હોયના! એવું ભાસવા લાગ્યું. ત્યારપછી જેમનો મદ મંદ થયો નથી, એવી તે બંને સેના, યુદ્ધ કરવાનું બંધ કરી પોત પોતાની છાવણી પ્રત્યે ગમન કરવા લાગીઓ. પછી તે દિવસની રાત્રિનેવિષે દુર્યોધનની આજ્ઞાએ સંશપ્તક નામના ત્રિગર્તદેશના રાજા, ધર્મરાજાનું રક્ષણ કરનારા અર્જુનની પાસે આવ્યા; અને જેમના બાહુઓની અહંકારરૂપ કળીઓ હર્ષયુકત છે, એવા તે સંશપ્તક રાજાઓ અર્જુન પ્રત્યે ભાષણ કરવા લાગ્યા.

સંશપ્તક—હે પાર્થ, તું યુદ્ધનેવિષે, બીજો કોઈ સાધારણ યોદ્ધો યુદ્ધ કરે તેના સરખું યુદ્ધ કેમ કરેછે ? ત્રૈલોક્યનું ઉલ્લંઘન કરનારૂં તારા બાહુનું સામર્થ્ય-તે બીજા સાધારણ શૂરપુરૂષોના સમુદાયે કરી શોભનારા યુદ્ધનેવિષે અત્યંત પ્રગટતા પામતું નથી. અર્થાત્ તું મહાવીર પુરૂષછે માટે તું મહાશૂર એવા વીરોની સાથે યુદ્ધ કરશે તો તારૂં બાહુ સામર્થ્ય પ્રગટ થશે: કારણ સંપૂર્ણ અંધકારનો નાશ કરવા માટે જાગૃત એવા શેંકડો મહાદીપકોએ વ્યાપ્ત થએલા સ્થળે કૌસ્તુભમણીના પણ તેજનો મહિમા પ્રગટ થાયછે શું? અર્થાત્ નથી થતો. એ માટે પ્રાતઃકાળે આ કુરૂક્ષેત્રભૂમિથી બીજે ઠેકાણે તું ગમન કરી ક્ષણભર અમારી સાથે યુદ્ધ કર; એટલે તું "મહા પરાક્રમી યોદ્ધો છે ખરો" એવો અમે તને જાણીએ. એ પ્રમાણે ત્રિગર્તદેશના સંશપ્તક નામના રાજાઓનું ભાષણ સાંભળી અર્જુન, તેની પ્રત્યે આ પ્રમાણે ભાષણ કરવા લાગ્યો.

અર્જુન—હે વીરો, આ તમારૂં બોલવું યોગ્યજછે, અયોગ્ય નથી. એ માટે કદળીના સ્તંભ સરખી દેખવામાં માત્ર મ્હોટી, પરંતુ સામર્થ્ય રહિત, એવી તમારી વાણી કદીપણ ઉત્પન્ન થાઓ નહીં. એ માટે ઉત્તમ વીરોના પ્રાણ આસ્વાદન કરીને પણ મારાં બાણ અત્યંત તૃષિતછે, તે તમારા રક્તરૂપ મદ્યનું પ્રાશન કરીને પણ સંપૂર્ણ કૌરવોને ભક્ષણ કરવામાટે સમર્થ થશે. માટે આ કુરૂક્ષેત્રથી બીજે ઠેકાણે હું એકલોજ પ્રાતઃકાળે આવીશ; પરંતુ તમે માત્ર સર્વે મળી તે સ્થળે ઊતાવળાજ આવજો. એવા અર્જુનના વચને કરી ઉત્પન્ન થએલો જે આનંદનો સમુદાય-તેણે કરી યુક્ત એવા તે સંશપ્તક રાજાઓ પોતપોતાના સ્થાનકપ્રત્યે ગમન કરતા હવા.

ત્યારપછી બીજે દિવસે એટલે યુદ્ધારંભના બારમેદિવસે પ્રાતઃકાળે દ્રોણાચાર્યે દુર્યોધનપ્રત્યે "ધર્મરાજાને જીવતો ઝાલીને તને સમર્પણ કરીશ" એવી કરેલી પ્રતિજ્ઞાએ પોતાની પાછળ કદાચિત્ એ દ્રોણાચાર્ય, ધર્મરાજાને પકડી લેશે કે શું? એવા ભયે કરી યુક્ત થએલો અર્જુન, ધૃષ્ટદ્યુમ્ન, ભીમસેન અને બાહુપરાક્રમી નકુળાદિક મહા પરાક્રમી રાજાઓને તે ધર્મરાજાના રક્ષણને માટે યોજના કરી પોતે સંશપ્તક રાજાઓને જીતવા માટે કુરૂક્ષેત્રથી અન્ય ઠેકાણે ગમન કરતો હવો. તેજ સમયે મદોન્મત્ત એવા હાથીઓના સમુદાયે કરી ભયંકર એવી કૌરવોની અને પાંડવોની સેના યુદ્ધસ્થળપ્રત્યે પ્રાપ્ત થઈઓ. તે સમયે જેને વીરપુરૂષોજ પ્રિયછે એવી વિજયશ્રીને ત્વરાએ વરવામાટેજ જાણે હોયના! એવા બાહુ પરાક્રમી સંપૂર્ણ રાજાઓ "હું આદિ યુદ્ધ કરૂં, હું આદિ યુદ્ધ કરૂં" એવું બોલતા થકા યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે દ્રોણાચાર્યગુરૂ, ધૃષ્ટદ્યુમ્નાદિક વીરોના બાણ સમુદાયને પોતાના બાણોએ કરી, સૂર્ય જેમ પોતાના કિરણોએ કરી ચંદ્રાદિકના કિરણોને તિરસ્કાર કરેછે તેમ નિરાકરણ કરી અનેક દિવ્યસેનાએ શોભિત એવા પાંડવોની સેનાને તે દ્રોણાચાર્યનાં બાણો, જેમ સૂર્યકિરણો, દિશામંડળને આચ્છાદન કરેછે તેમ આચ્છાદન

કરતાં હવાં. ત્યારપછી શસ્ત્રના સમુદાયે કરી ભયંકર એવા દ્રોણાચાર્યગુરૂ, પાંડવોની સેનાપ્રત્યે જેમ ભયંકર એવો જે દાવાનળ–તે અરણ્યસંબંધી વૃક્ષોની પંક્તિઓને દાહ કરવામાટે પ્રવેશ કરેછે, તેમ પ્રવેશ કરતા હવા. તે સમયે તે દ્રોણાચાર્યગુરૂના અનુલક્ષે કરીને સુપ્રતીક નામના હાથી ઉપર બેસનારો રાજા ભગદત્ત, સૂર્યની પાછળ જેમ પ્રકાશ ગમન કરેછે તેમ સૈન્યરૂપ સમુદ્રનેવિષે પ્રવેશ કરતો હવો. તે સમયે સેનાના મધ્યભાગનેવિષે આસપાસ સંચાર કરનારાં બાણોને છોડનારા દ્રોણાચાર્યગુરૂ, મધ્યાન્હકાળનેવિષે આકાશની મધ્યે રહી આસપાસ પ્રસરનારાં કિરણોને છોડનારા સૂર્ય સરખા પ્રકાશ પામતા હવા. તે સમયે પગે ચાલીને જનારા તે ભગદત્તના મદોન્મત્ત હાથીએ બળાત્કારે આક્રમણ કરેલી પાંડવોની સેના, નવી પરણેલી સ્ત્રી પ્રથમ સંભોગસમયે જેમ વ્યાકુળપણાને પામેછે તેમ વ્યાકુળ થઈ. તે સમયે તે ભગદત્તનો સુપ્રતીક નામનો ગજ, કેટલાએક સન્મુખ ભાગે રહેનારા વીરોને પોતાની સૂંઢે કરી આકાશનેવિષે ફેંકતો હવો; તે જાણે આકાશમાં રહેનારી અપ્સરાઓને જીવતા પતિઓ સમર્પણ કરવા માટેજ હોયના! એવું ભાસવા લાગ્યું. ત્યારપછી ઘણાક યોદ્ધાઓના સમુદાયે કરી વ્યાપ્ત થઈ ગએલી એવી તે યુદ્ધભૂમિનેવિષે, તે સુપ્રતીક નામનો હાથી સંચાર કરવા લાગ્યો છતાં તેના પગની નીચે વટાઈ જનારાં હાડકાંનો કડત્કાર શબ્દ, તે હાથીના ગળાનેવિષે બંધન કરવા માટે વાલેલી શૃંખલાની દોરીના નાદને નહીં સરખો કરતો હવો. તે સમયે સંચાર કરનારા ગરૂડની પાંખોના વાયુએ કરી ઉખડી પડનારા વૃક્ષોની જેઓને ઉપમાછે એવા, તે સુપ્રતીકની ગર્જનાએ કરી આસપાસ દોડનારા જે અશ્વો–તે દોડતાં દોડતાં પૃથ્વી ઉપર પડવા લાગ્યા. તે સુપ્રતીક હાથી મહા વેગે કરી ચાલવા લાગ્યો છતાં તેનાથી ઉત્પન્ન થએલા વાયુએ રથના સમુદાય ઉપરથી ભયે કરીનેજ જાણે પલાયન કરનારાં હોયના! એવાં ઊડી ગએલી ધ્વજાઓનાં વસ્ત્રો, આકાશનેવિષે સંચાર કરવા લાગ્યાં. તે સમયે ગંભીરશબ્દે કરી મેઘ જેવો શોભેછે, તેવા ગંભીર શબ્દેકરી સુપ્રતીક હાથી શોભવા લાગ્યો છતાં કેટલાએક હાથીઓના ગંડસ્થળથી ઉત્પન્ન થએલા જે મદના ઝરાઓ તે શોષણ થવા લાગ્યા; તે મોટું આશ્ચર્ય થયું. તેમજ તે સુપ્રતીક હાથીએ પ્રહાર કરેલા કેટલાએક હાથીઓ ચિત્કાર શબ્દો કરવા લાગ્યા, તેમજ તે સુપ્રતીકના ભયે કરીને અંકુશસુદ્ધાંની પણ અવગણના કરીને કેટલાએક હસ્તિઓ ઘણે દૂર પલાયન કરી ગયા, તેમજ કેટલાએક હાથીઓ, તે સુપ્રતીકે પોતાના દાંતના અગ્રે ટોચ્યા છતાં મહાપર્વતની સંગતિએ રહેનારા નવીન મેઘસરખા શોભવા લાગ્યા. તેમજ "શત્રુની જે કીર્ત્તિરૂપ નદીઓ–તેઓનું ઉત્પત્તિસ્થાન જે પર્વત–તેના સરખા આ હસ્તિઓછે" એવું જાણીનેજ જાણે હોયના? તેમ કેટલાએક હસ્તિઓને તે સુપ્રતીકહસ્તિએ પોતાના દંતપ્રહારે કરી મારી નાખ્યા. એવી રીતે ઉદ્ધત એવા તે સુપ્રતીક

હાથીએ મર્દન કરેલી પાંડવોની સેનાના આક્રંદ શબ્દને દૂરથી અર્જુન સાંભળતો હવો. તેવારે મારતાં મારતાં બાકી રહેલા સંશપ્તકોને એમજ પડતા મૂકીને અત્યંત ક્રોધાંધ થઈ તે કપિધ્વજ અર્જુન, ભગદત્તની સાથે યુદ્ધ કરવા ત્યાંથી મહાવેગે દોડતો આવ્યો. ત્યારપછી મહા સામર્થ્યે કરી યુક્ત અને જયશીલ એવો તે અર્જુન, તે શ્રેષ્ઠ સુપ્રતીક નામના હાથીએ યુક્ત એવા પ્રાગ્જ્યોતિષપુરના રાજા ભગદત્તને તીક્ષ્ણ બાણોએ પ્રહાર કરવા લાગ્યો. તે સમયે નવીન ઉત્પન્ન થનારી મદોદકની વૃષ્ટિનું પ્રાશન કરવામાટે ઇચ્છા કરનારાં એવાં અર્જુનનાં બાણો તે સુપ્રતીક નામના હસ્તિની ઉપર પડવા લાગ્યાં. તે સમયે પુણ્યરહિત પુરૂષ પોતાની પાસે હોનારા દ્રવ્યને અન્યલાભનો મનોરથ કરી તે લાભ થવા માટે જેમ ખરચેછે; તેમ ભગદત્ત પણ તે સુપ્રતીકહાથીને જયની ઇચ્છાએ અર્જુનની ઉપર પ્રેરણા કરતો હવો. તે સમયે સમુદ્રના અત્યંત ભયંકર તરંગને જેમ મહોટો મગરમચ્છ વેગે કરી દ્વિધા કરેછે; તેમ તે પોતાની ઉપર ધસી આવનારા સુપ્રતીક હાથીને અર્જુનનું બાણ, શૂંઢ કાપી નાખીને દ્વિધા કરી નાખતું હવું. પછી ભગદત્તરાજા, પોતાની મહાવતકળા અર્જુનને બતાવતો થકો બળાત્કારે તે સુપ્રતીકને પોતાના સાંથળે દૃઢ આક્રમણ કરી ફરી અર્જુનની સન્મુખ ચલાવવા લાગ્યો. તે સમયે અતિ દુર્મદ એવો તે સુપ્રતીક, પ્રથમ પ્રમાણેજ પાંડવસેનાનું મર્દન કરતો છતો ક્રોધે કરી અર્જુનપ્રત્યે દોડવા લાગ્યો. તે સમયે ભગદત્તનું શૌર્યકૃત્ય જોઇને સંપૂર્ણ દેવો આનંદયુક્ત થયા; અને તે ભગદત્તની ઉપર આકાશથી પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. તે પુષ્પવૃષ્ટિ ભગદત્તની ઉપર પડતાં પહેલાંજ અર્જુનની બાણવૃષ્ટિ પડવા લાગી; અને તે બાણવૃષ્ટિએ તે સુપ્રતીક હાથીની સહવર્તમાન ભગદત્તનો પ્રાણ પણ જેમ મહામેઘની વૃષ્ટિએ કમળપંક્તિ હરણ કરી જાયછે તેમ હરણ કર્યો. એ પ્રમાણે અર્જુને તે સુપ્રતીકકુંજર સહવર્તમાન તે રાજકુંજર (રાજશ્રેષ્ઠ) જે ભગદત્ત-તેને માર્યો છતાં કૌરવોની સેનાનેવિષે યુદ્ધકરનારા રાજાઓનાં શૃંગભંગ થતાં હવાં. અર્થાત્ પોતાનો શત્રુ જે વૃષભ-તેની સાથે યુદ્ધ કરનારા પ્રતિ વૃષભનાં શિંગડાં યુદ્ધ કરતાં ભાંગી ગયાં છતાં તેણે કરી તે વૃષભને જેવું દુઃખ થાયછે; તેવું પાંડવોની સાથે યુદ્ધ કરનારા રાજાઓને ભગદત્તના મુવાથી દુઃખ પ્રાપ્ત થયું: તે સમયે પ્રાણીઓના સમુદાયનો નાશ ન થવા માટે જે દયાવાળીઓ એવી દિશાઓરૂપ સ્ત્રીઓ, મહા નમ્રતાએ પ્રાર્થના કરીનેજ જાણે હોયના! તેમ સૂર્યને અસ્તાચળ ઉપર લઈ ગઇઓ. તે સમયે પાંડવોની સેનામાં પ્રવેશ કરી યુદ્ધ કરનારા દ્રોણાચાર્યગુરૂ, ત્યાંથી પાછા ફરીને પોતાની સેના પ્રત્યે જેમ સમુદ્ર અને નદી-એ બંનેના સંગમસ્થળને વિષે રહેનારો પાણીનો સમુદાય, ભરતીની વેળાએ નદીમાં પ્રવેશ કરેછે અને જ્યારે ભરતી મટીને ઓટ થવા માંડેછે ત્યારે જેમ પાછો સમુદ્રમાં પ્રવેશ કરેછે તેમ પ્રવેશ કરતા હવા. ત્યારપછી છડીદારોએ સર્વ સેનાના લોકોને યુદ્ધ

કરવાનો પ્રતિષેધ કર્યો છતાં બંને સેનાઓ પોતપોતાની છાવણીઓપ્રત્યે ગમન કરતી હવીઓ.

ત્યારપછી તે દિવસની મધ્યરાત્રીના સમયનેવિષે પાંડવોએ કૌરવોના આવાસસ્થળે મૂકેલા જે ગુપ્તપુરૂષો-તેઓ પાછા પાંડવોપ્રત્યે આવીને કૌરવસેનામાં ઉત્પન્ન થએલી છાની વાર્તાને વર્ણન કરવા લાગ્યા. કે "ભગદત્તના વધે કરી ક્રોધાયમાન થએલા દ્રોણાચાર્યગુરૂ, પ્રાતઃકાળે ધર્મરાજાને યુદ્ધમાં ગ્રહણ કરવા માટે યુદ્ધનેવિષે ચક્રવ્યૂહની રચના કરશે." એવી તે ગુપ્તદૂતોની વાણી સાંભળીને તે ચક્રવ્યૂહનો ભેદ કરવા માટે સર્વ સભાસદોની સહવર્તમાન પાંડવો, "આપણામાં ચક્રવ્યૂહનો ભેદ કોણ કરશે?" એવો વિચાર કરવા લાગ્યા. તે સમયે મહાપરાક્રમેયુક્ત એવો અર્જુનનો પુત્ર અભિમન્યુ ભાષણ કરવા લાગ્યો.

અભિમન્યુ—પૂર્વે આપણા હસ્તિનાપુરથી તમે સર્વ પાંડવો પ્રવાસને માટે વનમાં નિકળી ગયા છતાં દ્વારકાંમાં જઈ રહેનારો હું-કૃષ્ણની સભાનેવિષે રહેનારા કોઈએક પુરૂષના મુખથી કેવળ "ચક્રવ્યૂહમાં કેવી રીતે પ્રવેશ કરવો?" તે વિષે શ્રવણ કરતો હવો; પરંતુ ચક્રવ્યૂહથી બાહાર પડવું તે કેવી રીત? એ માત્ર મેં શ્રવણ કર્યું નથી.

એવું અભિમન્યુનું ભાષણ સાંભળીને ત્યારપછી ભીમસેન ભાષણ કરવા લાગ્યો.

ભીમસેન—હે અભિમન્યુ, તું "ચક્રવ્યૂહથી બાહાર કેવી રીતે પડશું?" એ વિષે શંકા કરીશ નહીં. પ્રાતઃકાળે સંશપ્તકોને જીતવા માટે અર્જુન, અન્ય ઠેકાણે નિકળી ગયો છતાં અમો ચારે બંધુઓ બળાત્કારે ચક્રવ્યૂહને ઠેકાણે રહેનારા કૌરવપક્ષના યોદ્ધાઓને ચારે દિશાભણીથી ભેદન કરી ચક્રવ્યૂહથી બાહાર પડવા માટે તને માર્ગ કરી આપશું.

એવું ભાષણ કરીને ત્યારપછી સર્વ સભાસદો સહિત યુદ્ધમાં શ્રમ પામેલા સર્વ પાંડવો, વિશ્રાંતિ લેવાને માટે પોતપોતાના સ્થાનપ્રત્યે ગમન કરતા હવા.

બીજે દિવસે એટલે યુદ્ધારંભના તેરમે દિવસે ધર્મરાજાનું અને અભિમન્યુનું રક્ષણ કરવા માટે ભીમસેનાદિકને યથેચ્છપણે યોજીને અર્જુન, સંશપ્તકોને જીતવા માટે જતો હવો.

અહીંયાં દ્રોણાચાર્યગુરૂ, ધર્મરાજાને યુદ્ધમાં ગ્રહણ કરવા સારૂં યુદ્ધક્ષેત્રને વિષે પ્રાપ્ત થઇને સંસારરૂપ ચક્ર જેમ દુર્ભેદ છે તેવા દુર્ભેદ ચક્રવ્યૂહને રચતા હવા. તે સમયે જેઓમાં અભિમન્યુ અગ્રેસર છે એવા પોતાના પક્ષના સંપૂર્ણ ધનુર્ધરરાજાઓસહિત પાંડવો પણ યુદ્ધ ભોમિનેવિષે પ્રાપ્ત થતા હતા. તે સમયે લાલવર્ણ એવાં પાટલી વનસ્પતિના પુષ્પોના રંગ સરખા શોણિતે કરી લાલ એવાં જે છૂટનારાં બાણો-તેઓના સમુદાયે કરી વ્યાપ્ત થએલો અને જીવન એટલે પાણીને શોષણ કરનારા ગ્રીષ્મઋતુના સરખો ઉત્તમ વીરોના જીવન એટલે આયુષ્યને શોષણ કરનારો એવો સંગ્રામ થવા લાગ્યો. ત્યારપછી ચારે પાંડવો અભિમન્યુને આગળ કરી મહાશૂરપણાએ,

સમુદ્ર જેમ કલ્પાંતકાળનેવિષે જગતને બુરાડવા માટે પ્રવૃત્ત થાયછે તેમ શત્રુની સેનાનો સંહાર કરવા માટે પ્રવૃત્ત થતા હવા. પાંચ યમ, જેમ કર્મોને જીતેછે; તેમ અભિમન્યુ અને ચાર પાંડવો મળી પાંચ યમરૂપ પાંચેજણા દ્રોણાચાર્ય રૂપકર્મને જીતીને સંસારચક્રના જેવું દુર્ભેદ એવા ચક્રવ્યૂહને ભેદન કરતા હવા. તે સમયે સંયમીપુરૂષ, ક્ષમાદિક દશ પ્રકારના યતિધર્મે કરીને જેમ ક્રોધાદિક ચાર કષાયને રોધન કરેછે; તેમ જયદ્રથ, કંકપત્રબાણો રૂપયતિધર્મે કરી ચારે પાંડવો રૂપચારકષાયનું રોધન કરતો હવો. તે સમયે ક્રોધાયમાન એવો અભિમન્યુ તો નિર્દોષ એવા યુદ્ધના ઉત્સાહને માટે ધૈર્યવાન હોઇને જયદ્રથની સમક્ષ, તે વેતાળ નામના પિશાચગણના રાજાના વિવર સરખા ભયંકર ચક્રવ્યૂહમાં પ્રવેશ કરતો હવો. (વેતાળ નામના પિશાચગણના રાજાનું વિવર ઘણા પિશાચોએયુક્ત હોવાથી તેમાં અન્ય પુરૂષને પ્રવેશ કરવા માટે ભયંકર છે તેમ આ દ્રોણાચાર્યે રચેલો ચક્રવ્યૂહ પણ કર્ણ જયદ્રથાદિક દુષ્ટપુરૂષોએયુક્ત હોવાથી તેને વેતાળ વિવર એવી ઉપમા આપી.) અને ત્યાં તે અભિમન્યુ એકલો છતાં પણ, મર્યાદાનું ઓલંઘન કરનારો એક પણ સમુદ્ર જેમ સર્વ પર્વતોને બૂરાડે છે તેમ યુદ્ધને વિષે કોટચાવધિ શત્રુઓને મારતો હવો. તે એક ધનુર્ધારી એવા અભિમન્યુના બાણોએ કરી સર્વ રાજાઓ, જેમ અકાળે પ્રાપ્ત થનારા મેઘની વૃષ્ટિએ શાળ (જેમાંથી ચોખા થાયછે તે) વ્યથા પામેછે તેમ અત્યંત વ્યથા પામતા હવા. તે સમયે શલ્ય, કર્ણ, કૃપાચાર્ય, અશ્વત્થામા, કૃતવર્મા અને દુર્યોધન–એઓ પણ અભિમન્યુનું પરાક્રમ, જેમ ધાન્યના સમુદાયે તીવ્રતાપ દેનારો વાયુ (ઉનાળામાં જે લુવાયછે તે) સહન કરચો જતો નથી તેમ સહન કરી શકચા નહી. તે સમયે તે અભિમન્યુ તે શલ્યાદિકને યુદ્ધનેવિષે પલાયન કરાવીને જેમ પાપકર્મના ઉદયનો મહિમા, ઘણાક મનોરથોનો ઘાત કરેછે તેમ દુર્યોધનના લક્ષ્મણાદિક ઘણાક પુત્રોને મારતો હવો. ત્યારપછી કૌરવસેનામાં શ્રેષ્ઠ યોદ્ધાઓ, તે અભિમન્યુને અતિ દુર્જય જાણીને તેઓ સર્વ એકદમ, જેમ અરણ્યનેવિષે પારધીઓ, વરાહને ઘેરીલેછે તેમ ઘેરી લેતા હવા; પરંતુ એક વાઘને જીતવા માટે શીઆળીયા જેમ સમર્થ થતા નથી, કિંવા નક્ષત્રગણો જેમ એક સૂર્યને જીતવામાટે સમર્થ થતા નથી, તેમ તે એકલા અભિમન્યુને જીતવા માટે તે સંપૂર્ણ રાજાઓ સમર્થ થયા નહીં. ત્યારપછી તે અભિમન્યુના ધનુષ્યને કર્ણ તોડતો હવો, કૃપાચાર્ય, તે અભિમન્યુના સારથીને મારતા હવા અને કૃતવર્મા, તે અભિમન્યુના રથને ચૂર્ણ કરતો હવો. તે સમયે અભિમન્યુ, હાથમાં ઢાલ, તરવાર લેઇને યુદ્ધ કરવા લાગ્યો; પરંતુ તેજ સમયે, પ્રદીપ્ત થએલા અગ્નિના ધુમ્રસમુદાય સરખા તે અભિમન્યુના ખડ્ગને અશ્વત્થામા પોતાના બાણોએ કરી ખંડન કરતો હવો. ત્યારપછી તે અભિમન્યુ પોતાના હાથમાં ચક્ર ધારણ કરી પોતાના કીર્તિરૂપ કમળક્ષેત્રનેવિષે તૃણના ગુચ્છાની જેમને ઉપમા છે એવાં રાજાઓનાં મસ્તકોને ધડથી ભિન્ન કરતો હવો. એ પ્રકારે અનેક આયુધોએ કરી તે અભિમન્યુ

યુદ્ધ કરતો થકો પોતાની ગદારૂપ વજ્રે કરી દુઃશાસનના પુત્રના પર્વત સરખા રથને મહા ક્રોધાવેશે ચૂર્ણ કરતો હવો. ત્યારપછી તે દુઃશાસના પુત્રની સાથે યુદ્ધ કરનારા તે અભિમન્યુને કર્ણ અને કૃપાચાર્યાદિક સર્વ મહારથિઓ પોતાની લજ્જાનો ત્યાગ કરી પ્રહાર કરતા હવા. પછી તે સર્વ યોદ્ધાઓનાં નાના પ્રકારનાં શસ્ત્રોના પાતે કરીને જેનો દેહ જરજર થઇ ગયો છે એવો તે અભિમન્યુ, જેનું મૂળ છેદાઈ ગયું છે એવા વૃક્ષ સરખો ભૂમિતળનેવિષે પતન પામતો હવો. ત્યારપછી જયદ્રથ, તે પતન પામેલા અભિમન્યુને પ્રહાર કરવો એજ તેના ચિત્તનું દુષ્ટપણુ-તે દુષ્ટપણાએ કરી પોતાની કીર્તિલતાની સહવર્તમાન ખડ્ગે કરી તે અભિમન્યુના મસ્તકને છેદતો હવો. (પડેલાને મારવો એ વીરપુરૂષનું લક્ષણ નથી, છતાં જયદ્રથે પડેલા અભિમન્યુનું મસ્તક છેદન કરચું તેથી તણે પોતાની કીર્તિરૂપી લતાનું પણ છેદન કરચું એમ કહ્યું.) તે સમયે તે અભિમન્યુના શૌર્યકર્મને અને જયદ્રથના દુષ્ટકર્મને અવલોકન કરનારા દેવોના મુખનેવિષે "સાધુ સાધુ" એવા શબ્દનું અને હાહા એવા નાદનું મિત્રપણું થતું હતું. તે સમયે અર્જુનના પુત્ર અભિમન્યુના શૌર્યે કરીને સંતુષ્ટ થએલો જે સૂર્ય, તે અભિમન્યુ ઊપર પુષ્પવૃષ્ટિ કરવા માટે પુષ્પોને લેવા સારૂંજ જાણે હોયના! તેમ અસ્તાચળના અરણ્યપ્રત્યે ગમન કરતો હવો. અર્થાત્ અભિમન્યુ મરણ પામ્યો તે સમયે સૂર્યનો પણ અસ્ત થયો: ત્યારપછી છડીદારોએ યુદ્ધ બંધ રાખવાનું કહ્યું છતાં તે બંને સેનાઓ પોતપોતાની છાવણીઓપ્રત્યે ગમન કરતી હવીઓ.

ત્યારપછી અર્જુન, ત્રિગર્તદેશના સંશપ્તકરાજાઓને પોતાના બાહુપરાક્રમરૂપ વમળનેવિષે જેઓની કીર્તિજ શેષ રહેલી છે એવા કરીને અર્થાત્ સર્વ સંશપ્તકોને મારીને જેવો પોતાના પુત્રના વૃત્તાંતનેવિષે ઉત્સુક થઇ પોતાના શિબિરપ્રત્યે આગમન કરેછે; એટલામાં તો સંપૂર્ણ આવાસસ્થળો શોકસમુદ્રમાં નિમગ્ન થએલાંજ જાણે હોયના! એવાં અવલોકન કરતો હવો, અને અંતઃકરણને શ્રવણેકરી અતિશય દુઃખ દેનારા એવા આક્રંદ શબ્દને અંતઃપુરનેવિષે શ્રવણ કરતો હવો. તે સમયે કોઇપણ સ્થળનેવિષે વીરપુરૂષોની યુદ્ધસંબંધી કથાને ન સાંભળતો હવો; તેમજ યોદ્ધાઓના ભયંકર યુદ્ધાવેશે કરી ઉત્પન્ન થનારી વાણીને પણ ન સાંભળતો હતો, અને અશ્વોના મોઢાઆગળ જુએછે તો તેઓના આગળ ઘાસના સમૂહ પણ કોઇએ નીરચા નથી એવું જોતો હવો. વળી હાથીઓના ભક્ષણને માટે આપેલા પિંડદાનને પણ ન દેખતો હવો, અને ઘણા લોકોએ વ્યાપ્ત હોનારી છતાં પણ તે સેનાને શૂન્ય અરણ્ય સરખી અવલોકન કરી અર્જુન, પોતાના પુત્ર અભિમન્યુના મૃત્યુની આશંકા મનમાં કરતો હવો. તે સમયે તે અર્જુનના અંતઃકરણનેવિષે રહેનારા સંશપ્તકોના વધથી ઊત્પન્ન થએલા આનંદને બળાત્કારે દૂર કરી તે અંતઃકરણનેવિષે પોતાનું મહા શોક, સ્થાપન કરતો હવો. અર્થાત્ સંશપ્તકોનો નાશ કરવાથી ઉત્પન્ન

થયો જે હર્ષ તે નાશ પામ્યો, અને પુત્ર મરણથી ઉત્પન્ન થએલો જે શોક, તે અર્જુનના હૃદયમાં વ્યાપ્યો: ત્યારપછી તે અર્જુન, ધર્મરાજાના આવાસપ્રત્યે પ્રવેશ કરી તે ધર્મરાજાને અભિમન્યુના વૃત્તાંતનો પ્રશ્ન કરતો હવો. તે સમયે ધર્મરાજા પણ, અર્જુનને થએલી રીતિ પ્રમાણેનો વૃત્તાંત કહેતો હવો. ત્યારપછી અર્જુન, પોતાના અંતર્ગૃહનેવિષે પ્રવેશ કરી શોકકરનારી સુભદ્રાપ્રત્યે શોકરૂપ તરંગોએ મલિન એવા નાના પ્રકારના વચનોએ કરી શાંત્વન કરી ભાષણ કરતો હવો.

અર્જુન—હે પ્રિયા, આ તારી સ્નુષા (પુત્રની વહુ) ઉત્તરા સાંપ્રતકાળે ગર્ભિણી છે; તેને જે પુત્ર થશે તે આપણા નેત્રોને ઉત્સાહ દેનારો થશે.

એવું ભાષણ કરીને પછી અર્જુન, સુભદ્રાસમક્ષ એવી પ્રતિજ્ઞા સંભળાવતો હવો કે "સવારે પ્રાતઃકાળે સૂર્ય અસ્ત પામે તે પહેલાં તારા પુત્રના મૃત્યુ માટે જે કારણરૂપ જયદ્રથ-તેને જો હું ન મારૂં તો અગ્નિમધ્યે પ્રવેશ કરીશ." ત્યારપછી તે સંપૂર્ણ પાંડવો, અભિમન્યુની ઉત્તર ક્રિયા કરી રહ્યાપછી "વીર પુરૂષોની યુદ્ધનેવિષે મરીને સંપાદન કરેલી દેવોની સંપત્તિ તે કાંઈ શોક કરવા માટે યોગ્ય નથી" એવો વિચાર કરી વિશ્રામ પામતા હવા.

બીજે દિવસે એટલે યુદ્ધારંભને ચૌદમે દિવસે દ્રોણાચાર્ય, અર્જુનની જયદ્રથના વધની પ્રતિજ્ઞા સાંભળીને જેમનું હૃદય વિદીર્ણ થયું છે, એવા હોતા થકા મહાત્વરાએ યુદ્ધભૂમિનેવિષે પ્રાપ્ત થઈ તે જયદ્રથના પ્રાણરક્ષણને માટે, જેનેવિષે અનેક રાજાઓએ પોતાના આભુષણાદિકે કરી રક્તવર્ણ કર્યો છે, એવા શકટવ્યૂહનેવિષે શૂચીપાશમાં જયદ્રથને રાખતા હવા.

અહીંયાં પાંડવો પણ પોતપોતાના ધનુષ્યના ટંકારશબ્દના સમુદાયે કરી શત્રુઓના સમુદાયને ક્ષોભ ઉત્પન્ન કરતા થકા યુદ્ધભૂમિપ્રત્યે આવ્યા. તે સમયે બંને સેનાના સુભટોએ મૂકેલાં બાણો પરસ્પર સ્ખલને કરી આકાશનેવિષે પ્રવેશ કરનારાં તે જાણે પૂર્વ અને પશ્ચિમ દિશાનેવિષે પ્રદીપ્ત થનારા અગ્નિની પરસ્પર ભીડનારી જ્વાળાઓ હોયના! એવાં તડતડાટ શબ્દ કરતાં આકાશનેવિષે સંચાર કરતાં હવાં. પછી પરસ્પર જીતવાની ઇચ્છા કરનારા એવા દ્રોણાચાર્યના હાથ અને અર્જુનના હાથ, તે પરસ્પર સ્નેહે કરી બાણનાવત્રે ન વ્યાપાર કરતા હવા. અર્થાત્ એક બીજાને જોઇને પરસ્પર જયેચ્છા ધારણ કરનારા છતાં પણ દ્રોણાચાર્ય અને અર્જુન, તે સમયે સ્નેહે કરી પરસ્પર બાણ ન છોડતાં આનંદનિમગ્ન થયા: ત્યારપછી જયશીલ એવો અર્જુન, દ્રોણાચાર્યગુરૂને પ્રદક્ષણા કરી શકટવ્યૂહપ્રત્યે જેમ અરણ્યમાં ઉત્પન્ન થએલો હાથી વિંધ્યાચળના ભયંકર અરણ્યપ્રત્યે પ્રવેશ કરેછે તેમ તે શકટવ્યૂહમાં પ્રવેશ કરતો હવો. તે સમયે તે શકટવ્યૂહમાં રહેનારા અને અર્જુનની ઊપર બાણવૃષ્ટિ કરનારા એવા સંપૂર્ણ રાજાઓ અર્જુનના બાણોના વેગને, જેમ મહાવાયુના વેગને વૃક્ષ સહન કરી શકતાં નથી તેમ

ન સહન કરતા હવા. તે સમયે અર્જુનને પુત્રશોકાગ્નિએ કરી ઉત્પન્ન થએલો જે તાપ, તેની શાન્તિ કરવા માટેજ જાણે હોયના! એવાં બાણોએ શત્રુઓના પ્રાણરૂપ ઉદકને અત્યંત સ્વિકારચું. અર્થાત્ અર્જુનનાં બાણોએ, ઘણા શત્રુઓના પ્રાણ લીધા: ત્યારપછી તે અર્જુન, શકટવ્યૂહનેવિષે દેવદત્ત નામના પોતાના શંખને જેમ જેમ વગાડવા લાગ્યો, તેમ તેમ ધર્મરાજાદિકોને જયની આશા જાગૃત થવા લાગી. અહીંયાં કૌરવોમાં શ્રેષ્ઠ એવો દુર્યોધન, અર્જુનનાં બાણોએ અત્યંત મ્લાન કરેલા પોતાના સૈન્યને જોઇને મૂર્તિમાન ઉત્પાતજ હોયના! એવો તે અર્જુનની સાથે યુદ્ધ કરવા માટે ઊઠ્યો. તે સમયે અરણ્યમાં રહેનારા હાથીઓના સમુદાયના અધિપતિની સાથે નવીન પ્રાપ્ત થએલા મદાંધ હાથીનું જેવું યુદ્ધ થાયછે; તેવું તે દુર્યોધનની સાથે અર્જુનનું ઘણી વખતસુધી ભયંકર યુદ્ધ થતું હતું. પછી જેમ નદીનો વેગ, મધ્યે પ્રાપ્ત થનારા સેતુને વેગે વિદારણ કરી આગળ સમુદ્ર તરફ જાયછે તેમ તે અર્જુન, મધ્યે અટકાવ કરનારા દુર્યોધનને વેગે ઓલંઘન કરી આગળ યુદ્ધભોમિનેવિષે ગમન કરતો હવો. ત્યારપછી કોપે કરી પ્રદીપ્ત થએલા નેત્રોએ તત્ક્ષણ સર્વને જાણે બાળતોજ હોયના! એવો, અને કૃષ્ણ જેના સારથી છે એવો અર્જુન, તે રણપ્રદેશનેવિષે જયદ્રથને શોધવા લાગ્યો. તે સમયે આત્મા જેવો તેજસ્વી છે તેવો તેજસ્વી અર્જુન, મોહ સરખો વધ કરવા માટે યોગ્ય જે જયદ્રથ–તેને આવરણ કરી રહેલા કામવાસના સરખા જે રાજાઓ–તેઓ સર્વને પ્રહાર કરતો હવો.

એ પ્રમાણે યુદ્ધને માટે ઊદ્યુક્ત એવો અર્જુન, શત્રુની સેનામાં યુદ્ધ કરતો કરતો ઘણે દૂર ગયો છતાં, અને તેને શત્રુપક્ષના રાજાઓની સાથે યુદ્ધમાં પોતાનો દેવદત્ત શંખ વગાડવાની સગવડ ન થઈ છતાં અહીંયાં ધર્મરાજા, દેવદત્ત શંખનો શબ્દ ન સાંભળીને શંકાયુક્ત થતો હવો. તે સમયે તે અર્જુનની પ્રવૃત્તિ જાણવા માટે સત્ય પરાક્રમી એવો બીજો પોતાનો આત્માજ જાણે હોયના! એવા સાત્યકિને ધર્મરાજા, અર્જુનનીભણી મોકલતો હવો. પછી તે સાત્યકિ પણ દ્રોણાચાર્યપ્રત્યે પ્રણામે કરી વંચના કરતો છતો અધિક ત્વરાએ તે શકટવ્યૂહપ્રત્યે નૌકા જેમ સમુદ્રમાં પ્રવેશ કરે છે તેમ પ્રવેશ કરતો હવો. નદીનું પૂર જેમ નદીની તીર ઊપરનાં વૃક્ષોને વહી જાયછે તેમ સર્વ રાજાઓને પરાજય કરનારો તે સાત્યકિ, સેતુ સરખા ભૂરિશ્રવાને પામતો હવો. અર્થાત્ વૃક્ષોને વહીજનારા નદીના પ્રવાહને જેમ સેતુ અટકાવ કરેછે; તેમ રાજાઓનો સંહાર કરનારો જે સાત્યકિ તેને ભૂરિશ્રવા અટકાવ કરતો હવો: તે સમયે વીરોમધ્યે શ્રેષ્ઠ એવા સાત્યકિ અને ભૂરિશ્રવા, એ બંનેનો જગતને અત્યંત ભય ઉત્પન્ન કરનારો સંગ્રામ, વનમાં રહેનારા વરાહોનો જેમ પરસ્પર સંગ્રામ થાયછે તેમ પરસ્પર પ્રવૃત્ત થયો. તે યુદ્ધમાં બંને વીરો પરસ્પર રથને ભંગ કરી અને સારથીનું મંથન કરી જેઓનાં ધનુષ્ય છિન્ન થયાં છે એવા તેઓ હાથમાં ઢાલ તરવાર ધારણ કરી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા.

અહીંયાં દ્રોણાચાર્ય પણ, શકટવ્યૂહની બાહાર ધર્મરાજારૂપ નિધિને પ્રાપ્ત કરવા સારૂં પગથીઆં સરખા જે રાજાઓ-તેણે કરી યુક્ત એવા તળાંવ સરખી પાંડવોની સેનાને, જેમ તળાવમાં અંતર્ગત રહેનારા દ્રવ્યનિધિને પ્રાપ્ત કરવાસારૂ યત્ન કરનારો પુરૂષ, પગથીયાંએ યુક્ત એવા તે તળાવને શોષણ કરેછે, તેમ સંહાર કરતા હવા. એ પ્રમાણે સમુદ્રને જેમ મંદરાચળ મંથન કરેછે તે સમયે જેમ સમુદ્રના તરંગોનો મોટો શબ્દ થાયછે તેમ, પાંડવોની સેનાના વીરસમુદાયને દ્રોણાચાર્યગુરૂ મંથન કરવા લાગ્યા છતાં, સૈનીક લોકોનો મહોટો કોળાહળ શબ્દ ઊત્પન્ન થયો.

અહીંયાં યુદ્ધ કરતાં કરતાં કેશનેવિષેથી ઝાલીને સાત્યકિના મસ્તકને ખડ્ગે કરી કાપવા માટે ભૂરિશ્રવાના બાહુ, ઉદ્યુક્ત થયા છતાં તેને જોઇને કૈટભારિ જે શ્રીકૃષ્ણ-તે અર્જુનપ્રત્યે ભાષણ કરવા લાગ્યા કે, "હે ધનંજય, હે ધનંજય, તું જોતાં છતાં આ સાત્યકી મરે છે!! મરે છે!! એવું જાણ. અને બાણે કરી આ ભૂરિશ્રવાના બાહુને કાપી નાખ; કારણ "અમે વીર છૈએ" એવું અભિમાન ધારણ કરનારા પુરૂષોએ કોઈપણ પ્રકારે પોતાના પક્ષપાતીનું રક્ષણ કરવું."

એવું કૃષ્ણ ભાષણ કરેછે એટલામાં અસ્તાચળપ્રત્યે ગમન કરનારા સૂર્યને, પાંડવોના અને કૌરવોના સૈનિકો, ચક્રવાક અને ઘુઅડ સરખા દુ:ખિત થઈ અને આનંદિત થઈ એકદમ અવલોકન કરવા લાગ્યા. અર્થાત્, સૂર્યાસ્ત પહેલાં જયદ્રથનો વધ કરવો એવી અર્જુને પ્રતિજ્ઞા કરીછે; તે સૂર્યાસ્ત થવા લાગ્યો છતાં જયદ્રથનો વધ થયો નહીં, તેથી હવે અર્જુન અગ્નિમાં પ્રવેશ કરશે; એવું જાણી સૂર્યાસ્ત થતો જોઈ પાંડવો દુ:ખિત થયા અને કૌરવો આનંદિત થયા: તે સમયને વિષે કિંચિત્ વક્રપણાએયુક્ત જેનું મુખછે એવો અર્જુન, "એકદમ પ્રાપ્ત થએલાં આ સર્વ કૃત્ય શી રીતે કરવાં!" એમ વ્યગ્ર થઈ ચિંતન કરવા લાગ્યો કે "અહીંયાં ધર્મરાજાની પાસે ગમન કરવું, અહીંયાં જયદ્રથનો વધ કરવો, અહીંયાં સાત્યકીનું રક્ષણ કરવું અને અહીંયાં તો સૂર્ય, અસ્ત પામવા માટે ઉત્સુક થયો છે; એ માટે આ સર્વ પ્રકાર એકદમ કેમ બની શકશે!" એવી ચિંતાએ વ્યાપ્ત થએલા અર્જુનપ્રત્યે ફરી શ્રીકૃષ્ણે એવું ભાષણ કર્યું.

શ્રીકૃષ્ણ—હે અર્જુન, જુએછે શું? ઉતાવળે ભૂરિશ્રવાનો બાહુ છેદન કર.

એવું કૃષ્ણે કહ્યું છતાં ખડ્ગે કરી યુક્ત એવા ભૂરિશ્રવાનો દક્ષિણ કરકમળ, અર્જુને છેદન કર્યો છતાં તે ભૂરિશ્રવા "હું સાત્યકિની સાથે પદાતિ (પદચર) થઇ યુદ્ધ કરતો હતો છતાં હે અર્જુન, રથારૂઢ થએલો એવો જે તું-તેને મારા બાહુનું છેદન કરવું એ બહુ નિંદ્ય છે." ઇત્યાદિક નાના પ્રકારનાં ક્રોધયુક્ત વચનોએ અર્જુનની નિંદા કરી તેનો રથ પાછો ફેરવાવતો હવો. પછી પોતાના પ્રાણવાયુને યોગાભ્યાસે બ્રહ્મદ્વારાએ કરી નાશ પમાડવાની ઇચ્છા કરનારા ભૂરિશ્રવાને અકસ્માત્ સાત્યકિ ઊઠીને સ્વેચ્છાએ વધ કરતો હવો.

એટલામાં અર્જુનના દેવદત્ત શંખનો નાદ પોતાના કર્ણપ્રત્યે સંભળાતો નથી એવું જાણીને ધર્મરાજા, ફરી ભીમસેનને અર્જુનનો શોધ આણવામાટે મોકલતો હવો. તે સમયે તે ભીમસેન પણ તતક્ષણ જેમના અશ્વ ભગાડી મૂક્યા છે એવા દ્રોણાચાર્યના રથને પરિત્યાગ કરીને યોદ્ધાઓના સમુદાયને સંહાર કરતો કરતો શકટવ્યૂહમાં પ્રવેશ કરતો હવો. તે સમયે નવીન પ્રાપ્ત થનાર મેઘને જેમ પ્રતિકૂળ વાયુ અટકાવ કરેછે, તેમ આકર્ણપર્યંત ધનુષ્યની પ્રત્યંચાને આકર્ષણ કરી બાણ છોડનારો કર્ણ-તે ભીમસેનને અટકાવ કરતો હવો. તે સમયે જેઓનો ક્રોધ અતિશય વૃદ્ધિ પામ્યો છે એવા અને તીવ્ર યુદ્ધ કરનારા તે ભીમસેન અને કર્ણ, જાણે બે ઊંચા એવા વિંધ્યાચળજ પરસ્પર યુદ્ધ કરતા હોયના! એવા શોભવા લાગ્યા. તે સમયે પ્રતિકૂળ થએલો દૈવ જેમ દુર્બુદ્ધિએ કરી પુરૂષના સામર્થ્યને મંથન કરેછે તેમ ભીમસેન, પોતાની ગદાએ કર્ણના રથને ચૂર્ણ કરતો હવો. તેજ સમયે અંગદેશનો અધિપતિ કર્ણ, બીજા રથ ઊપર ત્વરાએ આરોહણ કરી પોતાના બાહુના સામર્થ્યે ભીમસેનના બાહુસામર્થ્યસહવર્તમાન તેની સેનાને પણ સંહાર કરતો હવો. તે સમયે જળધારાના સહોદર હોયના! એવી ભીમસેનની ઊપર પડનારી જે કર્ણના બાણોની વૃષ્ટિ-તેણે શ્વાસરહિત હાથીના સરખી ભીમસેનની અવસ્થા કરી. અર્થાત્ ભીમસેન મૂર્છિત થયો. તે સમયે “કુંતિપુત્રોમાં મારે વધ કરવા માત્ર અર્જુનજ યોગ્ય છે; બીજો કોઈ નથી” એવી પોતાની પૂર્વે કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરી કર્ણ, ભીમસેનના આયુષ્યને નજ હરણ કરતો હવો. કારણ મહાત્મા પુરૂષોનું પ્રતિજ્ઞા કરેલું વચન કદીપણ વિપરીત થતું નથી.

અહીંયાં અર્જુન, પોતે કરેલી જે પ્રતિજ્ઞા- તે રૂપ નદી-તેની સામી તીરનેવિષે વૃક્ષસરખો રહેનારો જે જયદ્રથ-તેને સૂર્યાસ્ત સમયે દેખતો હવો. તે સમયે તે જયદ્રથને જોઇને કોપે કરી રોમાંચયુક્ત થએલું અર્જુનનું શરીર, પુત્રશોકરૂપી સમુદ્રના સેવાળના અંકુરોએ કરી જાણે પ્રફુલ્લિત થયું હોયના! એવું શોભવા લાગ્યું. અને તે સમયે જેનેવિષે આરક્તવર્ણ થએલાં જે નેત્ર, તેજ જાણે પુષ્પના ગુચ્છા છે, અને કંપાયમાન થનારો જે અધરોષ્ટ, તેજ જેનેવિષે પલ્લવ છે, એવો શોકસહિત જે અર્જુનનામક વૃક્ષ-તેને તે વખતે ક્રોધજ અશોકવૃક્ષપણાને પમાડતો હવો. અર્થાત, જયદ્રથને જોઇને ક્રોધે કરી વ્યાપ્ત થએલો અર્જુન, અંગ ઊપર રોમાંચ ધારણ કરતો, આરક્ત નેત્ર ધારણ કરતો અને અધરોષ્ટનું સ્ફુરણ ધારણ કરતો થકો જયદ્રથનો વધ કરવા માટે ઊદ્યુક્ત થઈ પુત્રશોકને વિસરયો: તે સમયે સર્વ તેજસ્વી પુરૂષોમાં શ્રેષ્ટ એવો અર્જુન પ્રાપ્ત થયો છતાં, તેની સંમુખ રહેનારો જયદ્રથ, તે સૂર્યની સંમુખ રહેનારૂં દર્પણ જેમ દેદીપ્યમાન થાયછે તેમ ક્રોધે કરી દેદીપ્યમાન થતો હવો. તે સમયે અર્જુન અને જયદ્રથ-એ બંને વીરશ્રેષ્ટનું તતકાળ, જેનેવિષે દિશાઓનો અંત આચ્છાદન થએલો છે, અને જેનેવિષે આકાશમાં સંચાર કરનારાં પક્ષીઓ

પલાયન પામ્યાંછે એવું ક્ષણમાત્ર બાણયુદ્ધ થવા લાગ્યું. તે સમયે અર્જુન, પોતાનાં બાણોએ કરી સર્વ આકાશનું આચ્છાદન કરી મહામેઘે કરી ઉત્પન્ન થએલા અંધકાર સરખો અંધકાર ઉત્પન્ન કરચો છતાં, તે આકાશનેવિષે જયદ્રથનાં બાણો, અંધકારના ભયે કરીનેજ જાણે સંચાર ના કરતાં હોયના! એવું ભાસવા લાગ્યું. તે સમયે નાનાપ્રકારનાં આયુધોએ કરી યુદ્ધનેવિષે અત્યંત યુદ્ધ કરનારો અને દુર્યોધનાદિક રાજાઓએ અત્યંત રક્ષણ કરેલો એવા પણ જયદ્રથના મસ્તકને અર્જુન, પોતાના બાણોએ છેદન કરતો હવો. તે મસ્તક કેવું? તો કે, શૌર્યે કરીનેજ જેનું રક્ષણ છે એવી જે અર્જુનની પ્રતિજ્ઞા-તેને રોગની ગાંઠરૂપ થઇને જડપણું ઉત્પન્ન કરનારૂં અર્થાત્ અર્જુનની પ્રતિજ્ઞાને રોગની ગાંઠની પેરે વિઘ્ન કરનારૂ અને કીર્તિ રૂપ નદીનું સ્થળ એવા જયદ્રથના મસ્તકને અર્જુન છેદતો હવો. તે કાપી નાખેલું જયદ્રથનું મસ્તક, અર્જુનને હર્ષેકરી પ્રાપ્ત થનારા રોમાંચની કળિઓને ઉત્પન્ન કરી, દૂર આકાશનેવિષે ઊડીને જતું હવું; તે સમયે ગૃદ્ધ પક્ષીઓની પંક્તિએ પોતાના નખે કરી ઝાલી લીધેલું એવું, અને જેના કેશ અહીં તહીં રગદોળાયલા છે અને આકાશમાં ભ્રમણ કરનારૂં એવું તે મસ્તક, પ્રાપ્ત થનારા અંધકારના સૈન્ય સરખું શોભવા લાગ્યું. તે જયદ્રથનું રકતની ધારાઓએ આરકત થએલું કબંધ પણ ભૂમિનેવિષે, અતિશય પ્રાપ્ત થનારા કોપે કરીનેજ જાણે હોયના! તેમ લાલ થતું હવું. તે સમયે "આ અર્જુન, જયદ્રથનો વધ કરીને પણ અદ્યાપિ ઘણા યોદ્ધાઓને મારેછે" એવું જાણીને તે રાજાઓનો જાણે કરૂણાબંધુજ હોયના! એવો સૂર્ય, સંધ્યાના અધોભાગનેવિષે ત્વરાએ ગમન કરતો હવો.

એ પ્રકારે કરી ચૌદમા દિવસ પર્યંત અદ્ભુત યુદ્ધ કરનારા જે પાંડવો, તેઓ કૌરવોની સેનાના સાત અક્ષોહિણીને સંહાર કરતા હવા. આ ચૌદમા દિવસનેવિષે અર્જુને જયદ્રથ માર્યો છતાં, લજ્જાએ કરી યુકત થએલા એવા દ્રોણાચાર્યગુરૂ-તે દિવસની રાત્રિનેવિષે પણ યુદ્ધ કરવા માટે પોતાની સેનાને આજ્ઞા કરતા હવા. તે સમયે પૂર્ણચંદ્ર સરખાં શુભ્રવર્ણ જે મનુષ્યનાં કપાળ-તેને ધારણ કરનારી અને નક્ષત્રગણ સરખા અસ્થિઓની માળા પહેરનારી એવી સંપૂર્ણ રાજાઓનો નાશ કરવા માટે સાક્ષાત્ રાત્રીરૂપિણી કાલિકાદેવીજ પ્રાપ્ત થઈ હોયના! એવી તે રાત્રી ભાસવા લાગી. તે સમયે યુદ્ધનેવિષે મરણ પામેલા જે અનેક વીરો-તેઓના રકતનું પ્રાશન કરવામાટે લોભ ધારણ કરનારા એવા અને ભ્રમરાઓ સરખા શ્યામવર્ણવાળા રાક્ષસરૂપ અંધકારે તે યુદ્ધભૌમિ વ્યાપ્ત કરી નાખી. અર્થાત્ અંધકાર પણ પ્રાપ્ત થયો અને તે અંધકાર સરખા શ્યામવર્ણવાળા રાક્ષસો પણ વીરોના રકતને પ્રાશન કરવા માટે પ્રાપ્ત થયા: પછી યોદ્ધાઓના શસ્ત્રના પરસ્પર સંઘટ્ટે કરીને ઉત્પન્ન થનારા અગ્નિએ કરીનેજ અંધકારનો સમુદાય જેનેવિષેથી નાશ પામ્યો છે, એવો વીરોનો પરસ્પર સંગ્રામ ઉત્પન્ન થયો. તે સમયે નિશાનને ન

અવલોકન કરી ધનુર્ધારી વીરોએ મહાત્વરાએ ધનુષ્યની પ્રત્યંચાનું આકર્ષણ કરી છોડેલો જે બાણોનો સમુદાય-તે અત્યંત શબ્દ કરીને વીરોને પાડનારો હોતો થકો પોતે પણ પતન પામતો હવો. તે સમયે સેનાના હસ્તિઓની પાસે પ્રાપ્ત થનારા વીરો, તે હસ્તિઓએ પોતાના દંતોનેવિષે થએલો જે વીરખડ્ગનો ખાટકાર નાદ-તેણે કરીનેજ અવલોકન કર્યા. અર્થાત્ દંતનેવિષે થએલા વીરોના ખડ્ગપાતે કરી ઉત્પન્ન થએલા અગ્નિના તણખાઓના પ્રકાશે કરીનેજ તે હાથીઓએ તે યોદ્ધાઓને જોયા. તે સમયે તે બંને સેનાના વીરો, વારંવાર વર્ણન કરેલા પોતપોતાના સ્વામિના નામે કરીનેજ "આ આપણી સેનામાંના વીરછે અને આ શત્રુ સેનામાંના વીરછે" એવા ભેદને જાણતા હવા; અને રથના ચક્રના ચિતકાર શબ્દે કરીને રથ, તથા ઘંટાના નાદે કરી હાથી, અને પાસે આવનારા યોદ્ધાઓ, સિંહનાદે કરીને સર્વ વીરોને પરસ્પર ઓળખાવા લાગ્યા. તે સમયે જેઓએ પોતાનું પડવું જાણ્યું નથી એવા કેટલાએક પદાતિઓ, જેના ચંચળ તરંગોછે એવી રક્તની નદીપ્રત્યે આવીને તે નદીમાં અકસ્માત્ નિમગ્ન થઈ મરણ પામતા હવા. તે સમયે શત્રુઓને પ્રહાર કરવા માટે દોડનારા અને મરીને પડેલાં મડદાંનેવિષે સ્ખલને કરી પતન પામનારા એવા કેટલાએક વીર, પૃથ્વી ઊપર પતન પામતા સમયે વિપરીત પડનારા પોતાના ખડ્ગે કરી કપાઈ મરતા હવા. તે સમયે હેડંબારાક્ષસીના કુખનેવિષે ઉત્પન્ન થએલું માણિક્યજ હોયના? એવો, ભીમસેનનો પુત્ર, ભયંકરકર્મ કરનારો, રાક્ષસોનોપતિ, જેનેવિષે અગ્નિ દેદીપ્યમાન છે એવા પાષાણ અને વૃક્ષાદિક આયુધોએ કરી અર્ધરાત્રિના સમયનેવિષે કૌરવોની સેનાને નક્ષત્રયુક્ત કરનારો, દીપક સરખી કરેલી અત્યંત તામ્રવર્ણ જે નેત્રની કીકીઓ-તેણે કરી જેનાં નેત્ર ભયંકર છે.અને મુખથી ઉત્પન્ન થનારી અગ્નિની જ્વાળાએ કરી તે યુદ્ધાંગણને આસપાસ દેદીપ્યમાન કરનારો એવો ઘટોત્કચ, તે યુદ્ધભૌમિનેવિષે પ્રાપ્ત થતો હવો. અને તે ઘટોત્કચ, અનેક પ્રકારનું માયાયુદ્ધ તેમજ બીજું પણ અનેક પ્રકારનું યુદ્ધ કરવા લાગ્યો છતાં તેના અગ્રભાગથી સર્વ યોદ્ધાઓએ, દીપકની આગળથી અંધકાર જેમ પલાયન કરેછે તેમ પલાયન કર્યું. તે સમયનેવિષે ઘટોત્કચ, પાષાણોના પ્રહારે કરી કેટલાએક રથોને ચૂર્ણ કરતો હતો: અને વૃક્ષોના પ્રહારે કરી કેટલાએક હાથીઓને સંહાર કરતો હવો; તેમજ પોતાના ગમન સમયના વેગથી ઉત્પન્ન થએલા વાયુએ કરી કોટ્યાવધિ શત્રુઓને પૃથ્વી ઊપર પાડતો હવો. એ પ્રકારે કરી એકલા ઘટોત્કચે કૌરવોની સર્વ સેના, વર્ષાઋતુનેવિષે પ્રાપ્ત થનારા મેઘે, સૂર્યાદિક ગ્રહોની પંક્તિ જેમ આચ્છાદિત થાયછે, તેમ આચ્છાદન કરી, તે સમયે ઘટોત્કચ, યુદ્ધનેવિષે ઉદ્યુક્ત થયો છતાં ધર્મરાજાદિક પાંડવોને અત્યંત હર્ષ ઉત્પન્ન થયો, અને કૌરવોને તો પોતાના આયુષ્યવિષે પણ સંશય ઉત્પન્ન થયો; અને તે યુદ્ધ, અવલોકન કરનારા દેવોને કૌતુક ઉત્પન્ન થયું. તે સમયે

કૌરવ સેનારૂપ અરણ્યને મંથન કરનારો વનમાં ઉત્પન્ન થએલો હસ્તિજ હોયના! એવા તે ઘટોત્કચને, ઉદકે કરી આચ્છાદિત થએલો ખાડોજ હોયના! એવો કર્ણ-યુદ્ધભૌમિનેવિષે પ્રાપ્ત થઈ ક્ષણમાત્રમાં તેને શોધન કરતો હવો. ત્યારપછી ક્રોધેકરી જેમનું મ્હોટું પરાક્રમ જાગૃત થયુંછે, અને યુદ્ધના રસેકરી જેમને રોમાંચ પ્રાપ્ત થયાંછે, એવા કર્ણ અને ઘટોત્કચ-એ બંને યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે રક્તે કરી જેમની ધૂળ શાંત થએલી છે એવી દિશાઓ-તે, ઘટોત્કચે યુદ્ધનેવિષે નાખેલા જે પાષાણો-તેનું કર્ણના બાણે કરી થએલું જે ચૂર્ણ-તેણે કરી ફરી રજયુક્ત થઈઓ. તે સમયનેવિષે કર્ણના બાણોએ કરી, ઘટોત્કચે કુરૂસેના ઉપર ફેંકેલાં વૃક્ષોનો છેદ થયો છતાં તે વૃક્ષોથી ઉડેલાં જે પુષ્પો-તેણે કરી સંપૂર્ણ દિશાઓ વ્યાપ્ત થઈ ગઈઓ. ત્યારપછી સંપૂર્ણ કૌરવોના સૈન્યને મોહ ઉત્પન્ન કરનારો અને દિવ્ય રથનેવિષે બેસનારો એવો હેડંબાનો પુત્ર ઘટોત્કચ, સહજ ક્રીડાએ ધનુષ્ય લઈ બાણોએ કરી યુદ્ધ કરવામાટે આરંભ કરતો હવો. તે સમયે કર્ણના ધનુષ્યથી છૂટેલાં બાણો અને ઘટોત્કચના ધનુષ્યથી છૂટેલાં બાણો આકાશનેવિષે પરસ્પર સંઘટ્ટિત થઈ યુદ્ધક્રીડાનેજ કરતાં હોયના! એવાં દેખાવા લાગ્યાં. પોતાના બાહુદંડના શૂરપણાના સુંદરપણાએ સહવર્તમાન, કર્ણના બાણોને અતિ નિષ્ઠુર એવાં તે ઘટોત્કચનાં બાણો, માર્ગનેવિષેજ છેદન કરતાં હવાં. તે સમયે કર્ણના કાલપ્રષ્ઠ નામના ધનુષ્યથી જેટલાં બાણો છૂટતાં હતાં, તેના કરતાં સહસ્ર ઘણાં બાણોને ઘટોત્કચનું ધનુષ્ય પ્રસવતું હતું. અર્થાત્ છોડતું હતું: તે સમયે ધનુષ્યનેવિષે, ધ્વજાના દંડનેવિષે, સારથીનેવિષે અને અશ્વનેવિષે એકદમ આવી પડનારાં જે ઘટોત્કચનાં બાણો, તે કર્ણે મહા પ્રયાસે નિવારણ કર્યાં; પરંતુ ઘટોત્કચે બાણની વૃષ્ટિએ કરી અત્યંત વ્યાકુળ કરી નાખેલો તે કર્ણ, પૂર્વે દેવતાએ આપેલી, કેવળ પરાક્રમની મૂર્તિજ અને મૂર્તિમંતી જયશ્રીજ અને મધ્યમ પાંડવ જે અર્જુન-તેનો વધ કરવામાટે ઘણા દિવસસુધી અત્યંત રક્ષણ કરીને રાખેલી અને એકજ વીરનો વધ કરવામાટે સમર્થ, એવી શક્તિને હાથમાં ગ્રહણ કરતો હવો. તે સમયે જેમાંથી અગ્નિના તણખા સ્ફુરણ પામેછે એવી અને અત્યંત ક્રોધાયમાનજ હોયના! એવી તે શક્તિએ કરી સર્વ પાંડવોના હર્ષની સહવર્તમાન તે કર્ણ, ઘટોત્કચને મારતો હવો. તે સમયે પાંડવોની સેનામાં કિંચિત્ શોક ખેલવા લાગ્યો; અને કૌરવોની સેના, તે સમયે ફરી સજીવન થયા સરખી થઈ. ત્યારપછી તે બંને સેના અત્યંત ક્રોધ ધારણ કરી જેનેવિષે પોતાનો અને પારકો યોદ્ધો કીઓ તે જણાતું નથી એવા અંધકારનેવિષે ફરી યુદ્ધ કરવા લાગીઓ. તે સમયે તે અંધકારનેવિષે યોદ્ધાઓ પડવા લાગ્યા; અશ્વો ઉપર અશ્વો પડવા લાગ્યા, અને હાથીઓ ઉપર હાથીઓ પડવા લાગ્યા. તે સમયે વીરોના રક્તરૂપ મદ્યના પાને કરી જાણે મદાંધજ થએલાં હોયના! એવાં જે બાણો, તેમણે યુદ્ધનેવિષે સુભટોના અસ્થિઓને છેદન કરનારો એવો કડકડાટ શબ્દ ઉત્પન

કરચો. તે સમયે ચાર પહોરસુધી યુદ્ધરૂપી ઉત્સાહને અવલોકન કરી શ્રમ પામી હોયના! એવી રાત્રીરૂપ જે સ્ત્રી તે વિશ્રાંતિને પામતી હવી. અર્થાત, રાત્રી સર્વ નિકળી ગઈ: પરંતુ યુદ્ધરૂપ ઉત્સાહ કરનારા યોદ્ધાઓ તો શ્રમ પામીને શાંતી પામ્યા નહીં. તે સમયે અરૂણના પ્રકાશસહવર્તમાન પ્રકાશ પામનારૂં દ્રોણાચાર્યનું પરાક્રમ તે, ઘુઅડ પક્ષીઓ સરખા રાત્રિનેવિષે ઉત્સાહ પામનારા તે શત્રુપક્ષના યોદ્ધાઓને મહા ત્વરાએ પલાયન કરાવવા લાગ્યું. તે સમયે સર્વ જગત્ ઉપર ઉપકાર કરનારા, સાધુપ્રત્યે જેઓનાં શરીર નમ્રછે, પોતાની કીર્તિરૂપ મોગરીના સુવાસે કરી જેમણે સર્વ જગત્ આનંદયુક્ત કરચુંછે અને શત્રુઓની સાથે જેમનું વ્યાઘ્રના સરખું યુદ્ધ કર્મ—તે કર્મેકરી ભયંકર એવા વિરાટરાજા અને દ્રુપદરાજા-એઓને દ્રોણાચાર્યગુરૂ, મદન એટલે કામદેવ જેમ, સહજ લીલાએ ધર્મ અને અર્થ-એ બંનેનો ઘાત કરેછે તેમ લીલાએજ વધ કરતા હવા. તે સમયે અંધકારે વ્યાપ્ત થએલી રાત્રીનો નાશ કરી અને બંને સેનાના તે રાત્રીનેવિષે યુદ્ધમાં પ્રાપ્ત થએલા સર્વ શ્રમને દૂર કરી સર્વ કાંતિનો પતિ, જે સૂર્ય—તે પૂર્વ દિશાનેવિષે ઉદય પામતો હવો. તે સમયે બંને સેનાનો કંકપત્ર બાણોનો સમુદાય અને સૂર્યના કિરણોની પંક્તિ-એ બંને એકદમ આકાશમંડળનેવિષે પ્રસાર પામવા લાગ્યાં. તે સમયે દ્રોણાચાર્યગુરૂનો શૌર્ય ગુણ પણ, દ્રુપદરાજા અને વિરાટરાજાના વધે કરીને ઉદય પામતો હવો. તે સમયે પાંડવસંબંધી યોદ્ધાઓ અને કૌરવ સંબંધી યોદ્ધાઓ-એ બંનેના યુદ્ધરૂપ ઉત્સાહના પર્વની પરંપરા પ્રવૃત્તિ થઈ. કેટલાએક યોદ્ધાઓએ તે પંદરમા દિવસના પ્રાતઃકાળેજ પોતાના બાણોના સમુદાયે કરી આકાશનેવિષે મંડપ સ્થાપન કરચો; અને બીજા કેટલાએક યોદ્ધાઓ, તે મંડપની છાંયાનેવિષે દીર્ઘ નિદ્રાના સુખે કરીનેજ જાણે હોયના! તેમ શયન કરતા હવા. અર્થાત, યુદ્ધ કરતાં કરતાં કેટલાએક વીરો મૃત્યુ પામતા હવા. કેટલાક ધનુર્ધારી વીરોએ પોતાના માર્ગણ શબ્દ વાચક બાણોને શત્રુઓનાં વક્ષસ્થળાદિક લક્ષ દીધાં છતાં પણ તે બાણોએ પોતાનો માર્ગણ શબ્દ એટલે યાચના સૂચવનારો શબ્દ છોડચો નહીં. તેણે કરીનેજ જાણે હોયના! તેમ તે બાણો ફરી ગુણ એટલે ધનુષ્યની પ્રત્યંચા ઊપર આરોહણ કરવાનું પામ્યાં નહીં; એવું લાગ્યું. અર્થાત, એકાદા નહાના અધિકારી પુરૂષને મોટો અધિકાર પ્રાપ્ત થયો છતાં તે પુરૂષે પોતાના દુર્ગુણો ન છોડચા તો તે પ્રથમના અધિકારથી પણ ભ્રષ્ટ થાયછે અને મોટા અધિકારથી પણ ભ્રષ્ટ થાયછે; તેમ ધનુષ્યથી છૂટેલાં બાણો પણ યાચકપણાનો અર્થ ધારણ કરનારાં માટે મધ્યેજ શત્રુઓથી છેદ પામતાં હવા. કેટલાક વીરોનાં, શત્રુઓની શ્વેતવર્ણ વાળી ઢાલોનેવિષે પડનારાં કૃષ્ણવર્ણવાળાં ખડ્ગ તે, ચંદ્રોનેવિષે તે ચંદ્રોનો ગ્રાસ કરવા માટે પ્રવૃત્ત થએલા રાહુઓની જાણે જીહ્વાઓજ હોયના! એવાં શોભવા લાગ્યાં. કોઇએક વીર, આકર્ણપર્યંત પોતાનું ખડ્ગ આકર્ષણ કરી શત્રુના ગજના દંતને

વિષે આરોહણ કરી તે ગજના ગંડસ્થળનેવિષે રહેનારા મૌક્તિકને ગ્રહણ કરવામાટેજ જાણે હોયના! તેમ તે હાથીને ગંડસ્થળનેવિષે છેદન કરતો હવો. કેટલાક વીરોનાં વેગે છૂટેલાં બાણો, જો કે ત્વરાએ પોતાના ધનુષ્યની પ્રત્યંચાનો ત્યાગ કરતાં હતાં; તથાપિ મધ્યેજ તે બાણોને શત્રુએ છેદન કરવાથી યોજના કરેલા લક્ષપ્રત્યે ન પામતાં હવાં. બીજા કેટલાએક વીરોના ખડ્ગધારણ કરનારા હસ્તો શત્રુઓએ છેદન કરચા છતાં પણ તે હસ્તો, તે શત્રુઓને તેમની સ્ત્રીઓએ એકાંતે વર્ણન કરેલા સંકેતની સહવર્તમાન છેદન કરતા હવા. ત્યારપછી પાંડવોની સેનાને સહજ લીલાએ કરી સંહાર કરવા માટે ઇચ્છનારા દ્રોણાચાર્યગુરૂ, સમુદ્રના સંપૂર્ણ જળને પ્રાશન કરવા માટે ઇચ્છનારા અગસ્તઋષિજ જાણે હોયના! એવા દીસવા લાગ્યા. તે દ્રોણાચાર્યરૂપી નવીન મેઘ, બાણરૂપ ઉદકવૃષ્ટિ કરવા લાગ્યા છતાં સંપૂર્ણ શૂરપુરૂષોના દેહરૂપ તળાવને પ્રાણરૂપ હંસોએ પરિત્યાગ કરચો. તે દ્રોણાચાર્યગુરૂનાં કર્ણની પાસે જઈ સૂચના કરનારાંજ હોયના! એવાં તેમનાં દુષ્ટ બાણો, યુદ્ધનેવિષે કોણ વીરનું મર્મછેદન કરનારાં ન થયાં! અર્થાત્, સર્વ વીરોનાં મર્મ છેદન કરનારાં થયાં: તે સમયે મૂર્તિમાન અથર્વ વેદજ જાણે હોયના! એવા દ્રોણાચાર્યગુરૂ, શત્રુઓનો ઘાત કરવામાટે જે મંત્રપ્રયોગ-તેના સરખાં નાનાપ્રકારનાં આયુધોને સંધાન કરવા લાગ્યા છતાં તે સમયે તે અતિશય પ્રકાશ પામવા લાગ્યા. તે દ્રોણાચાર્ય, બાણસમુદાયરૂપ અગ્નિને વિષે વીરોને હોમવા લાગ્યા છતાં ઘણોજ ઉત્પન્ન થનારો જે પોતાના બાણનો ટણત્કાર શબ્દ-તે શબ્દજ, અભિચારકર્મનેવિષે મંત્રોના અક્ષરનો જે ઉચ્ચાર-તેનું આચરણ કરવા લાગ્યો. તે સમયે યુદ્ધનેવિષે ધનુષ્યરૂપ દંડને ધારણ કરનારા, અને સૈન્યનો સંહાર કરનારા તે દ્રોણાચાર્યગુરૂને, સંપૂર્ણ રાજાઓ એમ વિચારવા લાગ્યા કે "આ દ્રોણગુરૂ તે જાણે બ્રાહ્મણની મૂર્તિ ધારણ કરી યુદ્ધનેવિષે પ્રાપ્ત થએલા સાક્ષાત્ યમદેવજ હોયના"! એવા માનવા લાગ્યા. મર્યાદાનું ઓલંઘન કરનાર દ્રોણાચાર્યરૂપ પ્રલયકાળનો સમુદ્ર, પોતાનાં બાણરૂપ તરંગોએકરી પાંડવસેનારૂપ પૃથ્વીતળને બુરાડવા લાગ્યો છતાં તત્કાળ ધૃષ્ટદ્યુમ્ને, આકાશપ્રત્યે વ્યાપનારા નાના પ્રકારનાં બાણપંક્તિરૂપ સેતુએ તેનો અટકાવ કરચો. ત્યાર પછી દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્ન-એ બંને પરસ્પર જેને ગૃદ્ધપક્ષીની પાંખોછે એવાં હજારો બાણ છોડવા લાગ્યા છતાં આનંદેકરી યુક્ત થએલી એવી અપ્સરાઓને તેમનો અંગસંગ કરવા માટે ઘણા કાળસુધી કામના ઉત્પન્ન થતી હવી. અર્થાત્ દ્રોણાચાર્ય અને ધૃષ્ટદ્યુમ્ન-એ બંનેનું યુદ્ધ અવલોકન કરનારી અપ્સરાઓ, "એ બંનેમાંથી પ્રથમ જે મરણ પામશે તે દિવ્યદેહ થયો છતાં તેની સાથે હું અંગસંગ કરીશ." એવી કામના ઘણા કાળસુધી અપ્સરાઓ ધારણ કરતી હવીઓ. તે સમયે ધૃષ્ટદ્યુમ્ને છોડેલી બાણોની પંક્તિ, ક્ષણમાત્ર દ્રોણાચાર્યનાં બાણોનો લોપ કરીને પણ ફાગણ માસને અંતે સૂર્યનાં કિરણોને

લોપનારી ધુમસપંક્તિના સરખી રમવા લાગી. ત્યારપછી અનુક્રમે વૃદ્ધિ પામનારો એવો દ્રોણાચાર્ય ગુરૂના બાણોનો સમુહ, ગ્રીષ્મઋતુસંબંધી સૂર્યનાં કિરણો પ્રાપ્ત થયાં છતાં ઉત્તરોત્તર ઉન્હાળો જેમ અતિ દુઃસહ થાયછે તેમ અતિ દુઃસહ થયો. તે સમયે માળવદેશના રાજાનો અશ્વત્થામા નામનો હાથી, તે યુદ્ધનેવિષે કાળસરખો હોઇને પાંડવોની સેનાનો સંહાર કરતો છતાં પાંડવપક્ષની સેનાએ માર્યો. તે સમયે "આ અશ્વત્થામા મરણ પામ્યો" એવું વારંવાર ભાષણ કરનારા પાંડવોના સૈનિક લોકોનો મહોટો કોળાહળ શબ્દ ઉત્પન્ન થયો. તે સમયે સંપૂર્ણ પાંડવસૈનિકોનું ભાષણ, દ્રોણાચાર્ય ગુરૂના કર્ણમૂળનેવિષે પ્રાપ્ત થયું છતાં તે દ્રોણાચાર્ય, પોતાનો પુત્ર જે અશ્વત્થામા, તેના મૃત્યુની શંકાને ધારણ કરતા હવા. તે સમયે અર્જુનવિના ભીમસેન અને કૃષ્ણાદિકોએ "તમારો પુત્ર અશ્વત્થામા મરણ પામ્યો" એવું દ્રોણાચાર્યગુરૂને કહેવા માટે નાનાપ્રકારે કરી બોધ કરેલો ધર્મરાજા, "કૃષ્ણાદિકોએ આવું કહેવરાવવા કરેલો અતિશય આગ્રહ અતિ દુસ્તરછે" એવું જાણીને ધીમે ધીમે અસ્પષ્ટ શબ્દે કરી "અરેરે અશ્વત્થામા મરણ પામ્યો!! અરેરે અશ્વત્થામા મરણ પામ્યો!!" એવી વાણી બોલતો હવો. તે કર્ણને અત્યંત અપ્રિય અને દુઃખ દેનારી એવી ધર્મરાજાની વાણીને સાંભળીને તે ધર્મરાજાની તે વાણીનેવિષે જેની બુદ્ધિ એકાગ્રપણે નિશ્ચયે કરી રહેલી છે, અર્થાત્ જેને વિશ્વાસછેઃ અને પ્રાપ્ત થનારા પુત્રશોકના તરંગોએ કરી જેમનું ચિત્ત ચંચળ થયુંછે એવા દ્રોણાચાર્ય. તત્કાળ સંપૂર્ણ આયુધોનો પરિત્યાગ કરતા હવા; અને રથઉપર સ્તબ્ધપણે બેસતા હવા. તે સમયે રથઉપર સ્તબ્ધપણે બેસનારા દ્રોણાચાર્યગુરૂપ્રત્યે પોતાના પિતાના વધેકરી અત્યંત દ્વેષ ધારણ કરનારો જે ધૃષ્ટદ્યુમ્ન-તે કૃષ્ણની વાણીએ કરી સંપૂર્ણ રાજાઓના પ્રહાર સહવર્તમાન પોતે પણ પ્રહાર કરી તેમને રથની નીચે પાડતો હવો. તે સમયે ફરી ધર્મરાજાએ "એ તો અશ્વત્થામા નામનો હાથી મરણ પામ્યો; તમારો પુત્ર મરણ પામ્યો નથી." એવું ભાષણ કર્યું છતાં તે સાંભળી ક્રોધાયમાન થએલા દ્રોણાચાર્યગુરૂ ધર્મરાજાપ્રત્યે બોલવા લાગ્યા.

દ્રોણાચાર્ય—હે રાજન્, તેં આ સત્યવ્રત ઘણા દિવસ ધારણ કરેલું, તે આ હું વૃદ્ધગુરૂ બ્રાહ્મણના કેવળ મૃત્યુ થવાના કારણેજ પરિત્યાગ કર્યું; તે બહુ ખોટું કર્યું.

એ પ્રમાણે નાનાપ્રકારે કરી દ્રોણાચાર્ય, ક્રોધે ભાષણ કરતા છતા આકાશનેવિષે વક્તૃરહિત (બોલનારાવિના) એવી વાણી થઈ કે "હે બ્રહ્મન્, તું ક્રોધનો ત્યાગ કર, અને જેનું શાંતિરૂપ ઉદક છે એવા સમુદ્રનેવિષે સ્નાન કર. આ સમયનેવિષે અયોગ્ય એવા આ યુદ્ધકર્મના ભયંકર ધ્યાનનો પરિત્યાગ કર; અને હે બુદ્ધિમન્, સાંકેતિક કાલિક એવું ધર્મરૂપ ધ્યાન કર. આજ આ મૃત્યુ તને, તારા આયુષ્યનું ક્ષયરૂપ પ્રાપ્ત થયુંછે; એ માટે તારા આગમનસારૂં સંપૂર્ણ મં-

ગળકૃત્ય આગળ કરી બ્રહ્મદેવલોકના સુખની જે સંપત્તિ-તે તારા આવવાની માર્ગપ્રતીક્ષા ક-રેછે." અથવા બ્રહ્મદેવલોકના દેવતા તે તમારા આવવાની વાટ જોઈ બેઠાછે" એવી આકાશ-વાણી સાંભળીને "આ સંસારરૂપ અરણ્ય અત્યંત ભયંકર છે" એવો વિચાર કરનારા, "અંતઃકરણમાં પ્રાપ્ત થનારા નાનાપ્રકારના ઉદ્વેગ, કામ, ક્રોધ, અને રોષ પ્રમુખ સંપૂર્ણ પોતાના આત્મજ્ઞાનને હરણ કરનારા ચોરછે" એવું જાણી તેઓને તિરસ્કાર કરનારા, પોતાનાં સર્વ પાતકોને નાશ કર-નારા પંચપરમેષ્ટીરૂપ મંત્રનું સ્મરણ કરનારા,સંપૂર્ણ જગતનું અત્યંત હિત કરનારા એવા અરિહંત ભગવાન પ્રમુખનો આશ્રય કરનારા, પરમાત્મારૂપ જે આશ્રય-તેને ઠેકાણે જે અત્યંત પ્રીતિ-તેને વિષે જે પ્રવેશ-તેણે કરી અત્યંત તૃપ્ત થએલા અને જેમનો આત્મા વિમુક્ત છે એવા દ્રોણાચાર્યગુરૂ, યોગ સાધનેકરી બ્રહ્મદ્વારનો ભેદકરી બ્રહ્મનામા પાંચમા દેવલોકપ્રત્યે ગમન કરતા હવા. ત્યારપછી ધૃષ્ટદ્યુમ્ન-તે, ગુરૂદ્રોણાચાર્યની પાસે આવીને તતક્ષણ જેમ પકવ થએલી શાળના ગુચ્છાને કાંડાને વિષે ગ્રહણકરી છેદન કરેછે તેમ તેના મસ્તકને કેશનેવિષે ગ્રહણકરી ખડ્ગેકરી છેદન કરતો હવો. તે દ્રોણાચાર્ય મરણ પામ્યા છતાં તેમની સાથેજ ગુપ્ત થનારીઓ જે બાહુ પરાક્રમરૂપ વિદ્યાઓ-તેપણ કૌરવોની સેનાના લોકોના આક્રોશરૂપ પ્રતિધ્વનિએજ જાણે હોયના! તેમ આક્રંદન કરતી હવીઓ. તે સમયે મધ્યાન્હકાળ છતાં પણ નેત્રમાંથી પ્રાપ્ત થનારાં દુઃખાશ્રુઓના તરંગોએ વ્યાપ્ત થએલા તે કૌરવોના સૈન્યનેવિષે, નિશ્ચયે કરી આ મધ્યરાત્રીનો સમય છે કે શું? એવી પ્ર-સિદ્ધિ થઈ. અર્થાત્-કૌરવોની સેના, આક્રોશ કરતાં કરતાં દુઃખરૂપ અંધકારમાં, મધ્યરાત્રિને વિષે જેમ સર્વ લોકો નિદ્રામાં નિમગ્ન થાયછે તેમ નિમગ્ન થઈ. તે સમયે ભીષ્મપિતામહ અને ગુરૂ દ્રોણાચાર્ય-એઓએ રહિત થએલું તે કૌરવોનું સૈન્ય, ચંદ્ર અને સૂર્યરહિત જેમ આકાશ શોભતું નથી, કિંવા બંને નેત્રોરહિત જેમ મુખ શોભતું નથી તેમ ન શોભવા લાગ્યું. તે મ-ધ્યાન્હ સમયે પણ પાંડવોની સેનાનેવિષે સર્વ ઠેકાણે અત્યંત તરંગોએયુક્ત થએલો એવો આનં-દનો ક્ષીરસમુદ્ર પ્રવૃત્ત થયો, અને દ્રોણરૂપ શલ્યની નિવૃતિ થઈ છતાં પાંડવોની જે સેના તેનો જે વિસ્તાર, તે શત્રુરૂપ કૌરવોની સંપત્તિને ગ્રહણ કરવામાટે અત્યંત સરળ થતો હવો.

ત્યારપછી પોતાનો પિતા જે દ્રોણાચાર્ય-તેના વધે કરી પ્રાપ્ત થએલા ક્રોધે યુક્ત થએલો એવોજે અશ્વત્થામા-તેજ કોઈ એક સૂર્ય-તે આનંદરૂપી ચંદ્રના ઉદયે કરી કુમુદની સરખી પ્રફુલ્લિત થએલી જે પાંડવોની પ્રીતિ-તેને મંથન કરતો થકો પાંડવોની સેના ઊપર ધાયો. તે સમયે આકાશને પ્રાશન કરેછે કે શું?, કિંવા દેવોને સ્વર્ગથી નીચે પાડેછે કે શું?, કિંવા સર્વ પૃથ્વી ચૂર્ણ કરેછે કે શું? કિંવા સર્વ નિષ્કંપપર્વતોને કંપાયમાન કરેછે કે શું? કિંવા સૂર્યને ગળી જાયછે કે શું? કિંવા ચંદ્રને આકાશથી ખેંચી લઈ નીચે આણેછે કે શું? કિંવા સર્વ ગ્રહોનો નિગ્રહ

કરેછે કે શું? કિંવા મહાક્રોધે કરી સંપૂર્ણ પાંડવોના સૈન્યને કોગળો કરી જાયછે કે શું! એવો તે દ્રોણાચાર્યપુત્ર અશ્વત્થામા, પાંડવોના સૈનિકોપ્રત્યે ભાષણ કરતો હવો.

અશ્વત્થામા—આ પાંડવોની સેનામાં જે વીરે મારા પિતાને વધ કરચો હોય, કિંવા જે વીરે કરાવ્યો હોય, કિંવા જે વીરે અનુમોદન દીધું હોય, કિંવા જે વીરોએ મારા પિતાનો વધ અવલોકન કરચો હોય, કિંવા સાંભળ્યો હોય; તે સર્વ વીરોને આ મારાં બાણો, મારા ક્રોધરૂપ અગ્નિનેવિષે હવન કરી, કુંતીપુત્ર જે પાંડવો તેઓની પૂર્ણાહુતિને પ્રખ્યાત કરશે.

એવો સંપૂર્ણ યોદ્ધાઓનો આક્ષેપ (નિંદા) કરી અશ્વત્થામા, જેઓએ દિગ્ગજોના સમુદાયનું પણ દમન કરચું છે એવાં પોતાનાં બાણોએ કરી સર્વ આકાશને સમુદ્રરૂપી કરતો હતો. અર્થાત સર્વ આકાશને બાણરૂપ ઉદકે સમુદ્રરૂપ કરતો હવો: તે સમયે તે અશ્વત્થામા, શબ્દ યુકત એવા પોતાના ધનુષ્યનેવિષે બાણોનું સંધાન કરવા લાગ્યો છતાં તે બાણોના પ્રહારથી ભય પામેલાજ જાણે હોયના! એવા પ્રાણોએ કેટલાએક શત્રુઓ મુકત કરચા. અર્થાત કેટલાએક શત્રુઓ અશ્વત્થામાના ધનુષ્યના શબ્દના અને બાણપ્રહારના ભયે કરીને પ્રાણત્યાગ કરતા હવા: પ્રલયકાળ સરખા અશ્વત્થામાનો મેઘ સરખી વૃષ્ટિ કરનારો જે બાણોનો સમુદાય-તેને સહન કરવા માટે પર્વત પણ સમર્થ નથી તો પછી તેને સહન કરવા માટે રાજાઓ કેમ સમર્થ થશે? તે સમયે તે અશ્વત્થામાના ધનુષ્યથી છૂટેલાં બાણો, પાંડવપક્ષના સર્વ રાજાઓના હૃદયને વિષે પ્રવેશ કરવા લાગ્યાં; તે જાણે તે હૃદયમાં રહેનારા ધૈર્યનો સાર અવલોકન કરવા માટેજ હોયના! એવાં દીસવા લાગ્યાં. તે સમયે પાંડવોના સૈન્યરૂપ જળને અશ્વત્થામારૂપ ગ્રીષ્મઋતુ સંબંધી સૂર્ય શોષણ કરવા લાગ્યો છતાં, તે સમયે અર્જુનરૂપી મેઘે તેને રોધન કરચો. ત્યારે તે અશ્વત્થામા અને અર્જુન એ બંનેનું, જેનેવિષે છિદ્રયુકત ધ્વજાઓછે, જેનેવિષે રથને રક્ષણ કરનારાં લોહ કાષ્ટાદિકનાં આવરણો આકર્ષણ કરચાંછે, જેનેવિષે સારથિઓ આચ્છાદિત થએલા છે અને જેનેવિષે અશ્વો અત્યંત ભ્રમિત થયાછે, એવું બાણોએ કરી ક્ષણમાત્ર યુદ્ધ થતું હવું. તે સમયે અર્જુનનાં દેદીપ્યમાન બાણો, અશ્વત્થામાની બાણક્રિયાને અનુક્રમે, વાયુ જેમ ધુમસના સમુદાયને નિવૃત્ત કરેછે તેમ નિવૃત્ત કરતાં હવાં. ત્યાપછી જેને ઘૃતની આહુતિ સમર્પણ કરીછે એવા પ્રદીપ્ત થનારા અગ્નિ સરખો ક્રોધે કરી દેદીપ્યમાન થનારો તે અશ્વત્થામા, નારાયણીય નામના ભયંકર અસ્ત્રનો પ્રયોગ કરીને તે અસ્ત્ર છોડતો હવો. તે સમયે જેનેવિષે સંપૂર્ણ શૂરપુરૂષોના પરાક્રમનો સમુદાય અસ્ત પામ્યોછે એવું તે શસ્ત્ર પ્રકાશ પામવા લાગ્યું; અને આકાશ તથા દિગંતપ્રત્યે વ્યાપનારૂં તે અસ્ત્ર, તે સમયે અગ્નિ ઉત્પન્ન કરતું હવું. તે સમયે પાતાળથી ભૂમિનો ભેદ કરી કાળાગ્નિરૂદ્રજ ઉર્ધ્વ ગમન કરતો હોયના! કિંવા સમુદ્રમાં રહેનારો

વડવાગ્નિ, સર્વ સમુદ્રનું શોષણ કરી ઉર્ધ્વ ગમન કરતો હોયના! કિંવા પ્રલયકાળનો જે અગ્નિ-તેજ અગ્નિ આજજ વૃદ્ધિ પામતો હોયના! કિંવા જ્વાળારૂપે સ્થૂળપણુ પામનારો આ રાક્ષસજ ઉત્પન્ન થયો હોયના! અથવા તો જગતમાં રહેનારા સર્વ અગ્નિએ એકદમ પ્રદીપ્ત થવા માટે આરંભજ કરચો હોયના! ઇત્યાદિક તે સમયે સેનાના લોકોએ અનેક પ્રકારના વિચારોનો વિસ્તાર કરચો. તે સમયે અશ્વત્થામાનું તે અસ્ત્ર, નાનાપ્રકારની જ્વાળાના સમુદાયે કરી પાંડવોની સેનાને, જેમ ધેનુનો સમુદાય, પોતાની જીવ્હાએ ભક્ષણ કરવામાટે ગળીના રોપાઓને આવરણ કરેછે તેમ આવરણ કરવા લાગ્યું છતાં તે સમયે ભયે કરીને પલાયન કરી જનારા લોકોના ચરણસંબંધી રેણુએ આચ્છાદિત થએલો સૂર્ય-તે અસ્ત્રથી ઉત્પન્ન થએલા અને વૃદ્ધિ પામનારા ધુમ્રે કરી આકાશ જેમ આચ્છાદન પામ્યું તેમ આચ્છાદન પામતો હવો. તે સમયે જેણે ઉર્ધ્વબાહુ કરેલાછે એવા શ્રીકૃષ્ણ, ઉંચસ્વરે પાંડવસેનાપ્રત્યે એવું ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે સંપૂર્ણ વીરો, તમો શસ્ત્રોનો ત્યાગ કરો, ત્યાગ કરો, અને રથને પણ ત્યાગ કરો, ત્યાગ કરો. અને જેનેવિષે ભક્તિએ કરી નમ્ર મસ્તક થનારૂં છે એવા નમસ્કાર કરો, નમસ્કાર કરો; એટલે સર્વ જગતને ભક્ષણ કરનારૂં આ અસ્ત્ર, તત્ક્ષણ શાંત થશે.

એવા પ્રકારના શ્રીકૃષ્ણના ભાષણે કરી સર્વ ધનુર્ધારી વીરો વેગેકરી, યુદ્ધના આગ્રહની સહવર્તમાન આયુધોનો પરિત્યાગ કરતા હવા; અથવા લજ્જાએ સહવર્તમાન રથાદિકનો પણ ત્યાગ કરતા હવા, અને મસ્તક તથા હસ્તાંજળી-એણે કરી જેઓએ ભૂમિતળ ચુંબિત કરચું છે એવા તે વીરો નમસ્કાર કરવા લાગ્યા. તે સમયે અહંકારના કુળનું કેવળ ઘરજ, એવો વાયુપુત્રભીમસેન, શસ્ત્રાદિકનો કાંઇપણ ત્યાગ ન કરતો હવો, અને તે સર્વ સૈનિકલોકોપ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યો.

ભીમસેન—હે વીરો, જે મને, આ સંપૂર્ણ જગત તૃણતુલ્યછે, જે મને, આ ચંદ્રસૂર્ય અન્નગ્રાસ સરખા છે, જે મને, અગાધ સમુદ્ર પણ ગોષ્પદ સરખો છે, જે મને, પૃથ્વીઉપરના સંપૂર્ણ મહેંદ્રાદિક શાતે પર્વતો, કીડિના કીડિઆરા સરખા છે, જે હું આ સર્વ પૃથ્વીને માટીના ઢેફાની જેમ લીલાએ કરી ઉપાડવાની ઇચ્છા કરૂંછું, જે હું, એકક્ષણમાં તક્ષકસર્પનો પણ ફેણ ઉપર રહેનારો જે મણી-તેને ગ્રહણ કરવાની ઇચ્છા કરૂંછું, દિગ્ગજો પણ જે મારા, ક્રીડાકંદુકપણાને એટલે રમવાના દડાપણાને પામેછે અને જે મને, ઇંદ્રનું ધનુષ્ય પણ ધૂળના રજકણ સરખુ થાયછે; એવો જે હું-તેને સર્વ જગતના મોહોટાપણાને હરણ કરનારૂં અને જેણે સર્વ લોકોને ત્રાસ ઉત્પન્ન કરચો છે એવા આ અસ્ત્રની પણ શી ગણના છે! અર્થાત કાંઇપણ ગણના નથી.

એવું બોલનારો બકાસુરનો શત્રુ જે ભીમસેન-તેને, સર્વ સૈનિકલોકોનો ત્યાગ કરી તે અસ્ત્રે વેષ્ટિત કરવા માટે આરંભ કરચો. તે સમયે મહાત્લાએ કૃષ્ણ અને અર્જુન-એ બંને

પોતાના શસ્ત્રાસ્ત્રનો પરિત્યાગ કરી રથ ઊપરથી નીચે ઊતરી દોડીને બળાત્કારે ભીમસેનને રથ ઊપરથી આકર્ષણ કરી ભૂમિ ઊપર ઊતારતા હવા, અને બળાત્કારે તે ભીમસેનકને સર્વ આયુધોનો ત્યાગ કરાવતા હવા; અને સર્વ સૈન્યને આનંદપ્રત્યે ગ્રહણ કરાવતા હવા. અર્થાત્, તે સમયે ભીમસેને પોતાનાં શસ્ત્રાદિકનો ત્યાગ ન કરતાં સર્વના મહોટાપણાનો તિરસ્કાર કરચો; એ માટે તે નારાયણાસ્ત્ર, ભીમસેનનો નાશ કરવા માટે ઉદ્યુક્ત થયું છતાં કૃષ્ણ અને અર્જુન-એઓએ ભીમસેનકને શસ્ત્રાદિકનો ત્યાગ કરાવ્યો અને તે શસ્ત્રના ભયથી મુક્ત કરચો; એ કારણ સર્વ સૈનિકોને પણ અત્યંત આનંદ પ્રાપ્ત થયો: તે સમયે સાક્ષાત્ મૂર્તિમાન કાળનો પ્રતાપજ હોયના! એવું અને જગતનેવિષે અસ્ખલિત એવું તે અશ્વત્થામાએ છોડેલું નારાયણાસ્ત્ર, સૈનિક લોકોના સર્વ દુઃખોએ સહવર્તમાન શાંતતા પામતું હવું. તે સમયે દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા તો અત્યંત કોપે કરી દેદીપ્યમાન થતો હવો. કારણ, જેનો ઉદ્યોગ શત્રુએ નષ્ટ કરચો છે એવો પરાક્રમયુક્ત પુરૂષ અત્યંત સંતાપ પામે છે. એ માટે રોષે કરી આરક્ત થએલાં એવા નેત્રોએયુક્ત અને મહા ગર્વિષ્ટ એવો અશ્વત્થામા, ત્યારપછી જેણે યુદ્ધનેવિષે શત્રુની સંમુખ પોતાનું પરાક્રમ બતાવ્યું છે એવું નવીન જે અગ્નયસ્ત્ર-તેનું સ્મરણ કરી તેનો પ્રયોગ કરતો હવો. તે સમયે તે અગ્નયસ્ત્રથી ઉત્પન્ન થએલી જે અગ્નિની જ્વાળાઓ, તેણે કરી પિંગટવર્ણ થએલી દિશાઓ-તે દિગ્ગજોના મસ્તક સંબંધી સિંદૂરની ધૂળે રક્ત થઇઓ હોયના! એવી શોભવા લાગીઓ. અને તે સમયે જેનેવિષે અગ્નયસ્ત્રની જ્વાળાઓ અત્યંત પ્રજ્વલિત થઇઓ છે એવા કેવળ કાંતિના સમુદાયેજ નિર્માણ કરચાં હોયના! એવાં અશ્વ, ગજ અને યોદ્ધાઓનાં કવચો, સર્વ દેવાદિકોએ અવલોકન કરચાં. તે સમયે પ્રદીપ્ત થએલા અગ્નિની જ્વાળાઓનેવિષે રહેનારા હસ્તિઓ-સર્વ ઠેકાણે પ્રદીપ્ત થએલા દાવાનળે કરી વ્યાપ્ત થએલા પર્વતો જેમ શોભે છે તેમ શોભવા લાગ્યા. વળી તે સમયે જેઓને સુવર્ણનાં કવચો છે એવા ચંચળ અશ્વોના સમુદાયનેવિષે સંલગ્ન થએલો અગ્નિ, મહા દાહ પ્રાપ્ત થયો છતાં પણ ઘણાકાળે કરી જણાયો. તે સમયે રથોની પતાકાઓનેવિષે વાયુએ અત્યંત વેષ્ટિત કરેલો અગ્નિ, પ્રીતિએ કરી નૃત્ય કરતો હોયના! એવો સૈનિકોએ જોયો. તે યુદ્ધનેવિષે સર્વ સુભટોને પોતાની જ્વાળાએ આસપાસ યથેચ્છ દાહ ઉત્પન્ન કરનારો તે ધનંજય એટલે અગ્નિ, યુદ્ધનેવિષે સુભટોને પોતાનાં આયુધોએ યથેચ્છપણે રક્ષણ કરનારા ધનંજય એટલે અર્જુનના સરખો સંચાર કરવા લાગ્યો. એ પ્રકારે કરી પાંડવસેનાને દાહ ઉત્પન્ન કરનારા તે અગ્નયસ્ત્રને અર્જુન, બ્રહ્માસ્ત્રેકરી, મુનિ જેમ ધ્યાનેકરી કર્મને શાંતતા પમાડે છે તેમ શાંતતાપ્રત્યે પમાડતો હવો. તે સમયે અંતરંગ તેજજ હોયના! કિંવા મૂર્તિમાન ઉત્સાહજ હોયના! કિંવા દેહધારી વિજયજ હોયના! એવું તે અસ્ત્ર

ક્ષય પામ્યું છતાં, પિશાચોએ ગ્રસ્ત થએલોજ હોયના! કિંવા ચોરોએ જેનું સર્વસ્વ લૂટી લીધું છે એવો અને ખેદેકરી જેનું ચિત્ત વ્યાપ્ત થઈ ગયુંછે એવો અશ્વત્થામા ઘણીવારસુધી સ્તબ્ધ રહેતો હવો. તે સમયે પોતાના પરાક્રમને લૂટનારા કૃષ્ણ અને અર્જુન-એઓ પ્રત્યે અવલોકન કરીને અશ્વત્થામા, જેમ ઔષધ અને વિષહરણ કરનારા મંત્રને જાણનારા ગારૂડીને અવલોકન કરી સર્પ અધિકજ ગ્લાનિ પામેછે તેમ ગ્લાનિ પામતો હવો. ત્યારપછી ક્રોધેકરી જેનું ચિત્ત કંપાયમાન થએલું છે અને વ્યાકુળ થએલો એવો જે અશ્વત્થામા-તેની પ્રત્યે આકાશનેવિષે ગુપ્ત રહેનારો કોઇએક દેવ ભાષણ કરતો હવો; કે "હે દ્વિજોત્તમ, તું ક્રોધેકરી અંધપણુ પામનારો હોઇને આવીરીતે શા માટે ખિન્ન થાયછે? આ અર્જુનને અને કૃષ્ણને દેવ પણ જીતવા માટે સમર્થ નથી. જે કારણ માટે, આ અર્જુન અને કૃષ્ણે, પૂર્વજન્મનેવિષે કાંઇએક એવું તપ આચરણ કર્યું છે; તેના યોગે આ અર્જુન અને કૃષ્ણ-જેમનું બાહુ પરાક્રમ લોકો મધ્યે જયશીલ છે એવા થયા છે."

એવી દેવની તે વાણીએ અશ્વત્થામા, હળની કોસે મસ્તકના ઉપર પ્રહાર કરેલા વ્યાઘ્ર સરખો, કિંવા જેની સૂંઢ છેદન કરી છે એવા હસ્તિ સરખો અત્યંત લજ્જિત થતો હવો. ત્યારપછી અશ્વત્થામાના તે લજ્જિતપણાને અવલોકન કરીને કાંતિનો અધિપતિ જે સૂર્ય-તે પણ ખેદે કરીનેજ જાણે હોયના! તેમ અસ્તપામતો હવો. ત્યારપછી બાર પહોરસુધી કરેલા યુદ્ધેકરી અત્યંત શ્રમ જેઓને થયોછે, એવી તે બંને સેનાઓ પોતપોતાના સ્થાનપ્રત્યે ગમન કરતી હવીઓ.

એ પ્રકારે કરી યુદ્ધનેવિષે દ્રોણાચાર્ય મરણ પામ્યા છતાં કૌરવોનો અધિપતિ જે દુર્યોધન તે-પોતે કરેલી આશારૂપ વલ્લિનું આશ્રયભૂત વૃક્ષ એવા કર્ણને, પોતાની સેનાના આધિપત્ય માટે અભિષેક કરતો હવો. તે સમયે દુર્યોધને કર્ણને જેવો સ્નેહમય અભિષેક કર્યો તેવો તે કર્ણને પરાક્રમરૂપ અગ્નિ પણ અત્યંત પ્રદીપ્ત થતો હવો. તે સમયે વીરોમધ્યે શ્રેષ્ટ એવા તે કર્ણે, યુદ્ધનેમાટે પ્રયાણ કરવાના સમયનેવિષે યાચકજનોને માટે જેવી તે યાચકોની ઇચ્છા તેવાં દાન સમર્પણ કર્યાં. તે સમયે તે કર્ણ, નવીન મેઘ સરખો અત્યંત દાનની વૃષ્ટિ કરવા લાગ્યો છતાં યાચકરૂપ તળાવો કમળોએ વ્યાપ્ત થયાં; એ મોટું આશ્ચર્ય થયું. અર્થાત્ મેઘ, વૃષ્ટિ કરવા લાગ્યો છતાં સર્વ તળાવો કમળોરહિત થાયછે, એવું છતાં કર્ણરૂપી મેઘ, દાન દેવામાટે ઉદક છોડવા લાગ્યો છતાં યાચકોરૂપી તળાવો કમળા એટલે લક્ષ્મીએ કરી વ્યાપ્ત થયાં; એમ મેઘ કરતાં પણ કર્ણનેવિષે મોટું આશ્ચર્ય ઉત્પન્ન થયું. શૂરપુરૂષોમાં કુંજર એટલે હાથી અથવા શ્રેષ્ટ એવો તે કર્ણ, તે સમયે દાનોદકે એટલે મદોદકે અથવા દાનસંબંધી ઉદકે શોભવા લાગ્યો છતાં, તતકાળ પરવારણ એટલે બીજા હાથીઓ અથવા શત્રુઓરૂપી હાથીઓ કોણ વારૂ મદનો એટલે મદોદક અથવા ગર્વનો ત્યાગ ન કરતા હવા? અર્થાત્ સર્વ ત્યાગ કરતા હવા. તે સમયે તે કર્ણ, દાન કરવા

લાગ્યો છતાં બિંદુ એટલે જ્ઞાની, દાનશીલ અથવા અનુસ્વાર અને દ્વિજેંદ્ર એટલે બ્રાહ્મણ શ્રેષ્ટ એ ચારે, વર્ણ પ્રાધાન્યે કરી એટલે પ્રથમ જે જ્ઞાની તે, સ્તુતિના પ્રાધાન્યપણે કરી, બીજો દાનશીલ તે ગૌરવર્ણે કરી, ત્રીજો જે અનુસ્વાર તે અક્ષરોના વર્ણ પ્રાધાન્યપણે કરી અને ચોથો દ્વિજશ્રેષ્ટ તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચારે વર્ણના પ્રાધાન્યપણે કરી શોભનારા છતાં પણ તતકાળ, પ્રથમ જે જ્ઞાની તે સુવર્ણ પ્રાધાન્યપણાને એટલે તેજસ્વીપણાને, અને બીજો જે દાનશીલ તે કર્પમાનને અને ત્રીજો અનુસ્વાર તે ઉત્તમ રંગને અને ચોથા દ્વિજશ્રેષ્ટ તે સુવર્ણના લાભને પામતા હવા. અર્થાત્ કર્ણ, દાન કરવા લાગ્યો છતાં જ્ઞાની પુરૂષ તે કર્ણની સ્તુતિ કરીને તેજસ્વીપણુ પામવા લાગ્યા; અન્ય દાનશીલ પુરૂષો હતા તેઓ ગૌરવર્ણાદિકે કરી યુક્ત છતાં પણ કર્પ પરિમાણને એટલે અતિ સ્વલ્પતાને પામ્યા; અને અનુસ્વાર એટલે બિંદુ—તે સર્વ અક્ષરોનું પ્રાધાન્યપણુ પામ્યું છતાં દાન સમયે ઊદકનું બિંદુ•મોતી સરખું શોભવા લાગ્યું અને બ્રાહ્મણશ્રેષ્ટ, એ ચારે વર્ણોમાં શ્રેષ્ટપણુ પામ્યા છતાં પણ સુવર્ણાદિકની પ્રાપ્તિએ શ્રીમંતપણુ પામ્યા: તે સમયે ઇંદ્રની સેના, કાર્તિકસ્વામિને આગળ કરી જેમ દૈત્યોની સાથે યુદ્ધ કરવા માટે નિકળે છે તેમ તે કૌરવોની સેના બીજે દિવસે (એટલે યુદ્ધારંભના સોળમે દિવસે) કર્ણને આગળ કરીને પાંડવોની સાથે યુદ્ધ કરવા માટે યુદ્ધસ્થળનેવિષે આવી. તે સમયે વર્ષાૠતુનેવિષે શબ્દયુક્ત એવા સમુદ્રમધ્યે શબ્દયુક્ત નદીનું પુર, લય પામ્યું છતાં તે પૂર્વ હતું છતાં પછી નહતું એવું જેમ ભાસે છે; તેમ કર્ણના સ્તુતિ કરનારા ભાટ ચારણાદિકોના શબ્દનેવિષે રણવાદ્યોના નાદ, લીન પામીને હતા નહતા સરખા ભાસવા લાગ્યા.

અહીંયાં પાંડવો પણ, વીરોનું ભૂષણ એવા તે દ્રુપદપુત્ર ધૃષ્ટદ્યુમ્નને આગળ કરી સેનાએ સહવર્તમાન યુદ્ધભોમિપ્રત્યે આવતા હવા. તે સમયે દિશાઓનેવિષે પ્રતિધ્વનિ ઉત્પન્ન કરીને અહીં તહીં ઘણું ઠેકાણે યુદ્ધ થાયછે એવી સૂચના કરનારાંજ જાણે હોયના! એવાં રણવાદ્યો, બંનેય સેનાનેવિષે વાદ્ય વગાડનારા લોકોએ વગાડ્યાં. તે સમયે પૂર્વસમુદ્ર અને પશ્ચિમસમુદ્ર—એઓના સંગમનેવિષે પૂર્વના વાયુએ અને પશ્ચિમનાવાયુએ પ્રેરણા કરેલા તે બંને સમુદ્રના તરંગો જેમ પરસ્પર એકઠા થાયછે, તેમ બંને સેનાનેવિષે યથેચ્છપણે દૈવે પ્રેરણ કરેલા બંને બાજુના વીરો પરસ્પર યુદ્ધ કરવા માટે એકઠા થતા હતા. તે સમયે કેટલાએક વીરોનાં શત્રુઓના રક્તે કરી ચિન્હિત થએલાં ખડગો—તે શત્રુઓની લક્ષ્મીના બંને પગના અળતાના (પોથીના રંગના) બિંદુઓએ લાંચ્છિત થએલાંજ હોયના! એવાં શોભવા લાગ્યાં. તે સમયે ચમત્કારિક યુદ્ધ કરનારા કોઇએક પુરૂષની ઊપર અપ્સરાઓએ પુષ્પવૃષ્ટિ કરી; તે ફરી વાયુએ કરી અન્ય ઠેકાણે જઈ બીજા યુદ્ધ કરનારા પુરૂષની ઊપર પતન પામવા લાગી. તે સમયે કેટલાએક વીરોનાં ખડ્ગ, શત્રુના હાથીના

દંતનેવિષે પ્રહારે કરી ઉત્પન્ન થએલા અગ્નિના તણખાઓના મિષે કરી, પ્રથમ અત્યંત પ્રાશન કરેલા શત્રુના પ્રતાપને વમન કરતાંજ હોયના! એવાં ભાસવા લાગ્યાં. તે સમયે કેટલાએક વીરો, રકતે કરી આચ્છાદિત થએલી યુદ્ધભૌમિનેવિષે પતન પામેલાં હસ્તિઓના દંતો અને ગંડસ્થળનાં મોતીઓ-તેણે કરી લાલવસ્ત્ર ધારણ કરનારી, ગૌરવર્ણ અવયવ ધારણ કરનારી અને મૌક્તિકાદિક ભૂષણ ધારણ કરનારી આ સંધ્યારૂપી શ્રીજ હોયના! એવું પોતાના મનમાં આણતા હવા. તે સમયે કોઇએક વીર, યુદ્ધનેવિષે પોતાના ખડ્ગે કરી એક હાથીની શૂંઢને કાપી નાખી, તે કાપી નાખેલી સૂંઢને કૌતકે કરી ક્ષણમાત્ર તે પોતાના ખડ્ગના કોશપણાને એટલે મ્યાનપણાને પમાડતો હવો. અર્થાત્ તે તૂટી પડેલી સૂંઢમાંજ પોતાના ખડ્ગને વેગે પ્રવેશ કરાવવા લાગ્યો: કોઇએક વીર, પોતાના ખડ્ગના પ્રહારે કરી આકાશનેવિષે ઉડનારાં જે હાથીના ગંડસ્થળનાં મૌક્તિકો-તેને ગ્રહણ કરવામાટે આકાશનેવિષે દેવતાઓની સ્ત્રીઓને ઘણીવખતસુધી વ્યાકુળ કરતો હવો. તે સમયે બાણોના સમુદાયેકરી ઘણા વીરોનો સંહાર કરનારો કર્ણ, મૂર્તિમાન ધનુર્વેદ સરખો યુદ્ધ કરતો હતો. તે સમયે આકાશનેવિષે કર્ણના બાણોનું મંડળ, મંડપયુક્ત છતાં પણ શત્રુઓનાં વીરોનેવિષે છાંયારહિતપણ્ દિસવા લાગ્યું; એ આશ્ચર્ય!! (એવો વિરોધ પ્રાપ્ત થયો છતાં છાંયા હીનપણું એટલે કાંતિહીનપણ શત્રુઓમાં દીસવા લાગ્યું; આ તે વિરોધનો પરિહાર.) તે સમયે ધનુષ્યની ગુણ એટલે પ્રત્યંચા તે કર્ણના કર્ણ એટલે કાનના અંતની એટલે નાશાની અથવા સમિપભાગની સંગતી કરનારી થઈ. અર્થાત્ કર્ણ, ધનુષ્યની પ્રત્યંચાને આકર્ણપર્યંત આકર્ષણ કરી બાણો છોડવા લાગ્યો: તે સમયે કર્ણનો આશ્રય કરનારા માર્ગણ એટલે યાચકો અથવા બાણો-તેઓ ફરી પણ કર્ણના શત્રુપક્ષી વીરો પાસેથી પણ લક્ષાણિ એટલે લક્ષાવધિ લાભને અથવા લક્ષભેદને પામતા હવા. અર્થાત્ કર્ણનો આશ્રય કરનારા યાચકો જેમ લક્ષાવધિ લાભ પામેછે તેમ કર્ણના કાનનો આશ્રય કરનારાં અને યાચકોનું નામ ધારણ કરનારાં એવા બાણોને શત્રુઓનો લક્ષભેદ પ્રાપ્ત થયો: એ પ્રકારેકરી પ્રલયકાળના મેઘસરખો કર્ણ, શત્રુઓની સર્વ સેનાને સંહાર કરવામાટે ઉદ્યુક્ત થયો છતાં પ્રલયકાળના મેઘનેવિષે જેવો વજ્રપાત ઉત્પન્ન થાયછે તેવો દુઃશાસન, બીજે ઠેકાણે શત્રુઓનો ઘાત કરવામાટે ધસ્યો. તે સમયે સર્વના શરીરનેવિષે રહેનારા બળાદિકના સર્વસ્વપણાને ચૂર્ણ કરનારો અને મહામદોદ્ધત એવો દુઃશાસન, ઇંદ્રનો ઐરાવત હાથી જેમ માનસરોવરપ્રત્યે પ્રવેશકરીને તેને મંથન કરેછે; તેમ પાંડવોની સેનામાં પ્રવેશકરીને મંથન કરતો હવો. તે સમયે તે દુઃશાસનના બાણસમુદાયેકરી છેદ પામેલા એવા શૂરપુરૂષો અને બાણો પણ, તે યુદ્ધનેવિષે ફરી ધનુષ્યનો સંગમ ન કરતા હવા. તે સમયે શત્રુઓને ઊંઘાડનારાં અર્થાત્ મરણનિંદ્રા ઉત્પન્ન કરનારાં એવાં વીર દુઃશાસનનાં બાણોએ, યુદ્ધનેવિષે અતિશય ભય પામેલા એવા શત્રુ-

ઓના સમુદાયને કેવળ જાગૃત કરચા; એ આશ્ચર્ય!! અર્થાત્ દુ:શાસનનાં બાણો, જે વીરોને લાગ્યાં તેઓને અત્યંત ઊંઘાડનારાં પણ થયાં અને વલી તે પ્રકાર જોનારા ભયભીત થએલા અન્ય શત્રુઓને ત્યાંથી પલાયન કરવામાટે જાગૃત કરનારાં પણ થયાં: એ પ્રકારેકરી સર્પના વિષના વેગ સરખો તે દુ:શાસન, એકક્ષણમાં પાંડવોની સેનાના સર્વાંગને વ્યાપવા લાગ્યો છતાં ઔષધ દેનારા ગારૂડીસરખો કિર્મીરરાક્ષસનો શત્રુ જે ભીમસેન-તેણે તેનું રોધન કરચું. તે સમયે જેનેવિષે સર્વ સેનાનો મહાધ્વનિ ધનુષ્યના ટણત્કાર મધ્યે નિમગ્ન છે એવો, અને સર્વ જગપ્રત્યે જેણે પોતાની પ્રખ્યાતિ ઉત્પન્ન કરી છે એવો-તે ભીમસેનનો અને દુ:શાસનનો મહાસંગ્રામ થતો હવો. તે બંનેનાં કંકપત્રવાળાં બાણો પરસ્પર, ધર્મરાજાને અને દુર્યોધનને અત્યંત વ્યથા ઉત્પન્ન કરનારાં એવાં પતન પામવા લાગ્યાં અર્થાત્ દુ:શાસનનાં બાણ, ભીમસેનના અંગને સ્પર્શ કરે ત્યારે ધર્મરાજાને મહા દુ:ખ ઉત્પન્ન થાય, અને ભીમસેનનાં બાણ, દુ:શાસનના શરીરને સ્પર્શ કરે ત્યારે દુર્યોધનને મહાદુ:ખ ઉત્પન્ન થાય: તે સમયે દ્રૌપદીના કેશનું અને વસ્ત્રનું દુ:શાસને કરેલું જે આકર્ષણ, તેનું સ્મરણ એજ કોઇ ગીષ્મઋતુ-તેના અત્યંત તાપે કરી ભીમસેનનો મહાક્રોધ-એજ કોઇએક સમુદ્ર-તે અત્યંત તરંગોએ ખળભળવા લાગ્યો. તે સમયે ભીમસેન, પોતાનાં બાણોએ કરી તે દુ:શાસનના પરાક્રમસહવર્તમાન સારથીને ઉન્મંથન કરીને ત્યારપછી દુ:શાસનના રથને તેના મનોરથ સહવર્તમાન, ભંગ કરતો હવો. ત્યારપછી ભીમસેન, પોતાના રથથી નીચે ઊતરીને રોષે કરી "હે દુ:શાસન, ક્રોધેજ તને મારી પાસે મોકલ્યોછે" એવું બોલીને પોતાના બાહુએ દુ:શાસનના ભગ્ન થએલા રથથી તે દુ:શાસનને ખેંચીને ભૂમિ ઊપર પાડીને અને આક્રમણ કરી તેની પ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

ભીમસેન—હે કર્મચાંડાળ, મલિન ચિત્તવાળા, દુરાત્મન્, કુરૂવંશમાં ઉત્પન્ન થએલા રાજરૂપ વૃક્ષોમધ્યે હે વિષવૃક્ષ, હે અધર્મૈકમય, ક્ષત્રિઓની જાતીરૂપ પૂર્ણચંદ્રનેવિષે હે કલંક, અપકીર્તિરૂપ કદળીના હે મૂળકંદ, હે અન્યાયના નિધે, દ્રૌપદીનું બળાત્કારે જે આકર્ષણ-એજ કોઈએક ધૂળની વૃષ્ટિ-તેણે કરી હે મલિન થએલા; દ્રૌપદીને આકર્ષણ કરનારો તે તારો બાહુ કીઓ વારૂ? તે હમણાં તું અને બતાવ.

એવું ભાષણ કરી પોતાના બાહુએ કરી, અત્યંત વૈરરૂપ ફળપુષ્પાદિકનું વૃક્ષજ હોયના! એવા દુ:શાસનના બાહુને ભીમસેન સમૂળો ઉખેડી નાખતો હવો. તે સમયે તે બાહુમૂળથી ઉત્પન્ન થએલાં અને જેમણે રક્તચંદનને જીત્યુંછે એવાં ભીમસેનના શરીરનો સંગ કરનારાં જે રક્તનાં બિંદુઓ-તેના સમુદાયે કરી ભીમસેન અત્યંત શોભવા લાગ્યો-એવી રીતે પ્રથમ જેણે અત્યંત દુ:ખ દીધુંછે એવા હાથીને, તે દુ:ખનો પ્રતિકાર કરનારો બીજો હાથી જેમ ખંડન કરેછે;

તેમ મર્મનો ભેદ કરનારો જે દુઃશાસન-તેને, ક્રોધે કરી જેનું મુખ ભયંકર છે એવો ભીમસેન, ખંડન કરવા લાગ્યો છતાં, અને તે સમયે ભીમસેનના ભયે કરી કૌરવોનું સંપૂર્ણ સૈન્ય પલાયન કરવા લાગ્યું છતાં તે પલાયન સમયે ઉત્પન્ન થઈ આકાશમધ્યે ઉડેલી જે ધૂળ-તેણે કરી આરક્ત થએલાંજ હોયના! એવાં વસ્ત્રે કરી યુક્ત-એવી આકાશરૂપી સંધ્યા, ભયે કરીનેજ જાણે હોયના! તેમ સૂર્યના મુખને આચ્છાદિત કરનારી થઈ. અર્થાત્: દુઃશાસનના વધસમયે સૂર્યના અસ્તનો સમય થયો: તે સમયે જેણે દુઃશાસનના વધનો પ્રતિજ્ઞારૂપ સાગર અત્યંત તરચોછે એવો મહાબળી ભીમસેન, તે જેમ કલેષરૂપી સમુદ્રના પારને પામેલા યોગીંદ્રપુરૂષો પ્રકાશને પામેછે તેના સરખો અત્યંત પ્રકાશ પામવા લાગ્યો. તે સમયે એકવાર સંધ્યાએ પોતાનું આચ્છાદન કરચું છતાં કૌતુકે કરી યુદ્ધચમત્કાર જોવા માટે પ્રાપ્ત થનારા દેવોના વિમાનોને ફરી પ્રકાશ કરવા માટે જાણે આળસ્યરૂપ શંકા પામનારોજ હોયના! એવો સૂર્ય અસ્ત પામતો હવો. ત્યારપછી યુદ્ધને બંધ કરાવવા માટે અધિકારી કરેલા છડીદારોએ યુદ્ધ સંરંભને બંધ કરવાનું કહ્યું છતાં બંને સેનાઓ પોતપોતાના નિવાસસ્થળ પ્રત્યે ગમન કરતી હવીઓ. તે સમયે દુઃશાસનના વધે કરી જેનું આગમન આનંદકારકછે, એવો દૂરથી આવનારો જે ભીમસેન-તેને દ્રૌપદી, પોતાના નેત્રોએ અવલોકન કરી ત્વરાએ દોડતી તે ભીમસેનની સામે જતી હવી. તે સમયે ભીમસેન પણ પોતાની આગળ પ્રાપ્ત થનારી દ્રૌપદીને આલિંગન દેઈ પોતાના હાથે તેના કેશને સ્પર્શ કરતો થકો મહા આનંદે કરી દુઃશાસનના વધના વૃત્તાંતને કથન કરવા લાગ્યો. તે સમયે પ્રથમજ સેવક લોકોના મુખથી દુઃશાસનના વધનું સંપૂર્ણ વૃત્તાંત જેણે જાણ્યુંછે એવી તે દ્રૌપદી, ફરી પોતાનો વલ્લભ જે ભીમસેન-તેના મુખથી તે વૃત્તાંતને શ્રવણ કરતી થકી કાંઈપણ ચમત્કારિક આનંદસ્થિતિને પામતી હવી.

અહીંયાં કર્ણ પણ તે દિવસની રાત્રીનેવિષે દુર્યોધનના આવાસસ્થાનપ્રત્યે ગમન કરતો હવો; અને કનિષ્ટ બંધુ જે દુઃશાસન-તેના વધે કરી દુઃખિત થએલા એવા દુર્યોધનપ્રત્યે ભાષણ કરતો હવો; કે "હે રાજન્, આ પાંડવોની સેનાનું અર્જુન એજ કેવળ મસ્તક છે; તે છેદન કરચું છતાં બાકીની સર્વ સેના શબતુલ્ય દશાને પામશે. તે અર્જુન પણ, મારા બાણરૂપ અગ્નિનેવિષે પ્રથમજ આહુતિ થશે; પરંતુ યુદ્ધનેવિષે જય છે તે સારથિ જેને સારોછે તેણેજ અવલોકન કરચો જાયછે. અર્જુનનો તો સર્વસારથ્યકર્મનેવિષે જે નિપુણ છે અને જેની બુદ્ધિ ઉદાર છે એવા શ્રીકૃષ્ણ સારથી છે; અને મારેતો તે શ્રીકૃષ્ણના સરખો કોઈપણ સારથી નથી, એ માટે ઇંદ્રના માતલિનામક સારથી સરખો સારથ્યકર્મનેવિષે નિપુણ એવા શલ્ય સારથિને મને તું સમર્પણ કર; એટલે યુદ્ધનેવિષે અર્જુનને મારીને તને પ્રાપ્ત થએલો જે બંધુશોક-તેનું હું નિવારણ કરીશ."

એવું કર્ણનું ભાષણ શ્રવણ કરીને કૌરવાધિપતિ દુર્યોધન, સન્માનપૂર્વક મદ્રદેશનો રાજા

જે શલ્ય-તેને બોલાવી આણીને તેની પાસે હાથ જોડી "હે શલ્ય, તું કર્ણનું સારથ્ય કર." એવી પ્રાર્થના કરવા લાગ્યો. એવું દુર્યોધનનું ભાષણ શ્રવણ કરીને શલ્ય ભાષણ કરવા લાગ્યો.

શલ્ય—હે રાજન્, આપણા યોગ્યપણાને વાંઝીયાપણું ઉત્પન્ન કરનારૂં એવું આ તું શું બોલેછે? રાજાના કુળમાં ઉત્પન્ન થએલો હું ક્યાં! અને સુતપુત્ર એવો આ કર્ણ ક્યાં! વળી આ કર્ણનો તારા વાક્યે કરીને પણ સારથિ થનારો જે હું તે, લજ્જા પામતો નથી શું? રાજહંસને કાગડાનું દાસપણું. એ ઉપહાસ્યતાને માટે કારણ નથી શું? અર્થાત્ છેજ.

ત્યારપછી દુર્યોધન ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—હે શલ્યરાજા, આ ભાષણ તું મારા સરખા મિત્રપ્રત્યે બોલીશ નહીં. તારા સરખા સુજ્ઞપુરૂષ, મિત્રની વાણીના યોગ્યપણાનો મનમાં વિચાર કરતા નથી. બુદ્ધિમાન પુરૂષ છે તે પોતાના મિત્રના કાર્ય માટે પોતાની યોગ્યતાને અયોગ્ય કર્મ હોય તોપણ તે કરેછે. મિત્રનું કાર્ય અને વિચાર, એ બંને એકજ ઠેકાણે રમતાં નથી. અર્થાત્ મિત્રના કામઉપર લક્ષ આપ્યું છતાં યોગ્યતા સાચવવી બનતી નથી અને યોગ્યતાનો વિચાર કરવા લાગ્યા છતાં મિત્રનું કાર્ય બનતું નથી: એ માટે જો તું, આ યુદ્ધનેવિષે મારો જય થાય એવી ઇચ્છા ધારણ કરનારો હોય તો આ સમયે કોઈપણ પ્રકારનો વિચાર ન કરતાં યુદ્ધાંગણનેવિષે આ કર્ણના સારથિપણાને સ્વિકાર. એ પ્રકારે કરી અત્યંત કૌશલ્યપણે દુર્યોધને પ્રાર્થના કરેલો એવો શલ્યરાજા, નકુળ સહદેવપ્રત્યે થએલા પ્રતિવચનનું સ્મરણ કરતો થકો દુર્યોધનપ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

શલ્ય—હે દુર્યોધન, તું મિત્રબુદ્ધિએ જ્યારે મને આવું કહેછે, ત્યારે આ તારૂં વચન હું સ્વિકારીશ; પરંતુ યુદ્ધનેવિષે કર્ણ, યથેચ્છપણે ઉચ્ચારેલાં મારાં વચનોને સહન કરવાં.

એવી તે શલ્યરાજાની વાણીને દુર્યોધનના કહેવાથી કર્ણ, અંગીકાર કરતો હવો. કારણ સુજ્ઞપુરૂષ છે તે "ક્યે સમયે કેવી રીતે વર્તવું!" તેસર્વ જાણે છે. એ માટે તે સમય જાણીને કર્ણે શલ્યના વચનનો અંગીકાર કર્યો; અને એવી પ્રતિજ્ઞા કરી કે "પ્રાતઃકાળે આ સર્વ ભૂમિને અર્જુનરહિત એવી હું ન કરૂં તો નિશ્ચયે કરી અગ્નિમધ્યે પ્રવેશ કરીશ." એવું ભાષણ કરી કર્ણ સ્વસ્થાનકે જતો હવો. શલ્ય પણ પોતાને સ્થાનકે જતો હવો.

બીજે દિવસે એટલે યુદ્ધારંભના સત્તરમા દિવસે પ્રાતઃકાળે અંધકારના સમુદાયને નાશ કરતો થકો પૂર્વના દિવસે શત્રુઓના પ્રહારે કરી પ્રાપ્ત થએલા જે વીરપુરૂષોના ઘાવ-તે ઘાવમાંથી નિકળેલા રક્તના સ્પર્શે કરીનેજ જાણે લાલ થયો હોયના! એવો સૂર્ય, ઉદય પામતો હવો. તે સમયે શલ્ય જેનો સારથિ છે એવા રાધેય (કર્ણ) ને આગળ કરી સર્વ કૌરવો, જેનેવિષે ક્રૂર એવા હસ્તિઓ સજ્જ કરચા છે એવા યુદ્ધસ્થળપ્રત્યે આવતા હવા.

અહીંયાં રાજહંસ અથવા રાજશ્રેષ્ઠ-તે જેનાં ભૂષણ છે અને પુંડરીક એટલે શ્વેત કમળ અથવા હાથી-એણે કરી સુશોભિત થએલી એવી પાંડવોની પણ વાહિની એટલે નદી અથવા સેના-તે યુદ્ધના સીમસ્થળપ્રત્યે આવતી હવી. ત્યારપછી જેણે ત્રૈલોકને અત્યંત ભ્રમિત કર્યાંછે અને જેનેવિષે ગંભીર વીરોનો ક્ષોભછે, એવો; અને બાણોની પંક્તિઓના યોગે કરી ભયંકર એવો સંગ્રામ પ્રવૃત થતો હવો. તે સમયે કેટલાક વીરોના ધનુષ્યથી બાણો છૂટવા લાગ્યાં; અને તે બાણોની સ્પર્ધાએજ જાણે હોયના! તેમ પ્રતિસુભટોના શરીરથી પ્રાણ પણ છૂટવા લાગ્યા. કેટલાક વીરોનાં બાણો, "આ અમારા પ્રભુ જે સુભટો-તેઓનું અમે કાંઈપણ કાર્ય ન કર્યું છતાં પણ અમોને એઓ-ફૂળ એટલે શલ્ય, અર્થાત્ લોખંડની અણી અથવા શત્રુઓના લક્ષ ભેદ કરવા એજ એક ફળ પ્રાપ્તિ તેને સમર્પણ કરેછે." એવું જાણીનેજ જાણે હોયના! તેમ સંતુષ્ટ થઈ તે બાણો, પોતાના પ્રભુઓની ઇચ્છા પ્રમાણે શત્રુઓનો લક્ષ ભેદ કરતાં હવાં. તે સમયે કોઇએક વીર, પોતાના ખડ્ગે કરી ગજેંદ્રોના દંતોને છેદન કરતો હવો; એટલામાંજ શત્રુએ તેનું ખડ્ગ છેદન કર્યું છતાં તે વીર, પૂર્વે છેદન કરેલા ગજેંદ્રોના તે દંતોનેજ શસ્ત્ર સરખા ધારણ કરી યુદ્ધ કરવા લાગ્યો. તે સમયે જેઓનાં ચિત્ત યથેચ્છ પ્રહારે કરી મૂર્છાયુકત છે અને જેમણે પોતાનાં ખડ્ગ, શૂન્યસ્થળે નાખ્યાં છે એવા કેટલાએક વીરો, ભૂમિઉપર પડ્યા છતાં ઘણીવારસુધી યુદ્ધ કરવા સમયે જેનો હુંકાર શબ્દનો અભ્યાસ થયો હતો તે હુંકાર શબ્દનોજ ઉચ્ચાર કરતા હવા.

અહીંયાં, "અરે પાર્થ ક્યાંછે પાર્થ ક્યાં છે" એમ ઉંચસ્વરે કરી ધૈર્ય યુકત થઈ ભાષણ કરનારો જે રાધેય (કર્ણ) તે પ્રત્યે મદ્રાધિપતિ (શલ્યરાજા) ભાષણ કરવા લાગ્યો.

શલ્ય—હે કર્ણ, તારા મસ્તકનેવિષે કર્ણ (કાન) નથીજ, હૃદયનેવિષે વિવક પણ નથી અને ચિત્તનેવિષે ચૈતન્ય પણ નથી; એવું મારી બુદ્ધિ માનેછે. જે કારણ માટે પોતાનાજ બાહુ પરાક્રમે કરી મદોન્મત્ત થએલો એવો જે તું-તેણે પોતાનીજ પ્રેરણાએ એવી પ્રતિજ્ઞા કરી કે "હું આજ અર્જુનનનો વધ કરીશ" પરંતુ અર્જુનને યુદ્ધનેવિષે જીતે એવો પુરૂષ, કોઈ પણ ઠેકાણે કોઇપણ નથી. કારણ અર્જુનરૂપ જે સિંહ-તેનેવિષે તેનો પરાજય કરવા માટે પ્રવૃત્ત થનારા ભુવનરૂપી દિગ્ગજો એટલે દિગ્પાલો પણ કુંઠિત થાયછે. ઉત્તરગોગ્રહણનેવિષે આ અર્જુનનાં બાણોએ કરી વ્યાપ્ત થએલો એવો જે તું-તે પણ જે પલાયન આચરણ કરતો હવો તે, મારા સરખા પુરૂષે વર્ણન કરવા માટે પણ અત્યંત અયોગ્ય છે; અને જે ચિત્રાંગદગંધર્વ, યુદ્ધનેવિષે ક્રોધે કરી તને પલાયન કરાવી દુર્યોધનને પણ બંધન કરતો હવો; તે ગંધર્વેંદ્ર, થોડા દિવસમાંજ તારા સ્મરણમાં આવતો નથી એ શું!! તે ચિત્રાંગદનો પણ જે ગુરૂસ્થાનીય એવા અર્જુનને, આજ

યુદ્ધ કરવા માટે બોલાવનારો તું લજ્જા પામતો નથી શું? કિંવા જે પુરૂષને પોતાનું મૃત્યુ પાસે આવ્યું છે તેવા પુરૂષની આવી વિપરીત વાણી થાયછે; તેવી તને આ વિપરીત વાણી થઈ છે કે શું?

એવું શલ્યનું ભાષણ શ્રવણ કરી જેને અત્યંત કોપ ઉત્પન્ન થયોછે એવો ચંપાનગરીનો અધિપતિ કર્ણ, ભાષણ કરતો હવો.

કર્ણ—હે શલ્ય, જેઓની વૃત્તિ મ્લેચ્છના સરખી છે એવા મદ્રદેશમધ્યે રહેનારા સર્વ લોકોને આ વચન બોલતાં યોગ્યછે. તું તો વળી તે સર્વ લોકોનો રાજાછે; એ માટે તું આવું ભાષણ કરેજ; પરંતુ મારા અગ્રભાગનેવિષે, જેણે કુંડળાકાર કોદંડ (ધનુષ્ય) કરેલું છે, એવો અર્જુન જો દૃષ્ટિ પડશે તો આ સમયે તને હું મારૂં જે કાંઈ અત્યંત સામર્થ્યછે તે દેખાડીશ.

એવું કર્ણનું ભાષણ સાંભળીને શલ્યરાજા, ફરી ભાષણ કરવા લાગ્યો.

શલ્ય—હે કર્ણ, પતંગ જેમ દીપકને ભક્ષણ કરવાની ઇચ્છા કરેછે, પરંતુ તે પતંગ; તે દીપકમાં પડી પોતેજ મરણ પામેછે; તેમ તું અર્જુનને મારવાની ઇચ્છા કરેછે, પરંતુ તે અર્જુન-નાથો તુંજ મરણ પામનારોછે; એ માટે ધ્યાનરૂપ અગ્નિ જેમ પાતકોના સમુદાયને નાશ કરતો કરતો પ્રદીપ્ત થાયછે તેમ આ અર્જુન, કોરવોની સેનાના સમુદાયને સંહાર કરતો કરતો આવેછે; તે તું જો.

એવી શલ્યરાજાએ વર્ણન કરેલી વાણીને કર્ણ સાંભળીને, ક્રોધરૂપી અગ્નિના ધુમ્રે કરીને જેનું અંતઃકરણ વ્યાપ્ત થયું છે એવો તે ક્ષણમાત્ર સ્તબ્ધ રહ્યો. પછી તે કર્ણ, બાણે કરી વૃષ્ટિ કરતો થકો, પ્રલયકાળનો સૂર્ય જેમ સંપૂર્ણ ભૂલોકને તાપ ઉત્પન્ન કરતો સંચાર કરેછે તેમ અર્જુન પ્રત્યે ધસ્યો. તે સમયે નવીન વર્ષાઋતુનેવિષે નદીનો વેગ જેમ પોતાનાં તરંગોએ તીરસ્થવૃક્ષોનો સંહાર કરેછે; તેમ કર્ણ, પોતાનાં બાણોએ કરી પાંડવોની સેનામાંના હજારો વીરોને સંહાર કરતો હવો.

એટલામાં અતિશય જેને ગર્વછે એવો તે આવનારો કર્ણ, તેને ધર્મરાજા, શરદ્ઋતુમાં ચંદ્રના દર્શને કરી પોતાના તરંગોએ કાંઠાનું ઓલંઘન કરનારા સમુદ્રને જેમ મોટો દ્રહ પોતાના ઘરે અટકાવેછે તેમ અતિ ત્વરાએ અટકાવતો હવો. તે સમયે તે ધર્મરાજા અને કર્ણ—એ બંનેની બાણવૃષ્ટિએ કરી જેનેવિષે વ્યોમાંગણ વ્યાપ્ત થઈ ગયુંછે; અને "એ બાણો આપણને લાગશે કે શું?" એવી રીતે જેણે ખેચરોને ભય પમાડ્યા છે એવો અને અત્યંત રક્તના સમુદાયને વમન કરનારો એવો સંગ્રામ થતો હવો. તે સમયે "આ ક્રોધ પામેલા ધર્મરાજા અને કર્ણ—એઓ એક બીજાને જુએ નહીં" એવું જાણીનેજ જાણે હોયના! તેમ તેઓએ પરસ્પર મધ્યે છેદન કરેલાં બાણો, પર્વત સરખા રાશીરૂપ થતાં હવાં. તે સમયે પરસ્પર ઉપરાઉપરી છૂટનારાં જે બાણો—તેઓએ સહવર્તમાન ક્રીડા કરનારા તે ધર્મરાજા અને કર્ણ—એ બંનેની બબે મૂષ્ટિઓ છતાં તેમાંથી માત્ર કાનની પાસે પ્રાપ્ત થએલી એકજ મુષ્ટિને લોકોએ અવલોકન કરી. તે સમયે આસપાસ-

નેવિષે મંત્ર પ્રયોગે કરી છોડેલાં બાણોએ તે ધર્મરાજા અને કર્ણ-આકાશ અને દિગંત-એઓને આચ્છાદન કરતા હવા. તે સમયે તે ધર્મરાજા અને કર્ણ-એ બંનેના શરીરનેવિષે પ્રાપ્ત થએલા બાણોના ઘાવે વમન કરેલો જે રક્તનો પ્રવાહ તે, શરીરનેવિષે કોપે કરી ઉત્પન્ન થએલું જે આરક્તપણુ-તે આરક્તપણુ, શરીરનેવિષે ન સમાતાં પ્રવાહરૂપે બહાર જાણે નિકળ્યું હોયના! એવો શોભવા લાગ્યો. તે સમયે પ્રલયકાળના વજ્રના સરખાં જે કર્ણનાં બાણો, તે બાણોએ તે ધર્મરાજાને, ઠાંસાએ એટલે ખાંસીએ કરી લોક જેમ વ્યાકુળ થાયછે તેમ વ્યાકુળ કર્યો. તે સમયે ધર્મરાજા, બાણને ભાથામાંથી ગ્રહણ કરવા માટે, ધનુષ્યનેવિષે સંધાન કરવા માટે, ધનુષ્યનું આકર્ષણ કરવા માટે અને આકર્ષણ કરેલા બાણને છોડવા માટે કાંઈપણ સમર્થ થયો નહીં; તો કેવળ કર્ણે છોડેલાં બાણોના ઘાવથી ઉત્પન્ન થએલા રક્તે કરી જેણે પ્રફુલ્લિત થએલું પલાશ વૃક્ષ જીત્યું છે એવા શરીરને ધર્મરાજા ધારણ કરતો હવો. એ પ્રમાણે કર્ણે પ્રહાર કરેલા ધર્મરાજાને દૂરથી જોઇને જેમાં સ્પષ્ટ નિંદા છે એવાં વચનોએ શ્રીકૃષ્ણ, અર્જુનપ્રત્યે ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે અર્જુન, તારા ધનુષ્યના પાંડિત્યને ધિક્કાર હો, તારા પ્રચંડ એવા બાહુદંડને પણ ધિક્કાર હો, તારા શૂરપણાના અભિમાનપણાને પણ ધિક્કાર હો; અને સર્વ પુરૂષોમાં તારૂં જે શ્રેષ્ઠ પુરૂષવ્રત-તેને પણ ધિક્કાર હો. જેના અખંડિત બાહુદંડ છે એવો જે તું-તે તારા દેખતાં છતાં તારો જેષ્ઠબંધુ જે યુધિષ્ઠિરરાજા-તેને શત્રુએ કોઈ અનિર્વાચ્ય પ્રાણ સંશયને પમાડ્યો છે. એણે કરી સર્વ મંત્રોએસહવર્તમાન પોતાના કરતાં પણ દ્રોણાચાર્યે તને અધિક ધનુર્વિદ્યા જે શિખવેલી તે દ્રોણાચાર્ય, સાંપ્રત ઇંદ્રની સભામાં રહેનારો હોઇને ત્યાં સર્વ દેવોએ કરી ઉપહાસ્યતાને પામશે; એમાં કાંઈ સંશય નહીં. એકસોપાંચ એવા પૌત્રોમાં પણ તારેવિષે અત્યંત વત્સલ એવા જે ભીષ્મપિતામહ તે, હમણાં મુમુક્ષુ એટલે મોક્ષ ઇચ્છનારા છતાં પણ મોટી લજ્જાને પામશે; અને યુદ્ધનું અવલોકન કરવામાટે જેનું ચિત્ત તત્પર છે એવો જે હું-તેને પણ સાંપ્રતકાળે લોકો સ્પષ્ટપણે પ્રહાર કરશે. એ માટે કુંતીના ઉદરે તું ઉત્પન્ન થયો તેના કરતાં તારે ઠેકાણે કન્યા જો ઉત્પન્ન થઈ હોત તો તે કન્યાનો પતિ પણ હમણાં ધર્મરાજાનું રક્ષણ કરત.

એ પ્રમાણે કમળનાભ જે શ્રીકૃષ્ણ-તેમણે વારંવાર લજ્જાએ પમાડેલો અર્જુન, તે મૂર્તિમાન ક્રોધજ હોયના! એવો હોતો થકો કર્ણને જીતવા માટે વેગે દોડતો હવો. તે દોડનારા અર્જુનને, કર્ણનોપુત્ર જે વૃષસેન-તેણે માર્ગનેવિષે ક્ષણભર, જેમ દોડનારો હાથી વૃક્ષે અટકાવને પમાડ્યો જાયછે તેમ અટકાવને પમાડ્યો. તે સમયે અભિમન્યુના વધના સ્મરણે કરી તરંગયુક્ત જેનો વેગછે એવો જે અર્જુન-તે પોતાની પાસે જેનો આકડાના તૂલ સરખો સ્વભાવ છે એવો જે મહારથી વૃષસેન-તેને આકર્ષણ કરી મંથન કરતો હવો. અર્થાત્ યમપુરીએ પોચાડતો હવો: તે સ-

મયે તે વૃષસેનના વધે કરી જેનું ચિત્ત ભેદ પામ્યુંછે એવો કર્ણ, તત્કાળ ધર્મરાજાનો ત્યાગ કરી અત્યંત કોપ જેને પ્રાપ્ત થયોછે એવો હોતો થકો અર્જુનપ્રત્યે દોડતો હવો. તે સમયે પોતાના બાહુસ્તંભના પરાક્રમે કરી સંપૂર્ણ જગત્ જેણે વિસ્મય પમાડ્યું છે એવો કર્ણ, વેગે કરી પોતાની સામે આવવા લાગ્યો છતાં તેને જોઇને શ્રીકૃષ્ણ, અર્જુનપ્રત્યે ભાષણ કરેછે.

શ્રીકૃષ્ણ—હે પાર્થ, જેના અશ્વો શ્વેતરંગનાછે, શલ્ય જેનો સારથી છે, જેના ધ્વજને વિષે નાગનું ચિન્હ છે એવો અને મૂર્તિમાન વીરરસજ હોયના! એવો આ કર્ણ, તારા સમીપભાગે આવેછે; એ માટે સાંપ્રતકાળે યુદ્ધને માટે ચતુર એવા જે તમો બંનેય, તે તમારા બંનેનું, જન્મથી ધનુર્વેદનેવિષે કરેલો જે અભ્યાસ-તેનું જે તારતમ્ય-તેને સર્વ લોકો અવલોકન કરશે. એ માટે આકાશનેવિષે રાહુએ વ્યાપ્ત કરેલા સૂર્યનું તેજ જેમ નાશ પામેછે તેમ કર્ણે વ્યાપ્ત કરેલો જે તું-તે તારૂં સંપૂર્ણ તેજ કદીપણ નાશ ન પામો.

એવું શ્રીકૃષ્ણે અર્જુનપ્રત્યે ભાષણ કરી જેના અશ્વો પ્રેરણ કરેલા છે એવો અર્જુનનો રથ, કર્ણના રથની સામે મહાવેગે લીધો. તે સમયે તે બંને રથારૂઢ એવા ધનુર્ધારી વીરો, પરસ્પર સંમુખ થયા છતાં સંવત્સરના આરંભે સંમુખ પ્રાપ્ત થએલા ચંદ્ર સૂર્ય જેમ શોભેછે તેમ શોભવા લાગ્યા. તે સમયે ક્ષુદ્રઘંટિકાના શબ્દે કરી બોલનારા અને જેઓના ધ્વજપલ્લવો ચંચળ છે એવા તે બંને વીરોના રથો, પરસ્પર યુદ્ધ કરવા માટે બોલાવતાજ હોયના! એવા ભાસવા લાગ્યા. તે સમયે તે બંને વીરો, યથાયોગ્ય શત્રુના લાભે કરી જેઓને મહાહર્ષ પ્રાપ્ત થયો છે એવા અને ઉત્પન્ન થનારા રોમાંચે કરી જેઓના અંગરખાનાં બંધન (કસો) તૂટી જાયછે એવા થતા હવા. તે સમયે યુદ્ધરસના બહુલપણાએ કરી જેના મસ્તક સંબંધીકેશ અત્યંત શોભેછે એવો અને ક્રોધે કરી જેનાં નેત્રો આરક્ત છે એવો કર્ણ, અર્જુનપ્રત્યે ભાષણ કરતો હવો.

કર્ણ—હે અર્જુન, તું ઉતાવળો આવ, ઉતાવળો આવ, વિલંબ કરીશ નહીં. વીરપુરૂષ અને કવિ, એ બંનેનો પદક્રમ એટલે પગે કરી ચાલવું અથવા કવિતાના પદોનો અનુક્રમ-તે ઓજસ્વી એટલે પરાક્રમયુક્ત અથવા અલંકારાદિક રીતિએ યુક્ત હોય છે. ઉત્તમ પ્રકારના વીરોને નિરંતર વધ કરનારાં એવાં જે મારાં બાણો-તેનો આજ ઘણે કાળે કરી ફળસમય પ્રાપ્ત થયો છે. કારણ નિરંતર સર્વ જગતનેવિષે "એક હુંજ વીરછું" એવું માનનારો જે તું-તેનો વધ કર્યા વિના બીજા અનેક વીરોનો વધ કરનારો જે હું-તે મારા સામર્થ્યે કરી સંતોષ પામતો નથી. કારણ, લક્ષાવધિ વૃક્ષોના સમુદાયને બાળનારો છે પણ; પર્વતોને ન બાળનારા અગ્નિનેવિષે દહન શક્તિ શી છે વારૂ? તે સર્વ વાત એક કોરે રહો; પરંતુ તારા બાહુદંડનેવિષે જો કાંઈ સામર્થ્ય હોય તો તારૂં ગાન્ડીવધનુષ્ય કુંડળાકાર કરી યુદ્ધ કરવાને માટે સિદ્ધ થા. અને જે

દ્રોણાચાર્યગુરૂએ તારેવિષે મહાહર્ષે કરી ધનુર્વેદનું રહસ્ય સ્થાપન કરચું છે; તે ગુરૂને સાંપ્રતકાળે તું લજ્જિત કરીશ નહીં. જેણે રાજાઓરૂપ વૃક્ષોને ભગ્ન કરચાંછે, એવા વીરોમધ્યે પોતે કુંજર એટલે ગજ અથવા શ્રેષ્ઠ એવો જે તું-તેના શૂરપણાનો ભંગ કરવા માટે સાંપ્રતકાળે હું પર્વતરૂપે પ્રાપ્ત થયોછું; એ માટે માહરો પ્રતાપરૂપી જે પ્રલયકાળનો સૂર્ય તે તારા બાહુ પરાક્રમરૂપ સમુદ્રને શોષણ કરી સાંપ્રતકાળે પાંડુરાજાના સંપૂર્ણ કુળને દહન કરવામાટે ઇચ્છા કરેછે; એ માટે આ ભૂમિતળનેવિષે કંટકતુલ્ય એવા પાંડવો જે તમે-તેમનો નાશ કરી સાંપ્રતકાળે કૌરવોની કીર્તિના વિસ્તારે કરી યુક્ત એવા આ ભૂમિતળને હું કરીશ.

એવા અહંકારરૂપ ઝંકારશબ્દે કરી જેની વાણી, યુક્ત છે; એવા તે કર્ણપ્રત્યે, શ્રેષ્ઠપણાએ કરી જેને અતિશય રોમાંચ ઉત્પન્ન થયાં છે એવો અર્જુન ભાષણ કરતો હવો.

અર્જુન—હે ધીરપુરૂષોમાં અગ્રેસર રાધેય (કર્ણ), તારા વિના આ જગતનેવિષે બીજો પરાક્રમી પુરૂષ કોઈ છે? પરંતુ જો સૂર્ય નથી તો અરૂણ વિના બીજો તેજસ્વી કોણછે? અર્થાત્ તું ગમે તેવો પરાક્રમીછે તો પણ, તારા કરતાં બીજો કોઈ અધિક પરાક્રમી થયો છતાં તે સૂર્યસરખો; અને તું તે સૂર્યના સારથી અરૂણ સરખો થશે: અને જેઓ સાધુ પુરૂષો છે તેઓ, પોતેજ પોતાના ગુણનો પ્રકાશ કરતા નથી. એ માટે પરાક્રમી પુરૂષ જે હોય તેણે તો પરાક્રમરૂપ ક્રિયાજ કરવી, અને તેના ગુણોનું વર્ણન તો વૈતાલિકો (ભાટ ચારણાદિકો) એ કરવું; એવું છતાં ગારૂત્મતમણી જે છે તે વિષનો સંહાર કરનારો છતાં તે પોતાનો ગુણ પોતેજ વર્ણન કરેછે શું? તેમ વળી સૂર્ય છે તે અંધકારનો નાશ કરતોજ ઉદય પામે છે; પણ તે પોતાનું કૃત્ય પોતે વર્ણન કરેછે શું? અર્થાત્ વર્ણન કરતો નથી: એ માટે જન્મથી તેં મારો વધ કરવા માટે જે ત્રૈલોક્યને આનંદ ઉત્પન્ન કરનારૂં ધનુષ્ય વેદના અભ્યાસનું કુશળપણું સંપાદન કરચું છે, તે સાંપ્રતકાળે ધનુષ્યનું આકર્ષણ કરી શીઘ્ર પ્રગટ કર. શૌર્યે કરી યુક્ત એવા પુરૂષનું જે શૌર્ય છે તે તેના બાહુનેવિષે વાસ કરેછે; કાંઈ વાણીનેવિષે વાસ કરતું નથી. અને જે વીરપુરૂષ નથી તેઓનું પરાક્રમ અવશ્યપણે બોલવાનેવિષેજ રહેછે, માટે બાહુસ્તંભનેવિષે તો તે અવીરપુરૂષનું પરાક્રમ થોડીજ પ્રખ્યાતિને પામેછે.

એવું શ્રેષ્ઠપણાએ કરી અર્જુન ભાષણ કરતો છતાં યોદ્ધાઓમધ્યે શ્રેષ્ઠ એવો રાધેય, (કર્ણ) પોતાના કાળપૃષ્ટ નામના ધનુષ્યનેવિષે બાણનું સંધાન કરતો હવો. તે સમયે નિરંતર સંપૂર્ણ લોકોને શ્રવણે કરીને જેના ગુણો પ્રખ્યાતછે એવો કર્ણ, ધનુષ્યની પ્રત્યંચાને આકર્ષણ કરી પોતાના કાનની પાસેના ભાગે લેતો હવો, અને કર્ણે તે ધનુષ્યની પ્રત્યંચાનું આકર્ષણ કરચું છતાં તેનાથી અત્યંત ભયંકર અને યુદ્ધના ઉત્સાહનેમાટે હર્ષ પમાડનાર એવો ટણત્કાર શબ્દ, અટ્ટ-

હાસ સરખો ઉત્પન્ન થતો હવો. તે સમયે કાનની પાસે પ્રાપ્ત થનારી કર્ણની મુષ્ટિ, પ્રફુલ્લિત થએલા ઉત્તમપ્રકારના કમળની કળી સરખીજ હોયના! એવી ભ્રાંતિને ઉત્પન્ન કરતી હવી. ત્યારપછી સમુદ્રના જળથી જેમ તરંગો ઉત્પન્ન થાયછે; કિંવા સૂર્યના બિંબથી જેમ કિરણો ઉત્પન્ન થાયછે, તેમ કર્ણના ધનુષ્યથી બાણ છૂટવા લાગ્યાં. તે સમયે નિરંતર યુદ્ધ કરવાના સંકેતે મળેલા સર્વ વીરોના યુદ્ધનેવિષે જય સંપાદન કરનારૂં એવું જે ગાન્ડીવ ધનુષ્ય-તેનેવિષે અર્જુન, અમોઘ (સફળ) એવાં બાણોને ધીમે ધીમે સંધાન કરવા લાગ્યો. તે સમયે સર્વ જગત્‌ને જીતનારો એવો અર્જુન, સંપૂર્ણ કૌરવોસંબંધી રાજાઓના જીવિતવ્યની આશાસહવર્તમાન ગાન્ડીવ ધનુષ્યની પ્રત્યંચાને આકર્ષણ કરતો હવો. તે સમયે યુદ્ધરહિત એવા સ્થળનેવિષે પણ આ અર્જુનની સંમુખ રહેનારૂં જે હું-તેના ગુણને એટલે સદ્‌ગુણને અથવા પ્રત્યંચાને આ અર્જુન ગ્રહણ કરે છે" એવું જાણીનેજ જાણે હોયના! તેમ સુવંશથી એટલે ઉત્તમ વંશથી અથવા ઉત્તમ પ્રકારના વાંસથી ઉત્પન્ન થએલું એવું અર્જુનનું ગાન્ડીવધનુષ્ય અત્યંત નમ્ર થતું હવું. વળી તે સમયે "હે ત્રૈલોકનેવિષે રહેનારા લોકો, તમો સર્વ આ અર્જુનની બાહુકળાને જુઓ" એવું ટણતકાર શબ્દોના નિમિત્તે કરી ગાન્ડીવધનુષ્ય જાણે બોલવા લાગ્યું હોયના! એવું ભાસવા લાગ્યું. તે સમયે જેનો હસ્ત, કર્ણને એટલે કાનને ભૂષણભૂત છે એવા અર્જુનના હસ્તનખની કાંતિના અંકુરોએ કરી ધનુષ્યને પણ શોભા ઉત્પન્ન કરનારૂં એવું એકજ બાણ, અનેક બાણો સરખું ભાસવા લાગ્યું. તે સમયે બાણોને છોડીને જેની આંગળીઓ ઊર્ધ્વ થઇઓ છે એવો અર્જુનનો હાથ, સર્વ જગમાં એક ધનુર્ધારીરૂપ જે કીર્તિ-તેનોજ હસ્ત હોયના! એવો શોભવા લાગ્યો. તે સમયે "તારાવિના બીજા કોઈના ધનુષ્યની પ્રત્યંચા આવડી લાંબી કહીં પણ નથી" એવી અર્જુને જેની સ્તુતિ કરેલીજ હોયના! એવી ગાન્ડીવધનુષ્યની, સ્તુતિએ કરી સંતોષ પામેલી પ્રત્યંચા-તે અર્જુનના પ્રકોષ્ઠ (કાંડા)નેવિષે શબ્દ કરતી હવી. તે સમયે તે અર્જુન અને કર્ણ, સ્થિર રહેનારી બીજી મુષ્ટિને પણ ધારણ કરનારાજ હોયના! એવા ચિત્રનેવિષે ચિતરેલા પુરૂષો સરખા અને જેઓનું ભાથામાંથી બાણોનું ગ્રહણ કરવું અને ધનુષ્યનેવિષે સંધાન કરવું એ કોઇએ પણ જોયું નથી; એવા તે બંને શોભતા હતા. તે સમયે સર્વ ભુવનોનેવિષે એક જે ધનુર્ધારીપણુ-તેની જે કીર્તિ-તેના કોળાહળજ જાણે હોયના; એવા તે અર્જુન અને કર્ણના ધનુષ્યની પ્રત્યંચાના શબ્દો-તેઓએ સંપૂર્ણ દિગ્‌મંડળ આક્રમણ કર્યું. તે સમયે "આ યુદ્ધનો સંરંભ અવલોકન કરી આ દિશાઓરૂપી સ્ત્રીઓ મૂર્ચ્છાને ન પામે" એવું જાણીનેજ જાણે હોયના! તેમ તે અર્જુન અને કર્ણ-એ બંને જણોએ પોતાના બાણોના સમુદાયે કરી સર્વ દિશાઓ આસપાસ આચ્છાદન કરીઓ. તે સમયે પ્રતિશત્રુએ કરેલા બાણોના શબ્દોને "તત-

ક્ષણ આપણ તેના કરતાં બમણા શબ્દને કરનારાં છૈએ" એવાં પરસ્પર સ્પર્ધા કરનારાં તે બંનેયનાં બાણો, ગવૈયાઓની રીતિને પ્રખ્યાત કરતાં હવાં. અર્થાત્, બે ગવૈયાઓ ગાવા લાગ્યા છતાં એકના આલાપ કરતાં બીજાનો બમણો આલાપ જેમ થાયછે; તેમ અર્જુનના બાણો કરતાં કર્ણના બાણોનો બમણો ઝણત્કાર શબ્દ, અને તેના કરતાં પણ ફરી અર્જુનના બાણોનો બમણો ઝણત્કાર શબ્દ થવા લાગ્યો: તે સમયે તે બંનેનું શુદ્ધ એવું યુદ્ધકર્મ જોઇને અપ્સરાઓના સમુદાયે પરસ્પરના મસ્તકનેવિષે નાખેલી પુષ્પમાળાઓને તે બંને વીરોના ધનુષ્યથી ઉત્પન્ન થએલા બાણોના મંડપે સહન કરીઓ નહીં; એટલે તે બંનેયના મસ્તકનેવિષે તે પુષ્પમાળાઓ ન પડવા દેતાં તે બાણમંડપે આકાશનેવિષે સ્તંભન કરીઓ. તે સમયે રક્તે કરી જેઓના દેહ નહવાઈ ગએલા છે એવા તે કર્ણાર્જુન, જેનેવિષે સ્પષ્ટ પ્રેમ છે એવી વીરશ્રીના કટાક્ષોએ જાણે જોએલાજ હોયના! એવા અતિશય શોભવા લાગ્યા.

ત્યારપછી અતિશય જે બાહુપરાક્રમ, તેણે કરી જેનો વિસ્તાર અતિ દુ:સહછે, એવી કર્ણના બાણોની પંક્તિ, સંપૂર્ણ આકાશને આચ્છાદન કરતી હવી. તે સમયે કર્ણના બાણોએ અર્જુનનો આચ્છાદન કરેલો રથનો માર્ગ, રથ, સારથિ, ધ્વજ અને અર્જુનનો દેહ પણ કોઇએ અવલોકન કર્યો નહીં. તે સમયે કર્ણની તે, ધૂમસના સમુદાય સરખી જે બાણોની પંક્તિ-તેને સૂર્યના કિરણો સરખાં અર્જુનનાં બાણો, તતકાળ દૂર કરતાં હવાં-તે સમયે અર્જુન, ઇચ્છા પૂર્વક કર્ણના બાણોરૂપ પત્રસમુદાયને છેદન કરવા લાગ્યો છતાં કર્ણરૂપ વૃક્ષ, જેની છાંયા અત્યંત નાશ પામીછે એવો થતો હવો. ત્યારપછી શિશિરઋતુ (પાનખરઋતુ) સંબંધી વાયુ સરખા કર્ણના બાણોનો વાયુ મંદ થયો છતાં; અને દક્ષિણવાયુ સરખો અર્જુનનો બાણવાયુ વૃદ્ધિ પામવા લાગ્યો છતાં, કર્ણની આસપાસ રહેનારા કૌરવો, કુંદવૃક્ષ સરખા असुमनस् એટલે પુષ્પરહિત અથવા ખિન્ન ચિત્ત થતા હવા, અને અર્જુનની આસપાસ રહેનારા પાંડવો તે ચંપકવૃક્ષ સરખા અત્યંત "विकासं" એટલે પ્રફુલ્લિતપણુ અથવા પ્રકાશને પામતા હવા. ત્યારપછી અર્જુનના બાણોએ કરી કેવળ અંધના સરખી દશાને પામનારો અંગભૂપતિ જે કર્ણ તે-જેનું મહા સામર્થ્યછે એવા પન્નગ નામના અસ્ત્રનો પ્રયોગ કરીને છોડતો હવો. ત્યારપછી તે અસ્ત્રથી વિષની જ્વાળાઓ સરખી જેઓની જીહ્વાઓ ભયંકર છે એવા અને વિજળીના સમુદાયે ભૂષિત થએલો જે મેઘ તેના સરખા શ્યામવર્ણ, એવા ઉત્પન્ન થએલા સર્પોએ, સર્વ દિશાઓ આચ્છાદન કરીઓ. તે સમયે સર્પોના નિમિત્તે કરીને સર્વ રાત્રિના અંધકારરૂપ તરંગો એકત્ર થઈ સૂર્યનો પરાભવ કરવા માટે જાણે પ્રાપ્ત થયા હોયના! એવા તે સર્પો શોભવા લાગ્યા. એ પ્રકારે કરી સર્પરૂપ મેઘે તત્કાળ સૂર્યનું તેજ પ્રાશન કર્યું છતાં તે સર્પોના ફેણનેવિષે રહેનારા

મણીઓ, ખદ્યોત સરખા શોભતા હવા. એવો સ્વર્ગ અને ભૂમિનું આચ્છાદન કરનારો અંધકાર પ્રવૃત્ત થયો છતાં તે સમયે જેનો નવીન ઉદયછે એવા ચંદ્રસરખા અર્જુનનો ઉદય શોભવા લાગ્યો. તે સમયે અર્જુનને આસપાસ ઉપદ્રવ કરવા માટે જેઓનું મન નિશ્ચય કરેલુંછે અને યથેચ્છપણે મહાત્વરાએ સાક્ષાત પ્રાપ્ત થએલા આપત્તિરૂપ વીરોજ હોયના! એવા તે સર્પો સંચાર કરવા લાગ્યા. તે સમયે ત્રૈલોક્યને અત્યંત ભય ઉત્પન્ન કરનારા તે સર્પોને અવલોકન કરી શ્રીકૃષ્ણ, અર્જુનના બંધુઓ જે ધર્મરાજાદિક પાંડવો-એઓના નાશની શંકાએ વ્યાકુળ થતા હવા.

ત્યારપછી તે પન્નગાસ્ત્રનો સંહાર કરવા માટે ગરૂડ જેનો દેવતાછે એવા બાણને અર્જુન, તતકાળ ધનુષ્યનેવિષે સંધાન કરતો હવો. તે સમયે તે ભુજંગશ્રેષ્ઠો, દુષ્ટનીતિએ જેઓની વૃત્તિ યુક્ત થએલી છે એવા દુષ્ટ પુરૂષના ઉદય સરખા કોઈ પણ નામરહિત ઠેકાણે ગમન કરતા હવા. અર્થાત્ તે ભુજંગશ્રેષ્ઠો, અર્જુને ગરૂડાસ્ત્ર મૂક્યું છતાં ક્યાં જતા રહ્યા તેની પણ કોઈને ખબર પડી નહી: ત્યારપછી કર્ણના ચિત્તનેવિષે પ્રવિષ્ટ થએલા અજ્ઞાનના સમુદાય સરખું કર્ણે છોડેલું અંધકારસમુદાયરૂપ શસ્ત્ર, સર્વ જગતને આચ્છાદન કરતું હવું. તે સમયે અર્જુને, સૂર્યોદયરૂપી શસ્ત્ર છોડીને તે સંપૂર્ણ અંધકારનો નાશ કર્યો. એવા સાક્ષાત્ વિજયરૂપ તે અર્જુનનેવિષે તે અંધકારરૂપ શસ્ત્ર લય પામ્યું છતાં, અને ઘટોત્કચના વધે કરી શક્તિ પણ નિકળી ગઈ છતાં કર્ણ, "અર્જુનથી આપણા દેહનો લય થવાનો છે" તેનો, કૌરવોના ભાગ્યના ભંગનો અને "પાંડવોને સંપત્તિ પ્રાપ્ત થશે" એ ત્રણ વાતનો નિશ્ચય કરતો હવો. પછી મહાપરાક્રમી એવો કર્ણ, અર્જુનથી પોતાના મૃત્યુનોજ નિશ્ચય કરી બાણોના સર્વ સામર્થ્ય કરી યુદ્ધ કરવામાટે આરંભ કરતો હવો. ત્યારપછી "આ બંને વીરોમાંથી કોનો આશ્રય મારે કરવો?" એવા સંદેહે યુક્ત થએલી જયલક્ષ્મીએ અવલોકન કરેલા તે કર્ણનો અને અર્જુનનો ભયંકર સંગ્રામ થતો હવો. તે સમયે તે કર્ણાર્જુનનાં છૂટેલાં બાણોના સમુદાયથી ભયે કરીને સર્વ દેવોએ આકાશથી દૂર પલાયન કર્યું, દિગ્ગજોએ દિશાઓનેવિષે દૂર પલાયન કર્યું અને ભૂચરોએ ભૂમિનેવિષે દૂર પલાયન કર્યું. તે સમયે ભયે કરી અત્યંત ભ્રમ પામેલા તે બંને સૈન્યનો, પ્રલયકાળનેવિષે અત્યંત ક્ષોભ પામેલો જે સમુદ્ર-તેના પાણીનો જે શબ્દ-તેના સરખો ભયંકર એવો મહા તુમુલ શબ્દ ઉત્પન્ન થતો હવો. તે સમયે તે સેનાના કોળાહળે કરી પલાયન કરનારા બાલ્હીકદેશના અશ્વોએ, પોતાના ચરણે કરી પ્રહાર કરેલા અને તે અશ્વોના પલાયનસમયે, માર્ગનેવિષે તે રથોના ધ્વજોની ઊંચાઇ કરતાં નીચે રહેનારી જે વૃક્ષોની ડાળીઓ, તેણે કરી જેઓના ધ્વજો ભગ્ન થએલાછે, એવા કેટલાક રથો, તે ઊપર બેસનારા રથિઓના મનોરથ સહવર્તમાન ભગ્ન કર્યા. તે જોઇને અકસ્માત્ ભડકેલા કેટલાએક હાથીઓ, પોતાના ઉન્નણે કરીને જેઓએ

પોતાની ઉપર બેઠેલા મહાવતોને નાશ પમાડ્યા છે; એવા હોતા થકા તે રણસ્થળથી પલાયન કરવા લાગ્યા. તે સમયે કર્ણ અને અર્જુન-એ બંનેના રથના ભડકેલા અશ્વોને, શલ્યરાજા અને શ્રીકૃષ્ણ-એ બંને, પોતાની સારથ્યકળાએ અને બળાત્કારે ઉત્તમ પ્રકારે કરી તે યુદ્ધ-સ્થળનેવિષે સ્થિર કરતા હવા. ત્યારપછી સંપૂર્ણ સેના પલાયિત થઈ છતાં તે વીરોમધ્યે કુંજર એટલે હાથી અથવા શ્રેષ્ટ અને યુદ્ધનેવિષે આસક્ત એવા તે કર્ણ અને અર્જુન, અરણ્યનેવિષે યુદ્ધ કરવામાટે આસક્ત થએલા એવા બે હસ્તિઓ સરખા શોભતા હવા.

ત્યારપછી એવી રીતિએ તે યુદ્ધની ગડબડ ચાલી છતાં એટલામાં કર્ણનો રથ, ચક્રના મધ્યભાગપર્યંત ઉતાવળેજ, જેમ અન્યાયનેવિષે ધર્મ બૂડેછે તેમ પૃથ્વીનેવિષે નિમગ્ન થયો. તે સમયે સારથ્યકળાનેવિષે નિપુણ એવા શલ્યે પ્રેરણા કરેલા અશ્વો પણ, તે રથનો ઉદ્ધાર કરવા માટે, અજ્ઞાનનેવિષે નિમગ્ન થએલા વિવેકને જેમ દુષ્ટ બુદ્ધિ પુરૂષ, ઉદ્ધાર કરવા માટે સમર્થ થતો નથી તેમ સમર્થ થયા નહીં. તે સમયે જેનું ચિત્ત ચિંતાએ વ્યાપ્ત થયું છે અને જેનો મુખ ચંદ્ર નિસ્તેજ થયો છે એવો પણ તે કર્ણ, ગર્વ કરી રથનો ઉદ્ધાર કરવા માટે પોતાના બાહુબ-ળનોજ આશ્રય કરતો હવો. ત્યારપછી તે રથનો ઉદ્ધાર કરવા માટે ઇચ્છા કરનારો તે કર્ણ પોતે રથ ઉપરથી નીચે ઉતરચો. અને તે સમયે અર્જુન, મહા ઉત્સાહપ્રત્યે આરોહણ કરતો હવો. અર્થાત્ મહા આનંદ પામતો હવો. ત્યારપછી જેણે પ્રાણને વ્યાકુળ કરચા છે એવા બાણોના સમુદાયને વરસાવનારા અર્જુનપ્રત્યે કિંચિત દીનપણુ ધારણ કરનારી વાણીએ કર્ણ, ભાષણ કરતો હવો.

કર્ણ—હે અર્જુન, તું ક્ષત્રિયધર્મને ઉત્તમ પ્રકારે કરી જાણે છે; એ માટે તે ક્ષત્રિયધર્મને અયોગ્ય એવું આ સમયે મારા ઉપર બાણવૃષ્ટિ કરવાના કર્મને તું કરીશ નહીં. કારણ, સત્વ-શાલી પુરૂષ છે તેનો યુદ્ધ ન કરનારા પુરૂષનેવિષે પ્રહાર પડતો નથી. એવું છતાં હે વીર, જો આ ક્ષત્રિય ધર્મને તું પણ લોપ કરવાની ઇચ્છા કરેછે તો જેનો કોઈ રક્ષક નથી એવો આ ક્ષત્રિયધર્મ ક્યાં રહેશે! એ માટે એક મુહૂર્તપર્યંત તું મારી વાટ જો; અને ભૂમિમધ્યે નિમગ્ન થએલા આ મારા રથને જ્યાં સુધી હું ઉદ્ધાર કરૂં ત્યાં સુધી અત્યંત તીક્ષ્ણ બાણો મારા ઉપર છોડીશ નહીં. એ પ્રકારે કરી દીનપણે ભાષણ કરનારા તે કર્ણપ્રત્યે મદ્રાધિપતિ શલ્યરાજા એવું ભાષણ કરવા લાગ્યો.

શલ્ય—હે કર્ણ, આ દીનવાણીએ કરી તેં પોતાનું કુળ લજાવ્યું નથી શું? મહા પ્રાણસં-દેહ પ્રાપ્ત થયો છતાં પણ, જે ક્ષત્રિ છે તે શત્રુના અગ્રભાગે તારા સરખાં દીન વચન કોણ ભા-ષણ કરશે? અર્થાત્ કોઈ કરનાર નથી. એ ઉપરથી એવું લાગે છે કે, જે દુર્યોધને કાયરનો શિરોમણી અને શિયાળના સરખો એવો જે તું તે તારેવિષે સિંહની સંભાવના કરી; તે દુર્યોધન

નિશ્ચયે કરી દુર્બુદ્ધિ છે. અથવા જે કારણ માટે તું શત્રુના અગ્રભાગે આવી દીનવાણી બોલેછે એ માટે તે માનનું કેવલ ઘર એવો દુર્યોધન, તારો મિત્ર છે એવું હું માનતો નથી.

એવી શલ્યના સરખી શલ્યરાજાની વાણીએ કરી જેની શક્તિ ગલિત થઈ ગઈ છે એવા કર્ણપ્રત્યે હાસ્યે કરી જેના અધરોષ્ઠ તેજઃપુંજ છે એવા કંસના શત્રુ શ્રીકૃષ્ણ ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે રાધેય, ધર્મનું સર્વસ્વ તારાવિના બીજો કોણ જાણે છે!! મને તો એવું લાગે છે કે તારેવિષે સાંપ્રતકાળે ધર્મશાસ્ત્રનાં સર્વ રહસ્ય અત્યંત વૃદ્ધિ પામે છે!! પરંતુ તે ધર્મશાસ્ત્રનાં સર્વ રહસ્ય અભિમન્યુના વધ સમયે તું વિસરી ગયો. કારણ, તે સમયે તે અભિમન્યુને તમે સર્વ જણોએ મળી અધર્મે કરી વધ કરચો. એ માટે ખળ પુરૂષ છે તે પોતાની વિપત્તિનેવિષે માત્ર અત્યંત સર્વ ધર્મનું તત્વ જાણનારા હોય છે; પરંતુ બીજાની આપત્તિનેવિષે તો ધર્મ એ અક્ષર કેટલા છે એવું પણ જાણતા નથી. તે ધર્મને તે ખળ પુરૂષો જળાંજળિ છોડે છે. અર્થાત, સર્વ ધર્મનો ત્યાગ કરેછે, અને પોતાનું કાર્ય સાધે છે:

એ પ્રમાણે કિંચિત હાસ્યપૂર્વક શ્રીકૃષ્ણ, કર્ણની નિંદા કરી, અને પછી તે કર્ણની વાણીએ યુદ્ધને માટે સ્તબ્ધ થયા સરખા જેના બાહુ છે એવા અર્જુનપ્રત્યે તે શ્રીકૃષ્ણ ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે અર્જુન, હે અર્જુન, તું કર્ણના ઉપર બાણોને કેમ છોડતો નથી? તારા પુત્ર અભિમન્યુનો દ્રોહ કરનારા આ કર્ણશત્રુએ કરેલી તારી જે સ્તુતિ-તે આરંભે કૃપારૂપી છતાં આગળ તાપ ઉત્પન્ન કરનારી છે. આ કર્ણ ફરી રથ ઊપર આરૂઢ થયો છતાં અત્યંત દુ-ર્જય થશે. પછી ગુફાના અંતર્ભાગનેવિષે સંચાર કરનારા સિંહને કોણ પુરૂષ જીતશે? તે સિંહ જેમ જીતવા માટે અશક્ય છે; તેમ રથારૂઢ થએલો કર્ણ જીતવા માટે અશક્ય થશે. એ માટે સાં-પ્રતકાળે એ કર્ણને પ્રહાર કરવો એ ક્ષત્રિયકુળને કાંઈ અયોગ્ય નથી, અને એથી કરી કાંઈ ધર્મનો પણ લોપ થતો નથી. કારણ, પોતાના જયની ઇચ્છા ધારણ કરનારા પુરૂષે પોતાના બળવાન શત્રુને તો તેની સંકટદશાનેવિષેજ મારવો.

એવી શ્રીકૃષ્ણની વાણીએ ધનુષ્ય ધારણ કરનારો અર્જુન, મહાત્વરાએ કર્ણના ઊપર બાણ છોડીને તે કર્ણનું મસ્તક છેદન કરતો હવો. તે સમયે અત્યંત પ્રકાશ પામનારાં તે કર્ણના મસ્તકનાં જે (શ્રવણ) કાનનાં કુંડળ, તેની કાંતિએ કરી સુંદર એવું આકાશમાં ઊડનારૂં તે ચંપા-પતિનું મસ્તક, આકાશમાં સંચાર કરનારા સૂર્યનું તેજજ એક સ્થળે ગોળો થયું કે શું? એવું શોભવા લાગ્યું. અને તે કર્ણનું કબંધ "મેં મારૂં મસ્તક મિત્ર જે દુર્યોધન-તેને માટે સમર્પણ કરચું અને મારા બંધુઓ જે પાંડવો-તેઓને માટે પૃથ્વી સમર્પણ કરી" એવી પ્રીતિએ કરીને જાણે હોયના! તેમ તે નૃત્ય કરવા લાગ્યું. તે સમયે પાંડવોની સેનાપ્રત્યે આનંદરૂપી ચંદ્ર ઊદય

પામવા લાગ્યો, અને તત્કાળ કૌરવોરૂપી સૂર્યવિકાસિત કમળોનું વન, સંકોચ પામવા લાગ્યું. તે સમયે એકત્ર થએલા પાંડવોના સૈન્યસંબંધી હર્ષકોળાહળના તરંગોએ કૌરવોસંબંધી સૈનિકોના આક્રંદરૂપ કીટ વિશેષને પ્રાશન કરચાં. તે સમયે આકાશનેવિષે ઊરાડેલા કર્ણના મસ્તકને અવલોકન કરી રાહુએ જાણે ગ્રસ્ત થયો હોયના! એવો સૂર્ય, અસ્તાચળના અરણ્યનેવિષે પ્રવેશ કરતો હવો. અર્થાત્ સૂર્યાસ્ત થયો: તે સમયે આકાશમાં સંચાર કરનારા કર્ણના મસ્તકથી બે કુંડળો ભૂમિતળનેવિષે પતન પામ્યાં. તે સમયે સૂર્યથી ભૂમિતળનેવિષે પ્રાપ્ત થએલું પ્રતિબિંબજ હોયના! એવાં તે શ્રવણકુંડળોને ભીમસેન ગ્રહણ કરતો હવો.

એ પ્રકારે સૂર્ય સરખો કર્ણ પણ અસ્ત પામ્યો છતાં અત્યંત અંધકારે યુકત એવા કૌરવો—જેઓનું પરાક્રમમંદ થઈ ગયુંછે એવા હોતા થકા પોતાના નિવાસસ્થળનેવિષે ગમન કરતા હવા. અને જેઓનો મુખચંદ્ર અત્યંત ઉદય પામ્યોછે અને જેઓના ચરણ, સંચાર કરવા માટે ચતુરછે એવા પાંડવો યથેચ્છપણે પોતાના નિવાસસ્થાનનેવિષે ગમન કરતા હવા.

ત્યારપછી તે અવાસનેવિષે તે ભીમસેને લીધેલા કુંડળોએ કુંતીના ચરણદ્વયનું પૂજન કરી કર્ણના વધે કરી સંતુષ્ટ થએલા તે પાંડવો, કુંતીમાતાને પ્રણામ કરતા હવા. તે સમયે તે કુંતી નિઃસંદેહ પણે તે કુંડળો પોતાનાં છે એવું જાણીને અકસ્માત વારંવાર ઉષ્ણ કરતાં પણ અતિઉષ્ણ એવાં દુઃખાશ્રુનાં બિંદુઓને વરસાવતી હવી. તે સમયે તે કુંતીપ્રત્યે ધર્મરાજા આવી રીતે ભાષણ કરતા હવા. હે માતા, આ આનંદરૂપ પર્વનેવિષે અકાળેજ તને શોક કરી આ કવી અને કોણ વ્યાકુળતા પ્રાપ્ત થઇછે? આજ અર્જુનરૂપી અગસ્તઋષિએ કર્ણરૂપી મહાસમુદ્રનો ઘુંટડો કરચો છતાં હે દેવી, તારા પુત્રોએ નિશ્ચયે કરી શત્રુઓએ આક્રમણ કરેલા દ્વીપનો જયજ કરચોછે, એવું છતાં તું અકસ્માત્ પ્રાપ્ત થનારી દુઃખસૂચક અશ્રુઓની વૃષ્ટિએ અમારા મુખ કમળોની વિકાશ પામેલી શોભાને કાં વારૂ લોપ કરેછે?

એવું યુધિષ્ઠિરનું વચન શ્રવણ કરી કુંતી ક્રોધે કરી ગદ્ગદાક્ષર એવું પોતાના પુત્રો પ્રત્યે ભાષણ કરવા લાગી કે હે વત્સો, સાંપ્રતકાળે મંદભાગ્યણી એવી હું તમને શું કહું વારૂ? એ કર્ણ, પાંડુરાજાના તેજનો પ્રથમ અંકુર, અર્થાત્ પાંડુરાજાનો પ્રથમપુત્ર હોઇને તમારો સહોદર બંધુ અને પરાક્રમરૂપ પાણીનો સમુદ્ર એવો હતો: પરંતુ કોઇએક કારણને માટે એ કર્ણ જન્મતાંજ મેં તેના કાનનેવિષે આ કુંડલો ઘાલીને આ કુંડળોએ કરીજ એનું રક્ષણ થાય એવી વ્યવસ્થા કરી તત્કાળ એનો પરિત્યાગ કરચો.

એવું કુંતીનું ભાષણ શ્રવણ કરી "હેમાતા, જે કારણે એ પુત્રનો તેં ત્યાગ કરચો તે કારણ શું હતું વારૂ? એવું, જેઓનું ચિત્ત આશ્ચર્યે યુકતછે એવા પાંડવોએ પૂછચું છતાં તે સમયે સ્ત્રી

સ્વભાવે કરી લજ્જાયમાન થઈ કુંતી કાંઈપણ ઉત્તર દીધા વિના સ્તબ્ધ રહી છતાં નાનપણે કરણના ત્યાગ કરવાનું સંપૂર્ણ વૃત્તાંત શ્રીકૃષ્ણ, પાંડવોના કાનનેવિષે કથન કરતા હવા.

ત્યાપછી પોતાના બંધુના નાશે કરી જેઓને અત્યંત ખેદ સ્ફુરણ પામ્યો છે; એવા પાંડવો ફરી કૃષ્ણપ્રત્યે ભાષણ કરવા લાગ્યા કે, "હે કૃષ્ણ, કર્ણનું પૂર્વ વૃત્તાંત તમને જો આ માલમ હતું તો આ કાળપર્યંત તમોએ અમને કાં કહ્યું નહીં વારૂ? અને તમે આ ભ્રાતૃહત્યા અમારી કને શા માટે કરાવી? હવે અમારા આ પાતકની શુદ્ધિ ક્યાં થશે?

એવું ભાષણ કરી પોતાના બંધુની હત્યાએ કરી જેઓનાં ચિત્ત દુઃખિત થયાં છે એવા તે પાંડવોપ્રત્યે શ્રીકૃષ્ણ, ભ્રૂકુટિના ચાલને કરી સ્પષ્ટ એવું ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે પાંડવો, તમે પાતકરહિત એવા આ કાર્યનેવિષે વ્યર્થ દુઃખ શા માટે પામો છો વારૂ? બાહુપરાક્રમી વીરોનો, પોતાને મારનારો તે શત્રુ હો, કિંવા મિત્ર હો કિંવા બંધુ વિગેરે ગમે તે હો તોપણ તેનો વધ કરવો; એવો ધર્મ છે. અને આ યુદ્ધ થવા પહેલાં તમારા દૂતકૃત્યને માટે હસ્તિનાપુરનેવિષે ગએલો જે હું-તેણે એકાંત સ્થળે કર્ણપ્રત્યે કાંઇક વૃત્તાંત કહીને નાના પ્રકારે કરી ભાષણ કર્યું. તે એવું કે "હે કર્ણ, સાંપ્રતકાળે તારે તારા સહોદર જે પાંડવો-તેઓની સંગત કરવી યોગ્ય છે. તે પાંડવોના શત્રુ જે આ કૌરવો-તે સેવન કરવા માટે તને યોગ્ય નથી." એવાં મારાં વચન સાંભળી તે કર્ણ મારીપ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે "હે હરે, તે દુર્યોધનને છોડવા માટે હું યોગ્ય નથી. કારણ, જે દુર્યોધને મને મહોટો અધિકાર આપી કર્ણ કર્ણ એવી સર્વ ઠેકાણે પ્રખ્યાતિને પમાડેલો છે. એવું છતાં જે પુરૂષ પોતાના સ્નેહયુક્ત મિત્રને તેનો આપત્તિકાળ પાસે આવ્યો છતાં તેને છોડે છે તે પુરૂષને સાધુપુરૂષો, મહોટા લોકોમાં સ્વલ્પ પણ મોટાપણ આપતા નથી. અર્થાત્ તે પુરુષ સર્વમધ્યે નીચપણુ પામે છે: ગ્રહણ સમયે પોતાના કિરણોનો પણ ત્યાગ કરનારા સૂર્યનું. વિદ્વાનપુરૂષો કેવળ શ્રેષ્ટપણુજ વર્ણન કરેછે એટલુંજ નહીં પણ તેનું મિત્ર એ નામ ગ્રહણવ્યતિરેક સમયનેવિષે પણ નિરંતર વર્ણન કરેછે. એ કારણ માટે આ દુર્યોધનના કાર્યસારૂં હું પ્રાણનો પણ નિશ્ચયે કરી ત્યાગ કરવા માટે યોગ્યછું; પરંતુ તમને એવું કહુંછું કે મારા બંધુઓ જે ધર્માદિક પાંડવો-તેઓમાં અર્જુનવિના બીજા કોઇનો પણ હું વધ કરનાર નથી" એવો અર્જુનનેવિષે વૈરપણું ધારણ કરનાર તે કર્ણનો એવો નિશ્ચય જાણી મેં તમોને કહેવા માટે યોગ્ય એવું પણ આ વૃત્તાંત કથન કર્યું નહીં. કારણ, આ વૃત્તાંત અર્જુનને માલમ પડ્યું છતાં બંધુના સ્નેહે કરી વિહ્વળતાને પામેલો આ અર્જુન, જો કર્ણે માર્યો હોતતો અર્જુન મરણ પામ્યો છતાં તમારૂં શું કલ્યાણ થાત? એ માટેજ મેં તે વૃત્તાંત તમને કહ્યું નહીં. એવી સારંગપાણિ જે શ્રીકૃષ્ણ-તેમની વાણી સાંભળીને દુઃખાશ્રુએ કરી જેઓનાં

નેત્રો પરિપૂર્ણ થયાં છે એવા તે પાંડવો, કર્ણની સંપૂર્ણ ઉત્તરક્રિયા કરતા હવા. તે સમયે જેઓનો શોકસમુદાય થોડોક શાંત થયો છે; એવા પાંડવો, થોડોક વિશ્રામ લેતા હતા, એટલામાં મહાકાંતિના સમુદાયે કરી જેઓએ રાત્રીસંબંધી અંધકાર દૂર કરચો છે એવા, છત્રસરખાં વિસ્તારયુક્ત એવાં ફણિમંડળોએ ભૂષિત થએલા અને દિવ્યમૂર્તિ ધારણ કરનારા એવા પોતાના અગ્રભાગને વિષે પ્રાપ્ત થએલા કેટલાક નાગકુમારદેવોને તે પાંડવો, અવલોકન કરતા હવા. ત્યારપછી જેઓએ પોતાના હસ્તો જોડેલા છે એવા તે નાગકુમારદેવોએ પંચાંગે કરી ભૂમિતળનેવિષે વંદન કરી ધર્મરાજાની પ્રાર્થના કરીકે "હે દેવ, પૂર્વે દિવ્ય એવા નાગેંદ્રના સરોવરનેવિષે રહેનારા જે અમો, તેમણે તમારૂં બંધન કરી જીવતા એવા તમને નાગેંદ્રની પાસે લઈ ગયા હતા; તે નાગકુમારનાદેવો અમો છેએ. તે સમયે ઇંદ્રના આજ્ઞાધારક દેવે તમારૂં વૃત્તાંત નાગેંદ્રને જણાવ્યું છતાં તે નાગેંદ્રે તમોને બંધનથી મુક્ત કરચા; અને ક્રોધે કરી અમોને તે નાગેંદ્રે પોતાના દ્વારનેવિષે પ્રવેશ કરવાનો નિરોધ કરચો; તે સમયે તમારા કહેવાથી "યુદ્ધનેવિષે કર્ણનો પરાજય કરનારા અર્જુનની એઓ સહાયતા કરશે ત્યારપછી એઓએ મારા દ્વારનેવિષે પ્રવેશ કરવો" એવી નાગેંદ્રની આજ્ઞા પ્રમાણેસાંપ્રતકાળે કર્ણના રથના ચક્રદ્વયને પૃથ્વીતળનેવિષે નિમગ્ન કરનારા એવા અમોએ, અર્જુનની કર્ણવધ માટે સહાયતા કરી. હવે તમે સવારે પ્રાતઃકાળે નિઃસંશયપણે પરિવાર સહવર્તમાન દુર્યોધનને યુદ્ધનેવિષે મારીને યુદ્ધરૂપ સમુદ્રના પરતીરને પામનારા થશો. એ માટે હવે અમોને આજ્ઞા કરો એટલે આ અમૃતરસતુલ્ય તમારો જે જયાનંદ, તે રૂપ ભેટ ગ્રહણ કરી અમે નાગરાજપ્રત્યે જઈ તેમને અવલોકન કરીએ." એવું તે નાગદેવોનું ભાષણ શ્રવણ કરી તે નાગદેવોની સત્કારક્રિયા જેમણે યથાયોગ્ય કરી છે એવા ધર્મરાજા, ભીમસેનાદિકોએ આદરપૂર્વક અવલોકન કરેલા તે નાગદેવોને પોતાના સ્થળનેવિષે ગમન કરવા માટે સંબોધનપૂર્વક આજ્ઞા દેતા હવા.

અહીંયાં દુર્યોધન, યુદ્ધ સમુદ્રનેવિષે નાવિક એવા કર્ણનો શોક કરતો થકો પોતાના શિબિર મધ્યે આવીને પલંગનેવિષે અધોમુખ થઇને પતન પામતો હવો. તે સમયે વીંછી સરખો, કિંવા મૂર્છિત સરખો, કિંવા ગતપ્રાણ સરખો તે દુર્યોધન, કાંઈ ન જોતો હવો, કાંઈ ન સાંભળતો હવો અને કાંઇપણ ન જાણતો હવો. તે સમયે એવી રીતે શોકે તે દુર્યોધનને ગળી નાખ્યો છતાં તેની સંપૂર્ણ સેના પણ અત્યંત શોકમય થતી હવી. કારણ, સૂર્ય છે તે, અંધકારે વ્યાપ્ત થઈ ગયો છતાં સર્વ પૃથ્વી અંધકારમય થતી નથી શું? ત્યારપછી તે દુર્યોધન શ્વાસોશ્વાસે કરી વિકળ થએલો અને જેનાં નેત્રો મિચાઈ ગએલાં છે એવો હોતો થકો ક્ષણમાત્ર મૂર્ચ્છા પામતો હતો, ક્ષણમાત્ર પોતાના વક્ષસ્થળના તાડને કરી ઊંચસ્વરે મુક્તકંઠ હોતો થકો રૂદન કરતો હતો, હા કર્ણ!! હા કર્ણ!! એવી રીતે કર્ણનું નામ લઈ ક્ષણમાત્ર વિલાપ કરતો હવો, અને ક્ષણમાત્ર

તે દુર્યોધન, શોક કરી વ્યાપ્ત થઇને સ્તબ્ધજ રહેતો હતો. એ પ્રકારે કરી નવ નવા ઉત્પન્ન થએલા અશ્રુરૂપ શોકના તરંગોએ અત્યંતવશ થએલા તે કૌરવાધિપતિ દુર્યોધનપ્રત્યે દ્રોણાચાર્યપુત્ર જે અશ્વત્થામા, તે અતિશય ત્વરાએ આવીને સાક્ષેપ એટલે નિંદાપૂર્વક ભાષણ કરતો હવો.

અશ્વત્થામા—હે મહારાજ, તારો નિષ્કપટ એવો શૌર્ય ગુણ ક્યાં? અને હે વીર, વજ્રપાતને પણ જીતનારૂં એવું તારૂં બળ ક્યાં? જેણે પર્વતોના જડત્વને અપમાનિત કરચુંછે એવું તારૂં મોટાપણું ક્યાં? અને સમુદ્રના સર્વ ગર્વને નાશ કરનારૂં એવું તારૂં જે ગાંભીર્ય તે ક્યાં? જે કારણ માટે આવી રીતિએ તું શોક કરી વ્યાપ્ત હોતો થકો સ્ત્રી જેમ શોકે કરી વારંવાર મૂર્ચ્છા પામેછે તેમ વારંવાર મૂર્ચ્છા પામેછે, અત્યંત આક્રંદન કરેછે અને અત્યંત શોક કરેછે!! તો તારા સરખા પુરૂષનો પણ, આ શોક જો બળાત્કારે આક્રમણ કરશે તો અતિસ્વલ્પ પણ મલયાચળ સંબંધી જે વાયુ, તે મેરૂપર્વતને પણ ચલન કરશે. હવે "માહારો મોહોટો સહાયકર્તા કર્ણ થયો" એવું બોલી શોક કરેછે, તે ત્રૈલોક્યની સાથે મલ્લયુદ્ધ કરનારો એવો જે તું, તેને એ તો કેવળ લજ્જા ઉત્પન્ન કરનારોછે. જે કારણ માટે ધનુષ્યનું આકર્ષણ કરવા સારૂ શૂરપુરૂષનો જે જમણો હાથ તે ડાબા હાથની સહાયતા કરેછે, પરંતુ તેની સહાયતા કરવાથી તે અત્યંત લજ્જિત થાયછે. અર્થાત્, જમણે હાથે ડાબા હાથની, સહાયતા કરી છતાં પરાક્રમ કરનારો જે જમણો હાથ-તેને પાછો હઠાવી તે ડાબો હાથ, ધનુષ્યના આકર્ષણ માટે આગળ થાયછે; તેણે કરી જમણા હાથને લજ્જા પ્રાપ્ત થાયછે; તથાપિ જય તો દક્ષિણ હાથનોજ છે; તેમ હે દુર્યોધન! વામ હસ્ત સરખો કર્ણ, યુદ્ધમાં આગળ થયો અને મુઓ એથી કરી તને શોક પ્રાપ્ત થયો, પરંતુ જમણા હાથ સરખો જય સંપાદન કરનારો તો તુંજછે; એ માટે સાંપ્રતકાળે યુદ્ધના સીમનેવિષે તું પ્રાપ્ત થયો છતાં આકાશનેવિષે પ્રાપ્ત થનારા સૂર્યને જેમ અંધકાર દુર્જય નથી, તેમ તને પાંડવો દુર્જય નથી. એ પ્રમાણે તારી વાત તો એક કોરે રહી, પરંતુ જેનું બાહુ પરાક્રમ અતુલ્ય છે એવો મદ્રાધિપતિ શલ્ય પણ, યુદ્ધનેવિષે પાંડવોનો ખંડન કરવા માટે અત્યંત સમર્થ છે. એ માટે હે રાજન્, આસપાસનેવિષે વ્યાકુળ કરનારૂં શોકકર્દમરૂપ જે આ અજ્ઞાન-તેનું પ્રક્ષાલન કરીને એટલે એને ધોઈ નાખીને આ મદ્રાધિપતિ જે શલ્ય-તેને સેનાપતિ કરવા માટે તું યોગ્ય છે.

એવી અશ્વત્થામાની વાણીએ તત્કાળ તે દુર્યોધન, જેમ સૂર્યનો સારથી જે અરૂણ-તેની કાંતિએ સંપૂર્ણ જીવલોક રાત્રીને ધીમે ધીમે ત્યાગ કરેછે તેમ ધીમે ધીમે શોકનો ત્યાગ કરતો હવો; અને મદ્રાધિપતિ એવા તે શલ્યરાજાને, જયની ઇચ્છાએ સેનાધિપતિ કરતો હવો. જે કારણ માટે મનુષ્યની આશા અત્યંત દુશ્છેદ્ય એટલે દુઃખેકરી છેદન થાય એવી છે; તે છેદ પામેલી પણ, દુર્વાર જેમ ફરી અંકુર ધારણ કરેછે, તેમ આશા પણ એકવાર છેદન પામેલી છતાં ફરી

અંકુર ધારણ કરેછે. બીજે દિવસે એટલે યુદ્ધારંભના અઢારમે દિવસે અથવા યુદ્ધના છેલ્લા દિવસે પ્રાત:કાળે કૃતવર્મા, કૃપાચાર્ય, અશ્વત્થામા અને શકુનિ મામા ઇત્યાદિકોની સેનાએ યુક્ત થએલા એવા તે શલ્યરાજાને આગળ કરી કૌરવો રણભૂમિપ્રત્યે પ્રાપ્ત થતા હવા.

અહિંયાં ધર્મરાજા પણ, શલ્યતુલ્ય તે શલ્યને ઉન્મૂલન કરી પોતાના જયને નિરોગી કરવા માટે પોતાના બંધુઓ સહવર્તમાન તે કુરૂક્ષેત્રભૂમિપ્રત્યે યુદ્ધ કરવાસારૂં પ્રાપ્ત થતો હવો. ત્યારપછી બાણોએ કરી છેદન થનારાં એવાં જે સુભટોનાં કંઠ સંબંધી અસ્થિઓ-તેઓનો જે ટંકાર શબ્દ-તેજ જેનેવિષે મૃદંગ અથવા ઢોલનો ધ્વનિ છે એવો, અને કબંધોના તાન્ડવનૃત્યે કરી અત્યંત ભયંકર એવો યુદ્ધનો ઉત્સાહ થતો હવો. તે યુદ્ધનેવિષે કેટલાએક વીરોનાં બાણો, શત્રુઓના રક્તરૂપ મદ્યને, તે શત્રુઓના પ્રાણરૂપ ઉપદંશ એટલે લેહેજત સહવર્તમાન પ્રાશન કરી મદોન્મત્ત જાણે થયાં હોયના! તેમ ભૂમિતળનેવિષે અહીંતહીં લડથડીયાં ખાવા લાગ્યાં. તે સમયે "નાશવંત એવા આ પ્રાણે મેં કલ્પપર્યંત રહેનારા યશને વેચાતો લીધો." એવી પ્રીતિએજ જાણે હોયના! તેમ કોઇએક વીરપુરૂષનું કબંધ ઉદ્ધતપણે નૃત્ય કરતું હવું. તે સમયે ઉજ્જૃંભમાન એટલે વૃદ્ધિ પામનાર અથવા યુદ્ધના આવેશયુક્ત એવા જે पुन्नाग એટલે પુન્નાગવૃક્ષ અથવા પુરૂષશ્રેષ્ઠ અને संतान એટલે કલ્પવૃક્ષ અથવા તે પુરૂષશ્રેષ્ઠનો વંશ-તેનો જે रस એટલે મિષ્ટાદિક રસ અથવા શરીરમાંનું રક્તમાંસાદિક-તેઓને પ્રાશન કરનારાં અને જેઓના પંખોનો ફૂતકાર વિલાસ પામેછે એવાં બાણો, તે યુદ્ધભૂમિનેવિષે ક્રીડા કરતાં હવાં. તે સમયે નવીન તાપે કરી બર્ફના પર્વતથી ઓગળીને વહેનારા જે ઝરા, તેના ઉદકસરખા બાણ પ્રહારે કરી અંગમાંથી નીકળનારા જે રક્તના ઝરા-તેણે કરી કેટલાએક રાજાઓ શોભતા હવા. તે સમયે જેણે યુદ્ધનેવિષે શત્રુઓનાં સમુદાયને પલાયન કરાવ્યું છે એવો नकुल એટલે માદ્રિપુત્ર અથવા નોળીઓ-તે અનેક શત્રુઓરૂપ સર્પોનો ગ્રાસ કરતો હવો. તે સમયે તે નકુળનાં शिलीमुख એટલે બાણ અથવા ભ્રમર-તે શત્રુઓનાં હૃદયમધ્યે પ્રવેશ કરતાં થકાં તતકાળ શત્રુઓનાં મુખકમળોને સંકોચિત કરતાં હતાં; એ આશ્ચર્ય!! અર્થાત્ કમળમાં પ્રવેશ કરનારા જે ભ્રમર-તે તે કમળોને સંકોચિત કરતા નથી; પણ નકુળનાં બાણો, શત્રુઓના હૃદયરૂપ કમળમાં પ્રવેશ કરતાં થકાં તેઓના મુખકમળને સંકોચિત કરતાં હતાં: તે સમયે નકુળનાં બાણો શત્રુઓએ, જેમ સિંહના નખપાતને હસ્તિઓ સહન કરતા નથી તેમ સહન કર્યાં નહીં. એ પ્રકારે જેનો તીવ્ર પાતછે, એવા નકુળના બાણસમુદાયે કરી વ્યાકુળ કરેલા એવા પોતાના સૈન્યને અવલોકન કરી મદ્રાધિપતિ શલ્ય રાજા, ક્રોધના આવેશે કરી નકુળના અંગઉપર ધસતો હવો. તે સમયે મર્યાદાનું ઓલંઘન કરનારા સમુદ્રના તરંગો જેમ નદીને પરાંઙ્મુખ કરેછે તેમ મર્યાદાનું ઓલંઘન કરનારા તે શલ્યનાં

બાણોએ પાંડવોની સેના પરાંઙ્મુખ કરી. ત્યારપછી જેનું નિવારણ કરનારૂં કોઈ નથી એવો તે મદ્રાધિપતિ શલ્યરાજા, પાંડવોની સેનાના વ્યૂહને નાશ કરવા લાગ્યો છતાં ભ્રૂકુટિના ચાલને કરી જેમનું મુખ ભયંકર છે એવા શ્રીકૃષ્ણ, અજાતશત્રુ ધર્મરાજાપ્રત્યે ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે યુધિષ્ઠિર, તને સંપૂર્ણ લોકો યુધિષ્ઠિર એટલે યુદ્ધનેવિષે સ્થિર રહેનારો એવું જે કહેછે તે યોગ્ય છે. કારણ શત્રુએ આવી રીતિએ પ્રહાર કરેલા પોતાના સૈન્યને તું ઉપેક્ષા કરેછે. અર્થાત્, યુદ્ધનેવિષે શત્રુઓનો પરાભવ ન કરતાં કેવળ યુદ્ધ ચમત્કાર જોતો સ્થિર રહેછે: એ ઠીક નહીં. કારણ, ધર્માદિકની સ્થિતિને માટે જે સ્થિરપણું ધારણ કરવું, તે સ્થિરપણું પુરૂષને શ્રેષ્ટપણું આપેછે; પરંતુ સામે શત્રુ પ્રાપ્ત થયો છતાં ધનુષ્યનું ચપળપણું અને તેને ગુણારોપણ એટલે પ્રત્યંચા ચઢાવવી એજ ગુણ, વીરપુરૂષને મહોટાપણું આપે છે. વળી હસ્તિઓના સમુદાયનો રક્ષક જે ગજેંદ્ર, તેના દેખતાં બીજો કોઈ ગજ ત્યાં આવીને તે હસ્તિઓના સમુદાયને નાશ કરવા લાગ્યો છતાં મહા ક્રોધેકરી તે ગજેંદ્ર પણ પોતાના શત્રુનો પરાભવ કરેછે; અને તાહરા સૈન્યને તો તારા દેખતાં શત્રુઓ ચૂર્ણ કરેછે. એ તને કેવળ લજ્જા પ્રાપ્ત થતી નથી શું! અને આવી રીતિએ યુદ્ધનેવિષે સ્તબ્ધ રહેનારો તું, પૂર્વે સુદેષ્ણાની પાસે "તમારા પુત્રને શત્રુના ઉદરથી હું આકર્ષણ કરીશ," એવી ઉચ્ચારેલી પોતાની વાણીને શી રીતે સત્ય કરશે? અને આ સમયે આ શલ્ય, તારી સેનાનો નાશ કરેછે માટે તે અપરાધી પણ છે, એવું જાણતો છતાં અને તેની સાથે યુદ્ધ કરવા માટે ઉત્સુક છતાં પણ આ અર્જુન, તું યુદ્ધનેવિષે શલ્યનો વધ કરશે એવું સ્મરણ કરતો થકો બાણપંક્તિને છોડતો નથી. એ માટે હે યુધિષ્ઠિર, ઉતાવળે આ તારૂં સ્થિરપણું દૂર કરીને તું શૂરપણાનો સ્વીકાર કર; અને આ શલ્યરાજાને બળાત્કારે યમના દાસપણાને પમાડ.

એવી શ્રીકૃષ્ણના વચનરૂપી ટંકે કરીને જેનું ચિત્ત કોરાયલુંછે એવો ધર્મરાજા, તે સમયે મધ્યાન્હકાળપર્યંત શલ્યનો વધ કરવા માટે પ્રતિજ્ઞા કરતો હવો. અને ત્યારપછી શત્રુબુદ્ધિરૂપ તરંગોને ધારણ કરનારા શલ્યરૂપ પ્રવાહને ધર્મરાજા, પોતાના બહુ સામર્થ્યે કરી, નર્મદાના પ્રવાહને સહસ્રાર્જુન જેમ નિરોધ કરતો હવો તેમ નિરોધન કરવા લાગ્યો. ત્યારપછી છૂટનારાં જે બાણો, તેના યોગે કરી જેનેવિષે દેવોનો નિયમ પણ નાશ પામ્યો છે, અર્થાત્, તે છૂટનારાં બાણોના ભયે કરી દેવોએ પણ પોતાનાં વિમાન દૂર લીધાં: એવો અને ભયથી ઉત્પન્ન થનારો જે કળકળાટ શબ્દ-તેની પ્રખ્યાતિને કરનારો એવો ધર્મરાજાનો અને શલ્ય રાજાનો સંગ્રામ થતો હવો. તે સમયે સર્વ જગનો સંહાર કરનારાં એવાં કાલિકાદેવીનાં કટાક્ષોજ હોયના! એવા તે બંનેના તીક્ષ્ણબાણોના સમુદાયે તત્કાળ સંપૂર્ણ આકાશ વ્યાપ્ત કર્યું. ત્યારપછી રથી એવો તે મદ્રભૂપતિ શલ્યરાજા, એક ક્ષણમાત્ર ચાતુર્યે કરી છોડેલાં બાણોએ રથસહિત ધર્મરાજાને

આચ્છાદન કરતો હવો. ત્યારપછી શલ્યના બાણરૂપ અંધકારને છેદન કરનારો ધર્મરાજા, અનુક્રમે મૂર્ચ્છા પામતો હવો. તે સમયે પ્રાતઃકાળનેવિષે સૂર્યના પ્રકાશે કરી જેમ અંધકારનો નાશ થાય છે; તેમ શલ્યના બાણોએ કરી ધર્મરાજાના બાણોનો નાશ થયો છતાં, અને પાંડવોની સેનાને જીતવા માટે સંપૂર્ણ કૌરવોસંબંધી રાજાઓ દોડવા લાગ્યા છતાં તે સમયે વિપત્તિનો સમુદાય જેમ ઉપભોગે કરી સમાપ્તિને પમાડાય છે; તેમ પાંડવપક્ષી અર્જુનાદિક વીરોએ, સેનાનો નાશ કરનારા તે કૌરવોસંબંધી વીરો મંથન કરચા. તે સમયે મધ્યાન્હકાળ પર્યંત સૂર્ય-તે યુદ્ધના ઉત્સાહને અવલોકન કરી તે સમયે આકાશનેવિષે મંદમંદજ સંચાર કરનારો દીસવા લાગ્યો. તે સમયે ધર્મરાજા મૂર્ચ્છાથી સાવધ થઇને, મહાયત્ને કરી યુદ્ધ કરનારો અને બાણોએ કરી જયપણુ પામનારો એવો જે શલ્યરાજા-તેને તે ધર્મરાજા, અમોઘ શકિતના યોગે પ્રહાર કરી હણતો હવો. તે સમયે ક્રોધે કરી અંધપણુ પામનારો અને સર્પો મધ્યે શ્રેષ્ઠ સર્પજ હોયના! એવો મહાબળી જે ભીમસેન-તેણે પણ તે યુદ્ધનેવિષે ઘણા કૌરવોનો સંહાર કરચો. તે સમયે ઉદય પામનારો જે અર્જુનનો પ્રતાપ-તેણે કરી પ્રાતઃકાળના સૂર્ય સરખીઓજ આરક્તવર્ણ વાળીઓ હોયના! એવીઓ હસ્તિઓના ગંડસ્થળથી વહેનારી રક્તની નદીઓ અર્જુને આસપાસ પ્રવૃત્ત કરીઓ. તે સમયે કોઇએક ઠેકાણે વીરપુરૂષોના તૂટી પડેલા હસ્તોએ કરી, કોઇએક ઠેકાણે વીરપુરૂષોના તૂટી પડેલા ચરણોએ કરી, તેમજ કોઈ કોઈ ઠેકાણે વીરપુરૂષોના અંગોના તૂટી પડેલા બીજા અવયવોએ કરી, અને કોઈ કોઈ ઠેકાણે તૂટી પડેલાં વીરપુરૂષોનાં મસ્તકોએ કરી અતિશય વ્યાપ્ત થઇ ગએલી એવી તે રણભૂમિ, જાણે સૃષ્ટિકર્તા બ્રહ્મદેવની કર્મશાળાજ હોયના! એવી થતી હવી. તે સમયે શત્રુઓએ સંહાર કરેલા કેટલાએક વીરપુરૂષો-તે યુદ્ધભૂમિનેવિષે ઘણા વખત સુધી શ્વાસોશ્વાસ અને હુંકાર શબ્દનો ઉચ્ચાર કરતા હવા; તેણે કરી તે ભયંકર રણભૂમિનેવિષે પ્રવેશ કરનારો જે યમ, તે પણ ત્યાં પ્રવેશ કરતાં ભય પામશે કે શું! એવું ભાસવા લાગ્યું. તે સમયે શસ્ત્રોના પ્રહારે કરી જેઓને મૂર્ચ્છા પ્રાપ્ત થઇ છે; એવા કેટલાએક વીરપુરૂષોને પાણીએ સિંચન કરી તેઓને ફરી યુદ્ધની ક્રીડા કરવામાટે સિદ્ધ કરનારો, તૃષાએ કરી જેઓનાં તાલુસ્થાન શોષણ પામેલાંછે એવા કેટલાએક ઘાયલ થઈ પડેલા વીરોને પાણી પાનાર, પિત્તાદિકના વિકારે કરી ભમરી ખાઈ પૃથ્વીઉપર પડનારા કેટલાએક વીરપુરૂષોને શેરડી અને દ્રાક્ષો પ્રમુખના સમર્પણે કરી દુઃખ રહિત કરનાર, અને યુદ્ધથી પરાંઙ્મુખ, થનારા કેટલાએક સુભટોને ઉપહાસ કરીને ફરી યુદ્ધનેવિષે સંમુખ કરનાર એવો નિર્ભય અને ચતુર જે વીરસ્ત્રીઓનો સમુદાય તે, તે યુદ્ધભૂમિનેવિષે ભ્રમણ કરતો હવો.

અહીંયાં શલ્યરાજા મરણ પામ્યા પછી અવશેષ રહેલા સંપૂર્ણ રાજાઓ સહવર્તમાન અને

સૈન્યસહિત જે શકુનિમામાદિક વીરોએ સહવર્તમાન, માંસેકરી પુષ્ટ થએલો અને પરાક્રમયુક્ત એવો જે કોરવાધિપતિ દુર્યોધન-તે યુદ્ધને માટે સિદ્ધ થતો હવો. તે સમયે ક્ષણમાત્ર શૌર્યેકરી જેનું સૈન્ય શોભનારૂં છે, એવા પ્રલયકાળના વાયુસરખા તે દુર્યોધનના વેગને પર્વતોસરખા સ્થિર રહેનારા છતાં પણ પાંડવપક્ષના વીરો, ન સહન કરતા હવા. તે સમયે જેને અંતકાળ સમીપ પ્રાપ્ત થયો છે એવો તે દુર્યોધન, પાંડવોએ પણ દુઃસહ થયો. કારણ ગ્રીષ્મઋતુની આખરનો તાપ સહન કરવા માટે કોણ પુરૂષ સમર્થ થાયછે? અર્થાત્ કોઈ સમર્થ થતો નથી. ત્યારપછી ત્રૈલોક્યમાં રહેનારા સર્વ લોકોને "અકાળેજ આ કલ્પાંત થાયછે કે શું? એવી ભ્રાન્તિ ઉત્પન્ન કરનારો અને મહા ભયંકર એવો તે બંને સેનાનો સંગ્રામ થતો હવો. તે સમયે કૌરવોનો રાજા જે દુર્યોધન, તેનું જે કપટ નાટક-તેનો સૂત્રધાર જે શકુનિમામો-તે યુદ્ધનેવિષે સહદેવને, જેમ મ્હોટો હાથી, નાના હાથીના બચ્ચાને રોધન કરેછે; તેમ રોધન કરતો હવો; અને સૂર્ય પોતાના અસ્તસમયે અગ્નિને આપેલું જે પોતાનું તેજ, તેણે દેદીપ્યમાન જે અગ્નિ-તેણે સ્નાન કરેલાંજ જાણે હોયના! એવાં ભયંકર બાણોને તે શકુનિ, સહદેવની આસપાસ વરસાવતો હવો. તે સમયે યથેચ્છપણે પતન પામનારાં જે શકુનિનાં બાણો, એજ કોઇ એક કાષ્ટ-તેણે કરી સહદેવનો પરાક્રમરૂપ અગ્નિ અત્યંત પ્રદીપ્ત થતો હવો. તે સમયે તે સહદેવ, પોતાનાં તીવ્રબાણોએ કરી તે શકુનિની બાણપંક્તિને, મેઘ જેમ ઉદકે કરી દાવાનળની જ્વાળાને નાશ કરેછે, તેમ ખંડન કરતો હવો. તે સમયે બાહુસ્થંભના ગર્વની સહવર્તમાન અને કપટના કુશળપણાની સહવર્તમાન તે ગાંધારદેશનો રાજા જે શકુનિ, તેનાં બાણ તત્ક્ષણ નાશ પામતાં હવાં. તે સમયે યુદ્ધરૂપ દ્યૂત (જુગાર)નેવિષે પ્રાણરૂપ પણે કરી ક્રીડા કરનારો જે શકુનિ-તેને સહદેવ, બાણરૂપ પાશાએ કરીનેજ જાણે હોયના! તેમ ઉતાવળે તે શકુનિને જીતીને તેના પ્રાણરૂપ પણને ગ્રહણ કરતો હવો. અર્થાત્ શકુનિનો વધ કરતો હવો: ત્યારપછી સાક્ષાત્ દુર્યોધનનું ચિત્તજ હોયના! એવો તે શકુનિ નાશ પામ્યો છતાં તે સમયે દુર્યોધન, ધમણની જેમ શ્વાસોશ્વાસ છોડતો ચૈતન્યે વિકળ થતો હવો. અર્થાત્ શકુનિ મરણ પામ્યો એ વાર્તા સાંભળતાંજ દુર્યોધન મૂર્છિત થયો: પછી મૂર્છાથી સાવધ થએલો દુર્યોધન, પોતાનું સંપૂર્ણ સૈન્ય મરણ પામેલું અવલોકન કરી ગત શૌર્ય એવો હોતો થકો વ્યાકુળતાને પામ્યો. ત્યારપછી પાંડવોના સૈન્યસંબંધી રથોથી ઉત્પન્ન થએલો અને અંધકારરૂપ વસ્ત્રની જેને ઉપમા છે એવી જે ધૂળ-તેના સમુદાયે કરી જેનું શરીર આચ્છાદિત થયું છે, એવો તે દુર્યોધન, યથેચ્છપણે રણભૂમિથી પલાયન કરતો હવો. તે સમયે જેનેવિષે બે ત્રણજ શૂરપુરૂષ અવશેષ રહેલા છે; એવું નાયકરહિત કૌરવસૈન્ય, જેમાં બેત્રણ મોતીઓ અવશેષ રહેલાં છે, એવી મેરરહિત મોતીની માળા સરખું ન શોભતું હવું. ત્યારપછી

કૃપાચાર્ય, કૃતવર્મા અને અશ્વત્થામા એ ત્રણે, ચક્રવાકપક્ષી સૂર્યને ન જોતાં જેમ ભયભીત થાયછે, તેમ દુર્યોધનને કોઈપણ ઠેકાણે યુદ્ધમાં ન જોયો એટલે તેઓ ભયે કરી વ્યાકુળપણું ધારણ કરનારા અને કાંતિરહિત જેઓની મુખશ્રી છે એવા હોતા થકા, અહીં તહીં તે દુર્યોધનને યથેચ્છપણે શોધવા લાગ્યા. ત્યારપછી જયહાં ત્યહાં ભ્રમણ પામનારા તે ત્રણે જણા, દુર્યોધનના પગલે પગલે જોતા જતા હતા. તે પદાવલિના સંબંધે વ્યાસસર નામના સરોવરપ્રત્યે ગમન કરતા હવા. ત્યાં "ઉદકનું સ્તંભન કરી આ સરોવરનેવિષે દુર્યોધન રહેલોછે" એવો નિશ્ચય કરી તે ત્રણે જણા તે સરોવરની તીરનેવિષે "આપણો પ્રભુ દુર્યોધન અહીંયાંછે" એવી ભક્તિએ ક્ષણ ભર વિશ્રાંતિ લેતા હવા. ત્યારપછી તે કૃપાચાર્યાદિકોએ ધૂળેકરી વ્યાપ્ત થએલા આકાશને અવલોકન કરી "આ પાંડવોનો સૈન્યસમુદાય નિ:શંકપણે દુર્યોધનનો શોધ કરવા આવેછે" એવું જાણી "આ સરોવરમાં રહેનારા દુર્યોધનને પાંડવો ન જાણે" એવો વિચાર કરી તે ત્રણે જણા કોઈએક વૃક્ષના પોલમાં સંતાઈ ગયા. ત્યારપછી પાંડવો, કોઇએક વનચરની વાણીએ તે સરોવરનેવિષે પ્રવિષ્ટ થએલા દુર્યોધનને જાણીને તે સરોવર પાસે ગમન કરતા હવા. તે સમયે એક અક્ષોહિણી અવશેષ રહેલું જે સૈન્ય-તેની સિદ્ધતાએ કરી દેદીપ્યમાન થએલા એવા તે પાંડુરાજાના પુત્રો, ઘણા વખત સુધી પોતાની સેનાએ તે સરોવરને ઘેરી લઈ રહેતા હવા. ત્યારપછી ધર્મરાજા, તે સરોવરની તીરનેવિષે રહીને જેણે દુર્યોધનના મર્મને સ્પર્શ કરચો છે, એવી સ્પષ્ટ વાણીને ઉચ્ચારતો હવો કે "હે દુર્યોધન, પાણીમધ્યે અધોભાગે બૂડીને રહેનારો જે તું વીર, તને અમે આજ તુચ્છ માનીએ છેએ. કારણ, આજપર્યંત અમે તારેવિષે સિંહબુદ્ધિ ધારણ કરતા હતા, અર્થાત્ તું સિંહસરખો પરાક્રમી છે એવું અમે માનતા હતા: પરંતુ આજ આ તારા કૃત્યે કરીને તું શીયાળસરખો બીકણ છે એવું અમે સ્પષ્ટ સમજવા લાગ્યા. કલંકરહિત એવા આપણા કુળનેવિષે નિશ્ચયે કરી તુંજ કલંકરૂપ થયો; અને તાત જે ધૃતરાષ્ટ્ર, તેમના તેજને તેંજ મલિન કરચું. યુદ્ધનેવિષે આવી રીતિએ સુહૃદ, સંબંધી અને બાંધવ-એઓને મરાવીને સાંપ્રતકાળે જે તું પોતાના પ્રાણનું રક્ષણ કરવા માટે ઉદકનેવિષે નિમગ્ન થયો છે, તો પાણીમાં નિમગ્ન થનારો પણ જે તું-તે તારૂં જીવિત રહેનાર નથી. કારણ, આ સરોવરને શોષણ કરનારા જે અમો, તેને આ સરોવરનું શોષણ કરવા માટે એક મુહૂર્ત પણ લાગનાર નથી. એ માટે તું પાણીમાં બૂડચો રહ્યો છતાં અમે આ પાણીનું શોષણ કરી તારો પ્રાણ હરણ કરશું; પણ જેણે ત્રૈલોક્યને તૃણસરખા તુચ્છ કરચાછે, એવો જે તારા ભુજદંડનો ગર્વ-તે આજ ક્યાં ગયો? જે દર્પેકરી અમો સર્વને તિરસ્કાર કરીને તું પૃથ્વીનો ઉપભોગ કરવા માટે ઇચ્છતો હતો. અરે! જો તું પોતાના મૃત્યુને માટે આમ બીહીતો હતો અને આગળ શું થશે? એવું જાણતો નહતો તો યુદ્ધની પહેલાંજ સંધી કરાવવા

માટે યત્ન કરનારા આપણા કુળમાં વૃદ્ધ એવા ભીષ્મપિતામહાદિકનાં વચન તેં કેમ માન્યાં નહીં? અને પાંચ ગામના સમર્પણે કરીને પણ અમારી તરફથી સંધિ કરનારા શ્રીકૃષ્ણને, તે સમયે તિરસ્કાર કરીને તેં તે શ્રીકૃષ્ણને "નખપર રહે એટલી પણ મૃતિકા યુદ્ધવિના પાંડવોને મળવાની નથી" એવું શા માટે કહ્યું હતું? એ માટે હમણાં તને કોઈ પણ પ્રકારે કરી મૃત્યુ અવશ્ય પ્રાપ્ત થયું છે. કારણ, આપણું હિત કરનારા જે મહાન પુરૂષ-તેમના હિતવાક્યનું ઓલંઘન કરનારા પુરૂષને આયુષ્ય અતિદુર્લભ છે. અર્થાત્ તે પુરૂષને અવશ્ય મૃત્યુ પ્રાપ્ત થાયછે: એ માટે ક્ષત્રિયકુળને અને આપણા કુળને અત્યંત અયોગ્ય એવી જે દ્રુપદનંદનીના કેશની અને વસ્ત્રની આકર્ષણ કરવાની જે ક્રિયા-તેને તે સમયે કરાવનારો જે તું, તેને પ્રાપ્ત થએલું જે મોહોટું પાતક -તે પાતકનું આજ બળાત્કારે કરીને પણ અમે તારા પ્રાણાપહારે કરીને પ્રાયશ્ચિત્ત દેઈશું. તે માટે ફરી ઊદકથી બહાર નીકળી પોતાનું શૂરપણું પ્રગટ કરીને જો તું મરણ પામશે, તો પોતાના બાહુની અને કુળની લજજાનો લોપ કરી કીર્તિ સંપાદન કરશે: અને આ સરોવરથી જો તું બહાર નહિ નીકળે તો અર્જુને ધનુષ્યની પ્રત્યંચાનેવિષે સંધાન કરેલું અને અગ્ન્યાસ્ત્રે અભિમંત્રિત કરેલું બાણ, આ સરોવરને શોષણ કરશે. એ માટે અર્જુને બાણે કરી જ્યાં સુધી આ સરોવરનું શોષણ કર્યું નથી; ત્યાં સુધીમાં સરોવરથી બહાર આવીને યુદ્ધનેવિષે કીર્તિ સંપાદન કર. હવે જો તું એકલો હોઈને અમારા ઘણા યોદ્ધાઓની સાથે યુદ્ધ કરવામાટે ઈચ્છા ન કરતો હોય તો તને અમારા પાંચમાંથી જેની સાથે યુદ્ધ કરવાનું ફાવે તેની સાથે યુદ્ધ કર; તે એક વીર પણ યુદ્ધનેવિષે તેં જીત્યો છતાં અમો સર્વેને તેં જીત્યા સરખુંજ અમે જાણશું. એ માટે તું યુદ્ધનેવિષે એકને તો જીત, અને આ સર્વ પૃથ્વીનું રાજ્ય કર."

એવી જાણે શનિની વિષયુક્ત દૃષ્ટિની સહોદરાજ હોયના! એવી ધર્મરાજાની વાણીને શ્રવણ કરી જેનું ચિત્ત ક્રોધે કરી સંતપ્ત થયુંછે એવો તે દુર્યોધન, ભીમસેનની સાથે ગદાયુદ્ધ કરવાનો નિશ્ચય કરી તે સરોવરના ઊદકથી, મેઘથી સૂર્ય જેમ બહાર નીકળેછે તેમ બહાર નીકળતો હવો.

ત્યારપછી તે સરોવરના તીરથી મત્ત ગજેંદ્ર સરખા તે દુર્યોધનને આદરપૂર્વક, તેના શત્રુ જે પાંડવો-તે યુદ્ધક્ષેત્ર પ્રત્યે આણતા હવા. તે યુદ્ધભૂમિનેવિષે ભીમસેન અને દુર્યોધન એ બંને કુકડા સરખા યુદ્ધની ઈચ્છા કરનારા હોતા થકા તે સમયે ધર્મરાજાદિક પાંડવો, સભાસદપણાને પામતા હવા. અર્થાત્ ભીમસેન અને દુર્યોધન એ બંને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા છતાં ધર્મરાજાદિક પાંડવ-પોતે યુદ્ધ કરવાનું છોડી દઈ કુકડાઓનું યુદ્ધ જેમ સર્વ લોકો વિસ્મયપૂર્વક જુએછે તેમ જોવા લાગ્યા: તે સમયે ઈંદ્રનીલમણિના સરખું સ્વચ્છ, તથા દેવો અને ખેચરોએ કરી વ્યાપ્ત થએલું જે આકાશ તે, ભૂમિનેવિષે યુદ્ધચમત્કાર જોવા માટે એકઠા

મળેલા લોકોએ કરેલા અટકાવે કરીનેજ જાણે ચિન્હિત થએલું હોયના! એવું તે ઊર્ધ્વભાગેજ શોભતું હવું. તે સમયે જરાસંધની સેનામાં રહેનારા સૈનિક લોકો અને યાદવોની સેનામાં રહેનારા સૈનિક લોકો-તેઓ તે યુદ્ધ જોવાની જે ઇચ્છા-તે સંબંધી જે રસ-તેણે કરી વ્યાપ્ત હોતા થકા ઉતાવળા તે સ્થળે પ્રાપ્ત થતા હવા. તે સમયે ગદાયુદ્ધના રહસ્યનું ભાષ્યકાર, એવું જેમનું બાહુ પરાક્રમ છે; એવા બલભદ્ર પણ તે ભીમસેનનું અને દુર્યોધનનું ગદાયુદ્ધ જોવામાટે કૌતુકયુક્ત એવા હોતા થકા તે સ્થળે પ્રાપ્ત થતા હવા. તે સમયે યુદ્ધરૂપ રંગમંડપનેવિષે જોનારા સંપૂર્ણ લોકોએ કરી આસપાસનેવિષે પરિવેષ્ટિત થએલા એવા દુર્યોધન અને ભીમસેન-એ બંને પરસ્પર "હુંજ શત્રુને મારીશ, હુંજ શત્રુને મારીશ" એવી આશા ધારણ કરનારા મૂર્તિમાન અહંકારજ હોયના! એવા યુદ્ધ કરતા હવા. તે સમયે તે યુદ્ધચમત્કાર જોનારા કેટલાએક લોકો "દુર્યોધન બળે કરી અધિક છે તેવો ભીમસેન નથી" એવું ભાષણ કરવા લાગ્યા. કેટલાએક લોકો "ભીનસેનજ અતિશય બળવાન છે, તેના જેવો દુર્યોધન બળવાન નથી" એવું ભાષણ કરતા હતા. બીજા કેટલાએક લોકો "ગદાયુદ્ધનેવિષે મહોટો અભ્યાસી ભીમસેન છે" એવું ભાષણ કરતા હતા. બીજા કેટલાએક લોકો "દુર્યોધન જેવો ગદાયુદ્ધનેવિષે વિશેષ અભ્યાસી છે તેવો ભીમસેન અભ્યાસી નથી" એવું બોલવા લાગ્યા, અને કેટલાએક લોકો એવું કહેવા લાગ્યા કે "આ દુર્યોધનવિના બીજો કોઈ અભિમાની છે એવું અમે માનતા નથી; કારણ આવી રીતિએ પણ જેની સર્વસ્વ હાની થઈ છતાં પણ જે સાંપ્રતકાળે "હું સંપૂર્ણ શત્રુઓને મારૂંછું; અથવા તો યુદ્ધનેવિષે સાક્ષાત્ મૃત્યુની સહવર્તમાન ક્રીડારૂપ લીલા કરૂંછું" એવું ભાષણ કરેછે; પણ અતિશય પરાક્રમી એવો આ દુર્યોધન શત્રુને માટે ફરી પૃથ્વી દેવાનું વાક્ય ઉચ્ચારતો નથી." બીજા કેટલાએક એવું ભાષણ કરેછે કે "આ દુર્યોધનની બુદ્ધિને ધિક્કારહો, એના અભિમાનપણાને પણ ધિક્કાર હો, અને એના મત્સરપણાને પણ ધિક્કાર હો; કારણ, જેનું મૂળ કારણ આ દુર્યોધનજછે એવો આ સંપૂર્ણ કોરવોના કુળનો ક્ષય થયો." ઇત્યાદિક નાના પ્રકારની જલ્પનાને પરસ્પર વર્ણન કરનારા એવા દેવ, ખેચર અને મનુષ્ય-એઓ ગદાયુદ્ધ જોવા માટે કૌતુક ધારણ કરીને રહ્યા. તે સમયે દુર્યોધન અને ભીમસેન-વેગે કરી સહસ્ત્ર પ્રકારે ભાસનારીઓ એવી પોતપોતાની ભયંકર ગદાઓને આસપાસ ભ્રમણ કરતા હવા; અને પ્રલયકાળનેવિષે મંડળાકાર વાયુએ ભૂમિતળથી ઊપાડીને આકાશનેવિષે ઊરાડેલા પર્વતોજ હોયના! એવાં ગદારૂપ વૃક્ષ ધારણ કરનારા તે દુર્યોધન અને ભીમસેન; ચિત્રવિચિત્ર મંડળાકાર ગતિએ સંચાર કરતા હવા. તે સમયે તે બંનેના અંતર્ભાગનેવિષે પ્રદીપ્ત થએલો જે કોપરૂપ અગ્નિ-તે અગ્નિથી બહાર નીકળનારા ધૂમાડાના અંશજ હોયના! એવી શરીરનેવિષે ઉત્પન્ન થએલીઓ જે રોમાં-

ચરૂપ કળીઓ-તેણે કરી તે ભીમસેન અને દુર્યોધનનું શરીર સંબંધી જે શૂરપણું, તે શોભવા લાગ્યું. ક્યારેક તે બંને, જેઓએ અત્યંત સિંહનાદ નિર્માણ કરચા છે, એવા હોતા થકા ગદા-યુદ્ધ કરતા કરતા પ્રસાર પામતા હવા; અને તે બેમાંથી એક આગળ કરેલા પોતાના પગને બીજો આકર્ષણ કરી તેને પોતાની પછવાડે ખેંચી પોતે આગળ જતો હવો. ક્યારેક તે બેમાંથી એક-જણ, બાહુપરાક્રમના અતિશયે કરી અતિ દુ:સહપણે બીજાના અંગ ઊપર ધસ્યો થકો પોતાની ગદાએ તેની ગદાને પ્રહાર કરી, તેના હાથમાંથી તે ગદા નીચે પાડતો હવો. ત્યાપછી ત્રૈલોક્યનું કેવળ કૌતુકસ્થાન, એવા સ્થળનેવિષે પ્રવેશ કરી પ્રહાર કરવા માટે જેઓએ પરસ્પર ગદાયુકત હસ્તો ઊગામ્યાછે; એવા તે બંને પરસ્પરના શરીરને ભીડતા હવા. તે સમયે ક્યારેક પોતાનો એક ચરણ આગળ કરી પ્રહાર કરનારા એકનેવિષે બીજો, તેના ચરણને આકર્ષણ કરી અને પોતાની ગદાએ તેના શરીરનેવિષે પ્રહાર કરી તેના ગદાપ્રહારને ચૂકાવતો હવો. ક્યારેક ગદાયુદ્ધના અભ્યાસના ચાતૂર્યે કરી જેઓની મંદ અને ત્વરિત ગતિછે; એવા તે બંને પરસ્પર પ્રાપ્ત થનારા ગદાના પ્રહારને ગદાએ કરીનેજ નિવારણ કરતા હવા. તે સમયે ગદાના પરસ્પર પ્રહારે ઉત્પન્ન થએલો જે નાદ-તેણે કરી સંપૂર્ણ લોકો "અકાળેજ જગત્ ફાટી જાયછે કે શું? એવી શંકા કરતા હવા.

એ પ્રકારે કરી અતિશય ક્રોધથી ઉદ્ધતપણે તે દુર્યોધન અને ભીમસેન, યુદ્ધ કરવા લાગ્યા છતાં જયશ્રી ઘણા વખત સુધી વરવા માટે હાથમાં માળા ઝાલીને ત્યાં સ્તબ્ધ રહેતી હવી. ત્યારપછી દુર્યોધન, ઘણાકાળે કોઈ પણ પ્રકારે કરી ભીમસેનની નજરને ચૂકાવીને તેના મસ્તકને વિષે તે ભીમસેનને ગદાએ કરી અત્યંત તાડન કરતો હવો. તે સમયે ગદાના પ્રહારથી ઉત્પન્ન થએલી જે વ્યથા, તેના સમુદાયે કરી જેનાં નેત્રો અત્યંત ભ્રમણ પામ્યાં છે એવો ભીમસેન, જેને વિષે પર્વત, વન અને વૃક્ષ ભ્રમણ પામેછે એવી પૃથ્વીને જોતો હવો. અર્થાત ગદા પ્રહારના વેગે કરી ભીમસેનનાં નેત્રો ભ્રમણ પામ્યાં છતાં તેને પર્વત, વન અને વૃક્ષ-એઓની સહવર્તમાન ભ્રમણ પામનારી ભૂમિ દેખાવા લાગી: પછી પોતાના, વેગ સહન કરવાના ઉત્કર્ષે કરી કોઈપણ પ્રકારે પોતે યુદ્ધને માટે સુસ્થિર થઈ તે ભીમસેન, અતિશય ક્રોધે કરી જેને અતિશય શકિત પ્રાપ્ત થએલી છે, એવો હોતો થકો પોતાની ગદાએ કરી દુર્યોધનને હૃદયનેવિષે પ્રહાર કરતો હવો. તે પ્રહારે કરી દુર્યોધન કાંઈક દુ:ખનો અનુભવ લેઈ ફરી કોપાવેશે કરી ભીમસેનને મસ્તકનેવિષે ગદાએકરી પ્રહાર કરતો હવો. તે સમયે તે ગદાના પ્રહારસંબંધી પીડાએ કરી જેનાં બંને નેત્રો અત્યંત અંધારીમાં નિમગ્ન થયાં છે, અને ગદાપ્રહારને સહન કરવાને જેનું સર્વ શરીર અસમર્થ છે એવો ભીમસેન સ્તબ્ધ થયો. એવી અવસ્થાપ્રત્યે પ્રાપ્ત થએલા ભીમસેનને અવલોકન કરી જેની મુખકાંતિ મલીન થઇછે એવો અર્જુન, અતિશય ત્વરાએ શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતો હવો.

અર્જુન—હે ગોવિંદ, હે ગોવિંદ, અરે આ કેવું મહાસંકટ અમને પ્રાપ્ત થયું છે! મ્હોટા સમુદ્રને તરી પાર પામનારા પુરૂષને જેમ ગોષ્પદનેવિષે નિમગ્નપણું પ્રાપ્ત થાયછે, તેમજ અમને આ દુઃખ પ્રાપ્ત થયું છે. કારણ, અમે ભીષ્મપિતામહને જીત્યા છતાં, દ્રોણાચાર્યને મારચા છતાં, કર્ણનું છેદન કરચું છતાં, શલ્યનું નિર્મૂલન કરચું છતાં, અને જયદ્રથાદિકનો વધ કરચો છતાં, અને સાંપ્રતકાળે અમારા સર્વના દેખતાં છતાંજ અમારૂં કેવળ જીવિત એવો જે આ ભીમસેન, તેને ઉદ્ધટ એવો દુર્યોધન પ્રહાર કરેછે; એ બહુ અસહ્ય છે!!

એવા પ્રકારનું અર્જુનનું ભાષણ સાંભળીને કંસનો વિધ્વંશ કરનારા શ્રીકૃષ્ણ ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે અર્જુન, સત્યપણે આ દુર્યોધન, ભીમસેનને મહા દુર્જય છે. કારણ, એ દુર્યોધન, પૂર્વે શસ્ત્રવિદ્યા વિગેરે શિખવાના રંગમંડપનેવિષે હાથમાં ગદા ગ્રહણ કરી અભ્યાસ કરતો થકો નિત્ય લોહમય એવા ભીમસેનને ચૂર્ણ કરતો હતો; તે કારણ માટે શત્રુકુળનેવિષે પ્રલયકાળના અગ્નિસરખા આ દુર્યોધનના સમીપભાગે મહા સામર્થ્યયુક્ત એવો હોતો થકો પણ ભીમસેન, જયસંપત્તિ મેળવવા માટે સમર્થ નથી; પરંતુ આ દુર્યોધનને ભીમસેન ઊરૂ (સાંથળ)ને વિષે જો ગદાપ્રહાર કરશે તો તમારો જય થવો સુલભ છે; એવી અમે સંભાવના કરીએ છેએ.

એવા પ્રકારની વનમાલી એવા શ્રીકૃષ્ણની વાણીને અર્જુન શ્રવણ કરી દુર્યોધનના ઉરૂનેવિષે ગદાપ્રહાર કરવા માટે ભીમસેનને સંકેત કરતો હવો. તે સમયે સંકેતને જાણનારા પુરૂષોમાં નિપુણ એવો દુર્યોધન પણ, ભીમસેનને કરેલા સંકેતને જાણીને પોતે મહાત્વરાએ, આવેશે કરી ગદાયુદ્ધ કરવા લાગ્યો. તે સમયે તેના યુદ્ધચાતુર્યે કરી જેનાં નેત્રો ભ્રમણ પામેછે એવો ભીમસેન "પોતાના ઊરૂ (સાંથળ)નેવિષે શત્રુ પ્રહાર કરશે" એવું જાણીને ઊરૂનેવિષે પ્રહાર ચૂકવનારો એવો જે દુર્યોધન-તેને ઉરૂનેવિષે પ્રહાર કરવાને માટે બકરાક્ષસને મારનારો તે ભીમસેન, ઘણા વખત સુધી સમર્થ થયો નહીં. ત્યારપછી યુદ્ધનેવિષે ભીમસેને, દુર્યોધનના મસ્તકનેવિષે ગદાનો પ્રહાર કરચો; તે સમયે અતિક્રોધે ભીમસેનનો વધ કરવામાટે ભૂમિથી આકાશનેવિષે દડકાની જેમ તે દુર્યોધને ઉડ્ડાણ કરચું છતાં, તે ઉડ્ડાણ સમયે ભીમસેન પોતાની ગદાએ પ્રહાર કરી તેના ઉરૂનો ભંગ કરતો હવો-એવી દૈવ કરી જે થનારી સ્થિતિ તે મહાબળવત્તર છે. તે સમયે જેના ઉરૂ ભગ્ન થયાછે, એવો ક્રોધે કરી ધુમ્રયુક્ત અગ્નિ સરખો તે દુર્યોધન, જેનું મસ્તક ફૂટી ગયુંછે એવો સિંહ જેમ પર્વતના શિખર ઊપરથી પતન પામેછે, તેમ આકાશથી પતન પામતો હવો. ત્યારપછી દુઃખના સમુદાયે કરી પૂર્ણ થએલો એવો તે દુર્યોધન, ક્રોધાયમાન હોતો થકો, જેમ છિન્ન થયો છતાં ક્રોધાયમાન થનારો સર્પશ્રેષ્ઠ પોતાની ફણનો પ્રહાર કરેછે, તેમ ગદાના પ્રહાર કરતો હવો. એ પ્રકારે કરી ઊરૂછ્છેદરૂપ દશામધ્યે પ્રાપ્ત થયો છતાં પણ તે દુર્યોધન, યુદ્ધારંભથી

નિવૃત્ત ન થયો છતાં, અને ભીમસેન જયવંત થયો છતાં, તે પ્રકાર જોઇને સંતુષ્ટ થએલા દેવો, ભીમસેન ઉપર પુષ્પવૃષ્ટિ કરતા હવા. તે સમયે અતિશય પીડાએ કરી જેણે પોતાનાં નેત્રો મીચ્યાંછે એવો કૌરવશ્રેષ્ઠ તે દુર્યોધન, પોતાની પાસે પડેલી ગદાઓના છૂટા પ્રહાર કરી કરીને ગદા શૂન્ય થયો છતાં, પછી દુઃસહ એવી વેદનામધ્યે નિમગ્ન થયો, ત્યારપછી ભીમસેન, વારંવાર દુર્યોધનની પાસે આવી પવિત્ર બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારા પોતાના ચરણના પ્રહારે કરી તે દુર્યોધનના મુકુટને ચૂર્ણ કરતો હવો. તે સમયે ભીમસેને પોતાના ચરણે કરી કરેલા દુર્યોધનના મુકુટના ચૂર્ણને અવલોકન કરી જેમનાં નેત્રો રોષે કરી નિમેષ રહિત છે, અને જેમના સર્વાંગનેવિષે આરક્તવર્ણ કાંતિ છે એવા બળભદ્ર, એવું ભાષણ કરતા હવા.

બળભદ્ર—શું આ ક્ષત્રિયકુળને અયોગ્ય એવું ભીમસેનનું કર્મ!! એને ધિક્કાર હો. આ કર્મ મ્લેચ્છને હાથે પણ કદી બનતું નથી. કારણ, શત્રુના મુકુટને પણ ચરણે કરી આ ભીમસેન ચૂર્ણ કરેછે!! હું તો કદીપણ કોઈના પણ અન્યાયને સહન કરતો નથી. મારા સરખા જે પુરૂષો છે તે સંપૂર્ણ પુરૂષોના અનાચારની ચિકિત્સા કરનારાછે. અર્થાત રોગની ચિકિત્સા કરનારો વૈદ્ય જેમ ઔષધે કરી રોગનો નાશ કરેછે, તેમ હું પણ પાપી પુરૂષોને શાસન કરૂંછું. એ માટે આ મારૂં મુશળ, કોપે કરી આ પાંચે પાંડવોને આ અન્યાયનું ફળ તત્કાળ દેખાડત; પરંતુ જે કારણ માટે આ પાંડવોના અને અમારામધ્યે બંધુપણુ છે, તે કારણ માટે એ વાત બનવાની નથી. તથાપિ આજથી હું આ પાંડવોનું મુખ જોવાનો નથી.

એવી રીતે ક્રોધે કરી ક્ષોભ પામેલા બળભદ્ર, જેના અક્ષરોનો ઉચ્ચાર અતિશય કઠોર છે; એવું ભાષણ કરી મહાત્વરાએ પોતાના આવાસસ્થળપ્રત્યે ગમન કરતા હવા, ત્યારપછી તે બળભદ્રના સરખું આચરણ કરનારો કર્મસાક્ષિ સૂર્ય પણ, રોષાવેશે કરીનેજ જાણે હોયના! એવો અત્યંત લાલવર્ણ હોતો થકો પશ્ચિમ ભાગે દ્વીપાંતરનેવિષે ગમન કરતો હવો.

અહીંયાં વેદનાએ કરી અત્યંત વ્યાકુળ થએલો દુર્યોધન, તેવીજ અવસ્થાએ ત્યાં પડીને અત્યંત કોપે કરીને નાશિકાનેવિષે ફૂતકારરૂપ શ્વાસવાયુને છોડતો છતાં, તેનો ત્યાંજ ત્યાગ કરીને કોઇ પણ ગૂઢ અભિપ્રાય ધારણ કરનારા શ્રીકૃષ્ણ, પાંચે પાંડવોને પોતાની સાથે લઇને તે યુદ્ધસ્થળથી પોતાના આવાસનેવિષે રહેનારા અને ક્રોધાયમાન થએલા એવા બળભદ્રને અને રૂક્મિણીને શાંત્વન કરવા માટેજ જાણે હોયના! તેમ નીકળતા હવા. તે સમયે છાવણીનું રક્ષણ કરવા માટે સમર્થ એવા ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીને "તમે આવાસસ્થાનપ્રત્યે ગમન કરી છાવણીનું રક્ષણ કરો" એવી આજ્ઞા આપી તે પાંડવો શ્રીકૃષ્ણની સાથે જવા નીકળ્યા. પછી યુદ્ધરૂપ માર્ગનું ઓલંઘન કરનારા દ્રૌપદીના પુત્રોએ સુશોભિત એવા સૈન્યને લઇને ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી, નિવાસસ્થાનપ્રત્યે ગમન

કરતા હવા. ત્યારપછી દુર્યોધનના શ્વાસોશ્વાસરૂપ ધુમાડાએ કરી મિશ્રિત થએલી એવી દિશાઓરૂપ સ્ત્રીઓના મુખનેવિષે જાણે કસ્તુરીની નિર્માણ કરેલી પત્રરચનાજ (પીઅળ) હોયના! એવી અંધકારની છટા ઉત્પન્ન થતી હવી. તે સમયે દુર્યોધનની વારંવાર પ્રાપ્ત થનારી મૂર્છાએ કરીનેજ જાણે હોયના! એવો સહસ્ત્રવર્ણો જેનેવિષે અંધકાર છે એવી તે રાત્રી, દુર્યોધનના નાના પ્રકારના મનમાં રહેનારા દુઃખોની સહવર્તમાન પ્રસાર પામતી હવી. અર્થાત્ તે રાત્રી જેમ જેમ વૃદ્ધિ પામવા લાગી, તેમ તેમ દુર્યોધનના મનનું દુઃખ પણ વૃદ્ધિ પામવા લાગ્યું: ત્યારપછી કૃતવર્મા, કૃપાચાર્ય, અને અશ્વત્થામા—એ ત્રણે જણ તેવી દુઃખસ્થિતિને પામનારા તે દુર્યોધનની પાસે આવીને ક્રોધે કરી સદ્ગદિત એવું ભાષણ કરવા લાગ્યા; કે "હે મહારાજ! સંપૂર્ણ અભિમાની પુરૂષોનો દેવ તુંજ છે. કારણ, આવી સ્થિતિ પ્રાપ્ત થઈ છતાં પણ તેં શત્રુનેવિષે દીનપણું સ્વીકાર્યું નથી. અર્થાત શત્રુ, પ્રાણહરણ કરવા લાગ્યા છતાં પણ "હવે મારો પ્રાણ હરણ કરશો નહીં, હું તમને તમારૂં રાજ પાછું દેઉંછું." એવું પ્રાણની આશાએ દીનતાયુક્ત ભાષણ તેં કર્યું નહીં. અમે તો કૃતઘ્ન (કરેલા ઉપકાર ન જાણનારા) પુરૂષોમધ્યે ધુરંધર હોઇને કર્મચાંડાળ છૈએ. કારણ, અમારા દેખતાં છતાં શત્રુઓએ તને આવી દશાપ્રત્યે પમાડ્યો છે; પરંતુ સાંપ્રતકાળે આ અરણ્યનેવિષે વડવૃક્ષની નીચે તે વૃક્ષના પોલમાં રહેનારા અમોએ શત્રુઓનો નાશ કરવા માટે મોટી યુક્તિ જોઈ છે; તે તને કહીએ છૈએ. તે વડવૃક્ષનેવિષે અંધકારમાં ઊંઘી ગએલા કાગડાઓના સમુદાયને, રાત્રીનેવિષે જેની ચક્ષુ ઇંદ્રિય અતિ ચતુર છે; અર્થાત રાત્રીનેવિષે જેને ઘણું સૂઝે છે, એવા એક ઘુઅડપક્ષીએ ત્યાં આવીને તતક્ષણ મારી નાખ્યા. તે જોઇને સંતુષ્ટ ચિત્ત થએલા એવા અમોએ એવો નિશ્ચય કર્યો કે, આ ઘુઅડ એકલો છતાં પણ આ રાત્રીકાળનો આશ્રય કરી સંપૂર્ણ શત્રુરૂપ કાગડાઓને મારેછે; એ માટે આપણે પણ તેજ પ્રકાર સ્વીકારવો. કારણ, સાંપ્રતકાળે આ રાત્રીનેવિષે સંપૂર્ણ પાંડવો યુદ્ધથી પાર પડી યથેચ્છપણે નિદ્રા લેનારા છે; તેથી તેઓ અતિ દુર્જય નથી. એવો વિચાર કરી અમે ત્રણે જણ આ રાત્રીનેવિષે પાંડવોની સાથે યુદ્ધ કરી પાંડવોનો વધ કરવા માટે જેઓએ નિશ્ચય કર્યો છે, એવા હોતા થકા તારી આજ્ઞા ગ્રહણ કરવા માટે સાંપ્રતકાળે અહીંયાં તારી પાસે આવ્યા છૈએ. તું જીવતો છતાં અમે બળાત્કારે પાંડવોનાં મસ્તકોને છેદન કરી તને આણીને જો બતાવીએ, તો તારેવિષે અનૃણી થઈશું. અર્થાત, આજપર્યંત તેં અમારૂં સર્વથા કલ્યાણ કર્યું છતાં અમારાથી તને કાંઈજ સુખ પ્રાપ્ત થયું નથી; તે સુખ, આ તારા અંતકાળના સમયે તને પાંડવોનાં મસ્તકો બતાવ્યાં છતાં પ્રાપ્ત થશે. એટલે તેં કરેલા અમારા પોષણની સાર્થકતા થશે." એ પ્રકારે કરી અમૃતરસની વૃષ્ટિ કરનારા તે ત્રણે જણના ભાષણે કરી ઊરૂનો ભેદ થવાથી પ્રાપ્ત થએલો જે વેદનાનો વેગ—તેને વિસરી જઈ તે દુર્યોધન, તે ત્રણે જણને

પોતાના હાથે પોતાની પાસે આકર્ષણ કરી આલિંગન દેવા લાગ્યો, અને ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—હે મહાવીરો! તમે વારંવાર એજ ભાષણ બોલો કે "તારા શત્રુઓનાં મસ્તકોને છેદન કરી તને બતાવીએ છીએ." અહો!! તમારેવિષે અસંભાવિત એવું કાંઈપણ નથી. અર્થાત્ તમો જે કૃત્ય કરવા માટે પોતાના મનમાં નિશ્ચય કરશો, તે કૃત્ય સિદ્ધ કરશો એવી મારી ખાતરી છે: એ માટે તમે મહાવેગે કરી પાંડવોની છાવણીપ્રત્યે ગમન કરો, અને પાંડવોના મસ્તકોને છેદન કરી મને ઉતાવળે આણીને બતાવો. કારણ, મારો આ પ્રાણ ઘણીવાર રહેવા માટે ઇચ્છા કરતો નથી; એ માટે એ કામ અતિશય ઊતાવળથીજ કરો. હે અશ્વત્થામન્! અમારા ગુરૂ જે દ્રોણાચાર્ય-તેમનો તું ઔરસપુત્ર છે, અને મને તો તે ગુરૂએ પુત્ર સરખો માન્યો છે; એ માટે તારૂં અને મારૂં ભાતૃપણું છે; તો મારેવિષે પ્રીતિ ધારણ કરીને અને પોતાનો અનુગ્રહ પ્રગટ કરીને મારા શત્રુઓ જે પાંડવો-તેઓનાં મસ્તકોને છેદન કરી જો એક ક્ષણમાં મને બતાવશો તો સાંપ્રતકાળે પરલોકસંબંધી માર્ગપ્રત્યે પ્રસ્થાન કરનારો જે હું-તેને એ આનંદમય પાથેય એટલે મુસાફરને માર્ગનેવિષે ભક્ષણાદિક માટે ઉપયોગ પડનારી જે ભક્ષણાદિક વસ્તુઓ, તે તેં દીધા સરખું થશે. વળી યુદ્ધનેવિષે તું એકલો છતાં પણ તને જીતવા માટે સેંકડો શત્રુઓ પણ સમર્થ નથી; તો પછી કૃતવર્મા અને કૃપાચાર્ય-એઓએયુક્ત થએલો જે તું-તેને શત્રુઓ જીતનારા નથી એમાં શું કહેવું? ઇત્યાદિક ભાષણ કરી કૃતવર્મા અને કૃપાચાર્ય-એઓએયુક્ત થએલા અશ્વત્થામાને પ્રશંસા કરી દુર્યોધન, પાંડવોનો વધ કરવા માટે મોકલતો હવો. ત્યારપછી તે ત્રણે વીરો, ઘણા યોદ્ધાઓની પંક્તિએ વ્યાપ્ત થએલા પાંડવોના નિવાસસ્થળપ્રત્યે ઊતાવળાજ પ્રાપ્ત થતા હવા. તે સમયે દ્રોણપુત્ર અશ્વત્થામા એવું ભાષણ કરતો હવો.

અશ્વત્થામા—રે પાંડવોના સૈનિકો! તમે મહા ત્વરાએ આયુધાદિક ધારણ કરો. સાંપ્રતકાળે તમારેવિષે અશ્વત્થામા નામે યમજ ક્રોધ પામ્યો છે. એવી "યુદ્ધથી હવે આપણ મુક્ત થયા" એવા આનંદનો નાશ કરનારી, અને ગર્જનાયુક્ત તે અશ્વત્થામાની વાણીને, અને તે ત્રણ વીરોના ધનુષ્યની પ્રત્યંચાના નાદને સાંભળીને, અત્યંત નાશ પામનારૂં નિદ્રાસુખ જેમ ક્ષોભ પામ્યું, તેમ જેઓનો તુમુલ શબ્દ છે એવું તે પાંડવોનું સંપૂર્ણ છાવણીસંબંધી સૈન્ય પણ ક્ષોભને પામતું હવું. તે સમયે તે પાંડવોના સૈન્યના ચિત્તનેવિષે પ્રલયકાળના વજ્રપાત સરખાં ભાસનારાં એવાં તે ત્રણેય વીરોએ છોડેલાં જે સંપૂર્ણ બાણો-તેના સમુદાયે અત્યંત ક્ષોભ પામનારા જે મહાપરાક્રમી ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી-તે બંને વીર, મહા આવેશે કરી જેમને પ્રત્યંચા ચઢાવી છે એવાં પોતાનાં ધનુષ્યોને કરી યુદ્ધ કરવા માટે નીકળતા હવા. ત્યારપછી દુષ્ટ ગ્રહો જેમ સર્વ સ્થળે વરસનારા મેઘને અત્યંત અંતરાય કરેછે, તેમ ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી, કૃપાચાર્યાદિકના

બાણોને સર્વ સૈન્યનેવિષે અવરોધ કરતા હતા. ત્યારપછી તે અશ્વત્થામાદિક ત્રણે જણાએ, જેને વિષે યોદ્ધાઓ એજ આહૂતિ છે; એવો કોઈ એક પરાક્રમરૂપ યજ્ઞ કરીને તેમાં તે ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી ક્ષણમાં શાંતતાને પમાડ્યા. અર્થાત્ પરાક્રમરૂપી યજ્ઞનેવિષે ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી-એ એનો હવન કરચો એટલે એ બંનેનો નાશ કરચો. તે સમયે તે ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી-એઓના મસ્તકને છેદન કરનારા તે કૃપાચાર્યાદિક ત્રણે જણાઓએ દ્રોણાચાર્ય અને ભીષ્મપિતામહના વધના વૈરનું યથેચ્છપણે નિર્યાતન કરચું. તે સમયે તે કૃપાચાર્યાદિક ત્રણે જણાઓએ દ્વેષ અને રાગ એઓના સરખા તે ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી-એ બંનેનો વધ કરીને પછી કર્મના સમુદાય સરખું જે પાંડવોનું સંપૂર્ણ સૈન્ય-તેને નાશ પમાડ્યું. તે સમયે પાંચે પાંડવોની બીજીઓ સાક્ષાત્ મૂર્તિઓજ હોયના! એવા, કિંવા દ્રોપદીના કુક્ષિરૂપ સરોવરનેવિષે ઉત્પન્ન થએલાં શ્વેત કમળોજ હોયના! એવા, કિંવા સર્વ જગત્‌ને દુર્જય એવા કામદેવનાં બાણોજ હોયના! એવા ક્રોધ પામેલા જે પાંચે પાંચાળ (દ્રૌપદીપુત્ર)-તેઓ મહાવેગે કરી તે ત્રણેની સાથે યુદ્ધ કરવા માટે સિદ્ધ થતા હવા. તે રાત્રીનેવિષે તે અશ્વત્થામાદિક ત્રણે જણા, અતિશય ક્રોધે કરી જેઓનું મ્હોટું બાહુપરાક્રમ છે, એવા હોતાથકા પાંડવોના ભ્રમે કરી તે પાંચાળોને મારવા માટે દોડતા હવા. ત્યારપછી તે ત્રણેનાં અને પંચ પાંચાળોનાં પરસ્પર છૂટેલાં જે બાણો-તેણે કરી પ્રાણ પ્રયાણ કરાવવા માટે તત્પર એવો સંગ્રામ થતો હવો. તે સમયે પ્રતિશત્રુનો ઉદય થયો છતાં તેનું ઉત્તમ પ્રકારે કરી નિવારણ કરવા માટે સમર્થ એવો જે મંત્ર-તેનાં મૂર્તિમાન પાંચ અંગજ હોયના! એવા તે પાંચ પાંચાળોએ અશ્વત્થામાદિક ત્રણે જણાઓને પરાભવ પમાડ્યા. ત્યારપછી પોતાના પરાજયે કરી જાગ્રત થનારી જે લજ્જા-તેણે અતિશય ધિક્કાર કરેલા તે ત્રણે જણાઓએ પણ યુદ્ધનેવિષે યુદ્ધકળાનું સર્વસ્વ પ્રગટ કરી શત્રુઓને પ્રહાર કરવા માટે આરંભ કરચો. તે સમયે ગ્રીષ્મઋતુને વિષે સૂર્યના કિરણોનો સમુદાય જેમ જળાશયોને શોષણ કરેછે, તેમ અશ્વત્થામાનો બાણસમુદાય, પાંચાળોના બાણોને શોષણ કરતો હવો. ત્યારપછી પરાક્રમે કરી ઉત્તરોત્તર યુદ્ધચાતુર્યનું નવીનપણું સ્વીકારીને શોભનારા તે દ્રૌપદીના પાંચે પુત્રોને અશ્વત્થામાના બાણોએ પંચત્તાજ એટલે મૃત્યુજ સમર્પણ કરચું. અર્થાત્ અશ્વત્થામાનાં બાણોએ દ્રૌપદીના પાંચે પુત્રોને મરણ પમાડ્યા. અને તત્ક્ષણ "એઓ પાંચે પાંડવોજ છે" એવી બુદ્ધિએ કરી તે અશ્વત્થામાદિક ત્રણે જણાઓએ તે પાંચાળોનાં પાંચે મસ્તકોને છેદન કરી સંતુષ્ટ થઈ તે મસ્તકો દુર્યોધનના સમીપભાગે લીધાં; અને વેદનાના અતિશયે કરી મૂર્ચ્છા પામનારો તથા મૂર્ચ્છાએ કરી જેણે પોતાનાં નેત્રો મીચ્યાં છે, એવો તે યુદ્ધભૂમિનેવિષે શ્વાસ માત્રે કરી અવશેષ રહેનારો દુર્યોધન, તે અશ્વત્થામાદિક ત્રણે જણાઓએ અવલોકન કરચો. ત્યારપછી સરોવરના પાણીના સિંચને કરીને તે

દુર્યોધનને ચેતના સંપાદન કરીને ત્યારપછી આનંદયુક્ત એવા તે દુર્યોધનના મુખ આગળ તે ત્રણ જણા, આણેલાં મસ્તકોને સ્થાપન કરતા હવા. તે સમયે "તે મસ્તકો કોનાંછે" એ ઓળખાય નહીં, તે માટે મહાપરાક્રમી એવા તે અશ્વત્થામાદિક, તત્ક્ષણ અરણીના કાષ્ઠને મંથન કરી, જેણે સંપૂર્ણ ભૂતળને પ્રકાશ કરચો છે એવા અગ્નિના પ્રકાશને ઉત્પન્ન કરતા હવા. અને દુર્યોધનપ્રત્યે ભાષણ કરતા હવા કે "હે ભૂમિપતે, અમોએ છેદન કરેલાં અને તારા મુખ આગળ આણીને મૂકેલાં એવાં આ પાંડવોનાં મસ્તકોને ક્ષણમાત્ર અવલોકન કરી તું આનંદયુક્ત થા.

એ પ્રમાણેની તે અશ્વત્થામાદિકોની વાણીએ કરી જેની વ્યથા કિંચિત્ નાશ પામી છે એવો તે દુર્યોધન, ભૂમિથી પોતાનું મસ્તક ઉંચુ કરીને તે મસ્તકોને ઉત્તમ પ્રકારે કરી અવલોકન કરતો હવો. તે સમયે તે દુર્યોધન, "એ મસ્તકો પાંડવોનાં નથી" એવું જોઇને જેની મુખકાંતિ શ્યામવર્ણ થઇછે, એવો હોતો થકો દીર્ઘ શ્વાસોશ્વાસ નાખીને ફરી પણ અકસ્માત્ ભૂમિતળનેવિષે પતન પામ્યો; અને તે ત્રણે જણાઓ પ્રત્યે ભાષણ કરવા લાગ્યો.

દુર્યોધન—અરે મૂર્ખો, તમોને ધિક્કારછે. તમારૂં આ શું પરાક્રમ!! તમોએ નિશ્ચયે કરી સ્તનપાન કરનારા સરખા એટલે દુધમુખ એવા આ, દ્રૌપદીના પુત્રોનેજ મારચાછે. તે દુષ્ટ પાંચ પાંડવો તો નિશ્ચયેકરી કોઇપણ ઠેકાણે અખંડિતજછે. અરે મારાં તે ભાગ્ય ક્યાં? કે જે ભાગ્યે કરી મરણ પામેલા પાંડવોને હું જોઊં!! એવી રીતે મંદમંદ ભાષણ કરનારો અને તતકાળ ફરી પ્રાપ્ત થનારી જે મૂર્છા-તેના ભારે કરી વ્યાકુળ થએલો એવો જે દુર્યોધન-તેને અશ્વત્થામાદિકના ક્રૂરપણાથી ભય પામેલોજ હોયના! એવા તે દુર્યોધનના પ્રાણે પણ પરિત્યાગ કરચો. અર્થાત તે સમયે શત્રુના પરાભવ જોવાને માટે નિરાશ એવો દુર્યોધન, પ્રાણ છોડતો હવો.

ત્યાર પછી "આગળ શું કરવું" એવિષે જેઓની મૂઢ બુદ્ધિછે એવા અને જેઓને પાંડવોથી ભય પ્રાપ્ત થયોછે એવા તે અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા-એ ત્રણે જણાઓ, તેવી મરણ સ્થિતિને પામનારા દુર્યોધનનો પરિત્યાગ કરતા હવા; અને પરસ્પર એક બીજા પ્રત્યે જોવા માટે પણ અત્યંત લાજ પામનારા, અને નિંદ્યકર્મના યોગે કરી જેઓનાં ચિત્ત અત્યંત ખિન્નછે; એવા તે અશ્વત્થામાદિક કહીં કહીં જૂદે જૂદે ઠેકાણે ગમન કરતા હવા.

અહીંયાં કૌરવ પાંડવોનો યુદ્ધનો આવી રીતિએ થએલો જે વૃત્તાંત-તેને જાણનારો એવો નિપુણ સંજય, હસ્તિનાપુરમાં જઈ સ્ત્રી જે ગાંધારી, તે સહિત ધૃતરાષ્ટ્ર રાજાને કહેતો હવો. તે સમયે કર્ણસ્થાનનેવિષે વજ્રપાતના સરખો લાગનારો જે તે વૃત્તાંત-તેને સાંભળીને ગાંધારી અને ધૃતરાષ્ટ્ર-એ બંને અકસ્માત્ મૂર્છાને પામતાં હવાં. તે સમયે શોકરૂપ અગ્નિએ દહન થનારાં જે અસ્થિઓ-તેઓના તડતડાટ શબ્દ સરખો તે ધૃતરાષ્ટ્રના પરિવાર લોકોનો પણ અતિ મહાન

એવો આક્રંદરૂપ શબ્દ ઉત્પન્ન થયો. પછી રાત્રીનેવિષે શીતળ એવા વાયુએ કરી ઘણે કાળે તે ગાંધારી અને ધૃતરાષ્ટ્ર-ચેતનાને પામી જેમણે દુઃખાશ્રુએ કરી તળાવ નિર્માણ કરચ્યું છે; અર્થાત્ જેઓને નેત્રોમાંથી અતિશય આંસુ વહેછે, એવાં તે બંને શોક કરવા લાગ્યાં કે, हावत्स वीरश्रेष्ठ, हा मानैकनिकेतन (માનનું કેવળ ઘર) हा गुणोर्वीरुहाराम (ગુણરૂપ વૃક્ષોનો બાગ) हा डडशय-क्षीरनीरधे (અમારા અંતઃકરણને આનંદનો આપનાર ક્ષીરસમુદ્ર સરખો) हा कौरवकुलोत्तंस, (કૌરવકુળમાં શ્રેષ્ટ) हागुरुष्वेक वत्सल, (ગુરૂનેવિષે અત્યંત વત્સલ) हा निःसामान्य सौजन्य, (મહા સુજનપણાવાળો) हा दुराक्रामविक्रम. (જેનું પરાક્રમ શત્રુઓએ દુઃખે કરી જીત્યુંછે.) हा कृपाणपयःपूरप्लावितारातिमंडल, (ખડ્ગરૂપ ઉદકના પૂરનેવિષે જેણે શત્રુઓનાં મંડળો બૂડાડ્યાં છે) हा नताखिलभूपालमौलिमालार्चितक्रम, (નમ્ર એવા સંપૂર્ણ રાજાઓના મુકુટોએ જેનું પાદપીઠ પૂજિતછે,) એવા હા દુર્યોધન, આ હું જે તારી માતા, તેને મૂકીને તું ક્યાં ગયો? શત્રુઓથી એ તને શું વારૂ અમંગળ મરણ પ્રાપ્ત થયું? જે તારા અગ્રભાગનેવિષે ઇંદ્ર પણ તારી કૃપાનો પાત્ર થયો, એવો જે તું-તેને દૈવકરી અહહ!!! શી વારૂ આ દશા પ્રાપ્ત થઈ? હેવીર, આજ તારૂં હરણ કરનાર જે આ દુરાત્મા મૃત્યુ; તેણે અંધ એવાં જે અમે બંને-તેમના હાથથી કેવળ આધારરૂપ જે લાકડી, તેજ હરણ કરી. અર્થાત્ અંધ એવાં જે અમે, તેમની તું લાકડીરૂપ હતો: હવે અમે કોના આધારે અમારી આજીવિકા કરશું? હે વીર, સર્વ લોકોનો કેવળ ચંદ્રજ એવો જે તું, તે પરલોકનેવિષે નીકળી ગયો છતાં નિરાધાર એવા સેવકોરૂપ ચકોરોને કોણ વારૂ રક્ષણ કરશે? તારાવિના આજ આ સંપૂર્ણ જગત્ પણ અમોને શૂન્ય થયુંછે. શોકે કરી અંધ એવાં જે અમે-તેમને આ અંધકારે યુક્ત એવી રાત્રી અત્યંત દુઃખ દેનારી થઇછે."

એ પ્રકારે કરી વિલાપ કરનારાં, ઊંચ સ્વરે કરી આક્રંદન કરનારાં, વારંવાર મૂર્ચ્છા પામનારાં, અને વારંવાર પોતાના વક્ષસ્થળને હસ્તે કરી અત્યંત પ્રહાર કરનારાં એવાં તે ગાંધારી અને ધૃતરાષ્ટ્ર ભૂમિતળનેવિષે આળોટતાં હવાં. તે સમયે ગાંધારી અને ધૃતરાષ્ટ્ર-એ બંનેને પુત્રશોકે કરી સંપૂર્ણ જગત વિષમય, અથવા અગ્નિમય, અથવા મૃત્યુમય થવા લાગ્યું. અર્થાત, આ સર્વ જગ વિષરૂપ ભાસવા લાગ્યું, અગ્નિસરખું દાહ કરવા લાગ્યું અને મૃત્યુ સરખું મહા ભયંકર લાગ્યું.

અહીંયાં શ્રીકૃષ્ણના નિવાસસ્થળનેવિષે કૃષ્ણની સાથે આવેલા પાંડવો બળભદ્રને પ્રસન્ન કરી મહાહર્ષે પોતાની સેનાપ્રત્યે જવા માટે જેવા નીકળ્યા, એટલામાંજ જેને ભીતિએ કરી કંપ પ્રાપ્ત થયો છે એવો, અને અશ્વત્થામાદિકોએ યુદ્ધનેવિષે જરજર કરેલો એવો સાત્યકિ, પાંડવોની પાસે મહાવેગે આવીને પાંચાળાદિકોના વધના વૃત્તાંતને કથન કરતો હવો. તે સમયે કર્ણસ્થાનનેવિષે કરવત સરખી મહા દુઃસહ એવી તે કઠોર વાણીને મહાત્વરાએ સાંભળીને અત્યંત શોક

કરનારા પાંડવો પ્રત્યે શ્રીકૃષ્ણ ભાષણ કરવા લાગ્યા, કે "હે ધૈર્યયુક્ત પાંડવો, તમોને પણ શોક કરી આ શો કંપારો પ્રાપ્ત થયો છે? અહો સુવર્ણનેવિષે મલિનતાની ઉત્પત્તિ થાયછે શું! અહો જેઓએ સંસારનું તત્વ જાણ્યુંછે, એવા તમો પણ જ્યારે શોકનું અધિષ્ઠાન થાઓ; ત્યારે નિશ્ચયે કરી સૂર્ય પણ અંધકારનું અધિષ્ઠાન થશે!! અર્થાત સંસારનું તત્વ જાણનારા જે તમો-તેમને પણ જ્યારે શોક પ્રાપ્ત થાય ત્યારે સૂર્યથી પણ અંધકાર ઉત્પન્ન થાય! એમાં શી નવાઇ? એટલે સૂર્ય જેમ અંધકારે યુક્ત થવા માટે કદીપણ યોગ્ય નથી, તેમ તમે પણ નાશવંત વસ્તુનો શોક કરવા માટે કાંઇપણ યોગ્ય નથી. તમારૂં સંપૂર્ણ સૈન્ય રાત્રીનેવિષે નિદ્રિસ્થ છતાં અશ્વત્થામાદિકનું એ સાહસકૃત્ય પ્રાપ્ત થશે. એવી હું મનમાં સંભાવના કરી તમોને બળરામના શાંત્વનને માટે અમારી સેનાપ્રત્યે આણતો હવો. "પિતા જે દ્રોણાચાર્ય અને સ્વામિ જે દુર્યોધન-એઓનો તમે વધ કરચો-એ ક્રોધે કરી એ દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા. રાત્રીનેવિષે શ્રમ પામી સેનાનેવિષે નિદ્રિસ્થ થએલા એવા તમોને નિશ્ચયે કરી જો મારે, તો આટલો બધો કરેલો સંપૂર્ણ આરંભ નિષ્ફળ થશે" એવું જાણીને મેં તમોને અહીંયાં આણ્યા. તમે કુશળ છતાં પુત્રો તો, જેઓની ઉત્પત્તિ ન પ્રાપ્ત થનારી છે એવા નથી. અર્થાત તમે જીવતા છતાં આગળ પણ પુત્ર થવાનો સંભવ છે; એ માટે આ શોકનો ત્યાગ કરી વેગે કરી પોતાની સેનાપ્રત્યે તમે ગમન કરો; એટલે પુત્ર અને ભાઇઓ-એઓના વધે કરી દુઃખિત થએલી એવી દ્રૌપદીને સારી રીતિએ આપણ શાંત્વન કરીએ."

એવી શ્રીકૃષ્ણની વાણીએ કરી તે પાંડવો, શોકને શિથિળ કરી જેનેવિષે હામોહામ આક્રંદ પ્રાપ્ત થયો છે, એવી પોતાની છાવણીપ્રત્યે આવતા હવા. ત્યાં ભૂમિનેવિષે જે આળોટવું-તેવિષે તત્પર, મુખ આગળ વિખરાયલા જેના કેશછે, અને અતિશય ઊંચ સ્વરે કરી આક્રંદન કરનારી એવી દ્રૌપદીને તે પાંડવો અવલોકન કરતા હવા. "हा वत्सो, हा महावीरो, हा जनन्येकचेतसा (માતાનેવિષે જેઓનાં ચિત્તછે એવા) મંદભાગ્ય એવી જે હું-તેનો અહિંયાં ત્યાગ કરી તમે કયાં વારૂ ગયાં!" ઈત્યાદિક અનેક પ્રકારે કરી ઉચ્ચારેલા જે વિલાપો-તેણે કરી વિહ્વળ થએલી એવી જે દ્રુપદનંદની, તે પ્રત્યે કંસારાતિ એવા જે શ્રીકૃષ્ણ-તે શાંત્વન કરતા હવા.

શ્રીકૃષ્ણ— હે કલ્યાણિ, તારા સરખી જે વીરપત્નીછે, તેનો આ શોકવિધિ કદીપણ યોગ્ય નથી. સાધારણ પુરૂષોની સ્ત્રીઓછે તે શોકે કરી વ્યાકુળ થાયછે, પરંતુ જે વીરસ્ત્રીઓછે તેઓ યુદ્ધથી પલાયન કરનારા પોતાના પુત્રોએ કરી લજ્જિત થાયછે; અને યુદ્ધનેવિષે મૃત્યુને પ્રાપ્ત થએલા અથવા શત્રુઓને જીતીને મૃત્યુના ઊર્ધ્વભાગે રહેનારા અર્થાત્ પોતાનું મૃત્યુ ચૂકવનારા એવા પુત્રોએ કરી આનંદ પામેછે. એ માટે તારા ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી-એ બે બંધુઓ અને તે પાંચ પુત્રો ધન્યછે; કારણ, કુળનેવિષે કેવળ ભૂષણભૂત એવા જેઓએ યુદ્ધનેવિષે પોતાના

પ્રાણોનો ત્યાગ કરી તારે માટે ઘણાકાળ પર્યંત અખંડિત અવૈધવ્ય (સૌભાગ્ય) સમર્પણ કર્યું, અને લોકાલોકપર્વતપર્યંત સૂર્યના પ્રકાશ સરખી દેદીપ્યમાન એવી પોતાની કીર્તિ સ્થાપન કરી. અને વળી એવુંછે કે આ પ્રાણ, રક્ષણ કર્યો છતાં પણ કોઇક સમયે દેહનો ત્યાગ કરીને જાયછેજ; તો તે પ્રાણ, કોઇપણ કાર્યને માટે જાયતો તે સાર્થક છે. વળી બંધુ પણ મરણ પામો અને પુત્ર પણ મરણ પામો, પરંતુ પતિના કુશળે કરી પતિવ્રતા સ્ત્રીઓ આનંદ પામેછે. એ માટે તારા બંધુઓ અને પુત્રો મરણ પામ્યા, પરંતુ તારા દૈવે કરી તારા પતિઓ કુશળ છે. વળી તું દ્રુપદ રાજાની કન્યાછે અને પાંડવોની સ્ત્રીછે. એ માટે શોકનો ત્યાગ કર અને "આ દેહ નાશવંતછે" એવું જાણી ચિત્તના સમાધાનને પામ.

પાંડવોનુ જેઓ અનુમોદન છે એવાં તે શ્રીકૃષ્ણનાં વાક્યોએ કરી તે દ્રૌપદી શોકે કરી જોકે શ્યામવર્ણ થઈ હતી, તોપણ ધીમેધીમે શોકનો ત્યાગ કરતી હવી.

ત્યાર પછી તે રાત્રી ગયા પછી પોફાટવાનો સમય પ્રાપ્ત થયો છતાં શ્રીકૃષ્ણ અને પાંડવો, પત્ની જે ગાંધારી, તે સહવર્તમાન જે ધૃતરાષ્ટ્ર—તેમની પ્રત્યે તેમનો શોક દૂર કરાવવા માટે ગમન કરતા હવા. તે સમયે ભક્તિએ કરી અતિશય નમ્રપણે તે પાંડવો, ગાંધારી અને ધૃતરાષ્ટ્રને નમસ્કાર કરવા લાગ્યા છતાં ક્રોધાયમાન અને જેમને અતિશય શોક પ્રાપ્ત થયોછે; એવાં તે બંને ફરી પાંડવોથી પરાંઙ્મુખ થતાં હવાં. અર્થાત પાંડવો વંદન કરવા લાગ્યા છતાં "તે પાંડવોએ આપણા દુર્યોધનાદિક પુત્રોનો ઘાત કર્યોછે" એવો રોષ મનમાં લાવી ક્રોધ ધારણ કરી તે પાંડવોથી અવળુ મુખ કરી શોક કરવા લાગ્યાં: ત્યાર પછી તેઓના ચરણતળનેવિષે જેઓના કિરિટો લોટાયલાછે એવા તે પાંડવો, વારંવાર વંદન કરવા લાગ્યા છતાં તે સમયે વક્તા પુરૂષોમાં શ્રેષ્ટ એવા ગદાગ્રજ એટલે શ્રીકૃષ્ણ એવું ભાષણ કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણ—હે રાજન, આ પાંડુપુત્રો તે તમારા પુત્રો નથી શું? એઓની ભક્તિ પાંડુરાજાના કરતાં તમારેવિષે કદી પણ ઓછી નથી. આ પાંડવો, પોતાના હૃદયનેવિષે પૂજ્યબુદ્ધિએ કરી ગાંધારીને જેવી માને છે, તેવી તેઓ કુંતીને પણ માનતા નથી; અને આ ધર્મરાજાને, ભીમસેનાદિક પોતાના બંધુઓ કરતાં પણ દુર્યોધનાદિ કૌરવબંધુઓ અતિ પ્રિય હતા. એવું છતાં પણ વર્ણન કરવા માટે જે અત્યંત અયોગ્ય એવું આ અમંગળ પ્રાપ્ત થયું, અર્થાત દુર્યોધનાદિકનો વધ થયો: તે વિષે દુરાત્મા એવો વિધિજ અપરાધ કરનારો છે; એવું હું માનુંછું. યુદ્ધ થવાની પહેલાં આ પાંડુપુત્રો, માત્ર પાંચ ગામોએ કરીને પણ સંધિ કરવાની ઇચ્છા ધારણ કરતા હતા; પરંતુ જે કારણ માટે તે સમયે દુર્યોધને એઓને નિરાશ કર્યા, તે હે દેવ, દુર્યોધનનું દુષ્ટ ચિત્તપણુંજ હતું. અને જે કારણ માટે તે દુર્યોધને તે સમયે તમારા સરખાની વાણી પણ તિરસ્કાર

કરી, તેવિષે કેવળ કારણરૂપી ભવિતવ્યતાજ જાગ્રત થઈ. તે સમયે પાંડવો કોઈપણ પ્રકારે બંધુ-ઓએ પણ સ્વીકારેલી પોતાની પૃથ્વીનો જો ત્યાગ કરત તો તમારા કુળને લજ્જા ઉત્પન્ન ન કરત શું? અર્થાત્, પાંડવોએ "આપણી પૃથ્વીનો આપણા કૌરવબંધુઓ ઉપભોગ કરેછે" એમ સમજી જો યુદ્ધનો ઉદ્યોગ ન કરચો હોતતો, "આ પાંડવોએ દુર્યોધનથી ભય પામીને પોતાની પૃથ્વી પાછી લેવાને યુદ્ધનો ઉદ્યોગ ન કરચો" એવું લોકો માનીને તમારા કુળની નિંદા કરત: અને તમારા કુળને અયોગ્ય એવા અન્યાયને કરનારા પોતાના પુત્રો જો તમે જાણશો તો તે પુત્રોએ કરી અત્યંત લજ્જિત થશો. કારણ, જેઓએ અન્યાય કરચો છે એવા પોતાના પુત્રો પણ સાધુ પુરૂષોને પ્રીતિ કરવા માટે યોગ્ય નથી; અર્થાત. તેઓ દ્વેષ કરવાને યોગ્યછે; અને ન્યાય પ્રમાણે ચાલનારા એવા શત્રુઓ પણ પોતાના પુત્રો સરખા સાધુપુરૂષોને અત્યંત પ્રિયજ થાયછે. હવે ન્યાયીપુરૂષોમાં જેઓનો પ્રખ્યાત ન્યાયછે એવા આ પાંડવો તમારાજ પુત્રો છે; એ માટે આ પાંડવોનેવિષે અર્થાત પાંડવો ઉપર, વિશેષે કરીને પ્રસન્નતા કરવા માટે તમે યોગ્ય છો. અનુક્રમે જેઓનાં નમ્ર મસ્તકો થયાં છે એવા આ પાંડવો, ગાંધારીનેવિષે અને તમારેવિષે પ્રતિદિવસે કૌરવો કરતાં પણ અધિક એવી ભક્તિને નિશ્ચયે કરી કરશે. એ કારણ માટે તમે બંને જણાં પ્રસન્ન ચિત કરીને સંપૂર્ણ રોષનો ત્યાગ કરી આ પાંડવોના પૃષ્ઠભાગનેવિષે પોતાના હસ્તોને સ્થાપન કરો. સર્વ પ્રકારે કરી "આ જગત નાશવંત છે" એવું નિશ્ચયે કરી જાણનારા કીઆ વારૂ વિવેકીપુરૂષને પુત્રશોક પણ પીડા કરશે? અર્થાત્ એવા વિવેકી કોઈપણ પુરૂષને આવો પણ પુત્ર શોક વ્યથા ઉત્પન્ન કરનાર નહીં.

એ પ્રકારની શ્રીકૃષ્ણની વાણીએ કરી જેમનો ક્રોધ મંદ થયોછે એવાં તે ગાંધારી અને ધૃતરાષ્ટ્ર મહાસંકટે કરી પાંડવોના પૃષ્ઠભાગને વિષે પોતાના હસ્તોને મૂકતાં હવાં. અર્થાત નમન કરી રહેલા પાંડવોના પૃષ્ઠભાગે તે બંને જણાંએ હસ્તસ્પર્શ કરચો: અને "અમારા પુત્રોએ તમારો જે અપરાધ કરચો તે તેઓના દૈવનો અપરાધછે, અમારા પુત્રોનો અપરાધ નથી." એવું ભાષણ કરી તે ગાંધારી અને ધૃતરાષ્ટ્ર, અનુક્રમે વંદન કરનારા પાંડવોને વંદન કરતા ઉઠાડીને આલિંગન કરતાં હવાં. ત્યાર પછી તે ગાંધારી પાંડવો પ્રત્યે એવું ભાષણ કરવા લાગી.

ગાંધારી—હે વત્સો, તમે મારેવિષે પ્રેમ ધારણ કરનારા જો હો, તો સાંપ્રતકાળે સંગ્રામભૂમિનેવિષે મને ત્વરિત લેઈ જાઓ; એટલે મંદભાગ્ય એવી જે હું તે-જેઓના પ્રાણ નીકળી ગયાછે એવા મારા સંપૂર્ણ પુત્રોનું આખરસમયનું મુખાવલોકન કરીશ.

એવું ગાંધારીનું ભાષણ સાંભળીને ત્યાર પછી જેની તીક્ષ્ણ કાંતિછે એવો સૂર્ય, ઉદય પર્વતના શૃંગનેવિષે પ્રાપ્ત થયો છતાં અર્થાત્ સૂર્યોદય થયો છતાં, કોઈપણ પ્રકારે કરી ધૃતરાષ્ટ્રનું

શાંત્વન કરી તેમને ત્યાંજ મૂકીને પોતે પાંડવો, જેને ભક્તિએ કરી હસ્તાવલંબન એટલે હાથનો ટેકો દીધોછે એવી, અને જેના નેત્રોનેવિષે અશ્રુઓ પ્રાપ્ત થયાંછે, એવી ગાંધારીને યુદ્ધાંગણનેવિષે લેતા હવા. તે સમયે સંપૂર્ણ દશાર્ણીઓસહવર્તમાન અને સંપૂર્ણ રાજાઓની સ્ત્રીઓના સમુદાયે સહવર્તમાન દુર્યોધનની સ્ત્રી ભાનુમતી, રણભૂમિનેવિષે ગમન કરનારી જે સાસુ ગાંધારી-તેના અનુલક્ષે કરી ગમન કરતી હવી.

ત્યારપછી મરણ પામેલા જે અનેક મહાવીરો, તેઓના સમુદાયે કરી ચિન્હિત થએલી એવી તે યુદ્ધભૂમિને અવલોકન કરી સંપૂર્ણ સ્ત્રીઓનાં હૃદય વિદીર્ણ થતાં હવાં. તે સમયે તે સંપૂર્ણ સ્ત્રીઓનો એકદમ ઉત્પન્ન થએલો જે રૂદન રૂપી આક્રોશ, તેનાથી ઉત્પન્ન થએલો જે પ્રતિધ્વનિ-તેણે કરી જાણે મરણ પામેલા રાજાઓના શોકે વિહ્વળ થએલી દિશાઓજ આક્રંદન કરતી હોયના! એવું ભાસવા લાગ્યું. અર્થાત્ સ્ત્રીઓના આક્રોશથી ઉત્પન્ન થએલા પ્રતિધ્વનિએ કરી સંપૂર્ણ દિશાઓ વ્યાપ્ત થઇઓ: તે સમયે ભીમસેનની ગદાના પ્રહારે કરી જેના બંને ઊરૂ ભગ્ન થયાછે એવો, અને સેવકજનોએ બતાવેલો એવો જે કૌરવેશ્વર દુર્યોધન-તેની પાસે સ્નુષા સહિત ગાંધારી ગમન કરતી હવી. તે સમયે બીજા રાજાઓની સ્ત્રીઓ પણ, રક્તે કરી જેઓનાં સર્વાંગ સિંચન થએલાંછે, એવા પોત પોતાના પતિને અવલોકન કરી તેમનો આશ્રય કરતી હવીઓ. તે સમયે દુઃખનાં અશ્રુઓએ કરી જેનાં નેત્રો વ્યાપ્ત થયાંછે, એવી કોઇએક સ્ત્રી પૃથક્ પૃથક્ ઠેકાણે પડેલા પોતાના પતિના અવયવોને એકઠા કરતી હવી. તે સમયે કોઇએક સ્ત્રી, પોતાના પતિના વક્ષસ્થળનેવિષે, પૂર્વે પતિ યુદ્ધ કરવા માટે જવા લાગ્યો છતાં તે સમયે જે તેણીએ દીધેલું આલિંગન-તેણે કરી સંલગ્ન એવા પોતાના સ્તનસંબંધી કુંમકુમે કરી ચિન્હિત થએલા પોતાના પતિના કબંધનેજ અવલોકન કરતી હવી; અને મસ્તકને ન અવલોકન કરતી હવી. કોઇએક સ્ત્રી, પૂર્વે પતિયુદ્ધ કરવા માટે જવા લાગ્યો છતાં તે સમયે તે સ્ત્રીએ તેના મુખનેવિષે જે ચુંબન કરેલું; તે ચુંબને કરી તે પતિના મુખનેવિષે સંલગ્ન થએલું પોતાનું જે કસ્તુરીતિલક-તેણે કરી "આ મારા પતિનું મુખછે" એવું નિશ્ચયે કરી તે જાણતી હવી; અને શરીરને તો ન જાણતી હવી. કોઇએક સ્ત્રી, પૂર્વે પતિ યુદ્ધ કરવા નીકળ્યો તે સમયે ચુંબનના મિષે કરી પતિના મુખનેવિષે પોતાના ઓષ્ઠસંબંધી અળતાએ કરી કરેલા ચિન્હને તે સમયે રક્તે કરી વ્યાપ્ત થએલા પોતાના મુખનેવિષે ન અવલોકન કરતી હવી. કોઇએક સ્ત્રીએ તે સમયે અજ્ઞાનપણાએ કરી પોતાના પતિના મસ્તકનેવિષે બીજા કોઈ વીરના કબંધની યોજના કરી છતાં તે સ્ત્રીનો, તે ધડ જે રાજાનું હતું તે રાજાની સ્ત્રીની સાથે ઘણા વખત સુધી પતિ માટે વિવાદ થતો હવો. કોઇ-એક સ્ત્રી, સર્વાંગનેવિષે સંલગ્ન થએલા રક્તે કરી જેનું સ્પષ્ટ જ્ઞાન થયું નહીં, એવા કોઇએક અન્ય

પુરૂષને "આ મારોજ પતિછે" એવા ભ્રમે કરી વારંવાર આલિંગન કરતી હવી. કોઈ એક સ્ત્રી, અભિમાને કરી રોષ ધરી પૂર્વે પતિ યુદ્ધને માટે નીકળ્યો, તે સમયે આલિંગનને માટે પોતાના પતિને નિરાકરણ કરી, અર્થાત્ પતિને યુદ્ધમાં જતીવેળા આલિંગન ન દેતાં; આગળ મરણ પામેલા તે પતિને પોતાના થએલા અપરાધે કરી પશ્ચાત્તાપ પામનારી હોતી થકી વારંવાર આલિંગન કરતી હવી. કોઇએક સ્ત્રી, મરણ પામેલા પોતાના પતિના મસ્તકને હાથમાં લેઈ તે પતિના દેહની ગવેષણા કરતી થકી તે યુદ્ધક્ષેત્રસંબંધી સંપૂર્ણ ભૂમિ પ્રત્યે, જાણે હાથને વિષે મનુષ્યનાં મસ્તક ધારણ કરનારી સાક્ષાત કાળીદેવીજ હોયના! એવી તે સંચાર કરતી હવી. કોઇએક સ્ત્રી, પૂર્વે પતિ યુદ્ધને માટે જવા લાગ્યો છતાં "સોકચનેવિષે એમનો પ્રેમછે" એવું જાણીને તે પતિના મૃત્યુને પણ મનમાં આણનારી અર્થાત્ પતિના મરણને ઈચ્છનારી હોતી થકી તે સમયે તો પતિ મરણ પામ્યો છતાં ઊંચ્ચસ્વરે કરી શોક કરવા લાગી. તે સમયે બે સોકચો, તે યુદ્ધભૌમિનેવિષે ગતપ્રાણ એવા પતિને પોતપોતાના ખોળામાં લેવા માટે ઇચ્છા કરનારીઓ થઈ છતાં તે સમયે પણ ઊંચ્ચસ્વરે કરી તે સોકચોનો પરસ્પર મહાન કલહ થતો હવો. કોઇએક સ્ત્રી, પોતાના પતિના મુખને જોઇને તેનું વારંવાર ચુંબન કરતી હવી. કોઇએક બીજી સ્ત્રી, પોતાના પતિના ધડને જોઇને વારંવાર આલિંગન કરતી હવી. કોઇએક સ્ત્રી, પૂર્વે પતિ યુદ્ધને માટે નીકળ્યો તે સમયે તે પતિ, અન્ય સ્ત્રીનેવિષે આસકત હોવાથી તેનું આલિંગન જેને પ્રાપ્ત થયું નથી, એવી હોતી થકી તે સમયે તો ગતપ્રાણ એવા તે પતિને યથેચ્છપણ આલિંગન કરતી હવી. ત્યાર પછી પોતાનો પુત્ર જે દુર્યોધન-તેને ગાંધારી, પોતાના ખોળામાં લેઇને અતિશય મહોટા ફુત્કારે કરી આક્રોશ કરતી હવી. અને તે સમયે તે આ પ્રમાણે વિલાપ કરવા લાગી.

ગાંધારી—हावत्स, हामहोत्साह, (જેનાથી મહોટો આનંદછે એવો) हा शौंडिरशिरोमणी, (શૂરપુરૂષોમાં શિરોમણી) हावीररसकासार (વીરરસનું સરોવર) हा कुलांबरभास्कर (કુળરૂપ આકાશનેવિષે સૂર્ય જેવો) પૂર્વે તું પૃથ્વીનેવિષે ઇંદ્રસરખો શ્રેષ્ઠ અને મારેવિષે જેનું ચિત્ત છે, એવો હોઇને અર્થાત્ મારે વિષે મહાપ્રેમ ધારણ કરનારો હોઇને સાંપ્રતકાળે જેનો કોઈ દિવસ પરિચય નથી એવા પુરૂષ સરખો દૃષ્ટિએ પણ મને કાં અવલોકન કરતો નથી? તેમજ પૂર્વે સંપૂર્ણ રાજાઓને નાનાપ્રકારના યુદ્ધાદિક કૃત્યોનેવિષે આજ્ઞા કરી સાંપ્રતકાળે મૌન્યવ્રત ધારણ કરનારા મુનિસરખો અત્યંત સ્તબ્ધ કેમ થયો છે? અને પૂર્વે "સંપૂર્ણ પૃથ્વીનું રક્ષણાદિક કેવી રીતે થશે?" એ જોવા માટે ઇચ્છા કરનારો હોતો થકો તું કદિ પણ નિદ્રાને પામ્યો નથી; અને સાંપ્રતકાળે તે પૃથ્વીની અવજ્ઞા કરી દીર્ઘ નિદ્રાને કાં સેવન કરેછે? હે વત્સ, પ્રેમયુક્ત એવો જે તું-તેને માતાનેવિષે આ શો કોપ પ્રાપ્ત થયો છે? કે જે કોપે કરી તું, ઊંચ્ચસ્વરે કરી હું આક્રંદન કરૂંછું

છતાં પણ મને ઉત્તર દેતો નથી! એ પ્રકારે કરી યથેચ્છપણે ગાંધારી વિલાપ કરવા લાગી છતાં તે દુર્યોધનની સ્ત્રી ભાનુમતી પણ દુર્યોધનના ચરણને પોતાના મસ્તકનેવિષે સ્થાપન કરી રૂદન કરતી થકી વારંવાર એવું ભાષણ કરવા લાગી.

ભાનુમતી—हा नाथ, हारिपुन्माथ, (શત્રુઓનું નિર્મંથન કરનારા) हा मानैकनिकेतन, (અભિમાનનું કેવળ ઘર એવા) हा सौभाग्यामृतांभोध, (સૌભાગ્યરૂપ અમૃતના સાગર) हा रूपग्लापितस्मर, (પોતાના સ્વરૂપે કરી કામદેવને પણ ગર્વ રહિત કર્યોછે એવા) हा कल्पपादपौदार्य, (કલ્પવૃક્ષ સરખું જેનું ઉદારપણું છે એવા) हा सुधामय वाङ्मय, (જેની અમૃતમય વાણીછે એવા) हा विश्वकमलादित्य, (વિશ્વરૂપ કમળને પ્રફુલ્લિત કરનારા સૂર્ય સરખા) हा नेत्रतुहिनद्युते (નેત્રને આનંદ દેનારા ચંદ્રસરખા) આ સમય પહેલાં મારો મ્હોટો અપરાધ થયો હોય, તોપણ મારે વિષે તમોએ કદી પણ અબોલા ધારણ કર્યા નથી; અને સાંપ્રતકાળે નિરપરાધી એવી જે હું-તેની પ્રત્યે કેમ સંભાષણ કરતા નથી? હે પ્રાણપ્રિય, સાંપ્રતકાળે તમે મારૂં જો કાંઈ અપ્રિય માનતા હોતો તે અપ્રિય માનવાનું કારણ, મારા કોણ અપરાધથી તમને મળ્યું? તે સ્પષ્ટ કહો, એટલે તત્કાળ "એ અપરાધ મારાથી થયો નથી" એવિષે તમારી ખાતરી કરીશ. અને મારે વિષે જો પ્રસન્ન ચિત્તવાળા હોતો, તમારા અવલોકનરૂપ અમૃતરસે કરી મને તૃપ્ત કરો. હે નાથ, આ સમયની પેહેલાં તમે કોઈ દિવસ પણ મારો ત્યાગ કરી ક્રીડાવનનેવિષે પણ ગમન કર્યું નથી; એવું છતાં સાંપ્રતકાળે મારા વિના દેવલોકનેવિષે ગમન કરવા માટે કાં પ્રસ્થાન કર્યુંછે? હે સ્વામિન્, પૂર્વે તમે સર્વ જગતના નાથપણાને નિરંતર ધારણ કર્યું છતાં સાંપ્રતકાળે તમારાવિના હું પણ અનાથપણાપ્રત્યે પ્રાપ્ત થઇછું. તમોએ ત્યાગ કરેલી એવી જે હું-તેને સાંપ્રતકાળે પ્રકાશ કરનારો આ સૂર્ય પણ અંધકારમય થયોછે; અને હે સ્વામિન્, પ્રાતઃકાળસંબંધી શીતળ વાયુ પણ દાવાનળ સરખો અસહ્ય થયોછે. વૃક્ષની ઊપર રહેનારા પક્ષીઓનો માળો ભગ્ન થયો છતાં તે પક્ષીઓ જેમ અન્યસ્થાનને વિષે ગમન કરેછે, તેમ સાંપ્રતકાળે તમે નાશ પામ્યા છતાં તમારા સેવક લોકો કોનો આશ્રય કરશે? અર્થાત્ જે વૃક્ષનેવિષે પક્ષીઓ રહેછે, તે વૃક્ષ અને તેઓના માળા એ સર્વ નાશ પામ્યા છતાં તે પક્ષીઓ જેમ નિરાધાર થાયછે, તેમ તમારો નાશ થયો છતાં તમારા સેવકો સર્વ નિરાધાર થયાછે. એ પ્રકારે કરી અતિ કરૂણાશબ્દે ભાનુમતી આક્રંદન કરવા લાગી છતાં પછી ગાંધારી અને ધૃતરાષ્ટ્ર-એમની કન્યા અને દુર્યોધનની બહેન-એવી જે દુઃશલા-તે યુદ્ધભોંમિને વિષે મરણ પામેલો પોતાનો પ્રાણપ્રિય જે સિંધુભૂપાળ એટલે જયદ્રથ-તેની પાસે આવીને રૂદન કરતી થકી વિલાપ કરતી હવી.

દુશલા—हाभिराम गुणग्राम मरालकुलमानस, (અત્યંત સુંદર એવા જે ગુણોનો સમુદાય

-તેજ કોઇ એક હંસોનો સમુહ-તેઓને રહેવાની જગ્યા જે માનસસરોવર-તે સરખા) અર્થાત્ રાજહંસોના સમુદાયનું અધિષ્ઠાન જેમ માનસસરોવર તેમ સુંદરગુણોના સમુદાયનું અધિષ્ઠાન એવા) અને હા सिंधुवनितानेत्रकौरवाकरचंद्रमः (સિંધુદેશસંબંધી સ્ત્રીઓનાં નેત્ર, એજ કોઈ એક કુમુદનીનો સમુદાય-તેને પ્રફુલ્લિત કરનારા) એવા હે નાથ, જે કારણ માટે મારો બંધુ જે દુર્યોધન-તેને તમે પોતાનો પ્રાણ સમર્પણ કર્યો, તથાપિ તમારેવિષે પ્રેમ ધારણ કરનારી જે હું-તેનું તમારા હાથથી કાંઇપણ ઋણમોચનપણ થયું નથી; એ સ્પષ્ટ છે, એવિષે વધારે શું કહેવું? હા પ્રાણનાથ!! તમારો જે નાશ થયો, તેણે કરી મારૂં પિતૃકુળ અને સ્વસુરકુળ-એ બંને એકદમ અમાવાસ્યાની રાત્રીનેવિષે સૂર્ય અને ચંદ્ર-એઓનાં મંડળ જેમ એકદમ અસ્ત પામેછે તેમ અસ્ત પામ્યાં. હે મહાસુભટ, જે સિંધુદેશના લોકોએ પૂર્વે કદીપણ શત્રુની વાર્તા પણ જાણી નથી, તે લોકો સાંપ્રતકાળે તમારાવિના કેવી રીતે સુખી રહેશે? હે સ્વામિન, સાંપ્રતકાળે મિત્ર જે દુર્યોધન, તેનું જે હિતકૃત્ય-તદ્રૂપી જેમના પ્રાણ છે, એવા તમે અસ્ત પામ્યા છતાં તે તમારા મિત્રના શત્રુઓ આજ સ્વચ્છંદપણે આનંદ પામશે.

અહીંયાં પતિજે ભૂરિશ્રવા-તેનો વિંટિએ કરી યુક્ત એવા હાથને જોઇ તે ભૂરિશ્રવાની સ્ત્રીઓ ઉચ્ચસ્વરે કરી એવો વિલાપ કરવા લાગીઓ કે "હે પ્રાણનાથ, જે તમારો હાથ પૂર્વે અમારા સ્તનનું કઠિણપણ જાણનારો હોવાથી સ્તનનો મિત્ર, અમારા જઘનનો બાંધવ, નાભિને વિષે સ્પર્શાદિકે કરી નાનાપ્રકારના વિલાસ કરનારો, અને ઘાઘરાની નાડીની મોચનરૂપ ક્રીડા કરનારો એવો હતો, તે આ આજ અહિંયાં પડ્યો છે. જે હસ્ત, પૂર્વે કદાચિત્ અંગુલિકાદિક કાઢવા લાગ્યા છતાં બહુ દુઃખ પામનારો હોઇને અંગુલિયકાદિકે કરી સુશોભિત હતો, તે હાથ સાંપ્રતકાળે, જેણે દુષ્ટ શત્રુઓની સ્ત્રીઓના મસ્તકસંબંધી કેશના સમુદાયનું આકર્ષણ કર્યું છે; એવો હોતો થકો છિન્ન થઈ પડ્યો છે. અર્થાત્ ઘણા દુષ્ટ શત્રુઓને મારવાથી તે શત્રુઓની સ્ત્રીઓને વૈધવ્ય (વિધવાપણું) દેનારો અને અમને પણ તેજ વૈધવ્ય દેનારો હોતો થકો એ હસ્ત આ યુદ્ધભૉમિનેવિષે પડ્યોછે; કિંવા જે હસ્ત, ભય પામેલા શત્રુઓરૂપ રાજાઓના પૃષ્ઠભાગના દર્શને કરીનેજ યુદ્ધનેવિષે વિશ્રાંતિ લેવાના નિયમને ધારણ કરનારો હોઇને સંપૂર્ણ યાચકોના સમુદાયને જેણે સુવર્ણનો સમુદાય અર્પણ કર્યો છે, તે હાથ આ સમયે નિશ્ચેષ્ટ એટલે ચેતનારહિત થઇને પડ્યો છે. હા નાથ!! પૂર્વે યથેચ્છપણે આ પૃથ્વીને એકછત્ર કરવામાટે ઇચ્છા કરનારાં-એવાં જે તમારાં બાણો-તે ઇંદ્રની નગરીને પણ ભય ઉત્પન્ન કરતાં હતાં. અર્થાત્, નગરીમાં રહેનારા દેવોને પણ ભય ઉત્પન્ન કરતાં હતાં, એવા તમે સાંપ્રતકાળે, મંથન કરેલા જે અનેક વીરો-તેણે કરી ચિત્ર વિચિત્ર ભાસનારૂં જે આ યુદ્ધસ્થળ-તેનેવિષે જેમનું માત્ર હસ્ત એજ શરીરછે એવા અમારી દૃષ્ટિએ પડોછો. હે મહા

સુભટ, સાંપ્રતકાળે તમારૂં હરણ કરનારો જે મંદબુદ્ધિવાળો વિધિ–તેણે અમારાં શ્રૃંગાર, વિલાસ, અને રતિ–એ સર્વ હરણ કરચાં." ઇત્યાદિક અનેક પ્રકારે કરી બીજીઓ મૃગાક્ષિઓ પણ પોતપોતાના પ્રાણનાથને પામીને અત્યંત વિલાપ કરી તુમુલ શબ્દ ઉત્પન્ન કરનારીઓ હોતી થકી આક્રંદન કરવા લાગીઓ છતાં, તેઓને તે સમયે ધર્મરાજા, સંસારનો જે નાશવંતભાવ–તેનું પ્રગટપણું બતાવનારાં અને અમૃત તુલ્ય એવા પ્રકારનાં વચનોએ કરી ઉત્તમ પ્રકારે બોધ કરતો હવો. ત્યારપછી ધર્મરાજાની આજ્ઞાએ અર્જુન, ધનુષ્યનેવિષે આગ્નેયાસ્ત્રનો પ્રયોગ કરી મરણ પામેલા સંપૂર્ણ રાજાઓના અગ્નિસંસ્કારને કરતો હવો. ત્યારપછી દુર્યોધનની છાવણીમાં આવીને ધૃતરાષ્ટ્રસહવર્તમાન પાંડવો, મરણ પામેલા જે પોતાના દુર્યોધનાદિક બાંધવો–તેઓની ઉત્તરક્રિયા કરતા હવા. ત્યારપછી ધૃતરાષ્ટ્ર પ્રત્યે જેમણે અત્યંત નમ્રતા બતાવીછે એવા પાંડવો, તે ધૃતરાષ્ટ્રના શોકને નાના પ્રકારના કૃત્યે કરીને તત્ક્ષણ નિવારણ કરી અને સાત્યકીને તેમનીસાથે આપી તે સંપૂર્ણ સ્ત્રીઓ સહવર્તમાન તે ધૃતરાષ્ટ્રને ધર્મરાજા, હસ્તિનાપુરપ્રત્યે મોકલતો હવો.

इंद्रवज्रा छंद.

अवेक्षणीयास्त्वयमेवतावत्प्रजाः प्रतीक्षेःप्रयतेरुजस्रं ॥
यावज्जरासंधवधंविधाय हरेर्निदेशादहमभ्युपेमि ॥ १ ॥
विज्ञप्तिमेवंचरणप्रणामपूर्वंजयोदंतपुरःसरंच ॥
प्रयास्यतास्यात्यकिनातदानीं तपःसुतःकारयतिस्मपांडोः ॥ २ ॥

અર્થ—તે સમયે ધર્મરાજા, હસ્તિનાપુર પ્રત્યે ગમન કરનારા સાત્યકીની સાથે પોતાના પિતા પાંડુરાજાની, ચરણપ્રણામપૂર્વક અને યુદ્ધનેવિષે પ્રાપ્ત થએલા જયનો વૃત્તાંત જેમાં આગળછે એવી વિજ્ઞાપના કરતા હવા; કે હે તાત, જરાસંધનો વધ કરી શ્રીકૃષ્ણની આજ્ઞાએ જ્યાં સુધી હું હસ્તિનાપુરમાં આવું ત્યાં સુધી અમારી માર્ગ પ્રતીક્ષા કરનારા અને નિરંતર જીતેંદ્રિય એવા તમે પોતેજ પ્રજાનું પાલન કરજો.

स्रग्धरा छंद,

इत्थंक्रोधाद्विधायप्रधनभुविविपक्षौघकल्पांतमंतः
प्रीतिंतांतांवहंतः पुनरवनिपरीभोगलाभप्रसूतां ॥
तुष्टिंपुरामारेरद्विषतिरचयितुं मागधक्षोणिभर्तुः
संहारेणाथतस्थुः किसलयितमहस्तांडवाःपांडवेयाः ॥ १३ ॥

અર્થ—એ પ્રમાણે યુદ્ધ ભોમિનેવિષે ક્રોધે કરી શત્રુઓના સમુદાયનો સંહાર કરી અંતઃકરણનેવિષે ફરી પૃથ્વીના ઉપભોગના લાભે કરી ઉત્પન્ન થએલા નાના પ્રકારના હર્ષને ધારણ

કરનારા એવા, અને જેઓનેવિષે આનંદનું નૃત્ય પલ્લવયુક્ત છે એવા પાંચ પાંડવો પછી માગધ દેશનો રાજા જે જરાસંધ-તેના સંહારને અર્થે કરી અરિષ્ટાસુરનો નાશ કરનારા જે શ્રીકૃષ્ણ-તેમનેવિષે મહા સંતોષ ઉત્પન્ન કરવા માટે તેજ કુરૂક્ષેત્રનેવિષે રહેતા હવા. ॥ ૧૩ ॥

इतिमलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्येपांडवकौरवयुद्धवर्णनोनामत्रयोदशःसर्गस्तस्यभाषांतरंसंपूर्णम् ॥ १३ ॥

## અથ ચતુર્દશ સર્ગ પ્રારંભ.

ત્યાર પછી દુર્યોધનના વધે કરીને ક્રોધાયમાન થએલો એવો જે જરાસંધ-તેની આજ્ઞા ગ્રહણ કરીને જેની પવિત્ર વાણી છે, એવો સોમક નામનો દૂત, શ્રીકૃષ્ણપ્રત્યે આવીને ભાષણ કરતો હવો.

સોમક—હે કૃષ્ણ, ત્રિખંડખંડળ એટલે ત્રણ ખંડનો અધિપતિ એવો જરાસંધ, જ્યાં સુધી વિજયી છે ત્યાં સુધી તું સંપૂર્ણ કૌરવોનો સંહાર કરીને પણ કિંચિત્ પણ ગર્વયુક્ત થઈશ નહીં. એ જરાસંધ, પ્રિય એવો જે જમાત્ર કંસ, અને પ્રિયમિત્ર જે દુર્યોધન-એ બંનેયને તારા ઉદરથી આકર્ષણ કરવા માટે અતિશય ઉત્સુક છે; પરંતુ એ જરાસંધ, તને એવું કહેછે કે, એ કુરૂક્ષેત્રની ભૂમિ રક્તના તરંગોએ વ્યાપ્ત થએલી, અને મરણ પામેલી અઢાર અક્ષોહિણી સેનાનાં મસ્તકાદિકોએ કરી આચ્છાદિત છે; માટે એ કુરૂક્ષેત્રનો ત્યાગ કરી યુદ્ધ કરવા માટે યોગ્ય એવા સનપલ્લી નામે ગ્રામનેવિષે તારો અને અમારો સંગ્રામ થશે. ત્યાંપણ જેનેવિષે મત્સોનાં નેત્રો સ્ફુરણ પામેછે, એવી યુદ્ધસાક્ષિણી અને પોતાના સ્વચ્છપણાએ કરી જેનું ઉદક, ચંદ્રના કિરણોનો પણ તિરસ્કાર કરનારૂં એવું છે; એવી સરસ્વતી નદીછે. એવું ભાષણ કરી તે સોમક દૂત છાનો રહ્યો છતાં તે નિરોપની અવજ્ઞાપૂર્વક શ્રીકૃષ્ણ ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે દૂત, યુદ્ધને માટે ક્ષુધાક્રાંત એવા જે અમો-તેમને યુદ્ધરૂપ ભોજન કરવા-માટે આ તારૂં આમંત્રણજછે. હજી પણ કંસ અને કૌરવ-એઓના ગ્રાસે કરી મારા બાહુની તૃપ્તિ થઈ નથી; એ માટે સાંપ્રતકાળે ફરી એ જરાસંધ, તે બાહુની તૃપ્તિને નિશ્ચયે કરી કરશે. માટે જરાસંધે યુદ્ધ કરવામાટે કહેલા સનપલ્લી ગ્રામનેવિષે અમે આવ્યાજ એમ જાણજે. ત્યાં

તે જરાસંધ પણ મહાત્વરાએ આવે. એવું કહીને શ્રીકૃષ્ણ, તે દૂતને પાછો મોકલતા હવા. તે સોમકદૂત પણ પૃથ્વીપતિ જે જરાસંધ- તે પ્રત્યે આવીને વિજ્ઞાપના કરતો હવો.

સોમક—હે દેવ, તમારો સંપૂર્ણ નિરોપ (સંદેશો) મેં કૃષ્ણને કહ્યો.

એવું તે દૂતનું ભાષણ સાંભળી જરાસંધ ભાષણ કરવા લાગ્યો. હે સોમક, હું તને કાંઈ પૂછુંછું, તેનો તું પ્રત્યુત્તર દે. તે ગોપ કૃષ્ણ, કેવે સ્વરૂપેછે? તેનું બળ કેવું છે અને તેનો ન્યાય કેવોછે?

એવું જરાસંધનું ભાષણ સાંભળી તે દૂત પણ બોલવા માટે આરંભ કરતો હવો.

સોમક—હે પ્રભુ, જેવુ મેં જોયું તેવું હું તમને કહુંછું. તે તમે સાંભળો-દેવો પણ જે શ્રીકૃષ્ણનાં દર્શન કરી પ્રસાદ ગ્રહણ કરવાની ઇચ્છા કરેછે તે શ્રીકૃષ્ણ, મૂર્તિમાન શૂરપણુજ હોયના! અથવા દેહધારી ઉત્સાહજ હોયના! અથવા અનંગ એટલે જેને અંગ નથી એવો જે કામદેવ, તેજ મૂર્તિમાન પ્રગટ થયો હોયના! એવોછે. તેના દર્શને કરી તેના શત્રુઓ, અને તે શત્રુઓની સ્ત્રીઓ-એઓને પગ પગનેવિષે દેહનું ભાન સુદ્ધાં ભુલાવનાર એવો મહાકંપ ઉત્પન્ન થાયછે. વળી જેની ચતુરંગ સેના એવી છે કે, એના જેવી ચતુરંગ સેના ધારણ કરનારો બીજો કોઈ રાજા નથી. એવા રાજાઓની વાતતો એક કોરે રહી, પરંતુ એના જેવી ચતુરંગ સેના ધારણ કરનાર કોઈ દેવ પણ નથી. કારણ, તે કૃષ્ણનું થોડું સૈન્ય છતાં પણ તે સૈન્યનેવિષે સંપૂર્ણ વીરો એક કુળમાં ઉત્પન્ન થએલા હોઇને મહારથ છે. વળી એ કૃષ્ણનો કનિષ્ટ બંધુ અને સમુદ્રવિજયનો પુત્ર જે અરિષ્ટનેમિ ભગવાન્ છે, તે શત્રુઓરૂપ રાજાઓનો કેવળ અરિષ્ટ-જછે. તે અરિષ્ટનેમિનું પરાક્રમ હું શું તમને કહું!!! જે સહજ લીલાએ કરી પોતાના બાહુદંડના શિખરનેવિષે સંપૂર્ણ પૃથ્વીને પણ છત્ર સરખી ધારણ કરવાને પણ સમર્થછે. તે કૃષ્ણ અને અરિષ્ટનેમિનો વડિલબંધુ જે બળદેવ નામે પ્રખ્યાતછે, તે યુદ્ધાંગણનેવિષે સંપૂર્ણ શત્રુઓનો નાશ કરનારા સુભટોમાં અત્યંત શ્રેષ્ટછે. હે પ્રભો, એ પ્રકારે કરી તમારો શત્રુ જે શ્રીકૃષ્ણ-તેની સેનાનેવિષે શ્રીકૃષ્ણ, સમુદ્રવિજય અને બળ ભદ્ર- એ ત્રણ અતિરથિઓ છે; અને એ ત્રણથી ઉત્પન્ન થએલા કોટચાવધિ મહારથિઓ છે. વળી સાંપ્રતકાળનેવિષે શ્રીકૃષ્ણનો ઊપકાર જાણ-નારા અને મહા પરાક્રમી એવા જે પાંડુપુત્રો-તેઓ પણ પોતાના પ્રાણે કરીને પણ તે શ્રીકૃ-ષ્ણનું પ્રિય કરવા માટે ઇચ્છા કરેછે. આકાશનેવિષે રહેનારા ચંદ્ર સૂર્ય જેમ અન્ય તારાઓના તેજને સહન કરી શકતા નથી, તેમ શ્રીકૃષ્ણના સૈન્યનેવિષે રહેનારા ભીમસેન અને અર્જુન-તેઓ યુદ્ધનેવિષે શત્રુઓના તેજસ્વીપણાને કેમ સહન કરશે? અર્થાત્ શત્રુઓના તેજને ન સહન કરતાં તેઓનો સંહાર કરશે: કારણ પૂર્વેપણ કૌરવાદિકોના યુદ્ધનેવિષે ઉત્પાત વાયુ સરખો જે કીચક વૈરી ભીમસેન-તેણે આકાશનેવિષે ધૂળના સમુદાયના પ્રક્ષેપ સરખા ઊરાડેલા કૌરવો અમે અવ-

લોકન કરચાછે; અને આપના સૈન્યમાં તો કેવળ તમે એકજ અતિરથિછો, અને જે અન્ય રાજાઓછે, તે પણ તમારા આત્મસંબંધી નથી. જેમ વૃક્ષનો પત્ર પુષ્પાદિક ભેદ સ્વકીય છે; કારણ, તે પત્ર પુષ્પાદિક, વૃક્ષની સાથેજ ઊદય અને નાશ પામેછે. અને ભ્રમરાદિક તો વૃક્ષ ઊપર દેખાય તોપણ તેઓ બાહારથી આવેલા અને લોભે કરી વૃક્ષનું સેવન કરનારા છે, તેમ બળરામાદિક છે તે શ્રીકૃષ્ણના સ્વકીય, વૃક્ષના પત્ર પુષ્પ સરખા છે; અને તમારી પાસે પ્રાપ્ત થએલા રાજાઓ-તમારૂં સેવન કરનારા ભ્રમરાઓ સરખા લોભીઓછે. હે દેવ, તમે તો પૂર્વે વિષ્ણુના ષડ્ગુણૈશ્વર્યનું નિપુણપણુ પોતેજ જાણ્યુંછે. કારણ, પૂર્વે તમારો જામાત્ર જે કંસ-તેને મારીને તે વિષ્ણુ, મથુરાંથી પલાયન કરતો હવો. તે એમ કે સૈન્યનો સમુદ્ર એવા તમોએ, મથુરા નગરીને ઘેરો ઘાલ્યો છતાં તમારી સાથે યુદ્ધનેવિષે "આપણું રક્ષણ કરનાર કોઇ નથી" એવું જાણીને તમારા સૈન્યસમુદ્રમાં નિમગ્ન થનારો વિષ્ણુ-તમને મહા બળવાન જાણીને અને "આપણુ અબળ છૈએ" એવું જાણીને પલાયન કરતો હવો. આગળ સમુદ્રની પાસે દેવોએ નવીન નિર્માણ કરેલી એવી દ્વારકાનગરીને પામીને "આપણું દૈવ આપણુને અનુકૂળ છે" એવું જાણતો હવો. સાંપ્રતકાળેતો તે વિષ્ણુ, મહાશૂર એવા કોટ્યાવધિ પુત્રોને પામીને અને નેમિનાથ જે બાંધવ-તેને પામીને તમારી સાથે યુદ્ધ કરવામાટે શ્રેષ્ટત્વ પામ્યોછે. એ માટે સાંપ્રતકાળે તમોને, સૈન્યે કરી અને ન્યાયે કરી યુક્ત થએલા એવા તે શ્રીકૃષ્ણનો પરાભવ અસાધ્યછે. એ માટે સાંપ્રતકાળે આ યુદ્ધનો આરંભ ભારતાર્દ્ધ દેશને ઉત્તરોત્તર શુભ ફળ દેનારો થનાર નથી. એ માટે હે સ્વામિન્, તમે પોતાના મનમાં વિચાર કરી આ યુદ્ધનેવિષે દુરારંભથી શીઘ્રવિરામ પામો; અને તમને ઘણા દિવસ યુદ્ધનેવિષે પૂર્વે ન પ્રાપ્ત થએલો પરાભવ, સાંપ્રતકાળે. પ્રાપ્ત ન થાઓ.

એ પ્રમાણે જેનેવિષે શત્રુનું પરાક્રમ વર્ણન કર્યું છે, એવી તે સોમકદૂતની વાણી શ્રવણ કરી જેનાં નેત્રો ક્રોધે કરી આરક્ત થયાંછે એવો જરાસંધ રાજા ભાષણ કરતો હવો.

જરાસંધ — ઊંહ્!! હે સોમક, તું પણ તારી પોતાની જીભને પોતાને વશ નહી રાખીને આવી બડ બડ કરેછે? ભારતાર્દ્ધપતિ એવો જે હું-તે ક્યાં? અને ગોપરૂપ સમુદ્રનેવિષે રહેનારા તે કચ્છપ સરખો શ્રીકૃષ્ણ ક્યાં? સિંહના કરતાં શીયાળનો ઉત્કર્ષ વર્ણન કરતો થકો તું લજ્જિત થતો નથી શું? આ હું સાંપ્રતકાળે તે ગોપાળનું ઉન્મૂલન કરી સંપૂર્ણ પૃથ્વીને નિષ્કંટક કરૂંછું.

એ પ્રમાણે તે દૂતની નિંદા કરી પ્રતિ શત્રુને કાળ સરખો ભયંકર તે જરાસંધરાજા, યુદ્ધનેમાટે પ્રયાણ કરવા સારૂ પોતાની સેનાને આજ્ઞા કરતો હવો. ત્યારપછી જેને શત્રુથી દીનપણુ પ્રાપ્ત થયુંછે એવા તે જરાસંધના સૈન્યથી શ્રીકૃષ્ણના દૂત પાછા આવીને શ્રીકૃષ્ણને એવું કહેવા લાગ્યા.

દૂત—હે દેવ, તમારો શત્રુ જે જરાસંધરાજા-તે ગર્વેકરીને જેનું બાહુબળ વૃદ્ધિ પામ્યું છે

એવો હોતો થકો પોતાના સૈન્યે સહવર્તમાન સન્નપલ્લી ગામની પાસેની સરસ્વતી નદીપ્રત્યે આશ્રય કરતો હવો; પરંતુ તે જરાસંધના દૈવનું વિપરીતપણુ છે એવું અમને લાગેછે. કારણ, સાંપ્રતકાળે તે જરાસંધ, સત્કાર કરવા માટે યોગ્ય એવા પણ પુરૂષોપ્રત્યે શત્રુબુદ્ધિ ધારણ કરી તે પુરૂષોનું અપમાન કરેછે. વળી તે તમારો શત્રુ જે જરાસંધ-તેને સાંપ્રતકાળે ભાગ્યના વિપરીતપણાએ કરી જે હિત હોય તે અહિત લાગે છે, અને મિત્ર હોય તે શત્રુ જેવા ભાસે છે. એ માટે તમે સનપલ્લી ગામપ્રત્યે ગમન કરી હસ્તનેવિષે ધનુષ્ય ધારણ કરો, અને મગધદેશનો અધિપતિ જે જરાસંધ, તે મરણ પામેલો પોતાનો જમાઈ જે કંસ-તેના સમીપભાગે ગમન કરો.

એવું તે દૂતોનું ભાષણ શ્રવણ કરી જેનું મુખ કુંદપુષ્પ સરખું પ્રફુલ્લિત છે, એવા શ્રીકૃષ્ણ પણ પ્રસ્થાન સમયે જેમનું મંગળકૃત્ય દેવકીએ કરચું છે, એવા હોતા થકા યુદ્ધ કરવામાટે પ્રસ્થાન કરતા હવા. તે સમયે "સાંપ્રત શ્રીકૃષ્ણનો વૈરી જે જરાસંધ-તેની સાથે આપણે યુદ્ધ કરશું" એવો જેઓનો આનંદ પ્રસાર પામ્યોછે, એવા પાંડવો પણ યુદ્ધ કરવામાટે નીકળતા હવા. અને કૌરવોનું પાંડવોની સાથે થએલું જે યુદ્ધ-તેનેવિષે પોતાના ઉદાસીનપણાને લીધે જેઓનું યુદ્ધ કૌતુક સંપૂર્ણ થયું નથી એવા શ્રીકૃષ્ણના પુત્રો, મહાઉત્સુકપણાએ કરી તે સૈન્યની આગળ થતા હવા. ત્યારપછી યુદ્ધસંબંધી જે મહાનંદ-તેનેવિષે ઉત્કંઠિત એવી જે શ્રીકૃષ્ણની સેના, તે સન્નપલ્લી ગામની આસપાસના વનનેવિષે પ્રાપ્ત થતી હવી. તે સમયે શ્રીકૃષ્ણ, "જરાસંધે ચક્રવ્યૂહ રચ્યો છે" એવું વર્તમાન સાંભળીને પોતાની સેનાના અભેદ્ય એવા ગરૂડવ્યૂહને રચાવતા હવા. તે સમયે પૂર્વે વૈતાઢ્યપર્વતનેવિષે સંચાર કરનારા વસુદેવે સહસ્રાવધિ ઉપકારોએ કરી જે ખેચરો મિત્રપણાને પમાડ્યા હતા; અર્થાત્, જે ખેચરોને સહસ્રાવધિ ઉપકારાઓએ કરી પોતાના મિત્રો કરચા હતા; અને યુદ્ધ કરવા માટે જેઓના બાહુઓ મહા બળાઢ્ય છે એવા તે ખેચરો, શ્રીકૃષ્ણાદિકનું સહાય કરવા માટે સમુદ્રવિજયરાજાપ્રત્યે પ્રાપ્ત થતા હવા. તે ખેચરો સમુદ્રવિજયરાજાને વંદન કરી તેમની આજ્ઞાએ સભામધ્યે આનંદે બેસીને ત્યાં શ્રીકૃષ્ણની પ્રાર્થના કરવા લાગ્યા.

ખેચરો—હે દેવ, કેટલાએક વિદ્યાધરો, તમારો શત્રુ જે જરાસંધ-તેના પક્ષપાતીઓછે. સાંપ્રતકાળે પ્રતિશત્રુરહિત એટલે ભુજાબળે કરી જેઓનો કોઈ શત્રુ નથી એવા તે વિદ્યાધરો પોતાના સ્થાનથી સંપૂર્ણ સેનાએયુક્ત હોતા થકા જરાસંધની સહાયતા કરવા માટે પ્રસ્થાન કરી નીકળ્યાછે. હસ્તિઓના સમુદાયે કરી ભયંકર એવા તે વિદ્યાધરો જો એ જરાસંધને જઈ મળશે, તો પછી વિદ્યાધરોએયુક્ત થએલો તે જરાસંધ, પ્રાપ્ત થએલા મેઘે કરી અંધકારનો સમુદાય જેમ દુર્જય હોયછે તેમ દુર્જય થશે. એ માટે હે દેવ, ઉદ્ધત એવા તે વિદ્યાધરોપ્રત્યે વસુદેવને મોકલો. કારણ, શત્રુના પક્ષનો ઉચ્છેદ કરવો એ નીતિની કેવળ ઉપનિષત છે.

એવી તે ખેચરોની વિજ્ઞાપનાને યાદવેંદ્ર જે શ્રીકૃષ્ણ-તે હૃદયનેવિષે ધારણ કરી પૂર્વે વૈતાઢ્યપર્વતનેવિષે કરેલા પરાક્રમે કરી પ્રસિદ્ધપણું પામનારા એવા વસુદેવને તે વિદ્યાધરોનો પરાજય કરવા માટે મોકલતા હવા; અને તે પ્રસ્થાન કરનારા વસુદેવની સાથે જયસંપાદન કરવા માટે પ્રદ્યુમ્ન અને સાંબ-એ નામના પોતાના બે પુત્રોને, અને સંપૂર્ણ તે ખેચરોને મોકલતા હવા. તે સમયે હર્ષયુક્ત એવા અરિષ્ટનેમિએ, શત્રુઓના આયુધોના સમુદાયનો ઘાત કરનારી, મેરૂ પર્વતનેવિષે ઉત્પન્ન થએલી, અને દેવોએ પોતાના બાહુઓનેવિષે પૂર્વે બંધન કરેલી એવી મહૌ-ષધી-તે પ્રસ્થાન કરનારા વાસુદેવના બાહુનેવિષે પોતાને હાથે કરી બાંધી. ત્યાર પછી વિજય યાત્રાનેવિષે વસુદેવ ત્વરિત નીકળી ગયો છતાં, અહીંયાં ઇંદ્રનો સારથિ જે માતલિ તે, નેમીશ્વર ભગવાન્પ્રત્યે આવીને ભાષણ કરતો હવો

માતલિ—હે સ્વામિન્, ઇંદ્રે પોતાની પાસે બોલાવી મને એવી આજ્ઞા કરી છેકે "બાવી-શમા તીર્થંકર જે શ્રી નેમિનાથ, તે સાંપ્રતકાળે પોતાના બાંધવ જે શ્રીકૃષ્ણ-તેમના કાર્યમાટે યુદ્ધ કરવાની ઇચ્છા ધારણ કરનારા છે; એ માટે દિવ્યશસ્ત્રોના સમુદાયે કરી સંપૂર્ણ, અને જેણે શત્રુ-ઓના સંપૂર્ણ મનોરથો ભંગ કર્યા છે એવો, અને વજ્રમય કવચે યુક્ત, એવા રથને લઇને તું તે નેમીશ્વર ભગવાનપ્રત્યે શીઘ્ર ગમન કર" એવી ઇંદ્રની વાણીએ કરી હું રથ લેઇને તમારી પાસે આવ્યોછું. એ માટે ગુણોએ કરી શ્રેષ્ઠ એવા પુરૂષોએ આરોહણ કરવા માટે યોગ્ય એવા આ રથનેવિષે તમે આરોહણ કરો.

એવી તે માતલિની પ્રાર્થનાને તે નેમિ પ્રભુ કૃતાર્થ કરતો હવો. અર્થાત્ તે રથ ઉપર આરોહણ કરતો હવો. પછી જેઓનો ઉત્તમ પ્રકારનો બાહુસ્ફોટ છે, એવા ઉત્તમ વીરો જેને વિષે છે, અને બળાઢ્ય એવા હસ્તિઓ જેનેવિષે મહા ગર્જનાઓ કરેછે, અને ઉદ્ધત, એવા તે બંને સેનાના વ્યૂહ પરસ્પર યુદ્ધકરવામાટે નીકળતા હવા. તે સમયે અશ્વોના હણહણાટ શબ્દોએ કરી પુષ્ટ, અને હસ્તિઓની ગર્જનાએ કરી લોકોને પીડા ઉત્પન્ન કરનારા એવા તે બંને સેનાસંબંધી વાદ્યોના શબ્દો આકાશને પણ બહેરૂં કરતા હવા. તે સમયે રણવાદ્યોના નાદે કરી જેઓને દ્વિગુણી ઉત્સાહસંપત્તિ પ્રાપ્તથઈ છે, એવા શૂરપુરૂષોના ધારણ કરેલા વજ્રકવ-ચોના સાંધા સેંકડો પ્રકારે કરી તૂટવા લાગ્યા. તે સમયે શ્રીકૃષ્ણ અને અર્જુન-એ બંને, કીર્તિ વર્ણન કરનારા ભાટજ હોયના! એવા જેઓના મધુર શબ્દોછે, એવા પાંચજન્ય અને દેવદત્ત નામક શંખોને વગાડતા હવા. ત્યાર પછી બંને વ્યૂહનેવિષે રહેનારી, અને પરસ્પરને જીતવાની ઇચ્છા કરનારી, એવી તે બંને સેનાનો ભયંકર સંગ્રામ ઉત્પન્ન થયો. તે સમયે સર્વ ઠેકાણે જે-ઓએ સૂર્યકિરણોનો સમુદાય અત્યંત પ્રાશન કર્યોછે, એવાં તે બંને સેનાનાં પ્રસરનારાં બા-

ણોએ કરી જેને એકજ છાંયાછે એવું જગત્ થયું. ત્યાર પછી મહાબળવાન એવા જરાસંધરાજાના સુભટોએ શ્રીકૃષ્ણના સૈન્યના અગ્રભાગે રહેનારા વીરો, હસ્તિઓએ જેમ પ્રતિહસ્તિઓ ભેદન કરાયછે તેમ ભેદન કરચા. તે સમયે જેઓને લજ્જા સ્ફુરણ પામેછે; એવા તે વીરો પલાયન કરી શ્રીકૃષ્ણને શરણ જતા હતા. તે સમયે તે શ્રીકૃષ્ણ, ત્રિપાતક એટલે મધ્યની ત્રણ આંગળીઓ જેની સમાન છે, એવા પોતાના હસ્તે કરી તેઓને આશ્વાસન કરતા હવા. ત્યાર પછી બળદેવ, ઉચ્ચસ્વરે કરી શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતા હવા.

બળદેવ—હે શ્રીકૃષ્ણ, આ ચક્રવ્યૂહ બીજા પુરૂષોએ બહુ કાળે કરી પણ દુર્ભેદ્યછે. એ માટે એ ચક્રવ્યૂહના દક્ષિણભાગનેવિષે નેમિ, અને વામભાગનેવિષે અર્જુન, અને એ ચક્રવ્યૂહના મુખભણીના ભાગનેવિષે અનાધૃષ્ટ—એ ત્રણ મહા પરાક્રમી વીરો આ ચક્રવ્યૂહનો ભેદ કરો.

એવું બળરામે શ્રીકૃષ્ણને કહ્યું છતાં પછી શ્રીકૃષ્ણ તે ત્રણ વીરો, બળરામે કહ્યા પ્રમાણે વ્યૂહનો ભેદ કરવા માટે યોજયા. તે સમયે સૂર્યના સરખી જેઓની કાંતિછે, એવા તે ત્રણ જણ વ્યૂહનો ભેદ કરવા માટે પ્રવૃત્ત થતા હવા. તે સમયે નેમિ રાજાની સાથે રહેનારા રાજાઓ, તે જરાસંધની મદદે આવનારા સંપૂર્ણ રાજસમુદાયને જીતીને શત્રુઓના મનોરથ સહવર્તમાન તે ચક્રવ્યૂહને દ્વિધા કરતા હવા. તે સમયે તે સૈન્યનેવિષે તે પરાભવ પામેલા રાજાઓના અનુલક્ષે કરી તત્ક્ષણ તેઓની સેના પણ, અરણ્યનેવિષે હસ્તિઓના સમુદાયના અધિપતિ જે હસ્તિઓ, તે પ્રતિહસ્તિથી ભય પામી પલાયન કરવા લાગ્યા છતાં તે હાથીના સમુદાય પણ તેઓની પછાડી પલાયન કરેછે, તેમ પલાયન કરતી હવી. તે સમયે જેઓનું બાહુપરાક્રમ બળયુક્તછે, એવા તે યાદવપક્ષી વીરોએ જરાસંધનું સૈન્ય, હાથીઓએ જેમ મહાસરોવર મંથન કરાયછે તેમ વિલોડન કરચું. તે સમયે નેમિ જે જિનેંદ્ર—તેની સાથે, ગજેંદ્રની સાથે જેમ શ્વાન યુદ્ધ કરવા માટે સિદ્ધ થાયછે, કિંવા સિંહની સાથે જેમ હરણ યુદ્ધ કરવામાટે સિદ્ધ થાયછે, તેમ રૂક્મિ નામક જરાસંધનો પક્ષપાતી વીર યુદ્ધ કરવામાટે સિદ્ધ થતો હવો; પરંતુ જેમ ખદ્યોતનું પ્રકાશ કરવા માટે જે પ્રખ્યાતપણું, તે સૂર્યમંડળનેવિષે વ્યર્થ થાયછે; તેમ તે રૂક્મિવીરના પરાક્રમનો આરંભ, જિન જે નેમિ પ્રભુ—તેનેવિષે વ્યર્થ થતો હવો. તે સમયે નેમિરાજાએ સહજ લીલાએ કરી નિર્માણ કરેલો જે ગુરૂરૂપ ધનુષ્યનો ટંકાર શબ્દ, તે રૂક્મિના કર્ણની પાસે પ્રાપ્ત થઈ તેને પલાયનનો ઉપદેશ કરતો હવો. તે સમયે બીજા પણ લક્ષાવધિ શત્રુપક્ષપાતી બલોદ્ધત જે રાજાઓ—તેઓ એકદમ નેમિજિનપ્રત્યે યુદ્ધ કરવામાટે ગર્વે કરીને પ્રાપ્ત થતા હવા. તે સમયે જેનું પરાક્રમ સર્વત્ર વિખ્યાત છે એવો કરૂણાસાગર જે જિન નેમિ—તે તેઓનો વધ કરવા માટે ન ઇચ્છા કરતો થકો પોતાના દિવ્યશંખને વગાડતો હવો. તે સમયે શત્રુઓના કર્ણમૂળનેવિષે

પ્રવેશ કરનારો જે શંખનાદ—તેણે કરી તે શત્રુઓના હસ્તતલથી સંપૂર્ણ આયુધો પતન પામતાં હવાં. તેણે કરી તે પ્રભુ જે નેમિ-તેના અગ્રભાગનેવિષે જેઓએ પોતાનું પરાક્રમ નાખી દીધું છે એવા, અને યુદ્ધકર્મરહિત એવા, તથા જેઓની દૃષ્ટિ નિમેષરહિત છે એવા તે રાજાઓ, ચિત્રનેવિષે લખેલા રાજાઓના સરખા સ્તબ્ધ રહેતા હવા. અહિંયાં જેઓમાં હિરણ્યનાભ મુખ્ય છે, એવા જે શત્રુપક્ષપાતી રાજાઓ—તેઓનો નાશ કરવા માટે અનાધૃષ્ટિ વીર, જેમ હસ્તિઓનો નાશ કરવા માટે સિંહ દોડછે તેમ દોડતો હવો. તે સમયે તે સંપૂર્ણ રાજાઓ સર્વ પ્રકારે કરી એવું યુદ્ધ કરવા લાગ્યા કે, જે યુદ્ધે કરી બળરામનો બંધુ જે અનાધૃષ્ટિ-તેના પણ મસ્તકને વિષે શ્રમે કરી પરસેવો ઉત્પન્ન થતો હવો. એ પ્રકારે કરી તે મહાયુદ્ધ અતિશય ગરદીએ કરી થવા લાગ્યું છતાં સૂર્ય પણ "તે સુભટોના બાણોએ કરી આપણને પ્રહાર થશે" એવા ભયે કરીનેજ જાણે હોયના! તેમ ધૂળરૂપ ઢાલે કરી આચ્છાદિત થતો હવો. તે સમયે બાણોએ કરી છિન્ન થએલા અને આકાશનેવિષે દૂર ઉડેલા સુવર્ણમય ધ્વજોએ કરી આકાશ જાણે ઉત્પન્ન થએલા અગ્નિરૂપ તારાઓએ વ્યાપ્ત થયું હોયના! એવું થતું હવું. તે સમયે "રક્તરૂપ મદ્યના પ્રાશને કરી પોતાની તૃપ્તતા ક્યાંથી થશે!" એવો શોધ કરનારાં અર્જુનનાં માર્ગણ એટલે યાચક અથવા બાણોને, નષ્ટ થએલા એવા કૃપણ શત્રુઓએ કૃત્ય કૃત્યપ્રત્યે પમાડ્યાં નહીં. અર્થાત્ અર્જુનનાં બાણો જોઈનેજ શત્રુઓનાં રક્ત પ્રાણની સાથે ઉડી ગયાં, તેથી કરી તે બાણો કૃત કૃત થયાં નહીં. પૂર્વે અર્જુનનો જે કૌરવોની સાથે યુદ્ધ પ્રકાર થયો, તે કેવળ ધનુર્વિદ્યાનો અભ્યાસ માત્ર થયો, અને હવે જરાસંધના સૈન્યની સાથે અર્જુનનું યુદ્ધ થયું, તે અર્જુનના બાહુના મનોરથને પૂર્ણ કરતું હવું. તે સમયે અર્જુનનું બાણ સંધાન, પ્રત્યંચાનું આકર્ષણ, અને બાણોએ કરી શત્રુઓનો ઘાત કરવો—તેવિષે જે કુશળપણું—તેને આકાશનેવિષે રહેનારા સુમનસઃ એટલે દેવો પણ અવલોકન કરી ખરેખર સુમનસઃ એટલે સંતુષ્ટ ચિત્તવાળા હોતા થકા સુમનસઃ એટલે પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. એકલો પણ અર્જુન, સર્વ શત્રુઓએ યુદ્ધનેવિષે અસહ્ય તો પછી પરાક્રમ રૂપ તાપે કરી જેઓના બાહુદંડ તપ્તયુક્ત છે, એવા ધર્મરાજાદિક બંધુઓ સહવર્તમાન તે અર્જુન, શત્રુઓને અસહ્ય થાય, એમાં શું કહેવું! તે સમયે ભીમસેન, પોતાની ગદાએ કરી, જરાસંધના પક્ષે કરી જેઓનું બળ જાગૃત છે, એવા શત્રુસંબંધી રાજાઓને, ઇંદ્ર જેમ પોતાના વજ્રેકરી, જેઓનું બળ પક્ષોએ કરી જાગૃત છે એવા પર્વતોને નાશ કરેછે, તેમ નાશ કરતો હવો. તે સમયે યુદ્ધરૂપ આકાશનેવિષે સૂર્યરૂપ ધર્મરાજા સ્વચ્છ ઉદયરૂપ સરખું પરાક્રમ કરવા લાગ્યો છતાં કેટલા એક શત્રુઓએ નક્ષત્રગણ સરખું આચરણ કર્‌યું. અર્થાત્ નિસ્તેજ થઈ નાશ પામ્યા. અને કેટલાક શત્રુઓએ અંધકાર સરખું આચરણ કર્‌યું. વળી તે સમયે જરાસંધસંબંધી રાજાઓને,

પોતાના કુળને યોગ્ય એવું જે શત્રુઓની હિંસા કરવાનું કર્મ-તેને કરનારો, અને જેનું ઉત્તમ દર્શન છે એવો નકુલ, પોતાના કુળને યોગ્ય એવી સર્પહિંસા કરનારો, અને જેનું દર્શન શુભકારક છે, એવા નોળિઆ સરખો થતો હવો. અર્થાત્ નોળિઓ જેમ પોતાના શત્રુઓ જે સર્પો-તેમને મારેછે, તેમ નકુલ પણ શત્રુરૂપ રાજાઓને મારતો હવો: તે સમયે સહદેવ પણ યુદ્ધભોંમિરૂપ પટનેવિષે સ્વાધીન રહેનારા એટલે માગ્યો દાવ આપનારા પાશાઓ સરખાં બાણોએ કરી સોગઠાં સરખા શત્રુસંબંધી રાજાઓને રોધન કરતો થકો યુદ્ધરૂપ ક્રીડા કરતો હવો. એ પ્રકારે કરી જેઓના બાહુદંડનું પરાક્રમ તીવ્ર છે, એવા પાંડવોએ કેટલાએક શત્રુઓને શીઘ્રપણે યમનાદાસપણાને પમાડ્યા; અને કેટલાએક રાજાઓને તીક્ષ્ણ બાણોએ કરી વીંધીને રક્તનાયોગે આર્દ્ર એટલે ભીજાએલી એવી પૃથ્વીરૂપ શય્યાઓનેવિષે નિદ્રિસ્થ કરચા. તે સમયે જેઓનો ઉત્સાહ હરણ કરચો છે એવા, અને પ્રાણસંશયપ્રત્યે પમાડેલા એવા અવશેષ રહેલા કેટલાએક રાજાઓ-સેનાધિપતિ જે હિરણ્યનાભ-તેને શરણ જતા હવા. ત્યારપછી તે શરણે આવેલા વીરોને પોતાની પાસે રાખીને દુર્નિવાર જે શૌર્ય-તેના સ્થિરપણાનો કેવળ મંદરાચળ-એવો તે હિરણ્યનાભ યુદ્ધરૂપ સમુદ્રનેવિષે યાદવરૂપ જળચરોનું મર્દન કરતો હવો. તે સમયે જેઓનું પ્રૌઢ બળછે, એવા યાદવોના સેનાધિપતિઓ પણ, તે હિરણ્યનાભનો યુદ્ધારંભ, સિંહનો યુદ્ધારંભ જેમ હસ્તિઓએ સહન કરચો જતો નથી, તેમ સહન કરચો નહીં. તે સમયે હિરણ્યનાભથી ભય પામેલા એવા કેટલાએક રાજાઓ, નેમિ જિનેશ્વરપ્રત્યે, તેમજ કેટલાક રાજાઓ અનાધૃષ્ટિપ્રત્યે અનાયાસે પોતાનું રક્ષણ થવા સારૂં યુદ્ધથી પ્રાપ્ત થતા હવા. તે સમયે શત્રુઓના ભયે કરી વ્યાપ્ત થએલા એવા યાદવશ્રેષ્ઠોની સેનાને અવલોકન કરી ભીમસેન, શૂર એવા હિરણ્યનાભની સંમુખ જઈ ભાષણ કરતો હવો.

ભીમસેન—હે જરાસંધના સેનાધિપતે! તું આ યાદવોની સેનાને વ્યર્થ કાં મંથન કરેછે? તારૂં જે સામર્થ્ય હોય તો તું મારી પ્રત્યે આવ; એટલે હું તારા બાહુદંડની ખંજવાળને દૂર કરીશ.

એ પ્રમાણે ભીમસેને પોતાની સંમુખ યુદ્ધ કરવા માટે બોલાવેલો, અને પોતાના પક્ષનું રક્ષણ કરવાની ઇચ્છા કરનારો, એવો તે મૈનાકપર્વત સરખો હિરણ્યનાભ, વેગે કરી યુદ્ધરૂપ સમુદ્રપ્રત્યે પ્રવેશ કરતો હવો. ત્યારપછી મહાબાહુ એવા તે હિરણ્યનાભ અને ભીમસેન-એઓનું પ્રથમ પરસ્પર બાણપ્રહારે કરી યુદ્ધ થયું; તોપણ જેઓનું આયુષ્ય અને જેઓની બુદ્ધિ-એ બંને સ્થિર છે, એવા તે બંનેનું ત્યારપછી મુષ્ટામુષ્ટિ યુદ્ધ થતું હવું. તે મુષ્ટામુષ્ટિ યુદ્ધનેવિષે જરાસંધનો સેનાપતિ જે હિરણ્યનાભ-તેને, પૂર્વે શ્રીકૃષ્ણ અને બળભદ્ર-એઓએ મુષ્ટામુષ્ટિ યુદ્ધનેવિષે ચાણૂર અને મુષ્ટિક-એઓને જે અવસ્થાને પહોચાડ્યા હતા તે અવસ્થાને ભીમસેન પમાડતો હવો. અર્થાત્ તે હિરણ્યનાભનો વધ કરતો હવો. પૂર્વે જે ભીમસેનની જે મુષ્ટિ

યુદ્ધનેવિષે દુ:શાસનને પણ સહન કરી નહી, તે મુષ્ટિ, હિરણ્યનાભરૂપ ઉરણુનાભ એટલે કરોળીયો કેમ સહન કરી શકે? જરાસંધનો સેનાધિપતી તે હિરણ્યનાભ મરણ પામી પૃથ્વી ઊપર પડચો છતાં, તે સમયે દાવાનળ સરખા યાદવોએ જરાસંધનું અરણ્ય સરખું સૈન્ય દહન કરચું. તે સમયે પોતાના બાહુપરાક્રમનો ગર્વ ધારણ કરનારા એવા યાદવોના સેનાધિપતિઓની, ભીમસેનના પરાક્રમના ઉત્કર્ષે કરી આનંદ યુકત એવી દૃષ્ટિ, તે ભીમસેનનેવિષે પડવા લાગી. તે સમયે "ભીમસેન સરખો કોઇપણ અન્ય ઠેકાણે બીજો કોઈ યોદ્ધો છે કે શું? એવું અવલોકન કરવા માટેજ જાણે હોયના! તેમ સૂર્ય, દ્વીપાંતરપ્રત્યે ગમન કરતો હવો. અર્થાત્ સૂર્ય અસ્ત પામતો હવો: તે સમયે પ્રદોષકાળે તે બંને સેનાસંબંધી રાજાઓ પોતપોતાના સ્વામિની આજ્ઞાએ યુદ્ધારંભનો ત્યાગ કરી છાવણીપ્રત્યે ગમન કરતા હવા. તે સમયે શ્રીકૃષ્ણના નિવાસસ્થળનેવિષે રહેનારા સંપૂર્ણ યાદવોના હર્ષનું સામ્રાજ્ય થયું. અર્થાત્ શ્રીકૃષ્ણની સેનામાં જયહાં ત્યહાં સર્વ ઠેકાણે હર્ષ પ્રફુલ્લિત થયો; અને જરાસંધના નિવાસસ્થળનેવિષે દૈવે કરી શોકનો ઉત્સાહ પ્રફુલ્લિત થતો હવો. અર્થાત જરાસંધની સંપૂર્ણ સેના, સેનાધિપતિ હિરણ્યનાભના વધે કરી શોક કરતી હવી. તે રાત્રીનેવિષે સમુદ્રવિજયરાજાની સભાનેવિષે અનાધૃષ્ટિ જે સેનાધિપતિ-તેણે જેઓના બાહુસામર્થ્યની સંપત્તિ અત્યંત વર્ણન કરી છે, એવા પાંડવોને સંતુષ્ટ થએલા સમુદ્રવિજયરાજાએ આલિંગન કરચું. અહીંયાં હિરણ્યનાભ સેનાધિપતિ મરણ પામ્યો છતાં, જેનો બાહુવૈભવ પ્રસિદ્ધ છે એવો પણ જરાસંધ "હિરણ્યનાભ સરખો સહાય કરનારો નિશ્ચયે કરી દુર્લભછે" એવો શોક કરતો હવો.

ત્યારપછી બીજે દિવસે પ્રાત:કાળે જેને ફરી ધીરપણું પ્રાપ્ત થયું છે, એવા જરાસંધે, પોતાની સેનાના અધિપતિપણા માટે શિશુપાળનામના રાજાનો અભિષેક કરચો; અને પોતે પણ, જેણે અંગમાં કવચ ધારણ કરચું છે, યુદ્ધોત્સાહે કરી દુ:સહ, જેનેવિષે અનેક શસ્ત્રો સ્થાપન કરચાં છે એવો જે યુદ્ધને માટે યોગ્ય રથ-તે ઊપર આરોહણ કરનારો, "આજ આ ભૂમિતળ જરાસંધરહિત, કિંવા કૃષ્ણરહિત થશે" એવી પ્રતિજ્ઞાના અનુસંધાને જેનું ચિત્ત ગ્રહણ કરચું છે એવો, અને યમના આવાસસ્થળે જે રહેવું-તેવિષે જામીન, અને પદ પદવિષે યમલોકનેવિષે પમાડનારાંજ હોયના! એવાં જે વારંવાર થતા દુર્નિમિત્તોનું ભૂમિ ઊપર આળોટવું વિગેરે દુર્નિમિત્તો-તેણે સ્વીકારેલો એવો, અને "અરે કૃષ્ણ કયાંછે, કૃષ્ણ કયાં છે" એવો ઉચ્ચસ્વરે કરી વારંવાર ઉચ્ચાર કરનારો અને ઉદ્ધત એવો જે જરાસંધ-તે વેગે કરી યુદ્ધપ્રત્યે પ્રાપ્ત થતો હવો. તે સમયે કદીપણ જેનું પરાક્રમ નાશ પામ્યું નથી, અને મદાંધ એવો જે જરાસંધરૂપી ગજ-તે ફરી ચક્રવ્યૂહને રચીને યાદવોની સૈન્યારૂપી બાગને ભગ્ન કરતો હવો. ત્યારપછી હસ્તનેવિષે આકર્ષણ કરેલા ધનુષ્યને ધારણ કરનારો એવો યાદવોનો સેનાધિપતિ જે અનાધૃષ્ટિ તે-તે શિશુપાળની સેનાને મર્દન કરતો થકો દોડતો હવો. તે અના-

ધૃષ્ટિ, શિશુપાળના સમીપભાગે રહેનારા જે દશહજાર રાજાઓ હતા; તેઓને સિંહ જેમ હસ્તિઓને શોધન કરેછે તેમ શોધન કરતો હવો. તે સમયે "તે દશહજાર રાજાઓથી પોતાનો વધ થશે કે શું!" એવો વ્યગ્રચિત્ત થએલો જે અનાધૃષ્ટિ-તેને અવલોકન કરી શિશુપાળ, મહાત્વરાએ કરી જ્યાં શ્રીકૃષ્ણ હતા ત્યાં ગમન કરતો હવો; અને તે શ્રીકૃષ્ણપ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યો.

શિશુપાળ—હે કૃષ્ણ, તું યુદ્ધનેવિષે નિષ્ઠા ધારણ કરનારો છે; એ માટે તારા રક્ષણને માટે જે સમર્થ આયુધ હોય, તે આયુધ તું ધારણ કર. એવું શિશુપાળનું ભાષણ શ્રવણ કરી શ્રીકૃષ્ણ હાસ્ય કરતા થકા તેનીપ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યા.

શ્રીકૃષ્ણ—હે શિશુપાળ, તારાં આવાં દુઃસહ વાણીરૂપ વિષબિંદુઓને પણ હું અત્યંત સહન કરનારોછું. કારણ, મેં મારી ફોઇને (શિશુપાળની માતાને) એવું કહેલું છે કે "હે દેવિ, તારા પુત્રનેવિષે તેના શત અપરાધે કરીને પણ હું ક્રોધ ધારણ કરનાર નથી."

એવી રીતે શ્રીકૃષ્ણ ભાષણ કરતા થકા પણ તે સમયે નિર્લજ્જ એવો શિશુપાળ, શ્રેષ્ઠ એવા પોતાના બાણોએ કરીનેજ તેનો ઉત્તર દેતો હવો. તે સમયે શ્રીકૃષ્ણ, કમળના મૃણાલના તંતુઓની જેમ તે શિશુપાળની બાણાવલિને છેદન કરી સંપૂર્ણ તેજનું જીવનૌષધજ જાણે હોયના! એવા તેના ધનુષ્યની પ્રત્યંચાને પણ છેદન કરતા હવા. ત્યારપછી તે શિશુપાળ, બીજા ધનુષ્યને ગ્રહણ કરી જેવો યુદ્ધ કરવા સિદ્ધ થાયછે, તેવાજ શ્રીકૃષ્ણ-તે શિશુપાળની રાજ્યશ્રીનું કેવળ ઘરજ હોયના! એવા તેના ધ્વજને છેદન કરતા હવા; અને સારથિ, અશ્વ અને રથ-એઓને પણ મંથન કરતા હવા. એમ બળાઢ્ય પુરૂષની સ્પર્ધા કરનારા પુરૂષને પગપગવિષે પરાજય પ્રાપ્ત થાયછે. ત્યાર પછી તે શિશુપાળ હાથમાં ઢાલ તરવાર લઈ ફરી યુદ્ધ કરવા માટે ઊઠ્યો. તે સમયે કંસનો વિ-ધ્વંશ કરનારા શ્રીકૃષ્ણ પણ પોતાના હાથમાં નંદન નામે ખડ્ગ ગ્રહણ કરી તે શિશુપાળની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે તે બંનેનો પરસ્પર જે દૃઢ પ્રહાર-તેણે કરી જેનેવિષે ખડ્ગો ભગ્ન થયાંછે એવો સંગ્રામ, અવલોકન કરનારા દેવોના સમુદાયને કૌતુક ઉત્પન્ન કરનારો થતો હવો. તે સમયે જેનું નિઃશંક ચિત્ત છે, એવો દમઘોષનોપુત્ર શિશુપાળ, શ્રીકૃષ્ણને તીવ્રપ્રહાર કરતો હવો; અને તે શિશુપાળને શ્રીકૃષ્ણ તો "આ શિશુપાળ આપણા બાંધવસંબંધે કરી યુક્ત છે" એવું મનમાં આણીને તેને મૃદુપ્રહાર કરતા હવા. ત્યાર પછી તે શિશુપાળ, અરિષ્ટાસુરનો નાશ કરનારા શ્રીકૃષ્ણનો મુકુટ ચૂર્ણ કરતો હવો; અને ફરી તે શ્રીકૃષ્ણના મસ્તકને છેદન કર-વાની ઈચ્છા કરતો હવો. તે સમયે "આ શિશુપાળ હવે વધ કરવા માટે યોગ્ય છે" એવો નિશ્ચય જેમણે સ્વીકારચો છે એવા શ્રીકૃષ્ણ, ખડ્ગે કરી જેનું મસ્તક છેદન કરચુંછે, એવા તે શિશુપાળને કંસનો શેવક કરતા હવા. ત્યારપછી શિશુપાળના વધના અવલોકને કરી જેનો ક્રોધ

અતિશય તરંગિત થયો છે એવો પ્રતિવિષ્ણુ જે જરાસંધ, તેણે યુદ્ધસમુદ્રનેવિષે અગસ્ત-ઋષિના સરખું આચરણ કરવા માટે આરંભ કર્યો. ત્યાર પછી શસ્ત્રાદિક ધારણ કરનારો અને યુદ્ધનેવિષે સંમુખ થએલો એવો તે જરાસંધ, શત્રુસંબંધી રાજાઓએ વ્યાપ્ત થએલા સૈન્યને અવલોકન કરી ફરી પોતાના સોમક નામના દૂતને પ્રશ્ન કરતો હવો.

જરાસંધ—હે સોમક, પૂર્વે તું દૂતપણાએ કરી આ યાદવોપ્રત્યે પ્રાપ્ત થયો હતો, તે સમયે તેં એઓને જોયા હશે; એ માટે તે પૂર્વે જોએલા આ સંપૂર્ણ રાજાઓને પ્રત્યેકનું નામ ગ્રહણ કરી મને ઓળખાવવા માટે તું યોગ્યછે.

એવું જરાસંધનું ભાષણ શ્રવણ કરી પછી તે સોમક દૂત ભાષણ કરતો હવો.

સોમક—હે સ્વામિન્, એ સૈન્યના મધ્યભાગનેવિષે જેના અશ્વોનો સુવર્ણના વર્ણ સરખો રંગછે, અને જેની ધ્વજાનેવિષે સિંહનું ચિન્હ છે, એવો સમુદ્રવિજયરાજા સુખે કરી વાસ કરેછે; તે તમે જુઓ. તેમજ જેનું પરાક્રમ નિઃસીમ છે, જેના અશ્વો પોપટીયા રંગનાછે, અને જેના ધ્વજાનેવિષે વૃષભનું ચિન્હછે, એવો સર્વ જગતને માન્ય આ સમુદ્રવિજયનો પુત્ર અરિષ્ટનેમિ છે તેને તમે જુઓ. જેનો રથ સેનાના અગ્રભાગનેવિષે શુભ્ર અશ્વોએ કરી યુક્તછે, અને જેના ધ્વજાનેવિષે ગરૂડનું ચિન્હ છે એવો, અને બગલાંએ અલંકૃત થએલા નવીન મેઘ સરખો એ શ્રીકૃષ્ણછે. એના દક્ષિણભાગનેવિષે કૃષ્ણવર્ણ એવા અશ્વોએ યુક્ત, અને જેના ધ્વજાનેવિષે તાડવૃક્ષનું ચિન્હ છે, એવો એ જંગમ હિમાચળ હોયના! એવો આ બળભદ્રછે. જેના અશ્વો નીલવર્ણના છે, એવા રથે કરી યુક્ત એવો એ પાંડુ પુત્ર ધર્મરાજા છે; તે જુઓ. વળી જેના અશ્વો શ્વેતવર્ણના છે, એવા રથેયુક્ત એવો આ અર્જુન છે. તેમજ નીલકમળના પત્ર સરખા રંગના જેના અશ્વો છે, એવો આ ભીમસેન છે; અને જેના અશ્વો કૃષ્ણવર્ણ છે, એવા રથેયુક્ત અને જેના ધ્વજાનેવિષે ગજનું ચિન્હછે એવો આ અનાધૃષ્ટિછે. અને જેનાં નેત્રો માંજરાંછે એવા અશ્વોએયુક્ત, અને જેના ધ્વજાનેવિષે કદળીનું ચિન્હછે એવો આ અક્રૂરછે. અને શ્વેત કમળસ-રખા રંગના અશ્વોએયુક્ત એવો આ મહાનેમિનો પુત્ર છે. પોપટના મુખસરખી જેની કાંતિછે એવો આ ઉગ્રસેનછે. તેતરપક્ષી સરખા ચિત્રવિચિત્ર અશ્વોએ યુક્ત એવો આ સાત્યકિ છે, તે તમે જુઓ. જેઓનો પૃષ્ટભાગ સુવર્ણ સરખો છે એવા જેના અશ્વો છે, અને જેના ધ્વ-જાનેવિષે હરિણનું ચિન્હ છે એવો આ જરાકુમાર છે. તેમજ કાળા અને તામ્રવર્ણ જેના અશ્વો છે અને જેના ધ્વજાનેવિષે મગરનું ચિન્હ છે એવો આ મેર છે. કાંબોજ દેશનેવિષે ઉત્પન્ન થ-એલા અશ્વોએ યુક્ત એવો આ શ્લક્ષરોમનો પુત્ર સિંહલ છે; તે તમે જુઓ. કમળ સરખા રંગવાળા અશ્વોએ યુક્ત એવો આ અગ્રભાગનેવિષે પદ્મરથનામે રાજાછે. અને મસ્તકનેવિષે

ચિત્રવિચિત્ર એવાં પંચપુંડ્ર ભૂષણો જેઓને બાંધ્યાંછે, એવા અશ્વોએ યુકત, અને જેના ધ્વજને-વિષે કુંભનું ચિન્હછે, એવો આ વિદુરથ નામે રાજાછે. કબુતરના સરખી જેઓની કાંતિ છે, એવા અશ્વો જેના છે, અને જેના ધ્વજનેવિષે કમળનું ચિન્હ છે, એવો આ સારણ નામે રાજાછે તે જુઓ. હે પ્રભો, અન્ય પણ નાના પ્રકારના ચિન્હોએ યુકત એવા અશ્વો જેઓના રથો-નેવિષે છે, અને જેઓના ધ્વજો નાના પ્રકારના ચિન્હોએ યુકત છે, એવા ઘણા યાદવરાજાઓ છે; તે સંપૂર્ણ રાજાઓ, પ્રત્યેકના નામ ગ્રહણ કરી વ્યાખ્યા કરવામાટે અશક્ય છે.

એવું તે સોમકદૂતનું ભાષણ શ્રવણ કરી જેનેવિષે ઉત્સાહ અત્યંત વૃદ્ધિ પામ્યો છે એવું જેનું સાહસકર્મ છે એવો જરાસંધ, તે સંપૂર્ણ યાદવોને તૃણતુલ્ય માનતોથકો યાદવોની સેનાને મર્દન કરતો હવો. તે સમયે ભારતાર્દ્ધનોપતિ જે જરાસંધ-તેણે ક્લેશ પમાડેલું યાદવોનું સૈન્ય, મદોન્મત્ત હસ્તિઓએ મર્દન કરેલા કમલિણીના વનની શોભાને ધારણ કરતું હવું. તે સમયે જેનેવિષે હસ્તિઓનો સમુદાય મરણ પામ્યોછે, અશ્વનો સમુદાય જેનેવિષે અસ્ત પામ્યોછે, રથનો સમુદાય જેનેવિષે ભગ્ન થયોછે અને જેનેવિષે નષ્ટ થવાથી પદચારીઓ દુષ્પ્રાપ છે, જરા-સંધના પ્રહારે કરી જેઓએ પોતાના પ્રાણ છોડ્યા છે, એવા જે સુભટો-તેઓએ વ્યાપ્ત થએલી જે પૃથ્વી-તેનાથી નીકળનારીઓ જે નવીન રકતનદીઓ-તેણે કરી સિંચન કરેલો જે જરા-સંધ-તેને જેનેવિષે હર્ષ પ્રાપ્ત થયોછે એવા, અને પરાજયે કરી યાદવસંબંધી રાજાઓ જેનેવિષે અત્યંત પીડિત છે, અને માનના મર્દને કરી જેને યુદ્ધ કરવા માટે આવેશ પ્રાપ્ત થયોછે એવા શ્રીકૃષ્ણ જેનેવિષે છે, અને નૃત્ય કરનારાં જે કબંધો-તેઓના અવલોકને કરી જેનેવિષે અપ્સ-રાઓ હર્ષિત થઈઓછે, એવા પોતાના સૈન્યને પ્રેમેકરી આર્દ્ર એવી દૃષ્ટિએ અરિષ્ટનેમિ અવ-લોકન કરતો હવો. તે સમયે જેણે હસ્ત જોડ્યાછે એવો ઇંદ્રનો સારથિ જે માતલિ-તે, કુમાર જે નેમિરાજ-તેની પ્રત્યે ભાષણ કરતો હવો કે "હે દેવ, આ યુદ્ધનેવિષે તુંજ માત્ર ભાનરહિત થયો નથી, હેનાથ, આ તારૂં સૈન્ય, શત્રુ જે જરાસંધ-તેણે મંથન કર્યું છે. હે દેવ, તારો જેને પક્ષછે, એવું આ સૈન્ય, તારે ઉપેક્ષા કરવા માટે યોગ્ય છે શું? અર્થાત્ યોગ્ય નથી; અને આ સમયે સૈન્યવિષે મમતારહિત એવો જે તું-તેનું કર્મ જો કે સાવદ્ય છે, તો પણ ઇંદ્રના આ રથને કાંઈ પણ કૃતાર્થ કર. અર્થાત્, આ રથ ઊપર બેસનારા પુરૂષનો જયજ થાયછે, એ માટે તું કાંઈ પરાક્રમ કરીને જય સંપાદન કર; એટલે આ રથ કૃતાર્થ થશે."

એવી રીતિએ માતલિએ પ્રાર્થના કરેલો નિર્ભય એવો તે નેમિકુમાર, ઇંદ્રના હાથમાં રહેનારા ધનુષ્યના સરખી પોતાના ધનુષ્યને પ્રત્યંચા ચઢાવીને ટણત્કાર શબ્દ કરતો હવો. તે સમયે શત્રુઓનો અહંકાર જેણે નષ્ટ કર્યોછે એવો, અને યમનું વાહન જે મહિષ (પાડો) તેના

શબ્દ સરખો ભયંકર એવો, તે નેમિરાજાના ધનુષ્યનો ટણત્કાર શબ્દ, સ્વર્ગ અને ભૂમિપ્રત્યે વ્યાપ્ત થતો હવો. વળી તે સમયે તે નેમિરાજા, દિશાઓની કુક્ષિઓને પૂર્ણ કરનારો જેનો શબ્દછે, એવા શંખને વગાડતો હવો. જે શંખનાદ પૂર્વે મૂર્ચ્છાને ઉત્પન્ન કરતો થકો દૈત્યોને પણ દુ:સહ થયો હતો. તે સમયે યુદ્ધ કરનારા જે લક્ષાવધિ એવા જે શત્રુના પક્ષપાતી રાજાઓ ત્યાં પ્રાપ્ત થયા હતા, તેઓ નેમિરાજાના ધનુષ્યના અને શંખના શબ્દે કરી આસપાસનેવિષે મૂર્ચ્છિત થઈ પતન પામતા હવા. ત્યારપછી તે સમયે વિસ્મય પામેલો એવો માતલિ, હાસ્ય-યુકત થઇ નેમિરાજાપ્રત્યે ભાષણ કરતો હવો કે "હે દેવ, તમે લીલાએ કરીનેજ આ શત્રુની સેનાને જીતી, અને પોતાના બાહુસામર્થ્યે કરી યાદવોનું ચૂર્ણ કરી યુદ્ધનેવિષે અત્યંત ક્ષોભ ઉત્પન્ન કરનારા, અને મદાંધ એવા આ જરાસંધનો વધ કરવા માટે તમે સમર્થ છતાં પણ સાંપ્ર-તકાળે શામાટે ઉપેક્ષા કરોછો?"

એવું સારથિનું વચન સાંભળી સમુદ્રવિજયના પુત્ર એવા તે નેમિરાજા, વાણીના મૌનચનો ત્યાગ કરી ભાષણ કરતા હવા; કે "હે માતલિ, જો કે આ જરાસંધ શત્રુ છે, તે છતાં પણ એ જ-રાસંધ, મારા સરખા અહિંસાધર્મ આચરણ કરનારા પુરૂષે વધ કરવામાટે યોગ્ય નથી. હું આ યુદ્ધનેવિષે આવનારો પણ ન હતો; પરંતુ બંધુ જે શ્રીકૃષ્ણ-તેના આગ્રહથી આ યુદ્ધનેવિષે શ્રેષ્ઠ-પણાપ્રત્યે પ્રાપ્ત થયો છું. સહન કરવામાટે અસમર્થ એવા આ મોહરૂપ તરંગો કોણને વારૂંબાધા કરતા નથી? વળી યુદ્ધનેવિષે વિષ્ણુએ પ્રતિવિષ્ણુનો વધ કરવો એવો નિરંતર સર્વે ઠેકાણે નિશ્ચય કરેલો પ્રકાર છે; એ માટે તારા દેખતાંજ થોડા સમયમાંજ તે કાર્ય થનાર છે.

એવું નેમિ રાજા ભાષણ કરતો થકો પોતાની સેનાને યુદ્ધનેવિષે સ્થિર કરતો હવો. ત્યાર પછી તે ઇંદ્રનો સારથિ જે માતલિ-તેણે એવી રીતે રથ ચલાવ્યો, કે જેણે કરી યાદવોની સેનાના અગ્રભાગનેવિષે રહેનારા શ્રીકૃષ્ણ, સંપૂર્ણ શત્રુના વીરોએ અવલોકન કરચો. ત્યાર પછી જરા-સંધ રાજા પણ શ્રીકૃષ્ણને અવલોકન કરી પોતાના યવનાદિક પુત્રોનો શ્રીકૃષ્ણે કરેલો જે નાશ-તેના સ્મરણે કરી જેની અત્યંત ભયંકર ભૃકુટિ છે એવો હોતો થકો શ્રીકૃષ્ણના સમીપભાગે ગમન કરતો હવો. ત્યાર પછી ગર્વયુકત એવા અગનોત્તર જે જરાસંધના પુત્રો-તેઓએ પો-તાના પિતાની આગળ થઈ શ્રીકૃષ્ણનું રોધન કરચું. તે સમયે તે જરાસંધના અગનોત્તર પુત્રો-માંથી ક્રોધે કરી જેઓની દૃષ્ટિ આરકત છે, એવા અઠાવિશ પુત્રોએ બળરામની સાથે યુદ્ધ કરવા માટે, સિંહોએ શરભની સાથે યુદ્ધ કરવા માટે જેમ આરંભ કરચો જાયછે તેમ આરંભ કરચો. તે સમયે બળરામ, તે જરાસંધના અઠાવિશ પુત્રોની અવજ્ઞા કરી ધારણ કરેલાં હળ અને મૂશળ-એણે કરી તે પુત્રોને મશકને જેમ ચૂર્ણ કરે તેમ ચૂર્ણ કરતો હવો. તે સમયે તે બળ-

રામે કરેલો જે પુત્રોનો વધ-તેણે કરી જેને ક્રોધનું જાગૃતપણું પ્રાપ્ત થયું છે એવો જરાસંધ, નિર્દયપણે ગદાના યોગે કરી બળરામને વક્ષસ્થળનેવિષે તાડના કરતો હવો. તે સમયે તે ગદાના પ્રહારે કરી દુઃખનેવિષે જે સ્થિતિ-તેણે કરી વ્યાપ્ત થએલા એવા બળરામ પણ, રક્તના કલ્લોલને વમન કરતા હવા; અને તે સમયે યાદવોની સેનાપણ હાહાકાર શબ્દ ઉચ્ચારતી હવી. ત્યાર પછી નિર્દયપણે ફરી બળરામનેવિષે પ્રહાર કરવા માટે ઈચ્છા કરનારો જે જરાસંધ રાજા-તેને તીવ્ર એવા ગાન્ડીવ ધનુષ્યના પાંડિત્યે કરી અર્જુન નિવારણ કરતો હવો. તે સમયે અર્જુનનાં શૈકડો બાણોએ કરી વ્યથા ઉત્પન્ન કરેલો એવો જરાસંધરાજા, અર્જુનજ જેનું મૂળકારણ છે એવા સંપૂર્ણ કૌરવોના નાશને નિશ્ચયે કરી જાણતો હવો. તે સમયે શ્રીકૃષ્ણ, બળરામને જરાસંધના ગદાપ્રહારે કરી ભ્રમ પ્રાપ્ત થયોછે, એવું જોતો થકો જરાસંધના અવશેષ રહેલા એકતાલીશ પુત્રોને સંહાર કરતો હવો. તે સમયે તે પુત્રોના સંહારે કરીને ઉત્પન્ન થએલો અતિશય ક્રોધ-તેણે કરી અતિશય દુઃસહ થએલો એવો તે જરાસંધરાજા, શ્રીકૃષ્ણના સમીપભાગે પ્રાપ્ત થઈ ભાષણ કરતો હવો.

જરાસંધ—"હે ગોપાળ, લોખંડની સાણસી ધારણ કરનારો એવો આ જરાસંધ, કાળના જેવો ક્રોધ ધારણ કરી તારા ઉદરથી, જેઓમાં કંસ મુખ્યછે એવા તેં મારેલા સંપૂર્ણ પુત્રાદિકોને આકર્ષણ કરેછે; એ માટે પોતાનું રક્ષણ થવા માટે કારણ-એવું જે શસ્ત્ર હોય, તે તું ગ્રહણ કર. હું કદીપણ અનાયુધ અને યુદ્ધને માટે ન સિદ્ધ થએલા પુરૂષનો વધ કરતો નથી; એ માટે તું શસ્ત્ર ધારણ કર. મારી કન્યા જે જીવયશા-તેનો પતિ જે કંસ-તેનો વધ કરનારો જે તું-તેનો મારાથી જે થવાનો વધ-તેને અવલોકન કરી તે કન્યા, પૂર્વે કરેલી પ્રતિજ્ઞારૂપ નદીના પરતીરને અવલોકન કરનારી થશે." એ પ્રમાણે ક્રોધે કરી નિંદા કરનારો અને અનેક પ્રકારે કરી વિરોધ કરનારો એવો જે જરાસંધ-તે પ્રત્યે કિંચિત્ પણ ક્ષોભરહિત એવા શ્રીકૃષ્ણ ભાષણ કરતાહવા. કે "હે રાજન્, જે તું કહેછે તે ખરૂંછે. તારી કન્યાની પ્રતિજ્ઞા સત્યજ થશે; પરંતુ તે પ્રદીપ્ત થએલા અગ્નિમધ્યેપ્રવેશકરીનેજ સત્યથનારછે; અન્યથા તે પ્રતિજ્ઞા સત્ય થવા માટે બીજો કોઈ ઉપાય નથી."

એવી રીતે તે જરાસંધપ્રત્યે ભાષણ કરનારા અને શુભકારક એવા શુકનોએ પ્રેરિત એવા શ્રીકૃષ્ણ, યુદ્ધનેવિષે સ્થિર થઈ જરાસંધની સાથે બાણોએ કરી યુદ્ધ કરવા માટે આરંભ કરતા હવા. તે સમયે જરાસંધ, પોતાના ધનુર્દંડથી પ્રસરેલાં બાણોએ કરી સર્વ યાદવોને ભય ઉત્પન્ન કરતો હવો; અને સૂર્યમંડળને આચ્છાદન કરતો હવો. તે સમયે શત્રુ જે જરાસંધ-તેના મૂર્તિમાન મનોરથજ હોયના! એવાં, અને જેઓએ સ્વર્ગ ભોંમિનો અવકાશ નિરોધન કર્યોછે એવાં ચિત્ર વિચિત્ર બાણોને શ્રીકૃષ્ણ પોતાના બાણોએ કરી ખંડન કરતા હવા. એ પ્રકારે કરી તે બંનેનું યુદ્ધ શરૂ થયું છતાં પૂર્વે રામ અને રાવણના સંગ્રામને અવલોકન

કરનારા દેવોને જે રસ ચમત્કાર લાગ્યો હતો, તેવોજ ફરી આ યુદ્ધને જોઇને પણ રસ-ચમત્કાર ઉત્પન્ન થતો હવો. તે સમયે જરાસંધ, શ્રીકૃષ્ણનેવિષે જેજે શસ્ત્રો છોડવા માટે ઇચ્છા કરતો હતો, તેતે શસ્ત્રોને છૂટ્યા પહેલાંજ શ્રીકૃષ્ણ, પોતાના બાણોએ કરી તત્ક્ષણ છેદન કરતા હતા. તે સમયે અપૂર્વ એવા યુદ્ધના અવલોકને કરી પ્રાપ્ત થએલું જે કૌતક-તેણે કરી જેઓનાં ચિત્ત વ્યાપ્ત થએલાંછે, એવા ખેચરોએ આકાશનેવિષે મધુર એવો કોલાહલ શબ્દ ઉત્પન્ન કર્યો. તે સમયે શ્રીકૃષ્ણનાં પ્રતિશસ્ત્રોએ કરી જરાસંધરાજાનાં સંપૂર્ણ શસ્ત્રો, સૂર્યના કિરણોએ અંધકાર જેમ નિષ્ફળ કર્યો જાયછે તેમ નિષ્ફળ કર્યાં. અને જેના ધ્વજનો છેદ, બાણોનો છેદ, અને ધનુષ્યની પ્રત્યંચાનો છેદ-એઓએ કરી આશ્ચર્યને પમાડેલો એવો તે જરાસંધરાજા, જેણે શત્રુઓના સમુદાય પ્રાશન કર્યાછે, એવા ચક્રને સ્મરણ કરતો હવો. તે સમયે ક્રોધે કરી જેની દૃષ્ટિ આરક્તછે એવો જે જરાસંધ-તેના હસ્તકમળને, દેવતાએ અધિષ્ઠિત એવું તે ચક્રપણ મહાત્વરાએ આવીને શોભાવતું હવું. તે સમયે "રે ગોપ, આ તું મરણ પામ્યો" એવી વારંવાર જલ્પના કરનારો, અને દુષ્ટ બુદ્ધિયુક્ત જેનું ચિત્તછે એવો તે જરાસંધ, તે ચક્રને શ્રીકૃષ્ણ ઉપર છોડતો હવો. તે સમયે સ્વચ્છંદપણે કૃષ્ણના ઉપર આવનારૂં તે ચક્ર, સમુદ્રવિજયાદિક યાદવોએ આકાશનેવિષે હાહાકારપૂર્વક અવલોકન કર્યું. તે સમયે ખેચરો પણ મહા ત્વરાએ અહીં તહીં ભ્રમણ કરવા લાગ્યા; અને દેવો પણ તે ચક્રના જવાના માર્ગથી બીજા માર્ગનેવિષે પોતાનાં વિમાનોને લેતા હવા. તે ચક્રને અર્દ્ધમાર્ગનેવિષે શ્રીકૃષ્ણ, અસ્ત્રે કરી તાડન કરતા હવા; અને નિશ્ચળ એવા બળભદ્ર, વારંવાર મૂશળ અને હળ-એણે કરી તે ચક્ર ઉપર પ્રહાર કરતા હવા; અને અત્યંત રોષને પામેલો એવો જે અનાધૃષ્ટિ-તે પણ તે ચક્રને પરિઘે કરી પ્રહાર કરતો હવો. અને સમુદ્રવિજય રાજા, નાના પ્રકારનાં ઘણાં શસ્ત્રોએ કરી તે ચક્રને પ્રહાર કરતા હવા. તેમજ તે ચક્રનો ઘાત કરવામાટે ધર્મરાજા, શક્તિને છોડતો હવો; અને સર્વ જગત્‌ને જીતનારી એવી પોતાની ગદાને મોટા આદરે કરી ભીમસેન, તે ચક્ર ઉપર ફેંકતો હવો. અને સંપૂર્ણ કૌરવોએ અજેય એવો અર્જુન, જેઓનું મહોટું સામર્થ્યછે એવાં બાણોએ કરી તે ચક્રને રોધન કરતો હવો. વળી શત્રુનો સંહાર કરવા માટે કેવળ કૃતાંતજ એવા ભાલે કરી નકુલ, મહોટા પ્રયત્ને તે ચક્રને પ્રહાર કરતો હવો. તેમજ સહદેવ પણ નાના પ્રકારનાં અસ્ત્રોએ કરી તે ચક્રનું રોધન કરવા માટે આરંભ કરતો હવો. એ પ્રમાણે તે સમયે તે પાંચે પાંડવોએ સર્વ પ્રકારે કરી મહોટું પરાક્રમ કર્યું. બીજા પણ મહા પરાક્રમી એવા સંપૂર્ણ યાદવો, પોતાના નાના પ્રકારના આયુધોએ કરી એકદમ તે ચક્રને પ્રહાર કરતા હવા; તોપણ કોઇને હાથથી ન અટકાવ પામનારૂં અને અગ્નિના તણખાઓને ઉત્પન્ન કરનારૂં તે સૂર્યમંડળ સરખુ

તેજસ્વી ચક્ર, આકાશનેવિષે વેગે કરી આવવા લાગ્યું છતાં તે સમયે "આ સંપૂર્ણ જગત્ કૃષ્ણ રહિત થનાર" એવું મનમાં માનનારા સંપૂર્ણ યાદવો, નેત્રનેવિષે દુ:ખાશ્રુ આણીને જેઓનાં શ્યામવર્ણ એવાં મુખ થઈ ગયાંછે એવા શોકાતુર થયા. તે સમયે જરાસંધની સેના, જેનું આનંદયુક્ત ચિત્તછે, એવી થઇ છતાં, અને તે ચક્રને જોનારા સંપૂર્ણ લોકો "અહો આજ શું થશે!" એવી ભાવના ધારણ કરતા છતા, અને સમુદ્રવિજયાદિક રાજાઓ દીન અંત:કરણપણે જોવા લાગ્યા છતાં, તે ચક્ર મહા વેગે પ્રાપ્ત થઈ ઠાર મારવાના ઈરાદાએ યદ્યપિ જરાસંધે શ્રીકૃષ્ણના વક્ષસ્થળનેવિષે પ્રહાર કરવાને મૂક્યું હતું; પરંતુ તે ચક્ર પ્રહાર ન કરતાં જેમનું ચિત્ત ક્ષોભરહિત છે એવા શ્રીકૃષ્ણના ચરણના સમીપભાગનેવિષે શિષ્યના સરખું આચરણ કરતું હવું. ત્યાર પછી યાદવોનું સૈન્ય આનંદયુક્ત થયું છતાં, અને પ્રતિશત્રુ જે જરાસંધ-તેનું સૈન્ય ખિન્ન ચિત્ત થયું છતાં, તે યુદ્ધનેવિષે શ્રીકૃષ્ણ, લીલાએ કરી કાંઈક નમ્ર થઈ તે ચક્રને પોતાના હસ્તનેવિષે ગ્રહણ કરતા હવા. તે સમયે કાંતિના મંડળે કરી શોભનારા તે ચક્રના યોગે કરી તે શ્રીકૃષ્ણ, વજ્રના ધારણે કરી ઇંદ્ર જેમ શોભેછે, તેમ અત્યંત શોભતા હવા. તે સમયે હસ્તનેવિષે કમળ સરખા તે ચક્રને ગ્રહણ કરી તેનું પ્રતોલન કરનારા, ગર્વરહિત, અને કંસનો વિધ્વંસ કરનારા તે શ્રીકૃષ્ણ, મગધાધિપતિ જે જરાસંધ, તે પ્રત્યે ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે રાજશ્રેષ્ઠ જરાસંધ, સાંપ્રતકાળે યુદ્ધનેવિષે તારો પ્રયત્ન સફળ થવાનો નથી. કારણ, આ સમયે તને દૈવ અનુકૂળ નથી. જો તને દૈવ અનુકૂળ હોત તો આ તારૂં ચક્ર, તારો શત્રુ જે હું-તેના હસ્તનેવિષે કેમ પ્રાપ્ત થયું હોત? એ માટે મારી આજ્ઞાએ તું મગધદેશપ્રત્યે ગમન કર, અને યથેચ્છપણે તે દેશનું રાજ્ય કર. હે ભૂમિપતે, હજી સુધી તારો કાંઈ વિશેષ નાશ થયો નથી; એ માટે મગધદેશપ્રત્યે જવાનો વિચાર કર. "જીવતો રહેનારો પુરૂષ, કોઇ પણ કાળે કરીને ફરી સુખને અવલોકન કરેછે;" એવું તેં પૂર્વે મોહોટા મોહોટા લોકો પાસેથી શ્રવણ કર્યું નથી શું?

એવું શ્રીકૃષ્ણે ભાષણ કર્યું છતાં તે જરાસંધ પણ મહોટા આવેશે કરી કૈટભારી જે શ્રીકૃષ્ણ-તે પ્રત્યે ભાષણ કરતો હવો.

જરાસંધ—અરે ગોપાળ, તું સાંપ્રતકાળે અત્યંત વાચાળ થયોછે. હમણાં તું, પ્રાપ્ત થએલા આ લોહના ખંડે કરી મદોન્મત્ત થયોછે; એવું હું માનુંછું. કારણ, શ્વાનને પ્રાપ્ત થએલા અસ્થિના કડકાએ કરીને પણ મહાગર્વ પ્રાપ્ત થાયછે; પરંતુ તે અસ્થિના કડકાએ કરી તે શ્વાનનું શું હિત થવાનું છે?

એવા તીક્ષ્ણ વચનરૂપ વાંસલાની ધારે છોલીને તે જરાસંધ, અકસ્માત્ તે શ્રીકૃષ્ણને બાણોએ કરીને, જેમ ગ્રીષ્મઋતુનો છેવટ સમય મેઘે કરીને આકાશને આચ્છાદન કરેછે, તેમ આચ્છાદન કરતો હવો. તે સમયે "પ્રતિવિષ્ણુ જે છે-તેને વિષ્ણુએ તે પ્રતિવિષ્ણુના ચક્રે કરી-

તેજ પ્રાણુના અંતને પમાડવો" એવાં આગમનાં રહસ્યોછે તે અન્યથા નથી "એવો વિચાર કરનારા શ્રીકૃષ્ણ, વધ કરવા માટે યોગ્ય એવા તે જરાસંધનો શિરચ્છેદ કરવા માટે જેની કાંતિનો સમુદાય પ્રસાર પામેલોછે, એવા તે ચક્રને લીલાએ કરી શીઘ્ર છોડતા હવા. તે સમયે જ્વાલારૂપ જરાએ યુક્ત એવા તે ચક્રે, મહાવેગે કરી જરાસંધ પાસે આવીને કિરિટ કુંડળો સહિત તેના મસ્તકને કમળના છેદ સરખું છેદન કર્યું. તે સમયે કરેલું જે સ્વામિકાર્ય-તેણે કરી જેને અતિશય તેજ પ્રાપ્ત થયુંછે, એવા તે ચક્રે ફરી શ્રીકૃષ્ણની પાસે આવી તે શ્રીકૃષ્ણનો હાથ શોભાવ્યો. તે સમયે સર્વ જગત્‌ના ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરનારા શ્રીકૃષ્ણના બળને અવલોકન કરનારા દેવોના આનંદે કરી નીકળનારા અશ્રુઓની નદીઓ વહેવા લાગીઓ; અને તે દેવોએ એવી સ્તુતિવાણી ઉચ્ચારી કે "મ્હોટી સ્ફુરણ પામનારી જે કીર્તિ-તેણે કરી સુગંધરૂપ, અને સર્વ શત્રુઓનો નાશ કરવા માટે સમર્થ, એવો આ નવમો વિષ્ણુ ઉત્પન્ન થયોછે. એણે પૂર્વે કંસનો નાશ કર્યો, ધ્વારકાંનગરી વસાવી, અને સાંપ્રતકાળે આ જરાસંધનો વધ કર્યો. આ શ્રીકૃષ્ણનું કોઈપણ ચરિત્ર જગત્‌ને આશ્ચર્ય કરનારૂં નથી એવું નથી." એ પ્રમાણે પરસ્પર ભાષણ કરનારા દેવોની સભાથી તે સમયે શ્રીકૃષ્ણનેવિષે તે સભાનો આનંદજ પ્રગટ થયો હોયના! એવી પુષ્પ વૃષ્ટિ થવા લાગી. તે સમયે શ્રીકૃષ્ણના વિજયને પ્રશંસા કરનારા ત્રણે લોકનેવિષે રહેનારા લોકોએ મહા હર્ષે કરી દુંદુભિના શબ્દે શબ્દાદ્વૈતનો વિસ્તાર કર્યો. પછી રોધન કરેલા લક્ષાવધિ રાજાઓને અરિષ્ટનેમિએ, સિંહે અવરોધન કરેલા હરણોને શરભે જેમ મુક્ત કર્યા જાયછે તેમ મુક્ત કર્યા. તે સમયે જેઓનો આનંદ નષ્ટ થયોછે, અને જેઓનાં શસ્ત્ર તથા પરિવાર લોકો ઉચ્છેદ પામ્યાં છે, એવા પોતાને જોઈને તે રાજાઓ લજ્જાએ કરી મલિન થએલા મુખને ધારણ કરતા હવા. ત્યાર પછી તે રાજાઓ "શ્રીકૃષ્ણથી જરાસંધનો વધ થયો" એવું સાંભળી જેઓએ હસ્ત જોડ્યાછે એવા તેઓ-સમુદ્રવિજયનોપુત્ર જે નેમિરાજ-તેને પોતાની પ્રાર્થના નિવેદન કરતા હવા; કે "હે નેમિરાજન, જેઓનું સામર્થ્ય શ્રીકૃષ્ણે કુંઠિત કર્યું છે, એવા શત્રુઓ નાશને કેમ ન પામે વારૂ? જે શ્રીકૃષ્ણનો, શત્રુરૂપ તૃણનો દાહ કરનારો દાવાનળજ હોયના! એવો તું બાંધવછે. રાજાઓનું કેવળ મૃત્યુજ, એવા આ યુદ્ધનેવિષે શ્રીકૃષ્ણની સાથે પરાક્રમ કરીને અમે કાંઈ ઉગરવાના છૈએ? અર્થાત, અમો ઉગરવાના નથી. એ માટે ત્રૈલોક્યનું રક્ષણ કરનારા જે શ્રીકૃષ્ણ-તેમનો પ્રિય મિત્ર જે તું-તેની એવી પ્રાર્થના અમો કરીએ છૈએ કે, લક્ષ્મી એજ કોઈ એક ભ્રમરી-તેનું રમણ સ્થાન એવા કુંદપુષ્પ સરખા જે મુકુંદ-તેનાથી તું અમોને રક્ષણ કરવા માટે યોગ્ય છે. અન્યથા તે શ્રીકૃષ્ણ ક્રોધાયમાન થયા છતાં અમારૂં ઉગરવું કેમ થશે?" એવી તે રાજાઓએ પ્રાર્થના કરી છતાં નેમિરાજ "હું તમારૂં રક્ષણ કરાવીશ" એવું તેઓને પ્રતિ વચન દેઈ, તે રાજાઓએ સહવર્તમાન શ્રીકૃષ્ણની પાસે આવ્યો. તે સમયે તે નેમિ-

રાજા અને શ્રીકૃષ્ણ-એ બંનેની દૃષ્ટિ, સમીપભાગનેવિષે પ્રસાર પામનારીજ હોયના! અને વારંવાર પરસ્પર આલિંગન કરનારીજ હોયના! તથા પરસ્પર સંતોષ પામનારીજ હોયના! એવી એક સ્થળે સંગમ પામતી હવી. તે સમયે તે નેમિરાજા અને શ્રીકૃષ્ણ-એ બંનેનાં મુખોને, બે પૂર્ણ ચંદ્ર, આકાશનેવિષે પરસ્પર સંમુખ પ્રાપ્ત થાય તો તે બે ચંદ્રોએ ઉપમાનો સંભવ થાય. ત્યાર પછી જેમની કાંતિ તમાલવૃક્ષના ગુચ્છા સરખી છે, અને શ્રીવત્સલાંચ્છને જેઓ યુક્તછે, એવા તે બંનેય પરસ્પર આલિંગન કરતા સમયે ખરેખરજ ઐક્યતાને પામ્યા. ત્યારપછી જેમનું બાહુપરાક્રમ અનિવાર છે એવા, અને શત્રુઓના સમુદાયને જીતનારા, એવા તે બંનેની પરસ્પર યથેચ્છપણે નાનાપ્રકારની યુદ્ધસંબંધી કથાઓ પ્રવૃત થઇઓ. તે મધ્યે નેમિરાજા કાંઇક સમય પામીને શ્રીકૃષ્ણને પ્રસન્ન કરી તે લક્ષાવધિ રાજાઓના પૃષ્ઠભાગનેવિષે શ્રીકૃષ્ણકને હસ્ત સ્થાપન કરાવતો હવો. એટલામાં જરાસંધના, ન્યાયમાર્ગે વર્તણુક કરનારા એવા ઘણા પ્રધાનો, તે જરાસંધનો પુત્ર જે સહદેવ-તેને ત્યાં આણીને શ્રીકૃષ્ણના ખોળામાં બેસાડતા હવા. ત્યારપછી શ્રીકૃષ્ણ-તે સહદેવને ફરી મગધદેશના રાજ્યનો અભિષેક કરતા હવા. કારણ, જેઓનું ચિત્ત ઉદારછે તે પુરૂષોનો કોપ શત્રુઉપર પ્રણિપાતાવસાનપર્યંત છે. અર્થાત્ જે મહાપુરૂષ છે તે જ્યાંસુધી શત્રુ, શરણે આવીને વંદન કરે ત્યાંસુધીજ તેનો ઉચ્છેદ કરવાની ઇચ્છા કરેછે, પણ પછી તેના ઉપર સ્નેહ કરેછે. ત્યારપછી અનાધૃષ્ટિ, નાનાપ્રકારનાં યુદ્ધકર્મોએ કરી જેઓને ઘાવ પ્રાપ્ત થયાછે, એવા વીરોના ઘાવ નષ્ટ થવા માટે ઔષધને કરતો હવો. ત્યારપછી સમય જાણનારો તે અનાધૃષ્ટિ, તે સમુદ્રવિજયરાજાની આજ્ઞાએ, યુદ્ધનેવિષે મરણ પામેલા રાજાઓના અગ્નિસંસ્કારને આગ્નેયાસ્ત્રે કરીને કરતો હવો. પછી શ્રીકૃષ્ણ, સહદેવાદિક રાજાઓને પોતપોતાના સ્થાનનેવિષે જવા માટે વિદાય કરી કુળ વૃદ્ધ એવા યાદવોએ સહવર્તમાન પોતાના નિવાસપ્રત્યે ગમન કરવા માટે નીકળ્યા. તે સમયે માર્ગનેવિષે શત્રુઓને જીતનારા એવા પોતાના પુત્ર પૌત્રાદિકોએ અનુગમન કરેલો એવો તે સમુદ્રવિજયરાજા, કોઇએક અનુપમ શોભાને પામતો હવો. તે સમયે વૃદ્ધ વૃદ્ધ અને તરૂણ તરૂણ એવા યાદવોએ બળભદ્ર, શ્રીકૃષ્ણ અને નેમિરાજા-એઓનેવિષેજ પ્રભુપણાનો જે ઉત્કર્ષ-તેની વિશ્રાંતિ માની. અર્થાત્ "સર્વ યાદવોમાં એ ત્રણેજ મહા સમર્થ છે" એવું માન્યું. ત્યારપછી નિવાસપ્રત્યે આવેલા તે યાદવોની-ત્યાં રહેનારીઓ જે માતાઓ-તેઓ મંગળારતિક્યાદિક કરતી હવીઓ. કારણ, જે ક્ષત્રિઓ છે તેઓનું શત્રુઓનો પરાજય કરવો એજ મહોટું પરાક્રમનું કામ છે. ત્યારપછી હર્ષ પામેલો જે ઇંદ્રનો સારથિ માતલિ, તે નેમિરાજાની આજ્ઞા ગ્રહણ કરીને ત્યાંથી રથસહવર્તમાન સ્વર્ગપ્રત્યે ગમન કરતો હવો; અને શરીરનેવિષે રોમાંચ ધારણ કરનારો તે માતલિ, નેમિરાજા અને શ્રીકૃષ્ણાદિકોના ચરિત્રને ઇંદ્રપ્રત્યે વર્ણન કરતો હવો.

બીજે દિવસે તે સમુદ્રવિજયરાજા તે નિવાસસ્થળનેવિષે સર્વ પરિવાર સહવર્તમાન રહેલો છતાં સંપૂર્ણ યાદવો આકાશનેવિષે ઉચ્ચસ્વરે કરી થનારા વાદ્યોના શબ્દને શ્રવણ કરતા હવા; અને ઊર્ધ્વભાગે અવલોકન કરનારા તે યાદવો આકાશનેવિષે એક ક્ષણમાં, જેઓએ સૂર્યનો રથ આચ્છાદિત કરચોછે એવાં લક્ષાવધિ વિમાનોને અવલોકન કરતા હવા. ત્યાર પછી પ્રદ્યુમ્ન અને સાંબ-એઓની સહવર્તમાન વસુદેવ, વિમાનથી નીચે ઊતરી સમુદ્રવિજય રાજાના ચરણને વંદન કરતા હવા. તે સમયે સંપૂર્ણ બળભદ્રાદિક યાદવો વસુદેવને વંદન કરતા હવા; અને પ્રદ્યુમ્ન તથા સાંબ-એઓ, વૃદ્ધ એવા યાદવોને અનુક્રમે વંદન કરતા હવા. ત્યાર પછી પ્રદ્યુમ્ને સ્થાનવિભાગે કરી નિવેદન કરેલા સંપૂર્ણ ખેચરો, સમુદ્રવિજયરાજાને વંદન કરી શ્રીકૃષ્ણને પણ વંદન કરતા હવા; અને તે ખેચરો શ્રીકૃષ્ણની એવી પ્રાર્થના કરવા લાગ્યા કે "હે દેવ, જે તું, પોતાના ઉત્કૃષ્ટ એવા રૂપાદિક ગુણોએ કરી ત્રૈલોક્યને જીતતો હવો; તે તારા અગ્રભાગનેવિષે અમે શા લેખામાં છૈએ.? એ માટે હવે આજથી આગળ, અમારા મસ્તકનેવિષે તારી આજ્ઞારૂપ માળા ધારણ કરનારા અમે છૈએ એવું જાણ, અને તું નવમો વાસુદેવછે એ માટે તારી પોતાની ઇચ્છા પ્રમાણે અમોને આજ્ઞા કર" એવું ભાષણ કરી તે ખેચરો, જેની નવીનસૂર્ય સરખી કાંતિછે એવા તે શ્રીકૃષ્ણને, જેઓએ કૌસ્તુભમણીનો ગર્વ દૂર કરચોછે, એવા રત્નોના સમુદાયે કરી પૂજન કરતા હવા. તે સમયે તે શ્રીકૃષ્ણ પણ ઉત્તમ પ્રકારના ભાષણે કરી અને સત્કારરૂપ કર્મે કરી તે ખેચરોનો સત્કાર કરતો હવો. કારણ, જેઓનું ઉદાર ચિત્ત છે એવા પુરૂષોનું કોઇપણ ઠેકાણે યોગ્યકૃત્યને માટે વિપરીતપણું થતું નથી.

ત્યારપછી કર્મમાર્ગ જાણનારા એવા તે શ્રીકૃષ્ણ, યુદ્ધનેવિષે મરણ પામેલા યાદવસંબંધી સુભટોની તે તે નાનાપ્રકારની ઉત્તરક્રિયા કરતા હવા. ત્યહાં મગધદેશનેવિષે સહદેવ પણ, પોતાના મરણ પામેલા પિતા જરાસંધની યથાશાસ્ત્ર ઉત્તરક્રિયા કરતો હવો. બીજા રાજાઓ પણ પોતપોતાના સંબંધી મરણ પામેલા જે સુભટો-તેઓની ઉત્તરક્રિયા કરતા હવા. તે જરાસંધની કન્યા જે જીવયશા-તે પણ પોતાના સ્વામિના સંપૂર્ણ કુળના ક્ષયને તથા પિતાના ક્ષયને સાક્ષાત્ અવલોકન કરી નિર્લજ્જ હોતી થકી પિતા જે જરાસંધ અને પતિ જે કંસ-તે બંનેને સાથેજ જળાંજળી સમર્પણ કરતી હવી. ત્યારપછી જે કારણ માટે તે સ્થળનેવિષે યાદવોએ, જેનું મૂળ કારણ શ્રીકૃષ્ણ છે, એવો આનંદ નિર્માણ કરચો, તે કારણ માટે જેનું નામ સાર્થક છે એવું તે સ્થળ, આનંદપૂર એ નામે કરી પ્રખ્યાત થતું હવું. ત્યારપછી જેને ઇંદ્રની ઉપમા છે એવા શ્રીકૃષ્ણ, ભારત દેશના ત્રણખંડોને વશ કરવા માટે પ્રસ્થાન કરતા હવા. કારણ, સર્વ વાસુદેવોનો એ ક્રમજ છે. તે શ્રીકૃષ્ણ કેટલાએક રાજાઓને સ્થાનથી ભ્રષ્ટ કરતા થકા, અને કેટલાએક રાજાઓનો ગર્વ હરણ કરી

ફરી તે તે રાજાઓને તે તે સ્થળનેવિષે સ્થાપન કરતા થકા પૃથ્વીને વશ કરતા હવા. એવા પૃથ્વી વશ કરવાના ક્રમે કરીને પછી, જે દેશનેવિષે પર્વતસરખી કોટિશિલા એ નામની એક શિલા છે, તે દેશપ્રત્યે શ્રીકૃષ્ણ ગમન કરતા હવા. જે શિલાને "ઉંચાઇએ, ઘેરાવાએ, અને લંબાઇએ એક યોજન છે" એવું મહોટા મહોટા લોકો વર્ણન કરેછે, અને જે શિલાએ વાસુદેવના બળની પરીક્ષા કરાયછે, એવી તે કોટિશિલા નામની શિલાને સંપૂર્ણ રાજાઓના દેખતાં તે શ્રીકૃષ્ણ, ભૂમિતળથી ચાર આંગળ ઊર્ધ્વભાગનેવિષે, દડાને જેમ ઉછાળેછે તેમ એક ક્ષણમાં ઉછાળતા હવા. ત્યારપછી જય જય શબ્દપૂર્વક સંપૂર્ણ દેવો અને ખેચરો હર્ષ પામી શ્રીકૃષ્ણની ઉપર પુષ્પવૃષ્ટિને ફેંકતા હવા.

એ પ્રકારે કરી જેનો ઉદય અખંડિત છે એવા તે શ્રીકૃષ્ણ, છ મહીને દિગ્વિજય કરી સંપૂર્ણ રાજાઓસહવર્તમાન દ્વારકાપ્રત્યે જવા માટે નીકળતા હવા. પછી ભારતાર્દ્ધસંબંધી જે મહા ઋદ્ધિ—તેણે કરી અનુક્રમે વૃદ્ધિ પામતા થકા દ્વારાદિકનેવિષે તોરણાદિક મંગળકૃત્ય જેને વિષે સ્થાપન કરચાંછે, એવા દ્વારકાના મહાદ્વારનેવિષે શ્રીકૃષ્ણ પ્રવેશ કરીને પછી અંતઃપુરને વિષે પ્રવેશ કરતા હવા. ત્યારપછી આનંદે કરી તે દ્વારકાંમાં રહેનારા, અને સૂર્ય સરખું જેમનું તેજછે, એવા તે વિષ્ણુને રાજ્યાભિષેક કરવા માટે દેવોએ માગધાદિક તીર્થોનું ઉદક આણ્યું. તે સમયે સમુદ્રવિજય રાજા, તેમજ વસુદેવ, બળભદ્ર, યુધિષ્ઠિરરાજા, ભીમસેન, અર્જુન, નકુલ, સહદેવ અને અનાધૃષ્ટિ એ જેઓમાં મુખ્યછે, એવા બીજા ઘણાએક રાજકુંવરો, અને તે યાદવોની સાથે આવેલા જે સોળ હજાર રાજાઓ, ભારતાર્દ્ધનેવિષે વાસ કરનારા દેવો, અને વસુદેવ જીતીને પોતાને સ્વાધીન કરેલા જે સંપૂર્ણ ખેચરો—તેઓ સર્વ મળી તે સમયે અનુક્રમે સુવર્ણમય અને રત્નમય જે તીર્થોદકે પૂર્ણછે એવા, અને જેનેવિષે ઉદાર એવા કલ્પવૃક્ષના પલ્લવો મુખનેવિષે સ્થાપન કરચાછે, એવા કળશોએ કરી, નેત્રથી ઉત્પન્ન થનારીઓ જે આનંદાશ્રુઓની ધારાઓ—તેઓની સહવર્તમાન તે કળશથી ઉત્પન્ન થનારીઓ જે ઉદકધારાઓ—તેણે કરી ઊંચા સિંહાસન ઉપર બેસનારા શ્રીકૃષ્ણને અભિષેક કરતા હવા. તે સમયે શિવાદેવી, રોહિણી, અને દેવકી—એઓ જેઓમાં મુખ્યછે, એવી કૃષ્ણમાતાઓ, અને કુંતી જેઓમાં આદિછે, એવી સુવાસણીઓ વારંવાર મંગળ ગાયન કરતી હવીઓ. તે સમયે સિંહાસન ઉપર બેઠેલા એવા શ્રીકૃષ્ણને કેટલાએક રાજાઓએ અશ્વ, કેટલાએક રાજાઓએ હસ્તિઓ, કેટલાએક રાજાઓએ માણિક્યાદિક રત્નના સમુદાય, અને કેટલાએક રાજાઓએ કન્યાઓ—એવો નજરાણો કરચો. એ પ્રકારે કરી તે નગરનેવિષે તે અભિષેકસંબંધી મહોત્સવ થયો છતાં પછી તે વિષ્ણુ—પ્રાપ્ત થએલા ભૂચર રાજાઓને અને ખેચર રાજાઓને સત્કાર કરી પોત પોતાના સ્થળનેવિષે જવા માટે વિદાય કરતા હવા.

પછી બીજે દિવસે ધર્મરાજાને રાજ્યાભિષેક કરવામાટે કેટલાએક રાજાઓ સહવર્તમાન

અશ્વનુ સૈન્ય, અને ગજનું સૈન્ય-તેણે કરી યુક્ત એવા તે શ્રીકૃષ્ણ, હસ્તિનાપુરપ્રત્યે ગમન કરતા હવા. તે સમયે બળભદ્ર, નેમિરાજા, અનાધૃષ્ટિ અને પ્રદ્યુમ્નાદિક કૃષ્ણપુત્રો-તેઓ પાંડવોના સ્નેહે કરી તે શ્રીકૃષ્ણની સાથે હસ્તિનાપુરપ્રત્યે પ્રસ્થાન કરતા હવા. તે સમયે મૈત્રિરૂપ ભૂષણમંજરીને ધારણ કરનારા એવા જે ચિત્રાંગદાદિક ખેચરમિત્રો-તેઓએ અર્જુનની સાથે હસ્તિનાપુર પ્રત્યે ગમન કરવા માટે પ્રસ્થાન કર્યું. વળી તે સમયે કુંતીની સાથે શિવાદેવી, રોહિણી, અને દેવકી-એઓ તે કુંતીની મૈત્રિને અનુસરનારીઓ, અને જેઓનાં ચિત્ત સ્નેહયુક્ત છે, એવીઓ ગમન કરતી હવીઓ. તે સમયે માર્ગનેવિષે પાંડવોની "અહો અમે શ્રીકૃષ્ણના અનૃણ્યને કેમ પામીએ!" એવી પરસ્પર કથાઓ પ્રખ્યાત થતી હવીઓ. તે સમયે શ્રીકૃષ્ણની આજ્ઞાએ ખેચરોએ પ્રથમ પાંડુરાજાની પાસે જઈ, પુત્રોવિષે અતિ ઉત્કંઠિત હોવાથી કૃશપણું પામનારા એવા પાંડુરાજાને પાંડવોનું આગમન નિવેદન કર્યું. તે સમયે પુરવાસીલોકોએ સહવર્તમાન તે પાંડુરાજા-પોતાના પુત્ર જે પાંડવો-તેઓપ્રત્યે સામે ગમન કરતો હવો. તે સમયે તેઓના ઉદયકાળને અવલોકન કરી તે પાંડુરાજા, પોતાના શરીરનેવિષે રોમાંચના સમુદાયને ધારણ કરતો હવો. તે સમયે તે પાંડુરાજાની સાથે પાંડવોપ્રત્યે ગમન કરનારી માદ્રી, તત્ક્ષણ તે પુત્રોને અવલોકન કરી, હર્ષે કરી પ્રાપ્ત થનારી જે અશ્રુઓની વૃષ્ટિ-તેણે કરી જાણે નવીન વર્ષાઋતુને નિર્માણ કરતી હોયના! એવી થઈ. તે સમયે "પોતાના સમીપભાગે પાંડુરાજા અને માદ્રી માતા-એ બંને આવેછે" એવું જાણી જેઓનાં મુખકમળ પ્રફુલ્લિત થયાંછે, એવા તે પાંડવો મહાત્વરાએ પોતાના વાહનોથી ભૂમિઉપર ઊતરી, પાંડુરાજાને અને માદ્રીને જેનેવિષે પ્રગટપણે આનંદ છે, એવું વંદન કરતા હવા. તે સમયે જેનો પ્રેમ જાગૃતછે એવી માદ્રી આલિંગનપૂર્વક, જેની દૃષ્ટિ કમળના સરખી પ્રફુલ્લિતછે, એવી કુંતીના ચરણને પોતાના હસ્તેકરી ગ્રહણ કરતી હવી; અને રોમાંચસહિત એવી દ્રૌપદી, પંચાંગ પ્રણામેકરી અનુક્રમે પાંડુરાજા અને માદ્રી-એઓના ચરણ કમળને વંદન કરતી હવી. ત્યારપછી પાંડવોની સાથે આવેલા બીજા કૃષ્ણાદિકોએ પણ, પાંડુરાજાદિકને યથાયોગ્ય નમસ્કારાદિક કર્યું. તે સર્વ જણોને તે સમયે અમૃતમય અને આનંદમય એવું સર્વ જગત્ થતું હવું.

અહીંયાં હસ્તિનાપુરમાં રાજસેવકોએ જેનેવિષે મોતીઓના ગુચ્છાઓ બંધન કર્યા છે, અને જેનેવિષે ઉત્કૃષ્ટ રૂ ભર્યું છે, અને પોતાની કાંતિએ કરી દેવોનાં વિમાનોને જીતનારા એવા પૃથ્વીના રોમાંચજ જાણે હોયના! એવા મંચો વિગેરે સ્થાપન કર્યા. તે સમયે નગર મધ્યે રહેનારા લોકોએ પોતપોતાના ગૃહોનેવિષે વસ્ત્રાદિકના ચલનેકરી ચંચળ એવા ધ્વજો ઉભા કરી મૂર્તિમાન હર્ષજ જાણે હોયના! એવા મોતીઓના સ્વસ્તિકો અને પુષ્પાદિકનાં તોરણો રચ્યાં; અને પ્રત્યેક માર્ગનેવિષે બુક્કો, અબીર, ગુલાલ ઇત્યાદિકોનો પ્રસાર કર્યો. તેમજ મૂર્તિમાન મનો-

રંગજ હોયના! એવા ઘણાજ કેસરના પાણીનો છંટકાવ કરચો. તે સમયે રાજમાર્ગસંબંધી ભૂમિને વિષે ભ્રમણ પામનારી ભ્રમરીઓના ગાયને કરી જેઓનો ઉદય સુંદર છે, એવા પુષ્પોના સમુદાયનો જ્યાં ત્યાં પ્રસાર થયો. તેમજ કોઈ કોઇ ઠેકાણે દહીં વિગેરેનો પ્રક્ષેપ થયો. તે સમયે આનંદે પરિપૂર્ણ થએલા એવા પાંડુરાજા, નગરનેવિષે પ્રવેશ કરવા માટે બંધુઓસહિત ધર્મરાજાના અંગને સૈરંધ્રીઓકને તેલાદિક સુગંધી પદાર્થોનું લેપન કરાવતો હતો. તે સમયે યશના સમુદાયના સુગંધે કરી સુગંધયુક્ત એવા, ધર્મરાજાના શરીરનેવિષે ચંદનાદિકે કરી કરેલો અંગરાગ બીજીવાર કરચા સરખો થયો. તે સમયે નિરંતર બીજા પુરૂષોને દુષ્પ્રાપ એવા, ગુણરૂપ અલંકારને ધારણ કરનારા ધર્મરાજાના ધારણ કરેલા અલંકારો, કેવળ માતપિતાના નેત્રોને આનંદરૂપ થતા હવા. તે સમયે ગંગાના તરંગો સરખા સ્વચ્છ એવા, એક વસ્ત્રને પહેરનારો, અને એક વસ્ત્રને ઓઢનારો એવો જે ધર્મરાજા-તેના લુણ ઉતારને તે સમયે આનંદેકરી પ્રાપ્ત થએલા રોમાંચના મિષે કરી પુષ્ટ એવી કુંતી માતા કરતી હવી. ત્યારપછી તત્કાળ, જેના અંગમાંથી મદોદક વહેછે, એવા ઇંદ્રના ઐરાવત સરખા ગર્જના કરનારા જયકુંજર ઉપર ઇંદ્રસરખો તે ધર્મરાજા આરોહણ કરતો હવો. તે સમયે ધર્મરાજાની સાથે ગજઉપર આરોહણ કરનારા ધર્મરાજાના અગ્રભાગે પાંડુ રાજા, બંને બાજુનેવિષે કૃષ્ણાદિક, અને પૃષ્ઠભાગનેવિષે ભીમસેનાદિક બંધુઓ-એવા તે સંપૂર્ણ પ્રસ્થાન કરતા હવા. તે સમયે શ્વેતછત્રના મિષે કરી રાજ્યસંપત્તિએ સેવન કરેલો, અને સુંદર એવા વારાંગનાઓના સમુદાયે જેનેવિષે ચામરોને કંપાયમાન કરચાં છે એવો, જેઓને ઘણા વખત ઉત્કંઠા વૃદ્ધિ પામેલી છે, એવી આસપાસ રહેનારી સંપૂર્ણ પ્રજાપ્રત્યે અમૃતની વૃષ્ટિ કરનારી હોયના! એવી દૃષ્ટિએ જાણે આલિંગન કરતો હોયના! અથવા ભાષણજ કરતો હોયના! એવો અનુગ્રહ કરનારો, જેને વિષે ઘણાંજ રોમાંચ પ્રાપ્ત થયાં છે, એવી પ્રજાએ વસ્ત્રના પ્રસારપૂર્વક આસપાસ કરેલી ધાણીની વૃષ્ટિને પ્રતિગ્રહણ કરનારો એવો, જેઓના નેત્રો આનંદે કરી પ્રફુલ્લિત થયાંછે, એવા નાગરિક લોકોની આશીર્વાદપૂર્વક ઉચ્ચારેલી નાનાપ્રકારની સ્નેહરૂપ વાણીને પદપદનેવિષે શ્રવણ કરનારો એવો, અને જેઓએ અન્ય કૃત્યો પરિત્યાગ કરચાંછે, જેઓનેવિષે પ્રીતિરૂપ તરંગો ચલન પામેછે અને જેઓએ ગવાક્ષોનેવિષે પોતાનાં નેત્રોને સ્થાપન કરચાંછે, એવી હરિણાક્ષિ સ્ત્રીઓના સમુદાયે માર્ગનેવિષે અવલોકન કરેલો એવો તે ધર્મરાજા પ્રત્યેક આંગણાનેવિષે, પ્રત્યેક મંચકનેવિષે, અને પ્રત્યેક ગૃહનેવિષે પ્રજાએ સમર્પણ કરેલા માંગળીક ઉપચારોને ગ્રહણ કરતો થકો હસ્તિનાપુરપ્રત્યે પ્રવેશ કરતો હવો. તે સમયે રાજયગૃહનેવિષે જેણે પ્રવેશ કરચોછે એવા તે ધર્મરાજાનું, દહી, દુર્વા, અને અક્ષતાદિકે કરી જેના અત્યંત તરંગો પ્રસરચાછે, એવું જે મંગળકૃત્ય-તેને કુંતી કરતી હવી. તે સમયે ફરી નવીન પ્રાપ્ત

થએલી રાજ્યસંપત્તિએ શોભનારો એવો ધર્મરાજા, તેને પાંડુરાજાએ અને શ્રીકૃષ્ણે રાજ્યસિંહાસનને વિષે સ્થાપન કર્યો. તે સમયે મંગળવાજિત્રોનો શબ્દ, ભેટનેવિષે સમર્પણ કરેલા હસ્તિઓની ગર્જનાએ મિશ્રિત કર્યો. તે સમયે અશ્વોના સમુદાયે કરી પૂર્ણ એવા તે ધર્મરાજાના આંગણામાં, ભેટનેવિષે પ્રાપ્ત થએલા અશ્વો, કેસરાદિકના લેપને કરી, અને રત્નોના આ ભૂષણોએ કરી શણગાર્યા. તે સમયે રાજાઓમાં શિરોભૂષણ એવો ધર્મરાજા, પૂર્વે શ્રીકૃષ્ણને સમુદ્રના અધિષ્ઠાયક દેવે આપેલો, અને રત્નોએજડિત, એવો શ્રીકૃષ્ણે સમર્પણ કરેલો જે મુકુટ–તેને પોતાના મસ્તકનેવિષે ધારણ કરતો હવો. ત્યાર પછી પ્રાપ્ત થએલા સંપૂર્ણ રાજાઓની ભેટનું ધર્મરાજાને સમર્પણ થયું છતાં, ત્યાર પછી અતિ પ્રીતિએ યુક્ત એવા પુરવાસી લોકો ધર્મરાજાને માટે મંગળકૃત્યનો વિસ્તાર કરતા હવા. તે સમયે સિંહાસન ઉપર બેઠેલા એવા ધર્મરાજાના અગ્રભાગનેવિષે હસ્તિનાપુરમાં વાસ કરનારી વારાંગનાઓનો સમુદાય, તે વળી પોતાની સાથે રહેનારા સમુદાયેકરી આવી આવીને ગીત, નૃત અને વાદ્ય–એવા ત્રણ સાધનોએ યુક્ત જે ગાયનકળા–તેને કરતો હવો. તે સમયે અજાતરિપુ એવો ધર્મરાજા રાજા થયો છતાં અત્યંત આનંદની વૃદ્ધિને પામેલા પ્રજા લોકો, દેવો તુલ્ય અત્યંત વાદ્યોના એકદમ સાથે થનારા નાદે કરી તે હસ્તિનાપુરનેવિષે જાગરણ કરતા હવા. અર્થાત્ કોઈપણ મહોટા આનંદે યુક્ત થએલા દેવો, પોતાના નગરપ્રત્યે અહોરાત્ર વાદ્યોની ગર્જનાએ કરી જાગરણ કરેછે તેમ હસ્તિનાપુરના પ્રજાલોક જાગરણ કરતા હવા. તે સમયે શ્રીકૃષ્ણ, ધર્મરાજાનેવિષે અત્યંત સ્નેહ કરનારા એવા નાગરિક લોકોને અવલોકન કરી, તેવા પુત્રને પ્રસવનારી, જે કુંતી–તેની પ્રશંસાને કરતા હવા. ત્યાર પછી ધર્મરાજા, કુંતી માતા અને પિતા પાંડુરાજા–એ બંનેની જેવી ભક્તિ કરતો હવો; તેવીજ નિરંતર ગાંધારી અને ધૃતરાષ્ટ્ર–એ બંનેની ભક્તિને કરતો હવો. અને અત્યંત દયાળુ એવો તે ધર્મરાજા, બંધુ સહવર્તમાન, પોતાને "પંચમૂર્તિકછે" એવું જોતો છતાં અર્દ્ધચક્રી જે શ્રીકૃષ્ણ, તેમની સમક્ષ પોતાના ચારે બંધુઓને સર્વ અધિકાર કરનારા એવા કરતો હવો. અર્થાત્ તે ધર્મરાજા, ભીમસેનાદિક બંધુઓને રાજ્યના અધિકારને દેતો હવો.

બીજે દિવસે દ્વારકાંપ્રત્યે ગમન કરવામાટે શ્રીકૃષ્ણ, ધર્મરાજાપ્રત્યે "હું દ્વારકાંપ્રત્યે ગમન કરવાની ઇચ્છા કરૂંછું, એ માટે મને આજ્ઞા દેવી જોઈએ" એવું ભાષણ કરવા લાગ્યા છતાં સભાને વિષે તે શ્રીકૃષ્ણપ્રત્યે અંજળી જોડીને પાંડુપુત્ર ધર્મરાજા એવી પ્રાર્થના કરવા લાગ્યો.

ધર્મરાજા—હે દામોદર, જે કારણમાટે અમોને આ હસ્તિનાપુરસંબંધી સંપત્તિ ફરી પ્રાપ્ત થઈ; તે કારણમાટે આ રાજ્ય તમારાજ સામર્થ્યેકરી વિસ્તાર પામેલું છે. હે દેવ, પૂર્વે વિરાટ નગરનેવિષે ગુપ્તવાસે કરી અત્યંત દીન એવા અમોને આદરેકરી તમે દ્વારકાપ્રત્યે લઈ જઈ અમારો સત્કાર કર્યો, તે હું નિરંતર સંભારૂંછું; અને જેઓનું પરાક્રમ મહા પ્રચંડ છે એવા શૂર

પુરૂષોએ યુક્ત એવા તે પૂર્વે થએલા યુદ્ધાંગણનેવિષે, જેમની ઉત્તમ પ્રકારની બુદ્ધિછે એવા તમે જો અમોને સહાય ન કરત તો શત્રુઓ સાથે યુદ્ધ કરનારા અમોએ તે શત્રુઓને જીત્યા હોત શું? અર્થાત્ ન જીત્યા હોત. ત્યારે અમારા જયનું કારણ તો તમેજ છો; એ માટે આ રાજ્યલક્ષ્મી તમારીજ છે, અને આ અમારા પ્રાણ પણ તમારાજ છે. હવે તમારી સત્તાવિના જેણે કરી તમારો અમોએ સત્કાર કરવો, એવો શો પદાર્થ છે! અર્થાત્ કોઈ નથી. તથાપિ કારણવિના ઉપકાર કરનારા એવા તમારા મોટા મનનેવિષે "આ પાંડવજન, પદચરના અંશની સંખ્યાનેવિષે છે" એવું અમારૂં ચિંતન કરવું. અર્થાત્ અમો પાંડવો નિરંતર તમારી આજ્ઞામાં છૈએ.

એવી ધર્મરાજાએ શ્રીકૃષ્ણની પ્રાર્થના કરી સુવર્ણ, રત્ન, ગજ, અને અશ્વ-ઇત્યાદિક જે પોતાનું સર્વસ્વ-તે શ્રીકૃષ્ણને ભેટ કરચું. તે સમયે "હે રાજન્, સાંપ્રતકાળે તમે સંપૂર્ણ વસ્તુઓ મને સમર્પણ કરીઓછે" એવું ભાષણ કરી તે શ્રીકૃષ્ણ, ધર્મરાજાના આગ્રહનો સ્વીકાર કરી અને તેણે આપેલી સંપૂર્ણ વસ્તુઓ તેને પાછી દઈ "તું ઘણા કાળપર્યંત આ ભૂમિનેવિષે વિજયી થા" એવું ધર્મરાજાનું સંબોધન કરી, તે ધર્મરાજાએ જેમનો પરિવાર પૂજિતછે એવા શ્રીકૃષ્ણ, જેનેવિષે પોતાના દર્શન માટે ઉત્કંઠિત લોકોછે, એવી દ્વારકાનગરીપ્રત્યે ગમન કરતા હવા. તે સમયે ધર્મરાજા, તે શ્રીકૃષ્ણને કેટલેક દૂરસુધી પોચાડવા માટે અનુગમન કરી પછી શ્રીકૃષ્ણના વિયોગે દુ:ખિત હોતો થકો ફરી શ્રીકૃષ્ણના આગ્રહે હસ્તિનાપુરપ્રત્યે પાછો આવતો હવો. શ્રીકૃષ્ણ પણ પાંડવોની કથા વર્ણ કરતા થકા પોતાની નગરીપ્રત્યે ગમન કરતા હવા. પછી તે ચિત્રાંગદાદિક સંપૂર્ણ ખેચરો પણ, સંતુષ્ટ થએલા એવા પાંડવોએ યથાયોગ્ય સત્કાર કરી પોત પોતાના સ્થાનપ્રત્યે ગમન કરવા માટે વિદાય કરચા.

ત્યાર પછી ધર્મરાજા, તે હસ્તિનાપુરનેવિષે ઉત્તમ પ્રકારે રાજ ચલાવી સર્વે લોકોના દુ:ખોને નિવારણ કરતો હવો. કહ્યું છે કે "એક પણ પુરૂષનો અપરાધ થયો છતાં તેના સર્વ જ્ઞાતિ સંબંધીઓનો ઉચ્છેદ કરચો જાયછે" તેમ જે પ્રાણીથી એક હિંસારૂપ અપરાધ થયો તો તેથી તેના સંપૂર્ણ સદ્ગુણોનો ઊચ્છેદ થાય છે એવો નિશ્ચય કરી તે ધર્મરાજા "સર્વ લોકોએ અહિંસારૂપ ધર્મ આચરણ કરવો" એવી પોતાના રાજમાં દોંડી પિટાવી સર્વ ઠેકાણે જાગૃત એવા તે અહિંસારૂપ ધર્મનું સ્થાપન કરતો હવો. કારણ, સર્વ પ્રાણીમાત્રનેવિષે દયા એજ કેવળ ધર્મનું જીવિતછે; એવું જાણી અદીનચિત્ત એવો તે ધર્મરાજા, દીન અને અનાથ એવા લોકોના ભોજનને અર્થે નાના પ્રકારના ભોજન કરવામાટે યોગ્ય પદાર્થોએ વિચિત્ર એવાં સદાવ્રતો બંધાવતો હવો. અને સમસ્ત જિનેશ્વરોનાં ચૈત્યાદિકની યાત્રાઓ કરતો હવો. કારણ, ઉદાર પુરૂષો છે તે સર્વ પ્રકારે કરી પુણ્યના સંપાદન માટે યત્ન કરેછે. ત્યાર પછી સદાચારે કરી પવિત્ર

એવો તે ધર્મરાજા, તે હસ્તિનાપુરનેવિષે રહીને પૂર્વ નાશિકનેવિષે કુંતીએ સ્થાપન કરેલું જે શ્રીચંદ્રપ્રભનામક પ્રભુનું ચત્યાલય-તેના પૂજારૂપ મહોત્સવને કરતો હવો.

શ્લોક.

इति सुचरितैस्तैस्तैःसिक्तासुधाइवबांधवैः
परमुपचयंपांडोः सूनुर्निनायनयद्रुमं ॥
सचनिरुपमानंदस्यंदिक्षणात्सुपुवेतमा ॥
मखिलनृपतिश्लाघ्यंपुण्यंयशश्चफलद्वयं ॥ १४ ॥

અર્થ—એ પ્રકારે કરી બાંધવોની સહવર્તમાન તે પાંડુપુત્ર ધર્મરાજા, પોતાના રાજયમાં ન્યાયરૂપ વૃક્ષને રોપતો હવો; અને તે વૃક્ષને નાના પ્રકારના સુચરિત્રરૂપ પાણીએ સિંચન કરી અત્યંત વૃદ્ધિને પમાડતો હવો. તે સમયે તે વૃક્ષપણ, ક્ષણમાં સર્વ રાજાઓએ સ્તુતિ કરવા યોગ્ય એવાં, અને નિરુપમ આનંદને શ્રવનારાં એવાં પુણ્ય અને યશ-એ બે ફળને ઉત્તમ પ્રકારે ઉત્પન્ન કરતું હવું. ॥૧૪॥

इति मलधारि श्रीदेवप्रभसूरिविरचिते पांडव-
चरित्रे महाकाव्ये जरासंधवधवर्णनोनाम
चतुर्दश सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ १४ ॥

## અથ પંચદશમ સર્ગ પ્રારંભ.

ત્યારપછી અન્ય દિવસે જેમને ભક્તિ પ્રાપ્ત થઇછે એવો, અને દીક્ષાપ્રત્યે પ્રાપ્ત થએલા જે ભીષ્મપિતામહ-તેમને વંદન કરવા માટે ગમન કરવાની ઇચ્છા કરનારો એવો ધર્મરાજા, પુરવાસી લોકોએ સહવર્તમાન પોતાના બાંધવોને પોતાની સાથે નીકળવા માટે આજ્ઞા કરતો હવો. તે સમયે શ્રેષ્ઠ એવા તુરંગાદિકનેવિષે આરોહણ કરનારા, અને જેઓએ અનેક ભૂષણો ધારણ કર્યાં છે, એવા તે પુરવાસી લોકો અને ભીમસેનાદિક બંધુઓ, ધર્મરાજાના દ્વારપ્રત્યે પ્રાપ્ત થઈ જવા માટે સિદ્ધ થઈ રહ્યા. તે સમયે અગણિત એવાં દેવમણી ઈત્યાદિક શ્રેષ્ટ જે ભ્રમરચિન્હો-તેઓએ કરી શોભનારો એવો પંચકલ્યાણિક જે અશ્વ-તે ઊપર ધર્મરાજા આરોહણ કરતો હવો. અને જ્યાં

તે ભીષ્મપિતામહ મુનિરાજ રહ્યા હતા, ત્યાં જવા માટે પ્રસ્થાન કરતો હવો. તે સમયે ચંદ્રના અનુલક્ષે કરી જેમ નક્ષત્રગણો ગમન કરેછે, તેમ તે ધર્મરાજાના અનુલક્ષે કરી સંપૂર્ણ પુરવાસી લોકો ગમન કરતા હવા. તે સમયે તે મુનિરાજ જે ભીષ્મપિતામહ-તેમને વંદન કરનારા જે દેવો, તેઓનાં વિમાનોએ કરી સૂર્યનું આચ્છાદન થયું છતાં, માર્ગનેવિષે ગમન કરનારા રાજાઓનાં આતપ નિવારણ કરનારાં એવાં જે છત્રો-તે નિરર્થક થયાં. પછી ભૂમિનો પાળક એવો જે ધર્મરાજા-તે પુરવાસી લોકોએ સહવર્તમાન અનુક્રમે કરી તે સ્થાનપ્રત્યે પ્રાપ્ત થતો હવો; અને ભીષ્મપિતામહે અલંકૃત થએલો જે પર્વત-તેની આસપાસ પોતાના સંપૂર્ણ સૈન્યને મૂકતો હવો. ત્યારપછી પગે ચાલીને અગ્રભાગે ગમન કરનારો તે ધર્મરાજા, તૃણશય્યાનેવિષે શયન કરનારા અને આત્મધ્યાનનેવિષે તત્પર એવા, ગ્લાનિ પામેલા પુરૂષની શુશ્રુષાવિષે નિપુણ એવા ગીતાર્થ મુનિઓએ કમળસરખા કોમળ એવા પોતાના હસ્તોએ જેમનું સંપૂર્ણ શરીર સેવન કર્યુંછે એવા, તથા ભદ્રગુપ્તાચાર્યે જેમને ઉપદેશ કર્યો છે એવા, અને દેહથી આત્માના ભિન્નપણાના નિશ્ચયનેવિષે જેમનું એકાગ્રચિત્ત થયુંછે એવા, વળી દેહના દક્ષિણભાગનેવિષે રહેનારો અને સંસારનો ભંગ કરવા માટે કેવળ મુદ્‌ગરજ હોયના! એવા મનોહરણશીલ રજોહરણને પોતાના સમીપભાગનેવિષે ધારણ કરનારા એવા, "હું પ્રથમ વંદન કરીશ, હું પ્રથમ વંદન કરીશ" એવું ભાષણ કરતા થકા પ્રાપ્ત થએલા, અને જેઓને અધિક શ્રદ્ધા વૃદ્ધિ પામેલી છે, એવા દેવો અને ખેચરોએ જેમની આસપાસ મંડળ ઉત્પન્ન કર્યું છે એવા, ભૂચરો દેવો અને ખેચરો-એઓની સ્ત્રીઓએ આરંભ કરેલું જે રાસનૃત્ય-તેનેવિષે ઉત્કૃષ્ટ જે તાલ-તે તાલે કરી જેમનો સમીપભાગ શબ્દયુક્ત છે એવા, આનંદનેવિષે નિમગ્ન અને જેમણે નાસિકાના અગ્રભાગનેવિષે નિશ્ચળ એવાં નેત્રો સ્થાપન કર્યાં છે એવા જાણે સાક્ષાત્ મૂર્તિમાન ચારિત્રજ હોયના! એવા મનનશીલ જે ભીષ્મપિતામહ-તેમને અવલોકન કરતો હવો. તે સમયે તે ભીષ્મપિતામહને અવલોકન કરી સર્વ પાંડવોની દૃષ્ટિઓ આનંદે કરી અને શોકે કરી શીત અને ઉષ્ણ એવા પ્રાપ્ત થનારા અશ્રુજળે વ્યાપ્ત થઈઓ. તે સમયે ધર્મરાજા, દૂરથી પોતાના મુકુટ, શ્વેત છત્ર, મોજડી, ખડ્ગ અને બે ચામરો-એઓનો ત્યાગ કરી ભીષ્મપિતામહ મુનિરાજના સમીપભાગે ગમન કરતો હવો. ત્યારપછી અષ્ટમીનેવિષે ઉદય પામનારા ચંદ્રના સરખા લલાટનેવિષે હસ્તાંજળી કરતો થકો ધર્મરાજા, નૈષેધિકીપૂર્વક તે ભીષ્મપિતામહ મુનિરાજના અવગ્રહપ્રત્યે ગમન કરતો હવો. ત્યાં નિઃસંગ એવા પુરૂષોના શિરોમણી એવા જે મુનિરાજ ભીષ્મપિતામહ-તેમને ઉત્તરાસંગ કરી તે ધર્મરાજા ત્રણ પ્રદક્ષણા કરી ચરણનેવિષે વંદન કરતો હવો. ત્યારપછી બીજાપણ તે પ્રત્યેક ભીમસેનાદિક ચારે પાંડવો-તે મુનિરાજ ભીષ્મપિતામહના અદ્‌ભુત વાત્સલ્યને સ્મરણ કરી અનુતાપને પામતા થકા તે ભીષ્મપિતામહમુનિના ચરણપ્રત્યે

પોતાનાં મસ્તકો ધારણ કરતા હવા. તે પાંચે પાંડવો પોતે નિરંતર ભક્તિએ કરી નમ્ર હોવાથી પવિત્રજ હતા, પરંતુ ફરી પોતાનાં નેત્રાશ્રુઓની ધારાઓએ કરી તે મુનિરાજ ભીષ્મપિતામહને સ્નાન કરાવતા હવા; એ માટે તેઓ ફરી પવિત્રપણાને સેવન કરતા હવા. તે સમયે તે મુનિ ભીષ્મપિતામહ, ધીમે ધીમે તે પાંડવોને ધર્મલાભમય એવા આશીર્વાદને દેતા હવા. તે સમયે તે પાંડવો પણ મહોટા આનંદે કરી તે મુનિ ભીષ્મપિતામહના મુખના અગ્રભાગનેવિષે ગમન કરી બેસતા હવા. તે સમયે તે ભીષ્મપિતામહ મુનિરાજ, પોતાની દૃષ્ટિને નાસાગ્રથી આકર્ષણ કરી તે પાંડવોનેવિષે સ્થાપન કરતા હવા. કારણ, મહોટા પુરૂષ છે તે બીજાના કાર્યને માટે પોતાના સ્વાર્થનેવિષે પણ જેમનો આદર શિથિળ છે એવા હોયછે; એ માટે તે મુનિશ્રેષ્ઠ એવા ભીષ્મ-પિતામહ, જન્મથી ધનુષ્યના સમાગમે કરી અતિ કઠણ થએલા પોતાના હાથને તે પાંડવોના પૃષ્ઠ-ભાગનેવિષે વારંવાર ફેરવતા હવા. તે સમયે અમૃતની કેવળ ગુરૂભગિની-એવી જે ભીષ્મપિતામહ મુનિશ્રેષ્ઠની દૃષ્ટિ-તેણે સિંચાએલો હોવાથી જેણે ચિત્તસંબંધી તાપ દૂર કરચો છે, એવો ધર્મરાજા, તે ભીષ્મપિતામહ મુનિને પ્રાર્થના કરવા લાગ્યો.

ધર્મરાજા—હે પ્રભો, ઘણો ઉત્પન્ન થનારો જે પાપપંક-તેણે કરી પંકિલ, એવો મારો આત્માછે; તે તમારી ઉપાસનારૂપ અમૃતસમુદ્રનેવિષે નિમગ્ન થાઓ. હે તાત, તૃષ્ણા એજ કોઇ એક ચોર-તે મારી સંપૂર્ણ વિવેકરૂપ નિધિને ચોરી લેતી હવી. જો એ ન ચોરત તો મેં રાજ્યમાટે સર્વ બાંધવોનો નાશ શા માટે કરચો હોત? એ માટે પોતાના બંધુબાંધવોનો જે નિગ્રહ-તેજ જેનું મૂળકારણછે એવી પાપે કરીને મલીન હોવાથી વૃદ્ધિ પામેલો રાજ્ય ભંડાર, અને હાથી તથા અશ્વ-એઓએ કરી આનંદકારક એવી પણ રાજ્યસંપત્તિને ધિક્કાર હો. ચંદ્ર કિંવા કુંદપુષ્પની કાંતિ સરખી જે કીર્તિ અને ધર્મ-એ બંનેને જે સંપત્તિ દુઃખનિર્માણ કરી ઉદય પા-મેછે, તે સંપત્તિ નહી; પણ કેવળ કલેશદાયક વિપત્તિજછે. અહહ!!! વડીલ એવાં જે પિતર ગાં-ધારી અને ધૃતરાષ્ટ્ર-એઓને એમના સંપૂર્ણ પુત્રોનો નાશ કરી મેં જે દુઃખ દીધું, તે તો કેવળ ઉચ્ચાર કરવા માટે પણ અયોગ્યજ છે. એ માટે હે તાત, સાંપ્રતકાળે પરલોકમાર્ગનેવિષે પ્ર-સ્થાન કરનારા એવા તમે મને પ્રસન્ન થાઓ. અને કોઇ પણ પ્રકારે આપ્તોપદેશે કરી મારા ઉપર અનુગ્રહ કરો; એટલે તમારા અનુગ્રહે કરી સાંપ્રતકાળે હું અત્યંત નરકવાસ સૂચવનારા એવા, અને બાંધવોનો નાશ એજ જેનું મૂળકારણ છે, એવા આ પાતકથી નિશ્ચયે કરી મુક્ત થઇશ. પૂર્વે પણ તમોએ મને એકવાર રાજ્યધર્મને યોગ્ય જે ઉપદેશ કહ્યો હતો; તે અદ્યાપિ મારેવિષે ઉત્તમ પ્રકારે કરી વાસ કરેછે. તે એવો કે, સંપૂર્ણ એવા ગુણોએ એટલે પ્રજાપાલનરૂપ ગુણોએ યુક્ત અને સુવ્રત એટલે સારી વર્તણૂક કરનારા અને રાજ્યવંશજ એટલે શ્રેષ્ઠ એવા વંશથી ઉત્પન્ન થએલા

જે રાજાઓ, તેઓ હાર સરખા ભૂમિની ભૂષણતાને પામેછે. પૃથ્વીપતિરાજાઓને તોપ્રજાનું પાલન કરવું એજ અલંકારછે, મુકુટ, કડાં અને પાઘડી ઇત્યાદિકે કરીને તો કેવળ નટ પણ ભૂષિત કરચા જાયછે. એ માટે વિશેષ જાણનારો, બીજાએ કરેલા ઉપકારને જાણનારો, ગુરૂ અને દેવ-એઓનેવિષે જે ભક્તિમાન, અને ઉન્મત્ત તથા કપટી-એઓએ જે ન ઠગાએલો એવો જે રાજા-તે સમુદ્રવલયાંકિતપૃથ્વીનું પાલન કરેછે. ગુરૂની સેવા કરવી, ગુરૂએ કરેલી આજ્ઞાનું ગ્રહણ કરવું, સત્પુરૂષોનો સંગ્રહ કરવો, અને શૌર્ય તથા ધર્મ-એ પાંચે પ્રકાર, રાજ્યલક્ષ્મીરૂપ વલ્લીને વૃદ્ધિ પમાડનારા ઔષધ છે. આપત્તિએ વ્યાપ્ત થએલા પુરૂષની આપત્તિ દૂર કરવી, શરણાગતનું રક્ષણ કરવું, દાન કરવું, અને પ્રજાનેવિષે પ્રીતિ રાખવી-એ ચારછે તે લક્ષ્મીરૂપ નૌકાને સ્થિર કરવા માટે ઉત્તમ સાધનરૂપ છે. દાને કરી, ક્ષમાએ કરી, અને શક્તિએ કરીને રાજાએ પોતાનો પ્રજાપાલનગુણ રક્ષણ કરવો. પ્રજાના પાલનનેવિષે અંતર પડચું છતાં તેણે કરી રાજાઓનો નાશ થાયછે; અને ઉત્તમ પ્રકારે પ્રજાના પાલનનો સંગ્રહ થયો છતાં રાજાઓનો વિજય થાયછે. દીનપુરૂષોના આક્રંદનરૂપ મિષે કરી સંપત્તિજ રાજાને શાપ દેછે; એ માટે લોકોને પીડા દેઇને રાજાએ લોકો પાસેથી દ્રવ્ય ગ્રહણ કરવું નહીં. અને રાજારૂપ જે કલ્પવૃક્ષ-તેણે યાચકોની આશા કદી પણ વિફળ કરવી નહીં; કારણ આશારૂપ પાશના સરખું મનુષ્યોના ચિત્તને આકર્ષણ કરનારૂં બીજું કાંઈ નથી. એ માટે કોઈની પણ આશા વ્યર્થ કરવી નહીં. રાજાઓની સંપત્તિ છે તે ભોગે કરી, દાને કરી, માનસિક ચિંતાએ કરી, અને રોગે કરી નાશ પામતી નથી; પરંતુ પ્રજાના સંતાપે કરી ઉત્પન્ન થએલા શાપે કરી નાશ પામેછે. મધુર બોલનારા એવા કપટીપુરૂષોએ રાજાની લક્ષ્મી નાશ કરી જાયછે; અને રાજાએજ અત્યંત વધારેલા એવા જે સેવકો, અમર્યાદ એવા જે રાજ્યમાં વ્યવસ્થા રાખનારા રાજાના જે પ્રિય મિત્રો, અને સંપૂર્ણ દેશ, ગ્રામ એઓનું સર્વસ્વ ગ્રહણ કરવા માટે ઇચ્છાધારણ કરનારા જે કાયસ્થ-તેઓએ કાયસ્થ એટલે શરીરનેવિષે રહેનારી ઇંદ્રિઓએ જેમ આત્માનંદનો નાશ કરચો જાય છે, તેમ રાજાની રાજ્યસંપત્તિનો નાશ કરચો જાયછે; અને રાજાનો પણ નાશ કરચો જાય છે; કારણ, જેનો તીવ્રદંડ છે એવો, અને પ્રજાનું રક્ષણ ન કરનારો એવો જે રાજા-તેને કલાકૌશલ્યાદિક ગુણોએરહિત હોઇને કેવળ કલહે કરી ક્રૂરસ્વભાવ ધારણ કરનારા લોભીપતિને, સ્ત્રી જેમ ઇચ્છતી નથી તેમ પૃથ્વી ઇચ્છતી નથી.” હે ભીષ્મપિતામહમુને, એવો તમે મને હૃદયને ગમતો ઉપદેશ પૂર્વે કરચો હતો. સાંપ્રતકાળે પણ હે પ્રભો, તેવાંજ હિતકારક કાંઈક ઉપદેશવચનો કહો.

એવી ધર્મરાજાની વિજ્ઞાપના સાંભળીને ભીષ્મપિતામહમુનિ, તે ધર્મરાજાનેવિષે પોતાની દૃષ્ટિ સ્થાપન કરતા થકા આનંદપૂર્વક ભાષણ કરવા લાગ્યા.

ભીષ્મમુનિ—હે યુધિષ્ઠિર, તને પૂર્વે રાજ્યને માટે યોગ્ય એવો અર્થરૂપ પુરૂષાર્થ હું કથન કરતો હવો. કારણ, અર્થ પુષ્ટ થયો છતાં તે રાજાના સર્વ ઉપક્રમની સિદ્ધિને માટે થાયછે. હે રાજન, આ પૂર્વે કહેલો પ્રકાર તો મુનિએ કહેવા માટે યોગ્ય નથી; એ માટે સાંપ્રતકાળે તારીપ્રત્યે ધર્મ અને મોક્ષ એ બે પ્રકારને વર્ણન કરૂંછું. દાન, શીલ, તપ અને ભાવ,-એવા ચાર પ્રકારના ધર્મ કહ્યા છે; જે ધર્મ ચારેવર્ણોને કલ્યાણકારક થાયછે. તે મધ્યે સ્વર્ગ અને મોક્ષ-એઓનું બીજ દાનછે તે દાન ત્રણ પ્રકારનું છે. જે દાને કરી સન્માર્ગે ચાલનારા ગૃહસ્થોએ પણ આ ભવસમુદ્ર તરચો જાયછે. તે દાનના ત્રણ પ્રકારછે તે હવે તને કહુંછું. મૃત્યુથી ભય પામેલા એવા જે પ્રાણીઓ-તેઓને અભયદાન કરી જે તૃપ્ત કરનારૂં, અને સંપૂર્ણ કર્મોનું નિર્મૂલન કરનારૂં એવું જે સર્વશ્રેષ્ઠદાન તે પ્રથમ પ્રકારનું દાન જાણવું. પ્રાણી માત્રને જો રત્નાવલિ દીધી હોય તો પણ તે પ્રાણીને સર્વથી અભય દીધું એવા ત્રણ અક્ષરોની પંક્તિ જેવી આનંદની તૃપ્તતા ઉત્પન્ન કરેછે, તેવી રત્નાવલી તૃપ્તતાને ઉત્પન્ન કરતી નથી. તત્વાર્થની સિદ્ધિને માટે આગમાદિક યોગ્ય ગ્રંથનો જે અભ્યાસ—તેને કરનારા સાધુઓની જે સહાયતા કરવી, તેને બીજું જ્ઞાનદાન કહીને મહોટા પુરૂષોએ વર્ણન કરચું છે. જે જ્ઞાનરૂપ દીપકે કરી ધન્ય એવા પુરૂષોએ અંતરંગ અજ્ઞાનસમુહનો ખંડન કરચો જાયછે. જે વસ્તુ દીધી છતાં સાધુનો સંયમ સિદ્ધિને પામેછે, તે જેમાં મૂળકારણ છે એ ત્રીજું દાનછે; એમ અર્હંત ભગવાને કહેલું છે. એ માટે ઇચ્છારહિત, અને જેને પ્રીતિએ કરી રોમાંચ પ્રાપ્ત થયાંછે; એવા કુશળ પુરૂષે કર્મનો ક્ષય થવા સારૂં સુપાત્રપુરૂષોને યોગ્ય વસ્તુનું દાન કરવું. એમ સુપાત્ર પુરૂષને દાન કરવું, સદ્ગુરૂનો સમાગમ કરવો, અને આ ભવસમુદ્રનેવિષે બોધીનો લાભ થવો, એ ત્રણવાનાં જેને પ્રાપ્ત થાય; તેના જન્મનું સફળપણું જાણવું. હે યુધિષ્ઠિર, સંપત્તિ સૌભાગ્ય, આરોગ્ય, આજ્ઞા, ઐશ્વર્ય, ગુણોન્નતી અને સ્વીકાર કરવા માટે યોગ્યપણું-એ સર્વ દાનરૂપ કલ્પવૃક્ષનાં પલ્લવો છે. દેશથી અને સર્વથી વિરતી થવી તેનેજ શીલ એવું કહેછે; જે શીલે કરી અનેક સ્ત્રીઓ પણ સંસારસમુદ્રને પાર ઉતરનારીઓ થઈઓ. પાપે કરી પુષ્ઠ થએલા એવા પામરપુરૂષો પણ દાનને તો દેછે, પરંતુ ઉત્તમ પ્રકારનું શીલવ્રત પાલન કરવામાટે કોઇ પણ સમર્થ થતો નથી. સુજ્ઞપુરૂષોએ બાહ્યતપ છ પ્રકારનું કહ્યુંછે, અને અંતરંગતપ પણ છ પ્રકારનું કહ્યુંછે. કર્મના મર્મનું છેદન કરનારાં સાધનોમધ્યે તપ એજ એક મુખ્ય સાધન કહેલું છે. અહિંયાં લૌકીક કાર્યોમાં પણ ઘણા પુરૂષોના મનોરથની સિદ્ધિ થવા માટે તપ સમર્થ થાયછે. એ વિષે તેં પોતેજ જયદ્રથ એ દૃષ્ટાંત જોએલું છે. જે કારણ માટે પૂર્વે તમે દ્વૈતવનમાં છતાં જયદ્રથ દ્રૌપદીનું હરણ કરતો હવો; તે સમયે એ દુષ્ટ જયદ્રથ તમારાથી પરાભવ પામી તમારો વધ કરવો એવી ઇચ્છાએ ઘણા કષ્ટ યુક્ત તપને આચરતો હવો. તે તપે કરી સંતુષ્ઠ થએલો એવો કોઈએક દેવતા, તે જયદ્રથપ્રત્યે

પ્રાપ્ત થઈ "હે વત્સ, તું મનમાં જે ઇચ્છતો હોય તે વર માગ" એવું તે જયદ્રથ પ્રત્યે બોલતો હવો. ત્યારપછી તે જયદ્રથ એવી યાચના કરતો હવો કે "હે દેવ, મેં દુઃસહ આચરણ કરેલું જે તપ, તેનું ફળ જો તારી પાસેથી પ્રાપ્ત થનારૂં હોય, તો યુદ્ધનેવિષે પાંડવોનો વધ કરવા માટે મને સામર્થ્ય પ્રાપ્ત થાય" એવું જયદ્રથનું ભાષણ શ્રવણ કરી તે દેવતા ભાષણ કરતો હવો કે "હે જયદ્રથ, આ વર માગવાની યુક્તિ તું બોલીશ નહીં. કારણ, હે વત્સ, તે પાંડવોનો વધ કરવા માટે ઇંદ્ર પણ સમર્થ નથી. ચરમદેહિ એવા તે પાંડવોનું આયુષ્ય નિરૂપક્રમ છે. જે કારણ માટે પાંડવો ચારિત્રવ્રતને ગ્રહણ કરી શ્રીનેમિનાથ તીર્થંકરના તીર્થનેવિષે મોક્ષ વાસ કરશે; એ કારણ માટે એઓના વધવિષે મિથ્યા ભૂત મનોરથને કરીશ નહીં. તેં જે કરતાં મારી પાસે વર માગ્યો, તે કરતાં દુષ્કર એવા તારા આ તપનું આગળ કેવળ એવું ફળ થશે કે, કૌરવોના ચક્રવ્યૂહનેવિષે પ્રવેશ કરનારા એ પાંડવોને યુદ્ધનેવિષે રહેનારો એકલો તું એક દિવસ લીલાએ કરી અટકાવ કરશે." એ પ્રકારે કરી તે જયદ્રથને કહીને તે દેવતા અંતર્ધાન પામ્યો. આગળ તે જયદ્રથે પણ તમારેવિષે જે કાંઈ સામર્થ્ય કરચું તે તું પોતે જાણેછે. તે સંપૂર્ણ કેવળ તપનુંજ સામર્થ્ય જાણવું. હે યુધિષ્ઠિર, એ પ્રકારે કરી તને ત્રીજા તપધર્મનું મહાત્મ કહ્યું. સાંપ્રતકાળે સર્વ મધ્યે અગ્રગણ્ય એવો ચોથો જે ભાવ ધર્મ છે, તે કહુંછું; સાંભળ. જેને સિદ્ધરસની ઉપમા છે, એવો જે ભાવધર્મ–તે સર્વ કાળનેવિષે પ્રાપ્ત થવા માટે અતિ દુર્લભ છે. જે ભાવધર્મે કરી દાનાદિક પણ કલ્યાણકારી થાય છે. હે યુધિષ્ઠિર, ઉત્તમ પ્રકારના ચારિત્રે કરી પકવ થવા માટે યોગ્ય એવા આ ભાવધર્મેથીજ, કર્મનો નાશ કરનારાં જેનાં લક્ષણો છે, એવો મોક્ષ પણ તત્ક્ષણ પ્રાપ્ત થશે. એ પ્રકારે કરી ચારિત્રની પ્રાપ્તિએ જેને તત્વજ્ઞાન પ્રાપ્ત થયુંછે એવો જે હું–તેણે તને એ ઉત્તમ પુરૂષાર્થરૂપી ધર્મ અને મોક્ષ કહ્યા. હે રાજન્, યથાશાસ્ત્રે કરી તું પણ એ ધર્મ અને મોક્ષ–એ બંનેની ઉપાસના કર, એટલે જે ઉપાસનાએ કરી સંપૂર્ણ યુદ્ધસંબંધી જે પાતકો–તેનાથી મુક્ત થઈશ. એવી મેઘની ગર્જના સરખી ભીષ્મપિતામહમુનિરાજની ઉત્તમ દેશનાને શ્રવણ કરી આનંદે કરી જેણે તાંડવનૃત્ય કરચુંછે, એવો પાંડુપુત્ર ધર્મરાજા, મયૂર સરખો આનંદિત થતો હવો. અને એવું ભાષણ કરવા લાગ્યો. કે હે પ્રભો, સાધુ સાધુ!! તમોએ મને સારો બોધ કરચો. તમારા આ પ્રસાદે કરીને હું કૃત્ય કૃત્યતાને પામ્યો.

ત્યારપછી ભદ્રગુપ્તાચાર્ય, મુનિરાજ ભીષ્મપિતામહપ્રત્યે ભાષણ કરતા હવા કે, હે મહાભાગ, તમારો અંત સમય નજીક આવેલો છે; તે કારણ માટે હે કુરૂશ્રેષ્ટ, પોતાની યોગ આરાધનાને અનુસરો. કારણ, યોગ આરાધના છે તે નિરંતર અભ્યાસે કરી અધિક ફળવિશેષને પામેછે.

એ પ્રકારે કરી ભદ્રગુપ્તાચાર્યગુરૂએ આજ્ઞા કરેલા એવા તે મુનીશ્વર ભીષ્મપિતામહ, સંતુષ્ટ ચિત્ત હોતાથકા કરી યથાવિધિએ મૂળથી એવી રીતે આરાધનાને ધારણ કરતા હવા કે–આઠ

પ્રકારના જે જ્ઞાનાચાર છે, તેઓનેવિષે કોઈ પણ પ્રકારે કરી જે અતિચાર મને પ્રાપ્ત થયા હોય, તે સમસ્ત અતિચારોને હું મન, વચન અને કાયાએ કરી આરાધના કરેલી આરાધનાએ શુદ્ધ ચિત્ત હોતો થકો નિંદા કરૂંછું, અને આઠ પ્રકારના દર્શનાચારનેવિષે પણ ઉત્પન્ન થએલા જે સંપૂર્ણ અતિચારો-તેઓની સમાહિતચિત્ત એવો હું નિઃશંકપણે નિંદા કરૂંછું. અને પાંચ સમિતી અને ત્રણ ગુપ્તિ-એવી આઠ જે પ્રવચનમાતાઓ ગુરૂએ વર્ણન કરેલીઓ છે, તે મને પ્રસિદ્ધપણે પ્રાપ્ત થઈઓ છે; તેમાં જે કાંઈ વિપરીત વર્ત્તણુક કરવાથી અતિચાર લાગ્યા હોય, એ માટે અંતિમ આરાધનાને ઉત્તમ પ્રકારે કરી કરનારો એવો જે હું-તે એકાગ્રચિત્તને પ્રાપ્ત થએલા જે ચારિત્રનેવિષે અતિચાર-તેને ત્યાગ કરૂંછું. તેમજ છ પ્રકારનાં બાહ્યતપ કહ્યાં છે અને છ પ્રકારનાં અંતરંગ તપ કહ્યાં છે-તેઓમાં પ્રાપ્ત થએલો જે અતિચાર-તેની સાંપ્રતકાળે શુદ્ધ ચિત્ત એવો હું નિંદા કરૂંછું. પોતાના અનુષ્ઠાનોનેવિષે ભ્રમણ પામનારૂં જે ધૈર્ય-તેણે કરી મેં વીર્યગોપન કરચ્યું-તે કરવું, કરાવવું અને અનુમોદન દેવું એવા ત્રણ પ્રકારનું મારૂં દુરાત્મપણું-તેની મન, વચન અને કાયા-એ ત્રણ કરણે કરી હું નિંદા કરૂંછું. સૂક્ષ્મ અને બાદર જીવો-એઓના ભેદ જે સ્થાવર અને ત્રસ જીવો-એઓનેવિષે જન્મથી કરેલા જે ત્રિવિધ પ્રાણાતિપાત-તેની હું નિંદા કરૂંછું. હાસ્ય, લોભ, ભય અને ક્રોધ-એઓએ કરી જે મેં બીજાઓને પીડા કરી હોય, અને કાંઈ મૃષાવાદ હું બોલ્યો હોઉં-તેની હું નિંદા કરૂંછું. તેમજ અલ્પાકિંવા અલ્પતર-એવી બીજાઓની અદત્ત વસ્તુઓને મેં બાળપણાથી આજપર્યંત જે કાંઈ ગ્રહણ કરી હોય, તેની હું વારંવાર નિંદા કરૂંછું. તિર્યંચસંબંધી, મનુષ્યસંબંધી અને દેવસંબંધી જે અબ્રહ્મચર્ય મેં ત્રણ પ્રકારે કરી સેવન કરચ્યું હોય, તેની ત્રણ પ્રકારે કરી હું નિંદા કરૂંછું. સમસ્ત વસ્તુ ધન ધાન્યાદિ દ્વિપદ અને ચતુષ્પદ-એઓનેવિષે જે મેં મૂર્ચ્છા કરી હોય, તેની હું વારંવાર નિંદા કરૂંછું. જેને સમૃદ્ધ ગૃદ્ધિ છે, એવો જે હું-તેણે પૂર્વ રાત્રીનેવિષે ભોજન કરચ્યું તેની નિંદા કરૂંછું ચાર પ્રકારનો આહાર એકાંતે ભોજન કરવું, તેનો સાંપ્રતકાળે હું ત્યાગ કરૂંછું. સૂત્રે કરી અને અર્થે કરી કહેલાં જે ચાર મહાવ્રતો-તેઓને એકાગ્રચિત્ત એવો જે હું-તે ફરી પરાવર્તન કરી ઉજ્વળપણાને પમાડુંછું. દુર્ભાષણાદિકે કરી અથવા દચ્ચાપહારે કરી જે લોકોને મેં આજપર્યંત પીડા દીધી હોય, તે લોકો સાંપ્રતકાળે તે મારા અપરાધને ક્ષમા કરો. પૂર્વે મને દેવપણું પ્રાપ્ત થયું છતાં તે સમયે મેં જે દેવો દુઃખિત કરચ્યા, પૂર્વે નારકીપણું પ્રાપ્ત થયું છતાં તે સમયે મેં જે નારકીઓને દુઃખિત કરચ્યા, પૂર્વે તિર્યંચપણું મને પ્રાપ્ત થયું છતાં તે સમયે મેં જે તિર્યંચો દુઃખિત કરચ્યા, અને મનુષ્યપણું પ્રાપ્ત થયું છતાં જે મનુષ્ય મેં દુઃખિત કરચ્યા; તે સંપૂર્ણ તે મારા અપરાધની ક્ષમા કરો. સાંપ્રતકાળે હું સમતાસહિત થકો, તે સર્વના અપરાધોને સહન કરૂંછું. લક્ષ્મી, સ્વરૂપ, પ્રિય

મિત્રોનો સંયોગ, જીવિતવ્ય, યૌવન, અને બળ-એ સર્વે, વાયુએ કંપાયમાન કરેલા જે સમુદ્રના તરંગો-તેના સરખાં ચંચળ છે. રોગ, મૃત્યુ, જરા જન્મ, અને હીનપણું-ઈત્યાદિક દુઃખોએ કરી વ્યાપ્ત થએલું એવું જે શરીર, તને એક જૈનધર્મવિના કોઈપણ શરણ નથી. જે સંપૂર્ણ સ્વજન પ્રાણી અને પરકીય પ્રાણી-તેઓનેવિષે કોણ વિવેકિપુરૂષ, કિંચિત્ પણ મમતાપણું કરનાર છે? કારણ, આ સંસારનેવિષે જીવ એકલોજ જન્મેછે અને એકલોજ મરણ પામેછે. તેમજ એકલોજ પોતાના કૃતકર્મથી ઉપાર્જ્યાં સુખ કિંવા દુઃખને ભોગવેછે. આ શરીર જીવથી ભિન્ન છે તેમજ ધન ધાન્યાદિક પણ જીવથી ભિન્ન છે. એઓનાથી જીવ પણ પૃથક્ છે; એવું છતાં અજ્ઞપુરૂષ, વ્યર્થ મોહને પામેછે. વસા, શોણિત, વિષ્ઠા, મૂત્ર, કાળજું, માંસ અને અસ્થિ-એઓએ કરી એક ઠેકાણે જમાં કરેલો, અપવિત્ર એવો જે આ દેહ-તેનેવિષે કોણ સુજ્ઞપુરૂષ મોહને પામનાર છે! અર્થાત્ કોઈપણ પામનાર નથી. મૂલ્ય આપીને વેચાતી લીધેલી પર્ણકુટી સરખું લાલન પાલન કરેલું જે આ વિનશ્વર શરીર-તે સમય પ્રાપ્ત થયો છતાં પોતાના ધર્મનો આશ્રય કરશે તેવારે ક્ષણમાત્રમાં છોડી દેવું-કારણ ધીરપુરૂષને, અને ભય પામેલા પુરૂષને પણ મૃત્યુ અવશ્ય પ્રાપ્ત થાયછે; એ માટે બુદ્ધિમાન પુરૂષે તેવી રીતિએ મરણ પામવું કે, જે રીતિએ કરી ફરી જન્મ પ્રાપ્ત થાય નહી, અને મૃત્યુ પણ પ્રાપ્ત થાય નહીં. એ માટે સાંપ્રતકાળે અરહંત પુરૂષો, સમસ્ત સિદ્ધો, ગુણોએ ઉત્કૃષ્ટ એવા સાધુઓ, અને અરહતભાષિતધર્મ-એ ચારનું મને શરણ થાઓ. કારણ, સાંપ્રતકાળે સમસ્ત સાધુઓ એજ મારા બાંધવોછે, ધર્મ એજ મારો સ્વામિછે, અને ગુરૂ એજ મારા પિતાછે. એ વિના કર્મબંધે કરી પ્રાપ્ત થએલું જે વિભાવિકપણું-તેમાં પોતાનું કિંવા પારકું એવું મારે કોઈ નથી. વલી સંસારસમુદ્રનેવિષે નૌકારૂપ એવા પૂર્વે થએલા, આગળ થનારા, અને વર્તમાનકાળે જેઓ વિદ્યમાનછે એવા શાશ્વત જે અરહંત પુરૂષોછે તેઓને, મારો નિરંતર નમસ્કાર હો. જેઓના ધ્યાને કરી કર્મરૂપ તૃણોનેવિષે તત્ક્ષણ વડવાનળ સરખી દહન કરવાની શક્તિ પ્રાપ્ત થાયછે, એવા જે સિદ્ધ ભગવાન્-તેઓને ત્રિવિધપ્રકારે કરી મારો નમસ્કાર હો. પાંચ પ્રકારના જે આચાર-તેને ધારણ કરનારા, નિર્દેશ કરવા માટે યોગ્યતાને પામનારા, અને જેમણે જ્ઞાને કરી પ્રાપ્તબોધ એવા શિષ્યો કર્યાછે, એવા જે આચાર્ય-તેમને મારો વારંવાર નમસ્કાર હો. અને જે ઉપાધ્યાઓથી નિરંતર આવીને શિષ્યોએ અધ્યયન કર્યું જાયછે, એવા ઉપાધ્યાયસ્થાનનેવિષે રહેનારાઓને મારા વારંવાર નમસ્કાર હો. અસહાયના જેઓ સહાય છે એવા, અને ચારિત્રરૂપ નૌકાનેવિષે જેઓ નાવિકપણાને ધારણ કરેછે, તે સાધુઓને મારો નમસ્કાર હો. હવે જેણે સાવદ્યયોગ ત્યાગ કર્યોછે એવો હું, ધર્મને અનુપકારક જે ત્રણ પ્રકારનો બાહ્ય અને અંતરંગ ઉપધિ-તેનો પરિત્યાગ કરૂંછું, અને સમાધિના યોગે કરી, ચાર

પ્રકારના આહારનું પ્રત્યાખ્યાન કરૂંછું; અને છેવટ શ્વાસકાળને અવસરે આ મ્હારા શરીરને પણ ત્યાગ કરૂંછું.

એ પ્રકારે કરી તે શાન્તનવ મુનિભીષ્મપિતામહ, આરાધના કરી પોતાના ગુરૂપ્રત્યે અને સાધુ સાધ્વીઓપ્રત્યે તત્પરપણે ક્ષમા માગતા હવા. ત્યારપછી જે કાર્ય કરવાનેવિષે બાષ્પજળ શ્રવેછે એવી રીતિએ પાંડવો ઊઠીને ચરણનેવિષે વંદન કરી મુનિરાજ જે ભીષ્મપિતામહ-તેમની પ્રાર્થના કરવા લાગ્યા કે "હે તાત, તમોએ અમે બાળકછતાં અમારૂં આમ્રવૃક્ષની જેમ લાલન કરચું; એ માટે સાંપ્રતકાળે બીજાને દુર્લભ એવી આ પ્રકારની બોધવૃદ્ધિને અમે પામ્યા. પૂર્વે તમે, જેમનું મહત્વ જાગૃતછે એવા દ્રોણાચાર્યને અમારા ગુરૂ કરીને સંપૂર્ણ કળાકૌશલ્ય અમોને શિખવાડચું; એવા અમોએ તમારાં નિરંતર અપ્રિયકૃત્યો નિર્માણ કરચાં, કારણ આ યુદ્ધસંરંભ તો કેવળ કપટનું પકવાનજછે. એ માટે અમે બહુ ભાષણ કરીએ તેનો શો ઉપયોગ છે? હે તાત, એ અમારા સર્વ દુષ્કર્મોની ક્ષમા કરવા માટે તમે યોગ્યછો. કારણ, નહાના બાળકનો થએલો અન્યાય પણ ગુરૂજનોના ક્રોધને માટે થતો નથી. એવી ભીષ્મપિતામહની પ્રાર્થના કરી, અર્જુન-વિના સર્વ પાંડવો સ્તબ્ધ રહ્યા છતાં ફરી પણ નિષ્કપટ એવો અર્જુન ભાષણ કરવા લાગ્યો.

અર્જુન—હે તાત, તમારા શરીરનેવિષે લાગેલાં આ મારા નામે કરી ચિન્હિત એવાં જે બાણો-તે મારા દુષ્કર્મનો ઉપહાસ કરનારાંછે; એ માટે તેઓ મને લજ્જિત કરેછે; અને એ પૂર્વે થએલા યુદ્ધનું સ્મરણ કરનારો હું પદપદનેવિષે ખેદ પામુંછું. એ માટે સાંપ્રતકાળે મારા ઉપર વક્રદૃષ્ટિ ન કરતાં મારા સંપૂર્ણ અપરાધોની ક્ષમા કરવી.

એવી રીતે સંપૂર્ણ પાંડવોએ પ્રાર્થના કરેલા મુનિપુંગવ જે ભીષ્મપિતામહ તે, પાંડવોના પૃષ્ઠભાગનેવિષે પ્રસન્નતાને સૂચવનારો પોતાનો હસ્તપલ્લવ મૂકતા હવા. પછી જેમનું ચિત્ત એકાગ્રછે, એવા તે મુનિ ભીષ્મપિતામહ શુક્લધ્યાનને ધ્યાતા થકા તત્કાળ સંસારસમુદ્રની પાર પામનારા આત્મસ્વરૂપને જાણતા થકા, અને પંચપરમેષ્ઠિનો આત્મા અને પોતાનો આત્મા-એઓનું એકત્વ જાણતા થકા જેમનો નાસિકાથી નિકળનારો શ્વાસવાયુ બંધ થયોછે એવા તે-અચ્યુતનામા બારમા દેવલોકને પામતા હવા. ત્યાર પછી અશ્રુપાતોએ યુક્ત એવા દેવોએ, ખેચરોએ, અને પાંડવોએ તે મુનિ ભીષ્મપિતામહનો દેહસંસ્કાર, કમળ સરખી જેમની સુગંધીછે એવાં ચંદનકાષ્ઠોએ કરી કરચો. પછી શ્રીભદ્રગુપ્તસૂરિ, પાંડવોનું સંબોધન કરી, જેમનો સંયમ, સંસારને નાશ કરનારોછે એવા તે, મુનિ બીજા સ્થળનેવિષે વિહાર કરતા હવા; અને તે મુનિ જે ભીષ્મપિતામહ, તેમના ગુણોને સરોમાંચ ગાયન કરનારા એવા ખેચરો, દેવો, અને સંપૂર્ણ ગાંધર્વો-તેઓ પોતપોતાના સ્થાનપ્રત્યે ગમન કરતા હવા.

शार्दूलविक्रीडित छंद.

तद्ब्रह्मव्रतमुद्धतं निरुपमां तां प्राणिवर्गे कृपां ॥
तच्छौंडीर्यमनन्यतुल्यमतुलां सर्वज्ञतामाप्ततां ॥
गांगेयस्य मुनेः परैरसुलभां तां चापि निःसंगतां ॥
वाख्यांतःपथिपांडवाअपिततो जग्मुःपुरंहास्तिनं ॥ १५ ॥

અર્થ—ત્યાર પછી પાંડવો પણ, હસ્તિનાપુરના માર્ગનેવિષે મુનિરાજ જે ભીષ્મપિતામહ-તેમના બ્રહ્મચર્યવ્રતને, જીવ સમુદાયનેવિષે નિરૂપમ જે કૃપા-તેને, બીજાને કદીપણ પ્રાપ્ત ન થનારૂં જે શૂરત્વ-તેને, અને અતુલ્ય એવી જે સર્વજ્ઞતા તથા આપ્તપણું-તેને અને બીજાને ન પ્રાપ્ત થનારી જે નિઃસંગતા-તેને વર્ણન કરતા થકા હસ્તિનાપુરપ્રત્યે ગમન કરતા હવા. ॥૧૫॥

इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये गांगेयस्वर्गगमनवर्णनो नाम पंचदशः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ १५ ॥

## અથ ષોડશ સર્ગ પ્રારંભઃ

ત્યારપછી કોઈએક સમયે સભાનેવિષે બેસનારો જે ધર્મરાજા-તેનીપ્રત્યે શ્રીકૃષ્ણના રાજ્યનેવિષે કલ્પવૃક્ષની કોરક એટલે કળીજ હોયના! એવો કોરકનામનો કોઈ એક પુરૂષ પ્રાપ્ત થતો હવો. તે પુરૂષ ધર્મરાજાને વંદન કરી તેની આજ્ઞાએ તે સભાનેવિષે બેસતો હવો. તે સમયે પૂર્વે અત્યંત પ્રશંસા કરેલા એવા તે કોરકપ્રત્યે પૃથ્વીપતિ ધર્મરાજા, પ્રિયકારક ભાષણે કરી આગમનના કારણને પૂછતો હવો. તે સમયે તે કોરક પણ એવું ભાષણ કરવા લાગ્યો.

કોરક—હે યુધિષ્ઠિર, પૂર્વે તમારી પાસેથી જેમણે પૂજા ગ્રહણ કરીછે એવા શ્રીકૃષ્ણ, કુબેરની નગરી જે અલકા, અને ઈંદ્રની સ્વર્ગપુરી-એઓને પોતાના તેજે કરી જીતનારી એવી પોતાની દ્વારકા નામની નગરીપ્રત્યે પ્રવેશ કરતા હવા. તે સાંપ્રતકાળે તે દ્વારામતીનેવિષે કંસવિધ્વંસી, જરાસંધને દંડ દેનારા, અને જેમને પાંડવો અતિપ્રિય છે-ઇત્યાદિક બિરૂદાવળીએ કરી સંપૂર્ણ

દેવોના સમુદાયે ગાયન કર્યાછે, અને જેમણે શત્રુઓને નષ્ટ કર્યાછે, એવા તે શ્રીકૃષ્ણે સહવર્તમાન દેદીપ્યમાન એવા પાંડુવર્ણ જેઓના હસ્તિઓ છે, અર્થાત્, પાંડુવર્ણ હસ્તિઓ ઊપર આરોહણ કરી; નિઃશંક એવા યાદવો યથેચ્છપણે દ્વારકાંનેવિષે ક્રીડા કરતા હવા. કેટલાએક યાદવો બાગમાં સંચાર કરતા હવા, કેટલાક વાપિઓનેવિષે વિલાસ કરતા હવા, અને નવી પરણેલી સ્ત્રીઓએયુક્ત એવા કેટલાક યાદવો ક્રીડાપર્વતનેવિષે ક્રીડા કરતા હવા. તે સમયે પોતાના ગુણોએ કરી સર્વ જગત્ કરતાં વિલક્ષણ, જેમનું શાંત ચિત્તછે એવા, અને શ્રીમાન એવા જે નેમિકુમાર-તે તો અન્યપુત્રોની જેમ કોઈપણ ઠેકાણે ન ક્રીડા કરતા હવા. તે સમયે વિષયોથી પરાઙ્મુખ એવા તે પુત્રને અવલોકન કરી શિવાદેવી, સમુદ્રવિજયરાજાપ્રત્યે મહા ખેદે કરી ભાષણ કરવા લાગી.

શિવાદેવી—જે માતાઓ, સ્ત્રીઓએ સહવર્તમાન ક્રીડા કરનારા પોતાના પુત્રોને જોતીઓ થકી પોતાના નેત્રનેવિષે સુધાની સળીજ જાણે હોયના! એવી પ્રીતિને પામેછેઃ તેજ માતાઓ ધન્યછે. આ સર્વ જગતમધ્યે હું એક માત્ર અધન્ય છું. કારણ, હું તે અન્યસ્ત્રીઓની જેમ મારા પુત્રના તરૂણ સ્ત્રીએસહવર્તમાન સંભાષણાદિક કરનારા મુખકમળને જોતી નથી. એ માટે હે આર્ય પુત્ર, પુત્ર જે નેમિ-તેને સંબોધન કરી તેની કને વિવાહ કરાવવો; એટલે તે વિવાહસંબંધી ઉત્સાહનેવિષે હું આનંદે કરી નૃત્ય કરનારી હોતી થકી જેના મનોરથ પૂર્ણ થયાછે, એવી થઈશ.

એ પ્રમાણે શિવાદેવીનું ભાષણ શ્રવણ કરી પછી તે શિવાદેવીએ સહવર્તમાન સમુદ્રવિજયરાજા, પોતે એકાંત સ્થળનેવિષે પોતાનો પુત્ર જે નેમિ-તેને બોલાવીને પ્રીતિએ કરી તેપ્રત્યે ભાષણ કરતા હવા. "કે હે વત્સ, અમો બંનેનું સર્વસ્વ તુંજછે, અને જીવિતપણ તુંજછે; કારણ ભાગ્ય, સૌભાગ્ય અને સ્વરૂપ-એઓએ કરી તું ત્રૈલોક્ય કરતાં વિલક્ષણ છે. અર્થાત, ભાગ્યે કરી સૌભાગ્યે કરી, અને સ્વરૂપે કરી ત્રૈલોક્યનેવિષે તારા સરખો બીજો કોઈ પુરૂષની નથી. તું પૂર્વ પણ અમો બંનેના નેત્રોને આનંદ ઉત્પન્ન કરનારો છે, પરંતુ સાંપ્રતકાળે તું નવીન વિવાહ કરનારો હોતો થકો અમારા નેત્રોને બીજો પણ આનંદ ઉત્પન્ન કરાવ."

એવું સમુદ્રવિજયરાજાનું ભાષણ શ્રવણ કરી તે નેમિકુમાર પણ, હાસ્ય કરતો થકો ભાષણ કરવા લાગ્યો. કે "હે તાત, હું વિવાહ કરવા માટે ઇચ્છા કરતો નથી; એવું કાંઈ નથી, પરંતુ અદ્યાપિ પર્યંત કોઈપણ ઠેકાણે મારા યોગ્ય કોઇપણ સ્ત્રી નથી." એવું તે પુત્રનું ભાષણ સાંભળીને શિવાદેવિ ભાષણ કરવા લાગી. "કે હે વત્સ, એ શું તારૂં બોલવું!! પોતાનારૂપે કરી જેણે અપ્સરાના સ્વરૂપને પણ લોપ કર્યુંછે, એવી રાજીમતી નામે ઉગ્રસેનરાજાની કન્યા અહિંયાંજ વાસ કરનારી છે. તે ગુણે કરીને પણ તારા યોગ્યછે; એ માટે તેની સાથે તું વિવાહ કર." એવું શિવાદેવીનું વચન સાંભળી નેમિકુમાર ભાષણ કરવા લાગ્યો.

નેમિ—હે માતા, જેઓનાં ચિત્ત કપટનેવિષે કુશળ છે એવીઓ, અને દુઃખની કેવળ ખાણ, એવી તે રાજીમતી સરખી તુચ્છ સ્ત્રીઓ, કેવળ ગૃહનેવિષે આસક્ત હોનારા પુરૂષોને ગમેછે, પરંતુ મારા સરખાને તે ગમતીઓ નથી. અને જે સ્ત્રીઓ નિર્દોષ અને મિત્રતાએયુક્ત હોઇને સર્વ મનોરથનું કેવળ ઘર, અને સદાનંદરૂપ અમૃતની નદીઓ એવીઓ છે, તેઓ મારા હૃદયને અતિશય ગમેછે; એ માટે એવીઓ તે સંપૂર્ણ સ્ત્રીઓને, વિવાહકાળ પ્રાપ્ત થયો છતાં હું તમારી આજ્ઞાએ વરીશ. પરંતુ તે વાત બનવાને કાંઇ યોગ્ય કાળ જોઇએ. માટે તે કાળની પ્રતીક્ષા કરનારાં તમે તે કાળની વાટ જુઓ.

એ પ્રમાણે અતિશય આર્જવે કરી પોતાનાં માતપિતાના મનનું સમાધાન કર્યું. ત્યારપછી તે નેમિકુમાર, સાધુના આચરણે કરી કેટલાક કાળને નિર્ગમન કરાવતો હવો. પછી એક સમયે રાજકીય કારણને માટે શ્રીકૃષ્ણ સભામાં બેઠા છતાં અકસ્માત્ સર્વે શબ્દોનો એકત્ર પિંડ થયો હોયના! એવો મહોટો ધ્વનિ ઉત્પન્ન થતો હવો. પ્રાસાદના શિખરોની પંક્તિઓનો નીચે પડવાનો જે શબ્દ-તે શબ્દે કરી યુક્ત, અને હાહાકારે કરી વૃદ્ધિ પામેલો, એવો તે શબ્દ-સ્વર્ગ અને ભૂમિ-એ બંનેનો મધ્યભાગ જે આકાશ-તેની કુક્ષિને પૂર્ણ કરનારો થયો. અર્થાત તે શબ્દે કરી સંપૂર્ણ આકાશ વ્યાપ્ત થઈ ગયું. તે સમયે તે શબ્દે કરી ભડકેલા હસ્તિઓ, લીલાએ બંધનસ્થંભને ઉન્મૂલન કરી જયહાં ત્યહાં ભ્રમણ કરવા લાગ્યા; અને અશ્વશાળાથી અશ્વો પણ પોતાનાં સંપૂર્ણ બંધનોને તોડીને ત્રાસ પામવા લાગ્યા. તે સમયે સમુદ્ર, ક્ષોભ પામેલા એવા ચંચળ તરંગરૂપ પોતાના જે બાહુઓ-તેણે કરી, કંપાયમાન એવા દ્વારકાંના કોટને, ઘણા કાળસુધી એક ઠેકાણે સાથે રહેવાથી વૃદ્ધિ પામેલી જે મૈત્રિ-તેણે કરીનેજ જાણે હોયના! તેમ અત્યંત આલિંગન કરતો હવો; એવું ભાસવા લાગ્યું. તે સમયે બળરામ અને શ્રીકૃષ્ણ પણ અતિ સંભ્રાંત થયા છતાં, સંપૂર્ણ સભાસંબંધીપુરૂષો પણ, જેઓને મૂર્ચ્છા પ્રાપ્ત થઇછે એવા હોતા થકા ભૂમિ ઉપર પતન પામતા હવા. તે સમયે શ્રીકૃષ્ણ પણ ક્ષોભે કરી અને વિસ્મયે કરી એવું ચિંતન કરવા લાગ્યા કે "આ કોઈ વજ્રપાત થયો, કિંવા પ્રલયકાળના મેઘનો શબ્દ થયો, કિંવા સંપૂર્ણ લોકવાર્તાને બંધ કરનારો એવો આ પાંચજન્ય શંખનો શબ્દ થયો!!! પરંતુ આ પાંચજન્ય શંખનો શબ્દ ન હોય. કારણ, એ પાંચજન્યશંખ, ગોવિંદવિના બીજા કોઇએ વગાડ્યો જતો નથી." એવા તર્ક કરી શ્રીકૃષ્ણ વ્યાપ્ત થયા છતાં આયુધગૃહનું રક્ષણ કરનારો ચારૂકૃષ્ણ નામક કોઇએક પુરૂષ, તત્ક્ષણ શ્રીકૃષ્ણની પાસે આવીને તે શ્રીકૃષ્ણને વંદન કરી પ્રાર્થના કરવા લાગ્યો.

ચારૂકૃષ્ણ—હે દેવ, કુમારોના સમુદાયે વેષ્ટિત થએલો એવો નેમિકુમાર, તમારા આયુધગૃહનેવિષે તમે જેમ પ્રવેશ કરોછો, તેમ આજ પ્રવેશ કરતો હવો. પછી તે નેમિકુમારે, ત્યાં

સુદર્શનચક્ર, સારંગધનુષ્ય, કૌમોદકીગદા, અને નંદકખડ્ગ—એઓનેવિષે પોતાની દૃષ્ટિ સ્થાપન કરી. પછી તે વારંવાર પાંચજન્ય શંખનેવિષે દૃષ્ટિ સ્થાપન કરતો હવો; અને તે શંખ વગાડવા માટે જેણે ઇચ્છા ધારણ કરીછે એવો, અને તે શંખને ગ્રહણ કરવા માટે ઇચ્છા કરનારો તે નેમિકુમાર, પોતાના હસ્તને શંખનેવિષે પ્રેરણા કરતો હવો. તે સમયે હું, તેના હસ્તને તરછોડી ઊચ્ચ શબ્દે કરી તે નેમિકુમારપ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યો કે "હે કુમાર, આ તારા નિષ્ફળપ્રયાસે કરી શું ફળ પ્રાપ્ત થવાનું છે? જે પ્રયાસે કરી આ તારો હાથ, નિંદાસહિત ઉપહાસને માટે યોગ્ય થશે. આ શંખને ગ્રહણ કરવા માટે વિષ્ણુજ સમર્થછે; બીજો કોઇ એ શંખને ગ્રહણ કરવામાટે પણ સમર્થ નથી, તો પછી મુખવાયુએ પૂર્ણ કરવા માટે બીજો કોઈ સમર્થ નથી, એમાં શું કહેવું!" એ પ્રમાણે મેં તેનું નિવારણ કર્યું છતાં પણ બાહુપરાક્રમે કરી યુક્ત એવો તે નેમિકુમાર, પાંચજન્ય શંખને હસ્તે કરી, જેમ ગ્રીષ્મઋતુસંબંધી દાહે કરી તપ્ત થએલો હસ્તિ, સરોવરમધ્યે પ્રવેશ કરી પોતાની સૂંઢ કમળને ગ્રહણ કરેછે, તેમ ગ્રહણ કરતો હવો. તે સમયે બંધુકવૃક્ષના પુષ્પ સરખા સુંદર એવા પોતાના અધરોષ્ઠનેવિષે નેમિએ સ્થાપન કરેલો તે શંખ, રાતા કમળના પત્રનેવિષે ક્રીડા કરનારા રાજહંસ સરખો શોભતો હતો. પછી લીલાએ કરી જેના ગાલ ફૂલેલાછે એવા તે નેમિકુમારે, તે શંખ એવો વગાડ્યો કે જેણે કરી અમે સંપૂર્ણ ચોકીદારો પણ મૂર્ચ્છાને પામ્યા. ત્યાર પછી અનુક્રમે જેને ચેતના પ્રાપ્ત થઇછે એવો હું, આ તમારી પાસે આવ્યોછું.

એવું શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરી તે ચારૂકૃષ્ણ ત્યાંથી નીકળી ગયો છતાં પછી શ્રીકૃષ્ણ, પોતાના મનમાં એવું ચિંતન કરવા લાગ્યા કે "અમારા કુળનેવિષે એ નેમિ ચક્રવર્તિજ ઉત્પન્ન થયો છે; એવું હું માનુંછું. કારણ, મેં પાંચજન્ય શંખ વગાડ્યો છતાં આવો નાદ કદીપણ થયો નથી. આ ભૂમિતળનેવિષે સર્વ રાજાઓના વંશમધ્યે હરિવંશ એ કેવળ ભૂષણભૂત છે. જે હરિવંશ, આવા પ્રકારનાં તેજસ્વી મનુષ્યરત્નોએ કરી ભૂષિત છે." એ પ્રકારે કરી શ્રીકૃષ્ણ, પોતાના મનમાં વિચાર કરતા છતાં સંપૂર્ણ જગતનું મન હરણ કરનારો, અને પ્રપંચનેવિષે અનુત્સુક એવો તે નેમિકુમાર પણ સભાનેવિષે પ્રાપ્ત થતો હવો. તે સમયે જેમને બંધુપ્રિય છે એવા, અને નમ્રતાએયુક્ત એવા શ્રીકૃષ્ણ, પૂર્વે કાંઇ ન જાણ્યા સરખા સ્વભાવે તે નેમિકુમારને સંપૂર્ણ વૃત્તાંત પૂછતા હવા.

શ્રીકૃષ્ણ—હે ભ્રાત, ભૂગોળને મહાત્વરાએ ભ્રમણ પામવાનું કારણ એવો પરાક્રમસૂચક જેનો મહોટો શબ્દછે, એવા એ શંખને તેં વગાડ્યો કે શું? એવું શ્રીકૃષ્ણનું ભાષણ શ્રવણ કરી પોતાના શિરને હલાવવે કરીનેજ જેણે પ્રત્યુત્તર દીધોછે, એવા તે નેમિકુમારપ્રત્યે ફરી, પ્રત્યેક અવયવનેવિષે જેમને મહોટાં સ્થૂળ રોમાંચ પ્રાપ્ત થયાંછે, એવા તે શ્રીકૃષ્ણ ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે ભ્રાત, અન્ય રાજાઓની વાતતો એક કોરે રહી, પરંતુ મહાપરાક્રમી એવા

બળરામ પણ જે શંખ વગાડવા માટે સમર્થ થયા નહીં; તે શંખ સાંપ્રતકાળે તેં વગાડ્યો છતાં મને મહા આશ્ચર્ય લાગ્યું; એ માટે તારા બાહુસામર્થ્યનું અવલોકન કરવા માટે કૌતુક ધારણ કરનારો હું છું; એ માટે એક મુહૂર્તપર્યંત તારૂં અને મારૂં બાહુયુદ્ધ થવા દે. એવું શ્રીકૃષ્ણનું ભાષણ સાંભળીને નિર્વિકાર એવા નેમિકુમારે "ઠીકછે" એવું કહ્યું છતાં હર્ષયુક્ત એવા શ્રીકૃષ્ણ, પોતાના હસ્તનેવિષે શસ્ત્રાદિક વિગેરે ગ્રહણ કરી મલ્લયુદ્ધ કરવાના રંગમંડપમધ્યે પ્રવેશ કરતા હવા. તે સમયે શ્રીકૃષ્ણ અને નેમિ-એ બંનેને માન્ય એવા બળભદ્ર, સભાનું પાલન કરી યુદ્ધ ચમત્કાર જોવા માટે બેઠા છતાં, ચાણુરમલ્લનો પરાજય કરનારા શ્રીકૃષ્ણ, તે સમયે યુદ્ધ કરવા સિદ્ધ થતા હવા. તે સમયે એવી રીતિએ મલ્લયુદ્ધ કરવા માટે નિશ્ચયેયુક્ત થએલા, અને કંસ તથા કેશીદૈત્યને મારનારા એવા શ્રીકૃષ્ણને અવલોકન કરી જેના બાહુસ્થંભ મહાબળે કરીયુક્તછે, એવો નેમિકુમાર, તે શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતો હવો. "કે હે શ્રીકૃષ્ણ, ભારતાર્દ્ધપતિની સાથે યુદ્ધ કરવું એ મહાબળીપુરૂષોનેજ યોગ્યછે. એ માટે પૃથ્વીની ધૂળે દેહ વ્યર્થ કાં મલીન કરોછો? એ માટે હે મુરારે, તમારૂં અને મારૂં પરસ્પર કેવળ બાહુસ્થંભના ચલાવવે કરીનેજ બળના સર્વસ્વનું અવલોકન થાઓ.

એવું શ્રીવત્સના ચિન્હે કરી સુંદર એવા જે શ્રીનેમિકુમાર તેનું ભાષણ સ્વીકારીને શ્રીકૃષ્ણ, ત્રિખંડના રક્ષણ માટે પરિઘસરખો એવો જે પોતાનો ભુજ-તેને આડો ધારણ કરતા હવા. તે શ્રીકૃષ્ણના બાહુને નેમિકુમાર, બાળ કમલિનીના તંતુની જેમ એક ક્ષણમાત્રમાં નમાવતો હવો; અને પછી પર્વતશ્રેષ્ટ સરખા પોતાના ભુજને પ્રસારતો હવો. તે સમયે મ્હોટા આવેશે કરી ગજેંદ્ર જેમ પોતાની સૂંઢે કરી વૃક્ષની ડાળને આકર્ષણ કરવા માટે આરંભ કરેછે, તેમ શ્રીકૃષ્ણ, તે નેમિની ભુજવલ્લિને સ્થાનથી હલાવવા માટે આરંભ કરતા હવા. પછી પોતાના ચરણનું આકુંચન કરી બાહુના સર્વસ્વ બળે કરી નેમિના બાહુસ્થંભનેવિષે શ્રીકૃષ્ણ, વૃક્ષનેવિષે કપિ જેમ લટકી રહેછે તેમ લટકતા હવા; તથાપિ શ્રીનેમિનો બાહુસ્થંભ, એક દોરા જેટલો પણ સ્થાનથી ન ચલન પામતો હવો. મેરૂનું શિખર, વંટોળિયાએ ચલન પામેછે શું? તે સમયે ભ્રાતા જે નેમિકુમાર-તેના અતિશય પરાક્રમથી ઉત્પન્ન થએલો જે મહોટો હર્ષ-તેણેયુક્ત એવા ગુણગ્રાહિ શ્રીકૃષ્ણ, તે નેમિની બાહુલતાને છોડીને વારંવાર તે નેમિપ્રત્યે આલિંગન કરતા હવા; અને સંતુષ્ટચિત્ત હોતા થકા એવું ભાષણ કરતા હવા; "કે હે બંધો, આપણું આ કુળ સ્તુતિ કરવા માટે યોગ્યછે; જે પવિત્ર કુળનેવિષે મહા પરાક્રમી એવો તું ઉત્પન્ન થયોછે; એ માટે મારા બાહુબળે કરી જેમ બળભદ્ર આનંદ પામેછે, તેમ ત્રૈલોક્ય કરતાં વિલક્ષણ એવા તારા બળે કરીને હું આનંદ પામુંછું."

એ પ્રમાણે કરી નેમિકુમારની પ્રશંસા કરતા થકા પછી તે નેમિને છોડીને તે શ્રીકૃષ્ણ, પોતાના ગૃહપ્રત્યે આવતા હવા; અને મનની વિશ્રાંતિનું કેવળ સ્થાન એવા બળરામપ્રત્યે એવો

પ્રશ્ન કરતા હવા; કે "હે આર્ય, મારો કનિષ્ઠબંધુ જે નેમિકુમાર, તેનું આશ્ચર્યકારક બળ તમે જોયુંછે ના! જે એ નેમિનું પરાક્રમ છે, તે શક્રનું અને ચક્રવર્તિનું પણ નથી. એ માટે એ નેમિ, કુમાર સર્વ જગત કરતાં અતિશય એવા પોતાના શૌર્યે કરીને આ છ ખંડયુક્ત એવી પૃથ્વીને કેમ સાધ્ય કરતો નથી?" એવું શ્રીકૃષ્ણનું ભાષણ શ્રવણ કરી બળરામ ભાષણ કરતો હવો.

બળરામ—હે મુરારે, નેમીશ્વર મહાબળાઢ્યછે એ કાંઈ આશ્ચર્ય નથી. કારણ જે સમયે શિવાદેવીનેવિષે એ નેમીશ્વર, ગર્ભે ઉત્પન્ન થયો તે સમયે તે શિવાદેવીએ ચૌદ મહાસ્વપ્ન અવલોકન કરચાં. એવા તે સ્વપ્નનિમિત્તે કરી સર્વ જોતીષિઓએ તેનો એવો સિદ્ધાંત વર્ણન કરચો કે "શુભકારક એવાં આ ચૌદ સ્વપ્નોએ કરી એ શિવાદેવીને બાહ્ય અને અંતરંગ શત્રુઓને જીતનારો, ચક્રવર્ત્તી અથવા ધર્મચક્રવર્તિ એવો પુત્ર ઉત્પન્ન થશે." એવું કહ્યા પ્રમાણે એ નેમિકુમારે એ નિર્વિકારપણાએ અને એ કૃપાળુપણાના ગુણોએ કરી તે જોતિષોનું વચન સાર્થક કરચું.

એવું બળરામ ભાષણ કરતા છતા શ્રવણ કરવા માટે જેના અક્ષરો યોગ્યછે એવી આકાશનેવિષે વાણી ઉત્પન્ન થઈ; "કે હે રામકૃષ્ણો, તમે પૂર્વેજ મહોટા મહોટા વિકલ્પો મનમાં આણોછો તે ન આણો. જે સમયે એ નેમીશ્વર, આ ભારતનેવિષે બાવીશમો તીર્થંકર થશે ત્યારે "આ જિનેશ્વરછે" એવી બાર પર્ષદાનેવિષે તમારી ખાતરી કરનારો થશે; અને સંપૂર્ણ જગતને, શાસ્ત્રોના વિચારોએ કરી તૃણ સરખું ચિંતન કરશે; અને જેનું મહા બાહુપરાક્રમછે એવો પણ તે જિનેશ્વર, નિરિચ્છ હોતો થકો રાજ્યને ગ્રહણ કરનાર નથી." એવું એકવીશમા તીર્થંકર કહી ગયા છે.

એવું જિનોક્ત વચન કથન કરીને તે આકાશવાણી ઉપશમ પામી છતાં તે શ્રીકૃષ્ણ, મહા હર્ષે કરી શ્રી નેમિકુમારના તેતે ગુણસમુદાયને પ્રશંસા કરતા હવા: અને ક્ષણમાં બળભદ્રને કહીને તે અંતઃપુરમધ્યે ગમન કરતા હવા; અને તે અંતઃપુરમાં રહેનારી જે સ્ત્રીઓ-તેઓના આગળ નેમીશ્વરના ચરિત્રને વર્ણન કરતા હવા. ત્યારપછી નેમીશ્વરના સ્નેહે કરી જેમનું ચિત્ત આર્દ્રછે એવા તે શ્રીકૃષ્ણ, તે સ્થળે તે શ્રી નેમીશ્વરને સ્નેહે કરી બોલાવતા હવા. ત્યારપછી નેમિએ સહવર્તમાન રત્નસિંહાસનનેવિષે ઉપવિષ્ટ થનારા તે શ્રીકૃષ્ણ શોભતા હવા. ત્યારપછી શ્રી નેમીશ્વર અને શ્રીકૃષ્ણ-એ બંનેનું શરીર સુગંધિક તેલાદિકનું ઉપમર્દન કરનારી શુદ્ધ સૈરંધ્રીઓએ મર્દન કરી, અને તે બંનેને સ્નાન કરાવી પછી કપૂર અને અગર-એઓએ મિશ્રિત જે ચંદન-તેણે કરી લેપન કરચું. ત્યારપછી નાનાપ્રકારના ભોજન કરવા માટે યોગ્ય એવા જે મધુરરસ-તેણે કરી તે બંને જણા ભોજન કરતા હવા; અને મધ્યાનકાળપર્યંત નાનાપ્રકારની કથાઓ વર્ણન કરતા થકા એકઠા રહેતા હવા. પછી અંતઃપુરસંબંધી સ્ત્રીઓએ સહવર્તમાન, અને નેમિકુમારે સહવર્તમાન તે શ્રીકૃષ્ણ, કોઈ દિવસ લીલાવનનેવિષે, કોઇદિન વાપીનેવિષે, કોઇ દિન ક્રીડાપર્વતનેવિષે

અને કોઈ દિન સરોવરનેવિષે ક્રીડા કરતા હવા-એમ પ્રતિદિવસે નાનાપ્રકારની ક્રીડાઓએ ક્રીડા કરનારા એવા તે અર્દ્ધચક્રવર્તિ શ્રીકૃષ્ણ, તે નેમીશ્વરવિના કોઇ પણ ક્રીડાને ન કરતા હવા.

કોઈ એક સમયે ચોપદાર ભાલદાર, સંપૂર્ણ દ્વારપાળ, અને સંપૂર્ણ સેવકો-એઓને શ્રીકૃષ્ણ એવી આજ્ઞા કરતા હવા કે "હે સંપૂર્ણ ચોપદારાદિકો, આ નેમિકુમાર મને પ્રાણ કરતાં પણ અતિશય પ્રિયછે; એ માટે તમો ક્યારે પણ કોઈ પણ ઠેકાણે એને જવા માટે અટકાવ કરશો નહીં." એવી આજ્ઞા કરી પછી તે કૈટભારાતિ શ્રીકૃષ્ણ, સત્યભામાદિક સ્ત્રીઓને પણ એવી આજ્ઞા કરતા હવા કે "તમે એ દેવર જે નેમિકુમાર-તેને શંકારહિતપણે ખેલાવો" ત્યારપછી એકલો પણ તે નેમિકુમાર, હરિના અંતઃપુરનેવિષે પ્રવેશ કરતો હવો. કારણ, ધીર પુરૂષોછે તેઓ વિકાર થવા માટે જે કારણભૂત, એવા પણ સ્થળનેવિષે વિશેષે કરી સંચાર કરેછે. ત્યારપછી નિરંતર તે કૃષ્ણની સ્ત્રીઓની થટ્ઠા મશ્કરીની નિર્વિકારચિત્તપણે પ્રતિથટ્ઠામશ્કરી કરનારા તે નેમિકુમારે, તે સંપૂર્ણ શ્રીકૃષ્ણની સ્ત્રીઓ સંતોષ પમાડીઓ.

ત્યારપછી એક દિવસ શિવાદેવી અને સમુદ્રવિજયાદિક-એઓએ શ્રીકૃષ્ણને એવું કહ્યું કે "જેમ એ નેમિકુમાર વિવાહ કરે તેવો ઉપાય તમે કરો." એવું સાંભળી શ્રીકૃષ્ણ, તે અભિપ્રાયને રૂકિમણી પ્રમુખ સ્ત્રીઓને કહેતા હવા. કારણ, તેવી રીતિના કાર્યને માટે ઘણું કરીને હરિણાક્ષિ સ્ત્રીઓજ સમર્થ હોયછે; એ માટે સ્ત્રીઓકનેજ નેમિકુમારને વિવાહ કરવા માટે સૂચવતા હવા. ત્યારપછી તે સ્ત્રીઓ તે નેમિકુમારને વિવાહ કરવા માટે પ્રાર્થના કરતી હવીઓ. તે સમયે વિવાહ ન કરવાના અભિપ્રાયવાળાં નેમિકુમારનાં લક્ષાવધિ વચનોએ કરી, જેઓનાં મન આશ્ચર્યયુક્ત થયાંછે, એવી તે સ્ત્રીઓ થઈ છતાં તેઓની સહાયતા કરવામાટેજ જાણે હોયના! તેમ વસંતઋતુ પ્રાપ્ત થતો હવો. તે સમયે કંપાયમાન એવું જે આમ્રવૃક્ષ-તેનો જે પુષ્પસંબંધી મકરંદ-તેના સેવને કરી મત્ત થએલા જે ભ્રમરાઓ-તેઓના ગુંજારવે કરીનેજ જાણે હોયના! તેમ ભાષણ કરનારો એવો મલયસંબંધી વાયુ, નેમિકુમારને આલિંગન કરી વિવાહ કરાવવા માટે પ્રાર્થના કરતો હોયના! એવું ભાસવા લાગ્યું. ત્યારપછી વસંતઋતુના દિવસોએ સહવર્તમાન વનસંબંધી વૃક્ષોની સંપત્તિ વૃદ્ધિ પામવા લાગી; અને હિમના સમુદાયેસહવર્તમાન રાત્રીપણ સંકોચને પામતી હવી.

ત્યારપછી તે વસંતઋતુ મધ્યે એક દિવસે પુરવાસી લોકોએ યુક્ત એવા શ્રીકૃષ્ણ, પોતાની સ્ત્રીઓએ સહવર્તમાન અને નેમિકુમારે સહવર્તમાન, રૈવતકપર્વતસંબંધી ઉદ્યાનનેવિષે ક્રીડા કરવામાટે ગમન કરતા હવા. તે સમયે તે પર્વતનેવિષે સંપૂર્ણ યાદવો-જેઓએ મદ્યપ્રાશન કર્યાછે, એવા હોતા થકા યથેચ્છપણે ક્રીડા કરવા લાગ્યા. કેટલાએક, નવીન સંપાદન કરેલાં પુષ્પ ભૂષણોએ કરી સ્ત્રીઓને અલંકાર કરાવતા હવા, કેટલાએક, વૃક્ષોની પલ્લવરૂપ ટીશીઓએ કરી સ્ત્રીઓનું

પ્રિય કરતા હવા, અને કેટલાએક, પોતે ગ્રહણ કરેલા નવીન એવા જે પુષ્પગુચ્છના દડા-તેણેકરી સ્ત્રીઓને લોભ ઉત્પન્ન કરાવતા હવા. તે સમયે રેવતી અને સત્યભામાપ્રમુખ જે બળરામ અને શ્રીકૃષ્ણની સ્ત્રીઓ-તે, જેઓએ વેણીપ્રસાધન અને અલંકાર ધારણ કર્યાંછે, એવી હોતીઓ થકી નેમિકુમારે સહવર્તમાન ક્રીડા કરતી હવીઓ. તેઓમાં કોઇએક સ્ત્રી, નેમિકુમારના પૃષ્ઠભાગનેવિષે જેણે પોતાનાં સ્તન થાપન કર્યાંછે, એવી હોતી થકી પોતાના આલિંગને કરી મલીન થએલી જે નવીન કુરૂબકપુષ્પોની માળા-તેણે કરી તે નેમિકુમારના કેશબંધનને કરતી હવી. કોઇએક સ્ત્રી પોતાના મુખસંબંધી કોગળાનેવિષે વૃદ્ધિ પામેલો જે કેસરનો સુગંધ-તેના કરતાં પણ અતિશય સુગંધયુક્ત એવા નેમિકુમારના શ્વાસવાયુને પ્રાશન કરતી હવી. જેની વસ્ત્ર ગ્રંથી શિથિળ થએલીછે એવી કોઇએક સ્ત્રી, પોતાના ચરણપ્રહારે કરી મલીન થએલાં એવાં જે અશોકવૃક્ષનાં પુષ્પો-તેણે કરી નિર્માણ કરેલી નવીન માળાને નેમિકુમારના કંઠનેવિષે સ્થાપન કરતી હવી. જેણે પોતાનાં બાહુમૂળ પ્રગટ બતાવ્યાંછે, અને જેનાં સ્તન ઉંચાં છે એવી કોઇએક સ્ત્રી, પોતાના કટાક્ષાવલોકને સહવર્તમાન, તિલકનાં પુષ્પોએ કરી નેમિકુમારના મસ્તકશિરોભૂષણ કરતી હવી. તે સમયે એ પ્રકારે કરી તે સંપૂર્ણ કૃષ્ણસ્ત્રીઓ, યથેચ્છપણે વિલાસ કરવા લાગીઓ છતાં, તે નેમિકુમારે કોઈની પણ ઇચ્છા ભંગ કરી નહીં. કારણ જે જિતેંદ્રિય પુરૂષોછે તેઓને વિષય, કાંઇપણ પરાભવ કરવા માટે સમર્થ થતો નથી.

એ પ્રકારે કરી શ્રી નેમિકુમારે સહવર્તમાન, પુરવાસી લોકોએ સહવર્તમાન, અને સ્ત્રીઓએ સહવર્તમાન શ્રીકૃષ્ણ, પ્રતિદિવસે નવા નવા ક્રીડાવનનેવિષે ક્રીડા કરતા હવા. તે સમયે તે નેમિકુમારના ચિત્તને વિકાર ઉત્પન્ન કરવામાટે પોતાનું અસમર્થપણું જાણીને જાણે લજ્જા પામીનેજ હોયના! તેમ વસંતઋતુ અતિ ત્વરાએ નિકળી જતો હવો. પછી તે નેમિકુમારને જીતવામાટે ઇચ્છા કરનારા કામદેવને શસ્ત્રોનો અધ્યક્ષજ હોયના! એવો ગ્રીષ્મઋતુ, શિરીષપુષ્પના મિષે કરી તદ્રૂપ શસ્ત્ર સમર્પણ કરતો થકો પ્રાપ્ત થતો હવો. તે સમયે પ્રફુલ્લિત થએલાં જે પાટલીપુષ્પો-એજ જેનાં નેત્રોછે, એવા ગ્રીષ્મઋતુએ કોપે કરી અવલોકન કરેલી માનિની સ્ત્રીઓ-તે જાણે ગ્રીષ્મઋતુના ભયેકરીનેજ હોયના! તેમ કપટમૂળ એવા માનનો પણ ત્યાગ કરતી હવીઓ. તે ગ્રીષ્મઋતુનેવિષે જેનું તેજ ભયંકર છે એવો સૂર્ય, સર્વ જગતને તાપ ઉત્પન્ન કરનારો થતો હવો. કિંવા સમયવશે કરી મિત્ર નામ ધારણ કરનારો સૂર્ય, અમિત્ર સરખો સંતાપ ઉત્પન્ન કરનારો થયો છતાં તે મર્મ જાણનારા શ્રીકૃષ્ણ, તાપે કરીને સંતપ્ત થએલી એવી સ્ત્રીઓએયુક્ત હોતા થકા રૈવતકપર્વતના ક્રીડાવનનેવિષે રહેનારીઓ જે વાપિઓ-તેઓનેવિષે જળક્રીડા કરવા માટે ગમન કરતા હવા. તે સમયે શ્રીકૃષ્ણની સ્ત્રીઓએ મહોટા આગ્રહે કરી પોતાની સાથે નેમિકુમાર પણ

લીધા; તે સમયે તે નેમિકુમાર પણ તે સ્ત્રીઓની સાથે જતા હવા. કારણ, સાધુપુરૂષ છે તે પોતાના અભિપ્રાયનો ત્યાગ ન કરતાં બીજા સંપૂર્ણ લોકોના મત પ્રમાણે અનુસરનારા હોયછે. ત્યારપછી તે વનમધ્યે વાપિના તીરનેવિષે દ્વારકાપતિ શ્રીકૃષ્ણ પ્રાપ્ત થયા છતાં, તે સમયે તે વાપી, કમળોએયુક્ત જે તરંગો-તેજ કોઇએક હસ્ત-તેણે કરી મહાવેગે તે શ્રીકૃષ્ણને પૂજા સમર્પણજ કરતી હોયના! એવી ભાસવા લાગી; અને કમળનેવિષે ભ્રમણ પામનારા ભ્રમરાઓના ગુંજારવમિષે કરી તે શ્રીકૃષ્ણને તે વાપિ, સ્વાગતકૃત્ય કરનારીજ હોયના! એવી ભાસવા લાગી. તે સમયે તે વનસંબંધી જે રક્ષકો-તેઓ શ્રીકૃષ્ણની પાસે આવીને મોગરાનાં પ્રફુલ્લિત થએલાં પુષ્પો જેઓમાં મુખ્યછે, એવાં નાનાપ્રકારનાં હારાદિક પુષ્પભૂષણોને શ્રીકૃષ્ણને માટે નજરાણાં કરતા હવા. તેઓમાં ઉત્તમપ્રકારના એક પુષ્પહારને પ્રથમ રૂક્મિણ્યાદિક કૃષ્ણસ્ત્રીઓ, દેવ સરખું જેનું સુંદર શરીર છે એવો દેવર જે નેમિકુમાર-તેનીકને ધારણ કરાવતી હવીઓ; અને પછી સુગંધના લાભ માટે ભ્રમણ પામનારા ભ્રમરાઓના ભયે કરી જેઓની બાહુલતાઓ વ્યાકુળ થઇઓ છે, એવી તે સંપૂર્ણ સ્ત્રીઓ, શ્રીકૃષ્ણે સમર્પણ કરેલા હારોને પોતે પરિધાન કરતી હવીઓ. તે સમયે તે સંપૂર્ણ સ્ત્રીઓએ સહવર્તમાન નેમિકુમારને હસ્તનેવિષે ધારણ કરનારા શ્રીકૃષ્ણ, તે વાપીનેવિષે લીલાએ રાજહંસની જેમ પ્રવેશ કરતા હવા. તે સમયે મદનરૂપ જે સર્પ-તેની ફણી સરખી જે રત્નજડિત પીચકારીઓ-તે જેઓના હસ્તનેવિષે છે એવાં તેઓ, પરસ્પર જેનેવિષે લજ્જાને તજી દીધીછે, એવી જળક્રીડાને કરતાં હવાં. તે સમયે શ્રીકૃષ્ણે પોતાની પીચકારીના ઉદકે કરી સત્યભામાને અત્યંત પ્રહાર કર્યા, તે કારણ માટે તે સમયે "શ્રીકૃષ્ણ, માત્ર સત્યભામા ઊપર પીચકારીના પ્રહાર કરેછે, અને આપણી ઊપર પ્રહાર કરતા નથી" એવું જાણનારીઓ અન્યસ્ત્રીઓને ચિત્તનેવિષે મહાખેદ પ્રાપ્ત થયો. ત્યારપછી ચક્રપાણી જે શ્રીકૃષ્ણ-તેમણે રૂક્મિણીને ઉત્સંગનેવિષે પીચકારીએ પ્રહાર કરી હર્ષિત કરી. તે સમયે કટાક્ષાવલોકને સહવર્તમાન અન્યસ્ત્રીઓએ પીચકારીઓની ફેંકણીએ શ્રીકૃષ્ણને પ્રહાર કર્યા. ત્યારપછી "નેમિકુમાર ઊપર પીચકારીઓના પ્રહાર કરવા" એવા શ્રીકૃષ્ણના સંકેતે કરી તે સંપૂર્ણ સ્ત્રીઓ, નેમિકુમારપ્રત્યે પીચકારીઓ ઊચકી શૃંગારરસપૂર્વક તે પીચકારીઓના પ્રહાર કરી તે નેમિકુમારને જ્યહાં ત્યહાં આકર્ષણ કરતી હવીઓ. તે સમયે જેણે કામદેવ જીત્યોછે એવો તે નેમિકુમાર, તે સ્ત્રીઓને પોતે પણ પીચકારીના પ્રહાર કરતો હવો. કારણ, તેવી પણ સ્ત્રીઓની નાનાપ્રકારના શૃંગારકૃત્યનેવિષે જે પ્રવૃત્તિ-તે, ચતુર પુરૂષને મોહ ઉત્પન્ન કરનારી નથી. તે સમયે નેમિકુમારે કરેલા જળપ્રહારે કરી સત્યભામાની નિવિ શિથિળ થઈ છતાં, તે સમયે કેવળ સખીઓજ હોયના! એવા ઉદકે ક્ષણમાત્ર તે નિવિ ધારણ કરી. વળી નેમિકુમારના જળપ્રહારના ક્ષોભે કરી જેનાં કંચુકીબંધન છૂટી ગયાં છે

એવી રૂક્મિણી, લજ્જાયમાન થઇને તે વાપિના તીરપ્રદેશનેવિષે ગમન કરતી હવી. તે સમયે તે નેમિકુમારે, જળના પ્રહારે કરી કોઇએક સ્ત્રીને સિંચન કરી, કોઇએક સ્ત્રીને સ્તન પ્રદેશનેવિષે સિંચન કરી, અને કોઇએક સ્ત્રીને નાભિના અધોભાગપ્રદેશનેવિષે સિંચન કરી. એ પ્રકારે કરી તે વાપીનેવિષે જળક્રીડા પ્રવત્ત થઈ છતાં તે સંપૂર્ણ સ્ત્રીઓ તે નેમિકુમારને કામદેવ જાગૃત થવા માટે નાનાપ્રકારના વિલાસોને કરતી હવીઓ. એવું છે કે જલ એટલે પાણી અથવા જડ-એના સંસર્ગે કરી ગુણી પુરૂષો પણ નિર્ગુણત્વ પામેછે; તે પ્રમાણે જળનો સંસર્ગ કરનારી તે સ્ત્રીઓનો તે નેમિકુમારે, સંપૂર્ણ લજ્જાદિક સ્વાર્થ પણ નષ્ટ કરચો! અર્થાત્ વિષયોએ વિરક્ત એવા તે નેમિકુમારેસહવર્તમાન જળક્રીડા કરનારીઓ તે કૃષ્ણસ્ત્રીઓના વસ્ત્રરહિતપણા પ્રમુખ લજ્જાદિક સ્વાર્થનો નાશ થયો, તોપણ નેમિકુમારના ચિત્તનેવિષે કિંચિત્ પણ કામદેવ ઉત્પન્ન થયો નહીં. એ માટે જ્ઞાતાપુરૂષે "વિષયનેવિષે પોતાનો ઘાત છે" એવી ભાવના કરી નિર્મળ જે આત્મા-તેનું ચિંતન કરવું. ત્યારપછી જાંબુવતીએ દીધેલા હસ્તના આશ્રયને ગ્રહણ કરી તે નેમિકુમાર, ધીમેધીમે મહા હર્ષે કરી તે વાપિની તીરભૂમિનેવિષે પ્રાપ્ત થતો હવો. તે નેમિકુમારની પછવાડે કૃષ્ણસ્ત્રીઓ પણ વસ્ત્રથી શ્રવનારૂં જે જળ-તે મિષે કરી પોતાના લાવણ્યનેજ વમન કરતીઓ હોયના! એવીઓ બહાર નીકળતી હવીઓ. તે સમયે ચંદ્રના કિરણોના સમુદાયે કરીનેજ નિર્માણ કરેલાં હોયના! એવાં બીજાં રેશમી વસ્ત્રોને રૂક્મિણી, નેમિકુમારને સમર્પણ કરતી હવી. ત્યારપછી કોઇએક કૃષ્ણસ્ત્રી, તે નેમિકુમારને ભદ્રાસનનેવિષે બેસાડીને પુષ્પોએ કરી તેના કેશને અલંકૃત કરી તે કેશસમુદાયનું બંધન કરતી હવી. તે સમયે સુવર્ણના વર્ણ સરખો જેના શરીરનો વર્ણછે, એવી કોઇએક સ્ત્રી, જેના અંગનેવિષે પ્રસેવાસંબંધી બિંદુઓ સ્ફુરણ પામેછે, એવા તે નેમિકુમારને નિષ્કપટપણે પોતાના વસ્ત્રાંચળેકરી વાયુ ઢોળવા લાગી. પછી તે નેમિકુમારના ચરણકમળની શુશ્રુષાપૂર્વક સત્યભામા પ્રમુખ સંપૂર્ણ સ્ત્રીઓ, તે નેમિકુમારની આગળ ભાષણ કરવા માટે આરંભ કરતી હવીઓ કે, "હે કુમાર, આ સંસારછે તે, સ્ત્રીના સંગ્રહે કરીનેજ સારવંતછે; એ માટે સ્ત્રીવિના મોટો શ્રીમાન પુરૂષ હોય, તોપણ તે રેણુતુલ્યછે. મહેંદ્ર, ચંદ્ર-ઈત્યાદિકોનીપણ ઈંદ્રાણી, રોહિણી ઈત્યાદિ જગત્માં પ્રખ્યાત એવી સ્ત્રીઓછે. એ માટે કોણ પુરૂષ સ્ત્રીવિનાછે? તો એવી રીતિનું ઉત્તમ પ્રકારનું સૌભાગ્ય અને શૂરપણું વિગેરે ઉદાર ગુણો હોય તથાપિ તે સર્વ, સ્ત્રીવિના વ્યર્થછે; એવું જાણો. ધર્મ અર્થ અને કામ-એ ત્રણ પુરૂષાર્થ, સધર્મચારણી સ્ત્રીનેવિષેજ રહેલાછે. અર્થાત્ સ્ત્રીવિના, ધર્મ અર્થ અને કામ-એ ત્રણ પુરૂષાર્થ પ્રાપ્ત થતા નથી. પુણ્યનું એક પાત્ર એવો પુત્ર પણ સ્ત્રીથીજ ઉત્પન્ન થાયછે; જે પુત્ર, તમારી જેમ પોતાના પિતાની અત્યંત પ્રખ્યાતિને ત્રૈલોક્યનેવિષે વિસ્તાર કરેછે.

અને સ્ત્રીના યોગે કરીનેજ શબ્દાદિક સંપૂર્ણ વિષય, લવણના યોગે કરી જેમ સંપૂર્ણ રસ હૃદયને ગમનારા થાયછે તેમ અત્યંત ગમનારા થાયછે. વળી સ્ત્રીનું પાણિગ્રહણ થયું છતાં તમારાં માતપિતા તથા સંપૂર્ણ ભાઇઓ અપાર હર્ષને ધારણ કરશે; એ તમને વિશેષ લાભ થશે. હે દેવર, વિવાહના ઉત્સાહનેવિષે અમોને તમારૂં વચન થાઓ; અને શિવાદેવીના મનોરથરૂપ રથનેવિષે ધ્વજારોપણ થાઓ. અર્થાત્, તમો વિવાહ કરચો છતાં શિવાદેવીના સંપૂણ મનોરથ પૂર્ણ થશે." એ પ્રકારે કરી સંપૂર્ણ સ્ત્રીઓ નેમિકુમારની પ્રાર્થના કરતીઓ હતી, એટલામાં ત્યાં શ્રીકૃષ્ણ ઉતાવળા આવીને ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે બંધો નેમે, આ તમારી સંપૂર્ણ ભાભીઓને સંતુષ્ટ કરો "હવે હું તીર્થંકર છું તેથી વિવાહ કરીશ નહીં" એવું કહી અમારૂં અપમાન કરશો તો પૂર્વે નાભિરાજાના પુત્ર પ્રમુખ તીર્થંકરોએ પણ ગ્રહસ્થાશ્રમજ સ્વીકારચોછે. એવા તે શ્રીકૃષ્ણના વચને કરી તે નેમિકુમાર, સકુમારપણાને પામ્યો છતાં એટલામાં ત્યાં વેગે કરી શિવાદેવી અને સમુદ્રવિજય રાજા-એ બંને પ્રાપ્ત થતાં હવાં. તે મધ્યે શિવાદેવી એવું ભાષણ કરવા લાગી.

શિવાદેવી—હે પુત્ર, તારા નેત્રની ચંચળતા અને સ્વરૂપની શોભા-એઓને અવલોકન કરનારી જે હું-તેને મહા આનંદ ઉત્પન્ન થાયછે; એ માટે તું શેંકડો કલ્પપર્યંત જીવનારો થા. કારણ, મારો પુત્ર જે તું-તેના સરખો સંપૂર્ણ કળાએ કરી, જ્ઞાને કરી, અથવા ન્યાયે કરી આ ભૂમિતળનેવિષે બીજો કોઈપણ પુત્ર નથી; એ માટે સર્વ પ્રકારે કરી, તારી માતા જે હું-તેને વિવાહ પ્રાર્થનાના ભંગે કરી ખિન્નચિત્ત એવી કરીશ નહીં. આ કાર્યનેવિષે સાંપ્રતકાળે મેં તને બાહુનેવિષે ઝાલ્યોછે." એવું ભાષણ કરી તે શિવાદેવીએ નેમિકુમારનો બાહુ ઝાલ્યો છતાં, તે સમયે નેમિકુમાર પોતાના મનમાં એવું ચિંતન કરવા લાગ્યા કે "અહો, મારા સરખા પણ નિરિચ્છ પુરુષને આ કેવું મોટું સંકટ પ્રાપ્ત થયુંછે? જુઓ!! "મારે વિવાહ કરવો" એ માટે એક તરફ મારી માતા મહા આગ્રહ કરેછે, અને બીજી તરફ વિવાહ ન કરેલો એવો જે હું-તેણે તીર્થ પ્રવર્ત્તન કરવું; એવા બંને પ્રકારનું સંકટ મને પ્રાપ્ત થયુંછે. તેમાં એવો નિશ્ચય કરવો યોગ્યછે કે, કેવલી પુરુષોએ જોએલો જે પ્રકાર-તે અવશ્યપણે થશે; પરંતુ પ્રશસ્તચિત્તવાળા પુરુષોને માતાની આજ્ઞા અતિક્રમણ કરવા માટે યોગ્ય નથી." એવો વિચાર કરી તે નેમિકુમાર, માતાના વચનનો અંગીકાર કરતો હવો. તે સમયે આનંદયુક્ત એવા શ્રીકૃષ્ણ, પોતાના પરિવારે સહવર્તમાન દ્વારકાપ્રત્યે પ્રવેશ કરતા હવા. પછી તે શ્રીકૃષ્ણ, સંપૂર્ણ લોકોના સંમતે નેમિકુમારને યોગ્ય એવી જે રાજીમતી નામે કન્યા-તેનું, ઉગ્રસેનપાસે ચતુર એવા પ્રધાનને મોકલી માગું કરતા હવા. તે રાજીમતી કન્યાએ પણ પૂર્વે કોઈક દિવસે નેમિકુમારને જોયો હતો, અને તે નેમિકુમારના ગુણસમુદાયનું

શ્રવણ પણ તેણે કરવું હતું, તે કારણથી અને પૂર્વજન્મના સંબંધે કરી તે રાજીમતી, નેમિકુમારનેવિષે પ્રીતિ ધારણ કરનારી હતી; એ માટે શ્રીકૃષ્ણે તેનું માગું કરવું છતાં, હર્ષ પામનારો તે ઉગ્રસેન પણ તે કન્યાને નેમિકુમારને માટે દેવાનો ઠરાવ કરતો હવો. કારણ, એ નેમિકુમાર સરખા જામાત્રની કોણ સચેતપુરૂષ ઇચ્છા ન કરે? પછી શ્રીકૃષ્ણે, "લગ્નમુહૂર્ત ક્યારેછે"? એવું પૂછેલો કૌષ્ટુકિ નામનો જ્યોતિષી એવું ભાષણ કરતો હવો.

કૌષ્ટુકિ—હે દેવ, સાંપ્રતકાળે જેનેવિષે અતિશય મેઘ પ્રાપ્ત થયોછે, એવો આ વર્ષાકાળ પ્રવૃત્ત થયોછે; એ માટે સુજ્ઞ પુરૂષોએ આ ઋતુમાં અન્ય પણ કાર્યો કરવાં નહીં, તો પછી સર્વ કાર્યોમધ્યે પુણ્યકારક એવો પાણિગ્રહણરૂપ મહોત્સાહ કરવો નહીં; એમાં શું કહેવું? એ માટે રાજહંસના સમુદાયનો નાશ કરનારો એવો આ વર્ષાકાળ, વિવાહકૃત્યનેવિષે ઉલ્લંઘન કરવો.

એવું તે કૌષ્ટુકિએ ભાષણ કરવું છતાં તે સમયેજ વિવાહ કરાવવામાટે ઉત્સુક એવો સમુદ્રવિજય રાજા ભાષણ કરતો હવો કે "આ સમયનું અતિક્રમણ કરવું છતાં આ વિવાહરૂપ કાર્યભાગ થનારો નથી; કારણ, આ નેમિકુમાર પોતે ચતુર હોઇને વિવાહ કરવામાટે ન ઇચ્છનારો છતાં કોઈપણ પ્રકારે સાંપ્રતકાળેજ એની કને વિવાહ કરવાનો નિશ્ચય કરાવ્યોછે." એ પ્રમાણે વિવાહવિષે ઉત્સુક એવા સમુદ્રવિજય રાજાનું ભાષણ શ્રવણ કરી તે કૌષ્ટુકિ પોતાના મનમાં વિચાર કરી ફરીને બોલતો હવો. કે "હે રાજન્, શ્રાવણમાસના શુક્લપક્ષની ષષ્ઠી તિથિછે, તે અતિ નિંદ્યછે; એ માટે તે તિથિનો ત્યાગ કરી તેની પાસેનો કોઈપણ દિવસ વિવાહ કરવા માટે સ્વીકારો.

એવું તે કૌષ્ટુકિનું ભાષણ સાંભળીને મહા વેગેકરી તતકાળ શ્રીકૃષ્ણે વિવાહનો નિશ્ચય કરવો. અને તે શ્રીકૃષ્ણ, તમોને આમંત્રણ કરવામાટે તમારી પાસે મને મોકલતા હવા.

એ પ્રમાણે ભાષણ કરી તે કોરક, કસ્તુરીના ચિન્હેયુક્ત અને કેસરના પાણીએ જેના અક્ષરો લખેલા છે. એવી લગ્નપત્રિકાતે ધર્મરાજાને અર્પણ કરતો હવો. તે સમયે કર્પૂરના કણોએ વ્યાપ્ત, અને સ્નેહરૂપ પૂર્ણ ચિન્હે ચિન્હિત. એવી તે લગ્નપત્રિકાને સભાનેવિષે ફોડીને સંતુષ્ટચિત્ત એવો ધર્મરાજા વાંચવા લાગ્યો. "સ્વસ્તિ દ્વારાવતી નગરીથી શ્રીકૃષ્ણ, હસ્તિનાપુરમધ્યે વાસ કરનારા ધર્મરાજાપ્રત્યે મને કરી આલિંગન દેઈ નાના પ્રકારની વાર્તાના કથને કરી આનંદ ઉત્પન્ન કરેછે. હે રાજન, અમારા કુશળને તમે જાણીને પોતાનું ચિત્ત ધૈર્યયુક્ત ધારણ કરજો; અને આપનો અભ્યુદય જે મધ્યેછે, એવી વાર્તાએ અમોને પણ આનંદ ઉત્પન્ન કરાવજો. આ દ્વારકામધ્યે અમે એ કાર્ય આરંભ્યું છે કે, મુમુક્ષુ અને વિજિતેંદ્રિય એવા નેમિકુમારકને બળાત્કારે વિવાહ કરવાનો આગ્રહ કરાવ્યો છે. એ માટે જેમનું મહોટું સખ્ય છે એવા, સ્ત્રીઓ સહિત જે ભીમસેનાદિક બંધુઓ—તેઓએ સહવર્તમાન તમે લગ્નકાળનેવિષે અગત્યપણે અત્રે પ્રાપ્ત થજો.

અને બંધુનો પુત્ર જે નેમિકુમાર-તેના વિવાહનેવિષે માંગલ્યકૃત્યને માટે અધિકારિણી એવી કુંતીદેવીને પણ તમારી સાથે આણવા માટે તમે યોગ્ય છો."

એ પ્રકારના ચંદ્ર સરખા શીતળ એવા શ્રીકૃષ્ણના નિમંત્રણે કરી નિરંતર સ્વચ્છ એવાં તે પાંડવોનાં મન, કુમુદની સરખાં પ્રફુલ્લિત થયાં. પછી તે કોરકનો સત્કાર કરી અને રાજકારભારને પિતા જે પાંડુરાજા-તેમના સ્વાધિન કરી પોતાના કુટુંબસહવર્તમાન તે ધર્મરાજા, જેનેવિષે તોરણોની પંક્તિઓ અત્યંત બંધન કરીઓ છે, જેનેવિષે મંચસ્થાપન કરી ચતુષ્પથો સત્કાર કરેલા છે, જેનેવિષે શ્રીકૃષ્ણે બોલાવેલા શેંકડો રાજાઓએ વ્યાપ્ત, અને ઊચ એવા સ્થાપન કરેલા જે કદલીસ્તંભો-તેણે કરી દરવાજાઓ પરિવેષ્ટિત છે, અને પ્રત્યેક ગૃહનેવિષે નિર્માણ કરેલી જે વધુવરની સ્તુતિ-તેણે કરી યુક્ત એવી શ્રીકૃષ્ણની દ્વારામતીપ્રત્યે ગમન કરતો હવો.

અહીંયાં શ્રીકૃષ્ણ પણ, પોતાની સેનાએ સહવર્તમાન તે ધર્મરાજાને મહોટા ગૌરવે કરી સામા જતા હવા. અને વિવાહસંબંધી જે નાનાપ્રકારનાં અલંકારધારણાદિક કૃત્યો-તેઓએ કરી જે સંરંભ-તેણે કરી જેનેવિષે સ્ત્રીઓનો સમુદાય યુક્તછે, મહોટા શબ્દે કરી વાજનારાં જે શંખાદિક વાદ્યો. તેઓના નાદે કરી સંપૂર્ણ ભૂમિ જેનેવિષે વાચાળ છે, નવીન મોતીઓના પ્રસારે કરી યુક્ત જે ભૂમિ-તેણે કરી શોભાયમાન અને શિવાદેવીની આજ્ઞાને માટે જેનેવિષે પરિજન લોકો ઉત્કંઠિત છે, કદલીસ્તંભાદિક માંગલ્યકૃત્યે કરી જેનેવિષે વિવાહમંડપ સુશોભિત છે, અને વેગે કરી જે ગમન-તેણેકરી તૂટનારા એવા જે વારાંગનાઓના કંઠસંબંધી હારો-તેણે કરી જેનેવિષે નક્ષત્રોએ યુક્ત એવા આકાશ સરખા અંતર્ભાગ શોભે છે, એવા પોતાના ગૃહપ્રત્યે, જેમને મહાપ્રેમ પ્રાપ્ત થયો છે એવા શ્રીકૃષ્ણ, ધર્મરાજાને આણતા હવા. ત્યારપછી અન્ય જે ભીમસેનાદિકો-તેઓનો પણ યથાયોગ્ય નમસ્કાર આલિંગનાદિક પ્રકાર થયો છતાં તે સમયે શિવાદેવી, કુંતીના ચરણનેવિષે આલિંગનપૂર્વક વંદન કરી તે કુંતીપ્રત્યે ભાષણ કરવા લાગી.

શિવાદેવી--હે કુંતી, હું સર્વ ગુણોએ યુક્ત એવો જે નેમિકુમાર-તેના માતૃ શબ્દને ધારણ કરૂંછું; એ તમોએ દીધેલા આશીર્વાદરૂપ વૃક્ષનો પલ્લવજ છે. હવે તમારા ભાઇનો પુત્ર જે નેમિકુમાર-તેનાં જે વિવાહસંબંધી સંપૂર્ણ યથાયોગ્ય માંગળિકકૃત્યો-તે તમેજ કરો.

એ પ્રકારે શિવાદેવીએ વચનરૂપ અમૃતેકરી સિંચન કરેલી તે પાંડવોની જનની જે કુંતીરૂપ વલ્લી તે વિશેષેકરી પ્રફુલ્લિત થઈ. ત્યારપછી લગ્નમુહૂર્ત નજીક આવ્યું છતાં સમુદ્રવિજયાદિક દશાર્હની આજ્ઞાએ કરી, અને પ્રીતિએ આલિંગન કરેલાં જે ચિત્ત-તેણેકરી યુક્ત એવી કુંતાદેવી, શિવાદેવી, દેવકી અને રોહિણી-એઓ જેઓએ મંગળવેષ ધારણ કરચા છે એવીઓ, એકસ્થળે એકઠી થએલી સંપૂર્ણ માતાઓ, અને પતિપુત્રયુક્ત હોઇને જેઓનાં મુખ હાસ્યયુક્ત છે એવીઓ

રેવતી, રોહિણી અને સત્યભામા પ્રમુખ એક ઠેકાણે મળેલી જે સંપૂર્ણ ભાભીઓ-તેઓ મંગળ ગાયન કરતીઓ છતાં વિવાહસંબંધી દીક્ષાવિધિને માટે વર જે નેમિકુમાર-તેને પૂર્વાભિમુખે બેસાડીને મ્હોટા આદરે પીઠી વિગેરે ચોળીને સ્નાન કરાવતાં હવાં. તે સમયે જેના હસ્તનેવિષે બાણ સમર્પણ કરેલો છે, અને જેના હસ્તનેવિષે મીંઢળ બંધન કર્યું છે, એવા તે નેમિકુમારને અવલોકન કરનારી શિવાદેવીના નેત્રોની તૃપ્તિ ન થતી હવી.

ત્યારપછી ઉગ્રસેનના ગૃહનેવિષે રહેનારી જે કન્યા રાજીમતી-તેને વેણી ઘાલી વસ્ત્રાલંકાર ધારણ કરાવવામાટે શિવાદેવી, કુંતીદેવી પ્રમુખ સ્ત્રીઓ, ઘણા વાદ્યોના નાદેકરી તરંગયુક્ત એવા ઉગ્રસેનના ઘરપ્રત્યે ગમન કરતી હવીઓ. ત્યાં પીઠી ચોળેલી અને અલંકાર ઘાલેલી એવી તે કન્યાના હસ્તનેવિષે જેઓએ બાણ અર્પણ કર્યો છે એવી તે વૃદ્ધ સ્ત્રીઓ, તે કન્યાના મસ્તકનેવિષે શિરિષ, અક્ષત પ્રમુખે વધાવતી હવીઓ. ત્યારપછી રેશમનાં શ્વેત વસ્ત્રો પહેરાવી; જેના કેશ શ્યામવર્ણ છે એવી તે રાજીમતીને, પ્રસાધન કરવામાટે તે સોવાસણી સ્ત્રીઓ, ચોકનેવિષે બેસાડતી હવીઓ. તે સમયે તે રાજીમતીના સ્વાભાવિક સ્વરૂપરસનું પ્રાશન કરવા માટેજ જેનું ચિત્ત તત્પર છે એવી શિવાદેવી, તત્ક્ષણ "પ્રસાધન કરતાં વિશેષ વિલંબ થાયતો ઠીક" એવી ઈચ્છા ધારણ કરનારી થઈ; અને તે રાજીમતીના સ્વાભાવિક સૌંદર્યને કુંતીને બતાવતી હવી.

શિવાદેવી—હે દેવી, આ કન્યાનો કેશસમૂહ, શ્યામવર્ણ એવી ભ્રમરીની પણ સ્પર્ધા કરેછે. અર્થાત્, ભ્રમરીના શ્યામપણા કરતાં પણ આ રાજીમતીના કેશની શ્યામતા બહુસારી છે. એના લલાટે કરી અષ્ટમીના ચંદ્રની શોભા તિરસ્કાર કરી જાયછે, એટલે અષ્ટમીના ચંદ્ર કરતાં પણ એનું લલાટ અતિ સુંદર છે. કર્ણપર્યંત લંબાયમાન હોનારાં નેત્રોના હાવભાવરૂપ વિલાસેકરી શોભનારીઓ જે બે ભૃકુટિઓ-તેઓ દૃષ્ટિરૂપ તળાવની તીરનેવિષે રહેનારી વલ્લિની લીલાનેજ ધારણ કરતીઓ હોયના! એવીઓ શોભેછે. એના કર્ણો પણ સર્વ જગત્ની દૃષ્ટિરૂપ હરણિને પાશ સરખા બંધન કરનારા પાશજ છે; એમાં કાંઈ સંશય નથી. નેત્રકમળના યોગેકરી જેને તાડ વૃક્ષસરખી શોભા પ્રાપ્ત થઈ છે એવો એનો નાસિકારૂપ વાંસ જુઓ!! તેમજ આ રાજીમતીના ગાલ, જાણે કામદેવની ઢાલોજ હોયના! એવા શોભે છે. આ રાજીમતીની ગ્રીવા છે તે, ત્રૈલોક્યને નાદેકરી જીતનારો જે કામદેવનો શંખ-તેની સરખી ત્રણ રેખાએયુક્ત છે. તેમજ એના બાહુ છે તે, મૃણાલરૂપ કદલીસ્તંભની શોભાને લૂંટનારાજ હોયના! એવા સુંદર છે. એના સ્તનોની ઉપમાને આ જગત્નેવિષે કોણ પામનાર છે? અર્થાત્ એના સ્તનને ઉપમા દેવા જોગ આ જગત્માં કોઈ વસ્તુજ નથી; એ ઉપરથી એના સ્તનો નિરૂપમ છે એવું સિદ્ધ થાયછે. એની કટિનું ગ્રહણ કરવામાટે હાથની મુષ્ટિ પણ બહુ મોટી છે; એવું હું માનુંછું; એ માટે એ કટિનો ભંગ

થશે એવા ભયે કરીનેજ જાણે હોયના! તેમ રોમાવળીરૂપ પટ્ટિકા દીધી છે. એના ઉરૂ છે તે સ્ત્રીરૂપ રત્ન નિર્માણ કરનારા શિલ્પવાનની કીર્તિના સ્તંભજ હોયના! એવા ભાસેછે. એની જંઘાઓ, ઉપમા દેવા માટે મનમાં આણેલા જે સર્વ પદાર્થો–તેઓનું ઓલંઘન કરેછે. અર્થાત્ એની જંઘાઓ નિરૂપમ છે. અને એના પાયતો, પોતાના નખરૂપ કિરણોએ, કમળનેવિષે વાસ કરનારી લક્ષ્મીને હસે છે. મારા ભાગ્યનો મ્હોટો અતિશય છતાં આવી વધુ મારા ગૃહને શોભાયુક્ત કરશે, એવિષે હું વિશ્વાસ ધારણ કરતી નથી. કારણ, વિરક્ત એવો નેમિકુમાર, એને પરણીને મારો હેતુ પૂર્ણ કરે ત્યારે ખરો.

એવું બોલી શિવાદેવીએ તે કન્યાને ભૂષિત કરવામાટે સ્ત્રીઓને આજ્ઞા દીધી છતાં, તે સંપૂર્ણ સ્ત્રીઓએ નાનાપ્રકારનાં ભૂષણોએ તે રાજીમતી અલંકારયુક્ત કરવામાટે, જેમ વર્ષાઋતુએ પુષ્પેકરી માલતિ અલંકૃત કરવામાટે આરંભ કર્યો જાયછે, તેમ આરંભ કર્યો. તે સમયે જેના સર્વ અવયવોનેવિષે અલંકાર ઘાલેલા છે, એવી રાજીમતી કન્યા, નવીન પ્રફુલ્લિત એવા કુમુદનીના સમુદાએકરી ભૂષિત થએલી તલાવડીની જેમ અત્યંત શોભતી હવી. પછી ભૂષણોના ધારણેકરી જેનેવિષે શોભા વૃદ્ધિ પામી છે, એવા પોતાના દેહને તે રાજીમતી, દર્પણનેવિષે વારંવાર અવલોકન કરી "આ મારો દેહ, નેમિકુમારને માટે શોભશે" એવી ભાવના કરતી હવી. ત્યારપછી તે અલંકૃત કરેલી કન્યાને શિવાદેવી પ્રમુખ સ્ત્રીઓ, મહોટા હર્ષેકરી તેની માતાના અંતર્ગૃહનેવિષે બેસાડીને ફરી મોહોટા આનંદેકરી વર જે નેમિકુમાર, તેનીપ્રત્યે પ્રાપ્ત થતીઓ હવી.

ત્યારપછી ચંદને કરી જેનું શરીર લિપ્ત છે એવો, અને મોતીઓના ભૂષણોએ કરી ભૂષિત એવો તે નેમિકુમાર, જેઓએ અવલોકન કરનારાઓનાં નેત્રો તૃપ્ત કર્યાંછે એવાં વરને યોગ્ય જે ભૂષણો–તેને પેહેરતો હવો. પછી જેના મસ્તકનેવિષે શ્વેત છત્ર ધારણ કરેલું છે, અને વારાંગનાઓએ જેના ઉપર ચામર ધારણ કર્યાં છે એવો, અને ઉત્તમ રથઉપર બેસનારો તે નેમિકુમાર વર રાજા, પરણવામાટે ઉગ્રસેનના ઘરપ્રત્યે પ્રસ્થાન કરતો હવો. તે સમયે જેઓની સંપત્તિ મહોટી છે, એવા કેટલાએક યાદવકુમારો હસ્તિઓ ઉપર, કેટલાક રથોઉપર, અને કેટલાક અશ્વો ઉપર આરોહણ કરતા થકા વરની આગળ સાબેલા થઈને નિકળ્યા. બીજા કેટલાએક રાજાઓ, પોતાના ભૂષણાદિકના ધારણેકરી ઇંદ્ર કરતાં સુશોભિત હોતા થકા ઐરાવત સરખા હાથી ઉપર આરોહણકરી તે નેમિવરની બંને બાજુએ ગમન કરતા હવા. તે સમયે બળભદ્ર, શ્રીકૃષ્ણ, દશાર્હ અને અન્ય પણ વૃદ્ધ વૃદ્ધ યાદવો, કુંજરશ્રેષ્ટનેવિષે આરોહણ કરી વર રાજાની પાછળ પ્રસ્થાન કરતા હવા. તે યાદવોની પાછળ અલંકાર ધારણ કરેલીઓ એવી શિવાદેવી, કુંતીદેવી પ્રમુખ, જાનરણી સ્ત્રીઓએ પણ જેનેવિષે મોતીઓના તોરાઓ બંધન કર્યા છે, એવી પાલખીઓમાં યથેચ્છપણે

બેસીને પ્રસ્થાન કર્યું. તે સમયે તે પ્રસ્થાન કરનારી જાનરણી સ્ત્રીઓનું મંગળગાયન એજ કોઈએક ગુરૂ તેનાપ્રત્યે આસપાસ ઉત્પન્ન થનારાં હસ્તિઓના ચિત્કાર, અશ્વોના હણહણાટ, અને વાદ્યોના ગડગડાટ-તે સંપૂર્ણ જાણે શિષ્યોસરખા અધ્યયનજ કરતા હોયના! એવા ભાસવા લાગ્યા. તે સમયે વરરાજા સાથે પ્રાપ્ત થનારા લોકોના કોલાહલ શબ્દે કરી રાજીમતી કન્યા, મેઘની ગર્જનાએકરી મયૂરી જેમ આનંદ પામેછે, તેમ આનંદ પામતી હવી. તે સમયે રાજી-મતીની સખીઓ "હે રાજીમતી, ઘણા દિવસનાં પોતાના પતિને અવલોકન કરવામાટે ઉપો-ષિત એવાં તારાં નેત્રોને આજ પારણાં કરાવ." એવું ભાષણ કરી તે રાજીમતીને રાજમાર્ગની પાસેના મહેલના ઉપલા માળઉપર જાળીની પાસે લેતીઓ હવી. તે સમયે અષ્ટભવને વિષે પતિ એવો જે નેમિકુમાર-તેને અવલોકનકરી તે રાજીમતી, તેનીજ ઇચ્છા કરનારી હોતી થકી અનિર્વાચ્ય એવા આનંદને શ્રવનારી એવી કોઈપણ દશાને પામતી હવી. તે સમયે સ્તં-ભિત, રોમાંચસહિત, પ્રસ્વેદયુક્ત અને કંપયુક્ત, એવું તે રાજીમતીનું શરીર, પ્રેમે કરી કલ્યાણરૂપ નદીના તરંગ સરખા ભાવને ધારણ કરતું હતું. એવામાં તત્ક્ષણ અધરોષ્ઠનેવિષે ઉત્પન્ન થએલું જે વિવર્ણપણું-તેણેકરી જેનું તેજ અસ્ત પામ્યું છે, એવી તે રાજીમતીના મુખકમળથી દીર્ઘ નિશ્વાસ પ્રસાર પામતો હવો. તે સમયે રાજીમતીની પાસે રહેનારી સખીઓ, તેઓ આ અકસ્માત્ પ્રાપ્ત થનારા દુઃચિન્હને અવલોકન કરી જેઓનાં મુખ વ્યાકુળ અને શ્યામતા પામ્યાં છે એવીઓ હોતીઓ થકી મહા ઉત્સુકપણે તે રાજીમતીને પ્રશ્ન કરતીઓ હવી કે "હા હા સખી!! આ તને અકસ્માત્ દુઃચિન્હ શું વારૂં પ્રાપ્ત થયું? જે કારણ માટે આનંદસ્થળે તને આ મ્હોટો ખેદ પ્રાપ્ત થયો." એવું સખીઓનું ભાષણ સાંભળીને તે રાજીમતી ભાષણ કરતી હવી કે "હે સખીઓ, નિર્ભાગ્ય એવી હું, તમોને શું કહું? મારૂં દક્ષિણનેત્ર ફરકે છે." એવું તેનું ભાષણ સાંભળી તે સખીઓ, તે રાજીમતીને ધૈર્ય દેઈ ભાષણ કરવા લાગીઓ કે "હે સખી, આ તારા વિવાહનેવિષે જે કાંઈ અમંગળ હશે; તેને સર્વ ઠેકાણે કુળદેવતા શાંત કરી મંગળની વૃદ્ધિ કરશે. એ માટે મનમાં પ્રાપ્ત થનારાં સંપૂર્ણ દુઃખોનો ત્યાગ કર; અને પોતાનો પતિ જે નેમિકુમાર, તેના દર્શનરૂપ અ-મૃતે કરી પોતાના દેહનું સિંચન કર. હે સખી તને જે સંતાપ પ્રાપ્ત થયો છે તે સંતાપનું, પતિનું દર્શન એજ પરમ ઓષધ થાઓ." એ પ્રકારેકરી સખીઓએ શાંત્વન કરેલી તે રાજીમતી, પોતાના પતિને જોવી અવલોકન કરવા લાગી, એટલામાં વૈતાલિકોએ જેની સ્તુતિ આરંભેલી છે એવો તે વર, દૃષ્ટિમાર્ગપ્રત્યે પ્રાપ્ત થતો હવો.

અહીંયાં નેમિકુમાર, સ્વસુરગૃહનેવિષે ગમન કરતો છતાં ત્યાંથી પાસેજ દુઃખિત એવાં પ્રાણીઓએ વિહ્વળપણે ઉચ્ચારેલા તુમુલ શબ્દને શ્રવણ કરતો હવો; અને સારથિપ્રત્યે એવું

પૂછવા લાગ્યો કે "આ આવી રીતિનો આર્તશબ્દ ક્યાંથી આવેછે? પછી સારથિ, તે પ્રકાર જાણનારા પણ નેમિકુમારને ખરૂં વર્તમાન કહેતો હવો કે "હે નેમે, એ સર્વ જાતિનાં જંતુઓ આ વધસ્થાને આણ્યાં છે. તમારા વિવાહુનેવિષે જે આ પ્રાપ્ત થએલા અનેક યાદવ જનૈઆ છે, તેઓને મોટા હર્ષે માંસ ભોજનનો ગોરવ કરવા માટે આ પ્રાણીઓ આણેલાં છે." પછી તે પ્રાણીઓની દયાએ પોતાના શરીરને રોમાંચયુક્ત ધારણ કરનારો તે નેમિકુમાર તે સારથિપ્રત્યે ભાષણ કરતો હવો કે, "હે સારથે, હાહા ધિક્ક!! આ સંસાર સર્વ પાતકોનો સમુદ્ર છે. એ માટે એ આક્રોશ કરનારા પ્રાણીઓ જે સ્થળે છે, તે સ્થળે આ મહારો રથ મહાત્વરાએ લેવો; એટલે એ સંપૂર્ણ પ્રાણીઓએ ફરી પણ પોતાનું સ્વતંત્રપણું સ્વીકારવું એવું હું કરીશ.

ત્યારપછી મહાત્વરાએ તે સારથિએ તે નેમિકુમારની આજ્ઞાએ, તે પ્રાણીઓ જયાં હતાં ત્યાં રથ લીધો છતાં નેમિકુમાર, તે સંપૂર્ણ પ્રાણીઓના વાડાપ્રત્યે દૃષ્ટિએ અવલોકન કરતો હવો. ત્યાં કેટલાંએક પ્રાણીઓને કંઠનેવિષે બંધન કરેલાં, કેટલાંએકને ચરણનેવિષે બંધન કરેલાં અને કેટલાંક પ્રાણીઓને પિંજરાનેવિષે રૂંધન કરેલાં એવાં દીનમુખ પ્રાણીઓને તે નેમિકુમાર જોતો હવો. તે સમયે તે સંપૂર્ણ પ્રાણીઓ, સર્વ જગત્‌ને પ્રિય અને જેનું દર્શન કલ્યાણકારક છે, એવા તે નેમિકુમારને અવલોકન કરી પોતપોતાની ભાષાએ "હે નેમે રક્ષણ કર!! હે નેમે, રક્ષણ કર!!" એવું ઉચ્ચસ્વરે કરી આક્રોશ કરતાં હવાં. તે સમયે કારૂણીક પુરૂષોમાં અગ્રેસર એવો તે નેમિકુમાર, મહાત્વરાએ તે સંપૂર્ણ પ્રાણીઓને બંધનથી મુક્ત કરતો હવો; અને વિરક્તપણે પાછો પોતાના ઘરપ્રત્યે ગમન કરવા માટે તે રથને સારથિ કને પાછો ફેરવાવતો હવો. તે સમયે સમુદ્રવિજયરાજા, શ્રીકૃષ્ણ, બળભદ્ર અને બીજા પણ યાદવો અને શિવાદેવી, કુંતીદેવી પ્રમુખ સ્ત્રીઓ—તેઓ સર્વ પોતપોતાના વાહનોનો ત્યાગ કરી તે નેમિકુમારની આગળ પ્રાપ્ત થતાં હવાં. ત્યારપછી તે નેમિકુમારપ્રત્યે શિવાદેવીએ સહવર્તમાન સમુદ્રવિજયરાજા એવું ભાષણ કરતા હવા કે "હે કુમાર, તું આ ઉત્સાહથી શામાટે વિમુખ થાયછે?" તે સમયે તે નેમિકુમાર, ભાષણ કરતો હવો.

નેમિકુમાર—હે તાત, કસાઇઓએ વેષ્ટિત એવાં આ પ્રાણીઓને અવલોકન કરી હું "મારો પોતાનો જીવાત્મા પણ કર્મરૂપ શત્રુઓએ વેષ્ટિત છે" એવું જોતો હવો; એ માટે તે શત્રુઓથી પોતાની મુક્તતા કરવા માટે હવે આગળ યત્ન કરૂંછું. કારણ શત્રુએ વેષ્ટિત એવા પોતાને કોણ બુદ્ધિમાન પુરૂષ સહન કરશે? એવું તે નેમિકુમારનું ભાષણ શ્રવણ કરીને સમુદ્રવિજયરાજા અને શિવાદેવી-એઓએ એવું ભાષણ કર્ય્યું કે 'હે કુમાર, તું આ શું બોલેછે? જે તું કહેછે તે શત્રુ ક્યાંછે? જીવાત્માને કીઆ શત્રુઓએ વેષ્ટિત કર્યોછે?" પછી નેમિકુમાર ફરી ભાષણ કરવા લાગ્યો કે "હે તાત, જ્ઞાનાવર્ણાદિ આઠ કર્મ શત્રુઓએ હું વેષ્ટિત છું; એ માટે એ કર્મ

નામક શત્રુઓને જેણે જીત્યા નથી, તે અન્ય શત્રુને જીતનારો છતાં પણ વીરજ નથી. કારાગૃહના રક્ષકો સરખા એ કર્મોએ પૂર્વે મને નરકનેવિષે લઇને નાખ્યો; અને ત્યાં છેદન ભેદન ઇત્યાદિકે કરી ઘણી વ્યથાને પમાડ્યો. ચોરોના રાજા સરખા એ કર્મોએ મને તિર્યંચ ભવાટવીનેવિષે લઇને શીત તાપ પ્રમુખ સહસ્ત્રાવધિ ક્લેશે કરી બહુજ ક્લેશિત કરચોછે. એઓએજ હું મનુષ્ય થયો છતાં આપત્તિદ્વારનેવિષે મને વિડંબના કરેલી છે. એઓએજ મને સમુદ્રમાં બુરાડેલો અને સ્થળમાર્ગનેવિષે લૂંટેલો એવો હુંછું. તેમજ ક્રૂર એવા એ આઠકર્મરૂપ શત્રુઓએ મારા પુત્રોનો વધ કરચો. સર્વ પ્રકારે કરીને આ શત્રુઓએ મારો શો શો અપકાર કરચો નથી? અર્થાત્ સંપૂર્ણ અપકાર કરચાછે. એ દુરાત્માઓએ મને કુદેવત્વ દેઇ ત્યાં પરવશપણે ઉત્પન્ન થનારા પરાભવના અનેક સહસ્રો નિર્માણ કરચા. એવી તે કર્મોની અનેક પરંપરાને સ્મરણ કરનારો હું-તે શત્રુઓના મૂળને ઉચ્છેદ કરવા માટે હવે સિદ્ધ થાઉંછું. કર્મરૂપ શત્રુઓને યુદ્ધનેવિષે જીતવા માટે હું. સ્તુતિ કરવા માટે યોગ્ય એવો મહોટો જે સંયમનામક અશ્વ-તેપ્રત્યે આરોહણ કરી તપોરૂપ તીક્ષ્ણ શસ્ત્રે એ કર્મરૂપ શત્રુઓને સંતાપ ઉત્પન્ન કરીશ." એ પ્રકારે મહા તેજઃપુંજ એવું તે નેમિકુમારનું વાણીરૂપ વજ્ર, કર્ણછિદ્રનેવિષે સંચાર કરવા લાગ્યું છતાં, અત્યંત દુઃખિત એવાં શિવાદેવી અને સમુદ્રવિજયરાજા મૂર્છિત થતાં હવાં. તે સમયે તે બંનેને શ્રીકૃષ્ણ, આશ્વાસન કરી કિંચિત હાસ્ય કરતા થકા મહોટા આદરે કરી તે નેમિકુમારપ્રત્યે ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે નેમે, તારાસરખો દયાળુ અને સર્વ લોકોના હૃદયને ગમનારો એવો બીજો કોણ પુત્ર છે? જે તમે મહા કૃપાએ કરી આ પ્રાણીઓને દુઃખથી મુક્ત કરચા છતાં આ માત-પિતાને અત્યંત દુઃખસમુદ્રનેવિષે શામાટે પાડોછો? માતપિતા છે તે તિરસ્કાર કરવામાટે યોગ્ય નથી એવું મહોટા મહોટા જ્ઞાતાપુરૂષો પણ વર્ણન કરેછે; ત્યારે તે માતપિતાને દુઃખથી મુક્ત કરવામાટે જો તમે વિમુખ થયા તો તમારી કૃપા સન્માર્ગનેવિષે પ્રવૃત થનારી છતાં તેને આ બહુ નિંદ્યપણુ છે. એ માટે જેનેવિષે અમો સર્વને મહોટો આનંદ, જેનેવિષે માતપિતાને પણ મોટો સંતોષ અને જેનેવિષે રાજીમતી પ્રાપ્ત થનારી એવા વિવાહોત્સવનો સ્વીકાર કરવો. એવું શ્રી-કૃષ્ણનું ભાષણ સાંભળીને તે નેમિકુમાર હાસ્ય કરતો થકો શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતો હવો.

નેમિકુમાર—હે કૃષ્ણ, મારાં માતપિતાને આનંદકારક એવું હું કરતો છતાં તમે તેઓને શોકપ્રાપ્તિની આ શી શંકા કહી વારૂ? યમની જીવ્હાઓ સરખી વૃદ્ધિ પામેલીઓ જે જ્વા-ળાઓ-તેઓના સમુદાયેકરી પ્રદીપ્ત એવા સંસારરૂપ અગ્નિથી પુત્ર બહાર પડેછે છતાં તેને જો-નારાં જે માતપિતા-તેઓને કેમ આનંદ ઉત્પન્ન થનારો નહીં? તો આનંદ ઉત્પન્ન થશેજ. એ માટે અપાર એવા સંસારરૂપ સળગેલા અગ્નિથી હું મહાત્વરાએ બહાર પડી મારા સુખની ઇચ્છા

કરનારાં માતપિતાને હું આનંદજ ઉત્પન્ન કરીશ. અને જો આ માતપિતા મારા કર્મનાં વિભાગી હોતતો તેઓની આજ્ઞાએ મેં આવું વિવાહકર્મ સ્વીકારચું હોત; પરંતુ કોઈપણ પુરૂષ, કોઇના પણ કર્મનો વિભાગી થનારો નથી. રંકથી તે ઇંદ્રપર્યંત સર્વ પ્રાણીઓએ પોતાનાં કરેલાં કર્મ પોતેજ ભોગવ્યાં જાયછે. એ માટે કષાય અને વિષયોએ બોલાવેલાં અને હૃદયના મર્મનું ભેદન કરનારાં એવાં કર્મોએ જે દુઃખો નિર્માણ કર્યાં જાયછે, તેઓથી ભીતિ માનનારો હું તપ આચરણ કરૂંછું; એટલે સર્વોત્તમ એવા આચરણોએ વૃદ્ધિ પામેલા તપથી સંપૂર્ણ કર્મો, સૂર્યથી અંધકાર જેમ નાશ પામે છે, તેમ નાશ પામેછે.

એવું નેમિકુમારનું ભાષણ સાંભળી શિવાદેવી, જેના નેત્રોમાંથી અશ્રુઓ શ્રવે છે, એવી હોતી થકી તે નેમિકુમારપ્રત્યે ભાષણ કરતી હવી.

શિવાદેવી—હે વત્સ સકુમાર, તું આ આવા તપનો ક્લેશ કેમ સહન કરીશ? આ તપને વિષે છત્રરહિત એવો જે તું-તેના શરીરને સૂર્યનો તાપ પીડા કરશે. અને હાય હાય,!! હેમંતઋતુને વિષે શીત નિવારણ કરવામાટે યોગ્ય એવા વસ્ત્રાદિક પરિધાનરહિત એવો જે તું-તેને શીત પણ બહુજ વ્યથા કરશે. અને હે વત્સ, ગૃહાશ્રયવિના અરણ્યનવિષે રહેનારો જે તું-તેણે મૂર્તિમાન વિઘ્નજ એવો વર્ષાંઋતુ સંબંધી પોતાના અંગઉપર પડેલો જે ઉદકસમુદાય-તે કેમ સહન કરચો જશે? અને છત્રવિના ભીંજાતો ભિક્ષાવૃત્તિ કેવી રીતે કરશે? અને જેને સહાય નથી એવો જે તું-તે તારા સમીપભાગે દોડનારા દુઃપ્રેક્ષ એવા પરિસ્સહોની સેનાને કેમ સહન કરશે? વળી જે તારા, ભ્રમરાસરખા શ્યામવર્ણ એવા કેશસમુદાયને મેં મારા હાથેકરી સ્નેહે વૃદ્ધિ પમાડેલો છે, તેને તું કેવી રીતે લોચન કરશે?

એવું શિવાદેવીનું ભાષણ શ્રવણ કરીને તે નેમિકુમાર, તે જનનીપ્રત્યે ભાષણ કરતો હવો.

નેમિકુમાર—હે માતા, તમારી આ પ્રીતિ, અમારાસરખા પુત્રોને ન ભાસનારા દુઃખોને દેખાડે છે. કારણ, પરાધીન એવો આ જીવ, જે બંધનરૂપ દુઃખસમુદાયને સહન કરેછે; તે જીવ સ્વતંત્ર થયો છતાં તે બંધનરૂપ દુઃખસમુદાયનો ત્યાગ કરનાર નથી શું? અર્થાત્ ત્યાગ કરેછેજ. એ માટે સ્વતંત્ર થઇને કર્મબંધનથી મુક્ત થવું સારૂં છે. કારણ, સ્વતંત્ર સ્થિતિએ જેઓનું ચિત્ત સંતોષયુક્ત છે, એવા સંયમી પુરૂષોને જે સુખે પ્રાપ્ત થાયછે; તે સુખ, લોભનેવિષે લંપટ એવા ભૂમિપતિને અને દેવેંદ્રને પણ પ્રાપ્ત થનારાં નથી. એ માટે ચિંતારૂપ જ્વાળાએયુક્ત-એવો જે ગૃહવાસરૂપ દાવાનળ-તેનાથી હું બહાર પડી અસંગતારૂપ વાપિનેવિષે સ્નાનકરી આત્માની શાંતતા કરૂંછું. શમતારૂપ નદીનું પૂર તે, નદીના પ્રવાહની બાહેર દૂરદેશાપર્યંત પ્રસાર પામ્યું છતાં તે નદીની તીરઉપર રહેનારાં વિષયરૂપ ગ્રામો, તે સંપૂર્ણ નાશ પામેછે. એ માટે જે પુરૂષને નિરંતર,

દૈવેકરી અનુકૂળ થએલી શમતારૂપી સ્ત્રી પ્રાપ્ત થએલી છે, તે પુરૂષનો પરમાનંદ કદીપણ નાશ પામતો નથી; એવો નિશ્ચયકરી હું સત્વર આનંદના સમુદાયને આપનારી એવી શમતારૂપ સ્ત્રીને વરવામાટે ઉદ્યોગ કરૂંછું. કારણ, આનંદ સમુદાયને ઉત્પન્ન કરનારી એવી ગ્રીષ્મઋતુ-સંબંધી ચંદ્રકાંતિને કોણ પુરૂષ સેવન કરતો નથી.?

એવી નેમિકુમારની સર્વોત્તમ બોલવાની યુક્તિને સંપૂર્ણ યાદવો શ્રવણકરી તેઓ "આ નેમિકુમારના ચિત્તને શમતાએ ગ્રહણ કર્યું" એવું નિશ્ચયેકરી જાણતા હવા. ત્યારપછી આગળ ગમન કરવાના માર્ગને છોડીને શોકાવેશેકરી વ્યાકુળ એવા તે કેટલાક યાદવો મૂર્ચ્છા પામતા હવા, કેટલાએક યાદવો રોદન કરતા હવા, અને કેટલાએક યાદવો અત્યંત ખેદ પામતા હવા.

અહિંયાં જેનો રથ સારથિએ ચલાવ્યોછે એવો નેમિકુમાર, મોહની સેનાને મંથન કરનારો હોતો થકો ચારિત્રધર્મરાજાના ગૃહપ્રત્યે પ્રાપ્ત થતો હવો. ત્યારપછી "કયે સમયે કેવું બોલવું" એવિષે નિપુણ એવા સારસ્વત અને આદિત્ય પ્રમુખ લોકાંતિક દેવો-તે નેમિકુમારની પાસે આવતા હવા. અને તેઓ "આ નેમિકુમાર તીર્થંકર થવા માટે યોગ્યછે" એવું જાણીને પ્રાર્થના કરતા હવા કે "હે પ્રભો, તમે સર્વ જગત્‌માં રહેનારા જીવોને હિતકારક એવા તીર્થની પ્રવૃત્તિ કરો." પછી તે નેમિસ્વામિએ, સાંવત્સરિક દાન કરવા માટે આરંભ કર્યો; અને દ્વારકાંના તરભેટા વિગેરે પ્રખ્યાત સ્થળોનેવિષે સુવર્ણાક્ષરોએયુક્ત એવા કાગળો ચોડ્યા. પછી રાત્રી દિવસ અખંડ એવું તે દાન શરૂ થયું છતાં સંપૂર્ણ લોકો એવું ભાષણ કરવા લાગ્યા કે "અહો!! તીર્થંકરનો દાન કરવાનો આ પ્રકાર સર્વ લોકો કરતાં વિલક્ષણ છે."

તે સમયે શિવાદેવીને પ્રાપ્ત થએલા દુઃખને અવલોકન કરી કુંતીદેવી, પોતાના આગમનની નિંદા કરવા લાગી. અને રાજીમતીના દુઃખને અવલોકન કરી દ્રૌપદી પણ શોક કરતી હવી. તે સમયે સંસારસંબંધી નાનાપ્રકારના ક્લેશોને પ્રત્યક્ષ અનુભવે કરી જાણનારા પાંડવો પણ સંસારનો ધિક્કાર કરી ગૃહના ત્યાગને માટે ઉત્કંઠિત એવા નેમિપ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. મ્હોટા પ્રેમે તપ કરવા માટે તે નેમિવર પાછો ફર્યો છતાં તે જોઇને તે સમયે રાજીમતી, દુઃખેકરી મૂર્છિત થઇને ભૂમિતળનેવિષે પતન પામતી હવી. પછી તેની સખીઓએ કરેલા શીતોપચારે કરીને તે રાજીમતી ફરી ચેતનાને પામીને તુમુલ એવા વિલાપો કરતી હવી.

રાજીમતી—હે દૈવ, તેં આ શું કર્યું? પૂર્વે વિષયભોગથી વિમુખ એવી જે હું-તેને તું આ દુઃખો દેવા માટે નેમિવરને એકવાર દેખાડીને ભોગવિષે સંમુખ કરી; પરંતુ "આ નેમીશ્વર મને વર પ્રાપ્ત થવાનો નથી" એવું મેં પૂર્વે પણ જાણ્યું હતું. કારણ, કડવી તુંબડી કલ્પવૃક્ષપ્રત્યે આરોહણ કરેછે શું? અર્થાત્ તે જેમ આરોહણ કરવા માટે યોગ્ય નથી, તેમ હું પણ નેમિવરને

વરવા માટે યોગ્ય નથી. હે સ્વામિન્, તમારૂંજ કેવળ અનન્યપણે શરણ, એવી જે હું-તેનો ત્યાગ તમે કાં કર્યો? કારણ પોતાના ઉત્સંગનેવિષે રહેનારો, અને જેનો આદર કર્યોછે એવા સસલાને પણ ચંદ્ર કદીએ ત્યાગ કરતો નથી. ભૂર્લોક, ભુવર્લોક અને સ્વર્ગલોકના મનોરથ પૂર્ણ કરનારા તમે કલ્પવૃક્ષ હોઈને ભૂર્લોકનેવિષે વાસ કરનારી સ્ત્રી એવી જે હું-તેનોજ ત્યાગ કરનારા તમે કાં થયા? હે નાથ, પતિ જે તમે-તેનાં અરણ્યસંબંધી માલતિપુષ્પો સબ્રહ્મચારી થયાં છતાં, તમે પરિત્યાગ કરેલી એવી જે હું-તેનાં આ આભૂષણોએ કરી હવે શું ફળછે? હે સ્વામિન્, મનોહર એવા પણ આ મારા હારે કરી હવે શું ફળછે? જે હારે, તમારી સાથે મારો જે કંદર્પકલહ-તેનેવિષે તમારા કંઠમધ્યે પાશ સરખું આચરણ ન કર્યું. હે સ્વામિન્, આ રત્નમય કુંડળો હવે મારી વિડંબના કરનારાં થયાંછે. જે કુંડળો એકાંતસ્થળે પ્રેમચુંબનનેવિષે તમારા ગાલ ઊપર આળોટ્યાં નહીં. સાંપ્રતકાળે આ મારી કટિમેખળા, કેવળ દુ:ખને માટેજ થઇછે. કારણ જે મેખળા, એકાંતસ્થળે મહોટા પ્રેમે કરી તમે પોતાને હાથે સ્પર્શ કરી નહી; તે નિશ્ચયે કરી કેવળ ખળજ છે. આ મારા બાહુનેવિષે મહાકાંતિએયુક્ત જે રત્નનાં બાજુબંધ છે, તે કેવળ રોગરૂપજ છે. કારણ, જે બાજુબંધો, આલિંગનનેવિષે તમારા કંઠમધ્યે નિમગ્ન થયા નહીં.

એ પ્રકારેકરી નેમિવરપ્રત્યે મહા પ્રેમે વારંવાર ભાષણ કરનારી તે રાજીમતી, તે સમયે સંપૂર્ણ ભૂષણસમુદાયને અંગઉપરથી કાઢી નાખતી હવી; અને ભૂમિતળનેવિષે વારંવાર આળોટતી હવી; અને વારંવાર પોતાના વક્ષસ્થળને તાડન કરતી હવી; અને તે નેમિવરના વિયોગેકરી વ્યાકુળ થએલી એવી તે વારંવાર પ્રેમસ્વરે આક્રંદન કરતી હવી. એ પ્રમાણે વ્યાકુળપણે પ્રાણેશ જે નેમિકુમાર-તેના વિરહનેવિષે પ્રાપ્ત થએલી નાનાપ્રકારની ચેષ્ટાને કરનારી જે રાજીમતી-તે પ્રત્યે તેની સખીઓ એવું ભાષણ કરવા લાગીઓ કે “હે સખી રાજીમતી, જેનો પ્રેમ ક્ષીણ થયોછે એવા નિરસ અને અલૌકિક એ નેમિવરનેવિષે પ્રેમ સમુદાયરૂપ એવો આ સ્નેહ તને ક્યાંથી પ્રાપ્ત થયો? બીજા પણ ક્ષત્રિકુળને ભૂષણભૂત એવા રાજકુમારો રૂપેકરી, પરાક્રમેકરી, અને બળેકરી પ્રખ્યાત છે; એવું છતાં એ નેમિકુમારનીજ તું કેમ ઇચ્છા કરેછે? તો હે સખી, તું પોતાના મનમાં ખેદ કરીશ નહીં. રોહિણીની સખીઓએ રોહિણીનો જેમ ચંદ્રની સાથે સંયોગ કર્યો, તેમ અમે તારો, સ્વરૂપેકરી યોગ્ય એવા કોઈપણ વરની સાથે યોગ કરીશું. બીજા રાજાએ પૂર્વે શબ્દેજ વરેલી કન્યા, બીજે વર વરવામાટે યોગ્ય છે; તેમ કોઈપણ કારણે નેમિવર માટે માત્ર શબ્દે કરી વરેલી એવી જે તું-તેનું પણ પાણિગ્રહણ થયું નથી; એમાટે બીજે વર વરવામાટે કાંઈ હરકત નથી.”

એવું સખીઓનું ભાષણ શ્રવણ કરી ઉગ્રસેનની કન્યા રાજીમતી, જેણે ક્રોધેકરી ભયંકર ભૃકુટિ ધારણ કરી છે; એવી હોતી થકી ભાષણ કરતી હવી.

રાજીમતી—હે સખીઓ, સાંપ્રતકાળે તમારામધ્યે વિચાર ન કરતાં આવું ભાષણ કરનારી એ કોણ છે? હું તો સર્વ દેવો કરતાં પણ નિરંતર નેમિવરનેજ અત્યંત શ્રેષ્ઠ એવો માનુંછું; પરંતુ તે નેમિવર સર્વ વિષયોનેવિષે વિરક્ત છતાં માતપિતાના આગ્રહેકરી મને વરવામાટે પ્રવૃત્ત થયા; ત્યારે મારા પિતાએ એ નેમિવરને માટે મને વાચાદત્ત એવી કરેલી છે. એ માટે કન્યાનું એક વાર દાન થાયછે, વારંવાર થતું નથી. એ માટે જે કન્યા પૂર્વે એક વરને મને કરીને પરણીને આગળ તે વર પ્રાપ્ત ન થયો છતાં બીજાને વરેછે, તે કન્યાને સર્વ લોકો "પોતાના કુળને કલંક લગાડનારી એ વ્યભિચારિણી છે" એવું કહેછે; તો હે સખીઓ, એ નેમિ વર જો કે મારો સ્મરાચાર્ય એટલે સંભોગસુખ દેનારો ભરતાર થયો નહી, તો પણ મારાં મહા સુકૃત્યેકરી તેજ નેમિવર મારો વૃતાચાર્ય એટલે વૃત દેનારો ભરતાર થશે.

એવું તે રાજીમતીનું ભાષણ શ્રવણ કરીને ફરી પણ ઘણા પ્રકારેકરી જલ્પના કરનારી તે સખીઓને તે રાજીમતી, મહા ક્રોધેકરી તિરસ્કાર કરી "મારી ઉપર નેમિકુમાર ક્યારે કૃપા કરશે?" તેની માર્ગપ્રતીક્ષા કરતી રહી.

અહીંયાં નેમિકુમાર પણ, એક વર્ષપર્યંત અદ્ભુત એવું દાન કરીને ભવસમુદ્રનેવિષે તરવા માટે કેવળ નૌકારૂપજ એવા ચારિત્રગ્રહણને માટે ઉત્સુક થતા હવા. તે સમયે તે સ્થળે સંપૂર્ણ દેવેંદ્રો પ્રાપ્ત થઇને તે નેમિકુમારને યથાવિધિએ દીક્ષાસંબંધી અભિષેકાદિક કરીને ઉત્તર કુરૂનામક શિબિકામધ્યે તે નેમિ જિનેશ્વરને આરોહણ કરાવતા હવા. તે સમયે તે નેમીશ્વરપ્રભુના અગ્રભાગે ગમન કરનારા શક્રેંદ્ર અને ઈશાનેંદ્ર—એ બંને ઇંદ્રો ચામરોને ધારણ કરતા હવા, શનતકુમારેંદ્ર, છત્ર ધારણ કરતો હવો, માહેંદ્ર, અદ્ભુત ખડ્ગને ધારણ કરતો હવો, બ્રહ્મેંદ્ર દર્પણને ધારણ કરતો હવો, લાંતકેંદ્ર પૂર્ણ કળશને ધારણ કરતો હવો, શુક્રેંદ્ર અત્યંત મનોહર એવા સ્વસ્તિકપ્રત્યે ધારણ કરતો હવો, સહસ્રારેંદ્ર ધનુષ્ય ધારણ કરતો હવો, પ્રાણાંતેંદ્ર શ્રીવત્સને ધારણ કરતો હવો, અચ્યુતેંદ્ર નંદાવર્ત્તને ધારણ કરતો હવો, અને બાકીના ચમરેંદ્રાદિક ઇંદ્રો, શસ્ત્રોને ધારણ કરતા હવા. ત્યારપછી તે નેમીશ્વરપ્રભુની પછવાડે સમુદ્રવિજય, બળરામ, શ્રીકૃષ્ણ, અને પાંડવો તથા દેવકી, શિવાદેવી અને કુંતી—એઓ ગમન કરતાં હવાં. અને જેઓના નેત્રનેવિષે અશ્રુઓ પ્રાપ્ત થયાંછે, એવી પણ શિવાદેવી દેવકી પ્રમુખ સ્ત્રીઓ, મોહેકરી વિવાહ સરખાં મંગળ ગીતો ગાવા લાગીઓ. કારણ, મોહની આજ્ઞા બલવત્તર છે. તે સમયે પોતાના ઘરના સમીપભાગે પ્રાપ્ત થએલા નેમીશ્વરપ્રભુના દર્શનેકરી રાજીમતીનો શોક ફરી અત્યંત જાગૃત થતો હવો. તે રાજીમતીના દુ:ખને જ્ઞાને કરી અને લોકવાર્તાએ કરી જાણનારા તે નેમીશ્વર ભગવાન, રાગરૂપ શત્રુએ પરાભવ પમાડ્યા નહીં. અર્થાત્ રાજીમતીના દુ:ખને જાણનારા

એવા નેમીશ્વરને વિરક્તપણાથી તેનેવિષે પ્રેમનો પ્રાદુર્ભાવ થયો નહીં. ત્યારપછી રૈવતક પર્વતશ્રેષ્ઠનેવિષે સહસ્રાશ્રવણ નામના વનનેવિષે તે નેમીશ્વરપ્રભુ મનુષ્ય અને દેવેંદ્ર-એઓએ ઉપાડેલી શિબિકાથી નીચે ઉતરતા હવા; અને પોતાનાં ભૂષણોનો પરિત્યાગ કરવા લાગ્યા. તે સમયે પરિત્યાગ કરેલા તે ભૂષણસમુદાયને ઇંદ્ર ગ્રહણ કરી, જેમણે હસ્ત જોડ્યાછે એવા શ્રીકૃષ્ણને માટે સમર્પણ કરતા હવા. પછી તે નેમીશ્વરપ્રભુ, ત્રણસેં વર્ષનું આયુષ્ય થયું છતાં શ્રાવણ શુદ્ધ છઠને દિવસે પૂર્વાન્હ સમયે ચંદ્ર, ચિત્રાનક્ષત્રનેવિષે પ્રાપ્ત થયો છતાં ષષ્ઠ તપ કરનારો એવો શિવાદેવીનો પુત્ર, પોતે પાંચ મુષ્ટિએ પોતાના કેશને લોચ કરતો હવો. તે સમયે ઇંદ્ર, લુંચન કરેલા તે કેશને લેઇને નેમીશ્વર પ્રભુને દેવદુષ્ય વસ્ત્ર સમર્પણ કરતો હવો; અને તે કેશને ક્ષીરસમુદ્રનેવિષે નાખીને ફરી ત્વરાએ તે નેમીશ્વરની પાસે આવી તે નેમીશ્વરના સામાયિક કૃત્યનેવિષે ઉત્પન્ન થનારા સામઈયાના લોકોના કોળાહળને નિવારણ કરતો હવો. તે સમયે તે નેમીશ્વર પ્રભુને મનઃપર્યાયજ્ઞાન પ્રાપ્ત થતું હવું; અને નારકિ જીવોને પૂર્વે ન પ્રાપ્ત થએલું સુખ ક્ષણમાત્ર પ્રાપ્ત થતું હવું. તે સમયે તે નેમિનાથની સાથે હજાર રાજાઓ પ્રવ્રજ્જા ગ્રહણ કરતા હવા. ત્યારપછી ઇંદ્ર, કૃષ્ણ અને પાંડવો-એઓ નેમીશ્વરપ્રભુને વંદન કરી પોતપોતાના સ્થાનપ્રત્યે ગમન કરતા હવા.

ત્યારપછી અન્ય દિવસે ગોકુળનેવિષે સંપત્તિનું કેવળ ઘર એવા વરદત્તરાજાના ઘરનેવિષે દોષરહિત એવા અન્ને કરી શ્રી નેમીશ્વર ભગવાન પારણું કરતા હવા. તે સમયે તે વરદત્તરાજાના ગૃહનેવિષે ઘણા દેવો પુષ્પોની, ગંધોદકની અને રત્નોની વૃષ્ટિને તથા ચેલોત્ક્ષેપને કરતા હવા; અને દુંદુભિ વગાડતા હવા. ત્યારપછી પગે ચાલનારા એવા સર્વ જગતના પ્રભુ તે નેમિનાથ તીર્થંકર, ઘાતનાં કરનારાં એવાં જ્ઞાનાવર્ણાદિક ચાર કર્મોનો નાશ કરવા માટે પુર ગ્રામ-એઓએ વ્યાપ્ત એવી આ પૃથ્વી ઊપર સંચાર કરતા હવા.

અહિંયાં દ્વારકાંનેવિષે શ્રીકૃષ્ણસહવર્તમાન પાંડવો આવ્યા. તેઓ વિષયાનંદનેવિષે તત્પર એવા હોતા થકા વ્યતીત થએલા ઘણાકાળને ન જાણતા હવા.

અહીંયાં નેમિનાથ ભગવાન પણ ચોપન દિવસ પર્યંત વિહારકરી ફરી તેજ સહસ્રા સ્રવણ નામના વનનેવિષે પ્રાપ્ત થતા હવા. ત્યાં નેતર વૃક્ષના અધોભાગે આસો મહીનાની અમાવાસ્યાના પૂર્વાન્હ સમયે ચિત્રા નક્ષત્રનેવિષે અષ્ટમતપે કરીને આત્માને ભાવતા એવા તે શ્રી નેમીશ્વર ગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થતું હવું. તે સમયે તે સ્થળે સંપૂર્ણ દેવેંદ્રો પ્રાપ્ત થઈ તે નેમીશ્વર પ્રભુને બેસવામાટે આસનની કલ્પના કરવાસારૂ ત્રણ પ્રાકારે કરી અલંકૃત એવા સમવસરણને કરતા હવા. પછી શ્રી નેમીશ્વર ભગવાન પૂર્વદ્વારેકરી તે સમવસરણનેવિષે પ્રવેશકરી ત્યાં રહેનારા એકસોવીશ ધનુષ્ય ઊંચ એવા ચૈત્યવૃક્ષને યથાવિધિએ પ્રદક્ષિણા કરી, પછી તે તીર્થંકર

ભગવાન તીર્થાયનમ: એવા ઉચ્ચારપૂર્વક પૂર્વ સિંહાસનનેવિષે પૂર્વદિશાભણી મુખ કરી બેસતા હવા. તે સમયે બીજીઓ પણ ત્રણ દિશાઓનેવિષે રહેનારા સિંહાસનો મધ્યે વ્યંતરનામક દેવો, તે નેમીશ્વર ભગવાનના પ્રતિરૂપને સ્થાપન કરતા હવા. ત્યારપછી ચારનિકાયના દેવો અને ચારનિકાયની દેવીઓ-તેઓ, જેઓએ હસ્ત જોડ્યા છે એવાં હોતાં થકાં તીર્થંકર એવા શ્રી નેમિનાથના સંમુખભાગે ભૂમિનેવિષે બેસતાં હવાં.

તે સમયે તે રૈવતક પર્વતના બાગનેવિષે રહેનારા માળી લોકો, "નેમિનાથ તીર્થંકર થયા" એવા વૃત્તાંતને દ્વારકાંમધ્યે ગમનકરી શ્રીકૃષ્ણને નિવેદન કરતા હવા. તે સમયે તે માળીઓને તે શ્રીકૃષ્ણે સાડાબાર કરોડ દ્રવ્ય આપ્યું. અને નેમિનાથની ભક્તિવિષે તત્પર એવા શ્રીહરિ, પોતાના વાહન ઉપર આરોહણ કરી પૃથક્ પૃથક્ હસ્તિનેવિષે આરોહણ કરેલા એવા પિતા, પિતૃવ્ય, માતા, ભ્રાતા, પુત્રો અને પાંડવો-એઓએ સહવર્તમાન મહાત્વરાએ તે સમવસરણપ્રત્યે ગમન કરવામાટે પ્રસ્થાન કરતા હવા. તે દ્વારકાંપતિ શ્રીકૃષ્ણ, સમગ્ર સ્ત્રીઓએ સહવર્તમાન, અને નાગરિક લોકોએ સહવર્તમાન તે જ્ઞાનોત્સવભૂમિને પામતા હવા. તે સમયે તે નેમિ ભગવાનના ચરણકમળને વંદન કરવાની ઇચ્છા ધારણ કરનારી રાજીમતી પણ શ્રદ્ધાએ તે ભૂમિને, ઉત્કંઠિત એવી ભ્રમરી જેમ માલતિના સુગંધને પામેછે તેમ પામતી હવી. ત્યારપછી શ્રીકૃષ્ણ, હાથી ઉપરથી નીચે ઉતરી અને સામ્રાજ્યચિન્હોનો પરિત્યાગ કરી ઉત્તરદ્વારેકરી તે નેમિનાથ પ્રભુની જ્ઞાનોત્સવભૂમિપ્રત્યે આનંદેકરી પ્રવેશ કરતા હવા. તે શ્રીકૃષ્ણ, પ્રથમ નેમિનાથને ત્રણ પ્રદક્ષિણા કરી પછી વંદન કરતા હવા; અને ઇંદ્રની પાસે બેસતા હવા. અને અન્ય પણ પ્રાપ્ત થએલા જે વસુદેવાદિક-તેઓ પણ નેમીશ્વરને પ્રદક્ષિણા નમસ્કાર વિગેરે કરી યથાસ્થાન વિભાગે કરી બેસતા હવા. પછી સર્વ જંતુઓને સંસારરૂપ કૂપથી ઉદ્ધાર કરવામાટે ઇચ્છા કરનારા અને કૃપાના સમુદ્ર એવા તે નેમિનાથ પ્રભુ, દેશનાનો વિસ્તાર કરતા હવા.

નેમીશ્વરભગવાન્—હે ભવ્યો, સર્વ જીવોનું આયુષ્ય છે તે વાયુએ ચંચળ એવા કમળ પત્રનીઉપર રહેનારા ઉદકનો સહોદર છે. અર્થાત્, વાયુએકરી ચંચળ એવા કમળપત્રઉપર રહેનારૂં ઉદક બિંદુ જેમ સ્થિર નથી, તેમ આયુષ્ય પણ સ્થિર નથી. અને શીલરૂપ નદીના વેગસમુદાયનો ઘાત કરનારી સંપત્તિ છે. અર્થાત્, સંપત્તિના યોગે મદાંધ થનારા પુરૂષોનું સંપૂર્ણ શીલ નાશ પામેછે. સર્વ જીવોનું જોબન છે તે, સંધ્યાકાળે પ્રાપ્ત થનારા રક્તઅભ્રના સરખું ક્ષણિક છે. અને જેઓએ દુસ્તર ક્લેશોની પ્રાપ્તિ અર્પણ કરી છે, એવા સ્વજનાદિકના સંગમો છે. ઘણુંકરીને શરીરધારી જીવોનું જે શરીર છે, તે વિપત્તિનુંજ એક મંદિર છે; અને પુત્ર, મિત્ર તથા સ્ત્રી ઇત્યાદિક સર્વે, મનને અત્યંત દુ:ખ ઉત્પન્ન કરનારાં છે. એ માટે સાર વસ્તુએ રહિત એવો આ સંસાર અ-

સાર છે; એમાં કાંઈ સંશય નથી. આ સંસાર મધ્યે જ્ઞાન, સમ્યક્ત્વ અને ચારિત્ર-એજ કેવળ સારરૂપ છે. જીવ, અજીવ ઈત્યાદિક તત્વનો સમ્યગ્ જ્ઞાનેકરી વિચાર કરનારો જે જીવ, તે પૂર્વોક્ત સર્વ કરતાં વિલક્ષણ છે; એ માટે ત્યાગ કરવાને યોગ્ય એવી નશ્વર વસ્તુનો ત્યાગ કરી, અને ગ્રહણ કરવામાટે યોગ્ય એવી આત્મવસ્તુનો સ્વીકારકરી તે મુક્ત થાયછે. ઘણુંકરીને સર્વ પ્રાણીઓને ઇંદ્રાદિકની પણ સંપત્તિ સુલભ છે, પરંતુ સિદ્ધિરૂપ સુખોનો નિધિ એવું જે સમ્યક્ત્વ, તેતો અતિ દુર્લભ છે. કેટલાએક પુરૂષોનાં પૂર્વનાં ઘણાં કર્મ નાશ પામ્યાં છતાં તેમને ચારિત્ર પ્રાપ્ત થાયછે. એ માટે સુખોનું કેવળ કારણ એવા તે ચારિત્રની સમીપભાગે ચિંતામણીરૂપ રત્ન પણ તુચ્છ છે. એ માટે વિવેકી પુરૂષોના મનરૂપ મયૂરોના હર્ષને માટે સંસારરૂપ દાવાનળની જ્વાળાઓનો નાશ કરનારો એવો નવીન મેઘરૂપ સંયમ છે.

એ પ્રકારે કરી શ્રી નેમીશ્વરપ્રભુના મુખ થકી નીકળનારી દેશનાને શ્રવણ કરી વરદત્તરાજા ઊઠી ઊભો થયો; અને પોતાના હાથ જોડી ચારિત્રવ્રતની પ્રાપ્તિ થવા માટે નેમીશ્વરભગવાન્‌ની પ્રાર્થના કરતો હવો. પછી કરૂણાના સમુદ્ર એવા તે નેમીશ્વરપ્રભુ, તે વરદત્તરાજાને ચારિત્રદીક્ષા દેતા હવા. ત્યારપછી તે સ્થળે બે હજાર રાજાઓ પ્રવ્રજ્યા ગ્રહણ કરતા હવા. ત્યારપછી તે નેમીશ્વર ભગવાન્, તે રાજાઓમાં સુજ્ઞ એવા વરદત્તાદિક અગીયાર રાજાઓને મહોત્સાહપૂર્વક ગણધર કરતા હવા. તે અગીયારે ગણધરો તે નેમીશ્વર ભગવાનથી ધ્રૌવ્ય, ઉત્પાદ, અને વ્યય-એવા પ્રકારની ત્રિપદીને શ્રવણ કરી જેઓની બુદ્ધિ પ્રસાર પામેલી છે એવા તેઓ, દ્વાદશાંગને રચતા હવા. ત્યારપછી ધર્મચક્રવર્તિ એવા નેમીશ્વર ભગવાન્, ઘણી કન્યાઓએયુક્ત એવી રાજકન્યા જે યક્ષણી-તેને પ્રવ્રજ્યા દેઇને યથાવિધિએ પ્રવર્તિની કરતા હવા. તે સમયે તે નેમીશ્વરપ્રભુનેવિષેજ જેણે પોતાનાં નેત્રોને અર્પણ કરચાંછે, અને ચારિત્રવ્રત ગ્રહણ કરવાનો મનોરથ ધારણ કરનારી એવી રાજીમતીને ચતુર એવા શ્રીકૃષ્ણ, અવલોકન કરી નેમીશ્વરપ્રભુપ્રત્યે પ્રશ્ન કરતા હવા કે "હે પ્રભો, તમારેવિષે ઉત્તરોત્તર અધિક વૃદ્ધિ પામનારી એવી કોની પ્રીતિ જાગૃત રહેતી નથી? પરંતુ આ રાજીમતીની તો તમારેવિષે આ પ્રીતિ, સર્વને વાણી અને મને કરી અગોચર એવી કેમ થઈ?" એવું શ્રીકૃષ્ણનું ભાષણ શ્રવણ કરીને ત્યારપછી તે નેમીશ્વરભગવાન્,' પોતાનેવિષે તે રાજીમતીનો સર્વ કરતાં વિલક્ષણ એવો પૂર્વના આઠ ભવનેવિષે ઉત્પન્ન થએલો જે પ્રેમ-તેને કથન કરતા હવા. ત્યારપછી તે પ્રભુ, તે રાજીમતીને દીક્ષા દેતા થકા તેણીએ પોતાનેવિષે ધારણ કરેલા પ્રેમની પ્રતિક્રિયા કરતા હવા. કારણ, મહોટા પુરૂષોનેવિષે ધારણ કરેલો જે પ્રેમ, તે શુભ ફળ દેનારોજ થાયછે. ત્યારપછી ઉગ્રસેનાદિક દશાર્હ રાજાઓએ, શ્રીકૃષ્ણે અને પ્રદ્યુમ્નાદિક કુમારોએ તે નેમિભગવાન્ પાસેથી શ્રાવક ધર્મનો સ્વીકાર કરચો. પછી વિવેકવાળીઓ

એવી રોહિણી, દેવકી, સત્યભામા અને રૂક્મિણી પ્રમુખ જે સ્ત્રીઓ-તેઓ પણ પ્રભુના પાર્શ્વભાગનેવિષે શ્રાવકપણાને પામતી હવીઓ. એ પ્રકારે કરી તે શ્રેષ્ઠ એવી તે સભા તેનેવિષે જે પ્રભુ શ્રી નેમિશ્વરભગવાન્ તેના થકી સ્તુત્ય એવો સાધુ, સાધવી, શ્રાવક ને શ્રાવિકા-એ રીત ચાર પ્રકારનો સંઘ ઊત્પન્ન થયો, તે ચારે દિશાઓને પણ બોધ કરવા માટે સમર્થ એવોજ થયો હોયના! એવો થયો. ત્યારપછી દેવોનો પતિ ઇંદ્ર, તે નેમિનાથને વંદન કરીને સ્વર્ગપ્રત્યે ગમન કરતો હવો. અને બંધુઓએ સહવર્તમાન તથા પાંડવોએ સહવર્તમાન શ્રીકૃષ્ણ પણ, તે નેમિનાથને વંદન કરી દ્વારકાનગરીપ્રત્યે ગમન કરતા હવા. પછી કલ્યાણરૂપ કમળસમુહને પ્રફુલ્લિત કરનારા કેવળ સૂર્યજ, એવા તે નેમિભગવાન્ પણ વર્ષાઋતુ અને શર્દતુ-એવી બે ઋતુઓને તેજ ઠેકાણે વ્યતીત કરીને પછી પૃથ્વી ઊપર સંચાર કરતા હવા.

માલિની છંદ.

अथ कथमपि तेपि प्रीतमापृछ्य कृष्णं ॥
त्रिभुवनगुरुवाचां सौरभं भावयंतः ॥
त्वरितमरमवापुश्चारुकृष्णोपचारा ॥
मुदितमुदितपौरां स्वां पुरीं पांडवेयाः ॥ १६ ॥

અર્થ—ત્યારપછી ઉત્તમ પ્રકારે કરી દ્રૌપદિએ જેઓની શુશ્રુષા કરેલી છે, એવા તે પાંડવો પણ કોઈ પણ પ્રકારે કરી સંતુષ્ટ એવા શ્રીકૃષ્ણની આજ્ઞા ગ્રહણ કરી ત્રિભુવનના ગુરૂ એવા જે શ્રી નેમીશ્વરપ્રભુ, તેમની વાણીના સુરસિકપણાને ચિંતન કરતા થકા, અને જેનેવિષે પુરવાસી લોકો અત્યંત હર્ષ પામ્યાછે, એવી હસ્તિનાપુર નામક નગરીપ્રત્યે મહાત્વરાએ પ્રાપ્ત થતા હવા. ॥ ૧૬ ॥

इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये श्रीमन्नेमिविवाहोपक्रमव्रतकेवलज्ञानवर्णनो नाम षोडशः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् १६

## અથ સપ્તદશ સર્ગ પ્રારંભઃ

ત્યારપછી હસ્તિનાપુરનું જે સામ્રાજ્ય, એજ જાણે કમળવન-તેનેવિષે ક્રીડા કરનારા રાજહંસરૂપી પાંડવો, ઘણા દિવસોને અતિક્રમણ કરતા હવા. તેઓમાં ઉત્તમ આચરણ કરેલો જે ન્યાય-એજ કોઇએક ચિંતામણી, તેનાથી પ્રાપ્ત થનારા જે અર્થ અને કામ-તેઓ માટે પાંડવોએ કાંઈપણ પ્રયત્ન કરચો નહીં. તો તે પાંડવો, નેમીશ્વરભગવાનની વાણીને સ્મરણ કરતા થકા કલ્પવૃક્ષને પણ જીતનારા એવા ધર્મને માટેજ ઘણે પ્રકારે કરી નિરંતર યત્ન કરતા હવા. તે પાંડવો ધર્મરૂપ વૃક્ષને ન્યાયરૂપ ઉદકે નિરંતર એવું સિંચન કરતા હવા કે, જે સિંચને કરી વૃદ્ધિ પામેલા ધર્મવૃક્ષની છાયાએ આ સર્વ ભૂમંડળ છાયાયુક્ત થયું. તે પાંડવો નાનાપ્રકારના આચરણોએ કરી ધર્મરૂપ શાલિક્ષેત્રને વૃદ્ધિ પમાડતા હવા. તે સમયે તે ક્ષેત્રનેવિષે કામ અને અર્થ-એ તે ક્ષેત્રમાં રહેનારા તામરસ કમળો સરખા જ્યાં ત્યાં સેહેજ શોભવા લાગ્યા. અને તે પાંડવો, પ્રતિદિવસે જિનધર્મના નવા નવા પ્રકારોને વિસ્તાર કરતા થકા પોતાના સર્વ રાજ્યનેવિષે "એકછત્ર ધારણ કરનારો અર્હંતધર્મજ છે" એવું સૂચવતા હવા. ત્યારપછી તે પાંડવો કોઇએક સમયનેવિષે, સર્વ જગત્‌ને આનંદ ઉત્પન્ન કરનારા જે નેમીશ્વરપ્રભુ-તેના આગમનને મહા પ્રીતિએ, મયૂર જેમ મેઘપ્રાપ્તિની ઇચ્છા કરેછે તેમ ઇચ્છા કરતા હવા.

બીજે દિવસે નેમીશ્વર ભગવાન પણ તે પાંડવોની મનોવૃત્તિને કેવળજ્ઞાને કરી જાણીને અનુક્રમે સર્વ ભૂમિપ્રત્યે વિહાર કરતા થકા તે હસ્તિનાપુરની પાસે પ્રાપ્ત થતા હવા. તે સમયે તે નેમીશ્વર ભગવાનની સાથે ગમન કરનારા સંતુષ્ટચિત્ત એવા વાયુકુમાર નામક જે દેવતા તે, હસ્તિનાપુરના બાહ્યોપવનસંબંધી ભૂમિનેવિષે એક જોજન વિસ્તારેયુક્ત એવા, સમવસરણને ઉત્પન્ન કરતા હવા. તે સમવસરણને પોતાના પવિત્ર એવા પુણ્યબીજને વાવવાની ઇચ્છા કરનારાજ જાણે હોયના! એવા જે મેઘકુમારદેવો તેઓ, મ્હોટા હર્ષેકરી સુગંધયુક્ત એવા ઉદકવડે સિંચન કરતા હવા. તે સમયે વ્યંતર નામક દેવો, પોતાના કર્મબંધનો નાશ કરવા માટે તે સમવસરણસંબંધી સંપૂર્ણ ભૂતળને રત્નશિલાઓએ કરી બંધન કરતા હવા; અને તે સ્થળે જેણે રત્નકાંતિએ આકાશ પ્રકાશયુક્ત કરચુંછે, અને ધ્વજ તથા છત્ર-એઓએ કરી અલંકૃત એવાં ચાર તોરણોને ચારે દિશાનેવિષે બંધન કરતા હવા. તે સમવસરણનેવિષે અંતર્ભાગે વૈમાનિક દેવો હિંગુલ નામક રત્નોની જે છાવણી-તેનામિષે કરીને મહાકાંતિની જ્વાળાએ વ્યાપ્ત એવા રત્નમય પ્રાકારને નિર્માણ કરતા હવા. ત્યારપછી જ્યોતીશ્વર દેવો, સુખકારક અને માણિક્યમય છાવણીએયુક્ત એવા સુવર્ણમય મધ્યમ પ્રાકારને નિર્માણ કરતા હવા. ત્યારપછી ભુવનાધિપ જે ઇંદ્રો તેઓ, એક ઠેકાણે જમાવ થએલા ચંદ્રકાંતિના તરંગોએજ જાણે નિર્માણ કરચા હોયના! એવા રૌપ્યમય બાહ્યપ્રાકારને

ઉત્પન્ન કરતા હવા; અને માણિક્યમય પુતળીઓએ આસપાસ ભૂષિત, અને ઉચ્ચ એવા ચાર ગોપુર (દરવાજાઓ)ને પ્રત્યેક પ્રાકારનેવિષે ઉત્પન્ન કરતા હવા. ત્યારપછી વ્યંતરનામકદેવ, બાહ્ય પ્રાકારના પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર એવાં ચારે દ્વારોના અગ્રભાગે જેનેવિષે કમળો પ્રફુલ્લિત છે, એવીઓ ચાર સુંદર વાપિઓને નિર્માણ કરતા હવા. અને મધ્યમપ્રાકારના અંતર્ભાગે ઇશાન દિશાનેવિષે જિનપ્રભુ એવા જે નેમીશ્વર ભગવાન-તેની વિશ્રાંતિ માટે સુંદર એવા દેવચ્છંદને નિર્માણ કરતા હવા. અને રત્નપ્રાકારના મધ્યભાગનેવિષે ચૈત્યવૃક્ષે સુશોભિત અને પ્રાઙ્મુખ એવા રત્નસિંહાસનને રત્નખચિત ચોકનેવિષે નિર્માણ કરતા હવા. વળી તેજ વ્યંતરદેવો, તે સિંહાસનના ઊર્ધ્વભાગે નેમીશ્વરસ્વામિના ત્રૈલોક્યના સામ્રાજ્યને સૂચવનારાં એવાં ત્રણ શ્વેતછત્રોને ઉત્પન્ન કરતા હવા. અને તે સ્વામિના સિંહાસનના સમીપભાગે ધર્મવક્તા જે નેમીશ્વરભગવાન્, તેમણે ચરણ સ્થાપનક રાખવા માટે, નેમીશ્વરભગવાનની ચરણશુશ્રુષાએ પોતાની પુષ્ટતા સંપાદન કરવા માટે આકાશથી ભૂમિઉપર પ્રાપ્ત થએલો મંડળસહિત સૂર્યજ હોયના! એવા દેદીપ્યમાન ચરણપીઠને નિર્માણ કરતા હવા. વળી તેના સમીપભાગે તે વ્યંતરદેવ, નેમીશ્વરભગવાનની જગતનેવિષે જે સમતાની અદ્વૈતતા-તેને સર્વ ઠેકાણે પ્રખ્યાત કરવા માટેજ જાણે હોયના! તેમ માણિક્યમય એવા ધ્વજને સ્થાપન કરતા હવા. ત્યારપછી મેઘ જેમ ક્ષેત્ર પર્વતાદિકોનેવિષે સમાનવૃષ્ટિ કરેછે, તે પ્રમાણે ધર્મદેશના આપનારા તે નેમીશ્વરભગવાનના સમવસરણનેવિષે દેવો, પુષ્પવૃષ્ટિ કરતા હવા. તે પછી નવ સુવર્ણકમળનેવિષે પોતાના ચરણને મૂકતા થકા ત્રિભુવનપ્રભુ તે શ્રીમાન્ નેમીશ્વરભગવાન્, તે સમવસરણનેવિષે પ્રાપ્ત થઇને, અને તે ચૈત્યવૃક્ષને પ્રદક્ષિણા કરીને, અને તીર્થાયનમઃ એવો ઉચ્ચાર કરીને તે દિવ્ય સિંહાસનનેવિષે બેસતા હવા. તે સમયે સૂર્યમંડળની કાંતિને પોતાની કાંતિએ તિરસ્કાર કરનારા એવા તે નેમીશ્વરપ્રભુનું કાંતિમંડળ પ્રગટ થયું. ત્યારપછી તે ઉપવનનો પાળક જે માળી, તે મહોટી ત્વરાએ હસ્તિનાપુરપ્રત્યે ગમન કરીને ધર્મરાજાને, ઉપવનમધ્યે પ્રાપ્ત થએલાનેમીશ્વર ભગવાનના આગમનને કથન કરતો હવો. તે સમયે સંતુષ્ટચિત્ત એવો ધર્મરાજા, તે ઉપવનના રક્ષકને તત્કાળ સાડાબાર લક્ષ સોનૈયા દેતો હવો. અને તત્કાળ, હાથીપર બેસનારા ભીમસેનાદિક જે બંધુઓ, તેઓએ પરિવેષ્ટિત, નેમીશ્વર ભગવાનની સેવામાટે મળેલા જે મંડલિક રાજાઓ-તેઓના સૈન્ય સમુદાયે અલંકૃત, અશ્વોના ચરણથી ઊર્ધ્વભાગે પ્રસરેલી ધૂળે જેણે સૂર્યને આચ્છાદિત કર્યો છે એવો, અને ઊર્ધ્વભાગે પ્રસાર પામનારો જે ગજસંબંધી સિંદૂર-તેણેકરી જેણે સંધ્યાકાળના આરક્ત થએલા મેઘની ભ્રાંતિ નિર્માણ કરી છે; એવો તે ધર્મરાજા, દિવ્ય એવા ગજઉપર આરોહણ કરી, અને સંપૂર્ણ પિતૃવર્ગને પોતાના અગ્રભાગે કરી જગન્નાથ એવા જે નેમીશ્વર ભગવાન્, તેમને વંદન કરવા માટે

ગમન કરતો હવો. તે સમયે દુદુંભિના નાદેકરી બોલાવેલાજ હોયના! એવા પુરવાસી લોકોએ મહોટા આદરે કરી અવલોકન કરેલો તે ધર્મરાજા, મહા હર્ષેકરી નેમિનાથનું સર્વ લોકોને ઉપદેશ કરવાનું સ્થાન એવું જે તે સમવસરણ-તે પ્રત્યે પ્રાપ્ત થતો હવો. તે સમયે ચામરાદિક સર્વ રાજચિન્હોને દૂરથીજ પરિત્યાગ કરી અકસ્માત્ ઉત્પન્ન થએલા સમવસરણના અવલોકનેકરી હર્ષયુક્ત હોતો થકો તે ધર્મરાજા, તે સમવસરણનેવિષે પ્રવેશ કરતો હવો. અને સુર, અસુર, અને નર-એઓનો જે સમુદાય-તેજ કોઇએક ચાતકોની પંક્તિ-તેણે સેવન કરેલા, સંપૂર્ણ ભૂવનને ઉપદેશરૂપ અમૃતની વૃષ્ટિએ શાંતતા ઉત્પન્ન કરનારા, અને સંસારરૂપ તીવ્રતાપની શાંતતા કરવામાટે કેવળ અમૃતની વૃષ્ટિ કરનારો મેઘજ, એવા તે નેમીશ્વર ભગવાનને, હર્ષયુક્ત એવો ધર્મરાજા અગ્રભાગે અવલોકન કરતો હવો. ત્યારપછી તે નેમીશ્વર ભગવાનને પ્રદક્ષિણાકરીને, પ્રીતિએ કરી જેનાં નેત્રો આનંદાશ્રુએ વ્યાપ્ત થયાં છે એવો ભૂમિપતિ તે ધર્મરાજા, જેણે હાથ જોડ્યા છે એવો હોતો થકો તે નેમિનાથ ભગવાનપ્રત્યે એવી સ્તુતિ કરતો હવો.

ધર્મરાજા—દુસ્તર એવો જે સંસારરૂપ તાપ-તેની શાંતતા કરનાર હે કલ્પવૃક્ષ, તમે જયવંતા વર્ત્તો. તેમજ અંતર્ગત જે તમનો એટલે અંધકારનો, અથવા અજ્ઞાનનો સમુદાય-તેનો નાશ કરનારા હે નભોમણે, (સૂર્ય), તારો જય થાઓ. ત્રૈલોક્યના સંપૂર્ણ કલ્યાણના સંપાદનમાટે કુશળ, એવી જે તારા ચરણકમળની ભક્તિ, તે સંપૂર્ણ મનુષ્યોને કલ્પલતા સરખી કલ્યાણદાયક છે. હે પ્રભો, સર્વ શ્રમનો નાશ કરનારી એવી તારા ચરણવૃક્ષની છાયાનેવિષે પ્રાપ્ત થનારા જીવોનો આધિવ્યાધિથી ઉત્પન્ન થનારો તાપ, નાશને પામે છે; એ માટે હે પ્રભો, સંસારરૂપ દાવાનળની જ્વાળાએ અત્યંત તપ્ત થએલો જે હું-તેના દૃષ્ટિમાર્ગને અમૃતરૂપી એવી તારી મૂર્તિ પ્રાપ્ત થઇ તે બહુ સારૂં થયું છે. હે પ્રભો, એકાગ્રચિત્તપણાએ તારા નામરૂપમંત્રને જીવ જો સ્મરણ કરશે તો, તેને તે સ્મરણેકરી તતકાળ સુખકારક એવી સંપૂર્ણ સંપત્તિનો ઉપભોગ પ્રાપ્ત થશે. એ માટે હે જગન્નાથ, હું તારા ચરણકમળદ્વયની સેવાની ઇચ્છાએજ શોભનારી, એવી મારી મનોવૃત્તિને નિરંતર ઇચ્છા કરૂંછું. હે જગન્નાથ, મારા ચિત્તનેવિષે વિષયરાગસંબંધી જે પીડા-તેનાથી મારૂં રક્ષણ કરવામાટે સમર્થ એવી તારી મૂર્તિ જો જાગૃત રહેછે, તો આ કરતાં બીજી શી પ્રાર્થના કરૂં.! ત્રૈલોક્યનો પ્રભુ એવો તું છતાં, તારાવિના બીજા અસમર્થ પુરૂષોએ સર્વ જીવોનું હિત શું થવાનું છે? અર્થાત્ કાંઈ થવાનું નથી. એ માટે કલ્પવૃક્ષ સરખો જે તું-તેનો ત્યાગકરી કરીરવૃક્ષ સરખા અન્ય દેવોનો કોણ આશ્રય કરનાર છે? હે પ્રભો, તારા ચરણકમળની ધૂળની પંક્તિ, જે પુરૂષના મસ્તકપ્રત્યે ભૂષણભૂત થએલી છે, તે પુરૂષને નરેંદ્ર, અહીંદ્ર અને દેવેંદ્ર એવા ભૂમિ, પાતાળ, અને સ્વર્ગ-એ ત્રણે લોકના જે અધિપતિ-એઓની સંપત્તિ સ્વાધીન થવા સરખી છે.

હે વિભો, તેં પોતાના નામનેવિષે ત્રૈલોક્યના કલ્યાણમાટે સમર્થ એવો મહિમા નિર્માણ કરેલો છે. જેમ તારૂં ચિત્ત સર્વ વિષયોથી વિરક્ત થઈ કલ્યાણકારક માર્ગનેવિષે પ્રવૃત્ત થયું, તેમ અન્ય કોઈનું પ્રવૃત્ત થયું નથી. જે તારૂં ગાંભીર્ય, અને સર્વ જગત્ કરતાં વિલક્ષણ એવી સ્થિતિ, તેને અન્યથા કરવામાટે સમુદ્રવિજયરાજા પણ સમર્થ થયો નહીં. હે સ્વામિન્ તું વિરક્તપણાએ રાજીમતીનો ત્યાગ કરી સ્ત્રીનમાટે પરાઙ્મુખ થયો એવું જાણીનેજ મોક્ષરૂપ લક્ષ્મી, પોતાના સૌભાગ્યમાટે સુંદર એવા તુજને વરતી હવી. હે પ્રભો, તારા ગુણનો સમુદાય સર્વ જગત્ કરતાં વિલક્ષણ છે; એ માટે તેઓનું વર્ણન કરવામાટે હું સમર્થ નથી. એ માટે સંસારરૂપ અરણ્યનેવિષે ભ્રમણેકરી શ્રમ પામેલો એવો જે હું-તેને શાંતિરૂપ છાયાને દેનારૂં વૃક્ષજ હોયના! એવા તારા ચરણ, કલ્યાણરૂપ ફળ દેનારા થાઓ.

એ પ્રકારેકરી તે ધર્મરાજા, શ્રીમાન્ એવા તે નેમીશ્વરજિનાધીશ્વરપ્રત્યે સ્તુતિ કરી આનંદાશ્રુના કણોનો ત્યાગ કરતો થકો સાષ્ટાંગ નમસ્કાર કરતો હવો. અને ત્યારપછી કદંબવૃક્ષની કળીઓ સરખાં શરીર ઉપર ઉત્પન્ન થએલાં જે સ્થૂળ રોમાંચ-તેણેકરી વ્યાપ્ત હોતો થકો પિતૃ બંધુજનોએ સહવર્તમાન શક્રેંદની પાસે બેસતો હવો. ત્યારપછી તે નેમીશ્વર ભગવાન્, સંસારસંબંધી જે તાપ-તેનો નાશ કરવામાટે નવીન મેઘમાળા સરખી, અને જેણે ત્રૈલોક્યને સુખ સમર્પણ કર્યું છે, એવી દેશનાને આરંભતા હવા.

નેમીશ્વર ભગવાન્—અહો!! આ સંસારરૂપ મહાટવી, કોઇપણ પ્રકારે ઉલ્લંઘન કરવામાટે અશક્ય છે. જે મહાટવી, સર્વ જંતુઓએ ઘણેકાળે કરીને પણ ઉલ્લંઘન કરી જતી નથી. આ સંસારાટવી, અપસિદ્ધાંતરૂપ અનેક ક્ષારોદકે પૂર્ણ છે, તોપણ તેનેવિષે સત્સમાગમરૂપી એકજ અમૃતનો કૂપ છે. એ માટે આ સંસારાટવીમધ્યે ક્ષારોદક સરખા અસેવ્ય જે અપસિદ્ધાંતરૂપ વિષય-તેઓમાં સંચાર કરનારો આ તૃષાક્રાંત જીવ, કદાચિત્ દૈવયોગેકરીને ત્યાંજ રહેનારા સત્ સમાગમરૂપી કૂપના ઉદકને યથેચ્છપણે જો પ્રાશન કરશે, તો આ અટવીની પરતીરનેવિષે રહેનારૂં જે કલ્યાણરૂપ મોક્ષ નગર-તેપ્રત્યે ગમન કરશે. અર્થાત્, સંસારથી મુક્ત થશે. તે સત્સમાગમરૂપ કૂપ તો, અતિ દૂર એવો જે સમ્યક્ત્વ નામે પર્વત, તેનેવિષે સુવાસનાનામે દુષ્પ્રાપ એવી ગુફામધ્યે કોઈએક પ્રદેશનેવિષે છે. એ મહાકૂપ પ્રમાદ, આલસ્ય, અને મંદપણુ-ઈત્યાદિક વલ્લિના સમુદાયે કરી આચ્છાદિત છે; તે મંદભાગ્ય એવા પુરૂષોએ કદીપણ અવલોકન કર્યો જતો નથી; પરંતુ કેટલાક પુણ્યશાળી પુરૂષો, હિતકારક ઉપદેશે તે સમ્યક્ત્વરૂપ કૂપને હાથનેવિષે ગ્રહણ કર્યા છતાં તેઓ અમૃતરૂપ કૂપપ્રત્યે પ્રાપ્ત થઈ, જેને અમૃતની ઉપમા છે એવા તે કૂપસંબંધી ઉદકને તૃપ્ત થતાંસુધી પ્રાશન કરે છે; અને તેથી ઉત્પન્ન થનારા સંતોષે પ્રાપ્ત થનારૂં જે ઉત્તમ ધ્યાન-તેણે

કરી પ્રાપ્ત થએલા સરલ માર્ગે થોડાજ અવસરમાં તે પુરૂષ, મુકિતપુરીપ્રત્યે પ્રાપ્ત થાયછે. અથવા તે અટવીનેવિષે અતિશય સમીપભાગે અજ્ઞાનાદિકે કરી વેષ્ટિત, અને અતિ વિસ્તારયુકત એવું, મિથ્યાત્વ નામે એક મહા સરોવર છે. અત્યંત કંપાયમાન એવા નાનાપ્રકારના તરંગોએયુકત એવું તે સરોવર, કોણ પુરૂષની દૃષ્ટિને નિરંતર હરણ કરતું નથી? અર્થાત્, સર્વ પુરૂષોને અત્યંત મોહિત કરેછે. તે સરોવરની આસપાસના ભાગનેવિષે ઉત્તમ છાયાયુકત, સંપૂર્ણ જગત્‌ના ચિત્તનું આકર્ષણ કરનારૂં, અને કોઈપણ પ્રકારે ત્યાગ કરવામાટે કઠણ, એવું વિષયરૂપ વૃક્ષોનું અરણ્ય છે. સર્વ ઇંદ્રિઓને અને મનને અત્યંત રમણ કરનારા તે વનપ્રત્યે, અજ્ઞાનેકરી જેઓની બુદ્ધિ મંદ થએલી છે એવા પુરૂષો પ્રાપ્ત થયા છતાં મોહિત હોતા થકા ઘણા કાળપર્યંત માર્ગે ચાલતા છતા પણ, આગળ મુ-કિતપુરપ્રત્યે જવા માટે યોગ્ય થતા નથી. અને તે વનમધ્યે અત્યંત પ્રફુલ્લિત એવું, સ્ત્રીરૂપી કમ-લિનીનું જે વન છે; તે વનનો મહિમા અમે શો વર્ણન કરીએ? અર્થાત્ તે મહિમા અવર્ણનીય છે. કારણ તે સ્ત્રીરૂપ કમલિનીના વનનેવિષે કામાદિક જળપક્ષીઓ જેઓ ક્રીડા કરેછે, તેઓ ત્યાં પ્રાપ્ત થનારા કોણ પુરૂષના મનને શીઘ્ર હરણ કરતા નથી? અર્થાત્ સર્વનાં ચિત્તને તે કામાદિક પક્ષીઓ પોતાની લીલાએ હરણ કરેછે, ત્યારપછી તે કામાદિક જળપક્ષીઓએ જેઓનાં મન મોહિત કરચાં છે, અને તે સરોવરનેવિષે યથેચ્છપણે સ્નાનકરી તેના ઉદકને તૃપ્તથતાં લગી પ્રાશન કરનારા એવા જે મૂઢ પુરૂષો, તે સરોવરના તીરનેવિષે ઉત્પન્ન થનારાં વિષય નામક વૃક્ષોનો આશ્રય કરેછે; તેઓના મનનેવિષે, તે વૃક્ષોનેવિષે રહેનારો અને સંપૂર્ણ માંત્રિક પુરૂષોએ પણ નિગ્રહ કરવામાટે અત્યંત અસાધ્ય એવો પ્રેમ નામક મહાભૂત; તત્ક્ષણ પ્રવેશ કરેછે. ત્યા-રપછી તે પ્રેમરૂપી મહાભૂતે મનમાં પ્રવેશ કરેલા એવા તે પુરૂષો, લજ્જારૂપ વસ્ત્રનો ત્યાગ કરેછે; અને હિતકારક એવા પુરૂષોનો પણ દ્વેષ કરેછે; તથા ગુરૂનું પણ અપમાન કરેછે; અને તે પોતાની દીનતાનો ત્યાગ કરી મનમાં આવે તે પ્રમાણે જોઈએ તેવું ભાષણ કરેછે. એ પ્રમાણે પ્રેમ નામક ભૂતે વ્યાપ્ત થએલા તે પુરૂષો, સંપૂર્ણ સંસારાટવીને વિષે નિરંતર ભ્રમણ પામેછે. અને એવી રીત નિરંતર ભ્રમણ પામનારા તે પુરૂષોના ધર્મના સર્વસ્વને તે અટવીમાં રહેનારા કષાયરૂપી તસ્કરો નિઃશંકપણે હરેછે; અને નાનાપ્રકારેકરી તેઓને પ્રહાર કરેછે. તેમજ રાગરૂપ સિંહો અને દ્વેષ રૂપ હાથીઓ, પગપગનેવિષે તે પુરૂષોને એવી પીડા ઉત્પન્ન કરેછે કે તે પીડા, વાણીએ ઉચ્ચાર કરવામાટે પણ અગોચર છે. એ પ્રમાણે આ મહાટવીનેવિષે જયહાં ત્યહાં સંચાર કરનારા જીવો, અનંત દુઃખોને પામેછે. તેઓને ન પ્રાપ્ત થનારી એવી કોઈપણ વિપત્તિ છેજ નહી. અર્થાત તેઓને સંપૂર્ણ આપત્તિ પ્રાપ્ત થાયછે. એ માટે હે સંપૂર્ણ લોકો, તે મિથ્યાત્વરૂપ મહા સરોવરનો દૂરથી પરિત્યાગ કરો, અને પૂર્વે કહેલા સત્ સમાગમરૂપ કૂપના ઉદકને પ્રાશન કરો. જેના પ્રાશને

કરી આ જીવ, બાધારહિત એવા સુખસમુદાયે કરી દેદીપ્યમાન અને નિરંતર અત્યંત જાગૃત રહેનારી જે આત્મજ્યોતિ, તત્સ્વરૂપ જે મોક્ષપુર–તે પ્રત્યે ગમન કરેછે.

એ પ્રમાણે અમૃતની કેવળ નદીજ, એવી તે નેમીશ્વર ભગવાનની દેશનારૂપ વાણીને શ્રવણ કરી જેઓને સંમુખજ મુક્તિ પ્રાપ્ત થઇછે, એવા કોણ પુરૂષો બોધ પામતા નથી? અર્થાત્ એવા સંપૂર્ણ પુરૂષો બોધ પામશે. તે સમયે તે વાણીને શ્રવણ કરનારીઓ–જેઓના પતિ પૂર્વે યુદ્ધનેવિષે મરણ પામ્યા છે એવી જે કોઈ સ્ત્રીઓ હતીઓ તેઓ, સર્વ પ્રપંચથી વિરક્ત થઈ પ્રભુના ચરણના સમીપભાગેજ હર્ષેકરી ચારિત્રવ્રત ગ્રહણ કરતી હવીઓ. તે સમયે તે નેમીશ્વર ભગવાનની દેશનાને શ્રવણ કરી શુદ્ધ ચિત્ત એવાં ગાંધારી અને ધૃતરાષ્ટ્ર, તેઓ સમ્યક્ત્વ પ્રતેયુક્ત એવાં શ્રાવકનાં દ્વાદશવ્રતોને ગ્રહણ કરતાં હવાં. તે સમયે કેટલાએક અન્ય પુરૂષો પણ, તત્ક્ષણ દેશવિરતિ વ્રતને ગ્રહણ કરતા હવા. કેટલાક પુરૂષો, તે પ્રભુના ચરણના સમીપભાગે સર્વ વિરતિવ્રતને ગ્રહણ કરતા હવા. ત્યારપછી તે નેમીશ્વર ભગવાન્, દેશનાનું સ્થાન એવું જે તે સમવસરણ–તેનું વિસર્જન કરતા હવા. તે સમયે શક્ર, ધર્મરાજાદિક પાંડવો, અને સંપૂર્ણ લોકો–તેઓ સર્વ પોતપોતાના સ્થાનનેવિષે ગમન કરતા હવા. અને સંપૂર્ણ જગતરૂપી કમળોના સમુદાયને કેવળ સૂર્યજ હોયના! એવા તે નેમીશ્વર ભગવાન્, સંપૂર્ણ દેવોના સમુદાયે અનુગમન કરેલા હોતા થકા અન્ય સ્થળનેવિષે વિહાર કરતા હવા. ત્યારપછી તે નેમીશ્વર ભગવાનના વચનરૂપ અમૃતરસની પકવતાએ હર્ષયુક્ત એવા પાંડવો, આનંદૈકમય એવા દિવસોને નિર્ગમન કરતા હવા. અને સંપત્તિનો કેવળ આદિ કંદ એવો જે ધર્મ–તેનેજ નિત્ય આચરણ કરતા હવા. અને તે ધર્મનું પણ બીજરૂપ–એવો જે ન્યાય–તેનો પણ આલસ્યરહિતપણે આશ્રય કરતા હવા. અને તે પાંડવો, ધર્મ અને અર્થ એ બંનેના અવિરોધપણાએ જેઓનાં ચિત્ત પ્રીતિયુક્ત છે એવા હોતા થકા દ્રૌપદીએ સહવર્તમાન કામની પણ કૃતાર્થતા કરતા હવા.

ત્યારપછી એક દિવસ સંપૂર્ણ જગત્ના અવલોકન માટે કૌતુક ધારણ કરનારા એવા નારદમુનિ, અકસ્માત્ આકાશમાર્ગે દ્રૌપદીના મંદિરનેવિષે પ્રાપ્ત થતા હવા. તે સમયે પ્રપંચનેવિષે રક્ત એવા તે નારદમુનિની દ્રૌપદીએ કાંઇપણ પૂજા કરી નહીં. તેણે કરી તે દ્રૌપદીનેવિષે પ્રાપ્ત થએલો જે ક્રોધ–તે ક્રોધે કરી તે નારદમુનિ, એવું ચિંતન કરતા હવા કે "મારે ગંભીર એવા દુ:ખસમુદ્રનેવિષે આ દ્રૌપદીનો પ્રક્ષેપ અવશ્ય કરવો." એવો વિચાર કરી તે નારદમુનિ, તત્ક્ષણ પક્ષી સરખું ઉડ્ડાણ કરી આકાશમાર્ગે ગમન કરતો હવો.

પછી કોઇએક સમયે રાજમંદિરની ઉપર અગાશીનેવિષે ધર્મરાજાએસહવર્તમાન સુખેકરી નિદ્રિત એવી તે દ્રૌપદીને કોઇએક પુરૂષ, અકસ્માત હરણ કરતો હવો. બીજે દિવસે પ્રાત:કાળે

"પોતાનો પલંગ દ્રૌપદીએ કરી શૂન્યછે," એવું અવલોકન કરી ભ્રમ પામેલો તે યુધિષ્ઠિર રાજા, સંપૂર્ણ બંધવોએ સહવર્તમાન, અને સગાએ સહવર્તમાન અહીંયાં તહીંયાં તે વલ્લભા જે દ્રૌપદી-તેની ગવેષણાને કરતો હવો. પરંતુ સંપૂર્ણ ભૂતળનેવિષે તે દ્રૌપદીને કોઇપણ ઠેકાણે ગવેષણા કરનારા કોઈપણ પુરૂષ, ન અવલોકન કરતા હવા. ત્યારપછી તત્કાળ પ્રાપ્ત થએલો જે દુઃખનો સમુદાય-તેણે કરી અત્યંત ખિન્ન એવા પાંડવો મહાત્વરાએ, કંસનો નાશ કરનારા જે શ્રીકૃષ્ણ, તેના સમીપભાગે કુંતીને મોકલતા હવા. ત્યારપછી તે કુંતીએ દ્વારકાંપ્રત્યે ગમન કરી થએલો સર્વ વૃત્તાંત શ્રીકૃષ્ણને નિવેદન કર્યો છતાં, તે સાંભળી કેટલીક વખતસુધી "આ સમયે શું કરવું" એવા વિચારમાં જેની બુદ્ધિ મોહ પામીછે એવા તે શ્રીકૃષ્ણ સ્તબ્ધ રહેતા હવા.

બીજે દિવસે દ્વારકામધ્યે નારદઋષિ પ્રાપ્ત થયો. તે સમયે તે નારદમુનિનો સત્કાર કરી શ્રીકૃષ્ણે દ્રૌપદીની પ્રવૃત્તિવિષે તે નારદને પ્રશ્ન કર્યો છતાં તે નારદ, શ્રીકૃષ્ણને એવું કહેવા લાગ્યો કે "હે કૃષ્ણ, ધાતકી ખંડ નામે દ્વીપનેવિષે અમરકંકાનામે શ્રેષ્ઠ નગરી છે. તે નગરીનો અધિપતિ, સંપત્તિનો કેવળ ગૃહવાસજ એવો પદ્મનાભ નામે રાજા છે. હે શ્રીકૃષ્ણ, તે પદ્મનાભના ગૃહનેવિષે જેની આકૃતિ દ્રૌપદીના સરખી છે એવી, કોઇએક મૃગાક્ષિ સ્ત્રી મેં જોઇછે." એવું શ્રીકૃષ્ણને કહીને તે નારદમુનિ અદૃશ્ય થતો હવો. ત્યારપછી શ્રીકૃષ્ણ, "અમરકંકાનગરીનેવિષે દ્રૌપદીનો પ્રવેશ, એ ઘણું કરીને નારદનુંજ કૃત્ય હશે; અને તેજ નિશ્ચયે કરી દ્રૌપદી હશે" એવો નિશ્ચય કરી ફોઇ જે કુંતી-તેપ્રત્યે એવું કહેવા લાગ્યા કે "હે ફોઇ, તમે મહાત્વરાએ હસ્તિનાપુરમાં ગમન કરી પાંડવોને એવું કહોકે "તમે ઉતાવળે પૂર્વ દિશાનેવિષે રહેનારા લવણસમુદ્રના તીરનેવિષે પ્રાપ્ત થાઓ;" એટલે મારોપણ ત્યાંજ મેળાપ થશે; અને દ્રૌપદીનો પણ પત્તો લાગશે." એવું કહીને શ્રીકૃષ્ણે કુંતીને વિદાય કરી છતાં તે કુંતી, મહાવેગે હસ્તિનાપુરપ્રત્યે ગમન કરતી હવી, અને સંપૂર્ણ પાંડવોને કૃષ્ણે કહેલા સંપૂર્ણ વૃત્તાંતને કથન કરતી હવી.

તે સમયે દ્રૌપદીના વિયોગે કરી અત્યંત દુઃખિત એવા તે પાંડવો, પૂર્વદિશિના સમુદ્રના તીરનેવિષે ગમન કરી તેઓની પહેલાં ત્યાં ગમન કરનારા શ્રીકૃષ્ણને મળતા હવા. ત્યારપછી લવણસમુદ્રના અધિપતિની આરાધના કરવા માટે એકાગ્રચિત્ત કરનારા તે શ્રીકૃષ્ણ, સુસ્થિતપણે અષ્ટમ તપનું આચરણ કરતા હવા. ત્યારપછી લવણનિધિનો અધિપતિ, શ્રીકૃષ્ણની પાસે આવી સુસ્થિતપણે હાથ જોડીને તે શ્રીકૃષ્ણપ્રત્યે એવું ભાષણ કરતો હવો.

લવણનિધિપતિ—હે મુરારે, તમારી આજ્ઞા ધારણ કરનારો જે હું-તેને તમે જે કર્તવ્ય કાર્ય હોય, તેનો ઉપદેશ કરો. ત્યારપછી શ્રીહરિ, તેપ્રત્યે ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે ભદ્ર, પાંડવોની પ્રિયા જે દ્રૌપદી-તે કોઇએક દુષ્ટ પુરૂષે હરણ કરીછે.

સાંપ્રતકાળે તે દ્રૌપદી, ધાતકીખંડનેવિષે છે, એવી વાર્તા સાંભળીને અમે અહીંયાં આવ્યા છૈએ; એ માટે તે દ્રૌપદીની અમોને જે રીતિએ પ્રાપ્તિ થાય તેવી કાંઇ સહાયતા કરો. એવું શ્રીહરિનું ભાષણ શ્રવણ કરી લવણાધિપતિ ભાષણ કરતો હવો.

લવણાધિપતિ—હે કૃષ્ણ, હું તે ધાતકીખંડનામક દ્વીપનેવિષે દ્રૌપદીનું હરણ કરનારો જે શત્રુ-તેને તેના સૈન્યે સહવર્તમાન વધકરી સમુદ્રમધ્યે નાખી દઈ તે સ્થળથી તે દ્રૌપદીને અહીંયાં આણી તમને સમર્પણ કરીશ. તમારો આજ્ઞાધારક જે હું-તેને તમે જેવી આજ્ઞા કરશો તે પ્રમાણે કરવા માટે તે સિદ્ધ છતાં તમે પોતેજ આ સ્વલ્પકાર્યનેવિષે આ ઉદ્યોગ શા માટે કરોછો.? ત્યારપછી મોરારી શ્રીકૃષ્ણ એવું ભાષણ કરતા હવા. કે હે લવણાધિપ, તું જે પ્રમાણે કહેછે તે પ્રમાણે સર્વ કાર્ય કરવા માટે સમર્થછે, પરંતુ અમે એ કાર્ય તારી કને કરાવ્યું છતાં તે અમારા યશની વૃદ્ધિ કરનારૂં નથી. એ માટે અમારા છ જણના રથ, આ સમુદ્રને ઓલ્લંઘન કરીને ધાતકીખંડનેવિષે જે રીતિએ ગમન કરે તેવું કરવા માટે તું યોગ્ય છે.

એવું શ્રીકૃષ્ણનું ભાષણ, તે લવણાધિપતિએ શ્રવણ કરી તેઓના રથો, ધાતકીખંડનેવિષે લેવા માટે સહાયતા કરી છતાં પાંચે પાંડવોના પાંચ રથ અને છઠ્ઠો શ્રીકૃષ્ણનો રથ-એ છએ રથો લવણ સમુદ્રને ઊતરી ધાતકીખંડનેવિષે અમરકંકાનગરીની પાસે ગમન કરતા હવા. તે છએ જણા તે નગરીના બાહ્ય ઉપવનનેવિષે સર્વઋતુમધ્યે ક્રીડા કરવા માટે યોગ્ય એવું જે ક્રિડા ગૃહ-તેનેવિષે ઉતરતા હવા. ત્યારપછી શ્રીકૃષ્ણ પોતાનો સારથિ જે દારૂક, તેને પદ્મનાભરાજાને કહેવાનો જે પ્રકાર, તે શીખવાડીને તે દારૂક, અમરકંકા નગરીમધ્યે રહેનારા પદ્મનાભરાજાના સમીપભાગે મોકલ્યો. ત્યારપછી સભામધ્યે બેસનારો જે પદ્મનાભરાજા, તેના સમીપભાગે જેની ભયંકર આકૃતિ છે એવો દારૂક, ગમન કરીને રાજાના પાદપીઠને પોતાના પગે આક્રમણ કરી મહાક્રોધે શ્રીકૃષ્ણે દીધેલી પત્રિકાને દેતો હવો; અને એવું ભાષણ કરતો હવો.

દારૂક—ગર્વના યોગે જેનું ચિત્ત વ્યાપી ગયુંછે એવા હે રાજાઓ મધ્યે અધમ, મુર નામે દૈત્યને જીતનારા અને જંબુદ્વીપનું ભારતાર્દ્ધપણુ ધારણ કરનારા જે શ્રીકૃષ્ણ-તે તને એવું કહેછે કે "રે પદ્મનાભ, મારા બંધુઓ જે પાંડવો-તેઓની પરમપ્રિયા જે દ્રૌપદી સ્ત્રી-તે પૂર્વે તેં અહિયાં ચોરી આણી છે; તે બહુ ખોટું કરર્યું છે. એ માટે મારા બાહુએ રક્ષણ કરેલા એવા જે તે પાં-ડવો-તેઓનું અને તારૂં હમણાંજ યુદ્ધ થશે. તો તેં દ્રૌપદીને લેઇને ઉતાવળે શરણ આવ; અથવા તને જો કાંઈ દુષ્ટ ગર્વ હોયતો અતિ ત્વરાએ યુદ્ધ કરવામાટે સંમુખ પ્રાપ્ત થા. હું તો પાંડવોએ સહવર્તમાન તારી નગરીના બાહ્ય ઉપવનનેવિષે છ રથોએ સહવર્તમાન આવીને યુદ્ધક્રીડા કરવા-માટે સિદ્ધ થઈ રહ્યો છું." એવી તે દારૂકની વાણી સાંભળીને મહોટા કોપનું કેવળઘરજ-એવો

તે પદ્મનાભ મહા વેગે તે પત્રિકાને ફાડી દૂર નાખી દેતો હવો, અને ભાષણ કરતો હવો.

પદ્મનાભ—હે દારૂક, એ મુકુંદ જંબુદ્વીપને માત્ર ભય ઉત્પન્ન કરનારો છે, પરંતુ અહીંયાં તો મહાશૂર એવો જે હું-તેની સાથે યુદ્ધ કરવા માટે એ કોણ ગણતીમાં છે? એ માટે તું પાછો જા. આ હું તારી પછવાડેજ યુદ્ધ કરવા માટે નીકળી આવ્યોજ. એવું શ્રીકૃષ્ણને કહી પાંડવોએ સહવર્તમાન તે શ્રીકૃષ્ણને યુદ્ધ કરવા માટે સજ્જ કર. યુદ્ધનેવિષે એ સર્વને સહજ લીલાએ હું જો ગ્રાસ ન કરૂં તો હે દૂત, હું પદ્મનાભજ નહીં એવું તું સમજજે.

એવી તે પદ્મનાભની વાણીને ગ્રહણ કરી તે દારૂક, શ્રીકૃષ્ણના સમીપભાગે પ્રાપ્ત થઈ તે પદ્મનાભે કહેલા સંપૂર્ણ પ્રકારને કથન કરતો હવો.

અહીંયાં પદ્મનાભ પોતાના સેનારૂપ તરંગોએ સંપૂર્ણ દિશાઓને પૂર્ણ કરતો થકો, અને મહાક્રોધે કરી શ્રીકૃષ્ણ તથા પાંડવોની સાથે યુદ્ધની ઈચ્છા ધારણ કરતો થકો નીકળતો હવો. તે પદ્મનાભ, "નજીક પ્રાપ્ત થયો" એવું પુંડરીકાક્ષ શ્રીકૃષ્ણ જાણીને પાંડવોપ્રત્યે એવું ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે પાંડવો, તમે આ પદ્મનાભને યુદ્ધનેવિષે જીતવા માટે જો અસમર્થ હશો તો આપણો શત્રુ જે એ પદ્મનાભ-તેની સાથે હુંજ યુદ્ધ કરૂંછું. એવું શ્રીકૃષ્ણનું ભાષણ શ્રવણ કરી પાંડવો ભાષણ કરતા હવા કે "એ તુચ્છ જે પદ્મનાભ-તેની સાથે યુદ્ધ કરવામાટે તમે શો આ ઉદ્યોગ કરચોછે? સમુદ્રના પણ ઉદકને પોતાની જ્વાળાએ શોષણ કરનારો જે વડવાનળ-તેને ટાંકીના જળને શોષણ કરવા માટે સંરંભ શામાટે જોઇએ? તે કરતાં હે વિષ્ણુ, અમેજ સાંપ્રતકાળે અમારા બળે એ પદ્મનાભનો યુદ્ધનેવિષે સંહાર કરીશું; અને જયના પાત્ર થઇશું; અથવા અમોને જીતીને એ પદ્મનાભ જયપાત્ર થશે." એવું ભાષણ કરી તે પાંડવો, તે શત્રુ જે પદ્મનાભ-તેની સાથે યુદ્ધ કરવા માટે પ્રવૃત્ત થયા; અને શ્રીકૃષ્ણ તો તે યુદ્ધનો ચમત્કાર અવલોકન કરવા માટે કૌતુકી હોતા થકા તેમજ રહ્યા. ત્યારપછી પદ્મનાભની સેનાએ સહવર્તમાન પાંડવોનો, સર્વ ભૂમંડળનો પ્રલય કરેછે કે શું! એવો મહોટો સંગ્રામ ઘણા વખતસુધી થતો હવો. ત્યારપછી તે પાંડવોએ પદ્મનાભની સેના કિંચિત્ પાછી હઠાવી છતાં, તે સમયે જેનું મહોટું પરાક્રમ છે એવો મહાબળી તે પદ્મનાભરાજા, યુદ્ધ કરવા માટે પોતે ઉઠતો હવો. ત્યારપછી તે પદ્મનાભે યુદ્ધનેવિષે પાંડવોને બાણોએ કરી એવા જરજર કરચા કે તે પાંડવો, યુદ્ધનો ત્યાગ કરી મોરારી જે શ્રીકૃષ્ણ, તેપ્રત્યે શરણે જતા હવા અને એવું કેહેવા લાગ્યા કે "હે હરે, આ પદ્મનાભને યુદ્ધનેવિષે જીતવા માટે અમે સમર્થ નથી; એ માટે તમેજ યુદ્ધાંગણનેવિષે પદ્મનાભની સાથે યુદ્ધ કરવા માટે સમર્થ છો." એવું પાંડવોનું ભાષણ શ્રવણ કરી હાસ્યયુક્ત એવા તે શૌરિ ભાષણ કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે પાંડવો, આ પદ્મનાભે તમોને જે કરતાં જીત્યા તે કરતાં હવે એ શત્રુ મને

જીતશે, કિંવા હું એને જીતીશ એનો નિયમ નથી; પરંતુ સાંપ્રતકાળે સર્વ તમે મારા યુદ્ધના કૌતુકને અવલોકન કરો. હું એ પદ્મનાભને જીતીશ; એમાં સંશય નહીં. આ પદ્મનાભે કોઈ પણ પ્રકારે મારો પરાભવ કરચો જનાર નથી.

એવું ભાષણ કરી તે શ્રીકૃષ્ણ અતિશય તીવ્ર એવા શબ્દના કડકડાટે કરી જેણે અનેક રાજાઓને ક્ષોભ પમાડ્યો છે, એવા પાંચજન્ય નામે શંખને વગાડતા હવા. તે શબ્દના નાદે કરી, પદ્મનાભની જે સેના હતી તેમાંથી એક તૃતીયાંશ સેનાનો નાશ થયો. ત્યાર પછી તે શ્રીકૃષ્ણ, હાથમાં સારંગ ધનુષ્ય ગ્રહણ કરી તે ધનુષ્યને પ્રત્યંચા ચઢાવીને મહાક્રોધે દૃઢપણે આકર્ષણ કરી ટણત્કાર શબ્દ કરતા હવા. તે સમયે અવશેષ રહેલા તે સૈન્યનો પણ એક તૃતીયાંશ, તે ધનુષ્યના નાદે કરી નાશ પામતો હવો. ત્યારપછી તે પદ્મનાભ પોતાની કેટલીક સેનાનો નાશ થએલો જોઇને અવશેષ રહેલા સૈન્યે સહવર્તમાન પલાયન કરી પોતાની નગરી પ્રત્યે પ્રવેશ કરતો હવો. અને દૃઢ એવી લોઢાની ભોંગળો વાલી સંપૂર્ણ દરવાજાઓને, અને સંપૂર્ણ રાજ્ય માર્ગોને બંધ કરાવતો હવો.

અહીંયાં શ્રીકૃષ્ણે, "પદ્મનાભ, સૈન્યે સહુવર્તમાન પોતાની નગરી મધ્યે પલાયન કરી ગયો" એવું અવલોકન કરી પોતે રથ ઉપરથી નીચે ઊતરીને આકાશના મધ્યભાગને વ્યાપનારૂં, ભયંકર, અને પ્રસરેલું એવું જે મુખ-તેનેવિષે હાસ્ય યુકત અને વિકરાળ એવી દાઢો જે સ્વરૂપ મધ્યેછે, એવા નારસિંહ સ્વરૂપને ધારણ કરતા હવા. અને પોતાના ચરણઘાતે કરી સંપૂર્ણ ભૂમંડળને કંપાયમાન કરતા થકા, અને પદ્મનાભના નગરસંબંધી સંપૂર્ણ અશ્વોને મર્યાદારહિતપણે જ્યાં ત્યાં પલાયન કરાવતા થકા સંપૂર્ણ પર્વતોને પણ કંપાયમાન કરતા હવા. તે સમયે તે નગર સંબંધી પ્રાકાર પતન પામતો હવો, કેટલાએક પૂરદ્વારના ચીરાડા થતા હવા, કેટલાંએક ઘરો પડી ગયાં, અને કેટલાંએક રાજમંદિરો છિન્ન ભિન્ન થયાં. વળી તે સમયે ભય પામેલા એવા કેટલાએક લોકો ભોંયરામાં લપાઈ રહ્યા, કેટલાએક લોકો મૂર્ચ્છિત થઈ પડ્યા, કેટલાએક લોકો પોતાના પડવાની શંકાએ વૃક્ષને આલિંગન કરતા હવા, અને કેટલાએક લોકો ઉદકમધ્યે ડુબકી મારીને રહ્યા. ત્યારપછી ભયેકરીને જેનાં નેત્રો ચંચળ થયાં છે એવો પદ્મનાભ રાજા, દ્રૌપદીની પાસે જઈ "દુષ્ટપણાનું કેવળ ઘરજ, એવો જે હું-તેના અપરાધની ક્ષમા કરવી; અને હે દેવી, મૂર્તિમાન યમસરખા એવા જે આ શ્રીકૃષ્ણ, તેનાથી મારૂં રક્ષણ કર." એવું દીન ભાષણ કરી તે દ્રૌપદીના ચરણસ્થળનેવિષે પડતો હવો. તે સમયે તે દ્રૌપદી પણ, તે પદ્મનાભપ્રત્યે એવું ભાષણ કરવા લાગી કે "હે પદ્મનાભ, તું જો સ્ત્રીવેષ ધારણ કરીને અને મને આગળ કરીને એ શ્રીકૃષ્ણને શરણ જશે તો ઉગરશે; અન્યથા તારૂં પ્રાણરક્ષણ થવું પણ મહા કઠણ છે." એવું દ્રૌપદીનું

ભાષણ શ્રવણ કરી ભયેકરી વ્યાપ્ત એવો તે પદ્મનાભ, સ્ત્રીવેષ ધારણ કરી તે દ્રૌપદીને આગળ કરી શ્રીકૃષ્ણને શરણ જતો હવો. કારણ, સંપૂર્ણ જીવ પોતાના પ્રાણનું રક્ષણ કરવામાટે જે કરતા નથી એવું કોઈપણ કર્મજ નથી. તે સમયે દ્રૌપદીને આગળ કરી શરણ આવેલા તે પદ્મનાભને અવલોકન કરી પ્રસન્ન એવા શ્રીકૃષ્ણ, નૃસિંહ સ્વરૂપનો ત્યાગકરી "હે પદ્મનાભ, તું ભય પામીશ નહી, ભય પામીશ નહીં." એવું ભાષણ કરી "તેં આ દ્રૌપદીને આ સ્થળે કેવી રીતે આણી? એ વિષે સવિસ્તર પ્રકાર નિવેદન કર." એવો પ્રશ્ન કરતા હવા. તે સમયે તે પદ્મનાભ રાજા, શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતો હવો. કે હે દેવ, કોઈએક સમયે અંતઃપુરમધ્યે હું બેઠો છતાં ત્યાં મુનિપુંગવ એવા નારદમુનિ અકસ્માત્ પ્રાપ્ત થયા. તે સમયે યથાયોગ્યપણે મેં તે નારદમુનિની પૂજા કરી. પછી તે નારદપ્રત્યે એવો પ્રશ્ન કર્યો કે "હે મુનીશ્વર નારદ, મારી જે આ પ્રિય સ્ત્રીઓ છે, એવી સ્ત્રીઓ તમે કોઈપણ ઠેકાણે જોઈઓ છે શું?" એવું મારૂં ભાષણ શ્રવણકરી તે નારદમુનિ મારીપ્રત્યે ભાષણ કરતો હવો કે "હે પદ્મનાભ, કૂવામાં રહેનારો દેડકો જેમ, પોતાની સ્ત્રી દેડકીઓને શ્રેષ્ઠ માની કૂપના તીરનેવિષે બીજા કોઈ પ્રાપ્ત થએલા દેડકાને અવલોકન કરી તે પ્રત્યે જેમ નાનાપ્રકારે ગર્વકરી ભાષણ કરેછે; તેમ તું સાંપ્રતકાળે ભાષણ કરેછે; પરંતુ હે રાજન્, પાંચાળીના રૂપ આગળ આ તારી સ્ત્રીઓનુંરૂપ શી ગણતીમાં છે?" ત્યારપછી વિસ્મયેકરી જેનું ચિત્ત હર્ષયુક્ત છે એવો હું, ફરી તે નારદપ્રત્યે ભાષણ કરતો હવો કે "હે ભગવન્, તમે જેની આવી રીતે પ્રશંસા કરોછો, તે પાંચાળી કોણ? અને ક્યાંછે?" પછી નારદ ભાષણ કરતા હવા કે "જંબુદ્વીપનેવિષે ભારતનું ભૂષણ એવું ઇંદ્રના નગર સરખું હસ્તિનાપુરનામક નગર છે. ત્યાં જેઓના બાહુદંડ પરાક્રમ યુક્તછે, અને યશ એજ જેમનું દ્રવ્યછે એવા, અને સામ્રાજ્યરૂપ વૃક્ષના આદિકંદ એવા પાંડવો-તે નગરમાં વાસ કરી રાજ્ય કરેછે. તે પાંચ પાંડવોની અત્યંત પ્રિયા એવી પાંચાળી નામે એકજ સ્ત્રી-તે બ્રહ્માએ નિર્માણ કરેલી જે રૂપ લાવણ્યની સંપત્તિ, તેનું કેવળ ઘરજ હોયના! એવી છે." એવું ભાષણ કરી તે નારદમુનિ, તત્ક્ષણ આકાશમાર્ગે નીકળી ગયા છતાં, તે સમયે પાંચાળીના ગુણવર્ણનના શ્રવણે કરી જેને કામદેવ જાગૃત થયોછે એવો હું, પૂર્વે જેની સાથે મારો સ્નેહ થયો હતો એવો મિત્ર જે ભુવનવાસી દેવ-તેનું સ્મરણ કરી તે પ્રાપ્ત થયો છતાં તેનીકને પાંચાળીને આણવા માટે પ્રાર્થના કરતો હવો. તે સાંભળી તે દેવ એવું ભાષણ કરતો હવો કે "હે પદ્મનાભ, પાંચાળી છે તે પતિવ્રતા સ્ત્રીઓનું મસ્તકભૂષણ એવું કેવળ મૌક્તિકજ છે; એ માટે તે પોતાના પતિવિના અન્યપુરૂષને કોઈપણ પ્રકારે ઇચ્છનાર નથી; તોપણ તારા આ વચનનો હું સ્વીકાર કરૂંછું." એવું બોલી મારા આગ્રહે તે ભુવનવાસી દેવ, જંબુદ્વીપનેવિષે હસ્તિનાપુરપ્રત્યે ગમન કરી ત્યાં મંદિરનેવિષે સુતેલી પાંચાળીને અવલોકન કરી પસ્વાપનિ વિદ્યાનો પ્રયોગ કરી તે દેવ, તે દ્રૌપદીને

હરણ કરતો હવો. એ પ્રમાણે તે દેવ આણીને પાંચાલી મને સમર્પણ કરી. ત્યારપછી તે પાંચાલી જાગૃત થતી હવી. તે સમયે પોતાના ગૃહને ન જોતી થકી કેવળ ભ્રમને પામતી હવી. ત્યારપછી ભ્રમયુક્ત એવી તે દ્રૌપદીપ્રત્યે હું એવું ભાષણ કરતો હવો કે "હે સુંદરી, તું પોતાના મનનેવિષે કાંઈ ખેદ કરીશ નહીં. હું તારા સમીપભાગે કિંકર છું. આ ધાતકીખંડ દ્વીપનેવિષે રાજ્ય કરનારો જે હું પદ્મનાભરાજા, તે તને જંબુદ્વીપથી અહીયાં આણતો હવો. એ માટે તું અન્યપતિની ઈચ્છા છોડીને મનેજ પતિબુદ્ધિએ સેવન કર. ત્યારપછી પાંચાળી કાંઇક વિચારકરી મારીપ્રત્યે ભાષણ કરવા લાગી કે, "હે રાજન્, આજથી છ માસપર્યંત મારો કોઈ સંબંધી આ સ્થળે જો પ્રાપ્ત ન થશે તો તે પછી તારા વચનનો હું સ્વીકાર કરીશ." એવું એનું ભાષણ સાંભળી "જેના મધ્યભાગે સાગર છે એવા જંબુદ્વીપથી આ સ્થળે કોણ આવનાર છે?" એવો વિચાર કરી તે પાંચાળીના વચનનો મેં સ્વીકાર કર્યો. પછી તેની પછવાડેજ, બ્રહ્માંડનું અતિક્રમણ કરનારો જે મહિમા-તેનું કેવળસ્થાન એવા તમે, તે મ્હોટા સમુદ્રનું પણ ઉલ્લંઘન કરી અહીંયાં પ્રાપ્ત થયા.

એ પ્રકારે કરી તે પદ્મનાભ, શ્રીકૃષ્ણને પૂર્વે થએલી કથા કહીને પછી શ્રીકૃષ્ણે તેને વિદાય કર્યો છતાં તે પદ્મનાભ, પોતાની નગરીમધ્યે પ્રવેશ કરતો હવો. ત્યારપછી શ્રીકૃષ્ણ પણ, તે દ્રૌપદીને પાંડવોને સ્વાધીન કરી તે સ્થળથી ફરી પાછા આવવા માટે નીકળ્યા. તે સમયે ત્યાં ચંપાનગરીની પાસે પુષ્પભદ્રક એ નામે જે આરામ-તેનેવિષે મુનિસુવ્રતનામે તીર્થંકરનું સમવસરણ હતું. તે સમવસરણનેવિષે મુનિસુવ્રત તીર્થંકરના સમીપભાગે દેશનાનું શ્રવણ કરવામાટે બેઠેલા જે કપિલ નામક વાસુદેવ-તે, યુદ્ધારંભે ઉત્પન્ન થએલા કૃષ્ણના પાંચજન્ય શંખના શબ્દને શ્રવણ કરી તે મુનિસુવ્રત શ્રી તીર્થંકરને પ્રશ્ન કરતા હવા કે "હે ભગવન્, સંપૂર્ણ બ્રહ્માંડને અત્યંત ભય ઉત્પન્ન કરનાર એવા મારાસરખા કોણ અન્ય પુરુષનો આ શંખનાદ વિસ્તાર પામે છે?"

એવું તે કપિલ વાસુદેવનું ભાષણ શ્રવણ કરી તે તીર્થંકર, જેનેવિષે સ્પષ્ટ વિસ્મયછે એવી પદ્મનાભ રાજાની સંપૂર્ણ કથાને વર્ણન કરતા હવા. તે સાંભળી કપિલ વાસુદેવે ફરી ભાષણ કર્યું કે "હે પ્રભો, આ ખંડ મધ્યે પ્રાપ્ત થએલા જે શ્રીકૃષ્ણ, તેમનો સત્કાર કરવામાટે મારૂં મન ઈચ્છા કરેછે." એવું સાંભળી ફરી તે તીર્થંકર પ્રભુ ભાષણ કરવા લાગ્યા કે "હે કપિલ વાસુદેવ! તીર્થંકરજિનેશ્વર, ચક્રવર્તિ અને પ્રતિ વાસુદેવ-એઓનો પરસ્પર સંગમ થવો, એ પ્રકાર કદીપણ થતો નથી, પૂર્વે કદીપણ થયો નથી અને આગળ કદીપણ થનાર નથી; એવું છે તથાપિ આ શ્રીકૃષ્ણના રથની પતાકાને તું અવલોકન કરશે." એવું તે તીર્થંકરપ્રભુનું ભાષણ શ્રવણ કરી તે કપિલવાસુદેવ, શ્રીકૃષ્ણના અનુલક્ષે કરીને ગમન કરતો થકો એક ક્ષણમાં લવણ સમુદ્રના તીરપ્રત્યે પ્રાપ્ત થતો હવો. તે સમયે દૂરથી તે શ્રીકૃષ્ણવાસુદેવના રથના આભાસને

તે કપિલવાસુદેવ અવલોકન કરતો હવો. તે એવી રીત કે જેની પાંચવર્ણની કાંતિછે, એવી સંધ્યાકાળના મેઘની આરક્તતાએ નિર્માણ કરેલા હોયના! એવા પાંચ પાંડવોના જે પાંચ રથો-તે મધ્યે રહેનારો જે શ્રીકૃષ્ણનો રથ-તેની પતાકાને સમુદ્રમધ્યે અવલોકન કરતો હવો.

ત્યારપછી તે કપિલવાસુદેવ, શ્રીકૃષ્ણવાસુદેવપ્રત્યે "મારાથી સત્કાર ગ્રહણ કરી ગમન કરવા માટે તમે યોગ્યછો" એવા સ્પષ્ટ અક્ષરો જેનેવિષે ઉચ્ચારેલા છે, એવા પોતાના શંખને વગાડતો હવો. તે સાંભળી શ્રીકૃષ્ણ પણ, "તમારા આ પ્રેમે અમારૂં સ્વાગત થયું" એવા સ્પષ્ટ અક્ષરો જેનેવિષે ઉચ્ચારેલા છે, એવા પોતાના શંખને વગાડતા હવા. તે શબ્દને શ્રવણ કરી તે કપિલ-વાસુદેવ પાછો જતો હવો. અને તે કપિલવાસુદેવ, શ્રીકૃષ્ણે જેનેવિષે અત્યંતભય ઉત્પન્ન કરચોછે એવી અમરકંકા નગરીપ્રત્યે ગમન કરતો હવો. અને તે નગરીમાં રહેનારો જે પદ્મનાભરાજા, તેપ્રત્યે એવું ભાષણ કરવા લાગ્યો કે "અન્ય દ્વીપમાંથી સ્ત્રી આણવી, એવો અન્યાય કરનારો જે તું-તેણે મારા પ્રતાપની આ ગ્લાનતા નિર્માણ કરીછે. એ માટે રે દુષ્ટ, તું આ મારી નગરીનેવિષે વાસ કરીશ નહીં." એવું ભાષણ કરી મહાક્રોધે તે પદ્મનાભરાજાને ત્યાંથી કાઢી મૂકતો હવો. અને તે રાજ્યનેવિષે તે પદ્મનાભના પુત્રને તે કપિલવાસુદેવ સ્થાપન કરતો હવો.

અહીંયાં સમુદ્રનેવિષે રથઊપર બેસી ગમન કરનારો જે ધર્મરાજા, તે તેજ રથઊપર બેસ-નારી એવી જે દ્રૌપદી, તેપ્રત્યે પ્રેમપૂર્વક ભાષણ કરતો હવો, કે "હે દેવિ, રાજાઓમધ્યે અધમ એવો તે પદ્મનાભરાજા તારી પ્રાર્થના કરવા લાગ્યો છતાં તેં પોતાના મનમાં શું ચિંતન કરી તને એક મહિનાનો વાયદો કહ્યો!" એવું ધર્મરાજાનું ભાષણ શ્રવણ કરી તે દ્રૌપદી ભાષણ કરતી હવી કે," હે દેવ, "એક મહિનામાં મારા પતિ અહિંયાં આવી મને જો નહીં લેઈ જાય તો અનશનવ્રત કરી હું મરણ પામીશ." એવું મનમાં ચિંતન કરી તે પદ્મનાભરાજાને મેં એક માસનો અવધિ કહ્યો." (અહીંયાં પાંડવચરિત્ર તથા નેમિનાથચરિત્રમાં એક મહીનાનો વાયદો લખેલોછે, પણ જ્ઞાતાજીમાં તથા શત્રુંજયમહાત્મ વિગેરેમાં છ મહીનાની અવધ કરીછે. એવું સાંભલવામાં છે. તત્વ કેવલીગમ્ય.)

એવું દ્રૌપદી ભાષણ કરતાં છતાં તે સાંભળનારો શ્રીકૃષ્ણ, સ્ત્રીના લાભે કરી જેઓનાં ચિત્ત તરંગયુક્ત છે એવા તે પાંડવોએ સહવર્તમાન, જે પ્રમાણે આવ્યા હતા તે પ્રમાણે તે સમુ-દ્રને ઊતરીને તીરનેવિષે પ્રાપ્ત થયા. અને પાંડવોપ્રત્યે ભાષણ કરવા લાગ્યા કે "સુસ્થિત એવો જે આ લવણાધિપતિ-તેપ્રત્યે હું ક્ષણભર વાતચિત કરી જયાંસુધી એની આજ્ઞા લઈઆવું, ત્યાંસુ-ધીમાં તમે આગળ જઇ આ ગંગાનદીને ઊતરી ચાલો." એવી શ્રીકૃષ્ણની આજ્ઞાએ તે પાંડવો, સુવર્ણની નૌકામાં બેસીને સાડી બાસઠ યોજન વિસ્તીર્ણ, એવી તે ગંગાનદીને ઊતરી જતા હવા.

અને "શ્રીકૃષ્ણનું બાહુબળ સાંપ્રતકાળે આપણ જોઇએ." એવો વિચાર કરી તે પાંડવો, તે શ્રીકૃષ્ણને માટે પાછી નૌકા ન મોકલતા હવા. ત્યારપછી સુસ્થિત એવો જે લવણાધિપતિ-તેનો નિરોપ લઈ શ્રીકૃષ્ણ ગંગાની તીરે પ્રાપ્ત થયા; તો ત્યહાં નૌકા મળે નહીં!! એવું જોઇને પોતાના વામ હસ્તનેવિષે પોતાના રથને લેઇને, બીજા બાહુએ તે ગંગાને તરવા માટે આરંભ કરતા હવા. તે શ્રીકૃષ્ણ, તે ગંગાનદીના પ્રવાહમધ્યે મહા સંકટે તરતા થકા પોતાના ચિત્તમાં ચિંતન કરવા લાગ્યા કે "જેઓ આ ગંગાને તરીપાર પામ્યા, એવા તે પાંડવો ખરેજ મહા સ્તુતિ કરવા યોગ્યછે." એવું પોતાના અંતઃકરણમાં ચિંતન કરી શ્રીકૃષ્ણ, તે ગંગાનદીને તરવા માટે અતિ શ્રમયુક્ત થયા છતાં તે ગંગાદેવીજ મધ્યભાગનેવિષે મૂર્તિમતી હોતી થકી, તે શ્રીકૃષ્ણની વિશ્રાંતિને માટે જલનેવિષે સ્થળને નિર્માણ કરતી હવી. તે સમયે તે શ્રીકૃષ્ણ, તે સ્થળે મુહૂર્તમાત્ર વિશ્રાંતિને લેઇને પછી તરીને ગંગાના સામાકાંઠાપ્રત્યે જતા હવા; અને તે શ્રીકૃષ્ણ, ત્યાં રહેલા જે પાંડુપુત્રો-તેઓપ્રત્યે પ્રશ્ન કરતા હવા કે, "હે પાંડવો, તમે આ ભાગીરથીને કેવી રીતે તરીને આવ્યા.?"

તે સમયે તે પાંડવો, "અમે સુવર્ણની નૌકાએ તરીને આવ્યા" એવું કહેતા હવા. તે સાંભળી કૃષ્ણ બોલ્યા કે, "તમે મારે માટે તે નૌકા પાછી કેમ મોકલી નહીં?" તે સાંભળી પાંડવો "તમારા બાહુસામર્થ્યને અવલોકન કરવા માટે અમે નૌકા મોકલી નહીં" એવો ઉત્તર કહેતા હવા. પછી ક્રોધે કરી જેનાં નેત્રો આરક્ત થયાંછે એવા તે શ્રીકૃષ્ણ, પાંડવોપ્રત્યે બોલતા હવા કે, "હે પાંડવો, કંસ, કેશી, જરાસંધ, અને ચાણૂરાદિક-એઓના વધનેવિષે પૂર્વે, અને સાંપ્રત આ પદ્મનાભરાજાના પરાભવનેવિષે તમે મારા બાહુનું સામર્થ્ય અવલોકન કર્યું નથી શું? તથાપિ વળી પણ સાંપ્રતકાળે જોવું હોય તો જૂઓ." એવું કોપે કરી ભાષણ કરી શ્રીકૃષ્ણ, લોહદંડે કરી તે પાંડવોના રથોને લોહના ચૂર્ણ સરખા ચૂર્ણ કરતા હવા; અને એવું ભાષણ કરતા હવા કે "હે પાંડવો, તમે આ મારી પૃથ્વીનેવિષે જો વાસ કરશો તો પુત્ર, બંધુ અને બાંધવોએ સહવર્તમાન તમારી સંપૂર્ણ સેના પણ નાશ પામશે. એમાં કાંઈ સંશય નહીં." એ પ્રમાણે ક્રોધે ભાષણ કરી તે શ્રીકૃષ્ણ, દ્વારકાપ્રત્યે ગમન કરતા હવા. અને જેઓનાં મુખકમળો શ્યામવર્ણ થયાંછે એવા તે પાંડવો પણ, દ્રૌપદીએસહવર્તમાન હસ્તિનાપુરપ્રત્યે ગમન કરતા હવા. અને તે હસ્તિનાપુરનેવિષે આવ્યા પછી તે વાર્તાને કુંતી અને પાંડુરાજાપ્રત્યે નિવેદન કરતા હવા. કારણ, પુત્રોના સુખનું અને દુઃખનું એક વિશ્રાંતિસ્થાન તે કેવળ માબાપજ છે. પછી પાંડુરાજા, પોતાના મનમાં કાંઈ વિચાર કરી શ્રીકૃષ્ણનું સ્તવન કરવા માટે દ્વારકાનેવિષે શ્રીકૃષ્ણના સમીપભાગે કુંતીને મોકલતા હવા.

ત્યારપછી હાથીઊપર આરોહણ કરી દ્વારકાપ્રત્યે ગમન કરનારી તે કુંતી, દ્વારકાના બાગનેવિષે શ્રી નેમીશ્વરભગવાનના સમવસરણને અવલોકન કરી ચરણે ચાલી તે સમવસરણપ્રત્યે ગમન

કરતી હવી. ત્યાં શ્રી નેમિનાથને વંદન કરી ત્યાં બેઠેલી દેવકી પાસે તે કુંતી બેઠી છતાં એટલામાં દેવકી, શ્રીનેમીશ્વરભગવાનને એવો પ્રશ્ન કરતી હવી.

દેવકી—હે પ્રભો, પૂર્વે મારા ગૃહનેવિષે જે છ સાધુઓ પ્રાપ્ત થયા હતા, તેઓ પરસ્પર સમાનપણાએ યુકત હોવાથી મારી બુદ્ધિને અભેદરૂપ ભ્રમ ઉત્પન્ન કરનારા, અને મને બહુ પ્રીતિ ઉત્પન્ન કરનારા હોઇને સ્વરૂપે કરી તે સાધુઓ, શ્રીકૃષ્ણના સ્વરૂપસરખા સ્વરૂપવાળા દેહને ધારણ કરનારા કેમ થયા? પછી શ્રીનેમીશ્વરભગવાન એવું કહેતા હવા.

નેમીશ્વર—પૂર્વે ભદ્દિલપુરનેવિષે નાગ શેઠની અત્યંત દેદીપ્યમાન એવી જે સુલસા નામે સ્ત્રી-તેણે પોતાને સંતતિ પ્રાપ્ત થાય, તે માટે ભકિતએ કરી આરાધના કરેલા હરિણૈગમેષિ નામે જે દેવ તે, તે સુલસાપ્રત્યે ભાષણ કરતો હવો કે "તને પુત્ર થશે, પરંતુ તે જીવનારા નથી, અને દેવકીના પુત્ર જીવનારા છતાં તેઓને કંસ મારનારો છે; એ માટે તારા ગર્ભ, પ્રસતકાળેજ દેવકી પાસે જશે અને દેવકીના ગર્ભ તારી પાસે આવશે." એવું બોલીને તે હરિણૈગમેષિ દેવ તારી કુક્ષીથી ઉત્પન્ન થએલા શ્રીકૃષ્ણના અગ્રજ કેવળ કૌસ્તુભ રત્નજ હોયના! એવા છ પુત્રોને તે સુલસાની પાસે ઉત્પત્તિકાળેજ લેતો હવો; અને તેના છ પુત્રો તારી પાસે આણતો હવો; તે તારા સમજવામાં આવ્યું નહીં. એ માટે કંસે મારેલા પુત્રો તે સુલસાના અને સુલસાના ગૃહનેવિષે વૃદ્ધિ પામેલા તે પુત્રો તારા. મેં પણ તે ભદ્દિલપુરનેવિષે ગમન કરી તે તારા છ પુત્રોને દીક્ષા દીધીછે; એ માટે તેઓ મોક્ષપ્રત્યે ગમન કરનારા છે. તારા પુત્રો એ કારણે સ્વરૂપે કરી કૃષ્ણ સરખા હોઇને તારી દૃષ્ટિને અમૃતરૂપ અંજનજ હોયના! એવા થતા હવા. હે દેવકી, ઔરસપુત્રોનું જે તેજ-તે એમજ આનંદે કરી શરીર ઉપર રોમાંચ ઉત્પન્ન થવાવિષે કારણ છે.

એવું શ્રી નેમીશ્વરભગવાનનું ભાષણ શ્રવણ કરી સ્નેહના તરંગોએ કરી જેના સ્તનો દુધને શ્રવવા લાગ્યા, એવી હોતી થકી તે દેવકી, "તે પોતાના ભાઇઓ છે" એવું વર્તમાન સાંભળી પ્રીતિએ કરી રોમાંચયુકત એવા જે કૃષ્ણાદિક પુત્રો-તેઓએ સહવર્તમાન તે સાધુઓને વંદના કરતી હવી. પછી શ્રી નેમીશ્વરભગવાને દેશના કહી છતાં તે શ્રવણ કરી આનંદયુકત એવા શ્રીકૃષ્ણ, ફોઈ જે કુંતી, તેને પોતાને ઘેર તેડી જતા હવા. બીજે દિવસે તે શ્રીકૃષ્ણ, ફરી કુંતીએ સહવર્તમાન શ્રી નેમીશ્વરભગવાનના સમવસરણપ્રત્યે પ્રાપ્ત થતા હવા; અને પોતાની દ્વારકાસંબંધી સંપત્તિ અનુપમછે, એવો વિચાર કરી તે શ્રી નેમીશ્વર તીર્થંકરપ્રત્યે એવો પ્રશ્ન કરતા હવા.

શ્રીકૃષ્ણ—હે પ્રભો, જેનેવિષે સંપત્તિ વૃદ્ધિ પામેલી છે, એવી આ જે દ્વારકાનગરી-તેનો ક્ષય, અને મારૂં મૃત્યુ તે સહજ પ્રાપ્ત થશે કે કોઈ બીજાથી થશે? એ સર્વ પ્રકાર મને કહો.

એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી તે શ્રીનેમીશ્વરભગવાને "દ્વારકાનો ક્ષય અને તારૂં મૃત્યુ એ બંને

બીજાથી પ્રાપ્ત થશે." એવું કહ્યું. તે સાંભળી "કોનાથી પ્રાપ્ત થશે?" એવું શ્રીકૃષ્ણ પૂછતા હવા. તે સાંભળી શ્રીનેમીશ્વરભગવાન ભાષણ કરતા હવા કે "દ્વારકાનગરીનો ક્ષય દ્વૈપાયનઋષિથી થશે, અને આ સ્નેહયુક્ત એવો જે તારો બંધુ જરાકુમાર-તેનાથીજ તારો વધ થશે, અને સર્વ યાદવના વંશના ક્ષયવિષે મદિરા એજ પ્રથમ કારણ તું જાણજે." એવું શ્રીનેમીશ્વરભગવાનનું વચન સાંભળીને ભયેકરી જેમનાં ચિત્ત વ્યાપ્ત થયાંછે, એવા સભામાં બેઠેલા સર્વે વીરો ખિન્નપણાએ વ્યાપ્ત થતા હવા. અને તે સમયે "જે આ જરાકુમાર છે તે આગળ થનારો જે બંધુવધ-તે સંબંધી પાતકનો પાત્ર થનાર છે, એ માટે એને ધિક્કાર હો." એવો વિચાર કરી સર્વે લોકોએ તે જરાકુમાર, એકદમ અવલોકન કરચો. ત્યારપછી તે જરાકુમાર, "મારા હાથથી આ ભ્રાતા જે શ્રીકૃષ્ણ-તેનો ઘાત ન થાય" એવો વિચાર કરી હાથમાં ધનુષ્ય ધારણ કરતો થકો તે સમવસરણથીજ અરણ્યમધ્યે ગમન કરતો હવો. અને શ્રીકૃષ્ણ, કુંતીએ સહવર્તમાન દ્વારકાપ્રત્યે ગમન કરતા હવા. તે દ્વારકામધ્યે યાદવોના સ્નેહે વાસ કરનારો એવો જે પરિવ્રાજક દ્વૈપાયનઋષિ, તે લોકોના મુખથી શ્રીનેમીશ્વરભગવાનના વચનને સાંભળી ખિન્ન હોતો થકો ત્યારપછી ષષ્ઠતપને કરતો થકો બ્રહ્મચારી, મન, વચન ને કાયાએ પવિત્ર થકો ઇંદ્રિયનિગ્રહ કરનારો, અને પોતાથી ઉત્પન્ન થનારો જે નગરીનો દાહ-તે સંબંધી પાતકે ભય પામનારો, એવો તે દ્વૈપાયન પણ વન પ્રત્યે ગમન કરતો હવો.

અહીંયાં સર્વે લોકોનું પ્રિય કરનારા જે શ્રીકૃષ્ણ તે, નગરીનો દાહ અને કુળનો ઉચ્છેદ-એનું મૂળકારણ જે મદ્ય-તેને નવીન ઉત્પન્ન કરવામાટે નિષેધ કરતા હવા. અને પૂર્વે ઉત્પન્ન થએલો જે મદ્ય તેને, તે શ્રીકૃષ્ણ કદંબ નામક પર્વત ઉપર જે કદંબ નામક વન-તે મધ્યે કાદંબરી નામે જે ગુફા-તેના સમીપભાગે સર્વે લોકોકને પરિત્યાગ કરાવતા હવા. તે સમયે ઘણાં વૃક્ષોએ વ્યાપ્ત એવી તે ભૂમિનેવિષે રહેલા જે શિલાકુંડો-તેઓનેવિષે તે લોકોએ પરિત્યાગ કરેલો તે મદિરા-તેણેકરી આકર્ણપર્યંત તે સર્વેકુંડો પૂર્ણ થતા હવા. તે સમયે બળદેવનો સાહ્ય કરનારો જે સિદ્ધાર્થ નામે સારથિ, તે બળદેવપ્રત્યે એવું ભાષણ કરતો હવો.

સિદ્ધાર્થ—હે દેવ, તમે જો મને આજ્ઞા દેશો તો આ નગરીનો દાહ વિગેરે ન જોતાં હું શ્રીનેમીશ્વર ભગવાન પાસેથી દીક્ષા ગ્રહણ કરીશ. તે સાંભળી બળભદ્ર બોલતા હવા.

બળભદ્ર—હે સિદ્ધાર્થ, નિરંતર સહાય એવો જે તું, તે તારા ઉપર મારી પ્રીતિછે; એ માટે તારો ત્યાગ કરવાને હું ઉત્સાહ પામતો નથી; તથાપિ તારા આગ્રહને લીધે તને દીક્ષા ગ્રહણ કરવા માટે હું આજ્ઞા આપુંછું. પણ તું દીક્ષા ગ્રહણ કરી જો દેવલોકનેવિષે ગમન કરે, તથાપિ કદાચિત્ મહા આપતિકાળનેવિષે હું અજ્ઞાને કરી મોહિત ચિત્ત થયો છતાં તે સમયે તું સ્નેહેકરી માહારી પાસે આવીને મને પ્રતિબોધ કરશે તો જા. એવું સાંભળી તે સિદ્ધાર્થ બોલ્યો કે "હે

દેવ, તમારા કહ્યા પ્રમાણે તમારા આપત્તિ કાલનેવિષે તમોને હું બોધ કરીશ." પછી બળરામે તે વચનનો અંગીકાર કર્યો છતાં તે સિદ્ધાર્થ, બળરામની આજ્ઞાએ નેમીશ્વર પાસે જઈ દીક્ષા ગ્રહણ કરતો હવો; અને છમાસિક તપ કરી સ્વર્ગપ્રત્યે જતો હવો.

અહીંયાં ઘણે દિવસે કુંતી સમય પામીને શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતી હવી કે "હે વત્સ, તારા બંધુ જે પાંડવો, તેઓને તેં સ્વદેશરહિત કર્યા. તે મધ્યે આ સંપૂર્ણ ભારતાર્દ્ધભૂમિ તારીજછે, એ માટે તેં પ્રસાદે કરી તે પોતાના બંધુઓને કોઈપણ સ્થાનકપ્રત્યે રહેવા માટે આજ્ઞા કરવી." એવું કુંતીનું ભાષણ શ્રવણ કરી પછી શ્રીકૃષ્ણ બોલ્યા કે "તે પાંડવો દક્ષિણસમુદ્રના તીરનેવિષે નવીન, પાંડુમથુરાનામક નગરીને ઉત્પન્ન કરી ત્યાં રહે." તે સાંભળી કુંતી હસ્તિનાપુરપ્રત્યે આવી તે શ્રીકૃષ્ણના વચનને પાંડવોપ્રત્યે કથન કરતી હવી. તે સમયે તે પાંડવો પણ શ્રીકૃષ્ણની આજ્ઞા પ્રમાણે દક્ષિણસમુદ્રના તીરનેવિષે ગમન કરી ત્યાં પાંડુમથુરાનામે નગરી નવીન ઉત્પન્ન કરી રહેતા હવા. તે સમયે અભિમન્યુથી ઉત્તરાનેવિષે ઉત્પન્ન થએલો સુભદ્રાનો પૌત્ર એવો જે પરીક્ષિત-તેને શ્રીકૃષ્ણ હસ્તિનાપુરમધ્યે સિંહાસન ઉપર અભિષેક કરતા હવા.

અહીંયાં પાંડુમથુરાનગરીનેવિષે રહીને રાજ્ય કરનારા, અને તે દ્વારકાના દાહની વાર્તાને હૃદયનેવિષે વારંવાર આણનારા એવા જે તે પાંડવો-તેઓને રાજ્યનેવિષે પણ સુખ ન પ્રાપ્ત થતું હવું. પછી સર્વ વસ્તુ માત્રની કેવળ જે અનિત્યતા-તેને ચિંતન કરનારા તે પાંડવો, દીનોનો ઉદ્ધાર કરવો, અને દયા કરવી ઈત્યાદિક ધર્મકર્મને આચરણ કરતા હવા. તે સમયે પાન્ડુરાજા અને કુંતી એ બંને, પોતાના હૃદયનેવિષે "સંસાર અસારછે" એવું ચિંતન કરતાં થકાં, અને શ્રીનેમીશ્વર ભગવાનથી ચારિત્રવ્રતનું ગ્રહણ કરવા માટે ઇચ્છા કરતાં થકાં તે શ્રીનેમીશ્વર ભગવાનનું સ્મરણ કરતાં હવાં. તેઓના મનની વાત જાણનારા એવા શ્રીનેમિનાથ પણ, તે સ્થળે આવી સમવસરણ કરતા હવા. કારણ શ્રીનેમીશ્વર ભગવાન્ અને સૂર્ય, એ બંને પરોપકારરૂપ કૃત્યનેવિષે તત્પર છે. ત્યારપછી ધર્મરાજા, શ્રીનેમિનાથનાં દર્શન કરવા માટે ઉત્કંઠિત હોતો થકો માતપિતાને આગળ કરી શ્રીનેમિનાથ પાસે જઈ, જેણે આપત્તિનું ઉન્મથન કર્યુંછે, એવા તે શ્રીનેમિનાથને વંદન કરતો હવો. પછી તે પ્રભુની અમૃત સરખી દેશનારૂપ વાણીને શ્રવણ કરી દેશના ગ્રહણ કરવા માટે જેમનાં ચિત્ત આતુર છે, એવા પાંડુરાજા અને કુંતી-એ બંને શ્રીનેમીશ્વરપાસે પ્રવજ્યાને માગતાં હવાં. પછી તે પાંડવોની અનુજ્ઞા લેઇને નિરંતર સમયજ્ઞાનની દેશના દેઈ તે શ્રીનેમીશ્વરભગવાને તે બંનેના મનોરથ પૂર્ણ કર્યા. તે સમયે પ્રાપ્ત થએલો જે શ્રીનેમીશ્વરભગવાનનો પ્રસાદ-તેણે કરી જેમનાં ચિત્ત હર્ષયુક્ત છે એવાં તે બંને, વ્રતના સમુદાયને અધ્યયન કરતાં થકાં શ્રીનેમીશ્વરભગવાને સહવર્તમાન વિહાર કરતાં હવાં. તે સમયે શ્રીનેમીશ્વરભગવાનનો અને માતપિતાનો વિરહ પ્રાપ્ત થયો

છતાં પાંડવોનું ચિત્ત ખિન્ન થયું; પરંતુ તે શ્રીનેમીશ્વરભગવાને કહેલો એવો જે ધર્મ-તેનેવિષે રાત્ર-દિવસ તે ચિત્ત સ્થિર રહેતું હવું.

ત્યારપછી તે પાંડવોએ તે સ્થળે સ્વામિના ચૈત્યપ્રાસાદને નિર્માણ કરી ત્યાં શ્રીનેમીશ્વર ભગવાનની પ્રતિષ્ઠાના દર્શનાદિક કરી, શ્રીનેમીશ્વરભગવાનના વિયોગે પ્રાપ્ત થએલું દુઃખ નિવારણ કરચું; પરંતુ માતપિતાનો વિયોગ તો તેઓના મનને વારંવાર ખેદ ઉત્પન્ન કરતો હવો. પછી અત્યંત ચતુર એવી જે દ્રૌપદી, તે પાંડવોની વિશેષે કરી સેવા કરતી હતી. કારણ મનુષ્યોને સ્ત્રી છે તે કેવળ પ્રીતિનું પાત્ર હોઇને સર્વ ક્લેશનો નાશ કરનારી છે. ત્યારપછી તે પાંડવો, કામદેવને જીતવા માટે જેઓનું સામર્થ્ય અત્યંત સ્ફુરણ પામનારૂં છે, એવું છતાં પણ કામવિષયકજ સર્વ વિષય છે એવું માનતા હવા. ત્યારપછી કેટલાક દિવસ તે પ્રિયપતિઓએ સહવર્તમાન અનુક્રમે સુખનો ઉપભોગ કરનારી એવી તે દ્રૌપદી, ભૂમિ જેમ નિધાનને ધારણ કરેછે તેમ ગર્ભને ધારણ કરતીહવી. પછી નવમાસ પૂર્ણ થયા છતાં દશમમાસનેવિષે તે દ્રૌપદી પ્રાતઃકાળે પૂર્વદિશા, પ્રકાશમાન ગ્રહાદિકના પ્રકાશસામર્થ્યને ગ્રાસ કરવા માટે જેનું તેજ જાગૃતછે એવા સૂર્યને જેમ પ્રસવેછે, તેમ અન્ય તેજસ્વી પુરૂષોના તેજના મહત્વનો ગ્રાસ કરવા માટે જેનું તેજ જાગૃત છે એવા પુત્રને પ્રસવતી હવી. તે સમયે સર્વ જગતને આનંદ ઉત્પન્ન કરનારો તે પુત્ર ઉત્પન્ન થયો છતાં જેને આનંદ પ્રાપ્ત થયોછે એવો ધર્મરાજા, બહુ દાન દેતો હવો; અને પ્રતિબંધમધ્યે રહેનારા બંધીજનોને મુક્ત કરતો હવો. તે સમયે અન્ય પણ જે દીન અને અનાથજનો-તેઓના ઉદ્ધારપૂર્વક તે પાંડવોએ, જેનું તેજ દેદીપ્યમાન છે એવા તે પુત્રનું પાંડુસેન એવું નામ પાડચું. પછી તે પાંડુસેનપુત્ર, બાલ્યાવસ્થાનેવિષે પણ ષડાનન સરખો પરાક્રમી હોતો થકો, અને બુદ્ધિમાનપુરૂષોમાં પ્રવીણ હોતો થકો સર્વને માન્ય એવો તે સંપૂર્ણ કળાઓને ગ્રહણ કરતો હવો. પછી સર્વના ચિત્તને ચમત્કાર ઉત્પન્ન કરનારા જે તેના ગુણો-તેને અવલોકન કરનારા પાંડવોએ અદ્‌ભુત પરાક્રમે કરી શ્રેષ્ઠ એવો તે પાંડુસેન કુમાર, યુવરાજનેવિષે અભિસેચન કરચો. પછી સર્વપ્રકારે, કરી નાનાપ્રકારની અરિહંતની પ્રભાવનાને કરનારા અને જેઓનું રાજ્ય કલ્યાણોદયકારક છે એવા પાંડવોનો કેટલોક કાળ નીકળી ગયો.

પછી એક દિવસ, સભામધ્યે બેસનારા ધર્મરાજાપ્રત્યે, જેનું મુખ કજ્જળસરખું શ્યામ છે અને જેણે હસ્તનેવિષે કૌસ્તુભમણી ગ્રહણ કરચોછે, એવો જરાકુમાર પ્રાપ્ત થતો હવો. તે સમયે જેનું સન્માન કરચુંછે એવા, અને જેના હસ્તનેવિષે કૌસ્તુભમણી છે એવા તે સભામાં બેસનારા જરાકુમારપ્રત્યે અવલોકન કરી મ્હોટા સંભ્રમને ધારણ કરનારો ધર્મરાજ પ્રશ્ન કરતો હવો.

ધર્મરાજ—હે ભ્રાત, આ તમે હાથનેવિષે શ્રીકૃષ્ણનો કૌસ્તુભમણી ધારણ કરી નિઃશં-

કપણે ક્યાંથી આગમન કર્યુંછે? હું નેમીશ્વરભગવાનની ઘણે દિવસે ઉત્પન્ન થએલી વાણીને સ્મરણ કરતો છતો ભયાતુર થયોછું. ધર્મરાજાનાં એવાં વચન સાંભળી પછી તે જરાકુમાર બોલ્યો.

જરાકુમાર—હે રાજન્, નેમીશ્વરભગવાનની વાણી સત્યજ છે. એવાં જરાકુમારનાં વચન સાંભળી ખેદ પામેલો ધર્મરાજા ફરી તેપ્રત્યે ભાષણ કરતો હવો. કે "હે જરાકુમાર, તે વાણી સત્ય કેવી રીત થઈ? તે સવિસ્તર મને કહો." તે સાંભળી જરાકુમાર બોલ્યો.

જરાકુમાર—હે ભ્રાત, સાંભળ. જે સમયે શ્રીનેમીશ્વર ભગવાનની વાણી પ્રવૃત્ત થઈ તે સમયે "આપણે હાથે કૃષ્ણનો વધ ન થવો" એ માટે હું વ્યાધની વૃત્તિ ધારણ કરી અરણ્યપ્રત્યે નીકળી ગયો. ત્યાં ઘણા દિવસ રહ્યો. એક દિવસ હરણ ઉપર મેં બાણ છોડ્યું; અને તે બાણ પાછું ગ્રહણ કરવા માટે વૃક્ષોએ કરી અંતરિત અર્થાત્, વૃક્ષનીઓથે સંતાતો થકો ગમન કરતો, જ્યાં મેં બાણ છોડ્યું હતું તે સ્થળે એવો શબ્દ ઉત્પન્ન થયો કે "અહો! સુખે ઊંઘેલો નિરપરાધી એવો જે હું-તે પ્રત્યે ન ભાષણ કરનારો એ કોણ નિર્દય પુરૂષ, બાણેકરી પદતળનેવિષે દૃઢ પ્રહાર કરતો હવો? મેંતો કદીપણ જેનું નામ ગોત્ર જાણ્યું નથી એવા શત્રુને માર્યો નથી. એ માટે જેણે આ મને પ્રહાર કર્યો, તે પુરૂષ પોતાના નામગોત્રને મને ત્વરાએ કથન કરે; એટલે હું પણ તેપ્રત્યે બાણનું પ્રતિસંધાન કરીશ." એવી ધીરપણે ઉચ્ચારેલી મહાત્મા શ્રીકૃષ્ણની વાણીને શ્રવણકરી "એ કોઈપણ મનુષ્યની વાણી છે. એ માટે મેં જેનાપર બાણ માર્યું તે હરણ ન હોય કોઈપણ મનુષ્ય છે." એવો નિશ્ચય કરનારો હું પરમખેદને પામ્યો. અને દૂરથી એવું ભાષણ કરતો હવો કે "હું દશમ દશાર્હ એવો જે વસુદેવ-તેનો જરાદેવીથી ઉત્પન્ન થએલો પુત્ર જરાકુમાર નામક છું. મનુષ્યરહિત અને ઘાતક એવા વ્યાઘ્રાદિક શત્રુઓએયુક્ત એવા આ વનનેવિષે કોઈ પણ કારણે પ્રાપ્ત થએલો તું કોણ છે?" એવું હું ફરી ભાષણ કરતો હવો. ત્યારપછી તે ભાષણ કરતો હવો કે "તારો વડીલ ભાઈ જે શ્રીકૃષ્ણ, તેજ હુંછું. એ માટે મારો વધ "આપણાથી ન થવો" એવો જે તારો પ્રયત્ન-તે સર્વ વ્યર્થ થયો. અરે નેમીશ્વર ભગવાને કરેલું ભાષણ કદીપણ અન્યથા થનારૂં નથી." એવું તે શ્રીકૃષ્ણનું ભાષણ શ્રવણકરી અત્યંત વ્યાકુળ એવો હું, તે શ્રીકૃષ્ણના સમીપભાગપ્રત્યે પ્રાપ્ત થતો હવો. અને બાણ લાગેલા કૃષ્ણને અવલોકન કરી હું મૂર્છાને પામ્યો. પછી થોડીવારે જેને ચેતના પ્રાપ્ત થઇછે એવો હું-તે શ્રીકૃષ્ણ પ્રત્યે ભાષણ કરતો હવો કે "હે શ્રીકૃષ્ણ, જે સમયે નેમીશ્વર ભગવાનની વાણી ઉત્પન્ન થઈ તેજ સમયે દ્વૈપાયનમુનિ વનમધ્યે નીકળી ગયો છતાં, તે દ્વૈપાયનથી દ્વારકાનો દાહ વિગેરે સર્વ વર્તમાન કેવી રીતે થયું?" તે સાંભળી શ્રીકૃષ્ણ, મને એવું કથન કરતા હવા કે "હે જરાકુમાર, નેમીશ્વર ભગવાનનું ભાષણ થયા પછી સર્વ પુરવાસી લોકોએ મદ્યનો પરિત્યાગ કર્યો છતાં દ્વારકામધ્યે અમારા છ મહિના નીકળી

ગયા. ત્યારપછી વૈશાખ માસ પ્રાપ્ત થયો છતાં કદંબવનનું રક્ષણ કરનારો જે માળી, તે દ્વારકામધ્યે સભાનેવિષે આવીને એવી પ્રાર્થના કરતો હવો કે "હે દેવ, તમે કદંબવનનેવિષે પૂર્વે પરિત્યાગ કરેલો મદિરા, ત્યાં રહેનારા વૃક્ષોના પુષ્પોની સુગંધીએ સુગંધયુક્ત થયો છતાં તે સ્વાદિષ્ટ મદ્યને ત્યાં ગમન કરેલા કોઇએક પુરૂષે પ્રાશન કરી, તે પુરૂષે દ્વારકામધ્યે આવીને સાંબકુમારને કાંઇક મદ્યનો નજરાણો દેઇને, અને તે મદ્યની પ્રશંસા કરી તે સાંબકુમારને મદ્યના સ્થળે લેઇને તેની કને તે મદ્ય પ્રાશન કરાવ્યો. પછી તે મદ્યની રૂચિ જાણનારો તે સાંબકુમાર, ફરી તે મદ્યનું પ્રાશન કરવામાટે ઉદ્ધત એવા અન્ય રાજપુત્રોએ સહવર્તમાન તે વનપ્રત્યે ગમન કરતો હવો. પછી તે સંપૂર્ણ કુમારો તે મદ્યને યથેચ્છ પ્રાશન કરતા હવા. ત્યારપછી તત્‌ક્ષણજ ઉન્મત્તપણાને પામી તે સર્વ કુમારો તે વનનેવિષે યથેચ્છપણે સંચાર કરવા લાગ્યા. ત્યાં એકાંતસ્થળે તપ કરનારો જે દ્વૈપાયનમુનિ--તેને અવલોકન કરી સંપૂર્ણ રાજકુમારો "આ દ્વૈપાયનમુનિ, દ્વારકાના દાહરૂપ કર્મને ઇચ્છા કરનારો છે" એવો વિચાર કરી મહાક્રોધને ધારણ કરતા હવા. તે સમયે સાંબકુમાર એવું ભાષણ કરવા લાગ્યો કે "મુનિઓ મધ્યે અધમ એવો જે દુરાત્મા આ દ્વૈપાયનમુનિ–તેહને હમણાંજ મારી નાખો. જે તપ કરીને અમારી નગરીને બાળવામાટે ઇચ્છા કરેછે, તેને અમે કેમ ન મારીએ?" એવું સાંબકુમારે ભાષણ કર્યું છતાં મદિરાંધ એવા તે તમારા સંપૂર્ણ કુમારો, કોઈ માટીનાં ઢેફાંએ, કોઈ હસ્તની થાપોટોએ, કોઈ લાકડીઓએ, અને કોઈ મુષ્ટિઓએ પ્રહાર કરી તે દ્વૈપાયનમુનિને મૃતપ્રાય કરતા હવા. પછી તે મૂર્ચ્છિત થએલા મુનિને "આ મરણ પામ્યો" એવો નિશ્ચય કરી તેનો પરિત્યાગ કરી તે સંપૂર્ણ કુમારો ઘેર આવતા હવા. ત્યારપછી મૂર્ચ્છા નિવૃત્ત થઈ છતાં સક્રોધ એવા તે દ્વૈપાયનમુનિને હું અવલોકન કરી એ વર્તમાન જણાવવાસારૂં અહીંયાં આવ્યોછું." હે જરાકુમાર, એવું કહીને તે કદંબવનનું રક્ષણ કરનારો માળી છાનો રહ્યો છતાં તે દ્વૈપાયનમુનિથી અનર્થ પ્રાપ્ત ન થાય એવો નિશ્ચય કરી બળરામે સહવર્તમાન હું, તે ઋષિનું શાન્તવન કરવામાટે તે વનપ્રત્યે ગમન કરતો હવો. અને ત્યાં કોપાવેશે કરી જેનાં નેત્રો ભયંકર છે એવા તે મુનિને અવલોકન કરતો હવો. તે સમયે હું હાથ જોડી નમ્રતાપૂર્વક તે મુનિપ્રત્યે ભાષણ કરતો હવો કે "હે મુને, આચરણ કરવામાટે અશક્ય એવું આ તમારૂં તપ ક્યાં? અને આ દુઃસહ કોપ ક્યાં? એ બંનેનો તેજ અને અંધકારના સરખો એક ઠેકાણે વાસ કેમ થશે? અર્થાત્ થવાનો નથી. હે મુને, તારો આ ક્રોધરૂપ અગ્નિ, તારા શમરૂપ પાણીએ વારંવાર સિંચન કરેલા અને મુક્તિ સંપત્તિરૂપ ફળોએ ફલિત થએલા એવા તપોરૂપ બીજથી ઉત્પન્ન થએલા વૃક્ષ સમુદાયને દહન કરેછે. હે મહામુને, મદ્યપાને કરી અંધ થએલા બાળરૂપ જે અજ્ઞાની–તેઓએ જે તારૂં અપરાધાચરણ કર્યું, તે મને સાંપ્રતકાળે ક્ષમા કરવામાટે તું યોગ્યછે." એવું મારૂં ભાષણ શ્રવણ કરી

તે મુનિ ભાષણ કરતો હવો કે "હે વિષ્ણો, તારા આ શાંત્વન વચનોએ કરી કાંઇ ઉપયોગ નથી; એ માટે તે સમાપ્ત કરવાં. સાંપ્રતકાળેજ ક્રોધાંધ એવો જે હું-તેણે આ તમારા અપરાધે કરી છેવટ એવો નિશ્ચય કર્યો છે કે "હું દ્વારકાનો અને યાદવોનો નાશ કરીશ. એ માટે હે હરે, તું અને બળરામ-એ બે વિના દ્વારકાવાસી સંપૂર્ણ લોકોનો પ્રલય થશે." એવું તે મુનિનું ભાષણ શ્રવણ કરી ફરી તે ઋષિની પ્રસન્નતા કરવામાટે ઇચ્છા કરનારો એવો જે હું-તે પ્રત્યે અવલોકન કરી બળભદ્ર, મારો એવો નિષેધ કરતા હવા કે "હે વિષ્ણો, એ મુનિનું શાંત્વન કરવું બસ કરો. જેમનાં પાય, નાસિકા અને હસ્ત એ વાંકાં છે; તથા અધરોષ્ઠ, ઉદર અને નાસિકા સ્થૂળછે, એવા જેઓ હીનાંગ અને કાણા છે, તે પુરૂષો કદી શાંતિને પામતા નથી." એવું બળરામનું ભાષણ સાંભળીને ખિન્નચિત્ત એવો હું ત્યાંથી દ્વારકામધ્યે ગયો છતાં, તે દ્વૈપાયનઋષિનો નિશ્ચય કરેલો જે સર્વ પ્રકાર, તે નગરવિષે વિખ્યાતિ પામતો હવો. પછી નેમીશ્વર ભગવાનના ઉપદેશેકરી અને મારી સ્વાભાવિક આજ્ઞાએકરી દ્વારકાના સંપૂર્ણ લોકો ધર્મકર્મનેવિષે એકાગ્રતાએ સજ્જ થતા હવા. તે સમયે તે અવસરને જાણનારા એવા કૃપાળુ નેમીશ્વરભગવાન્ ત્યાં પ્રાપ્ત થઈ પોતાનાં માતપિતાને, પ્રદ્યુમ્નાદિક રાજકુંવરોને, રૂક્મિણી જેઓમાં મુખ્યછે એવી મારી સ્ત્રીઓને, અને મરણના ભયે કરી વ્યાકુળ થએલા એવા અનેક દ્વારકાવાસી લોકોને પ્રવ્રજ્યા દેતા હવા. અને "દ્વારકાનો નાશ ક્યારે થશે?" એવું મેં તેમને પૂછ્યું છતાં "આજથી બારમે વર્ષે દ્વારકાનો નાશ અવશ્ય થશે" એવું મને કહીને તે નેમીશ્વરભગવાન્ અન્ય ઠેકાણે વિહાર કરતા હવા. ત્યારપછી ચતુર્થ, અને ષષ્ઠ-ઇત્યાદિક તપનેવિષે જેમનાં ચિત્ત તત્પર છે, એવા સંપૂર્ણ લોકોનાં નિર્વિઘ્નપણે અગીયાર વરસ નીકળી જતાં હવાં. ત્યારપછી બારમું વર્ષ થોડુંક નીકળી ગયું છતાં, "આપણા તપે કરી જીતેલો તે દ્વૈપાયન મુનિ, નિશ્ચયેકરી નષ્ટ થયો હશે." એવો નિશ્ચયકરી નગરી સંબંધી સંપૂર્ણ લોકો આળસ્યરહિત હોતા થકા પણ ફરી મદિરાદિકના સેવને કરી પ્રમાદને સ્વીકારતા હવા. કારણ, ભવિતવ્યતા છે તે દુર્લંઘ્ય છે. ત્યારપછી દ્વારકાનેવિષે ભૂમિકંપ, વજ્રપાત, અને ઉલ્કાપાત-ઇત્યાદિક ઘણાક ઉત્પાત ઉત્પન્ન થતા હવા. ગ્રહોથી ધુમ્ર નીકળવા લાગ્યો, સૂર્યથી અગ્નિ વરસવા લાગ્યો, ચિત્રનેવિષે લેખન કરેલાં રૂપ નૃત્ય કરવા લાગ્યાં, અને પૂતળીઓ હાસ્ય કરવા લાગીઓ. વળી અકાળેજ સૂર્ય ચંદ્રનો રાહુએ કરેલો ગ્રાસ ઉત્પન્ન થતો હવો. તેમજ રાત્રીનેવિષે સર્વ લોકોએ અકલ્યાણરૂપ ફળ દેનારાં સ્વપ્ન અવલોકન કર્યાં. તે સમયે દ્વારકાના સર્વ રત્નો નાશ પામ્યાં, અને મારાં ચક્રાદિક આયુધો પણ નાશ પામતાં હવાં. ત્યારપછી આસપાસ પ્રલયકાળનો વાયુ વહેવા લાગ્યો, તે દૂરથી વૃક્ષોને ઉખેડી દ્વારકાનગરીમાં આણીને નાખતો હવો. તે સમયે ભયે કરી ગુપ્ત રહેલા જે બાહારના સાઠ કુલ કોટી, અને દ્વારકાં મધ્યે વાસ કરનારા બહોતેર કુલ કોટી

યાદવોની-તેઓ સંપૂર્ણને દ્વારકાનગરનેવિષે એકઠા કરીને કોઇએક પુરૂષે તેઓને પીડિત કર્યા. તે સમયે કોઇએક ભયંકર પુરૂષ પ્રાપ્ત થઈ મારા અને બળરામના દેખતાં છતાં કાષ્ઠેએ પૂરિત એવી દ્વારકાને અગ્નિ પ્રદીપ્ત કરી બાળી નાખતો હવો. તે સમયે હું શોકાંધકારે કરી વ્યાપ્ત થતો હવો; અને સંપૂર્ણ આકાશ જે છે તે, આસપાસ વિસ્તાર પામનારા ધુમ્રના સમુદાયેકરી અત્યંત વ્યાપ્ત થતું હવું. ત્યારપછી આકાશમધ્યે પ્રસાર પામનારી જે પ્રદીપ્ત અગ્નિની જવાળાઓ-તેણે કરી આકાશમધ્યે પ્રસાર પામેલો ધુમ્ર નાશ પામતો હવો. અને મારો શોકાંધકાર તો અત્યંત વૃદ્ધિ પામતો હવો. ત્યારપછી બળરામે સહવર્તમાન હું વસુદેવ, દેવકી, અને રોહિણી-એઓને રથઉપર બેસાડી અન્ય ઠેકાણે લેવા માટે પ્રવૃત્ત થયો. તે સમયે ચાબુકે કરી ઘણા પ્રહાર કરેલા પણ અશ્વો કિંચિત્ સહ્વાં રથનું આકર્ષણ કરવા માટે સમર્થ થયા નહીં. ત્યારપછી બંધનસ્થાનનેવિષે જેમણે પોતાના સ્કંધભાગ અર્પણ કર્યાછે, એવા અમે બંને ધૂંસરૂં વહેનારા થયા. તે સમયે અકસ્માત્ રથનાં ચક્રો ભગ્ન થયાં, અને તે રથનાં બંધનસ્થાન પણ ભગ્ન થયાં; તથાપિ કોઇપણ પ્રકારે અમે તે રથ, પુરના દરવાજા પાસે લીધો. તતક્ષણ ત્યાં કોઇએક પુરૂષ પ્રાપ્ત થઈ તેણે દરવાજાનાં કમાડ બંધ કર્યાં. તે સમયે બળરામે મહાવેગે પોતાના લત્તાપ્રહારે કરી તે દરવાજાનાં કમાડ ઉઘાડ્યાં. તે સમયે કિંચિત્ ભૂમિમધ્યે નિમગ્ન થએલા રથ અમે આકર્ષણ કર્યો છતાં પણ, ન ચલન પામતો હવો. ત્યારપછી માતપિતાનું રક્ષણ કરવામાટે જે સામર્થ્ય, તે વિષે ક્લીબ એવો હું ખિન્ન થતો હવો. એ પ્રમાણે ખેદ પામનારો જે હું-તે પ્રત્યે આકાશનેવિષે રહેનારો કોઇએક દેવ ઉચ્ચસ્વરે કરી ભાષણ કરતો હવો કે "હે કૃષ્ણ, તું જોકે માતપિતાના રક્ષણમાટે મહાપ્રયાસ કરશે, તોપણ તે નિષ્ફળ થશે. એ માટે તું માતપિતાનું રક્ષણ કરવામાટે જે પ્રયાસ કરેછે તે હવે બસ કર. કારણ, પૂર્વે રાજકુમારોએ પીડા પમાડેલો જે દ્વૈપાયનમુનિ-તેજ હું અગ્નિકુમાર દેવરૂપે થયો છું. પૂર્વે મને પીડા કરી તેનું સ્મરણ કરી તે દિવસથી આજપર્યંત હું વૈર ધારણ કરનારો છું; પરંતુ અગીઆરવર્ષપર્યંત મહા ઉત્કર્ષે શોભનારા એવા જે સર્વે દ્વારકાવાસી લોકોનો અપ્રમાદ એટલે તપસ્યા, જિનપૂજા, અઠાઈમહોત્સવાદિકે કરી સાવધાનપણું-તેણે કરી તેઓનો નાશ કરવામાટે મને અવકાશ પ્રાપ્ત થયો નહીં. એ માટે હુંજ જેનું મૂળ કારણ છું, એવા આ અગ્નિએજ આ તારાં માતપિતા હું મૃત્યુને પમાડીશ. એ માટે જે વાત કદી થનારી નથી તે વાત કદી થતી નથી, અને જે વાત અવશ્ય થનારી છે, તે અન્યથા થતી નથી. તે માટે તમે બંને અહિંયાંથી નીકળી જાઓ; અને પૂર્વે મેં જે તમને કહ્યુંછે, તેને વિસરશો નહીં." એવી તે દેવની વાણીને શ્રવણકરીને પણ અમે બંને ફરી રથનું આકર્ષણ કરવા લાગ્યા છતાં, અમારા સ્નેહે અત્યંત વ્યાકુળ એવાં અમારાં માતપિતા અમારીપ્રત્યે ભાષણ

કરતાં હવાં કે "હે વત્સૌ, અમારેવિષે તમે ઉત્તમપ્રકારનું વાત્સલ્ય કરચ્યું; પરંતુ અવશ્ય થનારો જે પ્રકાર-તે મહાન પુરૂષ હોય તેને પણ પ્રાપ્ત થતો નથી શું? તો અવશ્ય પ્રાપ્ત થાયછેજ. એ માટે તમોને કલ્યાણકારી માર્ગ થાઓ. તમો અન્ય ઠેકાણે ગમન કરો. તમારો ઘણા કાળપર્યંત વિજય થાઓ. અમે તો આ સ્થળે નેમીશ્વર ભગવાનનો આશ્રય કરચ્યોછે. એ માટે આજપર્યંત અમે મને કરી જે પાતકનું ચિંતન કરચ્યું હોય, વચને કરી જે પાતકનો ઉચ્ચાર કરચ્યો હોય, અને કાયાએ કરી જે પાતકનું આચરણ કરચ્યુ હોય તે સર્વ મિથ્યાદુષ્કૃત થાઓ. અમે સંપૂર્ણ જીવો પાસે એવી ક્ષમા માગીએ છૈએ કે, સર્વ જીવો અમારા અપરાધનો ક્ષમા કરો. સંપૂર્ણ જગતનિવાસી જીવોની સાથે અમો મૈત્રીભાવ કરીએ છૈએ, પણ કોઇની સાથે વૈરભાવ ધારણ કરનારા નથી. અમે પૂર્વે કરેલો જે અશનાદિક ચતુર્વિધ આહાર-તેનું પ્રત્યાખ્યાન કરીએ છૈએ. હવે અમે અર્હંતાદિક પંચપરમેષ્ટીનું સ્મરણ કરીએ છૈએ. સાંપ્રતકાળે કોઈ કોઇનો પણ કોઇપણ પ્રકારે હિતકારક નથી. અને અમારો પણ કોઈ નથી. માટે હવે અમે, અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલીભાષિત ધર્મ એ ચારનું શરણ કરીએ છૈએ." એવું ભાષણ કરી સર્વ ઠેકાણે વિરક્તિ ધારણ કરનારાં, અને આહારનો પરિહાર કરવા માટે તત્પર, એવાં માતપિતાએ વિસર્જન કરેલા અમે બંને એવો વિચાર કરતા હવા કે, "જેમના કંઠનેવિષે કરોચલી પ્રાપ્ત થઇછે એવાં અતિ વૃદ્ધ, અને જેઓએ ઇંદ્રિઓનો નિગ્રહ કરચ્યોછે, એવાં આ વૃદ્ધોનો ત્યાગ કરી અહીંયાંથી અમે કેમ જઇએ?" એટલામાં દેવોમધ્યે અધમ તે દેવ, એક ક્ષણમધ્યે ત્યાં મેઘનીપરે અગ્નિ વર્ષાવતો હવો. તે દાહમધ્યે પ્રાપ્ત થએલાં તે માતપિતા, પંચપરમેષ્ટીના ધ્યાને કરી સ્વર્ગપ્રત્યે ગમન કરતાં હવાં. તે સમયે "હે પ્રભો! જરાસંધના રોષે કરી અમારો નાશ થતો છતાં તે સમયે અમારૂં રક્ષણ કરનારા એવા હે પ્રભુ. તમારા દેખતાં છતાં આ અસહ્ય અગ્નિએ અમે દહન થઇએ છૈએ." એવા નગર-વાસી લોકોના અશ્રુપાતે સહવર્તમાન ઉત્પન્ન થએલા દીન પ્રલાપોએ કરી જેની કર્ણેંદ્રિય વિદીર્ણ થઇછે એવા હું, બળરામે સહવર્તમાન જીર્ણ એવા ઉપવનપ્રત્યે પ્રાપ્ત થતો હવો. અને તે વનથી, ભસ્મરૂપ થનારી દ્વારકાંને અવલોકન કરી તે દ્વારકાના ઉપવનનેવિષે ખિન્નચિત્ત થઇને કેવળ રંકસરખો એવો હું, બળરામપ્રત્યે ભાષણ કરતો હવો કે, "હે આર્ય! આ દ્વારકાંનગરીની તે લક્ષ્મી ક્યાં? અને આ મહા દાહ ક્યાં? અને પૂર્વે હોનારૂં તે મારૂં શૌર્યત્વ ક્યાં? અને સાંપ્રત મને પ્રાપ્ત થનારી એવી આ ક્લીબતા ક્યાં? તસ્માત હે આર્ય! સાંપ્રતકાળે શું કરવું? એવિષે મૂઢ એવો મ્હોટી આપત્તિમાં પડેલો હું શું કરૂં? અને ક્યાં જાઉં? કારણ, રાજ્ય સમુદાયનેવિષે જ્યાં ત્યાં મારા વિરોધી રાજાઓ છે."

ત્યારપછી બળરામ ભાષણ કરવા લાગ્યા કે, "હે કૃષ્ણ! તું ખેદ કરીશ નહીં. નેમીશ્વર

ભગવાને વ્યાખ્યાન કરેલું સંસારનાટક તેં શ્રવણ કર્યું નથી શું? આ સંસારનાટકનેવિષે કર્મ પરિણામરૂપ નિરંકુશ સૂત્રધાર છે; અને સંપૂર્ણ પ્રાણિઓ નાનાપ્રકારનાં ભૂષણો ધારણ કરનારાં નાટ્યપાત્રો છે. તે સૂત્રધાર યથેચ્છપણે મહોટા આનંદે સર્વ જીવરૂપ નાટકપાત્રોને હર્ષ શોકાદિક ભાવવિવર્ત કરી નાચ કરાવેછે; એ માટે સંસારનાટકનેવિષે એ સૂત્રધારે પાત્રોની ઉપસંહાર સ્થિતિ નિર્માણ કરેલી છે. એ માટે હે વિષ્ણો? તું ખેદ પામીશ નહીં. સાંપ્રતકાળે આપણ બંને ફરી પાંડવોના સમીપભાગે ગમન કરીએ. તે પાંડવો, આપણે કરેલા ઉપકારને સ્મરણ કરતા થકા અપકારને કદીપણ સ્મરણ કરતા નથી. કદાચિત્ અપકાર કર્યો છતાં પણ સુજન પુરૂષછે તે, જેમ દગ્ધ થનારૂં પણ ચંદન પોતાના સુગંધીપણાને છોડતું નથી, તેમ પોતાના સુજનપણાનો ત્યાગ કરતો નથી.

એવું પરસ્પર ભાષણ કરી અમે પાંડવોની નગરીપ્રત્યે જવા માટે નીકળ્યા; તે માર્ગનેવિષે શ્રમે કરી પીડિત હોતા થકા કેટલેકકાળે હસ્તિકલ્પપુરના ઉપવનપ્રત્યે પ્રાપ્ત થયા. ત્યારપછી ક્ષુધાતુર એવો જે હું-તે પ્રત્યે બળરામ અવલોકન કરી ભોજન આણવાની ઇચ્છાએ નગરનેવિષે ગમન કરવા નીકળ્યા. તે સમયે મેં તે બળરામપ્રત્યે એવું ભાષણ કર્યું કે, “હે રામ! આ નગરનેવિષે ધૃતરાષ્ટ્રનો પુત્ર અચ્છદંત નામેછે; તે પાંડવોનો પક્ષપાતી એવો જે હું-તેની સાથે નિરંતર વૈરપણું ધારણ કરેછે; એ માટે આ નગરીનેવિષે તમને તે દુષ્ટ, વૈરને યોગ્ય એવા કોઈ અનિષ્ટને જો કરેતો, તમે ત્વરાએ સિંહનાદ કરજો; એટલે હું તે સિંહનાદ સાંભળીને મહાત્વરાએ તે અચ્છદંતને જીતવા માટે આવીશ.” એવું મારૂં ભાષણ સાંભળી બળરામ, તે ભાષણનો સત્કાર કરી નગરમધ્યે નીકળી ગયા. પછી થોડીજ વારમાં મારા કર્ણમૂળનેવિષે સિંહનાદ સાંભળવામાં આવ્યો. ત્યારપછી ક્રોધે કરી ભયંકર એવો હું, મહાવેગે કરી દોડતો હવો. અને આચ્છાદન કરેલા તે નગરના દરવાજાને ચરણપ્રહારે કરી ઉઘાડતો હવો; અને આગળ નગરમધ્યે નીકળ્યો. પછી હું, હાથી બંધન કરવાનો સ્તંભ હાથમાં લેઈ તેણે કરી અચ્છદંતની ચતુરંગસેનાને ભેદન કરનારા એવા બળરામને અવલોકન કરતો હવો. અને તે નગરસંબંધી એક પરિઘ હું મારા હાથમાં ગ્રહણ કરી તે અચ્છદંતપ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે “હે દુરાત્મન્! કૌરવોનો અંત કરનારો એવો હું શ્રીકૃષ્ણ આવ્યોછું, તે તું જો.” પછી મારા હાથમધ્યે ધારણ કરેલા પરિઘને જોઇને મરણભયે વ્યાકુળ એવો પ્રણામ કરનારો અચ્છદંત, પોતાના હાથ જોડી મારીપ્રત્યે ભાષણ કરવા લાગ્યો કે “હે શ્રીકૃષ્ણ, કોઈ કારણપરત્વે સંકટ દશામધ્યે પ્રાપ્ત થએલો પણ સિંહ, હરિણને આક્રમણ કરશે નહીં શું? અર્થાત્ કરશેજ; તેમ તમે પણ મને મારશોજ એમાં કાંઈ સંશય નથી. હે દેવ સાંપ્રત તમારો સેવક એવો જે હું-તેનો બળરામ સાથે યુદ્ધરૂપ જે અપરાધ, તેની ક્ષમા કરવી.” એવું તે અચ્છદંત ભાષણ કરીને, તે અચ્છદંત શરણે આવ્યો છતાં તેનો પરિત્યાગ કરીને ફરી નાના

પ્રકારનો મનોહર એવો આહાર જેના હસ્તનેવિષેછે; એવા બળરામે સહવર્તમાન હું તે ઉપવન પ્રત્યે આવ્યો; અને ત્યાં બળરામને મેં એવો પ્રશ્ન કરચો કે "હે રામ! આ ભોજનયોગ્ય અન્ન તમને કેવી રીતે પ્રાપ્ત થયું? અને નગરમધ્યે શત્રુ એવા તે અચ્છદંતના દૃષ્ટિમાર્ગનેવિષે તમે કેમ પ્રાપ્ત થયા? અર્થાત્ તેના દેખવામાં તમે કેવી રીતે આવ્યા?" પછી તે બળરામે મને એવું કહ્યું કે, "હે ગોવિંદ! નગરમધ્યે બજારનેવિષે ઉત્તમપ્રકારના ભોજનલાયક અન્નને હું સુવર્ણનું કડુ આપી વેચાતું લેઇને માર્ગે ચાલ્યો છતાં, કોઈપણ પ્રકારે કરી જેણે વૃત્તાંત જાણ્યોછે એવો, યમના સરખો ભયંકર, અને સેનાનો કેવળ સમુદ્ર એવો તે અચ્છદંત મને રોધન કરતો હવો; અને એવું ભાષણ કરવા લાગ્યો કે, "રે રોહિણી પુત્ર, રે પાંડવબાંધવ, તું ક્યાં જાયછે? તું ફરી પોતાના હસ્તમાં આયુધ ધારણ કર; અને યુદ્ધ કરવા માટે મન પણ ધારણ કર." એવું તેનું ભાષણ સાંભળીને ભોજ્યપાત્રનો ત્યાગ કરી સિંહનાદે કરી ઉદ્ધત એવો હું હસ્તિબંધન કરવાનો સ્તંભ હાથમાં લેઇને તેણે કરી શત્રુની સેનાનો નાશ કરતો છતાં તેં પણ આવીને મને જોયો." એવો બળરામે વૃત્તાંત કહ્યો. પછી અમે તે વનમધ્યે ભોજન કરી અનુક્રમે આગળ નીકળ્યા; તે કેટલેક કાળે, જેનેવિષે ઉદક દુષ્પ્રાપ છે, એવા કૌશાંબનામે આ અરણ્યપ્રત્યે આવ્યા. તે સમયે આ પુન્નાગવૃક્ષની છાંયાપ્રત્યે પ્રાપ્ત થએલો, શ્રમ પામેલો, અને તૃષાક્રાંત એવો હું, બળરામપ્રત્યે ઉદકપાનની યાચના કરવા લાગ્યો. તે સમયે "ઉપદ્રવેયુક્ત એવા આ અરણ્યનેવિષે તું અસાવધાન રહીશ નહીં" એવી મને આજ્ઞા કરીને, અને "હું ઉતાવળો પાણી લેઇને પાછો આવુંછું" એવું કહીને, અને મારા સહાય માટે વનસંબંધી દેવતાઓને યોજીને આ સ્થળથી તે બળરામ પાણીનો શોધ કરવા માટે નીકળી ગયા. પછી હું તો પીતાંબરે આચ્છાદિત એવા માહારા ડાબા ખોળાનેવિષે દક્ષિણ ચરણને આરોપણ કરીને, શ્રમે કરીને જેને નિદ્રા પ્રાપ્ત થઇછે એવો હું, આ વૃક્ષના અધોભાગનેવિષે શયન કરતો હવો. ત્યારપછી કોઇએક ભ્રમે કરીને તેં મને ચરણનેવિષે બાણે કરી વિદ્ધ કરચો. હે જરાપુત્ર! એ તને મેં મારી મૂળથી સંપૂર્ણ કથા કહીછે."

એવું તે કૃષ્ણના મુખથી દ્વારકાનું દાહરૂપ અનિષ્ઠ શ્રવણ કરી હું મોહોટા દુઃખે કરી દૈવની નિંદાપૂર્વક એવો શોક કરતો હવો કે, "જેનાં કર્તવ્ય અતકર્ચ્ય છે એવા હે વિધે! નાનાપ્રકારના કૌતુકોએયુક્ત એવી એ દ્વારકાંને નિર્માણ કરી સાંપ્રતકાળે તે દ્વારકાંને દગ્ધ કેમ કરતો હવો? હા દૈવ!! મારાં માતપિતા તે દ્વારકાંમધ્યે અગ્નિએ દગ્ધ થયાં. હવે સ્નેહયુક્ત એવા તે મારા બંધુઓ ક્યાં હશે વારૂ? અને જેણે ઇંદ્રનું સામ્રાજ્ય જીત્યુંછે, એવું તે શ્રીકૃષ્ણનું રાજ્ય ક્યહાં ગુમાવ્યું? અને વેલુકાએયુક્ત એવા આ વૃક્ષના અધોભાગે તે કૃષ્ણનું રહેવું કેમ થયું? અને હાહાઇતિખેદ!! ત્યાંપણ આ કૃષ્ણનું મારા હાથે બાણે કરી તાડન કેમ થયું? હાહા! સુખે ઉંઘેલા એવા ભાઈ જે

શ્રીકૃષ્ણ, તેના વધે કરી મલીન એવો જે હું-તેને ધિક્કાર હો." એ પ્રકારે કરી શોક કરનારો જે હું-તેમ્પ્રત્યે વાત્સલ્યે કરી ઉત્સુક એવા તે શ્રીકૃષ્ણ ભાષણ કરતા હવા કે, "હે જરાપુત્ર! તારા હવે એ વિલાપ બંધ કર. સાંપ્રતકાળે તું કોઈ મારૂં કાર્ય કરનારો થા. આ સમયથી એક મુહૂર્તમાત્રમાં મને મૃત્યુ અવશ્ય પ્રાપ્ત થશે. એ માટે સાંપ્રતકાળે હું શ્રીનેમિનાથના પદપંકજનું સ્મરણ કરૂંછું; ત્યાંસુધી તું આ મારા કૌસ્તુભને લેઇને મહાવેગે પાંડવોપ્રત્યે ગમન કર. જો નહીં ગમન કરેતો જળગ્રહણ કરી બળરામ આવ્યા છતાં તાહરો અવશ્ય પ્રાણઘાત થશે; એ માટે તું કેટલાક દૂર માર્ગપર્યંત ત્વરાએ ગમન કરવાને તત્પર હોતો થકો ગમન કર; એટલે અહીંયાં પ્રાપ્ત થએલા બળરામ રોષે કરી તારી પાછળ ગમન કરનાર નહીં.

એવાં શ્રીકૃષ્ણનાં વચન સાંભળી પછી તે શ્રીકૃષ્ણના ચરણનેવિષે લાગેલા બાણનો ઉદ્ધાર કરી અર્થાત્ તે બાણ ચરણમાંથી કાઢીને, અને તે શ્રીકૃષ્ણે આપેલા કૌસ્તુભને ગ્રહણ કરીને હે ધર્મનંદન! હું આ ઠેકાણે પ્રાપ્ત થતો હવો." એવી જરાકુમારના મુખથી દ્વારકાંની કથાને શ્રવણ કરી શ્રીકૃષ્ણનેવિષે પરમસ્નેહ ધારણ કરનારા એવા તે પાંચ પાંડવો શોકગ્રસ્ત છતાં અકસ્માત્ શ્રુતજ્ઞાનને પામતા હવા. પછી તે પાંડવોને વિચારે કરી પ્રાપ્ત થએલો જે વિવેક તે, પાંડવોના શોકનો નાશ કરીને ચિત્તવૃત્તિનેવિષે જેણે વાસ કર્યોછે એવા, અને યતિધર્મ તથા શ્રાવકધર્મ-એ બે પુત્રોએ અને સમ્યગ્દર્શનરૂપ પ્રધાનેકરી શોભિત, અને જેના સમીપભાગનેવિષે સંતોષરૂપ સેવક બેઠોછે, એવા ચારિત્રરૂપ રાજાને બતાવતો હવો. પછી તે ચારિત્રરાજાના અવલોકને કરી-નેજ તે પાંડવો પરમસુખનો અનુભવ લેતા હવા. અને વૈરાગ્યાદિકનું કારણ, એવા તે જરાકુમા-રનેજ મ્હોટો ઉપકારી એવો જાણતા હવા. તે સમયે તે પાંડવોએ પૂર્વે ઘણીવખત સ્વીકાર કરેલા જે મોહરાજાદિક, તેપણ પ્રત્યેક પાંડવોને અત્યંત ઉપકારી ભાસવા લાગ્યા. પછી સદ્બોધ-સહિત નિર્વેદનામક મિત્ર, પાંડવો પાસે આવીને મોહાદિકોના પૃથક્ ગુણને પાંડવો માટે કથન કરતો હવો. પછી તે પાંડવો, પોતાના ચિત્તનેવિષે એવું ચિંતન કરતા હવા કે "આ અમારો મોહ, શત્રુ છતાં કેવલ મિત્રજછે; એવું ભાસેછે. આજસુધી એ મોહનો જ્યેષ્ઠ પુત્ર જે રાગનામે સિંહ, તેણે અસાર એટલે મિથ્યાભૂત એવા પણ સંપૂર્ણ વિષય, સારરૂપત્વે કરીને એટલે ખરાપ-ણાએ કરીને અમોને દેખાડ્યા. અને આ મોહનો કનિષ્ઠ પુત્ર જે દ્વેષ નામે ગજેંદ્ર તેણે, કરવામાટે અયોગ્ય એવો પણ બંધુવધ અમારીકને કરાવ્યો. અને અન્યપણ એ મોહના વંશમધ્યે ઉત્પન્ન થએલા વિષયાદિકોનો જે વિસ્તાર, તે આજપર્યંત અમોને સુખસંપત્તિના કૃશપણા માટે અને ઘણા કષ્ટને માટે થતો હવો. તે મોહે અમોને છોડ્યા માટે તે અપેક્ષાએ મોહનો અમે ઉપકાર માનીએ છૈએ. એ માટે હવે પછી એ નિર્વેદનેજ આગળ કરી તે જ્ઞાત્મભુ જે ચારિત્રરૂપ રાજા,

તેનેજ આપણો પ્રભુ કરીને તે ચારિત્રનુંજ અંતઃકરણમાં નિરંતર સ્મરણ કરીએ; એ કારણમાટે શ્રીનમીશ્વર પ્રભુ સાંપ્રતકાળે જે દેશને સંચારે કરીને પવિત્ર કરેછે, તે દેશ અમો જાણતા નથી; એ માટે તે પ્રભુજ, મુમુક્ષુ એવા અમોને જાણતા થકા અમારા ઊપર અનુગ્રહ કરો.

शार्दूलविक्रीडित छंद.

साधीयोध्यवसायसंततिमयीमारूढवंतो दृढां ॥
निःश्रेणिं स्पृहणीयबोधिपटिमस्पष्टीभवत्दृष्ट यः ॥
तैस्तैः साधनसंचयैः समुचितं चेतोवहंतस्तदा ॥
पंथानं किल पांडवा जिनपतेरालोकयां चक्रिरे ॥ १७ ॥

અર્થ—તે સમયે અતિદૃઢ એવા નિશ્ચયની સંતતિરૂપ એવી દૃઢ ગુણ સ્થાનકની નિશ્રેણી પ્રત્યે આરોહણ કરનારા એવા, ઇચ્છા કરવામાટે યોગ્ય એવો જે બોધ, તેનેવિષે જે કુશળપણું, તેણેકરી જેઓની દૃષ્ટિ સ્પષ્ટપણું પામીછે એવા, અને નાનાપ્રકારના સાધન સમુદાયેકરીને ચારિત્ર ગ્રહણ કરવામાટે યોગ્ય એવા ચિત્તને ધારણ કરનારા તે પાંડવો, જિનપતિ જે શ્રીનમીશ્વર ભગવાન-તેમના આગમન માર્ગની પ્રતીક્ષા કરતા હવા. ॥૧૭॥

इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये द्रौपदीप्रत्याहरणद्वारकादाहवर्णनो नाम सप्तदशः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ १७ ॥

## અથ અષ્ટાદશ સર્ગ પ્રારંભ.

ત્યારપછી નેમીશ્વર ભગવાનની આજ્ઞાએ કરીને દેશનાના કેવળ ક્ષીરસમુદ્ર, એવા ધર્મઘોષ નામે મુનિ, પાંડુમથુરા નગરીના ઉપવનપ્રત્યે પ્રાપ્ત થતા હવા. પછી ઉપવનના પાલકથી તે મુનિના આગમનને જાણનારા એવા અજાતરિપુ ધર્મરાજ, બંધુઓએ સહવર્તમાન મુનિને વંદન કરવામાટે તે ઉપવનપ્રત્યે ગમન કરતા હવા. ત્યારપછી જેઓના નેત્રોથી આનંદાશ્રુનાં બિંદુઓ ઉત્પન્ન થાયછે, એવા સુર અસુર અને રાજાઓ-એઓના સમુદાયે શોભિત એવી સભાનેવિષે

બેસનારા, ધર્મમય એવા જગત્રયને નિર્માણ કરવામાટે જાણે બીજા પ્રજાપતિજ હોયના એવા! અને દેવોએ નિર્માણ કરેલાનિવિડ એવા સુવર્ણ કમલનેવિષે બેસનારા, અને જેઓની મહોટી બુદ્ધિછે એવા જે પાંચસેં મુનિઓ-તેઓએ પરિવેષ્ટિત-તે જાણે ઉત્તમ એવા તપોદાનાદિકેકરી વેષ્ટિત સાક્ષાત્ ધર્મજ હોયના! એવા, રૂપ અને તપ-એઓનો કેવલ આશ્રય અને કલ્યાણના નિધિ, એવા તે ધર્મઘોષ મુનિને, પ્રીતિએ કરી જેનાં પ્રફુલ્લિત નેત્ર છે એવા ભુમિપતિ ધર્મરાજા અવલોકન કરતા હવા. ત્યારપછી મુનિમધ્યે શ્રેષ્ઠ એવા તે ધર્મઘોષ મુનિને જરાપુત્રે સહવર્તમાન તે ધર્મરાજા ભક્તિએ વંદન કરી તેના સમીપભાગનેવિષે બેસતા હવા. ત્યારપછી તે મુનિ અમૃતની ધારાની ભગિની એવી, અને વૈરાગ્યમય એવી દેશનાને કથન કરવામાટે આરંભ કરતા હવા. "હા ધિક!! સંસારના અસારપણાને આ ભવ્યજનો પ્રત્યક્ષ જાણતા છતા પણ મદ્યપ્રાશન કરનાર પુરૂષ, તે મદ્યપ્રાશનથી પ્રાપ્ત થનારા નીચપણાને જાણતો છતાં પણ તેનો ત્યાગ જેમ કરતો નથી; તેમ આ સંસારથી નિર્વેદ પામતા નથી. અત્યંત સુખમય એવા પણ જે અનુત્તરવાસી દેવો, તેઓની પણ સંપત્તિ છેવટ નિરસપણુ પામેછે; તોપછી જે પુરૂષોનું આયુષ્ય, સંપત્તિ અને સૌખ્ય - એ સ્ત્રીના ભૃકુટિના ચાલનેકરી નાશ પામનાર છે; તે કેવલ કર્મસમુદાયનું સેવન કરનારા દાસતુલ્ય પુરૂષોની સંપત્તિ નશ્વર છે એમાં શું કહેવું? સંપત્તિ અને બાહુપરાક્રમે કરી જેઓ અત્યંત અહંકાર ધારણ કરનારા છે, તેપણ પુરૂષો બીજા સંપન્ન એવા પુરૂષોના ભૃકુટિલતાનેવિષે પ્રસન્નતા પામવા માટે પોતાની ચિત્તવૃત્તિ ધારણ કરનારા દેખાયછે. અને પોતાના બાહુપરાક્રમે કરીને જેઓએ ભૂમિમંડળ આક્રમણ કર્યુંછે એવા જે ચક્રવર્તિઓ, તેઓ પણ કદાચિત્ અત્યંત દીનદશાને પામેલા દેખાયછે. એ માટે ધીર પુરૂષો છે તે, દુ:ખમય અને સંપત્તિના તારતમ્યમય એવા સંસારનો પરિત્યાગ કરી મુક્તિ સંપાદન કરવા માટે ઉદ્યુક્ત થાયછે." એ પ્રકારે કરીને સંવેગયુક્ત એવી વાણીને ઉચ્ચાર કરી તે ધર્મઘોષ મુનિ, વિરામ પામ્યા છતાં ધર્મરાજા પોતાના હસ્તકમળ જોડી ભાષણ કરતા હવા.

ધર્મરાજા—હે પ્રભો હે દેવ! તમેજ આવા પ્રકારના નશ્વર જગત્‌ને જાણોછો. આ તમારી સંવેગિની વાણી સરખી વાણી બીજો કોઈ પુરૂષ બોલવા માટે સમર્થ થવાનો નહીં. પ્રવજ્યા ગ્રહણ કરવા માટે જેઓની ચિત્તવૃત્તિ તત્પર છે; એવા અમે પણ વૈરાગ્યે કરી નાનાપ્રકારના અનુભવ કરીને સંસારના મિથ્યાપણાને નિશ્ચયે કરી ઘણા કાળપર્યંત શ્રી નેમિસ્વામિના આગમોત્સાહનું ચિંતન કર્યું; એ માટે તે શ્રી નેમિનાથભગવાને પણ અમારા અભિપ્રાયને જાણીને અમારાપર અનુગ્રહ કરવા માટે તમોને આ સ્થળે મોકલ્યા છે. એ માટે તમે પણ તે સાક્ષાત્ શ્રી નેમીશ્વરભગવાનની મૂર્તિજ છો. એ કારણ માટે દુસ્તર એવા સંસારસમુદ્રથી અમારો ઉદ્ધાર કરવો. કારણ કે, ઇંદ્રિયરહિત જે જ્ઞાન, તેના કેવળ નિધિ-એવા જે તમારા સરખા મુનિ, તેઓને દેશ

અને કાલ-એણે કરી અતિ દૂર પણ હોનારો કોઈપણ પ્રકાર અગોચર નથી. એ માટે વનમધ્યે વૃક્ષના અધોભાગનેવિષે ઉત્રનારા જે વનમાલી શ્રીકૃષ્ણ, તેમને જે રીતિએ મૃત્યુ પ્રાપ્ત થયું, તે પ્રકાર તે જરાકુમારે પોતે અમોને કહ્યો, પરંતુ તે શ્રીકૃષ્ણને માટે જળ આણવા સારૂં તે સમયે ગએલા જે બળરામ, તેમની શી વાર્તા થઈ? તે પ્રકાર સાંભળવા માટે અમે ઇચ્છા કરીએ છૈએ. એ માટે હે સ્વામિન્! તે વાર્તા અમોને કહેવા માટે તમે યોગ્ય છો.

એવું ધર્મરાજાનું ભાષણ સાંભળીને જેનું જ્ઞાન અકુંઠિતછે એવા તે ધર્મઘોષમુનીશ્વર ભાષણ કરતા હવા કે, "હે રાજન્, બળરામ પાણી લેઇને શ્રીકૃષ્ણની પાસે આવ્યા, અને તે શ્રીકૃષ્ણપ્રત્યે એવું ભાષણ કરતા હવા કે "હે ભ્રાત! તું ઉતાવળો ઉઠ ઉઠ. મેં આ ઘણું સારૂં અને સુગંધયુકત એવું શીતળ પાણી આણ્યુંછે; એ માટે મહાત્વરાએ તું તારા મુખનું પ્રક્ષાલન કરી યથેચ્છપણે જલપ્રાશન કર. અને દૂર અરણ્યનેવિષે થએલો જે સંચાર-તેણે કરી ઉત્પન્ન થએલો જે શ્રમ, તેની વિશ્રાંતિ કર." એવું ભાષણ કર્યું છતાં પણ શ્રીકૃષ્ણ કાંઈ ન બોલ્યા છતાં ફરી તે બળરામ ભાષણ કરતા હવા કે, "હે અરિષ્ટારે! તું મને પાણી આણવા માટે ઘણો વિલંબ લાગ્યો એ માટે રીશાયોછે કે શું? તો હે કૃષ્ણ! એ રોષ સાંપ્રતકાળે તને અયોગ્યછે; અને પ્રસન્ન થવું અને જળપાન કરવું એજ યોગ્યછે. હે કૃષ્ણ! સાંપ્રતકાળે મારો કાંઈ અપરાધ નથી. દૂરદેશનેવિષે ઉદકની પ્રાપ્તિ થઈ એ માટે વિલંબ લાગ્યો, તો તે દૂર દેશનેવિષે થએલી ઉદકપ્રાપ્તિનોજ આ અપરાધછે."

એ પ્રમાણે કરી બળભદ્રે ભાષણ કર્યું છતાં પણ શ્રીકૃષ્ણ કાંઇ ન બોલ્યા છતાં તે બળભદ્ર પોતાના મનમાં એવું ચિંતન કરવા લાગ્યા કે, "દૂરમાર્ગનેવિષે ગમન કરી શ્રમ પામેલો આ શ્રીકૃષ્ણ ઉંઘ્યો છે; એ માટે ગાઢ નિદ્રા આવવાથી કાંઈ ભાષણ કરતો નથી." એવો વિચાર કરી સ્તબ્ધ રહ્યા. એટલામાં શ્રીકૃષ્ણની આસપાસ ભ્રમણ કરનારી લીલી માખોને જોઇને "એ શું દુશ્ચિન્હ છે?" એવું જાણીને શ્રીકૃષ્ણના અંગપરનું ઓઢવાનું વસ્ત્ર તે દૂર કરતા હવા. ત્યારપછી તે બળરામ, કંસવિધ્વંસી એવા તે શ્રીકૃષ્ણને ગતપ્રાણ એવો જોતા હવા. અને તેના ચરણપલ્લવનેવિષે રક્તેકરી ભયંકર એવા બાણે પડેલા ઘાવને જોતા હવા. ત્યારપછી તે બળભદ્ર મ્હોટા કોપના આવેશે કરીને ઉંચ્ચેસ્વરે સિંહનાદ કરતા હવા; જે સિંહનાદે કરીને તે અરણ્યસંબંધી સંપૂર્ણ શ્વાપદો ભય પામતાં હવાં, અને પૃથ્વી કંપાયમાન થતી હવી. પછી તે બળભદ્ર એવું ભાષણ કરતા હવા કે "અહો!! મદાંધ અને પાતકી એવો એ કોણ પુરૂષ છે? કે જેણે નિદ્રા પામેલો અને મહાપરાક્રમી એવો જે મારો બંધુ-તેનો વધ કર્યો!! ઉંઘેલો પુરૂષ, મદ્યાદિકના પ્રાશને કરીને મત્ત, ગાંડો, બાળ, સ્ત્રી, મુનિ અને ગાય-એઓનેવિષે, જેનું ક્રૂરકર્મ છે એવો જે ચાંડાળ-તેજ પ્રહાર કરશે, સુજ્ઞપુરૂષ કોઈપણ પ્રહાર કરનાર નહીં; એવું છતાં કોઇને જો બાહુદર્પ હોય

તો તણે પોતાનો બાહુદર્પ મારા અગ્રભાગે પ્રગટ કરવો. બાહુપરાક્રમરૂપ જ્વરે કરીને પીડિત એવા પુરૂષોને આ મારો બાહુ અત્યંત ઔષધછે." ઈત્યાદિક અનેક પ્રકારે કરી કોપના આવેશ વાણીનો ઉચ્ચાર કરીને ત્યારપછી તે બલભદ્ર, અતિ ઉંચસ્વરે ફુત્કારનો ત્યાગ કરી મૂર્ચ્છિત હોતા થકા ભૂમિતળનેવિષે પતન પામતા હવા. પછી થોડા વખતમાં શીતળ એવા વનસંબંધી વાયુના સ્પર્શે કરીને સાવધાન થઈ પછી પોતાના આક્રંદને કરી વનસંબંધી શ્વાપદોને રડાવતા થકા વિલાપ કરતા હવા.-हा विश्वेष्वेक शौंडीर (સર્વ જગત્‌નેવિષે અદ્વિતીય શૂર એવા) અને हा रिपुष्वेक रोषण (શત્રુનેવિષે અત્યંત ક્રોધ ધારણ કરનાર) અને हा गुणिष्वैक धौरेय (ગુણોએ શ્રેષ્ઠ એવા પુરૂષોમધ્યે ધુરંધર) અને हा गुरुष्वेकवत्सल (ગુરૂનેવિષે અત્યંત વત્સલ એવા) અને हा कंसध्वंस घोरांस (કંસનો નાશ કરવા માટે જેના ભયંકર બાહુછે એવા) અને हा कालानलनीरद (કાલરૂપ અગ્નિને સમાવનારા મેઘ એવા) અને हा निःसंधजरासंध (જેણે જરાસંધ પ્રતિજ્ઞારહિત કર્યોછે એવા) અને हा रणक्रूरविक्रम (યુદ્ધનેવિષે જેનું ભયંકર પરાક્રમ છે એવા) અને हा लक्ष्मीकेलिपर्यंक (લક્ષ્મીને ક્રીડા કરવાના પર્યંકરૂપ એવા) અને हा निःशंकाशिरोमणे (શત્રુનો પરાજય કરવા માટે જે નિશંક પુરૂષો, તેઓના શિરોમણી એવા) અને हा यशःकैरवाराम (યશરૂપી કુમુદનીના બાગ એવા) અને हा रामनयनोत्सव (આ બળભદ્રના નેત્રને આનંદ ઉત્પન્ન કરનારા એવા) હે શ્રીકૃષ્ણ! તને પૂર્વે શત્રુઓના નાનાપ્રકારના શસ્ત્રપ્રહારે કરી પણ શ્રમ પ્રાપ્ત થયો નથી; એવું છતાં સાંપ્રતકાળે આ એક ચરણવ્રણે કરી તું મૃત્યુનો અંગીકાર કેમ કરેછે? એ માટે શીઘ્ર ઉઠ. કારણ, સૂર્ય અસ્તાચળપ્રત્યે આરોહણ કરેછે; અર્થાત્ સૂર્યાસ્ત થાયછે. હે શ્રીકૃષ્ણ! હું તારાવિના એક પગલું પણ આગળ ગમન કરવા માટે સમર્થ નથી. તું ચરણનેવિષે પ્રાપ્ત થએલા ઘાવની પીડાએ આગળ ચાલવા માટે અસમર્થ જો હોય, તો મારા સ્કંધ ઉપર આરોહણ કર. હે બંધો! તું મૂર્છિત શું જોઇને થયોછે? હું એવું નાનાપ્રકારે કરી આક્રંદન કરૂંછું છતાં પણ તું મને ઉત્તર કાં આપતો નથી? આ મારા કર્ણ, તારા વચનામૃતને પ્રાશન કરવા માટે અતિશય ઉત્સુક છે. હે બંધો! પૂર્વે કદાચિત્ મેં અપરાધ કર્યો છતાં પણ તેં મારેવિષે રોષ ધારણ કર્યો નથી; અને સાંપ્રતકાળે તો અપરાધવિના આ દીર્ઘરોષિતા શું ધારણ કરીછે? હા દૈવ!! આ કૃષ્ણને આવી દશાને પમાડવાની જો તારી ઈચ્છા હતી, તો પૂર્વે એને, સર્વ વિશ્વ પોતાના મસ્તકે કરી જેની આજ્ઞા સ્વીકાર કરીછે એવો ચક્રવર્તિ કેમ કર્યો? અથવા હે દૈવ! તું એવો નિર્દયછે કે જે પુરૂષની અત્યંત વિડંબના કરવી એવું તને લાગેછે, તે પુરૂષની અતિશય વૃદ્ધિ પામેલી પણ સંપત્તિનો તું નાશ કરેછે." એવી દૈવની નિંદા કરીને ફરી શ્રીકૃષ્ણપ્રત્યે ભાષણ કરતા હવા કે, "હે ભાઈ આ દૈવની નિંદાએ કરીને શું ફળછે? તું અને હું અહીંયાંથી આગળ કોઇપણ નગરમધ્યે ગમન કરીએ;

અને તે સ્થળે દુષ્ટ ચિત્ત એવું જે આ દૈવ-તેનો પરાભવ કરીએ. હે ભાઇ! તું ઘણાકાળપર્યંત અરણ્યમધ્યે સંચાર કરી શ્રમ પામવાથી તને નિદ્રાસુખનો લોભ હોઇને આ વનનો ત્યાગ કરવા માટે તું ન ઇચ્છતો હોયતો, આજ છાયાયુક્ત એવા અરણ્યમધ્યે આપણ અહીંજ રહીએ." ઇત્યાદિક નાનાપ્રકારના વારંવાર પ્રલાપ કરતા થકા તે બળભદ્ર તે દિવસને અને તે રાત્રીને ત્યાંજ નિર્ગમતા હવા. બીજે દિવસે પ્રાતઃકાળે નાનાપ્રકારના વચનોએ કરી તે શ્રીકૃષ્ણની પ્રાર્થના કરતા થકા તે શ્રીકૃષ્ણને "જીવતો છે" એવું માનીને, અને તેને પોતાના સ્કંધ ઉપર આરોપણ કરી ત્યાંથી બળરામ આગળ ચાલ્યા. પછી સ્કંધનેવિષે જેમણે શ્રીકૃષ્ણ ધારણ કરચોછે, અને બંધુના સ્નેહે કરીને અત્યંત વિહ્‌વલ એવા તે બળભદ્ર નદીઓ, પર્વત અને અરણ્ય-એઓનેવિષે રાત્રીદિવસ સંચાર કરતા હવા. અને વનસંબંધી વૃક્ષોના પુષ્પોએ કરી પ્રતિ દિવસે શ્રીકૃષ્ણની પૂજા કરતા હવા.

એ પ્રકારે કરી બળરામ તે અરણ્યમધ્યે પર્યટન કરતા થકા છ માસને અતિક્રમણ કરતા હવા; એટલામાં મેઘે કરીને સર્વ દિશાઓને નીલવર્ણ કરનારી, અને નવીન એવા અંકુરોની ઉત્પત્તિએ પૃથ્વીમંડળને પણ નીલવર્ણ કરનારી એવી વર્ષાઋતુ પ્રાપ્ત થતી હવી. તે ઋતુમધ્યે એક દિવસે પાષાણમય એવા પર્વતના અધઃપાતે કરી ચૂર્ણ થએલા એક રથઉપર આરોહણ કરીને તે રથને સજ્જ કરનારા એવા કોઈ એક સારથિને બળરામ અવલોકન કરી ભાષણ કરતા હવા કે, "હે મૂઢ! અત્યંત ભગ્ન થએલા આ રથનેવિષે સજ્જ કરવા માટે તારો આ શો વ્યર્થ શ્રમછે?" એવાં બળરામનાં વચન સાંભળીને તે સારથિ ભાષણ કરતો હવો કે, "સહસ્રાવધિ યુદ્ધનેવિષે જય પામનારો પણ આ તારો બંધુ સાંપ્રતકાળે ચરણનેવિષે બાણપ્રહારે કરી મરણ પામ્યો છતાં એ જો સર્વ જીવોમધ્યે જીવંતસ્થિતિને પામનારો છે, તો ખંડ ખંડ થઈ ગએલો એવો પણ આ રથ કેમ ચાલનાર નહીં?" એવાં તે સારથિનાં વચનં સાંભળીને "અરે મારો બંધુ શું મરણ પામ્યો છે? તુજ મૂર્ખછે" ઇત્યાદિક પ્રકારે કરી તે સારથિની નિંદા કરતા થકા, અને કુટિલ દૃષ્ટિએ તેની પ્રત્યે અવલોકન કરતા થકા તે બળભદ્ર આગળ ચાલ્યા. એટલામાં કોઇએક સ્થળે એક પુરૂષ શિલાનેવિષે કમલિનીના બીજનું રોપણ કરેછે; એવું જોઇને હસતા થકા ઉંચ્ચશબ્દે કરીને તેપ્રત્યે બળરામ ભાષણ કરતા હવા કે, "હે મૂર્ખબુદ્ધે! અત્યંત કઠણ એવા પાષાણનેવિષે સહસ્રાવધિ યત્નોએ કરી કમલિની અંકુરને પામશે શું?" તે બોલ્યો કે, "આ તારો બંધુ જો જીવંત થશે તો અતિ કઠણ એવા પાષાણનેવિષે પણ આ કમલિની અંકુરને પામશે." કિંચિત્ હાસ્યયુક્ત એવી અને વક્રોક્તિએ તેની અવજ્ઞા માટે જેમનું ચિત્ત તત્પર છે, એવા તે બળભદ્ર પછી ત્યાંથી આગળ ચાલ્યા; તે એક ઠેકાણે દાવાનળે અત્યંત દગ્ધ થએલા વૃક્ષને સિંચન કરનારા કોઇએક માળીને અવલોકન કરીને તેપ્રત્યે ભાષણ કરતા હવા કે, "હે મૂઢ, તારી દુષ્ટબુદ્ધિને ધિક્કાર હો.

કારણ, અત્યંત દગ્ધ થએલું વૃક્ષ, પાણીએ સિંચન કરચું તોપણ અંકુરને પ્રસવેછે શું?" તે બોલ્યો કે "સ્કંધનેવિષે શબને ધારણ કરનારો એવો જે તું-તેના યોગે કરી એ શબ જો સજીવન થશે તો આ દગ્ધવૃક્ષ પણ અંકુરિત થશે." એવી તે માળીની વાણીને તે બળરામ શ્રવણ ન કરતાંજ આગળ ચાલ્યા; એટલામાં ગાયોના શબના મુખનેવિષે દૂર્વાંના ગ્રાસને દેનારા એવા કોઇએક પુરૂષને જોતા હવા. અને તે પ્રત્યે બોલ્યા કે, "અરે! ગતપ્રાણ એવી આ ગાયો હાડપિંજરના શેષપણાને પામેલીઓ છે; તે દૂર્વાના ગ્રાસને ભક્ષણ કરશે શું?" એવું સાંભળી તે બોલ્યો કે, હે બલભદ્ર! મરણ પામેલો આ તારો ભાઈ પગે ગમન કરનારો થનાર છે!! તો પછી આ ગાયો આ દુર્વાંકુરોને કાં ભક્ષણ કરનાર નથી?" ત્યારપછી તે બળભદ્ર ચિંતન કરતા હવા કે, "આ મારો કનિષ્ઠબંધુ ખરેખર મૃત્યુ પામ્યો છે કે શું? કારણ એ સારથ્યાદિક સર્વે એકસરખુંજ ભાષણ કરે છે." એવું ચિંતન કરી જેમને ચૈતન્ય પ્રાપ્ત થયુંછે, એવા તે બળભદ્ર થોડેક આગળ ચાલ્યા; એટલામાં પોતાની કાંતિએ જેણે દિશાઓ પ્રકાશિત કરીછે; એવો કોઇએક દેવ, બલભદ્રના સમીપભાગે પ્રાપ્ત થયો; અને તે બળભદ્રપ્રત્યે ભાષણ કરતો હવો કે, "હે બલભદ્ર! તારો સારથિ જે સિદ્ધાર્થ તેજ હુંછું. હું તે તપના પ્રભાવે કરીને આવા આ દેવસ્વરૂપને પામ્યો. હે રામ! પ્રવ્રજ્યા કાળનેવિષે તેં મારી એવી પ્રાર્થના કરેલી છે કે, "હે સિદ્ધાર્થ, કદાચિત્ દુઃખસમુદ્રનેવિષે પતન પામનારો જે હું-તેનો તું ઉદ્ધાર કરજે." તે સાંપ્રતકાળે તને સાંભરે છે શું? હમણાં તે તું મોહ નિદ્રાએ સ્મૃતિનેવિષે અસ્થિર થયોછે; એવું જાણીને તારી પ્રાર્થનાને સ્મરણ કરનારો હું, તને બોધ કરવા માટે પ્રાપ્ત થયોછું. પૂર્વે નેમીશ્વરભગવાને જરાકુમારથી શ્રીકૃષ્ણનું મૃત્યુ જે કહ્યું હતું તે તેમજ થયુંછે. "અર્હંત પુરૂષની વાણી કદીપણ અન્યથા થતી નથી." એજ તને સ્મરણ કરાવવા માટે, અને ભ્રાતા જે શ્રીકૃષ્ણ-તેના મોહનો નાશ થવા માટે મેંજ તને સારથિ અને માળી ઇત્યાદિક વૈક્રિયરૂપકરી બતાવ્યાં છે. એ માટે દુઃખસંપત્તિનો સમુદાય એવો જે તે મોહ, તેનો ત્યાગ કરી આત્માને હિતકારક એવું કોઇએક મહત્કર્મ તું આચરણ કર. કારણ, જીવોને જન્મ જન્મનેવિષે બંધુ નિશ્ચયે પ્રાપ્ત થાયછે; પરંતુ તે બંધુ, મોહસેનામાંનાજ કેવળ ધ્વજ અને સંસારનું કેવળ કારણ એવા છે. તથાપિ સંપૂર્ણ જીવો બંધુસમુદાયનેવિષે સ્નેહ મોહિત છે; પરંતુ કોઈ પણ જીવ, દુઃખે કરી પ્રાપ્ત થનારા દાહનો નાશ કરવા માટે સમર્થ એવા કર્મનેવિષે કોઈ ઉત્સાહ પામતા નથી. સર્વ જીવોને બંધુસ્નેહરૂપ સમુદ્રનેવિષે હર્ષ પામનારી જે સુખરૂપ લક્ષ્મી, તે ચંચળ છે; એ માટે કેટલેકકાળે તેનો નાશ થયો છતાં પછી દુઃખ સંપત્તિજ પ્રાપ્ત થાયછે; એ માટે તું પોતાને હિતકારક એવું વિશ્રામસ્થાન સંપાદન કર." એવી સિદ્ધાર્થ દેવની વાણીને તે બળભદ્ર શ્રવણ કરીને ભાષણ કરતા હવા કે, "હે બંધો, તેં ઘણો સારો મને બોધ કરચો; પરંતુ હે ભ્રાત!

આ શ્રીકૃષ્ણબંધુના મૃત્યુએ અત્યંત દુ:ખપીડિત એવો હું, કોણસ્થળે પોતાના હિતમાટે પ્રવૃત્ત થાઉં?" એવું સાંભળી તે દેવ ભાષણ કરતો હવો કે, "હે ભ્રાત! ત્રૈલોક્યના કલ્પવૃક્ષ, અને દુ:ખથી પ્રાપ્ત થનારી પીડાનો નાશ કરનારા એવા શ્રીનેમીશ્વરભગવાન છેજ. કલ્યાણરૂપ અમૃતની વૃષ્ટિ માટે કેવળ વર્ષાઋતુજ એવી દીક્ષાને તે શ્રીનેમીશ્વરભગવાનના સમીપભાગનેવિષે ગ્રહણ કરી શાશ્વત એવી સુખસંપત્તિનો ઉપભોગ કર." એવી તે સિદ્ધાર્થની વાણીને "બહુ સારૂં" એમ કહી સ્વીકાર કરનારા અને અત્યંત નમ્ર એવા તે બળભદ્ર તે સિદ્ધાર્થયુક્ત હોતા થકા શ્રીકૃષ્ણના અગ્નિસંસ્કારાદિક ઔર્ધ્વદેહિક કર્મને કરતા હવા.

ત્યારપછી તે બળરામ સંયમવિષે જેનું ચિત્ત અત્યંત ઉત્સુક છે; એવા જ્યાંસુધી થયા, એટલામાંજ વિદ્યાધરનામે મુનિને પોતાના અગ્રભાગે અવલોકન કરતા હવા. અર્થાત્ સંયમમાટે ઉત્સુક એવા તે બળભદ્રને નેમીશ્વરભગવાન જાણીને તે બળભદ્રને બોધ કરવા માટે વિદ્યાધરમુનિને આજ્ઞા કરી છતાં ઉપદેશ કરવા માટે પ્રાપ્ત થએલા તે મુનિને તે બળરામ જોતા હવા. પછી તે મુનિને તે રોહિણીપુત્ર બળભદ્ર, કિંચિત્ સામા જઈ અને વંદન કરી, હર્ષે કરી પ્રાપ્ત થએલો જે ઉત્કર્ષ-તેણે કરી જેમનું મન યુક્તછે, એવા હોતા થકા સ્વાગત પ્રશ્નને કરતા હવા. તે સમયે તે મુનિ પણ બોલ્યા કે, "હે ભદ્ર! જગત્‌ના કલ્યાણકારક એવા જે શ્રીનેમીશ્વરભગવાન-તેણે તારા મનને જાણીને તને બોધ કરવા માટે મને આજ્ઞા કરતા હવા; એ માટે પુણ્યસંપત્તિની પુષ્ટતા કરવા માટે અભીષ્ટ એવાં કર્મને તું કર. આજ સમય તારા દુષ્કર્મોની શ્રેણીના મર્મના છેદ માટે સમર્થ છે." એ પ્રમાણે તે વિદ્યાધરમુનિની વાણીએ અતિ ઉત્સાહિત કરેલા એવા તે બળભદ્ર તત્ક્ષણે સર્વ સાવદ્ય કર્મની વિરતિને પામતા હવા; અર્થાત્ચારિત્રગ્રહણ કરતા હવા. અને થોડાકાલમાં તે વિદ્યાધરમુનિના મુખથકી શ્રવણ કરેલાં જે અતિ રહસ્ય-તેઓને જાણનારા પણ થયા. કારણ સ્વભાવે કરીનેજ સુજ્ઞ એવા જે પુરૂષ, તેઓને કોઈપણ જ્ઞાનનેવિષે ઘણા સંસ્કારની અપેક્ષા નથી. ત્યારપછી યથાયોગ્ય એવા ષષ્ટઅષ્ટમાદિક તપને આચરણ કરતા થકા મૃતિકા અને સુવર્ણ-એઓનેવિષે જેના અંત:કરણનો ભાવ સમત્વ પામ્યોછે એવા, અને નિરંતર સમઅદ્વૈતરૂપ અમૃત કુંડનેવિષે જે સ્નાન, તેવિષે તત્પર એવા હોતા થકા તે બળભદ્ર અત્યંત સુખી એવા દેવલોકને પણ ક્લેશયુક્ત માનતા હવા. અને શરીરનેવિષે પણ અત્યંત વિરક્ત, આયુષ્યવિષે પણ પ્રેમરહિત, શત્રુનેવિષે પણ સમબુદ્ધિ ધારણ કરનારા અને અરણ્યાદિકનેવિષે પણ વ્યાઘ્રાદિકોથી નિ:શંક એવા હોતા થકા નાના પ્રકારના ધર્મામૃતમય અને શાંત એવા વચનતરંગોએ જ્યહાં ત્યહાં નાનાપ્રકારના લોકોને ઉપકાર કરતા થકા અરણ્ય, નગર, ગ્રામ, ખેડ-એઓનેવિષે વાયુસરખા અપ્રતિબદ્ધપણે અનાસક્ત થઈ તે બળભદ્ર સંચાર કરતા હવા. તે સમયે નિરંતર તે બ-

ળરામની પૂજાદિકે કરીને કૃત્યકૃત્યને માનનારૂં જેનું ચિત્તછે, એવો તે સિદ્ધાર્થ દેવ પણ છાયા સરખો નિરંતર બળરામના સમીપભાગે સંચાર કરતો હવો. પછી એક તરફ નેમીશ્વરભગવાન્ અને બીજી તરફ ધૈર્યયુક્ત જેમની બુદ્ધિછે એવા તે બળભદ્ર-એમ બંને જેમ ચંદ્ર અને સૂર્ય એઓ પૃથ્વીઉપર પ્રકાશ કરેછે, તેમ પૃથ્વી ઉપરના સર્વ લોકો ઊપર ઉપકાર કરતા હવા. એ માટે તે રામકૃષ્ણના બંધવ એવા તમે પાંડવો પણ, તે બળભદ્રે સ્વીકારેલા માર્ગનો આશ્રય કરીને, જેઓનાં ચિત્ત ઇચ્છારહિત છે એવા હોતા થકા તેમના સરખું કરવા માટે યોગ્યછો. કારણ કે, ઉત્તમ પ્રકારના જે હીરાદિક મણી તે સંપૂર્ણની, લોકોને ભૂષણ કરવું એવી એક પ્રકારનીજ સ્થિતિછે, તેમજ ઉત્તમ પ્રકારના દીપનું અંધકારના નિવારણવિના બીજું કાંઈ કૃત્ય નથી; તે મધ્યે તમેતો યુદ્ધમધ્યે શત્રુઓનો નાશ કર્ચો, પછી રાજય કર્ચું, અને નિરૂપમ એવા સુખનો ઉપભોગ કર્ચો; હવે તમોને આ સંસારનેવિષે ઉપભોગ કરવાને યોગ્ય એવી કોઈપણ વસ્તુ અવશેષ રહી નથી; કેવળ જે અદ્વૈત સુખ તે માત્ર તમારે ભોગવવાનું રહેલું છે; એ માટે તેવિષે ઉતાવળા ત્વરા કરો; તેવિષે કાલક્ષેપ કરવો યોગ્ય નથી.

એ પ્રકારે કરીને ધર્મઘોષ મુનિની વાણીએ જેઓને મહોટો ઉત્સાહ પ્રાપ્ત થયો છે, એવા તે પાંચ પાંડવ, ધિક્કારપૂર્વક સંસારનો ત્યાગ કરવાની ઇચ્છા કરતા હવા. ત્યારપછી તે પાંડવો અકસ્માત્ ઉઠીને તે મુનીશ્વરને પ્રણામકરીને જેઓનો વૈરાગ્ય અત્યંત તરંગયુક્તછે, એવા હોતા થકા ફરી પોતાની નગરીપ્રત્યે પ્રવેશ કરતા હવા; અને શ્રીકૃષ્ણના ઊપકારનો પ્રત્યુપકાર કરતા થકા શુભ મુહૂર્તનેવિષે તે જરાકુમારને પોતાના રાજયનેવિષે અભિષેક કરતા હવા. તે સમયે કારાગૃહનેવિષે પૂર્વ રોધન કરેલા જે બંધિજનો હતા તેઓને મુક્તકરીને, અને દુષ્કર્મરૂપ પરમાણુઓએ વ્યાપ્ત એવા પોતાને પણ શુદ્ધકરીને દીન, અનાથ એવા પુરૂષોના દરિદ્રને સુવર્ણ સમુદાયના દાને કરીને નાશ કરતા હવા. પછી તે પાંડવો દુર્ગતિરૂપ અંધકૂપથી પોતાનો ઉદ્ધાર કરવા માટે સંખ્યારહિત એવા ઘણા ધનને સપ્તક્ષેત્રનેવિષે નિર્વાપ કરતા હવા. તેણેકરીને તે સંપૂર્ણ દ્રવ્યનું મુક્તિરૂપ એક ફળ ઉત્પન્ન થયું. વિશેષ શું વર્ણન કરવું? પરંતુ તે પાંડવો સર્વ ઠકાણે સુવર્ણસમુદાયે કરીને એવી વૃષ્ટિ કરતા હવા કે, જેણે કરી લોકો મધ્યે ઉત્તમર્ણ અને અધમર્ણ એટલે ધનકો અને રિણકો એઓનાં નામ પણ લોપને પામ્યાં. ત્યારપછી તે સમયે યથાયોગ્ય એવાં માણિક્ય મૌક્તિકાદિકોનાં જે આભૂષણો, તેણેકરીને સુશોભિત, અને ઇંદ્રના ઐરાવત ગજનો કેવળ બાંધવજ હોયના! એવા સ્થૂળ અને શુભ્ર ગજેંદ્ર ઉપર આરોહણ કરનારા, અને જેઓએ હસ્તનેવિષે ચામર ગ્રહણ કર્યાંછે એવો સાક્ષાત્ અપ્સરાઓનો સમુદાયજ જાણે હોયના! એવી અને શૃંગાર સમુદાયનું કેવળ અધિષ્ઠાન એવી વારાંગનાઓના સમુદાયે કરીને પરિ-

વેષ્ટિત એવા, અને સર્વ સામગ્રીસહિત એવા દેવ સહવર્તમાન ગમન કરનારા ઇંદ્રાદિક લોકપાલની જેમ પુરવાસી લોકોએ અને પરિવાર લોકોએયુક્ત જે સામંત, અમાત્ય અને મંત્રી-એઓએ અનુગમન કરેલા, અને પોતાના હસ્તાગ્રે કરીને સમર્પણ કરેલાં જે રત્ન-તેઓએ કરીને યાચકોના સમુદાયને તૃપ્ત કરનારા, અને જેઓની મ્હોટી કાંતિછે એવા તે પાંચ પાંડવો, પોતાના અનુગમનમાટે જેણીને મ્હોટી ઇચ્છાછે, એવી દ્રૌપદી સહવર્તમાન પ્રવ્રજ્યાને સ્વીકાર કરવામાટે નીકળતા હવા. તે સમયે પોતાના વિયોગે ખિન્ન ચિત્ત એવી પુરસંબંધી હરિણાક્ષિ સ્ત્રીઓનાં નેત્રાંશ્રુકણ સહવર્તમાન ઉડાડેલા જે લાજકણ એટલે ધાણી પ્રમુખને સ્વીકાર કરતા થકા તે પાંડવો નગરના બાહ્યોપવનપ્રત્યે ગમન કરતા હવા.

ત્યારપછી દ્રૌપદી સહવર્ત્તમાન તે પાંડવો ગજેંદ્રથી નીચે ઉતરીને રાજચિન્હોનો પરિત્યાગ કરીને ધર્મઘોષ નામે પ્રભુના સમીપભાગનેવિષે પ્રાપ્ત થતા હવા. પછી મહાપ્રેમે કરીને તે મુનિના ચરણને વંદન કરીને ચતુર એવા તે પાંડવો પ્રાર્થના કરતા હવા કે "હે સ્વામિન્, તમે પોતાના હસ્તસ્પર્શે કરીને અમારાં મસ્તકને પવિત્ર કરો; અને દીક્ષાના દાને કરીને અમોને કૃત્ય કૃત્ય કરો." એવી પાંડવોની વાણી શ્રવણ કરીને શ્રીનેમીશ્વર ભગવાનની આજ્ઞા સ્વીકારનારા અને ચતુર એવા તે ધર્મઘોષમુનિ, દ્રૌપદીસહિત એવા તે પાંડવોને દીક્ષા સમર્પણ કરતા હવા. તે સમયે હર્ષે કરીને તે પાંડવોના શરીરનેવિષે ઉત્પન્ન થનારાં જે રોમાંચ-તે મિષેકરીને જાણે તેઓનાં શરીરમાંથી સર્વ પાતકો બહાર પડીને નાશ પામેછે કે શું? એવું ભાસવા લાગ્યું. ત્યારપછી તે પાંડવોનાં આનંદાશ્રુથી ઉત્પન્ન થએલી જે નદી-તેના ઉદકે કરીને સિંચન કરેલું પુણ્યરૂપ વૃક્ષજ પ્રફુલ્લિત થયું હોયના! એવાં તેઓનાં દીક્ષા ગ્રહણ કરેલાં અંતઃકરણ આનંદના અતિશયને ધારણ કરતાં હવાં. તે સમયે મૂર્તિમંત એવાં પાંચ મહાવ્રતના અનુલક્ષે કરીને રહેનારી મૂર્તિમતી ક્રિયાજ જાણે હોયના! એવી તે પાંચ પાંડવોના અનુલક્ષે કરીને ગમન કરનારી અને જેણીએ વ્રત સ્વીકાર કર્યું છે, એવી તે દ્રૌપદી શોભતી હવી. ત્યારપછી "કલ્યાણરૂપી સંસાર છે." એવું જાણનારા સંપૂર્ણ પુરવાસી લોકો અને પ્રધાનાદિક લોકો તે પાંડવોને વંદન કરીને હળવે હળવે પોત પોતાના ગૃહપ્રત્યે ગમન કરતા હવા. ત્યારપછી તે પાંડવો પણ તે ગુરુના સમીપભાગનેવિષે ક્રિયાક્રમનો અભ્યાસ કરતા થકા પોતાના શરીરનેવિષે પણ નિરિચ્છ થઇને પૃથક્ પૃથક્ દેશનેવિષે વિહાર કરતા હવા.

પછી આનંદેકરી પ્રફુલ્લિત થએલા જે મનોભાવ, તેજ જાણે પરિવાર-તેઓએ સેવન કરેલા, અને નિરંતર પ્રશમરૂપ અમૃતના પ્રાશને કરીને જે તૃપ્તિ-તેણે કરી શોભનારા તે પાંડવો ઇંદ્રિયરૂપ દુષ્ટોની વાણીને કિંચિત્ પણ ન સાંભળતા થકા, અને આલસ્યાદિક નિંદકોના અભિલાષને દૂરથી પરિત્યાગ કરતા થકા, અને નિદ્રારૂપ સ્ત્રીના મુખકમળપ્રત્યે કદીપણ ન અવલોકન કરતા

થકા અનુક્રમે દ્વાદશાંગીનેવિષે અધ્યયન કરનારા થતા હવા. પછી જેમ રસેંદ્રના સંસ્કારે કરીને લોહરૂપ ધાતુ સુવર્ણપણાને પામે છે, તેમ તે પાંડવો શ્રુતરૂપ સંસ્કારે કરીને ઉત્તમ પ્રકારની ગીતાર્થતાને પામતા હવા. તેમજ દ્રૌપદી પણ પ્રવર્તિનીના ચરણકમળપ્રત્યે ઉપાસના કરતી થકી અનુક્રમે તપ, જ્ઞાન, અને વિવેક એઓની પરમ સ્થિતિને પામતી હવી. ત્યારપછી તે પાંડવો-અભિગ્રહે કરીને ઊત્કૃષ્ટ એવા તપને એવી રીતીએ કરતા હવા કે, જેણે કરીને મુક્તિરૂપિણી સ્ત્રી પણ તેઓના સંયોગે કરીને પોતાને પવિત્ર કરવામાટે ઇચ્છા કરતી હવી. તે સમયે શ્રીમાન્ એવો જે ધર્મરાજા તે, પોતાનો જે જ્ઞાન તેને "કામાદિક શત્રુઓને જીતનારો" એવો જાણીને મોહરહિત અને અતર્ક્ય એવા કોઇએક આનંદને પામતો હવો. ત્યારપછી ધર્મરાજાના શાંતિરૂપ હિમસમુદાયના મહિમાનો ઉદય નિરંતર એવો થયો કે, સર્વ જગત્નેવિષે મહામોહરૂપ ગ્રીષ્મઋતુના આરંભને વ્યર્થ કરતો હવો. અર્થાત્ તે ધર્મરાજા પોતાના શીતળપણાએ કરીને જગત્માંથી મોહતાપનો નાશ કરતો હવો. તે સમયે ધર્મરાજાના ચિત્તરૂપ અંતઃપુરપ્રત્યે ગ્રહણ કરવા માટે દોડનારા જે અંતરંગ કામાદિક શત્રુઓ, તેઓ કોણ વારૂં શાંતિરૂપ ખાઇના ઉદકમધ્યે બૂડ્યા નહીં? તો તે સર્વ કામરૂપ અંતરંગ શત્રુઓ બુડીને નાશ પામ્યા. ભીમસેનનું સત્વ એટલે બળ તે તો પૂર્વેજ બાહ્યશત્રુઓએ દુર્લંઘ્ય હતું, તેમજ સાંપ્રતકાળે તેનું સત્વ એટલે ચિત્ત તે, અંતરંગ એવા મોહાદિક શત્રુઓએ પણ દુર્લંઘ્ય થતું હવું. તે ભીમસેન જેમ જેમ અરિષડ્વર્ગના નિગ્રહવિષે સમર્થ થયો, તેમ તેમ તે ભીમ પણ અત્યંત અભીમતાને ધારણ કરતો હવો. (અહીંયાં ભીમ હોઇને અભીમતાને કેમ ધારણ કરતો હવો? એવી શંકા પ્રાપ્ત થઈ છતાં તેનો પરિહાર-भीमकें० સર્વ શત્રુઓને ભયંકર એવો પણ તે ભીમસેન अभीमतांके० શાંતતાને ધારણ કરતો હવો. એવો જાણવો.) તે સમયે ભીમસેન ક્ષાંતિરૂપ ગદાએ કામાદિક શત્રુઓનો એવો નાશ કરતો હવો કે જેમ તે કામાદિક શત્રુઓનું ફરી નામ પણ કોઇ ઠેકાણે સાંભળ્યું નહીં. અર્જુન મુનિના તો તપોરૂપ ગાંડીવનું તાંડવ એવું જય પામતું હવું કે, જેણે જૈનવાણીરૂપ ગાયોનો સમુદાય નિરૂપદ્રવજ કર્યો. તે અર્જુન તે સમયે જાણે પ્રશમરૂપ બાણે કરીને સમતારૂપ રાધાવેધ કરીને પરમાનંદરૂપ સંપત્તિને હસ્તગત કરતો હવો. તે અર્જુનમુનિનો ધ્યાનરૂપ અગ્નિ એવો પ્રવૃત્ત થયો કે જેણે ક્રોધરૂપ કાષ્ઠોને બાળીને ભસ્મ કર્યાં. નકુલનું તો તપોરૂપ સમુદ્રથી ઉત્પન્ન થએલું જે શમરૂપ અમૃત, તેણે કરીને સંપૂર્ણ ઇંદ્રિયાધિષ્ઠાતા દેવ તૃપ્ત થતા હવા. તે કૌતુક નથી શું? તો કૌતુકજ જાણવું. હું તો એવું જાણુંછું કે, સંપૂર્ણ મુનિઓમધ્યે સહદેવ એ અધિદૈવત છે. જેના તપરૂપ સૂર્યે જ્ઞાનરૂપ ચંદ્રનું ઉપજીવન કર્યું. (સૂર્યના કિરણેકરીને ચંદ્રકળાની વૃદ્ધિ થાયછે; એવું જ્યોતિષ શાસ્ત્ર મધ્યે પ્રસિદ્ધ છે.) પૂર્વે તે પાંડવોએ શેંકડો શત્રુઓનો પરાભવ કર્યો, અને

દીક્ષા ગ્રહણ કર્યા પછી પણ તેઓએ દુષ્ટ કર્મોનાસમુદાયને જીતવા માટે ઈચ્છા ધારણ કરી. ત્યારપછી ભીમસેન મુનિ તો એવા અભિગ્રહને ગ્રહણ કરતો હવો કે, કુંત જે શસ્ત્રવિશેષ તેના અગ્રભાગ ઉપર રહેનારા અન્ન માત્રને ગ્રહણ કરતો હતો; પણ તેથી વધારે આહારાદિકનું ગ્રહણ કરતો ન હવો. એવો તે પુણ્યાત્મા ભીમસેનનો અભિગ્રહ છમહીને કરીને પૂર્ણતાને પામતો હવો. કારણ કે સત્વે કરીને જેઓનું ચિત્ત શુદ્ધ થયુંછે, એવા પુરૂષને કોઈપણ કૃત્ય અસાધ્ય નથી. એ પ્રમાણે કરીને મ્હોટા અભિગ્રહે દુસ્તર એવા તપને કરનારા, અને કર્મસમુદાયને નિરંતર લઘુપણાપ્રત્યે પમાડનારા, અને પ્રત્યેક સ્થાનનેવિષે, પ્રત્યેક ગ્રામનેવિષે, પ્રત્યેક માર્ગનેવિષે અને પ્રત્યેક અરણ્યનેવિષે નાનાપ્રકારનાં ધર્મમય એવાં વચનોએ કરીને સર્વજનપ્રત્યે ઉપકાર કરનારા, અને સ્વકીય એટલે પોતાના દેહનેવિષે નિરિચ્છ, અને નિરંતર વિહારશીલ- એવા તે પાંડવોનાં ઘણાં વર્ષ નીકળી જતાં હવાં. ત્યારપછી અનિયતવાસવિહારે કરીને પૃથ્વીતળનેવિષે વિહાર કરનારા તે પાંડવો કોઈએક કાળે એક મોહોટા પર્વતના સમીપભાગની ભૂમિપ્રત્યે ગમન કરતા હવા: ત્યહાં તેજ પર્વતની આસપાસની ભૂમિસંબંધી અરણ્યનેવિષે પ્રાપ્ત થએલા ધર્મઘોષમુનિને લોકોના મુખથી શ્રવણ કરીને હર્ષયુક્ત હોતા થકા તે મુનિને વંદન કરવામાટે તેની પાસે ગમન કરતા હવા. અને દ્રાક્ષાપાક કરતાં પણ અત્યંત મધુર એવી વાણીએ નિર્મળ એવા ધર્મને તિર્યંચ, મનુષ્ય, અને દેવ–એઓપ્રત્યે ઉપદેશ કરનારા તે મુનિને અવલોકન કરતા હવા. તે સમયે દૂરથી આવનારા તે પાંડવોને અવલોકન કરી તે ધર્મઘોષ ગુરૂ પણ મોટા સંભ્રમે કરીને આસનથી ઉઠીને હર્ષયુક્ત, અને પ્રેમે કરી તરંગિત હોતા થકા તે પાંડવોને સામે જતા હવા. તે સમયે આનંદાશ્રુનાં બિંદુઓએ કરી જેઓની પાંપણો વ્યાપ્તછે, અને શરીર ઉપર રોમહર્ષ ધારણ કરનારા તે પાંડવો તે મુનિના ચરણકમળ ઉપર મસ્તક મૂકીને વંદન કરતા હવા. ત્યારપછી તે ગુરૂ તે પાંડવોને હસ્તનેવિષે ગ્રહણ કરી તેઓને ઉઠાડીને ગાલ અને નેત્ર જેનાં હર્ષયુક્ત છે એવો હોતો થકો પ્રીતિએ કરી ગદ્ગદ એવી વાણીએ સ્વાગત પ્રશ્ન કરતો હવો. પછી તે ગુરૂ ફરી આસન ઉપર બેઠો છતાં પર્ષદાના દેવ, મનુષ્ય અને તિર્યંચ એઓએ વંદન કરેલા તે પાંડવો તે ગુરૂના સમીપભાગનેવિષે ભૂમિ ઉપર બેસતા હવા. ત્યારપછી તે મુનિ, સર્વ સભાસદોના પુણ્યસંપાદનરૂપ હિતને માટે તે પાંડવોના તપની પ્રૌઢીનું વિશેષે કરીને વર્ણન કરી દેશનાને કહેતો હવો. ત્યારપછી કલ્યાણકારક એવી તે દેશનાના શ્રવણે કરીને આનંદયુક્ત એવા સર્વ જન, તે ધર્મઘોષ ગુરૂને અને તે પાંડવોને વંદન કરીને પોતપોતાના સ્થાનપ્રત્યે ગમન કરતા હવા.

ત્યારપછી જેઓનાં ચિત્ત અત્યંત વિસ્મયયુક્ત છે, એવા તે પાંડવો તે ગુરૂપ્રત્યે ભાષણ કરતા હવા કે "હે ગુરો! આ વનમધ્યે અરણ્યસંબંધી સ્વભાવે ક્રૂર એવા પશ્વાદિક જીવ, પણ શમ

સંવેગ અને શાંતિ–એઓએ કરીને યુક્ત દેખાય છે, અને તેઓ પરસ્પર વૈરપણાનો પરિત્યાગ કરીને કેવળ સુખવાર્તા વર્ણન કરેછે એ શું છે? એ તમારા આગમનનોજ અદ્‌ભુત પ્રભાવ છે, અથવા એનું અલૌકિક એવું કોઈ બીજું કારણ છે? તે સર્વ અમારે માટે કથન કરવું." એવું સાંભળીને તે ભગવાન્ ગુરૂ ભાષણ કરતા હવા કે, "પૂર્વે બલભદ્રમુનિ પુર ગ્રામાદિકનેવિષે વિહાર કરતા થકા આ પર્વતનેવિષે પ્રાપ્ત થતા હવા. જેની ભક્તિ અદ્‌ભુત છે એવા સિદ્ધાર્થ નામના દેવે ઉપાસના કરેલા, અને જેની બુદ્ધિ ધૈર્યયુક્ત છે એવા તે બલભદ્રમુનિ આ પર્વતઉપરની ભૂમિનેવિષે માસક્ષપણવ્રતને કરતા હવા. તપશ્ચર્યાના સામર્થ્યે કરી તેનું એવું સ્વરૂપસૌંદર્ય હોતું હવું કે, કોઈપણ સ્ત્રીએ તેને જોયો છતાં તે સ્ત્રી તત્કાળ મોહિત અને દેહભાનરહિત એવી થાય. એકસમે તે પર્વત ઉપર એક કૂપના કાંઠાનેવિષે જળનેમાટે પ્રાપ્ત થએલી એક સ્ત્રીએ સમીપભાગે રહેનારો તે બલભદ્રમુનિ અવલોકન કરચો. તત્કાળ તે બળભદ્રમુનિના સ્વરૂપે મોહિત થએલી તે સ્ત્રી તે મુનિનાભણી જેની દૃષ્ટિ તત્પર છે; એવી હોતી થકી કુંભબુદ્ધિએ પોતાના બાલકના કંઠનેવિષે દોરડાનું બંધન કરી તે બાળકને કૂપનેવિષે નાખવા માટે આરંભ કરતી હવી; તે અવલોકન કરીને તે બળભદ્રમુનિ વેગે કરીને તે સ્ત્રીની પાસે પ્રાપ્ત થઇને તેણીને પ્રતિબોધ કરીને તે બાળકને છોડાવીને પછી પોતાની મોહક એવી રૂપસંપત્તિને નિંદા કરતો થકો પાછો ફરચો. પછી એવા અભિગ્રહને ગ્રહણ કરતો હવો કે, "વનનેવિષે કાષ્ઠાદિકોને હરણ કરનારા પુરૂષોએ દીધેલા અન્નાદિકે કરીનેજ પારણું કરીશ; અન્યથા પારણું કરનાર નહીં." ત્યારપછી તે પ્રકારે કરીનેજ જેણે પારણું કરચું છે, એવો તે બળભદ્રમુનિ, આ વનનેવિષે અતિ ઉગ્ર એવા તપને આચરણ કરતો થકો વાસ કરતો હવો. કામદેવે પણ વર્ણન કરવા માટે જેનો દેહ યોગ્યછે, અને જેનું મહાતેજ છે એવા તે તપશ્ચર્યા કરનારા બળભદ્રમુનિને અવલોકન કરીને જંગલમાં તૃણ કાષ્ઠાદિકોને ગ્રહણ કરનારા પુરૂષો અતિ વિસ્મિત હોતા થકા પોતપોતાના નગરમધ્યે જઇને તે નગરસંબંધી રાજાઓપ્રત્યે એવું કહેતા હવા કે, "જેનું તેજ કોઈપણ જીતવા માટે સમર્થ નથી, એવો કોઇએક પુરૂષ આ વનનેવિષે તપશ્ચર્યા કરેછે." તે સાંભળીને જેઓનાં અંતઃકરણ ભય પામ્યાંછે એવા, અને જેઓનાં ચિત્ત કુત્સિત છે એવા તે રાજાઓ પણ જેઓએ પોતાના સરખું જ સર્વ જગત્ જાણ્યુંછે, એવા હોતા થકા પોતાનાં અંતઃકરણમધ્યે ચિંતન કરવા લાગ્યા કે "જેનું મહોટું સામર્થ્ય છે એવું જે તપ, તેણે કરી જેનું સામર્થ્ય વૃદ્ધિ પામેલું છે એવો એ કોઈ પુરૂષ નિશ્ચયે કરીને આપણા રાજ્યને ગ્રહણ કરવાની ઇચ્છા કરેછે; એ માટે સાંપ્રતકાળેજ તેનો વધ કરવો જોઇએ." એવો વિચાર કરીને તે મહાપરાક્રમી એવા સર્વે રાજા સર્વ પ્રકારે કરીને ઉતાવળે તે મુનિનો નાશ કરવા માટે અભિલાષ ધારણ કરતા હવા. ત્યારપછી કવચાદિક ધારણ કરનારા

વીર, અશ્વોઉપર આરોહણ કરનારા સ્વાર, રથઉપર બેસનારા રથી, અને હસ્તિઉપર બેસનારા મહાવતો એવી ચતુરંગ સેનાએ યુક્ત હોતા થકા તે રાજાઓ આ વનનેવિષે પ્રાપ્ત થઇને તે મુનિના આશ્રમની આસપાસ જોવા આવીને રહ્યા; એટલામાં નિરંતર તે રામમુનિની ઉપાસના કરનારા સિદ્ધાર્થદેવે તે રાજાઓને ભયપ્રદર્શન કરવા માટે, અને તે બળભદ્રમુનિનું રક્ષણ કરવા માટે અતિ ભયંકર એવા કોટ્યાવધિ સિંહ નિર્માણ કરચા. તેઓને અવલોકન કરીને ભયચકિત એવી ચિત્રમાં લખેલો સેના સરખી જેઓની સેના સ્તબ્ધછે, એવા તે રાજાઓ-જેઓનાં ચિત્ત ક્ષોભ પામેલાં છે, એવું છતાં પણ તત્ક્ષણે તે બળભદ્રમુનિને નમસ્કાર કરીને પાછા જતા હવા. તે દિવસથી નિઃસીમ એવા ઉપશમનેવિષેજ તત્પર એવા પણ તે બળભદ્રમુનિનું સર્વ જગત્મધ્યે “નરસિંહ” એવું નામ પ્રખ્યાતિને પામતું હવું. ત્યારપછી શીતળપણાએ ચંદ્રનો પણ પરાભવ કરનારા એવા તે બળભદ્રમુનિના ઉપશમને જોનારા, અને પ્રાણીસમુદાયનેવિષે અતિ સ્થૂલ એવા દયાદ્રપણાને અવલોકન કરનારા, અને જેનેવિષે પિણ્યાક એટલે તલનો ખોળ અને સુવર્ણ એ બન્ને સમાન છે એવી નિરિચ્છાને જાણનારા, અને અમૃતને પણ જીતનારી એવી ધર્મવાણીને શ્રવણ કરનારા એવા આ વનમધ્યે જે સર્વ વનસંબંધી પ્રાણી, તેઓ સ્વભાવે ક્રૂર છતાં પણ તે પોતાના ક્રૂરસ્વભાવનો ત્યાગ કરીને જેઓનાં ચિત્ત શમૈકમય છે એવાં હોતાં થકાં બોધને પામતાં હવાં. કેટલાંએક પ્રાણી સમક્ત્વને ગ્રહણ કરતાં હવાં, કેટલાંએક પ્રાણી દેશવિરતીને ગ્રહણ કરતાં હવાં, કેટલાંએક પોતે ભદ્રકરૂપ થઇને પાપકર્મનો ત્યાગ કરતાં હવાં, કેટલાંએક પ્રાણીઓએ અનશનવ્રત કરચાં; કેટલાંએકોએ કાયોત્સર્ગ કરચો, અને કેટલાંએક પ્રાણી તે બળભદ્રમુનિના સમીપભાગનેવિષે શિષ્ય સરખાં તે બળભદ્રમુનિનું સેવન કરનારાં થયાં. તે સમયે તે બલભદ્રમુનિનો પૂર્વભવનો સંબંધી કોઇએક હરિણ, પૂર્વ જન્મનેવિષે દેશના શ્રવણ કરવા માટે તેની પ્રીતિ હતી; એ માટે આ જન્મનેવિષે તે બળભદ્રમુનિની સંગતીએ જાતિ સ્મરણ જ્ઞાનેકરી પોતાના પૂર્વજન્મને સ્મરણ કરતો થકો જેની ભક્તિ કલ્યાણકારક છે એવો તે હરિણ, તે બળભદ્રમુનિનીજ નિરંતર ઉપાસના કરતો હવો. તે હરિણ તે વનનેવિષે વારંવાર ભ્રમણ કરીને તે બળભદ્રમુનિના પારણાને માટે અન્ન ગ્રહણ કરનારા એવા તૃણકાષ્ઠાદિક હરણ કરનારાઓની આસપાસ ગવેષણા કરતો છતાં જે કાળે કોઇપણ ઠેકાણે અન્નગ્રાહી એવા તે તૃણકાષ્ઠાદિના લેઈ જનારાપ્રત્યે જુએ, તે કાળેજ તે હરિણ ઉતાવળો બળભદ્રમુનિ પાસે આવીને પ્રણિપાતાદિક સંકેત કરીને એવું જણાવે કે, “અમુક ઠેકાણે અન્ન લેઈ આવનારા તૃણકાષ્ઠાદિહારક આવે છે.” તે જાણીને બળભદ્રમુનિ પોતાના ધ્યાનનું વિસર્જન કરીને તે હરિણના અનુલક્ષ્યે કરીને તેણે બતાવેલા માર્ગે ગમન કરીને તે સાર્થાદિકો પાસેથી પ્રતિદિવસે ભિક્ષાન્નને ગ્રહણ કરે.

એક સમયે રાજમંદિરાદિક નિર્માણ કરવા માટે યોગ્ય એવાં કાષ્ઠોને આણવા માટે રથકારો તે મોહોટા અરણ્યમધ્યે ગમન કરતા હવા. તે સમયે અરણ્યનેવિષે સંચાર કરનારો તે હરિણ, તે રથકારોને અવલોકન કરીને માસક્ષપણવ્રતનાં પારણાં કરવા માટે ઇચ્છા કરનારા બળભદ્રમુનિને માટે સૂચવતો હવો. તે સમયે જેનું ચિત્ત નિરાકાંક્ષ છે એવો તે બળભદ્રમુનિ, તે હરિણે વારંવાર સૂચવ્યું છતાં તે હરિણના અનુલક્ષે કરીને વનનો છેદ કરનારા તે રથકારોપ્રત્યે ગમન કરતો હવો. તે સમયે ઉત્તમ ઉત્તમ વૃક્ષોને છેદન કરીને, મધ્યાન્હકાળે નાનાપ્રકારના રસોએ જેનો પાક (રસોઈ) યુકતછે, એવા તે રથકાર એક ઠેકાણે ભોજન કરવામાટે ઉપવિષ્ટ થયા છતાં એટલામાં સાક્ષાત્ મૂર્તિમાન ધર્મજ જાણે આવ્યો હોયના! એવા તે બલભદ્રમુનિને દૂરથી અવલોકન કરીને આનંદયુકત એવો રથકારોનો અધિપતિ એવું ચિંતન કરવા લાગ્યો કે, "અહો ખૈરાદિક વૃક્ષોને રહેવાનું સ્થાન એવા પણ આ અરણ્યનેવિષે અમોને કલ્પવૃક્ષ ક્યાંથી દેખાયછે!! એટલે ખૈરાદિ વૃક્ષસરખું ઘાતક, અને સિંહ વ્યાઘ્રાદિકોએયુકત એવા આ અરણ્યમધ્યે કલ્પવૃક્ષસરખા વાંછિતફળ દેનારા સાધુ કેમ દેખાય છે!! તે માટે અમારૂં મોટું ભાગ્યછે. આ લોકમધ્યે સંપત્તિરૂપ ફળ દેનારાં ઘણાં કલ્પવૃક્ષ છે; પરંતુ આ મુનિરૂપ કલ્પવૃક્ષ પરલોકનેવિષે પણ સ્વર્ગ અને મોક્ષરૂપલક્ષ્મીના ફળનું દેનારૂં છે. એ માટે આજ આ મુનિના દર્શને કરીને હું ધન્યછું, અને મારો જન્મ આજ સ્તુતિ કરવામાટે યોગ્યછે, અને આજજ આ મારૂં વનમધ્યે આગમન પણ સફળ થયું." ઇત્યાદિક મનમધ્યે ચિંતન કરનારો, અને જેના શરીર ઉપર રોમાંચ ઉત્પન્ન થયાંછે, એવો તે રથકારોનો અધિપતિ ઉઠીને સામો જઈ જેણે ભૂમિનેવિષે પોતાનું મસ્તક સ્થાપન કર્યુંછે; એવો હોતો થકો તે મુનિપ્રત્યે વંદન કરતો હવો. પછી જેની ઇંદ્રિઓ આનંદયુકત છે, અને જેને મહોટી પ્રીતિ છે એવા તે બળભદ્રમુનિને પ્રાશુક કરીને, અર્પણ કરવામાટે યોગ્ય જે પૂજાદિ દ્રવ્યો-તેઓએ કરીને, અને પાનસહિત અન્ને કરીને સત્કાર કરતો હવો. તે સમયે રૌહિણેય (બળભદ્ર) મુનિ અત્યંત શ્રદ્ધાએયુકત એવી તેની મનોવૃત્તિને જાણીને પોતાના ચિત્તનેવિષે એવું ચિંતન કરવા લાગ્યો કે "અહો!! આ સમયનેવિષે આ રથકારોનો અધિપતિ મને અવલોકન કરીને આનંદપરવશતાને ધારણ કરેછે; તે માટે એ મહાત્માનો ભાવ અતિ નિર્દોષ છે. સત્પાત્રદર્શને કરીને તત્કાળ પ્રાપ્ત થએલો ભાવજ ભાગ્યનો વિસ્તાર કરેછે. તે એમ કે, તે ભાગ્યે કરીનેજ તે પુરૂષોનું સંસારવૃક્ષ સમૂળ નિર્મૂળન કર્યું જાયછે. એ માટે જે ભાવનેવિષે આરૂઢ થનારા પુરૂષને મુકિતસુખ પણ હસ્તગતજ છે; એવા ભાવનેવિષે સાંપ્રતકાળે આ મહાત્મા રથકારોનો અધિપતિ આરૂઢ થયોછે. તે માટે માસક્ષપણના પારણાની ઇચ્છા ધારણ કરનારો હું, આ સમયે ભાવિક અને વિવેકી એવો એનો ભાવ કિંચિત્ પણ સ્ખલન કરનાર નથી." એવો વિચાર કરીને પછી

તે બળભદ્રમુનિ તે રથકારના અધિપતિ પાસેથી ભિક્ષા ગ્રહણ કરવામાટે ઉદ્યુક્ત થયો. અને જેનું ચિત્ત આનંદયુક્ત છે એવો તે રથકારોનો નાયક પણ ભિક્ષાન્ન દેવા માટે ઉદ્યુક્ત થયો. તે સમયે તે હરિણ પણ એક દાતૃશિરોમણી, અને એક પાત્રશિરોમણી એવા તે બંનેને અવલોકન કરીને સંવેગે કરી પોતાના મનનેવિષે એવી ભાવના કરતો હવો કે "અહો આજ આ વૃક્ષછેદન કરનારા રથકારોનો પણ અધિપતિ ધન્યછે!! કારણ કે જેને અતકર્ચ્યં એવા આ પુણ્યનો સમુદાય પ્રાપ્ત થયો!! અહો કોઈપણ કાળે સાધારણ મુનિને માટે પણ આદરપૂર્વક દાન કરચું છતાં તે મોક્ષસંપત્તિ માટે થાયછે; તો પછી માસક્ષપણના પારણાની ઈચ્છા કરનારા બળભદ્રમુનિ માટે આ રથકારાધિપતિએ જે દાન કરચું, તેનો મહિમા કેટલો વર્ણન કરવો! હું તો એના સરખું પુણ્યસંપાદન કરનારા કોઈપણ તપને આચરણ કરવા માટે સમર્થ નથી. કારણકે આવા ભાવયુક્ત દાનકર્મે કરીને બંધક એવાં આઠ કર્મની મર્મગ્રંથી છેદન કરી જાયછે; એવા પ્રકારનું દાન દેવા માટે પણ હું આ જન્મનેવિષે સમર્થ નથી. કારણ કે આ મારો જન્મ તિર્યક્યોનિનેવિષે ઉત્પન્ન થએલો હોવાથી નિંદ્ય અને દાન કરવા માટે અસમર્થ છે; તે કારણ માટે ભાગ્યહીન એવો જે હું-તેને ધિક્કાર હો." એ પ્રકારે કરીને તે હરિણ વિચાર કરતો છતાં જેમની ભાવરૂપસંપત્તિ છે, અને જેમનું આયુષ્ય સમાપ્તિને પામ્યુંછે, એવા તે બળભદ્રમુનિ, રથકારાધિપતિ, અને હરિણએઓના ઊર્ધ્વભાગે પૂર્વે અર્દ્ધ છિન્ન થએલું વૃક્ષ, વાયુનાવેગે પતન પામતું હવું. તે વૃક્ષના પતનપ્રહારે કરીને તે ત્રણેજણ મરણ પામતા હવા. પછી બ્રહ્મનામે કલ્પનેવિષે તે ત્રણ, જેમની સંપત્તિ સમાનછે એવા અમર એટલે દેવ થતા હવા. એ પ્રકારે કરીને તે બળભદ્રમુનિ પ્રતિસ્થાનનેવિષે તિર્યક્, મનુષ્ય, અને અમર-એઓને બોધ કરતો થકો સો વર્ષપર્યંત વ્રતપર્યાયને ધારણ કરતો હવો. તે કાળથી બળભદ્રમુનિના સામર્થ્યે કરીને આ વન, જેનેવિષે સંપૂર્ણ ક્રૂરશ્વાપદો શાંતવૃત્તિનાં છે એવું થતું હવું.

એ પ્રકારે કરીને ધર્મઘોષમુનિના મુખથકી તે બળભદ્રમુનિની કથાને શ્રવણ કરીને ખેદ કરી જેઓનાં ચિત્ત વ્યાકુળ થયાંછે, એવા તે પાંડવો ફરી ભાષણ કરતા હવા કે "આ પ્રકારે કરીને પ્રખ્યાત જે ચારિત્ર-તેણે કરી જેનો દેહ પવિત્ર છે, એવો તે બળભદ્રમુનિ, અત્યંત ઐશ્વર્યે કરી મત્ત એવા અમોએ વંદન કરચો નહીં તે માટે અમોને ધિક્કાર હો. જેની સર્વોત્કૃષ્ટ એવી વાર્તા પણ કાને સાંભળી છતાં અમૃતે કરીને પણ ન શાંત થએલા અંતરાત્માને સિંચન કરેછે, એવો સર્વ જગતનું કલ્યાણ કરનારો તે બળભદ્રમુનિ અમારી દૃષ્ટિને ગોચર થયો નહીં: અને જેણેકરી સર્વ જગત્ આનંદમય થાય એવું તેનું દેશનારૂપશ્રેય પણ, ભાગ્યહીન એવા અમોને થયું નહીં. એ માટે હવે સાંપ્રતકાળે શ્રીનેમીશ્વરપ્રભુના ચરણકમળપ્રત્યે જો અમે વંદન કરીએ તો અમારાં સંપૂર્ણ પાતકો માટે જલાંજળી દાન થશે; અને એ વ્રતગ્રહણ પણ કૃતકૃત્યત્વ ધારણ કરશે; પરંતુ

ત્રૈલોક્યરૂપ કમળને પ્રફુલ્લિત કરનારો સૂર્યજ એવો તે શ્રીનમીશ્વરપ્રભુ સાંપ્રતકાળે ક્યાં સંચાર કરેછે! તે અમે કાંઇજિ જાણુતા નથી." એવું તે પાંડવોએ ભાષણ કર્યું છતાં જ્ઞાન દર્શનમય નેત્રે કરીને જેણે ત્રૈલોક્ય પ્રત્યક્ષ અવલોકન કર્યુંછે, એવો તે ધર્મઘોષમુનીશ્વર ભાષણ કરતો હવો કે "શ્રીનમીશ્વરભગવાન્ આર્યદેશ, અનાર્યદેશ, અને મધ્યદેશનેવિષે અનુક્રમે વિહાર કરીને, અને અનેક મહાપર્વતોનેવિષે વિહાર કરીને રાત્રીનેવિષે નિમીલન થએલાં કમળોના સમૂહને પ્રફુલ્લિત કરનારા સૂર્ય સરખા, મોહે કરીને મોહિત એવા નાનાપ્રકારના જીવોને બોધન કરીને સાંપ્રતકાળે પોતાની નિવૃત્તિ નજીક પ્રાપ્ત થઈ, એવું જાણીને પોતાનાયોગે કરીને રૈવતકપર્વતને શોભાવે છે. એટલે સાંપ્રતકાળનેવિષે તે શ્રીનમીશ્વરપ્રભુ રૈવતકપર્વત ઉપર છે."

એવી ધર્મઘોષમુનિની વાણીને શ્રવણ કરીને પાંડવો બળભદ્રમુનિના વિયોગે કરીને જેઓનાં ચિત્ત વિહ્વળ થયાંછે, એવા હોતા થકા, અને નમીશ્વરભગવાનના દર્શનને માટે ઉત્કંઠિત હોતા થકા ભાષણ કરતા હવા કે, "હે ગુરો, શ્રીનમીશ્વરભગવાનનું જો ઉતાવળે નિર્વાણ થનાર છે, તો તમે પણ અમારી સહવર્તમાન આજજ પ્રસ્થાન કરો; અને આગળ થઇને તે જગત્પતીનાં ચરણ અવલોકન કરો. કદાચિત્ આપણે જવામાટે વિલંબ કર્યો છતાં આપણા જવા પેહેલાંજ જો તે શ્રીનમીશ્વરપ્રભુ નિર્વાણ પદવીપ્રત્યે પ્રાપ્ત થયા, તો અમોને અને તમોને પણ તેનું વંદન થનાર નહી; તે માટે ઉતાવળેજ ગમન કરવું." એવું બોલીને તે પાંડવો તે ધર્મઘોષમુનિને આગળ કરીને નમીશ્વર જિનને વંદન કરવા માટે રૈવતકપર્વતપ્રત્યે પ્રસ્થાન કરતા હવા. પછી પ્રભુના દર્શન માટે ઉત્કંઠિત એવા તે પાંડવો રાત્રી દિવસનેવિષે વિશ્રાંતિરહિત હોતા થકા હસ્તિકલ્પનગરપ્રત્યે ગમન કરતા હવા. તે સમયે હસ્તિકલ્પનગરનેવિષે પ્રવેશ કરતા છતા તે પાંડવો ધર્મઘોષમુનિપ્રત્યે પ્રીતિએ કરી ચરણકમળનેવિષે વંદન કરી માસક્ષપણનું પારણું કરવા માટે એવી વિજ્ઞાપના કરતા હવા કે, "હે પ્રભો, આ નગરથી રૈવતકપર્વત દ્વાદશયોજન દૂરછે; એ માટે સવારે પ્રાતઃકાળે અમે ગમન કર્યું છતાં સાયંકાળપર્યંત ત્યહાં પહોંચીએ. પછી જગત્નો અધિપતિ જે શ્રીનમીશ્વરભગવાન્, તેનું દર્શન થયું છતાં અમારો પારણાવિધિ થાઓ." એ પ્રમાણે જેમનો આનંદ તરંગિત છે, એવા તે પાંડવો અભિગ્રહને સ્વીકારતા હવા. પછી તે નગરમધ્યે પ્રવેશ કરીને ત્યહાંજ ઉજ્જયંત પર્વત થકી આવેલો જે માર્ગ-તે માર્ગે ગમન કરનારા, અને જેઓનાં મુખકમળ શ્યામવર્ણ છે, એવા લોકોને અવલોકન કરીને જેઓનાં ચિત્ત ચકિત છે, એવા તે પાંડવો જેવા ક્ષણમાત્ર સ્તબ્ધ રહેછે, તેટલામાં અકસ્માત્ જેમનું મુખ અત્યંત મ્લાનછે એવા કોઇએક ચારણશ્રમણમુનિ આકાશમાર્ગે કરીને ધર્મઘોષમુનિની પાસે આવીને તે ધર્મઘોષમુનિને વંદન કરતા હવા. તે સમયે તે મુનિને પાંડવોએ વંદન કરી તેને પ્રશ્ન કર્યો છતાં જેની બુદ્ધિ અત્યંત ચતુર છે, એવો તે

ચારણશ્રમણમુની ભાષણ કરતો હવો કે, "જેના કર્મરૂપ શત્રુઓ નષ્ટ થયાછે; એવો તે શ્રીનમીશ્વરભગવાન્, નજીક પ્રાપ્ત થએલા પોતાના નિર્વાણને જાણીને તે રેવતકપર્વતનેવિષે સમવસરણ કરતા હવા. તે એવી રીતે કે-રૂપ્ય, સુવર્ણ, અને માણિક્ય-એનાં જે પ્રાકારત્રય-તેણે કરીને યુક્ત, અને નાનાપ્રકારના મણિઓનો જે કાંતિસમૂહ-તેઓની ક્રીડાએ જેણે નગરનાં દ્વાર લુપ્ત તેજ એવાં કર્યાંછે; અને જેનેવિષે એક અશોકવૃક્ષ છે, એવું છતાં તે એક અશોકવૃક્ષનાં સર્વ ઠેકાણે રત્નની ભિંતનેવિષે પડેલાં પ્રતિબિંબોએ કરીને અશોકવૃક્ષોના વને જાણે વ્યાપ્તજ હોયના! એવું ભાસનારૂં, અને આનંદનું ઉપાદાન, અને પુણ્યસંપત્તિનું મૂળકારણ એવા તે સમવસરણને દેવ રચતા હવા. તે મધ્યે ચારેદિશાઓનેવિષે ઘણા માણિક્યોએ કરીને દેદીપ્યમાન એવાં ચારસિંહાસનોને નિર્માણ કરતા હવા. ત્યારપછી દેદીપ્યમાન જે ધર્મધ્વજ-તેણે કરીને જેનું આંગણું શોભિત છે, અને પૂર્ણ ચંદ્રના સરખું દેદીપ્યમાન અને જયશીલ જે છત્રત્રય-તેણે કરીને શોભિત, અને મર્યાદા પ્રમાણે જેના આસપાસના ભાગનેવિષે દેવ, અસુર, અને મનુષ્ય બેઠાછે, એવા તે પૂર્વ દિઙ્મુખ સિંહાસનને શોભાવનારા, અને મોક્ષપ્રત્યે ગમન કરવાની ઇચ્છા ધારણ કરનારા તે શ્રીનેમીશ્વરભગવાન્ સર્વ જગત્ ઉપર અનુગ્રહ કરવો" એવી ઇચ્છાએ ચિરકાળપર્યંત ચરમની ધર્મદેશનાને કરતો હવો. તે દેશનાએ કરી તત્ક્ષણ બોધ પામેલા એવા કેટલાએક લોકો વ્રતગ્રહણ કરતા હવા, કેટલાએક શ્રાવકપણાને સેવન કરતા હવા, અને કેટલાએકોએ ભદ્રકપણાનો સ્વીકાર કર્યો. ત્યારપછી આસપાસ રહેનારાં જે સાધુઓનાં શતો-તેઓએ સહવર્તમાન તે શ્રીનમીશ્વરભગવાન્ અશોકવૃક્ષની પાસે ગમન કરીને એકમાસપર્યંત અનશનવ્રત કરતા હવા. ત્યારપછી આષાઢશુદ્ધ અષ્ટમીનેવિષે, જેનો આશય ભિન્ન ભિન્નછે એવા શત્રુ પ્રમુખ પણ ત્રૈલોક્યસંબંધી જન,-શત્રુપણાનો ત્યાગ કરીને સાધુ સહવર્તમાન ત્યાં પ્રાપ્ત થયા છતાં શૈલેસીકરણ કરનારા તે શ્રીનેમીશ્વરભગવાન્ સર્વ કર્મના સમૂહને નિઃશેષપણાપ્રત્યે પમાડતા હવા. પછી પૂર્ણ સહસ્રવર્ષપર્યંત જેમનું આયુષ્ય છે, અને ત્રૈલોક્યનેવિષે સૂર્યના સરખો પ્રકાશ કરનારો તે શ્રીનમીશ્વર સ્વામિ, જેનેવિષે અવ્યાબાધ સુખછે, એવી નિર્વાણ પદવીપ્રત્યે ગમન કરતા હવા. ત્યાર પછી પ્રદ્યુમ્ન, અને સાંબાદિક મહાપરાક્રમી કુમારો, અને તે શ્રીનેમીશ્વરભગવાનના મહાશૂર એવા રથનેમ્યાદિક ભાઇઓ, શ્રીકૃષ્ણની રુક્મિણ્યાદિક આઠ સ્ત્રીઓ, બીજા ઘણા મુનિઓ, અને રાજીમત્યાદિક ઘણી સાધ્વીઓ-તેઓપણ તેજ કાળે મોક્ષપદને પામતાં હવાં. તે સમયે નેમીશ્વર પ્રભુની માતા શિવાદેવી, અને પિતા સમુદ્રવિજય-એઓ સર્વ દશાર્હોએ સહવર્તમાન દેવત્વને પામતાં હવાં. તે સમયે શ્રીનેમીશ્વર ભગવાનના આજ્ઞાધારક મધ્યે મુખ્ય જે કુબેર, તે તત્ક્ષણ શિબિકાને નિર્માણ કરતો હવો. પછી ઇંદ્ર, તે નેમીશ્વર પ્રભુના શરીરને યથાવિધિએ પૂજન

કરીને તે શિબિકાનેવિષે સ્થાપન કરતો હવો. પછી સર્વ દેવો નૈઋત્યદિશાનેવિષે રત્નશિલા ઉપર ગોશીર્ષ અને ચંદનાદિક કાષ્ઠોએ કરીને ચિતાને રચતા હવા. તે દિશાનેવિષે શિબિકામાંથી પ્રભુના શરીરને લેઇને તે ચિતાની પાસે શિબિકા ઉતારીને દેવો સહવર્તમાન ઇંદ્ર પોતે તે શ્રીનેમીશ્વર ભગવાનના અગ્નિ સંસ્કારને કરતો હવો. પછી પવિત્ર એવા ક્ષીરસમુદ્રના પાણીએ તે ચિતાગ્નિ શાંત થયો છતાં દેવો, તથા રાજાઓ, અને બીજા પણ સર્વજનો-એઓએ પ્રભુના અસ્થ્યાદિકોનું ગ્રહણ કરચું. ત્યારપછી ઇંદ્ર, અગ્નિસંસ્કારે કરી પવિત્ર એવી તે રત્નશિલા તળાનેવિષે શ્રીનેમિજિનેશ્વરના મંદિરને નિર્માણ કરતા હવો. ત્યારપછી તે મંદિર મધ્યે સ્થાપન કરેલી શ્રીનેમિજિનેશ્વરની પ્રતિમાપ્રત્યે વારંવાર વંદન કરી અશ્રુ સહિત એવા દેવતા તથા રાજાઓ અને બીજાજનો-એઓના સમૂહ પોતપોતાના સ્થાનપ્રત્યે ગમન કરતા હવા.

એ પ્રકારે વિદ્યાચારણ મુનિની વાણીને શ્રવણ કરીને તે પાંડવો, દુઃખે કરીને શ્રવણ કરવામાટે યોગ્ય એવી કોઇ એક દુઃખમય શોકદશાને પામતા હવા; અને એવું ભાષણ કરતા હવા કે, "અમારૂં ભાગ્ય સર્વથા વિપરીતજછે; એમાટે અમોને બલભદ્ર મુનિનો અને શ્રીનેમીશ્વર ભગવાનનો પણ સંગમ થયો નહીં. જે પુરૂષોએ સ્વામિના હસ્તે દીક્ષાદાનરૂપ ઉત્સાહ સંપાદન કરચો, અને નિરંતર સ્વામિના વાણીરૂપ અમૃતને જેઓ પ્રાશન કરેછે, તેઓજ આ જગત્‌નેવિષે સ્તુતિ કરવામાટે યોગ્ય, અને તેઓજ ત્રૈલોક્યના ભૂષણરૂપછે, અને તેઓનીજ માતા ધન્ય જાણવી; અને તેઓનોજ જન્મ સફળ જાણવો. તેઓમાં સ્વામિશ્રીનેમીશ્વરની સાથે જેઓને નિર્વાણ મહિમા પ્રાપ્ત થયો તે તો ધન્ય મધ્યે ધન્ય, અને તેઓજ સાધુઓએ પણ સ્તુતિ કરવામાટે યોગ્ય જાણવા. હવે સાંપ્રતકાળે શ્રીનેમીશ્વર ભગવાને અમારો અભિપ્રાય જાણીને આ ધર્મઘોષ મુનિકને અમોને દીક્ષા સમર્પણ કરાવી, તે કેવળ તેનું કૃપારૂપ ભૂષણછે. એટલાએજ અમારે કૃતાર્થપણું માનવું જોઇએ. અમારૂં આ તપરૂપવૃક્ષ, પ્રભુના વાણીરૂપ અમૃતે જો સિંચન થયું હોતતો એ વાણી અને મન-એઓને અગોચર એવા મોક્ષરૂપ ફળને ઉત્પન્ન કરત; પરંતુ ભાગ્યશૂન્ય એવા પુરૂષોના મનોરથ સફળ થતા નથી. કારણ કે, દરિદ્રિ પુરૂષને કદીપણ કલ્પવૃક્ષનો સમાગમ થતો નથી; તેમજ ભાગ્યહીન એવા અમોને શ્રીનેમીશ્વર ભગવાનનો સમાગમ થયો નહી. તે મધ્યે અમોએ તો "સ્વામિનું દર્શન થયુ છતાં પારણાં કરશું; અન્યથા પારણુ કરનાર નથી." એવો દુસ્તર અભિગ્રહ ગ્રહણ કરચોછે. એ માટે તે અભિગ્રહનો આગળ અંગીકાર કરીને નજીક પ્રાપ્ત થએલો જે આ વિમલનામક પર્વત-તેનેવિષે આરોહણ કરીને અમારા મનમાં જે અભિષ્ટ કર્તવ્ય છે તેને કરીએ. કારણ કે, આ પર્વતનેવિષે પૂર્વે કોટ્યાવધિ પુંડરીકાદિક મુનિઓ, પોતાનાં સર્વ કર્મોનો નાશ કરી મોક્ષને પામતા હવા. તે કારણ માટે આ

પર્વતશ્રેષ્ઠ સર્વ તીર્થામધ્યે મહાતીર્થછે; એટલે એ સાંપ્રતકાળે અમારા પણ અભિષ્ટસિદ્ધિ કારણે થશે." એવો વિચાર કરીને તે પાંચે પાડવો તત્ક્ષણ તે પર્વતપ્રત્યે આરોહણ કરતા હવા. કારણ કે દુઃખે કરીને સાધ્ય એવા પણ પોતાના કાર્યભાગને માટે સત્પુરૂષ મંદપણુ કરતા નથી. ત્યારપછી તે પાંડવો તે પર્વતના શિખરનેવિષે આરાધનાવિધિને કરીને ધર્મઘોષમુનિના પાર્શ્વભાગનેવિષે અનશનક્રિયાનો સ્વીકાર કરતા હવા. પછી જગતનેવિષે રહેનારા સર્વ જીવોને સ્વાત્મતુલ્યપણે અવલોકન કરનારા, અને સામ્યરૂપ અમૃતનો જે સમુદ્ર-તેનેવિષે જે નિમગ્ન-તેણે કરીને અત્યંત શાંત એવા અંતઃકરણને ધારણ કરનારા, અને ધ્યાન સમાધિ, બંધ પ્રબંધ એની મૈત્રીએ કરી મધુર એવી સ્થિરબુધિને ધારણ કરનારા, અને મોક્ષમંદિરની આરોહણ કરવાની નિશ્રેણીજ જાણે હોયના! એવી ક્ષપકશ્રેણીનો આશ્રય કરનારા, અને જેઓનું મહોટું તેજછે એવા, અને સર્વ ક્રિયામધ્યે કુશળપણાએ કરી જેનું ચિત્ત શોભનારૂં છે એવા જે ધર્મઘોષમુનિતેણે અનુગ્રહ કરેલા તે પાંડવો અનુક્રમે જેનેવિષે ત્રૈલોક્યે ક્રીડા કરીછે એવા કેવળજ્ઞાનને પામતા હવા. ત્યારપછી દેવ, મનુષ્ય અને અસુર-ઈત્યાદિકો ને વિશુદ્ધ એવા ઊત્તમ ધર્મનો ઉપદેશ કરીને એક મુહૂર્ત્તમાત્ર દશમયોગને સેવન કરનારા એવા તે પાંડવો, અયોગિગુણસ્થાનનેવિષે ક્ષણમાત્ર વિશ્રાંતિ લેઇને અક્ષય સૌખ્ય એવા મુક્તિપદપ્રત્યે ધર્મઘોષમુનિ સહવર્તમાન પામતા હવા. ત્યારપછી તે પાંડવોના માર્ગના અનુલક્ષ્યે કરીને ગમન કરનારી, અને નિર્મળ એવું જે અનશન કર્મ-તેણે કરીને પવિત્ર એવી દ્રુપદરાજાની કન્યા જે દ્રૌપદી, તેપણ જેનેવિષે અતુલ સંપત્તિ છે એવા બ્રહ્મદેવલોકપ્રત્યે ગમન કરતી હવી. ત્યારપછી સંપૂર્ણ દેવો, કલ્પવૃક્ષોનાં કાષ્ટોએ કરીને તે પાંડવોના દેહના વિયુક્ત એવા અગ્નિસંસ્કારને કરી જગતના મનોરથ પૂર્ણ કરનારા તે પર્વતના શિખરનેવિષે નૃત્ય કરનારીઓ જે દેવાંગનાઓ-તેઓનું ગાયન જેનેવિષેછે, એવા પાંડવોના નિર્વાણ મહિમાના મહોત્સાહને કરતા હવા.

શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

इत्येतत्किल पांडवेयचरितं पर्याप्तमेतस्य तु ॥
ब्रूमः किं महिमानमन्वहमपिव्याख्येयमस्मै नमः ॥
यस्यैकक्रमडलंघितान्यचरितारण्यापिविद्वद्गवी ॥
श्राम्यंतीव पदे पदे च न परां सीमानमालंबते॥ २७५ ॥

વ્યાખ્યા—એ પ્રકારનું એ પાંડવોનું ચરિત્ર સમાપ્ત થયું. એના મહિમાને અમે વિશેષ શું વર્ણન કરીએ? પ્રતિદિવસે પણ વ્યાખ્યાન કરવામાટે યોગ્ય એવા આ ચરિત્રનેમાટે કેવળ નમસ્કાર થાઓ. વિદ્વજ્જનની વાણીરૂપ ધેનુ પોતાના એક પગલાએ કરી અન્ય ચરિત્રરૂપ અર-

ણ્યનું ઉલ્લંઘન કરનારી છતાં પણ જે પાંડવ ચરિત્રરૂપ અરણ્યનેવિષે સંચાર કરવા લાગી છતાં પદ પદનેવિષે શ્રમ પામ્યા સરખીજ જાણે હોયના! તેમ વિશ્રામ પામીને જે પરસીમાછે, તે પ્રત્યે આશ્રય કરતી નથી. ॥ ૨૭૫॥

एतस्य स्तुतये कुतूहलितया जिह्वांतयोगासना ॥
न्यध्यास्ते कविमंडलस्य नियतं देवा गिरामीश्वरी ॥
कुंठीयंति कनीयसोपि कवितुं येऽन्यप्रबंधान्मुहुः ॥
स्तेप्यस्मिन् किमपि प्रगल्भवचसो वाचस्पतीयंतियत् ॥ २७६ ॥

અર્થ—આ પાંડવોનુંચરિત્ર જેછે તેની સ્તુતિનેમાટે કૌતુકે કરીને સરસ્વતીદેવીજ જાણે કવિસમૂહના જિવ્હાગ્રરૂપ યોગાસન ઉપર બેસી રહેછે. કારણ કે અન્ય ચરિત્રોનેવિષે સ્વલ્પ પણ પ્રબંધોની કવિતા કરવામાટે જે કવિઓ વારંવાર કુંઠિત થાયછે, અર્થાત્ અટકી જાયછે તેવાકવીઓ પણ આ ચરિત્રનેવિષે જેઓનાં અતર્ક્ય અને પ્રૌઢ વચનો છે, એવા હોતા થકા આ ચરિત્રનું વર્ણન કરવાને બૃહસ્પતીસરખા ભાસેછે. ॥ ૨૭૬॥

एतस्मिन् व्यवहारकौशलमिह व्युत्पत्तयः प्रश्रय ॥
प्रायेषु प्रसरं गुणेषु दधते वैदग्ध्यमस्मद्गिरः ॥
अस्मिन् संवनन प्रपंचपटिमा कीर्त्तेरुदारक्रम ॥
स्त्रैलोक्याभयदानपीनमहिमा धर्मोप्यमुष्मिन् परं ॥ २७७ ॥

અર્થ—આ પાંડવચરિત્રનેવિષે વ્યવહારનું કૌશલ્ય કહેલું છે; અને વ્યુત્પત્તી એટલે વ્યુત્પન્ન થવાનું કારણ અથવા શબ્દોત્પત્તિ તે પણ કહેલીછે, અને નમ્રતાદિક ગુણ પણ કહેલા છે. તે મધ્યેજ અમારી વાણી, ચાતુર્ય ધારણ કરેછે. અને આ ચરિત્રનેવિષે ચારિત્રાદિકના વિસ્તારનું કુશળપણું અને કીર્તિનો ઉદ્ધાર એવો જે ક્રમ તે વર્ણન કર્યો છે. અને ત્રૈલોકયના અભયદાને કરીને જેનો મહિમા પુષ્ટછે એવો ઉત્તમ ધર્મપણ કહેલો છે. ॥ ૨૭૭॥

एकस्यापि महात्मनोस्ति चरितं यस्मिंस्तदप्यास्पदं ॥
कल्याणस्यन कस्ययत्पुनरलंचक्रुः स्वतेजोद्धताः ॥
श्रीनेमिर्मुशली हरिप्रतिहरी पांडोः सुताः कौरवा ॥
भीष्मः कर्णकृपादयश्च बहवस्तस्यास्य किं ब्रूमहे ॥ २७८ ॥

અર્થ—જે ચરિત્રમધ્યે મહાત્મા એવા એકપણ પુરૂષનું ચરિત્ર વર્ણન કરેલું હોય, તેપણ ચરિત્ર કોણ કલ્યાણનું સ્થાન થતું નથી? તો સર્વ કલ્યાણનું સ્થાન થાયછે. અને જે આ ચરિ-

ત્રને અદ્ભૂત તેજસ્વી એવા શ્રીનેમીશ્વર ભગવાન્, બળભદ્ર, વાસુદેવ, પ્રતિવાસુદેવ, પાંડવ, કૌરવ, ભીષ્મપિતામહ, કર્ણ, અને કૃપાચાર્યાદિક ઘણા વીરો પોતાના પરાક્રમરૂપ ભૂષણે શોભાવતા હવા, તેનો મહિમા શો કહેવો? ॥ ૨૭૮॥

किंत्वस्मिंश्चरित्रमस्ति दोषकणिकावक्ताय दस्मादृशः ॥
संतः सच्चरितामृतैकरसिकास्तस्यामनास्थापराः ॥
सौरभ्यस्पृहयावतंसपदवीपंकेरुहं लंभयन् ॥
पंकोत्पत्तिकलंकमस्य मतिमान् को नाम मीमांसते ॥ २७९ ॥

અર્થ—પરંતુ આ ચરિત્રનેવિષે અમારાસરખા અપ્રબુદ્ધવક્તા હોવાથી કદાચિત્ જે દોષ કણિકા રહેલી હશે તેનું ગ્રહણ કરવામાટે, સચ્ચરિતરૂપ અમૃતવિષે અત્યંત રસિક એવા સાધુઓ આસ્થા ધારણ કરનાર નથી. કારણ કે, સુગંધની ઇચ્છાએ કમળને મસ્તકની ભૂષણપદવીપ્રત્યે પમાડનારો જે બુદ્ધિમાન્ પુરૂષ, તે કોણ વારૂ તે કમળના કર્દમોત્પત્તિરૂપ કલંકનો વિચાર કરેછે? અર્થાત્ કોઈપણ કરતા નથી. ॥ ૨૭૯॥

षष्ठांगोपनिषत्त्रिषष्ठिचरिताद्यालोक्य कौतूहला ॥
देतत्कंदलयांचकार चरितं पांडोःसुतानामहं ॥
तत्राज्ञानतमास्तिरस्कृतिवशादुत्सूत्रमासूत्रयं ॥
यत्किंचित्तनुपथ्यमग्रहधिया शोध्यंतदेतद्बुधैः ॥ २८० ॥

અર્થ—તોપણ હું કૌતુકે કરીને ષષ્ઠાંગોપનિષત્, એટલે છઠ્ઠું અંગ જે જ્ઞાતા ધર્મ કથા અને ત્રિષષ્ટિ શિલાકા પુરૂષ ચરિત્ર ઇત્યાદિ ગ્રંથોનું અવલોકન કરીને આ પાંડુપુત્ર જે પાંડવો, તેમના ચરિત્રને કરતો હવો. તે મધ્યે અજ્ઞાનરૂપ અંધકારના સ્વાધીનપણાથી મેં જે કાંઈ ઉત્સૂત્રે કરી થોડુપણ અશુદ્ધ રચેલું હોય, તે પંડિતોએ કૃપાબુદ્ધિએ શોધન કરવું. ॥ ૨૮૦॥

स्रग्धरावृत्त.

यावत्संसारतापाद्रिनिकरभिदुरा वाग् जिनानां मुनींद्र ॥
प्रज्ञाकांतावगाढा विधुरयति सुधादीर्घिकादर्पमुद्रां ॥
तावन्निर्निद्रकांतिस्वर्कमलकलां पुष्यदश्रांतमस्यां ॥
विश्वं विद्वद्द्विरेफार्पितमहिममहाकाव्यमेतद्धिनोतु ॥ २८१ ॥

અર્થ—સંસાર તાપરૂપી જે પર્વતો, તેઓનો નાશ કરવામાટે વજ્રસરખી, અને મુનિશ્રેષ્ઠની બુદ્ધિરૂપ સ્ત્રીઓએ જેનેવિષે અવગાહન (સ્નાન) કરવ્યું છે, એવી જિનવાણીરૂપ જે વાપિ, તે જ્યાં

સુધી અમૃતવાપિની પણ ગર્વમુદ્રાને તિરસ્કાર કરે છે, ત્યાંસુધી તે જિનવાણીરૂપ વાપિનેવિષે વિદ્વાનરૂપી ભ્રમરાઓએ જેને મહિમા અર્પણ કરચોછે, એવી પ્રફુલ્લિત સુવર્ણકમળની કળાને ધારણ કરનારા આ પાંડવચરિત્રરૂપ મહાકાવ્યને યથેચ્છપણે સંપૂર્ણ જગત્ સેવન કરીને તૃપ્તિપ્રત્યે પામો. અર્થાત્ જિનનીવાણી જયાંસુધી છે, ત્યાંસુધી તે વાણીરૂપ વાપિમાં રહેનારૂ પ્રફુલ્લિત કમલ જે કથાભાગે કરી આ કાવ્યમધ્યે વર્ણન કરચુંછે, એવું જાણી આ પાંડવચરિત્રનું સર્વ લોકોએ સેવન કરી તૃપ્ત થવું. ॥ ૨૮૧ ॥

इति मलधारिश्रीदेवप्रभसूरिविरचिते पांडवचरित्रे महाकाव्ये बलदेवस्वर्गगमने नेमिनाथपांडवराजर्षिनिर्वाणवर्णनं नामाऽष्टादशः सर्गस्तस्य भाषांतरं संपूर्णम् ॥ १८ ॥

હવે ગ્રંથકર્તાની ગુરૂ પરંપરા તથા ગ્રંથની મહત્વતા અને પોતાની લઘુતા કહેછે.

वसंततिलकावृत्तम्.

श्रीकोटिकाख्यगणभूमिरुहस्यशाखा ॥ यामध्यमेतिविदिताविटपोपमेस्याः ॥
श्रीप्रश्नवाहनकुलेसुमनोभिरामः ॥ ख्यातोस्तिगुच्छइवहर्षपुरीयगच्छः ॥ १ ॥

અર્થ—શ્રી કોટિકનામે જે ગણ, તેજ જાણે એક વૃક્ષ તેની મધ્યમા નામે જે માહા શાખા પ્રખ્યાત છે; તેનેવિષે સ્વલ્પશાખા સરખું જે પ્રશ્નવાહનનું કુળ, તેનેવિષે પુષ્પોએકરી સુશોભિત એવા ગુચ્છા સરખો અને આનંદયુક્ત ચિત્તવૃત્તિએકરીસહીત એવું હર્ષપુરીયનામે ગચ્છ પ્રખ્યાતછે. ॥ ૧॥

तत्राभवत्श्रुतसुधांबुधिरिंदुरोचि ॥ स्पर्द्धिष्णुतेजाविभवोभयदेवसूरिः ॥
शांतात्मनोप्यहहनिस्पृहचेतसोपि ॥ यस्याक्रियाखिलजगज्जयनीबभूव ॥ २ ॥

અર્થ—તે મધ્યે શાસ્ત્રાધ્યયનરૂપ અમૃતના કેવળ સમુદ્ર, અને ચંદ્રની કાંતી સાથે સ્પર્ધા કરનારો જેના તેજનો મહિમા છે, એવા શ્રી અભયદેવસૂરિનામે મહાપંડિત થયા. અહો શું આશ્ચર્ય!! કે શાંતાત્મા અને નિસ્પૃહચિત્ત એવા પણ જે અભયદેવસૂરિ-તેમની માર્ગાનુસારી ક્રિયા, તે સમસ્ત જગત્‌ને જીતનારી થતી હવી. ॥ ૨॥

शार्दूलविक्रीडितवृत्त.

बद्धक्रीडइवावतीर्यपरमज्योतिर्विवर्त्तक्षितौ ॥
तत्पट्टांबरचंद्रमाःसमजनिश्रीहेमसूरिःप्रभुः ॥
चित्रंयद्वचनामृतानिनृपतिःश्रीसिद्धराजःपपौ ॥
विश्वेषामपिलेभिरेतनुभृतामायूंषिवृद्धिंपुनः ॥ ३ ॥

અર્થ—ત્યારપછી જેની મહોટી કાંતીછે, એવા તે અભયદેવસૂરિના પટ્ટરૂપ આકાશનેવિષે ચંદ્ર સરખા દૈદીપ્યમાન શ્રીહેમસૂરિપ્રભુ થયા; તે જાણે આ વિવર્તરૂપ ભૂમિનેવિષે અવતાર ધારણ કરીને ક્રીડા કરનારા ચંદ્રજ ઉત્પન્ન થયા હોયના! એવા થયા. અહો શું આશ્ચર્ય!! કે સિદ્ધરાજનૃપતિ પણ જેમના વચનરૂપ અમૃતને પ્રાશન કરતો હવો; અને જેમ ચંદ્રમહા થકી અમૃત વૃષ્ટિ થઈ છતા જીવોનુ આયુષ્ય વૃદ્ધિ પામેછે તેમ શ્રી હેમસૂરિથી અહિંસારૂપ ધર્મ પ્રવર્ત્યાથી સર્વ જીવોનાં આયુષ્ય વૃદ્ધિ પામ્યાં. ॥ ૩॥

आर्यावृत्त.

तस्यपदेमदनादि द्वेषिजयीविजयसिंहसूरिरभूत् ॥
यद्वपुषिस्पर्धाभूल्लावण्यामृतशमामृतयोः ॥ ४ ॥

અર્થ—ત્યારપછી તે હેમસૂરિપ્રભુના પટ્ટનેવિષે મદનાદિકને જીતનારા, અને સર્વ ઠેકાણે જયશીલ એવા શ્રીવિજયસિંહસૂરિ થયા. તે એવાં થયાં કે, જેના દેહનેવિષે લાવણ્યામૃત, અને શમામૃત-એ બંનેની પરસ્પર પરાભવ માટે સ્પર્ધા થઈ. એટલે જેના શરીરનેવિષે સ્વરૂપસૌંદર્ય અને શમામૃત-એ બંનેય નિરૂપમ હતાં. એવો ભાવાર્થ. ॥ ૪ ॥

आर्यागीतिवृत्त.

श्रीचंद्रसूरिरभवत्तदीयपदभूषणंगुणैकनिधिः ॥
विद्यायाश्चमदस्यचयेनकृतोभूदयंचिरवियोगः ॥ ५ ॥

અર્થ—આગળ તે શ્રીવિજયસિંહસૂરિના સ્થાનના ભૂષણ અને ગુણના કેવળ નિધિએવા શ્રીચંદ્રસૂરિ થયા. જેણે વિદ્યા અને મદ, એ બંનેનો નિરંતર વિયોગ કર્યોછે. એટલે મદનો નાશ કરી શમતારૂપ વિદ્યાની વૃદ્ધિ કરી. એવો ભાવ. ॥ ૫ ॥

शार्दूलविक्रीडितवृत्त.

धर्मज्ञानविवेकसंयमतपःसंकेतकेलीगृहं ॥
सश्रीमान्मुनिचंद्रसूरिरभवत्तत्पट्टभूषामणिः ॥
ब्रूमस्तत्करपुष्करस्यमहितांकिंनामयत्सौरभै ॥
गण्यंतेबतमादृशाअपिजनैःसंख्यास्तुसंख्यातत ॥ ६ ॥

અર્થ—ત્યારપછી તે શ્રીચંદ્રસૂરિના પટ્ટનું ભૂષણરત્ન, અને ધર્મ, જ્ઞાન, વિવેક સંયમ અને તપ એઓનું ક્રીડાસ્થાન એવા તે શ્રીમાન્ મુનિચંદ્રસૂરિ થયા. તેના હસ્તકમળના મહિમાને અમે શું વર્ણન કરીએ!! જે હસ્તકમળ, મસ્તકે પ્રાપ્ત થયું છતાં તેના સુગંધનાયોગે કરી મારા સરખો અજ્ઞ જન પણ લોકોએ મહત્પુરૂષોમધ્યે પ્રખ્યાતપણે વર્ણન કરચો જાયછે; તો પછી તે હસ્તકમળનો સર્વ મહિમા કેમ વર્ણન કરચો જાય? અર્થાત્ કરાયજ નહીં. ॥ ૬ ॥

श्रीदेवप्रभसूरिर्बभूवतच्चरणकमलरोलंब: ॥
येनकलैःकीर्तिरवैरनिशंमुखरीकृतंभुवनं ॥ ७ ॥

અર્થ—ત્યારપછી તે શ્રીમુનિચંદ્રસૂરિના ચરણકમળની પરાગ સેવન કરનારા ભ્રમરજ જાણે હોયના! એવા શ્રીદેવપ્રભસૂરિ થયા. જેણે મધુર એવા ગુંજારવ શબ્દે સંપૂર્ણ જગત્ નિરંતર શબ્દયુક્ત કરયુંછે. ॥ ૭॥

आर्यावृत्त.

मुनिचंद्रसूरिरिपट्टेश्रीदेवानंदसूरयोभूवन् ॥
स्तोत्राययद्गुणानां ध्रुवंनवेधाअपिसुमेधाः ॥ ८ ॥

અર્થ—અને તેશ્રી મુનિચંદ્રસૂરિના પટ્ટનેવિષે શ્રીદેવાનંદસૂરિ થયા. જે શ્રીદેવાનંદસૂરિના ગુણનું સ્તવન કરવા માટે બ્રહ્મા પણ નિશ્ચયે કરીને બુદ્ધિમાન્ થનાર નથી. ॥ ૮॥

शार्दूलविक्रीडितवृत.

तेषांकल्पतरुस्त्रिविष्टपगवीचिंताश्मवैहासिका ॥
र्हादेशात्कविमार्गवल्गनकलानैपुण्यशून्यैरपि ॥
श्रीदेवप्रभसूरिभिःस्तनुभुवांपांडोश्चरित्रंकृतं ॥
ज्ञेयंतद्विबुधादिशिष्यहृदयोल्लासार्पमद्यंतत: ॥ ९ ॥

અર્થ—તે શ્રીદેવાનંદસૂરિના કલ્પવૃક્ષ, અને ત્રૈલોક્યની કામધેનુ, અને દેવોના ચિંતા-મણિસરખા એવા જે શ્રી અરિહંતદેવ, તેમની આજ્ઞા પ્રમાણે જો પણ-કવિતામાર્ગનું વર્ણન અને કળાનિપુણતા-એઓએ કરીને રહિત એવા પણ શ્રીદેવપ્રભસૂરિએ આ પાંડવચરિત્ર કરયું; તે શ્રી અર્હંતદેવના જે દેવમનુષ્યાદિક શિષ્ય, તેઓના હૃદયને આનંદ અર્પણ કરનારૂં થયું. એ માટે આ ચરિત્ર શ્રેષ્ટ જાણવું. ॥ ૯॥

अनुष्टुपवृत्त.

श्रीयशोभद्रसूरीणां तथात्रव्यापृताद्दशः ॥
यथैतदगमत्सर्वं विद्वल्लोकविलोक्यतां ॥ १० ॥

અર્થ—ત્યારપછી શ્રીયશોભદ્રસૂરીની દૃષ્ટિ, આ પાંડવ ચરિત્રનેવિષે એવો શોધન વ્યાપર કરતી હવી કે, જેમ આ ચરિત્ર સંપૂર્ણ વિદ્વાન લોકોને અવલોકન કરવાની યોગ્યતાપ્રત્યે પામ્યું. ॥ ૧૦॥

ज्ञानैकमयमूर्तिनामस्मिन्नवरसान्विते ॥
श्रीरत्नचंद्रसूरीणांमज्ञयाकतकायितं ॥ ११ ॥

અર્થ—પછી નવરસોએયુક્ત એવા આ ચરિત્રરૂપ ઉદકનેવિષે જ્ઞાનૈકમયમૂર્તિ એવા જે શ્રીરત્નચંદ્રસૂરિ, તેની બુદ્ધિએ આ ચરિત્રનેવિષે કતકફલસરખું આચરણ કરચું. એટલે કતકનામક વૃક્ષના ફળનું ચૂર્ણ જેમ માટીએ ડોહોળાઈ ગએલા પાણીને નિર્મળ કરેછે; તેમ આ પાંડવચરિત્રરૂપ જળ તે શ્રીરત્નચંદ્રસૂરિની બુદ્ધિએ શુદ્ધ કરચું. એવો ભાવાર્થ. ॥ ૧૧ ॥

प्रीत्यावलोकनेनैव कर्णक्रीडेनवातिथेः ॥
कर्तुमातिथ्यमर्हति ग्रंथस्यास्यमनीषिणः ॥ १२ ॥

અર્થ—એ માટે બુદ્ધિમાન્ પુરૂષ, આ પાંડવચરિત્ર ગ્રંથરૂપ અતિથિનું પ્રીતિએ, અવલોકને, અને શ્રવણરૂપ વિનોદે આતિથ્ય કરવા માટે યોગ્યછે. ॥ ૧૨ ॥ इति ग्रंथकर्तु गुरु परंपरा समाप्ता. ॥

इति मल्लधारी श्रीदेवप्रभसूरिविरचितस्य श्रीपांडवचरित्रनामक महाकाव्यस्य अष्टादशसर्गास्तेषां भाषांतरंच समाप्तम् ॥